# નિવેદન

આ 'મનુસ્મૃતિ' વિવિધ ગ્રંથમાળાના ત્રીસમા વર્ષના પહેલા પુસ્તકરૂપે સં. ૧૯૯૭માં પ્રસિદ્ધ થયેલી; તે ખલાસ થતાં આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

પહેલી આવૃત્તિમાં મૂળ શ્લોકો અને તેનું માત્ર ભાષાંતર અપાયું હતું. આ આવૃત્તિનું ભાષાંતર વધુ સરળ બને એ માટે નવેસરથી શાસ્ત્રી ગિરજાશંકર મયાશંકર પાસે તૈયાર કરાવ્યું છે અને કુલ્લૂકની ટીકાના આધારે સ્થળેસ્થળે પરાપૂર્વનો સંબંધ સૂતાવર્તું અનેક નવાં ટિપ્પણો ઉમેરવામાં આવ્યાં છે.

આમ આ આવૃત્તિ તદ્દન નવા સ્વરૂપે જ બહાર પડે છે એટલે આગલી આવૃત્તિ જેમની પાસે હોય તેમને પણ આ નવી આવૃત્તિ વસાવી લેવાની ભલામણ છે.

આ રીતે સુધારાવધારા કરવાથી ભાષાંતર વગેરેનો ખર્ચ તથા અગાઉ કરતાં સુમારે ૧૬૦ પાનાં વધ્યાં છે; તેમ જ હાલની અસહ્ય મોંઘવારીના કારણે આની કિંમત અગાઉ કરતાં ત્રણગણી રાખવી પડે એમ હતું; પરંતુ આવા ધર્મના મૂળભૂત ગ્રંથો જનતાને સસ્તા મૂલ્યે મળવા જોઈએ એ ઉદ્દેશ લક્ષમાં લઈને આ નવી આવૃત્તિનું મૂલ્ય માત્ર રૂપિયા સાડા ચાર રખાયું છે.

આ ગ્રંથની મહત્તા વિષે આગલી આવૃત્તિના નિવેદનમાં જે હકીકત જણાવેલી છે, તેમાંની ઉપયોગી વાતો અહીં નીચે અવતરણમાં આપી છે.

"મનુસ્મૃતિ' આર્યજીવનનો એક અત્યંત પ્રાણવાન ગ્રંથ છે. એના સર્વ વિભાગોમાં આર્યસંસ્કૃતિનો મંગલ પ્રકાશ છે. એ માત્ર કાયદા કે શુષ્ક વિદ્વત્તાનું પ્રદર્શન કરનારો ગ્રંથ નથી. એ મનુષ્યજીવન જુએ છે, આ વિશ્વની અનેક લીલાઓ તપાસે છે અને વિધવિધ દિશાઓમાં વહેતાં વહેણો ખોળે છે, એ પાતાળગંગાની ખોળ કરે છે અને એ સૌમાંથી મંગલ મધુર અમૃતદર્શન પામી, કૈલાસ શિખર ઉપર દૃષ્ટિ સ્થિર કરાવે છે. આમ તે જીવનને કલ્યાણના પંથે

ચડાવીને સમાજની સહસ્ર નાડીઓમાં પ્રાણ ધબકાવે છે. વિવિધતામાં એકતા લાવે છે અને એ એકતાનો સાક્ષાત્કાર પામવા હાકલ આપે છે.

"ધર્મ માત્ર કર્મકાંડોમાં નથી, પણ જીવનના શ્રદ્ધાયુક્ત સદાચારમાં છે. તેથી જ વેદમાં બતાવેલા આચારવિચાર, સ્મૃતિઓમાં ઘડેલા નિયમાદિઓ, સત્પુરુષોએ કર્તવ્યમાં ઉતારેલા વ્યવહારો અને અંતરાત્માને પ્રસન્નતા આપનારાં શુદ્ધ આચરણો, એ સર્વને મનુદેવે ધર્મની વિશાળ વ્યાખ્યામાં સમાવ્યાં છે. × × ×

"મનુષ્યોના પરંપરાગત સ્વભાવને ધ્યાનમાં લઈને મનુદેવે ચાર વર્ણો કહ્યા છે; અને તેમનાં જુદાંજુદાં કર્તવ્યો બતાવ્યાં છે. બ્રાહ્મણોને મનુદેવે અપરિગ્રહી, વિદ્યાસંપન્ન, તપોનિષ્ઠ, સર્વત્યાગી અને સર્વમિત્ર રહેવાની આજ્ઞા આપી છે. તેમણે એવું જીવન જીવવું જોઈએ કે જેથી અન્ય વર્ણોને સદાચારની પ્રેરણા સદા મળ્યા કરે. તેમણે આમ સંસ્કૃતિરક્ષક રહેવાનું છે, એટલે મનુદેવે એની આજીવિકાનો ભાર સમાજ ઉપર રાખ્યો છે. પણ સાથેસાથે પેટને ખાતર સંસ્કાર નહિ વેચવાની તેમને ચેતવણી પણ આપી છે.

"એ પછી ક્ષત્રિયોને ભગવાન મનુદેવે સમાજની રક્ષાનું કામ સોંપ્યું છે. વીરતા, ઉદારતા, ધર્મપરાયણતા અને લોકરક્ષા આદિ તેમની સંપત્તિ છે. ક્ષત્રિયનાં શૌર્ય, પરાક્રમ અને તેજ સમાજને કલ્યાણકારી અને ઉપયોગી થવાને બદલે લોકભક્ષક થાય નહિ, તે સારુ તેમણે કડક નિયમો આપ્યા છે; વળી તેમણે વૈશ્યોને માટે પણ ધંધાઓમાં અમુક વિધિ-નિષેધો કર્યા છે. વૈશ્યોએ માત્ર પાઈ-પૈસા માટે જીવ ઘસી નાખવાનો નથી. તેમણે ધર્મપૂર્વક પશુપાલન, ખેતી, વ્યાપાર, આદિથી સંપત્તિ મેળવીને સમાજને સમૃદ્ધ રાખવાનો છે અને ધર્મરક્ષા માટે છૂટે હાથે દ્રવ્યનો ઉપયોગ કરવાનો છે,' એમ ભગવાન મનુએ જણાવ્યું છે. શૂદ્રને તેમણે સેવાધર્મ બતાવ્યો છે, પણ એને માટે ઉચ્ચ જીવનના અવકાશો રાખ્યા છે. શુદ્ધ સેવાભક્તિથી તે ઉત્તમ જીવન સિદ્ધ કરે, એવો તેમનો આદેશ છે. માટે તેવું વરસની

ઉંમરે પહોંચેલા શૂદ્રને તે બ્રાહ્મણના જેવો વંદનાનો અધિકારી ગણે છે. આ રીતે ચારે વર્ણ પોતપોતાના સ્વભાવે કરીને મળેલા સ્વધર્મમાં રહીને પોતાની આજીવિકાનો પ્રબંધ કરે અને જીવનની સાર્થકતા અનુભવવાની તેઓ વધુ ને વધુ તકો મેળવે, એ ભગવાન મનુની યોજનાનું રહસ્ય છે.

"વર્ણની જેમ આશ્રમોની પુરાણી વ્યવસ્થા પણ એવાં જ કલ્યાણકારક તત્ત્વોથી ગૂંથાયેલી છે. બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ–એમાંના જે પણ આશ્રમમાં મનુષ્ય હોય, તે તે આશ્રમના ધર્મનું શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરવાથી તે પ્રભુપદની નજીક ને નજીક પહોંચતો જાય છે, એ નિઃસંશય વાત છે. જીવનનો ઉત્તરોત્તર વિકાસ કરી, માનવી ભગવાનના સર્વવ્યાપી ચરણને પામી સદાને માટે પરમ શાંતિ પ્રાપ્ત કરે, એ ધ્યેયને લક્ષમાં રાખીને વર્ણાશ્રમની વ્યવસ્થા યોજાયેલી છે.

"વર્ણ અને આશ્રમોના શાસ્ત્રીય બંધારણમાં સમગ્ર હિંદુસમાજ એક પરિવારવિશેષ તરીકે રહે એવી ગોઠવણ રહી છે. એ પરિવારમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર–એ ચારે વર્ણ એકબીજાના સહાયક થઈને રહેતા હતા અને પોતાના સ્વાભાવિક ગુણો પ્રમાણે કર્મોના વિભાગ કરીને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થ પ્રાપ્ત કરવા આનંદપૂર્વક પ્રયત્ન કરતા. ચારે વર્ણમાં અરસપરસ પ્રેમ હોવાથી શાંતિ અને આનંદ રહ્યા કરતો હતો. આજે તો પ્રેમની જગ્યાએ દ્વેષ અને કર્તવ્યને સ્થાને અધિકાર ચડી બેઠાં છે. એવી વિપરીત ચેષ્ટાથી સમાજ ક્રમશઃ દુર્બળ થતો જઈ નાશને પંથે ચાલી રહ્યો છે. એટલે ભ્રાતૃપ્રેમ અને સ્વાર્થત્યાગની ભાવના જેટલી વહેલી જાગ્રત થાય તેટલી વધુ લાભદાયી નીવડશે.

"ભગવાન મનુએ સ્ત્રીઓ સંબંધમાં જે વ્યવસ્થા આપી છે, તે સામે ઘણીવાર વંટોળ ચડાવવામાં આવે છે. મનુસ્મૃતિમાંના ગમે ત્યાંથી શ્લોકો ઉપાડી લઈ, તેના મનને ફાવે તેવા સંબંધો જોડી એ વંટોળનું સમર્થન કરવામાં આવે છે. પણ એ સર્વથા ભૂલભર્યું છે;

કારણકે હિંદુશાસ્ત્રોમાં સ્ત્રીજાતિના સંબંધમાં જે આદરભાવ છે, તે બીજે ક્યાં ય મળવો દુર્લભ છે. ભગવાન મનુ કહે છે:

उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता।
सहस्रं तु पितृन्माता गौरवेणातिरिच्यते॥

અર્થાત્ ઉપાધ્યાયથી આચાર્ય દશગણા, આચાર્યથી પિતા સોગણા અને માતા પિતાથી હજારગણી પૂજવા યોગ્ય છે. ભલા, સ્ત્રી જાતિનો આથી વિશેષ કયો આદર હોઈ શકે?

"આથી પણ આગળ વધીને તેઓ કહે છે, કે માત્ર વિવાહ પ્રસંગે જ નહિ પણ હરહંમેશ કલ્યાણ ઇચ્છતા પિતાએ, ભાઈએ, પતિએ અને દિયરે પોતાનાં સ્ત્રીજનને સત્કાર આપવો જોઈએ અને તેમને વિભૂષિત કરવાં જોઈએ. જ્યાં સ્ત્રીઓનો સત્કાર થાય છે, ત્યાં દેવતાઓ આનંદ કરે છે; જ્યાં સ્ત્રીઓનો સત્કાર થતો નથી, ત્યાં સઘળી ક્રિયાઓ અફળ જાય છે. જે કુળમાં કુલીન સ્ત્રીઓ શોકમાં રહે છે, તે કુળ તત્કાલ વિનાશ પામે છે, જેમાં એ સ્ત્રીઓ શોક કરતી નથી, તે કુળ વૃદ્ધિ પામે છે. સત્કાર ન પામેલી સ્ત્રીઓ જે ઘરો ઉપર શાપ વરસાવે છે, તે ઘરો કૃત્યાએ* ભરખેલાં ઘરોની જેમ બધી રીતે ભાંગીને ભૂક્કો થાય છે. માટે અધિક ઐશ્વર્યની કામના કરનારા પુરુષોએ ઉત્સવો અને તહેવારોના પ્રસંગોમાં સ્ત્રીઓને આભૂષણો, વસ્ત્રો અને ખાનપાનોથી સંતોષ આપવો જોઈએ. જે કુળમાં પતિ પત્નીથી સંતુષ્ટ છે અને પત્ની પતિથી સંતુષ્ટ છે, તે કુળમાં ચોક્કસ કલ્યાણ જ છે.

"એ મહાપદેથી સ્ત્રી ગબડી પડે નહિ એટલા માટે લગ્નાદિ સંબંધોમાં ભગવાન મનુએ મર્યાદાઓ બાંધી છે; પરંતુ ત્યાં 'સ્વતંત્રતા'નો ખોટો વાદ લાવવાની જરૂર નથી, સ્વેચ્છાચારને સ્વચ્છંદતાનું નામ શોભતું નથી. સ્ત્રી તથા પુરુષે પોતપોતાનાં સ્વાભાવિક કાર્યોમાં

---

* તંત્રાનુસાર કોઈ શત્રુનો નાશ કરવા માટે મંત્ર દ્વારા ઉત્પન્ન કરેલી અભિચારિણી સ્ત્રી.

પ્રવૃત્ત રહી જીવનની સાધના કરવાની છે. આથી ભગવાન મનુના આદેશોમાં કોઈ સ્થળે કડકાઈ અને વ્યક્તિસ્વાતંત્ર્ય ઉપર દાબ જેવું જણાય છે; પણ સમાજનું પ્રત્યેક અંગ એકબીજાને ટેકો આપી શકે અને પોતપોતાનાં સ્વાભાવિક કર્મો કુશળતાપૂર્વક કરીને દરેક વ્યક્તિ પ્રગતિ કરી શકે, એટલા માટે તેની આવશ્યકતા તેમણે સ્વીકારી છે. વળી સંસારમાં ક્યાંયે નિરપેક્ષ સ્વતંત્રતા નથી; બધું અન્યોન્ય સહકારથી અને પરસ્પર અનુકૂળતાથી ચાલે છે. કોઈ પણ સમાજ દરેક વ્યક્તિને દરેક પ્રકારે રાજી રાખી શકે છે, એવું કદી જોવામાં આવ્યું નથી. મનને ફાવે તેમ વર્તવા દેવું અને પછી તે તે વર્તનનો બચાવ કરવા માટે માનસશાસ્ત્રનો આધાર શોધવા જવું; તથા એમ પતનો થવા દઈને સમાજના સ્વાસ્થ્યને જોખમમાં મૂકવું, એ ભગવાન મનુને માન્ય નથી. × × ×

"શાસ્ત્રોમાં તેની આટલી મહત્તા હોવા છતાં હજારો વર્ષની ગુલામીના કારણે કહો કે બીજાં કારણોથી કહો, પરંતુ હિંદુ સમાજની ઓજશક્તિ આજે બંધિયાર જેવી માલુમ પડે છે. બેશક, તેને સચેત કરવાની, તેમાં નવો પ્રાણ પૂરવાની જરૂર છે. એ માટે પ્રાચીન ઋષિમુનિઓએ જણાવેલા આદેશો સમજ્યા વિના, બહારથી ભભકાબર્યો દેખાતા પાશ્ચાત્ય સમાજનું આંધળું અનુકરણ કરવાની જરૂર નથી. એથી તો ઊલટું 'અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ' થતાં આપણે સર્વનાશને નોતરીશું. આપણા વિદ્વાનો, દેશભક્તો અને સામાજિક કાર્યકર્તાઓ વિદેશી સંસ્કારોનું આંધળું અનુકરણ નહિ કરતાં પ્રાચીન ઋષિમુનિઓએ બનાવેલા આદેશો મુજબ દેશને દોરવણી આપવાની પ્રેરણા મેળવે એવી ઈશ્વર પ્રત્યે પ્રાર્થના છે. × × ×

"વાચકબંધુઓ આ ગ્રંથમાંથી પોતપોતાના સનાતન ધર્મ જાણવા-પાળવા શક્તિમાન થાય; અને પરમ શ્રેય-પ્રેયને માર્ગે પળવાની પ્રેરણા પ્રાપ્ત કરે, એવી ભાવનાપૂર્વક હરિસ્મરણ।"

મુંબઈ, ता. ૧૫-૨-'૫૦

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

# અનુક્રમ

# श्री मनुस्मृति

## (मानवधर्मशास्त्र)

### સરળ ગુજરાતી ભાષાંતર સહિત

## અધ્યાય ૧લો

ઋષિઓનો મનુને ધર્મ સંબંધી પ્રશ્ન

मनुमेकाग्रमासीनमभिगम्य महर्षयः ।
प्रतिपूज्य यथान्यायमिदं वचनमब्रुवन् ॥ १ ॥

એકાગ્રચિત્તે બેઠેલા મનુની પાસે જઈ, મહર્ષિઓએ (મનુએ કરેલો સત્કાર સ્વીકારી વળતો) સામો સત્કાર કરીને, તેમને યથાયોગ્ય આ વચન કહ્યું ૧

भगवन्सर्ववर्णानां यथावदनुपूर्वशः ।
अन्तरप्रभवाणां च धर्मान्नो वक्तुमर्हसि ॥ २ ॥

હે ભગવન્* ! સર્વ વર્ણોના તથા સંકર જાતિઓના ધર્મો

---

* આ સંબોધનથી મનુમાં છ એ ઐશ્વર્યો હતાં, એમ સૂચવ્યું છે. વિષ્ણુપુરાણમાં કહ્યું છે: 'ऐश्वर्यस्य समग्रस्य धर्मस्य यशसः श्रियः ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा' સંપૂર્ણ ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, જ્ઞાન તથા વૈરાગ્ય—આ છનું નામ 'ભગ' કહેવાય છે, અને તે છ એ જેમાં હોય, તેને 'ભગવાન્' કહી શકાય છે ' (કુલ્લૂક)

બરાબર અનુક્રમે અમને કહેવા આપ યોગ્ય છો.+ ૨

[ जरायुजाण्डजानां च तथा संस्वेदजोद्भिदाम् ।
भूतग्रामस्य सर्वस्य प्रभवं प्रलयं तथा ॥
आचारांश्चैव सर्वेषां कार्याकार्यविनिर्णयम् ।
यथाकामं यथायोगं वक्तुमर्हस्यशेषतः ॥

જરાયુજ (ઓળ અથવા કોથળીમાં ઉત્પન્ન થતાં), અંડજ

+ આમ મહર્ષિઓએ પૂછ્યું, ત્યારે મનુએ ચોથા શ્લોકમાં 'સાંભળો' એવો ઉત્તર આપ્યો; ત્યાંસુધીમાં ચાર શ્લોકની અંદર આ શાસ્ત્રનો વિષય, સંબંધ તથા પ્રયોજન સૂચવ્યાં છે; તેમાં ધર્મ એ જ આ શાસ્ત્રનો વિષય છે; ધર્મ એ પ્રતિપાદ્ય તથા આ શાસ્ત્ર પ્રતિપાદક, એમ પ્રતિપાદ્યપ્રતિપાદક સંબંધ છે અને સ્વર્ગ તથા મોક્ષ આદિ આ શાસ્ત્રનું પ્રયોજન છે; કેમકે સ્વર્ગ અને મોક્ષ આદિ કેવળ ધર્મને જ અધીન છે. જો કે પત્નીગમન આદિ કામ પણ આ શાસ્ત્રમાં કહ્યો છે, તોપણ 'ऋतुकालाभिगामी स्यात् स्वदारनिरतः सदा-પુરુષે પોતાની પત્નીમાં જ ઋતુકાળે ગમન કરવું' એમ ઋતુકાળે જ પત્નીગમન કરવાનો નિયમ સૂચવી તે પણ ધર્મ જ કહ્યો છે; એ જ પ્રમાણે 'ऋतामृताभ्यां जीवेत-ઋત તથા અમૃત વડે આજીવિકા ચલાવવી' એમ ધન ઉપાર્જન કરવામાં પણ નિયમ સૂચવી ધર્મ જણાવ્યો છે; તેમ જ મોક્ષના ઉપાયરૂપે આત્મજ્ઞાનને સૂચવી, તેને પણ ધર્મના જ વિષયરૂપે કહેલ છે, તેથી આ શાસ્ત્ર મોક્ષનો પણ ઉપદેશ કરનાર ઠરે છે. મનુનાં આ બધાં વાક્યો જો કે 'પૌરુષેય' એટલે પુરુષે જ કહેલાં ગણાય, તોપણ ને વાક્યો અનિંદનીય, મહાપુરુષોએ સ્વીકારેલાં તથા વેદને સમજાવનાર હોવાથી તેઓનું મૂળ વેદ જ ગણાય, તેથી પ્રમાણભૂત છે. છાંદોગ્યબ્રાહ્મણમાં આવી શ્રુતિ પણ છે.–'मनुर्वै यत् किंचिदवदत् तद् भेषजम्-મનુ જે કંઈ બોલ્યા છે, તે ઔષધરૂપ છે-હિતકારી છે.' બૃહસ્પતિએ પણ કહ્યું છે: 'वेदार्थोप-

(ઈંડાંમાંથી થતાં) સ્વેદજ (પરસેવામાંથી થતાં) અને ઉદ્‌ભિદ્ (જમીન ફોડી ઉત્પન્ન થતાં વનસ્પતિઓ)—એ સર્વ પ્રાણી-સમુદાયની ઉત્પત્તિ તથા નાશ; તેમજ સર્વના આચાર તથા કાર્ય—અકાર્યનો નિર્ણય આપ, આપની ઇચ્છાનુસાર બરાબર સંપૂર્ણ કહેવાને યોગ્ય છો.]*

સમગ્ર ધર્મો કહેવાની મનુની યોગ્યતા

त्वमेको ह्यस्य सर्वस्य विधानस्य स्वयंभुवः ।
अचिन्त्यस्याप्रमेयस्य कार्यतत्त्वार्थवित्प्रभो ॥ ३ ॥

હે પ્રભો! આપોઆપ પ્રકટ થયેલ, ચિંતવવાને અશક્ય અને અમાપ એવા સંપૂર્ણ વેદનાં કાર્ય (અગ્નિષ્ટોમ આદિ કર્મવિભાગ) તથા તત્ત્વ(બ્રહ્મજ્ઞાન)રૂપ અર્થને જાણનાર આપ એક જ છો. ૩

---

निबद्धत्वात् प्राधान्यं हि मनोः स्मृतम् । मन्वर्थविपरीता तु या स्मृतिः सा न शस्यते ॥ तावच्छास्त्राणि शोभन्ते तर्कव्याकरणानि च । धर्मार्थमोक्षोपदेष्टा मनुर्यावन्न दृश्यते—મનુસ્મૃતિમાં વેદનો જ અર્થ જણાવ્યો છે, તેથી એ મુખ્ય છે; જે સ્મૃતિ, મનુસ્મૃતિથી વિરુદ્ધ હોય, તે સ્મૃતિ જ ન કહેવાય; વળી તર્ક, વ્યાકરણ વગેરે શાસ્ત્રો પણ ત્યાંસુધી જ શોભે છે, કે જ્યાં-સુધી મનુસ્મૃતિને જોઈ હોતી નથી.' મહાભારતમાં પણ કહ્યું છેઃ 'पुराणं मानवो धर्मः साङ्गो वेदश्चिकित्सितम् । आज्ञासिद्धानि चत्वारि न हन्तव्यानि हेतुभिः—પુરાણો, મનુસ્મૃતિ, અંગો સહિત વેદો અને વૈદ્યકશાસ્ત્ર—આ ચાર (ઈશ્વરી) આજ્ઞાથી સિદ્ધ થયેલાં શાસ્ત્રો છે; માટે તેઓનું કોઈ કારણો દર્શાવી ખંડન કરવું નહિ'. (कुल्लूक)

* જે શ્લોકો [ ] આ પ્રમાણે કૌંસમાં આપ્યા છે તે ક્ષેપક સમજવા.

મનુનો પ્રત્યુત્તર

स तैः पृष्टस्तथा सम्यगमितौजा महात्मभिः ।
प्रत्युवाचार्च्य तान्सर्वान्महर्षीञ्छ्रूयतामिति ॥ ४ ॥

તે મહાત્માઓએ એવો ઉત્તમ પ્રશ્ન પૂછ્યો, ત્યારે અમાપ ઓજસ-તેજ, બળ અને પરાક્રમવાળા મનુએ તે સર્વ મહર્ષિઓનો સામો સત્કાર કરી પ્રત્યુત્તર આપ્યો: સાંભળો, ૪.

પ્રલયસમયનું જગત

आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम् ।
अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः ॥ ५ ॥

આ પ્રત્યક્ષ દેખાતું જગત (પ્રથમ પ્રલયકાળે) તમોભૂત–એટલે પ્રકૃતિમાં લીન થઈ જાણે અંધકારમાં ગળક થયું હોય તેવું હતું; તેથી જ પ્રત્યક્ષ જાણી ન શકાય એવું, અલક્ષણ એટલે અનુમાન કરવું અશક્ય, તર્ક કરવાને પણ અશક્ય તથા શબ્દથી પણ ન જણાય એવું હતું; અને તેથી જાણે ગાઢ નિદ્રામાં પડ્યું હોય તેવું ચોપાસ હતું અર્થાત્ પોતાનું કાર્ય કરવા અસમર્થ હતું.× ૫

×આ પાંચમા શ્લોકમાં સૂચવ્યું છે, કે પ્રલયકાળે આ જગત સૂક્ષ્મરૂપે પ્રકૃતિમાં લય પામે છે; અને તે પ્રકૃતિ પણ બ્રહ્મસ્વરૂપે અવ્યાકૃત-અપ્રકટ જ રહે છે; એમ પ્રલયકાળનું પ્રકૃતિલીન સૂક્ષ્મ જગત પ્રત્યક્ષપ્રમાણ, અનુમાનપ્રમાણ તથા શબ્દપ્રમાણ–એ ત્રણે પ્રમાણોનું અવિષય જ હોય છે. આ ત્રણે પ્રમાણોને તર્ક સહિત બારમા અધ્યાયમાં મનુએ સ્વીકાર્યાં છે. જો કે તે પ્રલયકાળનું જગત પ્રત્યક્ષાદિ પ્રમાણનું અવિષય છે, તોપણ તે બિલકુલ હોતું જ નથી,

પછી શું?–બ્રહ્માનું પ્રાકટ્ય

ततः स्वयंभूर्भगवानव्यक्तो व्यञ्जयन्निदम् ।
महाभूतादि वृत्तौजाः प्रादुरासीत्तमोनुदः ॥ ६ ॥

પછી–એ પ્રલયકાળના અંતે, અવ્યક્ત–બાહ્ય ઇંદ્રિયોના અવિષય (કેવળ યોગાભ્યાસથી જ નિશ્ચય કરી શકાય એવા), અસ્ખલિત સામર્થ્યવાળા અને પ્રકૃતિ+ના પ્રેરક ભગવાન× સ્વયંભૂ, (મહત્તત્ત્વ તથા આકાશાદિ) મહાભૂતો વગેરે રૂપ આ પ્રત્યક્ષ જગતને પ્રકટ કરતા (બ્રહ્મારૂપે પોતે) પ્રકટ થયા. ૬

योऽसावतीन्द्रियग्राह्यः सूक्ष्मोऽव्यक्तः सनातनः ।
सर्वभूतमयोऽचिन्त्यः स एव स्वयमुद्बभौ ॥ ७ ॥

એ જે* પરમાત્મા કેવળ એક મનથી જ ગ્રહણ કરી

---

એમ કહી શકાતું નથી; આ અભિપ્રાય શ્રુતિ જણાવે છે: 'तद्धेदं तर्ह्यव्याकृतमासीत्–એ પ્રલયકાળનું જગત–તે વેળા અવ્યાકૃત સૂક્ષ્મરૂપે જ રહ્યું હતું.' છાંદોગ્ય ઉપનિષદ પણ સૂચવે છે: 'सदेव सौम्येदमग्र आसीत्–આ જગત પ્રથમ સૃષ્ટિની પૂર્વે બ્રહ્મસ્વરૂપે જ હતું.' અર્થાત્ ન હતું એમ સમજવું નહિ. (कुल्लूक)

+ મૂળમાં 'तमोनुदः' એ પદનો આ અર્થ છે. ખુદ ભગવાન ભગવદ્ગીતામાં કહે છે: 'मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम्–હું કેવળ અધ્યક્ષ જ છું–અસંગ રહી કેવળ પ્રેરણા કરું છું, એટલે પ્રકૃતિ જ આ સ્થાવરજંગમ સહિત જગત ઉત્પન્ન કરે છે.' (कुल्लूक)

× 'ભગવાન' એટલે છયે ઐશ્વર્યયુક્ત અને સ્વયંભૂ અર્થાત્ પોતાની ઇચ્છાથી જ શરીર ધારણ કરનારા–પરમાત્માનું સ્વરૂપ બીજા જીવોની પેઠે કર્મને અધીન નથી. શ્રુતિ પણ કહે છે: 'स एकधा भवति द्विधा भवति–એ પરમાત્મા તો મૂળ એક જ સ્વરૂપ છે, છતાં બે સ્વરૂપવાળા થાય છે–એ પોતે જ બીજા બ્રહ્મારૂપે પ્રકટે છે.' (कुल्लूक)

* અહીં 'એ જે' એવાં બે સર્વનામનો પ્રયોગ કરી સમગ્ર

શકાય છે,÷ સૂક્ષ્મ છે–બહારની ઇંદ્રિયોના અવિષય છે, અવ્યક્ત એટલે પ્રકટ અવયવોથી રહિત છે, સનાતન–નિત્ય છે, સર્વભૂતમય અર્થાત્ સર્વભૂતોના આત્મા છે અને અચિન્ત્ય એટલે કે અમુક માપમાં માપી ન શકાય એવા છે, તે જ પોતે (મહત્તત્ત્વ આદિ કાર્યરૂપે તથા બ્રહ્મારૂપે) પ્રકટ થયા. ૭

જળની સૃષ્ટિ

सोऽभिध्याय शरीरात्स्वात्सिसृक्षुर्विविधाः प्रजाः ।
अप एव ससर्जादौ तासु बीजमवासृजत् ॥ ८ ॥

તે પરમાત્માએ અનેક જાતની પ્રજાઓ સરજવાની ઇચ્છાથી ('પ્રથમ જળ ઉત્પન્ન થાઓ'–એવો) સંકલ્પ§ કરી પોતાના શરીરમાંથી (એટલે અવ્યાકૃત પ્રકૃતિમાંથી)

લોક, વેદ, પુરાણો, ઇતિહાસો વગેરેમાં પ્રસિદ્ધ એવા પરમાત્માનું સૂચન કર્યું છે. (कुल्लूक)

÷ વ્યાસ પણ આમ જ કહે છે: 'नैवासौ चक्षुषा ग्राह्यो न च शिष्टैरपीन्द्रियैः । मनसा तु प्रयत्नेन गृह्यते सूक्ष्मदर्शिभिः–એ પરમાત્મા ચક્ષુથી કે બાકીની કોઈ પણ ઇંદ્રિયોથી તો ગ્રહણ કરી શકાતા જ નથી; કેવળ સૂક્ષ્મદ્રષ્ટા–યોગીઓ અતિશય યત્ન કરવાથી તેમને મનથી જ ગ્રહણ કરે છે.' (कुल्लूक)

§ આમ પરમેશ્વરના સંકલ્પપૂર્વક સૃષ્ટિની ઉત્પત્તિ કહી છે, એટલે 'પરબ્રહ્મ જ અવ્યાકૃત શક્તિરૂપે જગતનું કારણ છે;' આવો બ્રહ્મવિવર્તવાદ-વેદાંતનો સિદ્ધાંત જ મનુને માન્ય જણાય છે. છાંદોગ્ય ઉપનિષદ પણ આમ જ જણાવે છે: 'तदैक्षत बहु स्यां प्रजायेय–તે વેળા પરમેશ્વરે સંકલ્પ કર્યો કે 'હું અનેકરૂપે થઈ જાઉં.' શારીરક સૂત્રકાર વ્યાસે પણ આ સિદ્ધાંત સૂચવ્યો છે: 'ईक्षतेर्नाशब्दम्' શ્રુતિમાં 'ईक्ष' ધાતુનો પ્રયોગ કર્યો છે, તેથી સંકલ્પપૂર્વક જ સૃષ્ટિની રચના થઈ છે, કેવળ જડ પ્રકૃતિ તેમાં કારણ નથી.

પહેલાં જળનેજ ઉત્પન્ન કર્યું; અને પછી તે જળમાં પોતાની શક્તિરૂપ બીજ સ્થાપ્યું. ૮

तदण्डमभवद्धैमं सहस्रांशुसमप्रभम् ।
तस्मिञ्जज्ञे स्वयं ब्रह्मा सर्वलोकपितामहः ॥ ९ ॥

એ બીજ (પરમેશ્વરની ઇચ્છાથી) સોનાના ઈંડારૂપે થયું, જે સૂર્યના જેવી કાંતિવાળું હતું; તેમાં સર્વલોકના પિતામહ (દાદા) એ પરમાત્મા પોતે જ બ્રહ્મા(હિરણ્યગર્ભ)-રૂપે પ્રકટ થયા. ૯

'નારાયણ' શબ્દની વ્યુત્પત્તિથી
પૂર્વોક્ત જળસૃષ્ટિનું સમર્થન

आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।
ता यदस्यायनं पूर्वं तेन नारायणः स्मृतः ॥ १० ॥

જળને 'નારા' એ નામે કહ્યું છે; કારણકે એ જળ, 'નર'–પરમાત્માનું સંતાન છે–પરમેશ્વરથી જન્મ્યું છે; તે જળ, પ્રથમ–સૃષ્ટિની પહેલાં આ (બ્રહ્મરૂપ) પરમાત્માનું 'अयनं'–આશ્રય સ્થાન હતું, તે કારણથી પરમાત્માને (શાસ્ત્રોમાં) 'नारायण' કહ્યા છે. ૧૦

[ सहस्रशीर्षा पुरुषो रुक्मबाहुस्त्वतीन्द्रियः ।
ब्रह्मा नारायणाख्यस्तु सुष्वाप सलिले तदा ॥

હજારો મસ્તકોવાળા, સોના જેવા હાથવાળા અને ઇંદ્રિયોના અવિષય તે 'નારાયણ' નામના બ્રહ્મા, તે વખતે (જળને સરજ્યા પછી) એ જળમાં સૂઈ રહ્યા હતા.

બ્રહ્મે સરજ્યા, માટે બ્રહ્મા

यत्तत्कारणमव्यक्तं नित्यं सदसदात्मकम् ।
तद्विसृष्टः स पुरुषो लोके ब्रह्मेति कीर्त्यते ॥ ११ ॥

તે જે પરબ્રહ્મ (સર્વ ઉત્પત્તિવાળા પદાર્થોનું) કારણ છે, અવ્યક્ત-બહારની ઇંદ્રિયોનું અવિષય છે, નિત્ય એટલે કે ઉત્પત્તિ તથા વિનાશથી રહિત છે અને વેદાંત-પ્રસિદ્ધ સત્સ્વભાવવાળું તથા (પ્રત્યક્ષાદિ પ્રમાણોનું અવિષય હોવાથી) જાણે અસત્સ્વભાવવાળું હોય તેવું છે; અથવા સત અને અસત (એટલે કે ભાવ તથા અભાવ) એ[×] બંને સ્વરૂપ હોય તેવું છે; તેમણે ઉત્પન્ન કરેલા તે પુરુષ લોકમાં 'બ્રહ્મા' એ નામે કહેવાય છે. ૧૧

બ્રહ્માંડના બે ભાગ

तस्मिन्नण्डे स भगवानुषित्वा परिवत्सरम् ।
स्वयमेवात्मनो ध्यानात्तदण्डमकरोद् द्विधा ॥ १२ ॥

તે ભગવાન (બ્રહ્મા) એ ઈંડામાં (પોતાના આયુષ્યના) એક વર્ષ સુધી રહ્યા; અને પછી તેમણે પોતે જ ('આ ઈંડાના બે ભાગ બની જાઓ' એવા) પોતાના વિચારમાત્રથી જ એ ઈંડાના બે ભાગ કર્યા. ૧૨

સ્વર્ગ-પૃથ્વી-આકાશ આદિની રચના

ताभ्यां स शकलाभ्यां च दिवं भूमिं च निर्ममे ।
मध्ये व्योम दिशश्चाष्टावपां स्थानं च शाश्वतम् ॥ १३ ॥

× શ્રુતિ પણ આ અર્થ સૂચવે છે: 'ऐतदात्म्यमिदं सर्वम्–આ સર્વ ભાવઅભાવરૂપ જગત એ પરમાત્માનું જ સ્વરૂપ છે.' (कुल्लूक)

તે બંને ભાગોમાંથી એમણે સ્વર્ગ તથા પૃથ્વી રચ્યાં અને તેની વચ્ચે આકાશ, આઠ દિશાઓ તથા જળનું સનાતન સ્થાન (સમુદ્રો અને મેઘમંડળ) રચ્યું. ૧૩

[ 'वैकारिकं तैजसं च तथा भूतादिमेव च।
एकमेव त्रिधाभूतं महानित्येव संस्थितम्॥
इन्द्रियाणां समस्तानां प्रभवं प्रलयं तथा।'

એક જ મહત્તત્ત્વ વૈકારિક, તૈજસ તથા તામસ–એમ ત્રણ પ્રકારે પ્રક  છે અને તે જ સમગ્ર ઇંદ્રિયોની ઉત્પત્તિ તથા લયનું કારણ છે. ]

મહત્તત્ત્વ આદિના ક્રમે જગત્સૃષ્ટિ

उद्बबर्हात्मनश्चैव मनः सदसदात्मकम्।
मनसश्चाप्यहंकारमभिमन्तारमीश्वरम्॥ १४॥

(બ્રહ્માએ પોતાના) પરમાત્મ×સ્વરૂપમાંથી જ સત તથા અસતરૂપ એવા મન(મહત્તત્ત્વ)ને બહાર પ્રકટ કર્યું અને એ મનમાંથી ('હું જ બધું છું' એવું) અભિમાન કરનાર તથા ઈશ્વર (પોતાનું કાર્ય કરવા સમર્થ) એવા અહંકારને પણ બહાર પ્રકટ કર્યો. ૧૪

× બ્રહ્માસ્વરૂપે પરમાત્મા જ ઉત્પન્ન થયા છે, તેથી વેદાંતદર્શનમાં મનની સૃષ્ટિને પરમાત્માથી જ થયેલી માની છે, પ્રકૃતિમાંથી નહિ. શ્રુતિ પણ એમ જ કહે છે: 'एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च। खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी–આ પરમાત્માથી જ પ્રાણ, મન, સર્વ ઇંદ્રિયો, આકાશ, વાયુ, તેજ, પાણી તથા સર્વને ધારણ કરનારી પૃથ્વી ઉત્પન્ન થાય છે.' (मुण्डक)

महान्तमेव चात्मानं सर्वाणि त्रिगुणानि च ।
विषयाणां ग्रहीतॄणि शनैः पञ्चेन्द्रियाणि च ॥ १५ ॥

(એ અહંકારની પહેલાં તેમણે) પોતામાંથી ઉત્પન્ન થયેલ હોઈ પોતાના સ્વરૂપ અથવા આત્માને ઉપકારક હોઈ આત્મારૂપ એવા મહત્તત્ત્વને જ ઉત્પન્ન કર્યું છે; અને પછી ત્રણ ગુણોવાળાં અને (શબ્દાદિ) વિષયોને ગ્રહણ કરનારાં પાંચ જ્ઞાનેન્દ્રિયોને, પાંચ કર્મેન્દ્રિયોને તથા પાંચ (શબ્દાદિ) તન્માત્રાઓને ધીમેધીમે–અનુક્રમે વેદાંતના સિદ્ધાંત પ્રમાણે–ઉત્પન્ન કર્યાં છે. ૧૫

[ अविशेषान् विशेषाँश्च विषयाँश्च पृथक् पृथक् ।
વળી તેમણે શબ્દાદિ પાંચ વિષયોને, પાંચ મહાભૂતોને તથા તેઓની પાંચ તન્માત્રાઓને પણ અલગઅલગ રચ્યાં.]

तेषां त्ववयवान्सूक्ष्मान्षण्णामप्यमितौजसाम् ।
सन्निवेश्यात्ममात्रासु सर्वभूतानि निर्ममे ॥ १६ ॥

ઉપરાંત અમાપ બળવાળા તે (અહંકાર તથા શબ્દાદિ પાંચ તન્માત્રા–એ) છયેના સૂક્ષ્મ અવયવોને તેમના પોતપોતાના વિકાર (પાંચ મહાભૂતો તથા ઇંદ્રિયો)માં મેળવી સર્વ પ્રાણી–પદાર્થોને તેમણે રચ્યાં. ૧૬

'શરીર' શબ્દની વ્યુત્પત્તિ

यन्मूर्त्यवयवाः सूक्ष्मास्तस्येमान्याश्रयन्ति षट् ।
तस्माच्छरीरमित्याहुस्तस्य मूर्तिं मनीषिणः ॥ १७ ॥

બ્રહ્મના શરીરના છ સૂક્ષ્મ અવયવો (અહંકાર તથા પાંચતન્માત્રા), આ (હવે પછી કહેવાશે તે પાંચ મહા-

ભૂતો તથા ઇંદ્રિયો)નો× આશ્રય કરે છે, તેથી વિદ્વાનો તે બ્રહ્મની મૂર્તિને 'શરીર' એમ કહે છે. (षडाश्रयणा-च्छरीरम्–છનો આશ્રય કરે છે, માટે 'શરીર' કહેવાય છે. આવી 'શરીર' શબ્દની વ્યુત્પત્તિ કહીને પૂર્વોક્ત ઉત્પત્તિ-ક્રમને જ દૃઢ કર્યો છે.) ૧૭

પાંચ મહાભૂતો તથા મનની ઉત્પત્તિ

तदाविशन्ति भूतानि महान्ति सह कर्मभिः ।
मनश्चावयवैः सूक्ष्मैः सर्वभूतकृदव्ययम् ॥ १८ ॥

પાંચ મહાભૂતો પોતપોતાનાં કર્મો+ સાથે (પાંચ તન્માત્રા-ઓરૂપે રહેલા) એ બ્રહ્મમાં પ્રવેશે છે; (અર્થાત્ પાંચ તન્માત્રાઓમાંથી પાંચ મહાભૂતો ઉત્પન્ન થાય છે) અને સર્વભૂતો‡ને ઉત્પન્ન કરનારું અવિનાશી મન પોતાના સૂક્ષ્મ

---

× કાર્ય તરીકે આશ્રય કરે છે, એમ સમજવાનું છે; કારણકે તન્માત્રાઓમાંથી પાંચ મહાભૂતોની અને અહંકારમાંથી ઇંદ્રિયોની ઉત્પત્તિ થઈ છે. આ સંબંધે કહ્યું છે કે 'प्रकृतेर्महाँस्ततोऽहंकार-स्तस्माद् गणश्च षोडशकः । तस्मादपि षोडशकात् पञ्चभ्यः पञ्च भूतानि– પ્રકૃતિથી મહત્તત્ત્વ, અહંતત્ત્વથી અહંકાર અને અહંકારથી સોળ તત્ત્વો ઉત્પન્ન થાય છે. એ સોળમાં પાંચ તન્માત્રાઓમાંથી પાંચ મહાભૂતો ઊપજે છે.' (कुल्लूक)

+ દરેકને જગ્યા આપવી તે આકાશનું કામ, વહેવું–લઈ જવું–ધોપાસ પહોંચાડવું તે વાયુનું કામ, પકવવું તે અગ્નિનું કામ, પિંડો કરવો તે જળનું કામ તથા સર્વને ધારણ કરવું તે પૃથ્વીનું કામ છે.

‡ મનને સર્વ ભૂતોનું ઉત્પન્ન કરનાર કહેવાનું કારણ આ છે, કે સર્વ શુભઅશુભ કર્મો મનથી જ થાય છે, તેથી એ મન જ એ દ્વારા જગતને ઉત્પન્ન કરનાર બને છે.

અવયવો ( સંકલ્પો ) સાથે એ ( અહંકારરૂપે રહેલા ) બ્રહ્મમાં પ્રવેશે છે. ( અહંકારમાંથી મનની ઉત્પત્તિ થાય છે. ) ૧૮

જગતની રચના

तेषामिदं तु सप्तानां पुरुषाणां महौजसाम् ।
सूक्ष्माभ्यो मूर्तिमात्राभ्यः संभवत्यव्ययाद् व्ययम् ॥१९॥

મહાબળવાન તે સાત ( મહત્તત્ત્વ, અહંકાર તથા પાંચ તન્માત્રાઓરૂપ ) પુરુષતત્ત્વોના સૂક્ષ્મશરીરના અવયવો ( પાંચ મહાભૂતો, મન તથા દશ ઇંદ્રિયો )માંથી આ જગત ઉત્પન્ન થાય છે; આમ અવિનાશી( પરમાત્મારૂપ કારણ )થી નાશવંત ( જગતરૂપ કાર્ય ) ઊપજે છે.* ૧૯

आद्याद्यस्य गुणं त्वेषामवाप्नोति परः परः ।
यो यो यावतिथश्चैषां स स तावद्गुणः स्मृतः ॥ २० ॥

આકાશ આદિ પાંચમહાભૂતોમાં જે જે પહેલવહેલું છે, તેનોતેનો ગુણ પછીપછીના તત્ત્વમાં પ્રાપ્ત થાય છે; તેથી એમાં જે મહાભૂત જેટલામું છે, તેમાં તેટલા ગુણો× કહ્યા છે. ૨૦

* આમ કહી અહીં સૂચવ્યું છે, કે સર્વનું પરમ કારણ બ્રહ્મ છે અને તે જ નિત્ય હોઈ ઉપાસના કરવા યોગ્ય છે. (कुल्लूक)

× આમાં કહેવા માગે છે, કે આકાશનો શબ્દ ગુણ છે; વાયુના શબ્દ તથા સ્પર્શ એ ગુણો છે; તેજના શબ્દ, સ્પર્શ અને રૂપ ત્રણ ગુણો છે; જળના શબ્દ, સ્પર્શ, રૂપ તથા રસ ચાર ગુણો છે અને પૃથ્વીના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એમ પાંચ ગુણો છે.

सर्वेषां तु स नामानि कर्माणि च पृथक् पृथक् ।
वेदशब्देभ्य एवादौ पृथक्संस्थाश्च निर्ममे ॥ २१ ॥

(હિરણ્યગર્ભરૂપે રહેલા) તે પરમાત્માએ સૃષ્ટિના આરંભકાળે વેદના શબ્દોથી જ (જાણી લઈ) સર્વનાં જુદાં-જુદાં નામો, અલગઅલગ કર્મો તથા જુદીજુદી (લૌકિક) વ્યવસ્થાઓ રચી છે. ૨૧

कर्मात्मनां च देवानां सोऽसृजत्प्राणिनां प्रभुः ।
साध्यानां च गणं सूक्ष्मं यज्ञं चैव सनातनम् ॥ २२ ॥

વળી તે પ્રભુએ કર્મસ્વભાવવાળા (ઇંદ્રાદિ) દેવોના, પ્રાણીઓના તથા અપ્રાણીઓના સમૂહને તથા સાધ્યદેવોના સૂક્ષ્મ ગણને તેમ જ સનાતન યજ્ઞોને સરજ્યા છે. ૨૨

अग्निवायुरविभ्यस्तु त्रयं ब्रह्म सनातनम् ।
दुदोह यज्ञसिद्ध्यर्थमृग्यजुःसामलक्षणम् ॥ २३ ॥

અને યજ્ઞોની સિદ્ધિ માટે ઋગ્વેદ, યજુર્વેદ તથા સામવેદ નામના ત્રણ સનાતન વેદોને (અનુક્રમે) અગ્નિ, વાયુ તથા સૂર્યમાં×થી આકર્ષ્યા છે. ૨૩

कालं कालविभक्तीश्च नक्षत्राणि ग्रहांस्तथा ।
सरितः सागराञ्छैलान्समानि विषमाणि च ॥ २४ ॥

तपो वाचं रतिं चैव कामं च क्रोधमेव च ।
सृष्टिं ससर्ज चैवेमां स्रष्टुमिच्छन्निमाः प्रजाः ॥ २५ ॥

× વેદમાં પણ આવો જ અર્થ મળે છે, 'अग्नेऋग्वेदो वायोर्यजुर्वेद आदित्यात्सामवेदः—અગ્નિથી ઋગ્વેદ, વાયુથી યજુર્વેદ અને સૂર્યથી સામવેદ નીકળ્યો છે.'

પછી આ પ્રજાઓને સરજવા ઇચ્છતા એ (બ્રહ્મારૂપ) પરમેશ્વરે કાળ, કાળના વિભાગો (માસ, ઋતુ તથા અયન વગેરે), નક્ષત્રો, ગ્રહો, નદીઓ, સમુદ્રો, પર્વતો, ઊંચાંનીચાં જમીનનાં સ્થાનો, તપ, વાણી, માનસિક સંતોષ, કામ તથા ક્રોધ–એ સૃષ્ટિને સરજી. ૨૪,૨૫

कर्मणां च विवेकार्थं धर्माधर्मौ व्यवेचयत् ।
द्वन्द्वैरयोजयच्चेमाः सुखदुःखादिभिः प्रजाः ॥ २६ ॥

તેમ જ કર્મોના વિભાગ માટે ધર્મ તથા અધર્મને અલગ-અલગ કહ્યા અને આ પ્રજાઓને (ધર્મઅધર્મના ફળરૂપ) સુખદુઃખાદિ÷ જોડકાં સાથે જોડી. ૨૬

अण्व्यो मात्रा विनाशिन्यो दशार्धानां तु याः स्मृताः ।
ताभिः सार्धमिदं सर्वं संभवत्यनुपूर्वशः ॥ २७ ॥

પાંચ મહાભૂતોની સૂક્ષ્મ તન્માત્રાઓ, જે નાશવંત છે અર્થાત્ પાંચ મહાભૂતોરૂપે જુદાંજુદાં પરિણામ પામનારી છે, તેઓની સાથે આ સર્વ જગત અનુક્રમે* ઊપજે છે. ૨૭

यं तु कर्मणि यस्मिन्स न्ययुङ्क्त प्रथमं प्रभुः ।
स तदेव स्वयं भेजे सृज्यमानः पुनः पुनः ॥ २८ ॥

÷ આદિ શબ્દથી કામ-ક્રોધ, રાગ-દ્વેષ, ભૂખ-તરસ, શોક-મોહ વગેરે જાણવાં.

* કદાચ અહીં કોઈને શંકા થાય, કે સૂક્ષ્મમાંથી સ્થૂલ અને ઘણું જ સ્થૂલ-એમ આ બધી બ્રહ્માની માનસિક જ સૃષ્ટિ કેમ ન હોય? આના સમાધાન માટે અહીં ફરી યાદ કરાવ્યું છે, કે બ્રહ્માની સર્વસૃષ્ટિ, તત્ત્વોની જરૂરિયાતવાળી જ છે અને તે તે તત્ત્વો-દ્વારા જ થયેલી છે; એમ ફરીથી અહીં સૂચવ્યું છે. (कुल्लूक).

તે પ્રભુએ, જેને પ્રથમથી જે કર્મમાં જોડ્યો છે, તે (જુદીજુદી જાતનો પ્રાણીવર્ગ) ફરીફરી સરજાઈને પણ તે જ (પોતાનું) કર્મ આપોઆપક સેવી રહ્યો છે. ૨૮

ઉપર કહેલાનો જ વિસ્તાર

हिंस्राहिंस्रे मृदुक्रूरे धर्माधर्मावृतानृते ।
यद्यस्य सोऽदधात्सर्गे तत्तस्य स्वयमाविशेत् ॥ २९ ॥

હિંસક કે અહિંસક, કોમળ કે ક્રૂર, ધર્મરૂપ કે અધર્મરૂપ, સત્ય કે અસત્ય—એમ જે કર્મ, જેના સંબંધે તેમણે સૃષ્ટિ સમયે નક્કી કર્યું હતું, તે જ કર્મ તેને આપોઆપ પ્રાપ્ત થયા કરે છે. ૨૯

એનાં દૃષ્ટાંત:

यथर्तुलिङ्गान्यृतवः स्वयमेवर्तुपर्यये ।
स्वानि स्वान्यभिपद्यन्ते तथा कर्माणि देहिनः ॥ ३० ॥

જેમ ઋતુઓ પોતપોતાનાં ચિહ્નોને તે તે ઋતુ બદલાતાં આપોઆપ જ પ્રાપ્ત કરે છે, તે જ પ્રમાણે પ્રાણીઓ પોતપોતાનાં કર્મોને આપોઆપ જ મેળવી લે છે. ૩૦

બ્રાહ્મણાદિ વર્ણસૃષ્ટિ

लोकानां तु विवृद्ध्यर्थं मुखबाहूरुपादतः ।
ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रं च निरवर्तयत् ॥ ३१ ॥

ક આમ કહી દર્શાવ્યું છે, કે પ્રાણીઓનાં કર્મોને અનુસરી પ્રજાપતિએ ઉત્તમ-અધમ જાતિ સરજી છે; તેમાં તેમને કોઈના પર રાગ કે દ્વેષ ન હતો. આ અભિપ્રાય આગળ ૪૧મા શ્લોકમાં કહેવાશે કે: 'यथाकर्म तपोयोगात सृष्टं स्थावरजङ्गमम्—તેમણે મોટું તપ કરી પ્રાણીઓનાં કર્મ પ્રમાણે સ્થાવરજંગમ સરજ્યું છે.'

પિતૃઓના જુદાજુદા સમુદાયો, વિજળીઓ, વજ્રો, મેઘો, રંગબેરંગી ઇંદ્રધનુષો, આકાશમાંથી પડતી જ્યોતિઓ, ઉત્પાત-સૂચક કડાકાઓ; ધૂમકેતુઓ, ઊંચાનીચા (ધ્રુવ, અગસ્ત્ય વગેરે) તારાઓ, કિન્નરો, વાંદરાં, માછલાં, જાતજાતનાં પક્ષીઓ, પશુઓ, હરણાં, માણસો, સિંહ વગેરે હિંસક પશુઓ, ઉપરનીચે દાંતવાળાં પ્રાણીઓ, કરમિયા, કીડા, પતંગિયાં, જૂ, માખી, માંકડ, ડાંસ અને મચ્છર–આ સર્વ પ્રાણીવર્ગ તથા અનેક પ્રકારનાં વૃક્ષ–વેલા વગેરે સ્થાવરોને સરજ્યાં. ૩૯–૪૦

[यथाकर्म यथाकालं यथाप्रज्ञं यथाक्रमम् ।
यथायुगं यथादेशं यथावृत्ति यथाक्रमम् ॥'

જેવું જેનું કર્મ, જેવો કાળ, જેવી બુદ્ધિ, જેવું શાસ્ત્રશ્રવણ, જેવો યુગ, જેવો દેશ અને જેવી વૃત્તિ–આજીવિકા અથવા વર્તન, તે મુજબ તેઓએ ક્રમ પ્રમાણે પ્રાણીઓ સરજ્યાં છે.]

एवमेतैरिदं सर्वं मन्नियोगान्महात्मभिः ।
यथाकर्म तपोयोगात्सृष्टं स्थावरजङ्गमम् ॥ ४१ ॥

એમ એ મહાત્માઓએ મારી આજ્ઞાથી આ સર્વ સ્થાવરજંગમ જગત તપના યોગથી સૌસૌનાં કર્મ પ્રમાણે સરજ્યું છે. ૪૧

येषां तु यादृशं कर्म भूतानामिह कीर्तितम् ।
तत्तथा वोऽभिधास्यामि क्रमयोगं च जन्मनि ॥ ४२ ॥

હવે જે પ્રાણીઓનું જેવું કર્મ આ સંસારમાં (પૂર્વાચાર્યોએ) કહ્યું છે, તે અને પ્રાણીઓના જન્મ વિષે જે અનુક્રમ

છે, તે હું તમને કહું છું. ૪૨

જરાયુજ પ્રાણીઓ

पशवश्च मृगाश्चैव व्यालाश्चोभयतोदतः ।
रक्षांसि च पिशाचाश्च मनुष्याश्च जरायुजाः ॥ ४३ ॥

પશુઓ, મૃગો, બન્ને બાજુ (ઉપરનીચે) દાંતવાળાં હિંસક પ્રાણીઓ, રાક્ષસો, પિશાચો અને મનુષ્યો—એ 'જરાયુજ' હોય છે. (આ પ્રાણીઓ ઓળમાંથી જન્મે છે.) ૪૩

અંડજ પ્રાણીઓ

अण्डजाः पक्षिणः सर्पा नक्रा मत्स्याश्च कच्छपाः ।
यानि चैवंप्रकाराणि स्थलजान्यौदकानि च ॥ ४४ ॥

પક્ષીઓ, સર્પો, મગરમચ્છો, માછલાં, કાચબા અને એવા પ્રકારનાં જે સ્થલચર (કાચંડા વગેરે) તથા જળચર (શંખ વગેરે) પ્રાણીઓ છે, તેઓ 'અંડજ' (ઈંડાંમાંથી ઉત્પન્ન થનારાં) કહેવાય છે. ૪૪

સ્વેદજ પ્રાણીઓ

स्वेदजं दंशमशकं यूकामक्षिकमत्कुणम् ।
ऊष्मणश्चोपजायन्ते यच्चान्यत्किंचिदीदृशम् ॥ ४५ ॥

ડાંસ, મચ્છર, જૂ, માખી, માંકડ અને એવાં બીજાં જે પ્રાણીઓ બાફ (અથવા પરસેવાથી) ઉત્પન્ન થાય છે, તે (કીડીઓ વગેરે) 'સ્વેદજ' કહેવાય છે. ૪૫

ઉદ્ભિજ્જ પ્રાણીઓ

उद्भिज्जाः स्थावराः सर्वे बीजकाण्डप्ररोहिणः ।
ओषध्यः फलपाकान्ता बहुपुष्पफलोपगाः ॥ ४६ ॥

લોકોની પુષ્કળ વૃદ્ધિ માટે એ પ્રભુએ (પોતાનાં) મુખ, બાહુ, સાથળ તથા પગમાંથી (અનુક્રમે) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રને× સરજ્યા છે. ૩૧

સ્ત્રીપુરુષ સૃષ્ટિ

द्विधा कृत्वात्मनो देहमर्धेन पुरुषोऽभवत् ।
अर्धेन नारी तस्यां स विराजमसृजत्प्रभुः ॥ ३२ ॥

પ્રભુ બ્રહ્માએ પોતાના શરીરના બે ભાગ કર્યા; તેમાંથી એક અર્ધભાગ પુરુષ થયો અને બીજો અર્ધભાગ સ્ત્રી થયો; એ સ્ત્રીમાં તેમણે વિરાટ્પુરુષ÷ સરજ્યો. ૩૨

મનુનું પ્રાકટ્ય

तपस्तप्त्वासृजद्यं तु स स्वयं पुरुषो विराट् ।
तं मां वित्तास्य सर्वस्य स्रष्टारं द्विजसत्तमाः ॥ ३३ ॥

હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! તે વિરાટ્પુરુષે પોતે તપ કરી જે પુરુષ સરજ્યો, તે જ હું આ સર્વનો સ્રષ્ટા–મનુ છું, એમ તમે જાણો. ૩૩

મનુથી દશ પ્રજાપતિઓ

अहं प्रजाः सिसृक्षुस्तु तपस्तप्त्वा सुदुश्चरम् ।
पतीन्प्रजानामसृजं महर्षीनादितो दश ॥ ३४ ॥

× વર્ણસૃષ્ટિથી લોકવૃદ્ધિ થાય, એ અભિપ્રાય આગળ જતાં અ. ૩ શ્લોક ૬૭માં મનુ પોતે કહેશે. વળી બ્રાહ્મણાદિ વર્ણોને બ્રહ્માએ મુખ વગેરેમાંથી દૈવી શક્તિથી સરજ્યા છે, તેમાં શંકા જેવું નથી. શ્રુતિ પણ કહે છે: 'ब्राह्मणोऽस्य मुखमासीत्–બ્રાહ્મણ પરમેશ્વરનું મુખ છે.' (कुल्लूक)

÷ આ વાત પણ શ્રુતિ કહે છે: 'ततो विराडजायत–તે પછી વિરાટ થયા.' (कुल्लूक)

मरीचिमत्र्यङ्गिरसौ पुलस्त्यं पुलहं क्रतुम् ।
प्रचेतसं वसिष्ठं च भृगुं नारदमेव च ॥ ३५ ॥

મેં પ્રજાઓને સરજવાની ઇચ્છાથી અતિ દુષ્કર તપ કર્યું હતું અને પછી સૌ પહેલાં મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, પ્રચેતા, વસિષ્ઠ, ભૃગુ તથા નારદ—આ દશ પ્રજાપતિ મહર્ષિઓને મેં સરજ્યા હતા. ૩૪,૩૫

પ્રજાપતિઓથી સૃષ્ટિનો વિસ્તાર

एते मनूंस्तु सप्तान्यानसृजन्भूरितेजसः ।
देवान्देवनिकायांश्च महर्षींश्चामितौजसः ॥ ३६ ॥
यक्षरक्षःपिशाचांश्च गन्धर्वाप्सरसोऽसुरान् ।
नागान्सर्पान्सुपर्णांश्च पितॄणां च पृथग्गणान् ॥ ३७ ॥
विद्युतोऽशनिमेघांश्च रोहितेन्द्रधनूंषि च ।
उल्कानिर्घातकेतूंश्च ज्योतींष्युच्चावचानि च ॥ ३८ ॥
किन्नरान्वानरान्मत्स्यान्विविधांश्च विहङ्गमान् ।
पशून्मृगान्मनुष्यांश्च व्यालांश्चोभयतोदतः ॥ ३९ ॥
कृमिकीटपतङ्गांश्च यूकामक्षिकमत्कुणम् ।
सर्वं च दंशमशकं स्थावरं च पृथग्विधम् ॥ ४० ॥

મહાતેજસ્વી એ પ્રજાપતિઓએ બીજા સાત મનુઓ,× દેવો, દેવનિવાસો, અમાપ તેજવાળા મહર્ષિઓ, યક્ષો, રાક્ષસો, પિશાચો, ગંધર્વો, અપ્સરાઓ, અસુરો, નાગો, સર્પો, ગરુડો,

× આ 'મનુ' શબ્દ અધિકારવાચી છે. ચૌદ મન્વંતરોમાં જેનો જે સૃષ્ટિ વગેરેમાં અધિકાર હોય છે, તે જ મનુ તે તે મન્વંતરમાં સ્વાયંભુવ, સ્વારોચિષ આદિ નામોથી 'મનુ' તરીકે કહેવાય છે.

(કુલ્લૂક)

પિતૃઓના જુદાજુદા સમુદાયો, વિજળીઓ, વજ્રો, મેઘો, રંગબેરંગી ઇંદ્રધનુષો, આકાશમાંથી પડતી જ્યોતિઓ, ઉત્પાતસૂચક કડાકાઓ; ધૂમકેતુઓ, ઊંચાનીચા (ધ્રુવ, અગસ્ત્ય વગેરે) તારાઓ, કિન્નરો, વાંદરાં, માછલાં, જાતજાતનાં પક્ષીઓ, પશુઓ, હરણાં, માણસો, સિંહ વગેરે હિંસક પશુઓ, ઉપરનીચે દાંતવાળાં પ્રાણીઓ, કરમિયા, કીડા, પતંગિયાં, જૂ, માખી, માંકડ, ડાંસ અને મચ્છર—આ સર્વ પ્રાણીવર્ગ તથા અનેક પ્રકારનાં વૃક્ષ–વેલા વગેરે સ્થાવરોને સરજ્યાં. ૩૬–૪૦

[ यथाकर्म यथाकालं यथाप्रज्ञं यथाश्रमम् ।
यथायुगं यथादेशं यथावृत्ति यथाक्रमम् ॥'

જેવું જેનું કર્મ, જેવો કાળ, જેવી બુદ્ધિ, જેવું શાસ્ત્રશ્રવણ, જેવો યુગ, જેવો દેશ અને જેવી વૃત્તિ–આજીવિકા અથવા વર્તન, તે મુજબ તેઓએ ક્રમ પ્રમાણે પ્રાણીઓ સરજયાં છે.]

एवमेतैरिदं सर्वं मन्नियोगान्महात्मभिः ।
यथाकर्म तपोयोगात्सृष्टं स्थावरजङ्गमम् ॥ ४१ ॥

એમ એ મહાત્માઓએ મારી આજ્ઞાથી આ સર્વ સ્થાવરજંગમ જગત તપના યોગથી સૌસૌનાં કર્મ પ્રમાણે સરજ્યું છે. ૪૧

येषां तु यादृशं कर्म भूतानामिह कीर्तितम् ।
तत्तथा वोऽभिधास्यामि क्रमयोगं च जन्मनि ॥ ४२ ॥

હવે જે પ્રાણીઓનું જેવું કર્મ આ સંસારમાં (પૂર્વાચાર્યોએ) કહ્યું છે, તે અને પ્રાણીઓના જન્મ વિષે જે અનુક્રમ

છે, તે હું તમને કહું છું. ૪૨

જરાયુજ પ્રાણીઓ

पशवश्च मृगाश्चैव व्यालाश्चोभयतोदतः ।
रक्षांसि च पिशाचाश्च मनुष्याश्च जरायुजाः ॥ ४३ ॥

પશુઓ, મૃગો, બન્ને બાજુ (ઉપરનીચે) દાંતવાળાં હિંસક પ્રાણીઓ, રાક્ષસો, પિશાચો અને મનુષ્યો—એ 'જરાયુજ' હોય છે. (આ પ્રાણીઓ ઓળમાંથી જન્મે છે.) ૪૩

અંડજ પ્રાણીઓ

अण्डजाः पक्षिणः सर्पा नक्रा मत्स्याश्च कच्छपाः ।
यानि चैवंप्रकाराणि स्थलजान्यौदकानि च ॥ ४४ ॥

પક્ષીઓ, સર્પો, મગરમચ્છો, માછલાં, કાચબા અને એવા પ્રકારનાં જે સ્થલચર (કાચંડા વગેરે) તથા જળચર (શંખ વગેરે) પ્રાણીઓ છે, તેઓ 'અંડજ' (ઈંડાંમાંથી ઉત્પન્ન થનારાં) કહેવાય છે. ૪૪

સ્વેદજ પ્રાણીઓ

स्वेदजं दंशमशकं यूकामक्षिकमत्कुणम् ।
ऊष्मणश्चोपजायन्ते यच्चान्यत्किंचिदीदृशम् ॥ ४५ ॥

ડાંસ, મચ્છર, જૂ, માખી, માંકડ અને એવાં બીજાં જે પ્રાણીઓ બાફ (અથવા પરસેવાથી) ઉત્પન્ન થાય છે, તે (કીડીઓ વગેરે) 'સ્વેદજ' કહેવાય છે. ૪૫

ઉદ્ભિજ્જ પ્રાણીઓ

उद्भिज्जाः स्थावराः सर्वे बीजकाण्डप्ररोहिणः ।
ओषध्यः फलपाकान्ता बहुपुष्पफलोपगाः ॥ ४६ ॥

अपुष्पाः फलवन्तो ये ते वनस्पतयः स्मृताः
पुष्पिणः फलिनश्चैव वृक्षास्तूभयतः स्मृताः ॥ ४७ ॥
गुच्छगुल्मं तु विविधं तथैव तृणजातयः ।
बीजकाण्डरुहाण्येव प्रताना वल्ल्य एव च ॥ ४८ ॥

બધાં સ્થાવર પ્રાણીઓ 'ઉદ્ભિજ્જ' (જમીન ફોડીને ઉત્પન્ન થનારાં) કહેવાય છે; તેઓ (બે પ્રકારનાં છે:) કેટલાંક બી વાવવાથી ઊગે છે અને બીજાં કલમ અથવા ડાળ વાવવાથી ઊગે છે. તેમાં જેઓને ઘણાં પુષ્પો તથા ફળ આવે છે અને જેઓ ફળ પાક્યા પછી નાશ પામે છે, તેઓ 'ઓષધિ' કહેવાય છે (જેવાં કે ડાંગર, જવ વગેરે); પરંતુ જેઓ પુષ્પ આવ્યા વિના જ ફળવાળાં થાય છે, તે 'વનસ્પતિ' કહેવાય છે; અને જેઓમાં પુષ્પો તથા ફળો બન્ને આવે છે, તે 'વૃક્ષો' કહેવાય છે; તેમ જ (જેના મૂળમાંથી જ વેલાઓનો સમૂહ થાય છે, પણ ડાળાં થતાં નથી, તે જૂઈ વગેરે) અનેક જાતના ગુચ્છો; (અને જેને મૂળમાંથી જ એક સાંઠો થઈ ઉપર બાળની પેઠે જથ્થો થાય છે; તે કાસડો, શેલડી વગેરે) ગુલ્મો, અનેક જાતનાં ઘાસ, તાંતણાવાળાં પ્રતાન (કોળું, તૂંબડી વગેરે) અને (જમીન ઉપર થઈ ઝાડ ઉપર ચઢનાર ગળો વગેરે) વેલાઓ—આ બધાંયે બી વાવવાથી અથવા કલમ કે ડાળી વાવવાથી જ ઊગનારાં હોય છે. ૪૬–૪૮

तमसा बहुरूपेण वेष्टिताः कर्महेतुना ।
अन्तःसंज्ञा भवन्त्येते सुखदुःखसमन्विताः ॥ ४९ ॥

આ (પૂર્વોક્ત ઓષધિ વગેરે) કર્મરૂપ કારણવાળા અનેક

પ્રકારના તમોગુણથી ઘેરાયલાં, અંદરના ભાગમાં (ઊંડા) ચૈતન્ય-(જ્ઞાન–ભાન)વાળાં અને સુખદુઃખથી યુક્ત હોય છે. ૪૯

एतदन्तास्तु गतयो ब्रह्माद्याः समुदाहृताः ।
घोरेऽस्मिन्भूतसंसारे नित्यं सततयायिनि ॥ ५० ॥

એમ પ્રાણીઓને જન્મ આપ્યા કરતા અને હમેશાં સતત ચાલ્યા કરતા આ ઘોર સંસારમાં બ્રહ્માથી માંડી સ્થાવર સુધીની આ ગતિઓ (અથવા ઉત્પત્તિઓ મેં તમને) કહી. ૫૦

પ્રલયદશાનું વર્ણન

एवं सर्वं स सृष्ट्वेदं मां चाचिन्त्यपराक्रमः ।
आत्मन्यन्तर्दधे भूयः कालं कालेन पीडयन् ॥ ५१ ॥

અચિંત્ય પરાક્રમવાળા તે પ્રજાપતિ એમ આ સર્વ સૃષ્ટિને તેમ જ મને સરજ્યા પછી, પાછા સૃષ્ટિકાલને પ્રલયકાળથી નાશ કરતા પોતાને વિષે અંતર્ધાન પામે છે. (પ્રાણીઓનાં કર્મો પ્રમાણે વારંવાર સૃષ્ટિ તથા પ્રલય કર્યા કરે છે.) ૫૧

यदा स देवो जागर्ति तदेदं चेष्टते जगत् ।
यदा स्वपिति शान्तात्मा तदा सर्वं निमीलति ॥ ५२ ॥

તે પ્રજાપતિદેવ જ્યારે જાગતા હોય છે, (એટલે કે સૃષ્ટિ તથા સ્થિતિને ઇચ્છે છે) ત્યારે આ જગત (શ્વાસ, પ્રશ્વાસ, આહાર આદિ) ચેષ્ટા કરે છે; અને શાંત ચિત્તે જ્યારે સૂએ છે, (એટલે સર્વ ઇચ્છાથી રહિત થાય છે) ત્યારે સર્વ સૃષ્ટિ લય પામે છે. ૫૨

तस्मिन्स्वपति स्वस्थे तु कर्मात्मानः शरीरिणः ।
स्वकर्मभ्यो निवर्तन्ते मनश्च ग्लानिमृच्छति ॥ ५३ ॥

તે પ્રજાપતિ (ઇચ્છારહિત થઈ) સ્વસ્થતાપૂર્વક સૂતા હોય છે, ત્યારે કર્માત્મા દેહધારીઓ પોતાનાં કર્મોમાંથી અટકી જાય છે અને મન તથા ઇંદ્રિયો પણ પોતપોતાના વ્યાપારોથી રહિત થાય છે. ૫૩

મહાપ્રલય વર્ણન

युगपत्तु प्रलीयन्ते यदा तस्मिन्महात्मनि ।
तदायं सर्वभूतात्मा सुखं स्वपिति निर्वृतः ॥ ५४ ॥

જ્યારે સર્વ ભૂતો તે પરમાત્મા વિષે એકીસમયે જ પ્રલય પામે છે, ત્યારે પ્રાણીમાત્રના એ આત્મા (જાગ્રત–સ્વપ્નના વ્યાપારોથી) નિવૃત્ત થઈ સુખેથી સૂએ છે. (અર્થાત્ સૂતેલા જેવા જણાય છે; કેમકે નિત્ય જ્ઞાનાનંદસ્વરૂપ પરમાત્મા, સુષુપ્તિ-અવસ્થાથી પણ રહિત જ છે.) ૫૪

જીવનું શરીરમાં રહેવું–નીકળવું

तमोऽयं तु समाश्रित्य चिरं तिष्ठति सेन्द्रियः ।
न च स्वं कुरुते कर्म तदोत्क्रामति मूर्तितः ॥ ५५ ॥

આ જીવ (અજ્ઞાનરૂપ) તમોગુણનો આશ્રય કરી લાંબા કાળ સુધી ઇંદ્રિય(તથા દેહથી)યુક્ત રહે છે; પણ જ્યારે (શ્વાસ, પ્રશ્વાસ આદિ) પોતાનાં કર્મ કરી શકતો નથી, ત્યારે (પ્રથમના) શરીરમાંથી નીકળી જાય* છે. ૫૫

* મરણસમયે લિંગ શરીર સાથે જીવ જતો રહે છે, તેથી તેની સાથે પ્રાણ, મન તથા ઇંદ્રિયોનું જવું પણ ઘટે છે. આ વાત બૃહદારણ્યક ઉપનિષદમાં કહી છે: 'तमुत्क्रामन्तं प्राणोऽनूत्क्रामति, प्राणमनूत्क्रामन्तं सर्वे प्राणा अनूत्क्रामन्ति–તે જીવ શરીરમાંથી જતો રહે છે, ત્યારે તેની પાછળ પ્રાણ પણ સાથે જ જાય છે અને પ્રાણની પાછળ

જીવ બીજો સ્થૂલ દેહ ક્યારે ગ્રહણ કરે છે?

**यदाणुमात्रिको भूत्वा बीजं स्थास्नु चरिष्णु च।**
**समाविशति संसृष्टस्तदा मूर्तिं विमुञ्चति ॥ ५६ ॥**

જીવ (પૂર્વદેહને છોડતી વેળા) પરમાણુ જેવડો થઈ (એટલે કે સૂક્ષ્મભૂત, ઇંદ્રિયો, મન, બુદ્ધિ, વાસના, કર્મ, વાયુ અને અવિદ્યા÷ની સાથે રહી) સ્થાવર (વૃક્ષાદિનું કારણ) અને જંગમ (મનુષ્યાદિનું કારણ) બીજમાં જ્યારે પ્રવેશે છે, ત્યારે પૂર્વોક્ત આઠેની સાથેજ રહી તે તે (સ્થાવર અને જંગમનું) સ્થૂલ શરીર ધારણ કરે છે. ૫૬

ચાલુ વિષયનો ઉપસંહાર

**एवं स जाग्रत्स्वप्नाभ्यामिदं सर्वं चराचरम्।**
**संजीवयति चाजस्रं प्रमापयति चाव्ययः ॥ ५७ ॥**

---

સર્વ ઇંદ્રિયો પણ તેની સાથે જતી રહે છે.' આ શ્લોકમાં જીવનું ઉત્ક્રમણ પૂર્વોક્ત પ્રલયના પ્રસંગને અનુસરી જણાવ્યું છે. (कुल्लूक)

÷ આ આઠને પુરી—અષ્ટક કહે છે. સનંદે કહ્યું છે, કે 'भूतेन्द्रियमनोबुद्धिवासनाकर्मवायवः। अविद्या चाष्टकं प्रोक्तं पुर्यष्टमृषिसत्तमैः—ભૂતો, ઇંદ્રિયો, મન, બુદ્ધિ, વાસના, કર્મ, પ્રાણવાયુ તથા અવિદ્યા—આ આઠને શ્રેષ્ઠ ઋષિઓ પુર્યષ્ટક કહે છે.' બ્રહ્મપુરાણમાં પણ કહેવાયું છે, કે पुर्यष्टकेन लिङ्गेन प्राणाद्येन स युज्यते। तेन बद्धस्य वै बन्धो मोक्षो मुक्तस्य तेन तु—પ્રાણ આદિ પુર્યષ્ટક (આઠ નગરીઓ) એ જે, લિંગ-શરીર છે; તેની સાથે જીવ જ્યાંસુધી જોડાયેલો રહે છે, ત્યાંસુધી તેને સંસારબંધન ચાલુ જ રહે છે; પણ તેનાથી એનો છુટકારો થાય, એટલે તેનો મોક્ષ થયો કહેવાય છે.' આ પુર્યષ્ટકથી યુક્ત રહીને જ જીવ જૂનું સ્થૂલ શરીર છોડે છે; અને કર્માનુસાર બીજું સ્થૂલ શરીર પ્રાપ્ત કરે છે. (कुल्लूक)

એમ તે અવિનાશી બ્રહ્મા પોતાની જાગૃતિ અને સ્વપ્નથી આ સર્વ જંગમ અને સ્થાવર જગતને વારંવાર સરજે છે અને સંહારે છે. ૫૭

આ શાસ્ત્રના આદિકર્તા બ્રહ્મા છે

इदं शास्त्रं तु कृत्वासौ मामेव स्वयमादितः ।
विधिवद्ग्राहयामास मरीच्यादींस्त्वहं मुनीन् ॥ ५८ ॥

તે બ્રહ્માએ પોતેજ આ શાસ્ત્ર* રચ્યું છે અને પ્રથમ મનેજ ભણાવ્યું છે; મરીચિ આદિ મુનિઓને તો મેં વિધિપૂર્વક આ શીખવ્યું છે. ૫૮

---

* અહીં શંકા થાય ખરી, કે આ શાસ્ત્ર જો બ્રહ્માએ રચ્યું છે, તો આને 'મનુસ્મૃતિ અથવા માનવધર્મશાસ્ત્ર' કેમ કહેવાય ? આનું સમાધાન મેધાતિથિ આમ જણાવે છેઃ શાસ્ત્ર શબ્દથી શાસ્ત્રનો અર્થ વિધિનિષેધનો સમૂહ કહ્યો છે. એ પ્રથમ બ્રહ્માએ મનુને ભણાવ્યો હતો; પછી મનુએ એ વિધિનિષેધને જણાવનારો આ ગ્રંથ રચ્યો છે, એમ માનવામાં વિરોધ નથી. બીજા વિદ્વાનો એમ કહે છે, કે આ શાસ્ત્ર જો કે બ્રહ્માએજ રચ્યું છે, પણ મનુએ મરીચિ આદિ મુનિઓને તે પ્રથમ જ સ્વરૂપ તથા અર્થથી શીખવ્યું, તેથી આને માનવધર્મશાસ્ત્ર કહે છે. જેમ વેદો અપૌરુષેય એટલે કોઈ પુરુષે કરેલા નથી, પણ પરમેશ્વર પોતે જ પ્રકાશ્યા છે, છતાં તેઓને 'કાઠક', કઠ-વગેરેએ રચેલા કહેવાય છે, તેવું આ શાસ્ત્ર સંબંધે સમજવાનું છે; છતાં અમે તો આ સંબંધે આમ જ કહીએ છીએ, કે બ્રહ્માએ આ ધર્મશાસ્ત્રને એક લાખ શ્લોકનું રચ્યું હતું અને તે મનુને શીખવ્યું હતું; પાછળથી મનુએ પોતાનાં વચનો દ્વારા ટૂંકાવીને શિષ્યોને ભણાવ્યું, તેથી આનું નામ માનવધર્મશાસ્ત્ર પડ્યું, આમ માનવામાં કોઈ વિરોધ નથી. આ અભિપ્રાયથી જ નારદ આ શાસ્ત્રને એક લાખ શ્લોકોનું કહે છે. (કુલ્લૂક)

આ શાસ્ત્રનું નામ ભૃગુસંહિતા પણ છે.

एतद्वोऽयं भृगुः शास्त्रं श्रावयिष्यत्यशेषतः ।
एतद्धि मत्तोऽधिजगे सर्वमेषोऽखिलं मुनिः ॥ ५९ ॥

આ ભૃગુમુનિ તમને એ શાસ્ત્ર સંપૂર્ણ સંભળાવશે; કેમકે આ સર્વ શાસ્ત્ર મારી પાસેથી તે શીખ્યા છે. ૫૯

ततस्तथा स तेनोक्तो महर्षिर्मनुना भृगुः ।
तानब्रवीदृषीन्सर्वान्प्रीतात्मा श्रूयतामिति ॥ ६० ॥

તે મનુએ મહર્ષિ ભૃગુને એમ કહ્યું, તેથી પ્રસન્ન મનવાળા તે ઋષિએ સર્વ ઋષિઓને કહ્યું તે તમે સાંભળો. ૬૦

સાત મુનિઓની ઉત્પત્તિ

स्वायंभुवस्यास्य मनोः षड्वंश्या मनवोऽपरे ।
सृष्टवन्तः प्रजाः स्वाः स्वा महात्मानो महौजसः ॥ ६१ ॥
स्वारोचिषश्चोत्तमश्च तामसो रैवतस्तथा ।
चाक्षुषश्च महातेजा विवस्वत्सुत एव च ॥ ६२ ॥

આ સ્વાયંભુવ (બ્રહ્માના પુત્ર) મનુના વંશના બીજા છ મનુઓ થયા હતા: સ્વારોચિષ, ઉત્તમ, તામસ, રૈવત, મહાતેજસ્વી ચાક્ષુષ અને સૂર્યપુત્ર વૈવસ્વત. મહાઓજસ્વી તે મહાત્માઓએ પોતપોતાની પ્રજા સરજી છે. ૬૧,૬૨

स्वायंभुवाद्याः सप्तैते मनवो भूरितेजसः ।
स्वे स्वेऽन्तरे सर्वमिदमुत्पाद्यापुश्चराचरम् ॥ ६३ ॥

સ્વાયંભુવ આદિ સાત અત્યંત તેજસ્વી આ મનુઓએ પોતપોતાના મન્વંતરમાં આ સર્વ સ્થાવરજંગમને ઉત્પન્ન કરી તેનું પાલન કર્યું છે. ૬૩

[ कालप्रमाणं वक्ष्यामि यथावत्तन्निबोधत ।
હવે હું કાળનું માપ બરાબર કહું છું, તે તમે સાંભળો. ]

કાળનાં જુદાંજુદાં માપ

निमेषो दश चाष्टौ च काष्ठा त्रिंशत्तु ताः कलाः ।
त्रिंशत्कला मुहूर्तः स्यादहोरात्रं तु तावतः ॥ ६४ ॥

આંખના અઢાર પલકારાની એક કાષ્ઠા, ત્રીસ કાષ્ઠાની એક કલા, ત્રીસ કલાનું એક મુહૂર્ત અને ત્રીસ મુહૂર્તનો એક રાત્રિદિવસ થાય. ૬૪

अहोरात्रे विभजते सूर्यो मानुषदैविके ।
रात्रिः स्वप्नाय भूतानां चेष्टायै कर्मणामहः ॥ ६५ ॥

સૂર્ય મનુષ્યોના અને દેવોના રાત્રિદિવસના વિભાગ કરે છે. રાત્રિ પ્રાણીઓની નિદ્રા માટે છે અને દિવસ તેમની કર્મચેષ્ટા માટે છે. ૬૫

पित्र्ये रात्र्यहनी मासः प्रविभागस्तु पक्षयोः ।
कर्मचेष्टास्वहः कृष्णः शुक्लः स्वप्नाय शर्वरी ॥ ६६ ॥

મનુષ્યોનો એક માસ તે પિતૃઓનો એક રાત્રિદિવસ છે: તેમાં બે પખવાડિયાંથી બે ભાગો છેઃ કૃષ્ણપક્ષ તે તેમનો કામકાજનો દિવસ છે અને શુક્લપક્ષ તે તેમની નિદ્રા માટેની રાત્રિ છે. ૬૬

दैवे रात्र्यहनी वर्षं प्रविभागस्तयोः पुनः ।
अहस्तत्रोदगयनं रात्रिः स्याद्दक्षिणायनम् ॥ ६७ ॥

મનુષ્યોનું એક વર્ષ તે દેવતાઓનો એક રાત્રિદિવસ છે: તેમાં યે આવા બે ભાગો છે: ઉત્તરાયણ એ તેમનો દિવસ, છે

અને દક્ષિણાયન એ રાત્રિ છે. ૬૭

ब्राह्मस्य तु क्षपाहस्य यत्प्रमाणं समासतः ।
एकैकशो युगानां तु क्रमशस्तन्निबोधत ॥ ६८ ॥

પણ બ્રહ્માના રાત્રિદિવસનું જે પ્રમાણ છે, તે એકએક યુગના ક્રમપૂર્વક ટૂંકમાં તમે સાંભળો. ૬૮

મનુષ્યોના યુગોનું માપ

चत्वार्याहुः सहस्राणि वर्षाणां तु कृतं युगम् ।
तस्य तावच्छती संध्या संध्यांशश्च तथाविधः ॥ ६९ ॥

દેવોનાં–ચાર હજાર વર્ષોને મનુઓ વગેરે સત્યયુગ કહે છે. તેની આગળના તેટલા જ સૈકા (ચારસો) દેવવર્ષોની (પહેલી) યુગસંધ્યા હોય છે અને તેની પાછળનાં તેટલાં જ (ચારસો) દેવવર્ષોનો (પાછલો) સંધ્યાંશ હોય છે.× [આમ સત્યયુગ દેવોનાં=૪,૮૦૦ વર્ષોનો છે.] ૬૯

× આમ જ વિષ્ણુપુરાણમાં કહ્યું છે: 'तत्प्रमाणैः शतैः संध्या पूर्वा तत्राभिधीयते । संध्यांशकश्च तत्तुल्यो युगस्यानन्तरो हि यः ॥ सन्ध्यासंध्याशयोरन्तर्यः कालो मुनिसत्तम । युगाख्यः स तु विज्ञेयः कृतत्रेतादिसंज्ञकः ॥ યુગોમાં તેટલાંતેટલાં સો સો વર્ષોની આગલી સંધ્યા કહેવાય છે અને તેટલી જ પાછલી સંધ્યા ગણાય છે. હે મુનિશ્રેષ્ઠ! આગલી સંધ્યા તથા પાછલી સંધ્યાની વચ્ચેનો જે કાળ તે સત્ય, ત્રેતા આદિ યુગોનો કાળ સમજવો.' આ વર્ષોનું માપ દેવતાઈ વર્ષના પ્રમાણનું જાણવું. જેમકે 'दिव्यैर्वर्षसहस्रैस्तु कृतत्रेतादि संज्ञितम् । चतुर्युगं द्वादशभिस्तद्विभागं निबोध मे ॥–દેવતાઈ બાર હજાર વર્ષો થતાં (મનુષ્યોના) સત્ય, ત્રેતા આદિ ચાર યુગો થાય છે, તેનો વિભાગ તમે મારી પાસેથી સાંભળો.' (कुल्लूक)

इतरेषु ससंध्येषु ससंध्यांशेषु च त्रिषु ।
एकापायेन वर्तन्ते सहस्राणि शतानि च ॥ ७० ॥

બાકીના ત્રણ યુગોમાં તેમ જ તેમની (આગલી) સંધ્યાઓ તથા તેમના (પાછલા) સંધ્યાંશોમાં અનુક્રમે એક-એક હજાર તથા એકએક સો વર્ષો ઓછાં થતાં રહે છે. [આમ, ત્રેતાયુગ દેવોનાં=૩,૦૦૦+૩૦૦+૩૦૦=૩,૬૦૦ વર્ષોનો; દ્વાપરયુગ દેવોનાં=૨,૦૦૦+૨૦૦+૨૦૦=૨,૪૦૦ વર્ષોનો અને કલિયુગ દેવોનાં=૧,૦૦૦+૧૦૦+૧૦૦=૧,૨૦૦ વર્ષોનો હોય છે.] ૭૦

દેવોનો યુગ

यदेतत्परिसंख्यातमादावेव चतुर्युगम् ।
एतद्द्वादशसाहस्रं देवानां युगमुच्यते ॥ ७१ ॥

ચાર યુગોનું આ જે આરંભમાં માપ કહ્યું, તે કુલ દેવોનાં ૧૨,૦૦૦ વર્ષોનો એક દેવયુગ થાય છે. ૭૧

બ્રહ્માનો રાત્રિદિવસ

दैविकानां युगानां तु सहस्रं परिसंख्यया ।
ब्राह्ममेकमहर्ज्ञेयं तावतीं रात्रिमेव च ॥ ७२ ॥

એક હજારની સંખ્યાના દેવતાઈ યુગોનો બ્રહ્માનો એક દિવસ અને તેટલા જ પ્રમાણની તેમની એક રાત્રિ જાણવી. ૭૨

तद्वै युगसहस्रान्तं ब्राह्मं पुण्यमहर्विदुः ।
रात्रिं च तावतीमेव तेऽहोरात्रविदो जनाः ॥ ७३ ॥

જે લોકો એક હજાર દેવયુગોનો પૂરો બ્રહ્માનો એક પવિત્ર દિવસ અને તેવડી જ તેમની રાત્રિ પણ જાણે છે, તેઓ રાત-

દિવસને જાણનારા ગણાય છે. ૭૩

અવાન્તર પ્રલય પછીની બ્રહ્માની માનસિક સૃષ્ટિ

तस्य सोऽहर्निशस्यान्ते प्रसुप्तः प्रतिबुध्यते ।
प्रतिबुद्धश्च सृजति मनः सदसदात्मकम् ॥ ७४ ॥

સૂતેલા તે બ્રહ્મા તેમના એ રાત્રિદિવસના અંતે (ફરી) જાગે છે અને જાગીને સત તથા અસત રૂપ પોતાના મનને (ભૂર્લોક આદિ ત્રણે લોકની સૃષ્ટિ માટે) પ્રેરે છે.* ૭૪

मनः सृष्टिं विकुरुते चोद्यमानं सिसृक्षया ।
आकाशं जायते तस्मात्तस्य शब्दं गुणं विदुः ॥ ७५ ॥

એમ સરજવાની ઇચ્છાથી પ્રેરાતું મન સૃષ્ટિ કરે છે; તેમાં પ્રથમ આકાશ જન્મે છે અને તેનો ગુણ શબ્દ છે, એમ વિદ્વાનો જાણે છે. ૭૫

आकाशात्तु विकुर्वाणात्सर्वगन्धवहः शुचिः ।
बलवाञ्जायते वायुः स वै स्पर्शगुणो मतः ॥ ७६ ॥

વિકાર પામતા આકાશમાંથી સર્વ ગંધને વહેનારો, પવિત્ર અને બળવાન વાયુ ઉત્પન્ન થાય છે અને તેનો ગુણ સ્પર્શ મનાયો છે. ૭૬

* કેમકે એ મન મહાપ્રલય પછી જન્મેલું હોઈ નાશ પામ્યું હોતું નથી. અવાન્તર પ્રલય વખતે ભૂર્ આદિ ત્રણ લોકોનો જ નાશ થતો હોવાથી (ફરી) તેની સૃષ્ટિ માટે મનને જે પ્રેરણા મળે છે, તે જ મનની સૃષ્ટિ છે. પુરાણુમાં પણ એમ જ કહેવાય છે: 'मनः सिसृक्षया युक्तं सर्गाय निदधे पुनः–સૃષ્ટિ રચવાની ઇચ્છાથી પ્રેરાયેલું મન જ ફરી સૃષ્ટિ રચવા સ્થપાય છે.' (कुल्लूक)

वायोरपि विकुर्वाणाद्विरोचिष्णु तमोनुदम् ।
ज्योतिरुत्पद्यते भास्वत्तद्रूपगुणमुच्यते ॥ ७७ ॥

વિકાર પામતા વાયુમાંથી પ્રકાશમાન અને અંધકારનો નાશ કરનારું તેજસ્વી તેજ પ્રકટે છે અને તેનો ગુણ રૂપ કહેવાય છે. ૭૭

ज्योतिषश्च विकुर्वाणादापो रसगुणाः स्मृताः ।
अद्भ्यो गन्धगुणा भूमिरित्येषा सृष्टिरादितः ॥ ७८ ॥

વિકાર પામતા તેજમાંથી જળ થાય છે અને તેનો ગુણ રસ કહેવાય છે. જળમાંથી ગંધ ગુણવાળી પૃથ્વી ઉત્પન્ન થાય છે. આમ આરંભથી સૃષ્ટિ કહી.[×] ૭૮

[ परस्परानुप्रवेशाद्धारयन्ति परस्परम् ।
गुणं पूर्वस्य पूर्वस्य धारयन्त्युत्तरोत्तरम् ॥

ભૂતો એકબીજામાં પ્રવેશી એકબીજાના ગુણો ધારણ કરે છે; પછીપછીનાં ભૂતો આગળઆગળનાં ભૂતોના ગુણો ધારણ કરે છે. ]

મન્વંતર કાળ

यत्प्राग्द्वादशसाहस्रमुदितं दैविकं युगम् ।
तदेकसप्ततिगुणं मन्वन्तरमिहोच्यते ॥ ७९ ॥

બાર હજાર વર્ષોનો જે દેવયુગ આગળ કહ્યો છે, તેવા એકોતેર દેવયુગોનો આ માનવશાસ્ત્રમાં એક મન્વંતર કહેવાય

× મહાપ્રલય પછીની સૃષ્ટિ આદિમાં આવી ભૂત-સૃષ્ટિ હોય છે; તે જ ભૂતોથી અવાન્તર પ્રલય પછી પણ ભૂર્ આદિ ત્રણ લોકની રચના થાય છે, એમ અહીં કહેવા માગે છે. (कुल्लूक) .

છે; અર્થાત્ તેટલા કાળ સુધી એક મનુનો સૃષ્ટિ પર અધિકાર હોય છે. ૭૯

मन्वन्तराण्यसंख्यानि सर्गः संहार एव च ।
क्रीडन्निवैतत्कुरुते परमेष्ठी पुनः पुनः ॥ ८० ॥

આમ અસંખ્ય મન્વંતરોની ઉત્પત્તિ તથા સંહાર થયા જ કરે છે. પરમેષ્ઠી–બ્રહ્મા જાણે ખેલ કરતા હોય તેમ આ વારંવાર કરે છે.[-] ૮૦

યુગોના ધર્મ

चतुष्पात्सकलो धर्मः सत्यं चैव कृते युगे ।
नाधर्मेणागमः कश्चिन्मनुष्यान्प्रति वर्तते ॥ ८१ ॥

સત્યયુગમાં સત્ય[*] તથા ચાર પાયે પૂરો ધર્મ હોય છે.

— જો કે પુરાણોમાં ચૌદ મન્વંતરો કહેવાય છે, તોપણ સૃષ્ટિ તથા પ્રલય અસંખ્ય થયા કરે છે, તેથી અહીં અસંખ્ય મન્વંતરો કહ્યા છે; કેમકે વારંવાર અસંખ્ય સૃષ્ટિ તથા સંહાર થાય છે. ખેલ કરવો એ તો સુખ માટે કરાય છે અને પ્રજાપતિ તો પૂર્ણકામ છે, તેથી તેમને સુખ માટેની અભિલાષા હોય જ નહિ, તે કારણે કહ્યું, કે ‘જાણે ખેલ કરતા હોય તેમ’ ‘परमे तिष्ठति इति परमेष्ठी– માયાથી નહિ દબાયેલ પરમપદમાં એ સ્થિતિ કરે છે,’ તેથી એમને કોઈ પણ કારણ વિના સૃષ્ટિ આદિ શા માટે કરવું પડે છે? આવો પ્રશ્ન અહીં થાય છે, પણ તેનો ઉત્તર, કેવળ લીલા માટે જ તે એમ કરે છે, એવો જ આપી શકાય છે; તેમનો એવો સ્વભાવ જ છે. જેમ વ્યાખ્યાન આપનારનો, હાથ ઠોકવો વગેરે સ્વભાવ હોય છે, તેમ. આ અભિપ્રાય શારીરક સૂત્ર પણ જણાવે છે ‘लोकवत्तु लीला-कैवल्यम्–લોકની જેમ કેવળ લીલા જ સૃષ્ટિરચના આદિમાં પરમેશ્વરની પ્રવૃત્તિનું કારણ છે.’ (कुल्लूक)

* સત્ય એ સમગ્ર ધર્મમાં શ્રેષ્ઠ છે, તેથી તેને અહીં અલગ

તેમાં મનુષ્યો (ધન, વિદ્યા આદિ) કશું યે અધર્મથી મેળવતા નથી. ૮૧

इतरेष्वागमाद्धर्मः पादशस्त्ववरोपितः ।
चौरिकानृतमायाभिर्धर्मश्चापैति पादशः ॥ ८२ ॥

(ત્રેતાદિ) બીજા યુગોમાં લોકો અધર્મથી ધન, વિદ્યા વગેરે મેળવતા હોવાથી ધર્મનો એકએક પાયો અનુક્રમે ઓછો થાય છે; અને ચોરી, જૂઠ, માયા આદિને લીધે ધર્મ પણ ચોથા ભાગે ઘટે છે. ૮૨

अरोगाः सर्वसिद्धार्थाश्चतुर्वर्षशतायुषः ।
कृतत्रेतादिषु ह्येषामायुर्ह्रसति पादशः ॥ ८३ ॥

સત્યયુગમાં મનુષ્યો રોગરહિત, સંપૂર્ણ સિદ્ધ અર્થ-(પ્રયોજન અથવા કાર્યો)વાળા અને (સ્વાભાવિક) ચારસો× વર્ષની આવરદાવાળા હોય છે. ત્રેતાદિ યુગોમાં તેમનું આયુષ ચોથા-ચોથા ભાગે ઓછું થાય છે. ૮૩

---

જણાવ્યું છે. તપ, જ્ઞાન, યજ્ઞ તથા દાન—એ ચાર ધર્મના પાયા કહેવાય છે. મનુ એ ચારને ધર્મના પાયા કહે છે. એ ચારે સત્યયુગમાં પૂરેપૂરા હોય છે. (कुल्लूक)

× અહીં આમ સમજવું જોઈએ, કે આયુષ વધારનાર ધર્મ જો અધિક કરે તો ચારસો વર્ષ ઉપરાંત આયુષ પણ તે કાળે લોકો ભોગવતા. જેમકે 'दशवर्षसहस्राणि रामो राज्यमचीकरत्—રામે દશ હજાર વર્ષ રાજ્ય કર્યું હતું.' જો કે વેદમાં 'शतायुर्वै पुरुषः—પુરુષની આવરદા સો વર્ષની હોય છે.' એમ સંભળાય છે. પણ તેમાં 'शत' શબ્દનો પ્રયોગ સોની જ સંખ્યાનો સૂચક નથી; કિંતુ સોથી અધિક વર્ષની સંખ્યાનો સૂચક સમજવો જોઈએ. (कुल्लूक)

वेदोक्तमायुर्मर्त्यानामाशिषश्चैव कर्मणाम् ।
फलन्त्यनुयुगं लोके प्रभावश्च शरीरिणाम् ॥ ८४ ॥

મનુષ્યોની વેદોક્ત આવરદા, કર્મોની ફલેચ્છા અને દેહધારીઓનો પ્રભાવ એ લોકમાં યુગાનુસાર ફળે છે. ૮૪

अन्ये कृतयुगे धर्मास्त्रेतायां द्वापरेऽपरे ।
अन्ये कलियुगे नृणां युगह्रासानुरूपतः ॥ ८५ ॥

યુગના હ્રાસ પ્રમાણે માણસોના ધર્મો સત્યયુગમાં જુદા, ત્રેતાયુગમાં જુદા, દ્વાપરમાં બીજા અને કલિયુગમાં વળી જુદા હોય છે. ૮૫

तपः परं कृतयुगे त्रेतायां ज्ञानमुच्यते ।
द्वापरे यज्ञमेवाहुर्दानमेकं कलौ युगे ॥ ८६ ॥

સત્યયુગમાં તપ અને ત્રેતામાં જ્ઞાન ઉત્તમ કહેવાય છે. દ્વાપરમાં યજ્ઞને જ (વિદ્વાનો) શ્રેષ્ઠ કહે છે અને કલિયુગમાં એક દાનને જ ઉત્તમ કહે છે. ૮૬

[ ब्राह्मं कृतयुगं प्रोक्तं त्रेता तु क्षत्रियं युगम् ।
वैश्यो द्वापरमित्याहुः शूद्रः कलियुगः स्मृतः ॥

સત્યયુગ બ્રાહ્મણ, ત્રેતાયુગ ક્ષત્રિય, દ્વાપરયુગ વૈશ્ય અને કલિયુગ શૂદ્રરૂપ કહેવાય છે. ]

ચારે વર્ણોની ઉત્પત્તિ અને તેમનાં કર્મ

सर्वस्यास्य तु सर्गस्य गुप्त्यर्थं स महाद्युतिः ।
मुखबाहूरुपज्जानां पृथक्कर्माण्यकल्पयत् ॥ ८७ ॥

મહા તેજસ્વી તે બ્રહ્માએ આ સર્વ સૃષ્ટિના રક્ષણ સારુ બાહુ, સાથળ અને પગમાંથી જન્મેલા (બ્રાહ્મણ, ક્ષત્રિય,

વૈશ્ય અને શૂદ્ર ) માટે અલગઅલગ કર્મો નક્કી કર્યાં છે. ૮૭

બ્રાહ્મણકર્મ

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहं चैव ब्राह्मणानामकल्पयत् ॥ ८८ ॥

ભણાવવું, ભણવું, યજ્ઞ કરવા, યજ્ઞ કરાવવા, દાન લેવું અને દાન આપવું—એ છ બ્રાહ્મણોનાં કર્મો તેમણે નક્કી કર્યાં છે. ૮૮

ક્ષત્રિયકર્મ

प्रजानां रक्षणं दानमिज्याध्ययनमेव च ।
विषयेष्वप्रसक्तिश्च क्षत्रियस्य समासतः ॥ ८९ ॥

પ્રજાનું રક્ષણ કરવું, દાન આપવું, યજ્ઞ કરવો, ભણવું અને વિષયોમાં આસક્તિ ન રાખવી—એ કર્મો ક્ષત્રિયો માટે ટૂંકમાં નક્કી કર્યાં છે. ૮૯

વૈશ્યકર્મ

पशूनां रक्षणं दानमिज्याध्ययनमेव च ।
वणिक्पथं कुसीदं च वैश्यस्य कृषिमेव च ॥ ९० ॥

પશુઓનું રક્ષણ કરવું, દાન કરવું, યજ્ઞ કરવા, ભણવું, વેપારવણજ કરવો, વ્યાજવટું કરવું અને ખેતી કરવી—એ વૈશ્યનાં કર્મો નક્કી કર્યાં છે. ૯૦

શૂદ્રકર્મ

एकमेव तु शूद्रस्य प्रभुः कर्म समादिशत् ।
एतेषामेव वर्णानां शुश्रूषामनसूयया ॥ ९१ ॥

તે ભગવાને શૂદ્ર માટે એક જ કર્મનો આદેશ આપ્યો છે, કે તેણે ઉપલા ત્રણે વર્ણોની (તેમના ગુણોની) નિંદા કર્યા વિના સેવા કરવી. ૯૧

બ્રાહ્મણની પ્રશંસા

ऊर्ध्वं नाभेर्मेध्यतरः पुरुषः परिकीर्तितः ।
तस्मान्मेध्यतमं त्वस्य मुखमुक्तं स्वयंभुवा ॥ ९२ ॥

પુરુષને નાભિના ઉપરના ભાગે વિશેષ પવિત્ર કહ્યો છે; અને તેમાં યે સ્વયંભૂ ભગવાને તેના મોઢાને સૌથી વધારે પવિત્ર કહ્યું છે. ૯૨

उत्तमाङ्गोद्भवाज्ज्यैष्ठ्याद्ब्रह्मणश्चैव धारणात् ।
सर्वस्यैवास्य सर्गस्य धर्मतो ब्राह्मणः प्रभुः ॥ ९३ ॥

બ્રાહ્મણ અંગોમાં ઉત્તમ એવા મુખમાંથી જન્મ્યો હોવાથી, ક્ષત્રિયાદિથી પ્રથમ હોવાથી તેમ જ વેદને ધારણ કરતો હોવાથી ધર્મે કરી આ સર્વ સૃષ્ટિનો પ્રભુ છે. ૯૩

तं हि स्वयंभूः स्वादास्यात्तपस्तप्त्वादितोऽसृजत् ।
हव्यकव्याभिवाह्याय सर्वस्यास्य च गुप्तये ॥ ९४ ॥

દેવોને હવ્ય તથા પિતૃઓને કવ્ય પહોંચાડવા માટે તેમ જ આ સર્વ જગતની રક્ષા સારુ સ્વયંભૂ ભગવાને, તપ તપી પ્રથમ તે બ્રાહ્મણને પોતાના મુખમાંથી સરજ્યો છે. ૯૪

यस्यास्येन सदाश्नन्ति हव्यानि त्रिदिवौकसः ।
कव्यानि चैव पितरः किं भूतमधिकं ततः ॥ ९५ ॥

જેના મુખ દ્વારા દેવો હવ્યોને ( હોમદ્રવ્યને ) અને પિતૃઓ કવ્યોને ( શ્રાદ્ધભોજનને ) જમે છે, તેના કરતાં બીજું કયું પ્રાણી અધિક હોઈ શકે ? ૯૫

भूतानां प्राणिनः श्रेष्ठाः प्राणिनां बुद्धिजीविनः ।
बुद्धिमत्सु नराः श्रेष्ठा नरेषु ब्राह्मणाः स्मृताः ॥ ९६ ॥

ભૂતોમાં પ્રાણવાળાં શ્રેષ્ઠ છે, પ્રાણવાળાઓમાં બુદ્ધિથી આજીવિકા કરનારાં ( પશુઓ વગેરે ) શ્રેષ્ઠ છે, બુદ્ધિજીવીઓમાં મનુષ્યો શ્રેષ્ઠ છે અને મનુષ્યોમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે. ( કારણકે તેઓ સર્વને પૂજ્ય તથા મોક્ષના અધિકારને યોગ્ય છે. ) ૯૬

ब्राह्मणेषु च विद्वांसो विद्वत्सु कृतबुद्धयः ।
कृतबुद्धिषु कर्तारः कर्तृषु ब्रह्मवेदिनः ॥ ९७ ॥

બ્રાહ્મણોમાં વિદ્વાનો શ્રેષ્ઠ છે, વિદ્વાનોમાં સિદ્ધ બુદ્ધિવાળા શ્રેષ્ઠ છે, સિદ્ધ બુદ્ધિવાળાઓમાં આચારનિષ્ઠ શ્રેષ્ઠ છે અને આચારનિષ્ઠોમાં બ્રહ્મવેત્તાઓ શ્રેષ્ઠ છે. ૯૭

[ तेषां न पूजनीयोऽन्यस्त्रिषु लोकेषु विद्यते ।
तपोविद्याविशेषेण पूजयन्ति परस्परम्
ब्रह्मविद्भ्यः परं भूतं न किंचिदिह विद्यते ॥

ત્રણે લોકમાં તેમને માટે બીજો પૂજ્ય નથી; પણ તેઓ તપ અને વિદ્યામાં જે વિશેષ હોય તેની પરસ્પર પૂજા કરે છે. બ્રહ્મવેત્તાથી ચડિયાતું કોઈ પ્રાણી આ જગતમાં નથી. ]

उत्पत्तिरेव विप्रस्य मूर्तिर्धर्मस्य शाश्वती ।
स हि धर्मार्थमुत्पन्नो ब्रह्मभूयाय कल्पते ॥ ९८ ॥

બ્રાહ્મણની ઉત્પત્તિ જ ધર્મની સનાતન મૂર્તિ છે, કારણકે તે ધર્માચરણ કરવા માટે જ ઉત્પન્ન થયો છે અને તે મોક્ષ મેળવવા સમર્થ થાય છે. ૯૮

ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते ।
ईश्वरः सर्वभूतानां धर्मकोशस्य गुप्तये ॥ ९९ ॥

બ્રાહ્મણ જન્મથી જ પૃથ્વી પર સર્વોત્કૃષ્ટ તરીકે જન્મે છે

કેમકે તે પ્રાણીમાત્રના ધર્મભંડારની રક્ષા માટે સમર્થ છે. ૯૯

सर्वं स्वं ब्राह्मणस्येदं यत्किंचिज्जगतीगतम् ।
श्रैष्ठ्येनाभिजनेनेदं सर्वं वै ब्राह्मणोऽर्हति ॥ १०० ॥

આ જગતમાં જે કાંઈ ધનાદિ છે, તે સર્વ× બ્રાહ્મણનું છે; કેમકે શ્રેષ્ઠતાને લીધે તથા કુલીનતાના કારણે બ્રાહ્મણ એ સર્વ માટે શોક્કસ યોગ્ય છે. ૧૦૦

स्वमेव ब्राह्मणो भुङ्क्ते स्वं वस्ते स्वं ददाति च ।
आनृशंस्याद्ब्राह्मणस्य भुञ्जते हीतरे जनाः ॥ १०१ ॥

બ્રાહ્મણ (પારકું જમે છે, તે) પોતાનું જ જમે છે, (પારકું વસ્ત્ર પહેરે છે, તે) પોતાનું જ પહેરે છે અને (પારકું લઈ બીજાને જે આપે છે, તે) પોતાનું જ આપે છે; બીજા માણસો તો બ્રાહ્મણની કૃપાથી જ ભોજનાદિ કરે છે.૧૦૧

तस्य कर्मविवेकार्थं शेषाणामनुपूर्वशः ।
स्वायंभुवो मनुर्धीमानिदं शास्त्रमकल्पयत् ॥ १०२ ॥

તે બ્રાહ્મણનાં તથા બીજાઓનાં કર્મ અનુક્રમે સમજાવવા માટે બુદ્ધિમાન સ્વાયંભુવ મનુએ આ શાસ્ત્ર રચ્યું છે. ૧૦૨

આ શાસ્ત્ર બ્રાહ્મણ જ ભણાવે

विदुषा ब्राह्मणेनेदमध्येतव्यं प्रयत्नतः ।
शिष्येभ्यश्च प्रवक्तव्यं सम्यङ्नान्येन केनचित् ॥ १०३ ॥

× અહીં અવશ્ય સમજવું જોઈએ, કે બ્રાહ્મણની કેવળ આ સ્તુતિ જ છે; એટલે જગતમાંનું બધું બ્રાહ્મણને પોતાના જેવું છે, પોતાનું જ બધું નહિ; પરમેશ્વરના મુખમાંથી ઉત્પન્ન થયેલો હોઈ બ્રાહ્મણ વધારે કુળવાન અને શ્રેષ્ઠ છે; તેથી તે બધું ગ્રહણ કરવાને પાત્ર છે. (कुल्लूक)

વિદ્વાન બ્રાહ્મણે આ (શાસ્ત્ર) કાળજીથી ભણવું અને શિષ્યોને તે સારી રીતે ભણાવવું; પણ બ્રાહ્મણ સિવાય બીજા કોઈએ તે ભણાવવું નહિ. ૧૦૩

इदं शास्त्रमधीयानो ब्राह्मणः शंसितव्रतः ॥
मनोवाग्देहजैर्नित्यं कर्मदोषैर्न लिप्यते ॥ १०४ ॥

આ શાસ્ત્ર ભણનાર (અને ભણી તેનો અર્થ સમજી) ઉત્તમ વ્રત પાળનાર બ્રાહ્મણ મન, વાણી અને કાયાથી થતા દોષો વડે લેપાતો નથી. ૧૦૪

पुनाति पङ्क्तिं वंश्यांश्च सप्त सप्त परावरान् ।
पृथिवीमपि चैवेमां कृत्स्नामेकोऽपि सोऽर्हति ॥ १०५ ॥

એટલું જ નહિ, પણ તે બ્રાહ્મણ પોતાની પંક્તિને અને સાતસાત આગલાપાછલા વંશજોને પવિત્ર કરે છે; તેમ જ તે એક જ સમગ્ર પૃથ્વીને સ્વીકારવા યોગ્ય છે. ૧૦૫

બ્રાહ્મણે અવશ્ય આ ભણવું જ

[ यथा त्रिवेदाध्ययनं धर्मशास्त्रमिदं तथा ।
अध्येतव्यं ब्राह्मणेन नियतं स्वर्गमिच्छता ॥

સ્વર્ગને ઇચ્છતા બ્રાહ્મણે જેમ ત્રણ વેદો ભણવા જોઈએ, તેમ આ ધર્મશાસ્ત્ર અવશ્ય ભણવું જોઈએ. ]

इदं स्वस्त्ययनं श्रेष्ठमिदं बुद्धिविवर्धनम् ।
इदं यशस्यमायुष्यमिदं निःश्रेयसं परम् ॥ १०६ ॥

આ ધર્મશાસ્ત્ર શ્રેષ્ઠ મંગળદાયી છે, બુદ્ધિને વિશેષ વધારનારું છે અને યશ તથા આયુષ દેનારું હોઈ ચોક્કસ પરમ કલ્યાણ-મોક્ષને પણ આપનારું છે. ૧૦૬

अस्मिन्धर्मोऽखिलेनोक्तो गुणदोषौ च कर्मणाम् ।
चतुर्णामपि वर्णानामाचारश्चैव शाश्वतः ॥ १०७ ॥

આમાં સમગ્ર ધર્મ, કર્મોના ગુણદોષો અને ચારે વર્ણોના સનાતન આચાર કહ્યા છે. ૧૦૭

આચારની પ્રશંસા

आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ।
तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान्द्विजः ॥ १०८ ॥

વેદમાં તથા સ્મૃતિમાં કહેલો આચાર એ જ પરમ ધર્મ છે, તેથી નિત્ય સર્વનું હિત ઇચ્છતા દ્વિજે (ત્રણે વર્ણોના મનુષ્યે) સદા એ આચારમાં યુક્ત રહેવું: ૧૦૮

आचाराद्विच्युतो विप्रो न वेदफलमश्नुते ।
आचारेण तु संयुक्तः संपूर्णफलभाग्भवेत् ॥ १०९ ॥

આચારથી ભ્રષ્ટ થયેલો બ્રાહ્મણ વેદના ફળને પામતો નથી; પણ આચારથી સારી રીતે યુક્ત રહેલો તે સંપૂર્ણ ફળ પામે છે. ૧૦૯

एवमाचारतो दृष्ट्वा धर्मस्य मुनयो गतिम् ।
सर्वस्य तपसो मूलमाचारं जगृहुः परम् ॥ ११० ॥

એમ આચારથી ધર્મની પ્રાપ્તિ જોઈને, મુનિઓએ આચારને સર્વ તપના શ્રેષ્ઠ મૂળરૂપે સ્વીકાર્યો છે. ૧૧૦

આ ધર્મશાસ્ત્રમાં વર્ણવેલા વિષયો

जगतश्च समुत्पत्तिं संस्कारविधिमेव च ।
व्रतचर्योपचारं च स्नानस्य च परं विधिम् ॥ १११ ॥

दाराधिगमनं चैव विवाहानां च लक्षणम् ।
महायज्ञविधानं च श्राद्धकल्पश्च शाश्वतः ॥ ११२॥

જગતની ઉત્પત્તિ (એ પહેલા અધ્યાયમાં), ગર્ભાધાનાદિ સંસ્કારોનો વિધિ તેમ જ બ્રહ્મચારીનાં વ્રતાચરણ, ગુરુ આદિને વંદન-સેવન વગેરે (બીજા અધ્યાયમાં), (ગુરુગૃહેથી આવ્યા પછીના સંસ્કારરૂપ) સ્નાનનો ઉત્તમ વિધિ, કન્યા પરણવી તે, વિવાહોનાં લક્ષણો, મહાયજ્ઞનું વિધાન અને સનાતન શ્રાદ્ધવિધિ–એ (ત્રીજા અધ્યાયમાં) કહ્યાં છે. ૧૧૧, ૧૧૨

वृत्तीनां लक्षणं चैव स्नातकस्य व्रतानि च ।
भक्ष्याभक्ष्यं च शौचं च द्रव्याणां शुद्धिमेव च ॥ ११३॥
स्त्रीधर्मयोगं तापस्यं मोक्षं संन्यासमेव च ।
राज्ञश्च धर्ममखिलं कार्याणां च विनिर्णयम् ॥ ११४॥
साक्षिप्रश्नविधानं च धर्मं स्त्रीपुंसयोरपि ।
विभागधर्मं द्यूतं च कण्टकानां च शोधनम् ॥ ११५॥

આજીવિકાઓનાં લક્ષણો અને ગૃહસ્થનાં વ્રતો (એ ચોથા અધ્યાયમાં) છે; તેમ જ ભક્ષ્યાભક્ષ્યનો વિચાર, સૂતકનો વિધિ, દ્રવ્યોની શુદ્ધિ અને સ્ત્રીઓના ધર્મનું વર્ણન (પાંચમામાં છે); (છઠ્ઠા અધ્યાયમાં) વાનપ્રસ્થના ધર્મ, મોક્ષધર્મ તથા સંન્યાસીના ધર્મ કહ્યા છે. રાજાનો સમગ્ર ધર્મ (સાતમામાં) કહ્યો છે. દાવાઓનો નિકાલ અને સાક્ષીઓને પૂછવાના પ્રશ્નની વિધિ, એ (આઠમામાં) છે. સ્ત્રીપુરુષના ધર્મો, ભાગીદારોના ભાગોનો વિચાર, જૂગટાંનો નિષેધ અને ચોરડાકુઓરૂપી કાંટાઓની સાફસૂફી, એ (નવમામાં) કહ્યાં છે. ૧૧૩–૧૧૫

वैश्यशूद्रोपचारं च संकीर्णानां च संभवम् ।
आपद्धर्मं च वर्णानां प्रायश्चित्तविधिं तथा ॥ ११६ ॥

(દશમા અધ્યાયમાં) વૈશ્ય તથા શૂદ્રોનાં ધર્મકર્તવ્યો, સંકરજાતિઓની ઉત્પત્તિ, તેમ જ વર્ણોના આપદ્ધર્મો વર્ણવ્યા છે; તેમ જ પ્રાયશ્ચિત્તવિધિ (અગિયારમામાં) છે. ૧૧૬

संसारगमनं चैव त्रिविधं कर्मसंभवम् ।
निःश्रेयसं कर्मणां च गुणदोषपरीक्षणम् ॥ ११७ ॥

ત્રણ પ્રકારનાં કર્મના કારણે સંસારમાં થતી દેહપ્રાપ્તિ, મોક્ષ, તેમ જ કર્મના ગુણદોષની પરીક્ષા—એ (બારમા અધ્યાયમાં) કહેલ છે. ૧૧૭

देशधर्माञ्जातिधर्मान्कुलधर्मांश्च शाश्वतान् ।
पाषण्डगणधर्मांश्च शास्त्रेऽस्मिन्नुक्तवान्मनुः ॥ ११८ ॥

વળી મનુએ આ ધર્મશાસ્ત્રમાં દેશધર્મો, જાતિધર્મો, સનાતન કુલધર્મો અને પાખંડીઓના તથા વેપારીસમૂહોના ધર્મો પણ કહ્યા છે. ૧૧૮

यथेदमुक्तवाञ्छास्त्रं पुरा पृष्टो मनुर्मया ।
तथेदं यूयमप्यद्य मत्सकाशान्निबोधत ॥ ११९ ॥

પહેલાં મેં પૂછ્યું, ત્યારે મનુએ જે પ્રમાણે મને આ શાસ્ત્ર કહ્યું છે, તે પ્રમાણે તમે પણ આજે મારી પાસેથી તે સાંભળો. ૧૧૯

**इति श्री मानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां प्रथमोऽध्यायः ॥**

ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૧લો સમાપ્ત

# અધ્યાય ૨જો

## ધર્મનું સ્વરૂપ

विद्वद्भिः सेवितः सद्भिर्नित्यमद्वेषरागिभिः ।
हृदयेनाभ्यनुज्ञातो यो धर्मस्तं निबोधत ॥ १ ॥

રાગદ્વેષથી રહિત ઉત્તમ વિદ્વાનોએ જેને નિત્ય સેવ્યો છે અને હૃદયથી મુખ્ય તરીકે જેને જાણ્યો છે, તે ધર્મ તમે સાંભળો.+ ૧

---

+ આ શ્લોકનો અર્થસંગ્રહ દર્શાવતા આવા શ્લોકો મળે છેઃ

'वेदविद्भिर्ज्ञात इति प्रयुञ्जानो विशेषणम् ।
वेदादेव परिज्ञातो धर्म इत्युक्तवान्मनुः ॥
हृदयेनाभिमुख्येन ज्ञात इत्यपि निर्दिशन् ।
श्रेयःसाधनमित्याह तत्र ह्यभिमुखं मनः ॥
वेदप्रमाणकः श्रेयःसाधनं धर्म इत्यतः ।
मनूक्तमेव मुनयः प्राणिन्युर्धर्मलक्षणम् ॥

'વેદ જાણનારાઓએ જાણેલો' એવું ધર્મને વિશેષણ આ શ્લોકમાં આપ્યું છે, તેથી મનુએ, વેદમાંથી જાણેલો જ ધર્મ પોતે કહ્યો છે, એમ સૂચવ્યું છે; વળી આ શ્લોકમાં 'હૃદયથી મુખ્ય તરીકે જાણેલો' એવું ધર્મને જે વિશેષણ આપ્યું છે, તેથી સૂચવ્યું છે કે: 'ધર્મમાં મનને તત્પર કરવું, એ જ મોક્ષનું સાધન છે' વળી વેદરૂપી પ્રમાણવાળો ધર્મ જ મોક્ષનું સાધન છે, એ કારણથી બીજા મુનિઓએ પણ મનુના કહેવા પ્રમાણે જ ધર્મનું લક્ષણ કહ્યું છે.'

આ અભિપ્રાયથી જ હારીત કહે છે: अथातो धर्मं व्याख्यास्यामः, श्रुतिप्रमाणको धर्मः, श्रुतिश्च द्विविधा वैदिकी तान्त्रीकी च– અગે ધર્મ કહીશું; શ્રુતિના પ્રમાણવાળો જ ધર્મ હોઈ શકે; એ શ્રુતિ બે પ્રકારની મળે છે: 'એક વેદની શ્રુતિ અને બીજી શાસ્ત્રોની શ્રુતિ.' ભવિષ્ય-

ઇચ્છાનો ત્યાગ અશક્ય

कामात्मता न प्रशस्ता न चैवेहास्त्यकामता ।
काम्यो हि वेदाधिगमः कर्मयोगश्च वैदिकः ॥ २ ॥

ફળની ઇચ્છાનો સ્વભાવ સારો નથી;* તેમ આ લોકમાં

---

પુરાણમાં પણ કહ્યું છે:

'धर्मः श्रेयः समुद्दिष्टं श्रेयोऽभ्युदयलक्षणम् ।
स तु पञ्चविधः प्रोक्तो वेदमूलः सनातनः ॥
अस्य सम्यगनुष्ठानात् स्वर्गो मोक्षश्चजायते ।
इह लोके सुखैश्वर्यमतुलं च खगाधिप ॥

હે પક્ષીઓના રાજા! ધર્મ, એ ઉત્તમ કલ્યાણરૂપે દર્શાવ્યો છે અને કલ્યાણ અભ્યુદયના લક્ષણરૂપ હોવું જોઈએ. એ સનાતન ધર્મનું મૂળ વેદ છે અને તેના પાંચ પ્રકાર કહ્યા છે. એ ધર્મનું સારી રીતે પાલન કરવાથી સ્વર્ગ તથા મોક્ષની પ્રાપ્તિ થાય છે, ઉપરાંત આ લોકમાં પણ અતુલ ઐશ્વર્ય તથા સુખ મળે છે.' જૈમિનિ પણ આવું જ ધર્મનું લક્ષણ દર્શાવતા આવું સૂત્ર રચે છે: 'चोदना-लक्षणोऽर्थो धर्मः–વેદની આજ્ઞાથી જે અર્થ જણાય છે, તે ધર્મ છે;' કલ્યાણનાં સાધન જ્યોતિષ્ટોમ આદિ યજ્ઞવિધાન તે અર્થ છે અને દોષનાં સાધનો શ્યેનયાગ વગેરે અનર્થ છે; અર્થાત્ વેદનું જેમાં પ્રમાણ હોય છે, એવું કલ્યાણનું સાધન જે જ્યોતિષ્ટોમ વગેરે છે, તે ધર્મ છે; વળી બીજી જે સ્મૃતિઓ વગેરે મળે છે, તે પણ વેદરૂપી મૂળવાળી હોવાથી જ ધર્મમાં પ્રમાણભૂત ગણાય છે, એ વાત આગળ જતાં અમે જણાવીશું. (कुल्लूक)

* આમ કહીને અહીં હરકોઈ ઇચ્છાનો નિષેધ કરવામાં આવતો નથી; કેમકે વેદનો સ્વીકાર અને વૈદિક સમગ્ર ધર્મનો સંબંધ ઇચ્છા વિના થઈ શકે નહિ; એટલે એ જ કહેવા માગે છે કે સ્વર્ગાદિ ફળની ઇચ્છાથી કામ્ય કર્મો કરવાં, તે પુનર્જન્મ–સંસારનું કારણ બને છે; અને ફલેચ્છા વિનાના નિત્યનૈમિત્તિક કર્મો તો આત્મજ્ઞાન

ઇચ્છા વિના કર્મો કરવામાં આવે, એ પણ સંભવિત નથી; કેમકે વેદની જ્ઞાનપ્રાપ્તિ અને વૈદિક કર્મયોગ એ બન્ને ઇચ્છાનો જ વિષય છે. ૨

संकल्पमूलः कामो वै यज्ञाः सङ्कल्पसंभवाः ।
व्रतानि यमधर्माश्च सर्वे सङ्कल्पजाः स्मृताः ॥ ३ ॥

ઇચ્છાનું મૂળ સંકલ્પ છે; યજ્ઞો સંકલ્પોથી સંભવે છે; તેમ જ વ્રતો, યમો અને ધર્મો, એ બધાં સંકલ્પથી જ થતાં કહેવાય છે. ૩

अकामस्य क्रिया काचिद्दृश्यते नेह कर्हिचित् ।
यद्यद्धि कुरुते किंचित्तत्तत्कामस्य चेष्टितम् ॥ ४ ॥

આ લોકમાં ઇચ્છારહિત પુરુષની કોઈ ક્રિયા કદી દેખાતી નથી; માણસ જે કંઈ કરે છે, તે ઇચ્છાની જ ચેષ્ટા છે. ૪

શાસ્ત્રીય કર્મોની ઇચ્છા ઉત્તમ છે

तेषु सम्यग्वर्तमानो गच्छत्यमरलोकताम् ।
यथा संकल्पितांश्चेह सर्वान्कामान्समश्नुते ॥ ५ ॥

તે (શાસ્ત્રીય) કર્મોમાં બરાબર વર્તનારો (માણસ) અમરલોક પામે છે અને સંકલ્પ કર્યા પ્રમાણે સર્વ ઇચ્છિત પદાર્થો મેળવે છે.+ ૫

---

પ્રાપ્ત કરવામાં સહાયકારી હોવાથી મોક્ષદાયક બને છે, એટલે તે કર્મોની ઇચ્છા કરવાનો નિષેધ નથી. (कुल्लूक)

+ આમ છાંદોગ્યમાં પણ જણાવે છેઃ 'स यदा पितृलोककामो भवति संकल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति–તે જ્ઞાની પુરુષ જ્યારે પિતૃલોકની ઇચ્છા કરે છે, ત્યારે તેના એ સંકલ્પથી જ અહીં પિતૃઓ હાજર થાય છે.' (कुल्लूक)

[ असद्वृत्तस्तु कामेषु कामोपहतचेतनः ।
नरकं समवाप्नोति तत्फलं न समश्नुते ॥

પણ ( અશાસ્ત્રીય ) કામનાઓ માટે ખરાબ વર્તન કરનારો અને કામનાઓથી મૂઢચિત્ત થયેલો મનુષ્ય તેનું ફળ પામતો નથી, પણ નરક પામે છે. ]

[ तस्माच्छ्रुतिस्मृतिप्रोक्तं यथाविध्युपपादितम् ।
काम्यं कर्मेह भवति श्रेयसे न विपर्ययः ॥

માટે શ્રુતિ અને સ્મૃતિમાં કહેલું કામ્યકર્મ પણ જો વિધિ પ્રમાણે કર્યું હોય તો આ લોકમાં કલ્યાણકારી થાય છે, પણ તે વિપરીત ફળ આપતું નથી. ]

ધર્મનાં મૂળ પ્રમાણો

वेदोऽखिलो धर्ममूलं स्मृतिशीले च तद्विदाम् ।
आचारश्चैव साधूनामात्मनस्तुष्टिरेव च ॥ ६ ॥

સમગ્ર વેદ, વેદ જાણનારાઓએ રચેલાં ધર્મશાસ્ત્રો, તેમનું શીલ,× સત્પુરુષોના આચાર તેમ જ તેમના મનની પ્રસન્નતા–

× હારીતે શીલ તેર પ્રકારનું કહ્યું છે : 'ब्रह्मण्यता, देवपितृभक्तता, सौम्यता, अपरोपतापिता, अनसूयता, मृदुता, अपारुष्यं, मैत्रता, प्रियवादित्वं, कृतज्ञता, शरण्यता, कारुण्यं, प्रशान्तिश्चेति त्रयोदशविधं शीलम्'–બ્રહ્મનિષ્ઠતા, દેવો તથા પિતૃઓની ભક્તિ કરવી, સૌમ્યપણું રાખવું, બીજા કોઈ પ્રાણીને દુઃખ ન દેવું, બીજાઓના ગુણો પર દોષબુદ્ધિ ન કરવી, કોમળતા રાખવી, કઠોરતા ન કરવી, સર્વ તરફ મિત્રતા કરવી, સર્વને પ્રિય લાગે તેવું બોલવું, કોઈએ કંઈ ઉપકાર કર્યો હોય તે ધ્યાનમાં રાખવો, કોઈ શરણે આવે તેનો અનાદર ન કરવો, સર્વ તરફ દયા રાખવી અને ખૂબ શાંતિ જાળવવી–આ તેર પ્રકારનું શીલ (સદ્-

એ ધર્મનાં મૂળ પ્રમાણ છે. ૬

મનુસ્મૃતિની વિશેષતા

यः कश्चित्कस्यचिद्धर्मो मनुना परिकीर्तितः ।
स सर्वोऽभिहितो वेदे सर्वज्ञानमयो हि सः ॥ ७ ॥

મનુએ જે કોઈનો જે કાંઈ ધર્મ કહ્યો છે, તે સર્વ વેદમાં કહ્યો છે; કેમકે તે મનુ સર્વ (વેદનું) જ્ઞાન ધારણ કરે છે.* ૭

સ્વધર્મમાં સ્થિર રહેવું

सर्वं तु समवेक्ष्येदं निखिलं ज्ञानचक्षुषा ।
श्रुतिप्रामाण्यतो विद्वान्स्वधर्मे निविशेत वै ॥ ८ ॥

આ બધું જ્ઞાનરૂપી દૃષ્ટિથી સંપૂર્ણ જોઈવિચારી વિદ્વાન પુરુષે વેદનાં પ્રમાણો મુજબ સ્વધર્મમાં સ્થિર રહેવું. ૮

વૈદિક સ્વધર્માચરણનું ફળ

श्रुतिस्मृत्युदितं धर्ममनुतिष्ठन्हि मानवः ।
इह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥ ९ ॥

જે માણસ શ્રુતિ અને સ્મૃતિમાં કહેલા ધર્મનું આચરણ કરે છે, તે આ લોકમાં કીર્તિ અને પરલોકમાં સર્વોત્તમ સુખ

---

વર્તન) કહેવાય છે. ગોવિંદરાજ લખે છે કે રાગદ્વેષનો ત્યાગ કરવો તે શીલ છે! (कुल्लूक)

* અર્થાત્ મનુ સર્વજ્ઞ હતા; તેમણે વેદનો અર્થ સંપૂર્ણ જાણ્યા પછી લોકના હિત માટે મનુસ્મૃતિમાં દર્શાવેલ છે, માટે મનુસ્મૃતિ બીજાં સર્વ શાસ્ત્રો કરતાં વધારે વેદને જ અનુસરે છે. આ શ્લોકમાં ગોવિંદરાજે 'सर्वज्ञानमयो हि सः' એ છેલ્લા ચરણનો અર્થ કરતી વેળા 'सर्वज्ञानमयः'—એ વિશેષણ વેદને લગાડ્યું છે અને વેદને સર્વજ્ઞાનનો ભંડાર સૂચવ્યો છે. (कुल्लूक)

મેળવે છે. ૯

વૈદિક ધર્મ કુતર્કનો અવિષય છે

श्रुतिस्तु वेदो विज्ञेयो धर्मशास्त्रं तु वै स्मृतिः ।
ते सर्वार्थेष्वमीमांस्ये ताभ्यां धर्मो हि निर्बभौ ॥ १० ॥

શ્રુતિ એટલે વેદ અને સ્મૃતિ એટલે ધર્મશાસ્ત્ર જ જાણવું. સર્વ બાબતોમાં તે કુતર્કનો અવિષય છે; કેમકે એ બંનેથી ધર્મ પ્રકાશ્યો છે. ૧૦

શ્રુતિસ્મૃતિનું અપમાન કરનારનો બહિષ્કાર

योऽवमन्येत ते मूले हेतुशास्त्राश्रयाद्द्विजः ।
स साधुभिर्बहिष्कार्यो नास्तिको वेदनिन्दकः ॥ ११ ॥

જે દ્વિજ હેતુશાસ્ત્ર( મિથ્યા તર્કવાદ× )નો આશ્રય લઈ આ બે ધર્મનાં મૂળરૂપ શ્રુતિ તથા સ્મૃતિનું અપમાન કરે છે, તેવા નાસ્તિક અને વેદનિંદકનો સત્પુરુષોએ બહિષ્કાર કરવો. ૧૧

ધર્મ માટે ચાર પ્રમાણો

वेदः स्मृतिः सदाचारः स्वस्य च प्रियमात्मनः ।
एतच्चतुर्विधं प्राहुः साक्षाद्धर्मस्य लक्षणम् ॥ १२ ॥

વેદ, સ્મૃતિ, સદાચાર અને આત્મપ્રસન્નતા-ધર્મનાં આ ચાર પ્રકારનાં સાક્ષાત્ લક્ષણો પંડિતો કહે છે. ૧૨

× મિથ્યા તર્કવાદ એટલે: 'वेदवाक्यम् अप्रमाणं वाक्यत्वात्, विप्रलम्भकवाक्यवत् -વેદનાં વાક્ય પ્રમાણ ન ગણાય; કેમકે તે પણ ઠગ લોકોનાં વાક્ય જેવાં જ વાક્ય છે' ઇત્યાદિ પ્રતિકૂલ તર્કોથી વેદશાસ્ત્રનો અનાદર કરી શકાય નહિ; કેવળ અનુકૂલ તર્કોથી તે સંબંધી વિચાર કરવો, તે માટે તો નિષેધ છે જ નહિ. (कुल्लूक)

ધર્મજ્ઞાન માટે વેદ ઉત્કૃષ્ટ પ્રમાણ

अर्थकामेष्वसक्तानां धर्मज्ञानं विधीयते ।
धर्मं जिज्ञासमानानां प्रमाणं परमं श्रुतिः ॥ १३ ॥

અર્થ અને કામમાં તેઓ આસક્ત ન હોય તેમને ધર્મજ્ઞાન આવશ્યક છે. ધર્મને જાણવા-ઇચ્છતારાઓ માટે શ્રુતિ સર્વોત્કૃષ્ટ પ્રમાણ છે. ૧૩

श्रुतिद्वैधं तु यत्र स्यात्तत्र धर्मावुभौ स्मृतौ ।
उभावपि हि तौ धर्मौ सम्यगुक्तौ मनीषिभिः ॥ १४ ॥

જ્યાં શ્રુતિઓ બે મતની હોય, ત્યાં એ બંને મતોને ધર્મરૂપ કહ્યા છે; કેમકે પંડિતોએ તે બંનેને ઉત્તમ ધર્મો જણાવ્યા* છે. ૧૪

उदितेऽनुदिते चैव समयाध्युषिते तथा ।
सर्वथा वर्तते यज्ञ इतीयं वैदिकी श्रुतिः ॥ १५ ॥

જેમકે વેદની આ શ્રુતિ છે—સૂર્ય ઊગ્યો હોય, તે પછી (उदिते जुहुयात्) અથવા સૂર્યોદય પહેલાં અરુણોદય હોય ત્યારે (अनुदिते जुहुयात्) અથવા સૂર્ય કે તારા કશું દેખાતું ન હોય,

* અર્થાત્ જે વિષય માટે વેદમાં જ બે વાક્યો પરસ્પર વિરુદ્ધ અર્થ દર્શાવતાં હોય, તે વિષયમાં એ બંને વાક્યોને સમાન બળવાળાં ગણી વિકલ્પાનુષ્ઠાનનું વિધાન સમજી વિરોધપરિહાર કરવો;-એટલે બંને વાક્યોની આજ્ઞાને ધર્મરૂપ જ ગણવી. આ અભિપ્રાય ગૌતમ પણ જણાવે છે: 'तुल्यबलविरोधे विकल्पः—સમાન બળવાળાં વેદવાક્યોનો જ્યાં પરસ્પર વિરોધ જણાય ત્યાં વિકલ્પ સમજી લેવો.' હરકોઈ વાક્યને પ્રમાણ ગણી લેવાય છે; બંનેની આજ્ઞાને ધર્મ જ મનાય છે. આ બાબત સમજાવવા નીચેના પંદરમા શ્લોકમાં દૃષ્ટાંત આપે છે. (कुल्लूक)

તે વખતે (समयाभ्युषिते जुहुयात्) એમ હરકોઈ સમયે યજ્ઞ થઈ શકે છે.૧૫

સ્મૃતિઓ કયા કારણે પ્રમાણ છે?

[श्रुतिं पश्यन्ति मुनयः स्मरन्ति तु यथास्मृति।
तस्मात्प्रमाणं मुनयः प्रमाणं प्रथितं भुवि॥

મુનિઓ શ્રુતિને જુએ છે અને (વિચારે છે; પછી) પોતાના સ્મરણ પ્રમાણે સ્મૃતિ રચે છે; તેથી એ મુનિઓ પ્રમાણ છે અને તેમણે રચેલી સ્મૃતિઓ પણ જગતમાં પ્રસિદ્ધ પ્રમાણ છે.]

કઈ સ્મૃતિ પ્રમાણિક નથી?

[विरुद्धा च विगीता च दृष्टार्थादिष्टकारणे।
स्मृतिर्न श्रुतिमूला स्याद्या चैषा संभवश्रुतिः॥

જે સ્મૃતિ વેદવિરુદ્ધ ને નિંદિત હોય, જે લૌકિક અર્થનો આદેશ આપતી હોય, જેનું મૂળ શ્રુતિમાં ન હોય અને જેનું મૂળ શ્રુતિમાં હોવાની માત્ર અટકળ જ હોય, તે સ્મૃતિ પ્રમાણરૂપ નથી.]

મહાપુરુષોનું અનુકરણ દરેકથી ન થાય

[धर्मव्यतिक्रमो दृष्टः श्रेष्ठानां साहसं तथा।
तदन्वीक्ष्य प्रयुञ्जानाः सीदन्त्यपरधर्मजाः॥

શ્રેષ્ઠ પુરુષોનાં સાહસ અને ધર્મત્યાગ જોઈ જે બીજા ધર્મીઓ તેમનું અનુકરણ કરે છે, તેઓ દુઃખી થાય છે.]

આ ધર્મશાસ્ત્રનો અધિકાર કોને?

निषेकादिश्मशानान्तो मन्त्रैर्यस्योदितो विधिः।
तस्य शास्त्रेऽधिकारोऽस्मिञ्ज्ञेयो नान्यस्य कस्यचित्॥ १६॥

જે (બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય)ને ઉદ્દેશી ગર્ભાધાનથી માંડી સ્મશાનમાં અંત્યેષ્ટિ સુધીનો વિધિ વૈદિક મંત્રોથી કહ્યો છે, તેને આ માનવધર્મશાસ્ત્રમાં અધિકારી જાણવો, બીજા (શૂદ્રાદિ) કોઈને નહિ. ૧૬

ધર્મપાલન માટે દેશ કયો?

सरस्वतीदृषद्वत्योर्देवनद्योर्यदन्तरम् ।
तं देवनिर्मितं देशं ब्रह्मावर्तं प्रचक्षते ॥ १७ ॥

સરસ્વતી અને દૃષદ્વતી, એ બે દેવનદીઓની વચ્ચેનો જે દેશ દેવોએ રચેલો છે, તે દેશને બ્રહ્માવર્ત કહે છે. ૧૭

સદાચાર કયો?

तस्मिन्देशे य आचारः पारंपर्यक्रमागतः ।
वर्णानां सान्तरालानां स सदाचार उच्यते ॥ १८ ॥

તે દેશમાં ચારે વર્ણોનો અને બીજી સંકર જાતિઓનો જે આચાર પરંપરાના ક્રમથી ચાલ્યો આવ્યો છે, તેને સદાચાર કહે છે. ૧૮

બ્રહ્મર્ષિઓનો દેશ કયો?

कुरुक्षेत्रं च मत्स्याश्च पञ्चालाः शूरसेनकाः ।
एष ब्रह्मर्षिदेशो वै ब्रह्मावर्तादनन्तरः ॥ १९ ॥

કુરુક્ષેત્ર, મત્સ્ય, પંચાલ અને શૂરસેન—એ (પણ) બ્રહ્મર્ષિઓના દેશો છે; તેથી તેઓને જ બ્રહ્માવર્ત પછીના સ્થાને ગણી શકાય છે. ૧૯

પૂર્વોક્ત દેશવાસી બ્રાહ્મણ સારા

एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।
स्वं स्वं चरित्रं शिक्षेरन्पृथिव्यां सर्वमानवाः ॥ २० ॥

એ દેશોમાં જન્મેલા બ્રાહ્મણ પાસેથી પૃથ્વીમાંના સર્વ માણસોએ પોતપોતાનો સદાચાર શીખવો જોઈએ. ૨૦

મધ્ય દેશ કયો?

हिमवद्विन्ध्ययोर्मध्यं यत्प्राग्विनशनादपि ।
प्रत्यगेव प्रयागाच्च मध्यदेशः प्रकीर्तितः ॥ २१ ॥

હિમાલય અને વિંધ્યાચળની વચ્ચે, વિનશન(નામના સરસ્વતીના અદર્શન સ્થાન)થી પૂર્વે તથા પ્રયાગથી પશ્ચિમમાં જે દેશ છે, તેને મધ્યદેશ કહ્યો છે. ૨૧

આર્યાવર્ત દેશ

आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात् ।
तयोरेवान्तरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥ २२ ॥

એ જ બે પર્વતોની વચ્ચેનો પૂર્વ-સમુદ્રથી આંડી પશ્ચિમ-સમુદ્ર સુધીનો+ જે પ્રદેશ છે, તેને પંડિતો આર્યાવર્ત કહે છે.

कृष्णसारस्तु चरति मृगो यत्र स्वभावतः ।
स ज्ञेयो यज्ञियो देशो म्लेच्छदेशस्त्वतः परः ॥ २३ ॥

જ્યાં કાળિયાર હરણ સ્વભાવથી ફરે છે, તેને યજ્ઞ માટે યોગ્ય દેશ જાણવો; એ સિવાયનો બીજો મ્લેચ્છ* દેશ સમજવો.

+ 'સુધીનો' એમ મર્યાદા સૂચવી છે, અભિવિધિ નહિ; એટલે પૂર્વ તથા પશ્ચિમ સમુદ્રોની વચ્ચેના બેટો આર્યાવર્તમાં ગણાતા નથી. 'आर्या अत्र आवर्तन्ते-पुनःपुनरुद्भवन्ति इति आर्यावर्तः-જ્યાં આર્ય લોકો ફરીફરી જન્મે છે, તે દેશ આર્યાવર્ત કહેવાય છે.' (कुल्लूक)

* સરખાવો:
चातुर्वर्ण्यव्यवस्थानं यस्मिन्देशे न विद्यते ।
स म्लेच्छदेशो विज्ञेय आर्यावर्तस्ततः परः ॥ (विष्णुपुराण)
જે દેશમાં ચાર વર્ણોની વ્યવસ્થા નથી, તે દેશને મ્લેચ્છ જાણવો;

('એવો મ્લેચ્છ દેશ યજ્ઞ માટે અયોગ્ય ગણાય છે.) ૨૩

એ દેશોમાં જ વસવું

एतान्द्विजातयो देशान्संश्रयेरन्प्रयत्नतः ।
शूद्रस्तु यस्मिन्कस्मिन्वा निवसेद्वृत्तिकर्शितः ॥ २४ ॥

દ્વિજવર્ણોએ આ દેશોમાં પ્રયત્ન કરીને પણ વસવું. આજીવિકાના સંકટવાળા શૂદ્રે તો હરકોઈ દેશમાં વાસ કરવો.

एषा धर्मस्य वो योनिः समासेन प्रकीर्तिता ।
संभवश्चास्य सर्वस्य वर्णधर्मान्निबोधत ॥ २५ ॥

આ ધર્મનું કારણ અને સર્વ જગતની ઉત્પત્તિ મેં તમને ટૂંકમાં કહ્યાં; હવે વર્ણોના ધર્મો× તમે સાંભળો. ૨૫

---

તેથી બીજો (ચાર વર્ણની વ્યવસ્થાવાળો) આર્યાવર્ત છે. (વિષ્ણુપુરાણ)

× 'વર્ણોના ધર્મ' એમ કહી અહીં વર્ણધર્મ, આશ્રમધર્મ, વર્ણાશ્રમધર્મ, ગુણધર્મ અને નૈમિત્તિક ધર્મ–એમ પાંચ ધર્મો કહેવા સૂચવ્યું છે. તે પાંચે ધર્મોનું સૂચન ભવિષ્યપુરાણમાં આ પ્રમાણે છે:

'वर्णधर्मः स्मृतस्त्वेक आश्रमाणामतःपरम् ।
वर्णाश्रमस्तृतीयस्तु गौणो नैमित्तिकस्तथा ॥
वर्णत्वमेकमाश्रित्य यो धर्मः संप्रवर्तते ।
वर्णधर्मः स उक्तस्तु यथोपनयनं नृप ॥
यस्त्वाश्रमं समाश्रित्य अधिकारः प्रवर्तते ।
स वर्णाश्रमधर्मस्तु मौञ्जीया मेखला यथा ॥
यो गुणेन प्रवर्तेत गुणधर्मः स उच्यते ।
यथा मूर्धाभिषिक्तस्य प्रजानां परिपालनम् ।
निमित्तमेकमाश्रित्य यो धर्मः संप्रवर्तते ।
नैमित्तिकः स विज्ञेयः प्रायश्चित्तविधिर्यथा ॥

વર્ણધર્મ પહેલો, આશ્રમધર્મ બીજો, વર્ણાશ્રમધર્મ ત્રીજો, ગુણધર્મ ચોથો અને નૈમિત્તિક ધર્મ પાંચમો; તેમાં વર્ણનો આશ્રય

દ્વિજવર્ણના સંસ્કારો

वैदिकैः कर्मभिः पुण्यैर्निषेकादिर्द्विजन्मनाम् ।
कार्यः शरीरसंस्कारः पावनः प्रेत्य चेह च ॥ २६ ॥

આ લોક અને પરલોકમાં પાવનકારી ગર્ભાધાન આદિ શરીરસંસ્કારો, દ્વિજવર્ણોએ પવિત્ર વૈદિક કર્મોથી કરવા જોઈએ.

એ સંસ્કારોનું પ્રયોજન

गार्भैर्होमैर्जातकर्मचौडमौञ्जीनिबन्धनैः ।
बैजिकं गार्भिकं चैनो द्विजानामपमृज्यते ॥ २७ ॥

ગર્ભશુદ્ધિ માટે કરાતા ગર્ભાધાન આદિ સંસ્કારો તથા જાતકર્મ,[×] ચૂડાકર્મ[+] અને મૌંજીબંધન (જનોઈ)–એ સંસ્કારો કરવાથી દ્વિજોનાં બૈજિક (પિતાના બીજ સંબંધી) તથા ગાર્ભિક (માતાના ગર્ભ સંબંધી) પાપો દૂર થાય છે.–૨૭

શરીર દ્વારા બ્રહ્મપ્રાપ્તિ કયા માર્ગે?

स्वाध्यायेन व्रतैर्होमैस्त्रैविद्येनेज्यया सुतैः ।
महायज्ञैश्च यज्ञैश्च ब्राह्मीयं क्रियते तनुः ॥ २८ ॥

કરી જે ધર્મ કહેવાય તે વર્ણધર્મ છે; જેમકે જનોઈનો સંસ્કાર; પણ જે આશ્રમનો આશ્રય કરી ધર્માધિકાર કહેવાય, તે આશ્રમધર્મ છે; જેમકે ભિક્ષા, દંડધારણ વગેરે; પરંતુ વર્ણ તથા આશ્રમ બંનેનો આશ્રય કરી જે ધર્મનો અધિકાર જણાવાય તે વર્ણાશ્રમધર્મ છે; જેમકે મુંજ ઘાસની કટિમેખલા ધારણ કરવા કહ્યું છે; તે પણ જે ધર્મ ગુણનો આશ્રય કરી જણાવાય, તે ગુણધર્મ કહેવાય છે; જેમકે જેના મસ્તકે રાજ્યાભિષેક થયો હોય, તેવા રાજાએ પ્રજાઓનું રક્ષણ કરવું; પરંતુ જે કેવળ નિમિત્તનો જ આશ્રય કરી ધર્મ કરવા કહેવાય છે, તે નૈમિત્તિક ધર્મ છે; જેમકે પ્રાયશ્ચિત્તની વિધિઓ.' (कुल्लूक)

× जातकर्म=જન્મેલા બાળકને મંત્રોચ્ચારપૂર્વક ઘી ચટાડવું તે.

+ चूडाकरणकर्म=બાળકની સાથે જન્મતા વાળ ઉતરાવવાની ક્રિયા.

(વેદના) સ્વાધ્યાયો, વ્રતો, હોમો, ત્રણ વેદોના અધ્યયનનાં વ્રતો, તર્પણો, પુત્રોત્પત્તિ, પાંચ મહાયજ્ઞો અને જ્યોતિષ્ટોમાદિ યજ્ઞો વડે આ શરીરને બ્રહ્મપ્રાપ્તિ માટે યોગ્ય કરાય છે. (વૈદિક કર્મો દ્વારા બ્રહ્મજ્ઞાન થવાથી મોક્ષ થાય છે). ૨૮

જાતકર્મસંસ્કાર

प्राङ्नाभिवर्धनात्पुंसो जातकर्म विधीयते ।
मन्त्रवत्प्राशनं चास्य हिरण्यमधुसर्पिषाम् ॥ २९ ॥

નાળછેદનની પહેલાં દ્વિજપુત્રનો જાતકર્મસંસ્કાર કરાય છે અને તે વેળા તેને (ગૃહ્યસૂત્રના)મંત્રપૂર્વક સોનું, મધ અને ઘી ચટાડાય છે. ૨૯

નામકરણસંસ્કાર

नामधेयं दशम्यां तु द्वादश्यां वास्य कारयेत् ।
पुण्ये तिथौ मुहूर्ते वा नक्षत्रे वा गुणान्विते ॥ ३० ॥

એના જન્મથી દશમે કે બારમે વાસે અથવા* એ પછી પવિત્ર તિથિએ, શુભ મુહૂર્તમાં કે ગુણવાન નક્ષત્રમાં જ એનું નામ પડાવવું. ૩૦

मङ्गल्यं ब्राह्मणस्य स्यात्क्षत्रियस्य बलान्वितम् ।
वैश्यस्य धनसंयुक्तं शूद्रस्य तु जुगुप्सितम् ॥ ३१ ॥

* એટલે કે 'आशौचे तु व्यतिक्रान्ते नामकर्म विधीयते-જન્મનિમિત્તનું સૂતક ઊતરી ગયા પછી નામકર્મસંસ્કાર કરવો યોગ્ય છે.' એવું શંખઋષિનું વચન હોવાથી દશમો દિવસ વીતી ગયા પછી અગિયારમે દિવસે નામ પાડવું ઠીક છે, છતાં તે દિવસે ન બની શકે તો જ્યોતિષશાસ્ત્રના આધારે હરકોઈ સારી તિથિ, મુહૂર્ત તથા નક્ષત્રવાળા શુભ દિવસે જ નામ પાડવું. (कुल्लूक)

બ્રાહ્મણનું નામ મંગલકારી, ક્ષત્રિયનું બલયુક્ત, વૈશ્યનું ધનયુક્ત અને શૂદ્રનું તુચ્છતાદર્શક હોવું જોઈએ. ૩૧

शर्मवद्ब्राह्मणस्य स्याद्राज्ञो रक्षासमन्वितम् ।
वैश्यस्य पुष्टिसंयुक्तं शूद्रस्य प्रेष्यसंयुतम् ॥ ३२ ॥

બ્રાહ્મણનું નામ 'શર્મ'વાળું, ક્ષત્રિયનું રક્ષાસંપન્ન (વર્માદિવાળું), વૈશ્યનું પુષ્ટિયુક્ત (ગુપ્તાદિ) અને શૂદ્રનું નામ દાસયુક્ત હોવું જોઈએ.+ ૩૨

स्त्रीणां सुखोद्यमक्रूरं विस्पष्टार्थं मनोहरम् ।
मङ्गल्यं दीर्घवर्णान्तमाशीर्वादाभिधानवत् ॥ ३३ ॥

સ્ત્રીઓનાં નામ સુખે બોલાય એવાં, કઠોરતાવિનાનાં, સ્પષ્ટ અર્થવાળાં, મનોહર, મંગલસૂચક, છેડે દીર્ઘસ્વરવાળાં અને આશીર્વાદવાચક હોવાં જોઈએ. ૩૩

---

+ જેમકે બ્રાહ્મણનું નામ 'શુભશર્મા' વગેરે; ક્ષત્રિયનું 'બલવર્મા' વગેરે; વૈશ્યનું 'વસુભૂતિ' વગેરે અને શૂદ્રનું 'દીનદાસ' વગેરે હોવાં જોઈએ. આવો અભિપ્રાય યમ પણ કહે છે: 'शर्मा देवश्च विप्रस्य वर्मा त्राता च भूभुजः। भूतिर्दत्तश्च वैश्यस्य दासः शूद्रस्य कारयेत् ॥' બ્રાહ્મણના નામને છેડે 'શર્મા અથવા દેવ' શબ્દ, ક્ષત્રિયના નામને છેડે 'વર્મા અથવા ત્રાતા' વગેરે રક્ષાસૂચક શબ્દ, વૈશ્યના નામને છેડે 'ભૂતિ અથવા દત્ત' વગેરે શબ્દ અને શૂદ્રના નામને છેડે 'દાસ' શબ્દ હોવો જોઈએ. વિષ્ણુપુરાણમાં પણ કહ્યું છે: 'शर्मेति ब्राह्मणस्योक्तं वर्मेति क्षत्रसंश्रयम्। गुप्तदासात्मकं नाम प्रशस्तं वैश्यशूद्रयोः ॥' બ્રાહ્મણના નામને છેડે 'શર્મા,' ક્ષત્રિયના નામને છેડે 'વર્મા,' વૈશ્યના નામને છેડે 'ગુપ્ત' અને શૂદ્રના નામને છેડે 'દાસ' શબ્દ ઉત્તમ મનાય છે.' (કુલ્લૂક)

નિષ્ક્રમણ તથા અન્નપ્રાશનસંસ્કાર

चतुर्थे मासि कर्तव्यं शिशोर्निष्क्रमणं गृहात् ।
षष्ठेऽन्नप्राशनं मासि यद्वेष्टं मङ्गलं कुले ॥ ३४॥

બાળકને ચોથે મહિને (સૂર્યનાં દર્શન માટે) ઘર બહાર લઈ જવાનો 'નિષ્ક્રમણ' સંસ્કાર કરવો અને છઠ્ઠે મહિને તેને 'અન્નપ્રાશન' સંસ્કાર કરવો અથવા કુળમાં જે ઇષ્ટ અને મંગલ (આચાર) હોય, તે પ્રમાણે કરવો.× ૩૪

ચૌલસંસ્કાર

चूडाकर्म द्विजातीनां सर्वेषामेव धर्मतः ।
प्रथमेऽब्दे तृतीये वा कर्तव्यं श्रुतिचोदनात् ॥ ३५॥

શ્રુતિની આજ્ઞાથી સર્વ દ્વિજવર્ણોએ પહેલે કે ત્રીજે વરસે ધર્માનુસાર ચૂડાકર્મ (વાળ ઉતારવા)નો સંસ્કાર કરવો જોઈએ.

ઉપનયનસંસ્કાર

गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनायनम् ।
गर्भादेकादशे राज्ञो गर्भात्तु द्वादशे विशः ॥ ३६॥

બ્રાહ્મણને ગર્ભથી આઠમે વર્ષે, ક્ષત્રિયને ગર્ભથી અગિયારમે વર્ષે અને વૈશ્યને ગર્ભથી બારમે વર્ષે ઉપનયન(જનોઈ)નો સંસ્કાર કરવો. ૩૬

ब्रह्मवर्चसकामस्य कार्यं विप्रस्य पञ्चमे ।
राज्ञो बलार्थिनः षष्ठे वैश्यस्येहार्थिनोऽष्टमे ॥ ३७॥

× આ અભિપ્રાયથી જ યમ કહે છે: 'ततस्तृतीये कर्तव्यं मासि सूर्यस्य दर्शनम्–જન્મદિવસથી ત્રીજે મહિને બાળકને સૂર્યનું દર્શન કરાવવું' એમ હરકોઈ સંસ્કારમાં કુલાચારને અનુસરવાનું અહીં સૂચન છે. (कुल्लूक)

બ્રહ્મતેજની ઇચ્છાવાળા બ્રાહ્મણે પાંચમે વર્ષે, બળ ઇચ્છતા ક્ષત્રિયે છઠ્ઠે વરસે અને અહીં ધનની ઇચ્છાવાળા વૈશ્યે આઠમે વરસે (પુત્રને) ઉપનયન કરવું. ૩૭

आषोडशाद्ब्राह्मणस्य सावित्री नातिवर्तते ।
आद्वाविंशात्क्षत्रबन्धोराचतुर्विंशतेर्विशः ॥ ३८ ॥

બ્રાહ્મણને સોળ વર્ષ* સુધી, ક્ષત્રિયને બાવીસ વર્ષ સુધી અને વૈશ્યને ચોવીસ વર્ષ સુધી ગાયત્રી(ઉપનયનસંસ્કાર)નો સમય વહી જતો નથી. ૩૮

---

* આ 'સુધી' શબ્દને મર્યાદાવાચી સમજી કેટલાક વિદ્વાનો 'પંદર વર્ષ સુધી' ઇત્યાદિ વ્યાખ્યાન કરે છે અને તેમાં યમનું આ વચન પ્રમાણ સૂચવે છે:

'पतिता यस्य सावित्री दश वर्षाणि पञ्च च ।
ब्राह्मणस्य विशेषेण तथा राजन्यवैश्ययोः ॥
प्रायश्चित्तं भवेदेषां प्रोवाच वदतां वरः ।
विवस्वतः सुतः श्रीमान् यमो धर्मार्थतत्त्ववित् ॥
सशिखं वपनं कृत्वा व्रतं कुर्यात् समाहितः ।
हविष्यं भोजयेदन्नं ब्राह्मणान् सप्त पञ्च वा ॥'

જે બ્રાહ્મણને પૂરાં પંદર વર્ષ સુધી ગાયત્રી પડી હોય (એટલે ઉપનયનસંસ્કાર ન થયો હોય) અથવા તે જ પ્રમાણે ક્ષત્રિય કે વૈશ્યને એ સંસ્કાર ન થયો હોય, તેણે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ, એમ વક્તાઓમાં શ્રેષ્ઠ અને ધર્મના અર્થનું રહસ્ય જાણનાર સૂર્યપુત્ર યમરાજે કહ્યું છે. તે પ્રાયશ્ચિત્ત આ પ્રમાણે છે: તેણે શિખા સહિત મસ્તક મુંડાવી નાખી એકાગ્રતાપૂર્વક વ્રત કરવું અને સાત કે પાંચ બ્રાહ્મણોને હવિષ્યાન્ન જમાડવું. (कुल्लूक)

ઉપનયનરહિત-વ્રાત્યો

अत ऊर्ध्वं त्रयोऽप्येते यथाकालमसंस्कृताः ।
सावित्रीपतिता व्रात्या भवन्त्यार्यविगर्हिताः ॥ ३९ ॥

એ અવધિ પછી પણ એ ત્રણે વર્ણના જે પુરુષો યથાસમયે (જનોઈના) સંસ્કારથી રહિત રહે છે, તેઓ ગાયત્રીથી ભ્રષ્ટ થયેલા હોઈ આર્યોથી નિંદાયેલા વ્રાત્યો થાય છે. (તેઓ સંસ્કારભ્રષ્ટ થયેલા હોઈ વૈદિક કર્મોના અનધિકારી બને છે.) ૩૯

એ વ્રાત્યો સાથે સંબંધ ન કરાય

नैतैरपूतैर्विधिवदापद्यपि हि कर्हिचित् ।
ब्राह्मान्यौनांश्च संबन्धान्नाचरेद्ब्राह्मणः सह ॥ ४० ॥

બ્રાહ્મણે આપત્તિકાળમાં પણ એ અશુદ્ધ (વ્રાત્ય) લોકો સાથે વિધિપૂર્વક વૈદિક અને વૈવાહિક સંબંધો કદી ન કરવા. ૪૦

બ્રહ્મચારીનાં ઉત્તરીય

कार्ष्णरौरवबास्तानि चर्माणि ब्रह्मचारिणः ।
वसीरन्नानुपूर्व्येण शाणक्षौमाविकानि च ॥ ४१ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જાતિના બ્રહ્મચારીઓએ અનુક્રમે કાળિયાર મૃગનાં, રુરુ મૃગનાં અને બકરાંનાં ચામડાં ઓઢવાં, તેમજ શણ, અળસી અને ઊનનાં વસ્ત્ર પહેરવાં. ૪૧

બ્રહ્મચારીની મેખલા

मौञ्जी त्रिवृत्समा श्लक्ष्णा कार्या विप्रस्य मेखला ।
क्षत्रियस्य तु मौर्वी ज्या वैश्यस्य शणतान्तवी ॥ ४२ ॥

બ્રાહ્મણની મેખલા મુંજ ઘાસની, ત્રેવડી સરખી વણેલી અને લીસી કરવી; ક્ષત્રિયની મેખલા મોરવેલના રેસાની

ધનુષ્યની પણછ જેવી કરવી અને વૈશ્યની મેખલા શણના તાંતણાની (નેવડી) કરવી. ૪૨

मुञ्जालाभे तु कर्तव्या कुशाश्मन्तकबल्वजैः ।
त्रिवृता ग्रन्थिनैकेन त्रिभिः पञ्चभिरेव वा ॥ ४३ ॥

પણ મુંજ આદિ ન મળે, તો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે અનુક્રમે દર્ભ, આવળ અને બળબીજના રેસામાંથી ત્રણ સેરની મેખલા (કંદોરો) કરવી અને તેને એક, ત્રણ કે પાંચ ગાંઠો વાળી પહેરવી. ૪૩

કોણે કઈ જનોઈ પહેરવી ?

कार्पासमुपवीतं स्याद्विप्रस्योर्ध्ववृतं त्रिवृत् ।
शणसूत्रमयं राज्ञो वैश्यस्याविकसौत्रिकम् ॥ ४४ ॥

બ્રાહ્મણની જનોઈ ત્રણ+ સેરની અને જમણી બાજુથી વળ દઈ વણેલી સૂતરની હોય; ક્ષત્રિયની જનોઈ તેવી જ પણ શણની હોય અને વૈશ્યની તેવી જ ઊનની જનોઈ હોય. ૪૪

---

+ 'ત્રણ સેરની' એ ખરું, પણ તે એકએક સેર ત્રણત્રણ તાંતણાથી વણેલી હોવી જોઈએ, એમ સમજવું; તે માટે છંદોગ-પરિશિષ્ટમાં કહ્યું છે: 'ऊर्ध्वं तु त्रिवृतं कार्यं तन्तुत्रयमधोवृतम् । त्रिवृतं चोपवीतं स्यात् तस्यैको ग्रंथिरिष्यते ॥ –જનોઈની ત્રણ સેરો જમણી બાજુથી વળ દઈ વણેલી હોય, પણ તે એકએક સેરમાં ત્રણત્રણ તાંતણા વણવા જોઈએ; એવી ત્રણ સેરોવાળી જનોઈ હોય અને તેની ગાંઠ એક જ હોવી જોઈએ.' દેવલ પણ કહે છે: 'यज्ञोपवीतं कुर्वीत सूत्राणि नव तंतवः –(બ્રાહ્મણની) જનોઈ (ત્રણ સેરની હોય અને તે એકએક સેરમાં ત્રણત્રણ મળી) સૂતરના નવ તાંતણાવાળી કરવી.' (कुल्लूक)

બ્રહ્મચારીએ કયા ઝાડનો દંડ રાખવો?

ब्राह्मणो बैल्वपालाशौ क्षत्रियो वाटखादिरौ ।
पैलवौदुम्बरौ वैश्यो दण्डानर्हन्ति धर्मतः ॥ ४५ ॥

ધર્મશાસ્ત્ર પ્રમાણે બ્રાહ્મણે બીલી અથવા ખાખરાનો, ક્ષત્રિયે વડ અથવા ખેરનો અને વૈશ્યે પીલુડી અથવા ઉંબરાનો દંડ ધારણ કરવો. ૪૫

એ દંડ કેવડો જોઈએ?

केशान्तिको ब्राह्मणस्य दण्डः कार्यः प्रमाणतः ।
ललाटसंमितो राज्ञः स्यात्तु नासान्तिको विशः ॥ ४६ ॥

બ્રાહ્મણનો દંડ શિખા સુધી પહોંચે એવડો, ક્ષત્રિયનો કપાળ સુધી આવે એવડો અને વૈશ્યનો નાકની અણી સુધી અડકે એવડો રાખવો. ૪૬

દંડ કેવા જોઈએ?

ऋजवस्ते तु सर्वे स्युरव्रणाः सौम्यदर्शनाः ।
अनुद्वेगकरा नृणां सत्वचो नाग्निदूषिताः ॥ ४७ ॥

તે સર્વ દંડો સીધા, છિદ્રવિનાના, સુંદર દેખાવના, માણસોને ઉદ્વેગ ન કરનારા, છાલવાળા અને અગ્નિથી બળેલા-દાઝેલા ન હોવા જોઈએ. ૪૭

એ દંડ રાખી ભિક્ષાટન કરવું

प्रतिगृह्येप्सितं दण्डमुपस्थाय च भास्करम् ।
प्रदक्षिणं परीत्याग्निं चरेद्भैक्षं यथाविधि ॥ ४८ ॥

બ્રહ્મચારીએ તેવો ઇષ્ટ દંડ રાખી સૂર્યનું ઉપસ્થાન કરવું અને અગ્નિની પ્રદક્ષિણા કર્યા પછી વિધિ પ્રમાણે ભિક્ષા

માટે ફરવું. ૪૮

ભિક્ષા માગતાં શું બોલવું?

भवत्पूर्वं चरेद्भैक्षमुपनीतो द्विजोत्तमः ।
भवन्मध्यं तु राजन्यो वैश्यस्तु भवदुत्तरम् ॥ ४९ ॥

ઉપનયન(જનોઈ)નો સંસ્કાર પામેલા બ્રાહ્મણ બ્રહ્મચારીએ ભિક્ષા માગતાં 'भवत्' શબ્દને આદિમાં કહેવો, ક્ષત્રિયે મધ્યમાં કહેવો અને વૈશ્યે અંતે કહેવો. (જેમકે બ્રાહ્મણ કહે: 'भवति भिक्षां देहि;' ક્ષત્રિય કહે: 'भिक्षां भवति देहि;' વૈશ્ય કહે: 'भिक्षां देहि भवति') ૪૯

ભિક્ષા કોની પાસે માગવી?

मातरं वा स्वसारं वा मातुर्वा भगिनीं निजाम् ।
भिक्षेत भिक्षां प्रथमं या चैनं नावमानयेत् ॥ ५० ॥

બ્રહ્મચારીએ પ્રથમ ભિક્ષા પોતાની માતા, બહેન કે સગી માસી, જે પોતાનું અપમાન ન કરે, તેની પાસે માગવી. ૫૦

ભિક્ષા લાવીને કેવી રીતે ખાવી?

समाहृत्य तु तद्भैक्षं यावदर्थममायया ।
निवेद्य गुरवेऽश्नीयादाचम्य प्राङ्मुखः शुचिः ॥ ५१ ॥

પોતાને જોઈએ તેટલી ભિક્ષા લાવી, નિષ્કપટભાવે ગુરુને તે અર્પણ કરવી અને (ગુરુની આજ્ઞા મેળવ્યા પછી) પવિત્ર રહી પૂર્વ દિશા તરફ મુખ રાખી, આચમન કરી, પોતે જમવી. ૫૧

ભોજનવિધિ

आयुष्यं प्राङ्मुखो भुङ्क्ते यशस्यं दक्षिणामुखः ।
श्रियं प्रत्यङ्मुखो भुङ्क्ते ऋतं भुङ्क्ते ह्युदङ्मुखः ॥ ५२ ॥

ઉગમણે મુખ રાખનારો આયુષ્યવર્ધક જમે છે, દક્ષિણ તરફ મોં રાખનારો યશોવર્ધક જમે છે, પશ્ચિમ તરફ મોં રાખનારો લક્ષ્મી ભોગવે છે, અને ઉત્તર તરફ મોં રાખનારો સત્ય (પામવા) જમે છે. ૫૨

ભોજનકાળ

[ सायं प्रातर्द्विजातीनामशनं स्मृतिनोदितम् ।
नान्तरे भोजनं कुर्यादग्निहोत्रसमो विधिः ॥

દ્વિજો માટે સ્મૃતિએ સાંજે ને સવારે ભોજન કહ્યું છે, માટે વચ્ચે ભોજન કરવું નહિ; કેમકે આ અગ્નિહોત્રના જેવો-વિધિ છે. ]

उपस्पृश्य द्विजो नित्यमन्नमद्यात्समाहितः ।
भुक्त्वा चोपस्पृशेत्सम्यगद्भिः खानि च संस्पृशेत् ॥ ५३ ॥

દ્વિજે નિત્ય આચમન કરી સ્વસ્થ ચિત્તે જમવું. જમ્યા પછી સારી× રીતે આચમન કરવું અને પાણીથી નેત્ર આદિ ઇંદ્રિયોનો સ્પર્શ કરવો. ૫૩

× એટલે કે શાસ્ત્રવિધિ પ્રમાણે; જેમકે દક્ષ કહે છે: 'प्रक्षाल्य हस्तौ पादौ च त्रिः पिबेदम्बु वीक्षितम्—જમ્યા પછી હાથપગ ધોઈ ત્રણવાર જોયેલું પાણી પીવું.' વળી નેત્ર આદિ ઇન્દ્રિયોનો સ્પર્શ કરવો—એટલે કે નાકનાં, આંખનાં તથા કાનનાં બે બે છિદ્રોનો—એમ છ છિદ્રોનો સ્પર્શ કરવો; તે સંબંધે ગૌતમ કહે છે: 'खानि चोपस्पृशेच्छीर्षण्यानि—મસ્તકનાં (પૂર્વોક્ત) છ છિદ્રોનો સ્પર્શ કરવો.' એમ છ છિદ્રોનો સ્પર્શ કરવામાં આવો અભિપ્રાય દર્શાવ્યો છે, કે ભોજન-વિધિ હવે સમાપ્ત થઈ છે.' (कुल्लूक)

જમવું—કઈ રીતે ?

पूजयेदशनं नित्यमद्याचैतदकुत्सयन् ।
दृष्ट्वा हृष्येत्प्रसीदेच्च प्रतिनन्देच्च सर्वशः ॥ ५४ ॥

સર્વ પ્રકારના અન્નની નિત્ય પૂજા+ કરવી, તેની નિંદા ન કરવી, તેને જોઈ આનંદ પામવો, પ્રસન્ન થવું અને તેને અભિનંદન આપવું. ૫૪

અન્નના સત્કાર—અસત્કારનું ફળ

पूजितं ह्यशनं नित्यं बलमूर्जं च यच्छति ।
अपूजितं तु तद्भुक्तमुभयं नाशयेदिदम् ॥ ५५ ॥

સત્કારેલું અન્ન નિત્ય બળ અને વીર્ય આપે છે; પણ ન સત્કારેલું ખવાય, તો એ બંનેનો તે નાશ કરે છે. ૫૫

એઠું કોઈને અપાય નહિ અને એઠાં ઉઠાય નહિ

नोच्छिष्टं कस्यचिद्दद्यान्नाद्याच्चैव तथान्तरा ।
न चैवात्यशनं कुर्यान्न चोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥ ५६ ॥

કોઈને એઠું આપવું નહિ, વચગાળે (બપોરે) જમવું

+ એટલે કે 'આ મારા પ્રાણ ટકાવનાર છે' એમ ચિંતવવું. એ સંબંધે આદિપુરાણમાં કહ્યું છે : 'अन्नं विष्णुः स्वयं प्राह', 'प्राणार्थं मां सदा ध्यायेत् स मां संपूजयेत् सदा। अनिन्दंश्चैतदद्यात्तु दृष्ट्वा हृष्येत् प्रसीदेच्च'—અન્ન વિષ્ણુસ્વરૂપ છે, એમ તે ભગવાને પોતે જ કહ્યું છે. પ્રાણ ટકાવવા માટે અન્નનું વિષ્ણુસ્વરૂપે સદા ધ્યાન કરવું અને એ રીતે વિષ્ણુસ્વરૂપે અન્નનું નિત્ય પૂજન (સત્કાર) કરવું; અન્નની નિંદા કર્યા વિના જમવું અને અન્નનાં દર્શન કરી હર્ષ પામવો તથા પ્રસન્ન થવું.' વળી અન્નને જોઈ 'હમેશાં આ અન્ન અમને મળ્યા કરો' એમ કહી બે હાથ જોડી તેને વંદન કરવું. આ વાત આદિપુરાણમાં પણ છે : 'अन्नं दृष्ट्वा प्रणम्यादौ प्राञ्जलिः कथयेत् ततः । अस्माकं नित्यमस्त्वेतदिति भक्त्या स्तुवन्नमेत्' ॥— (कुल्लूक)

નહિ, વધારે ખાવું નહિ અને એઠા (હાથમોંએ) કદી ઊઠવું નહિ. ૫૬

બહુ ખાવાથી દોષ

अनारोग्यमनायुष्यमस्वर्ग्यं चातिभोजनम् ।
अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत्परिवर्जयेत् ॥ ५७ ॥

અતિશય વધારે ખાવું, એ આરોગ્યને બગાડનારું, આયુષને અહિતકારી અને સ્વર્ગથી ભ્રષ્ટ કરનાર છે. વળી તે પાપરૂપ અને લોકમાં નિંદાપાત્ર છે; માટે તેનો ત્યાગ કરવો. (ખૂબ ખાવું નહિ.) ૫૭

આચમનવિધિ

ब्राह्मेण विप्रस्तीर्थेन नित्यकालमुपस्पृशेत् ।
कायत्रैदशिकाभ्यां वा न पित्र्येण कदाचन ॥ ५८ ॥

બ્રાહ્મણે, સર્વ કાળે બ્રાહ્મતીર્થથી, પ્રાજાપત્યતીર્થથી કે દેવતીર્થથી આચમન કરવું, પણ પિતૃતીર્થથી કદી કરવું નહિ.

ઉપર્યુક્ત બ્રાહ્મ આદિ તીર્થો

अङ्गुष्ठमूलस्य तले ब्राह्मं तीर्थं प्रचक्षते ।
कायमङ्गुलिमूलेऽग्रे दैवं पित्र्यं तयोरधः ॥ ५९ ॥

અંગૂઠાના મૂળની નીચે બ્રાહ્મતીર્થ, ટચલી આંગળીના મૂળે પ્રાજાપત્યતીર્થ, આંગળીઓના ટેરવે દેવતીર્થ અને અંગૂઠો તથા તેની પાસેની આંગળીની વચ્ચે પિતૃતીર્થ કહે છે.* ૫૯

* યાજ્ઞવલ્ક્યે પણ કહ્યું છે: 'कनिष्ठादेशिन्यङ्गुष्ठमूलान्यग्रं करस्य च । प्रजापतिपितृब्रह्मदेवतीर्थान्यनुक्रमात्– ટચલી આંગળીનું મૂળ પ્રજાપતિતીર્થ, અંગૂઠો અને તેની પાસેની આંગળીનું મધ્ય પિતૃતીર્થ; અંગૂઠાનું મૂળ બ્રાહ્મતીર્થ અને હાથનો અગ્ર (એટલે દરેક આંગળીના ટેરવે) દેવતીર્થ કહેવાય છે.' (कुल्लूक)

त्रिराचामेदपः पूर्वं द्विः प्रमृज्यात्ततो मुखम् ।
खानि चैव स्पृशेदद्भिरात्मानं शिर एव च ॥ ६० ॥

પહેલાં ત્રણ વાર પાણીનું આચમન કરવું, પછી બે વાર મોં સાફ કરવું અને તે પછી જળ વડે નેત્રાદિ ઇંદ્રિયોને, હૃદયને તથા મસ્તકને સ્પર્શ કરવો. ૬૦

કેવા જળનું આચમન કરાય?

अनुष्णाभिरफेनाभिरद्भिस्तीर्थेन धर्मवित् ।
शौचेप्सुः सर्वदाचामेदेकान्ते प्रागुदङ्मुखः ॥ ६१ ॥

પવિત્રતાની ઇચ્છાવાળા ધર્મજ્ઞ પુરુષે સદા એકાંતમાં પૂર્વ કે ઉત્તર દિશા તરફ મોં રાખી, ગરમ× નહિ એવા ફીણ-વિનાના જળથી બ્રાહ્મ વગેરે તીર્થ વડે આચમન કરવું. ૬૧

આચમનના જળનું માપ

हृद्गाभिः पूयते विप्रः कण्ठगाभिस्तु भूमिपः ।
वैश्योऽद्भिः प्राशिताभिस्तु शूद्रः स्पृष्टाभिरन्ततः ॥ ६२ ॥

બ્રાહ્મણ હૃદય સુધી પહોંચે તેટલા અને ક્ષત્રિય કંઠ સુધી પહોંચે તેટલા ( આચમનના ) જળથી પવિત્ર થાય છે; વૈશ્ય તો પાણીના પ્રાશનમાત્રથી ( એટલે માત્ર મોઢામાં જાય, પણ ગળે ન પહોંચે તેટલા જળથી ) તેમ જ શૂદ્ર સ્પર્શમાત્રથી શુદ્ધ થાય છે. ૬૨

× આપસ્તંબે 'रागादिषु कारणात्'– રોગ વગેરેનું કારણ હોય તો જ ગરમ કરેલું પાણી આચમનમાં કામ આવે એમ કહ્યું છે, તેથી રોગ આદિ કારણ ન હોય તો ગરમ પાણીનું આચમન થઈ શકે નહિ. (कुल्लूक)

શરીરના જુદાજુદા ભાગ પર જનોઈ રહેતાં જનોઈ-
ધારીની જુદીજુદી સંજ્ઞા

उद्धृते दक्षिणे पाणावुपवीत्युच्यते द्विजः ।
सव्ये प्राचीन आवीती निवीती कण्ठसज्जने ॥ ६३ ॥

જેનો જમણો હાથ જનોઈની બહાર હોય, (અને જનોઈ ડાબે ખભે હોય) તેને 'ઉપવીતી દ્વિજ' કહે છે; જેનો ડાબો હાથ જનોઈની બહાર હોય, (અને જનોઈ જમણે ખભે હોય) તેને 'પ્રાચીનાવીતી' કહે છે અને જેણે જનોઈ કંઠમાં જ પહેર્યું હોય, તેને 'નિવીતી' કહે છે. ૬૩

મેખલા વગેરે તૂટીજાય ત્યારે?

मेखलामजिनं दण्डमुपवीतं कमण्डलुम् ।
अप्सु प्रास्य विनष्टानि गृह्णीतान्यानि मन्त्रवत् ॥ ६४ ॥

મેખલા, મૃગચર્મ, દંડ, જનોઈ અને કમંડલ—એ તૂટીફાટે ત્યારે પાણીમાં નાખી દેવાં અને (પોતપોતાના) ગૃહ્યસૂત્રના મંત્રપૂર્વક બીજાં (નવાં) ધારણ કરવાં. ૬૪

કેશાન્તસંસ્કાર

केशान्तः षोडशे वर्षे ब्राह्मणस्य विधीयते ।
राजन्यबन्धोर्द्वाविंशे वैश्यस्य द्व्यधिके ततः ॥ ६५ ॥

બ્રાહ્મણોને (ગર્ભથી) સોળમા વર્ષે, ક્ષત્રિયને (ગર્ભથી) બાવીસમા વર્ષે અને વૈશ્યને (ગર્ભથી) ચોવીસમા વર્ષે કેશાંત-સંસ્કાર કરવો.+ ૬૫

સ્ત્રીના દરેક સંસ્કાર મંત્રરહિત કરવા

अमन्त्रिका तु कार्येयं स्त्रीणामावृदशेषतः ।
संस्कारार्थं शरीरस्य यथाकालं यथाक्रमम् ॥ ६६ ॥

સ્ત્રીઓના પણ શરીરના સંસ્કાર માટેની આ જાતકર્માદિ સર્વ ક્રિયાઓ યોગ્ય સમયે અનુક્રમે વૈદિક મંત્ર વિના જ કરવી. ૬૬

કન્યાના ઉપનયન આદિ સંસ્કાર કયા?

वैवाहिको विधिः स्त्रीणां संस्कारो वैदिकः स्मृतः ।
पतिसेवा गुरौ वासो गृहार्थोऽग्निपरिक्रिया ॥ ६७ ॥

સ્ત્રીઓના વિવાહનો વિધિ, એ જ વૈદિક (ઉપનયન) સંસ્કાર કહેવાય છે; પતિસેવા, એ જ (વેદાધ્યયનરૂપ) ગુરુકુલવાસ છે અને ગૃહકાર્ય, એ જ અગ્નિઉપાસના (અગ્નિહોમ ક્રિયા) છે. (એમ સ્ત્રીઓના વિવાહ વગેરેને જ ઉપનયન આદિના સ્થાને માનેલ હોવાથી તેઓ માટે અલગ ઉપનયન આદિ સંસ્કારો બીનજરૂરી છે.) ૬૭

[ अग्निहोत्रस्य शुश्रूषा सायमुद्वासमेव च ।
कार्यं पत्न्या प्रतिदिनमिति कर्म च वैदिकम् ॥
પત્નીએ રોજ અગ્નિહોત્રની સેવા કરવી અને સાંજે બારીશ્રા અગ્નિને કુંડ બહાર કાઢવો, એ એનું વૈદિક કર્મ છે. ]

ઉપનયન પછી બ્રહ્મચારીનાં કર્મો

एष प्रोक्तो द्विजातीनामौपनायनिको विधिः ।
उत्पत्तिव्यञ्जकः पुण्यः कर्मयोगं निबोधत ॥ ६८ ॥

(દ્વિજપણાની) ઉત્પત્તિ સૂચવનારો આ દ્વિજોનો પવિત્ર

ઉપનયનવિધિ કહ્યો. હવે તે ઉપનયન પામેલાઓનો કર્મયોગ તમે સાંભળો. ૬૮

उपनीय गुरुः शिष्यं शिक्षयेच्छौचमादितः ।
आचारमग्निकार्यं च संध्योपासनमेव च ॥ ६९ ॥

ગુરુએ શિષ્યને યજ્ઞોપવીત (જનોઈ) આપી પ્રથમ શૌચ, આચાર, (સવારસાંજ હોમ કરવા રૂપ) અગ્નિકાર્ય અને સંધ્યોપાસના શીખવવાં. ૬૯

વેદાધ્યયનનો વિધિ

अध्येष्यमाणस्त्वाचान्तो यथाशास्त्रमुदङ्मुखः ।
ब्रह्माञ्जलिकृतोऽध्याप्यो लघुवासा जितेन्द्रियः ॥ ७० ॥

(વેદનું) અધ્યયન કરવા તૈયાર થયેલો શિષ્ય શાસ્ત્રાનુસાર આચમન કરે, ઉત્તર* દિશા તરફ મુખ રાખે, બ્રહ્માંજલિ જોડે, હળવાં વસ્ત્ર પહેરે અને જિતેંદ્રિય બને, ત્યારે (ગુરુવડે) તે ભણાવવા યોગ્ય ગણાય. ૭૦

બ્રહ્માંજલિ કઈ?

ब्रह्मारम्भेऽवसाने च पादौ ग्राह्यौ गुरोः सदा ।
संहत्य हस्तावध्येयं स हि ब्रह्माञ्जलिः स्मृतः ॥ ७१ ॥

વેદના અધ્યયનના આરંભમાં તથા અંતમાં સદા ગુરુના ચરણોનો સ્પર્શ કરવો અને બે હાથ જોડી અધ્યયન કરવું; એ બ્રહ્માંજલિ કહેવાય છે. ૭૧

* ગૌતમ કહે છે: 'प्राङ्मुखो दक्षिणतः शिष्य उदङ्मुखो वा'– ગુરુની જમણી બાજુ શિષ્યે પૂર્વ તરફ અથવા ઉત્તર તરફ મુખ રાખી ભણવા બેસવું.' આ ઉપરથી પૂર્વ દિશા તરફ પણ મુખ રાખી ભણી શકાય છે. (कुल्लूक)

ગુરુના ચરણનો સ્પર્શ કરવાની રીત

व्यत्यस्तपाणिना कार्यमुपसंग्रहणं गुरोः ।
सव्येन सव्यः स्प्रष्टव्यो दक्षिणेन च दक्षिणः ॥ ७२ ॥

ગુરુના ચરણનો સ્પર્શ ઊલટા હાથથી કરવો; એટલે કે ચત્તા ડાબે હાથે ડાબા પગને અને ચત્તા જમણે હાથે જમણા પગને સ્પર્શવો.÷ ૭૨

ગુરુનું કર્તવ્ય

अध्येष्यमाणं तु गुरुर्नित्यकालमतन्द्रितः ।
अधीष्व भो इति ब्रूयाद्विरामोऽस्त्विति चारमेत् ॥ ७३ ॥

ભણવા તૈયાર થયેલા શિષ્યને ગુરુએ હમેશાં આળસરહિત રહી 'अधीष्व भोः' (ચાલો ભણો) એમ કહી આરંભ કરવો અને 'विरामोऽस्तु' (વિરામ હો) એમ કહી અટકવું. ૭૩

અધ્યયનના આદિઅંતે ૐકારનો ઉચ્ચાર આવશ્યક

ब्रह्मणः प्रणवं कुर्यादादावन्ते च सर्वदा ।
स्रवत्यनोंकृतं पूर्वं पुरस्ताच्च विशीर्यति ॥ ७४ ॥

વેદાધ્યયનના આરંભમાં અને અંતમાં હમેશાં ૐકારનો ઉચ્ચાર કરવો; કેમકે આરંભમાં એ પ્રણવોચ્ચાર ન કર્યો હોય તો અધ્યયન (ધીમેધીમે) નાશ પામે છે અને અંતમાં

÷ પૈઠીનસિ પણ આમ જ કહે છે: 'उत्तानाभ्यां हस्ताभ्यां दक्षिणेन दक्षिणं सव्यं सव्येन पादावभिवादयेत्- બન્ને હાથ ચત્તા રાખી જમણા હાથે ગુરુના જમણા પગને તથા ડાબા હાથે ગુરુના ડાબા પગને સ્પર્શ કરી વંદન કરવું.' આવો શિષ્ટાચાર છે. (कुल्लूक)

એ ઉચ્ચાર ન કર્યો હોય તો એ અધ્યયન ટકતું જ નથી. ૭૪

ૐકારનો ઉચ્ચાર કરવાનો વિધિ

प्राक्कूलान्पर्युपासीनः पवित्रैश्चैव पावितः ।
प्राणायामैस्त्रिभिः पूतस्तत ओंकारमर्हति ॥ ७५ ॥

પૂર્વ તરફ અગ્રભાગવાળા દર્ભાસને બેસી, પવિત્ર દર્ભોથી શુદ્ધ થઈ, તેમ જ ત્રણ પ્રાણાયામથી પવિત્ર થઈને ૐકારનો ઉચ્ચાર કરવો યોગ્ય છે. ૭૫

ૐકારનું માહાત્મ્ય

अकारं चाप्युकारं च मकारं च प्रजापतिः ।
वेदत्रयान्निरदुहद्भूर्भुवःस्वरितीति च ॥ ७६ ॥

પ્રજાપતિએ અકાર, ઉકાર, અને મકારરૂપ ૐકારને તથા ભૂર, ભુવર્ અને સ્વર્ એ વ્યાહૃતિઓને ત્રણ વેદમાંથી દોહી બહાર પ્રકટ કરેલ છે. ૭૬

ગાયત્રીનું વેદમાંથી પ્રાકટ્ય

त्रिभ्य एव तु वेदेभ्यः पादं पादमदूदुहत् ।
तदित्यृचोऽस्याः सावित्र्याः परमेष्ठी प्रजापतिः ॥ ७७ ॥

પરમેષ્ઠી પ્રજાપતિએ 'तत्' થી આરંભી તે ગાયત્રીની ઋચાના ત્રણ પાદ ત્રણે વેદમાંથી એકએક દોહીને બહાર પ્રકટ કર્યા છે. ૭૭

ૐકાર તથા ગાયત્રીના જપનું ફળ

एतदक्षरमेतां च जपन्व्याहृतिपूर्विकाम् ।
संध्ययोर्वेदविद्विप्रो वेदपुण्येन युज्यते ॥ ७८ ॥

વેદ જાણનાર જે બ્રાહ્મણ, બેય સંધ્યા વખતે ૐકારરૂપ એ અક્ષરનો તથા વ્યાહૃતિપૂર્વક ગાયત્રીનો જપ કરે છે, તે વેદાધ્યયનનું પુણ્ય પામે છે. ૭૮

सहस्रकृत्वस्त्वभ्यस्य बहिरेतत् त्रिकं द्विजः ।
महतोऽप्येनसो मासात्त्वचेवाहिर्विमुच्यते ॥ ७९ ॥

જે દ્વિજ ગામની બહાર (નદીકાંઠે કે વન વગેરેમાં) એ ત્રણ (ૐકાર, વ્યાહૃતિ તથા ત્રિપદા ગાયત્રી)નો એક માસ સુધી રોજ એક હજાર જપ કરે છે, તે સાપ જેમ કાંચળીથી મુક્ત થાય છે, તેમ મોટા પાપથી છૂટી જાય છે. ૭૯

ગાયત્રીજપ નહિ કરનાર નિંદનીય

एतयर्चा विसंयुक्तः काले च क्रियया स्वया ।
ब्रह्मक्षत्रियविड्योनिर्गर्हणां याति साधुषु ॥ ८० ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યજાતિનો જે કોઈ આ ગાયત્રી ઋચાથી રહિત તેમ જ યોગ્ય કાળની પોતાની ક્રિયાથી રહિત, રહે, તે સત્પુરુષોમાં નિંદા પામે છે. ૮૦

ગાયત્રી પરમેશ્વરનું મુખ છે

ओंकारपूर्विकास्तिस्रो महाव्याहृतयोऽव्ययाः ।
त्रिपदा चैव सावित्री विज्ञेयं ब्रह्मणो मुखम् ॥ ८१ ॥

ૐકારપૂર્વકની ત્રણ અવિનાશી મહાવ્યાહૃતિઓ તેમ જ ત્રણ પદવાળી ગાયત્રીને પરમાત્માના મુખરૂપ જાણવી. ૮૧

योऽधीतेऽहन्यहन्येतांस्त्रीणि वर्षाण्यतन्द्रितः ।
स ब्रह्म परमभ्येति वायुभूतः खमूर्तिमान् ॥ ८२ ॥

જે પુરુષ દરરોજ આળસરહિત રહી ત્રણ વર્ષ સુધી પ્રણવ અને વ્યાહૃતિ સાથે આ ગાયત્રીનું અધ્યયન કરે છે, તે વાયુ જેવો (યથેચ્છ જનાર) અને પરબ્રહ્મની મૂર્તિ સ્વરૂપ થઈ પરબ્રહ્મને પામે છે. ૮૨

एकाक्षरं परं ब्रह्म प्राणायामाः परं तपः ।
सावित्र्यास्तु परं नास्ति मौनात्सत्यं विशिष्यते ॥ ८३ ॥

ॐकार એ એકાક્ષર પરબ્રહ્મ છે, પ્રાણાયામ એ શ્રેષ્ઠ તપ છે, ગાયત્રીથી શ્રેષ્ઠ કોઈ (મંત્ર) નથી અને મૌન કરતાં સત્ય અધિક છે. (એ ચાર અવશ્ય ઉપાસવા યોગ્ય છે.) ૮૩.

क्षरन्ति सर्वा वैदिक्यो जुहोतियजतिक्रियाः ।
अक्षरं दुष्करं ज्ञेयं ब्रह्म चैव प्रजापतिः ॥ ८४ ॥

હોમ તથા યજ્ઞની સર્વ વૈદિક ક્રિયાઓ નાશવંત છે; કેવળ એકાક્ષર ॐकारને જ અવિનાશી જાણવો; કેમકે તે જ બ્રહ્મ અને પ્રજાપતિરૂપ છે. ૮૪

જપયજ્ઞનું માહાત્મ્ય

विधियज्ञाज्जपयज्ञो विशिष्टो दशभिर्गुणैः ।
उपांशुः स्याच्छतगुणः साहस्रो मानसः स्मृतः ॥ ८५ ॥

વિધિયજ્ઞ (દર્શ-પૌર્ણમાસ આદિ) કરતાં (ॐकारादिनो) જપયજ્ઞ દશગણો અધિક છે; તે જપયજ્ઞ (પાસે બેઠેલો માણસ પણ જપ સાંભળી ન શકે એવો) ધીમા ઉચ્ચારનો હોય તો સોગણો અધિક છે; અને તે જો માનસ (એટલે હોઠ તથા જીભ

લગારે ન ચાલે તેમ મનમાં જ ચાલતો ) હોય, તો હજારગણો અધિક છે. ૮૫

ये पाकयज्ञाश्चत्वारो विधियज्ञसमन्विताः ।
सर्वे ते जपयज्ञस्य कलां नार्हन्ति षोडशीम् ॥ ८६ ॥

( દર્શ–પૌર્ણમાસ આદિ ) વિધિયજ્ઞો સહિત ચાર જે પાકયજ્ઞો (*અગ્નિહોત્ર, વૈશ્વદેવ, નિત્યશ્રાદ્ધ અને અતિથિપૂજન*) છે, તે જપયજ્ઞના–સોળમા ભાગને પણ યોગ્ય નથી. ( સોળમા ભાગ જેવા ય નથી. ) ૮૬

जप्येनैव तु संसिध्येद्ब्राह्मणो नात्र संशयः ।
कुर्यादन्यन्न वा कुर्यान्मैत्रो ब्राह्मण उच्यते ॥ ८७ ॥

જપથી જ બ્રાહ્મણ મોક્ષ પામે છે, એમાં સંશય નથી. એવો બ્રાહ્મણ બીજું ( વૈદિક કર્મ ) કરે કે ન કરે, તોપણ તે 'મૈત્ર બ્રાહ્મણ' (બ્રહ્મમાં જ લીન થનારો) કહેવાય છે.× ૮૭

ઇંદ્રિયનિગ્રહની આવશ્યકતા

इन्द्रियाणां विचरतां विषयेष्वपहारिषु ।
संयमे यत्नमातिष्ठेद्विद्वान्यन्तेव वाजिनाम् ॥ ८८ ॥

સારથિ જેમ ઘોડાઓને કાબૂમાં રાખવા યત્ન કરે છે, તેમ વિદ્વાને આકર્ષક વિષયોમાં ભટકતી ઇંદ્રિયોને કાબૂમાં રાખવા યત્ન કરવો. ૮૮

× આમ યજ્ઞયાગાદિ કર્મો વિના પણ કેવળ ૐકારાદિનો જપ કરવાથી જ મોક્ષ મળે છે, આવી જપયજ્ઞની શ્રેષ્ઠતા છે; પણ તેથી યજ્ઞયાગાદિ વૈદિક ક્રિયાનો નિષેધ અહીં સૂચવ્યો નથી; કેમકે તે પણ શાસ્ત્રીય જ છે. (कुल्लूक)

एकादशेन्द्रियाण्याहुर्यानि पूर्वे मनीषिणः ।
तानि सम्यक्प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥ ८९ ॥

પૂર્વ કાળના પંડિતોએ જે અગિયાર ઇંદ્રિયો કહી છે, તે હું તમને બરાબર સારી રીતે અનુક્રમે કહું છું. ૮૯

श्रोत्रं त्वक्चक्षुषी जिह्वा नासिका चैव पञ्चमी ।
पायूपस्थं हस्तपादं वाक्चैव दशमी स्मृता ॥ ९० ॥

કાન, ચામડી, આંખ, જીભ અને પાંચમું નાક; તેમ જ ગુદા, ઉપસ્થ, હાથ, પગ અને દશમી વાણી–એ ઇંદ્રિયો કહેવાય છે. ૯૦

बुद्धीन्द्रियाणि पञ्चैषां श्रोत्रादीन्यनुपूर्वशः ।
कर्मेन्द्रियाणि पञ्चैषां पाय्वादीनि प्रचक्षते ॥ ९१ ॥

ક્રમપૂર્વક કહેવાયેલી તે ઇન્દ્રિયોમાં, કાન વગેરે પાંચને જ્ઞાનેંદ્રિયો અને ગુદા વગેરે પાંચને કર્મેંદ્રિયો કહે છે. ૯૧

एकादशं मनो ज्ञेयं स्वगुणेनोभयात्मकम् ।
यस्मिञ्जिते जितावेतौ भवतः पञ्चकौ गणौ ॥ ९२ ॥

પોતાના (સંકલ્પ) ગુણ વડે (જ્ઞાનેંદ્રિય અને કર્મેંદ્રિય) બંનેને પ્રેરણા કરનાર થઈ એ બન્નેરૂપ થતા મનને અગિયારમું જાણવું. એ જિતાય છે, ત્યારે તે દશે ઇંદ્રિયો જિતાઈ રહે છે. ૯૨

इन्द्रियाणां प्रसङ्गेन दोषमृच्छत्यसंशयम् ।
संनियम्य तु तान्येव ततः सिद्धिं नियच्छति ॥ ९३ ॥

ઇંદ્રિયોના વિશેષ સંગથી માણસ અવશ્ય દોષ પામે છે;

માટે તેમને વશ કરીને જ સિદ્ધિ મેળવે છે. ૯૩

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥ ९४ ॥

વિષયભોગની ઇચ્છા વિષયોના ઉપભોગથી શમતી નથી; ઊલટી જેમ હોમદ્રવ્ય નાખવાથી અગ્નિ વધે છે, તેમ ઘણી જ વધ્યે જાય છે.+ ૯૪

यश्चैतान्प्राप्नुयात्सर्वान्यश्चैतान्केवलांस्त्यजेत् ।
प्रापणात्सर्वकामानां परित्यागो विशिष्यते ॥ ९५ ॥

આ સર્વ વિષયોને જે પ્રાપ્ત કરે છે અને એ સર્વને કેવળ જે તજી જ દે છે, તે બેમાં સર્વ વિષયોનો જે ત્યાગ કરવો; તે એમની પ્રાપ્તિ કરતાં વિશેષ ચડિયાતો છે; (કેમકે વિષયોના લાલચુને તે માટેનાં સાધનો વગેરે ઉપજાવવા હેરાન થવું પડે છે અને આવી મળેલા વિષયોનો જો નાશ થાય છે તો અતિશય દુઃખ થાય છે; પણ વિષયોનો રસ જેને છૂટી ગયો હોય છે તેને કોઈ પણ દુઃખ થતું જ નથી.) ૯૫

+ વિષ્ણુપુરાણમાં યયાતિએ કહ્યું છે: 'यत् पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः । एकस्यापि न पर्याप्तं तदित्यतितृष्णां त्यजेत्—પૃથ્વી પર જે કંઈ ડાંગર, જવ, સોનું, પશુઓ તથા સ્ત્રીઓ છે, તે બધાં એક જ માણસને પણ પોતાના ભોગ માટે હમેશાં અધૂરાં અથવા ઓછાં જ લાગે છે; માટે સર્વ વિષયોની વધારે તૃષ્ણાનો ત્યાગ જ કરવો.' જુઓ: 'पूर्णं वर्षसहस्रं मे विषयासक्तचेतसः । तथाप्यनुदिनं तृष्णा यत्तेष्वेव हि जायते— પૂરાં એક હજાર વર્ષ સુધી મારું મન વિષયોમાં આસક્ત જ રહ્યું છે, છતાં હજુ પે દરરોજ તે વિષયો માટેની જ તૃષ્ણા થયા કરે છે.' (मुन्दक)

ઇંદ્રિયનિગ્રહનો ઉપાય

न तथैतानि शक्यन्ते संनियन्तुमसेवया ।
विषयेषु प्रजुष्टानि यथा ज्ञानेन नित्यशः ॥ ९६ ॥

વિષયોમાં વળગેલી ઇંદ્રિયોને વિષયસેવનના ત્યાગથી તેવી વશ કરી શકાતી નથી, કે જેવી જ્ઞાનથી તેઓને નિત્ય વશ કરી શકાય છે.× ૯૬

ઇંદ્રિયનિગ્રહ વિના બધું નકામું

वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसि च ।
न विप्रदुष्टभावस्य सिद्धिं गच्छन्ति कर्हिचित् ॥ ९७ ॥

વિષયથી દૂષિત અભિપ્રાયવાળા માણસને વેદો, દાન, યજ્ઞો, નિયમો અને તપો કદી ફળસિદ્ધિ આપતાં નથી. ૯૭

ખરો જિતેંદ્રિય કોણ?

श्रुत्वा स्पृष्ट्वा च दृष्ट्वा च भुक्त्वा घ्रात्वा च यो नरः ।
न हृष्यति ग्लायति वा स विज्ञेयो जितेन्द्रियः ॥ ९८ ॥

કંઈ સાંભળી, સ્પર્શી, જોઈ, ખાઈ અને સૂંઘીને પણ જે હર્ષ કે ખેદ પામતો નથી, તેને જિતેંદ્રિય જાણવો. ૯૮

એક પણ ઇંદ્રિય અવશ ન જોઈએ

इन्द्रियाणां तु सर्वेषां यद्येकं क्षरतीन्द्रियम् ।
तेनास्य क्षरति प्रज्ञा दृतेः पात्रादिवोदकम् ॥ ९९ ॥

× અર્થાત્ 'વિષયો અવશ્ય નાશવંત છે અને બીજા અનેક દોષોનું મૂળ છે; તેમ જ આ શરીર કેવળ હાડકાંનો માળો છે' આમ તેઓના દોષો સમજી લેવાથી ઇંદ્રિયો તથા મનને કાયમ માટે જીતી શકાય છે. (कुल्लूक)

જેમ ચામડાના જળપાત્રમાં એક પણ છિદ્ર હોય તો તેમાંથી બધું પાણી ટપકી જાય છે, તેમ બધી ઇંદ્રિયોમાંથી એક પણ જો છૂટી વહેતી હોય, તો તે દ્વારા માણસનું જ્ઞાન પણ વહી જાય છે. ૯૯

ઇંદ્રિયોનો સંયમ સર્વ પુરુષાર્થોનું કારણ

वशे कृत्वेन्द्रियग्रामं संयम्य च मनस्तथा ।
सर्वान्संसाधयेदर्थानक्षिण्वन्योगतस्तनुम् ॥ १०० ॥

ઇંદ્રિયસમૂહને તથા મનને વશ કરી તે ઉપાયથી પોતાના શરીરને ક્ષીણ કર્યા સિવાય, સર્વ પુરુષાર્થો બરાબર સિદ્ધ કરવા.

બન્ને સંધ્યામાં ગાયત્રીજપ કરવો*

पूर्वां संध्यां जपंस्तिष्ठेत्सावित्रीमार्कदर्शनात् ।
पश्चिमां तु समासीनः सम्यगृक्षविभावनात् ॥ १०१ ॥

પ્રાતઃસંધ્યા વખતે સૂર્યોદય થતા સુધી ગાયત્રીનો જપ કરતા ઊભા રહેવું અને સાયંસંધ્યા વખતે નક્ષત્રોનાં દર્શન થતાં સુધી ગાયત્રી જપ કરતાં બરાબર બેસી રહેવું જોઈએ. ૧૦૧

સંધ્યાકાળના ગાયત્રીના જપનું ફળ

पूर्वां संध्यां जपंस्तिष्ठन्नैशमेनो व्यपोहति ।
पश्चिमां तु समासीनो मलं हन्ति दिवाकृतम् ॥ १०२ ॥

* મેધાતિથિ આ શ્લોકમાં 'ઊભા રહેવું અને બેસી રહેવું' એને જ મુખ્ય કહે છે. સંધ્યાનો સમય તો માત્ર બે ઘડીનો જ સમજવાનો છે; તે માટે યોગી યાજ્ઞવલ્ક્ય કહે છે: 'ह्रासवृद्धी तु सततं दिवसानां यथाक्रमम् । संध्या मुहूर्तमात्रं तु ह्रासे वृद्धौ च सा स्मृता–દિવસોની વધઘટ તો નિરંતર અનુક્રમે થયા જ કરે છે; પણ તે વધઘટમાં સંધ્યાનો સમય તો બે ઘડીનો જ કહેવામાં આવે છે.' (कुल्लूक)

પ્રાતઃસંધ્યામાં ઊભો રહી ગાયત્રી જપ કરનારો રાત્રે કરેલાં પાપ નાશ પમાડે છે; અને સાયંસંધ્યામાં બેસીને જપ કરનારો દિવસે કરેલાં પાપને હણે છે.+ ૧૦૨

સંધ્યા નહિ કરનારનો બહિષ્કાર

न तिष्ठति तु यः पूर्वां नोपास्ते यश्च पश्चिमाम् ।
स शूद्रवद्बहिष्कार्यः सर्वस्माद्द्विजकर्मणः ॥ १०३ ॥

જે દ્વિજ પ્રાતઃસંધ્યા કરતો નથી, તેમ જ સાયંસંધ્યા પણ કરતો નથી, તેને શૂદ્રની જેમ સર્વ દ્વિજકર્મોમાંથી દૂર કરવો.×

ગાયત્રીનો પણ સ્વાધ્યાય કરવો

अपां समीपे नियतो नैत्यकं विधिमास्थितः ।
सावित्रीमप्यधीयीत गत्वारण्यं समाहितः ॥ १०४ ॥

જળાશય પાસે કે વનમાં જઈ નિયમયુક્ત રહી, સાવધાન ચિત્તે નિત્યવિધિ કરવી અને ગાયત્રીનું પણ અધ્યયન

---

+ આ શ્લોકમાં ગાયત્રી જપનું ફળ કહેવાયું છે; અને તેમાં પાપનો નાશ અજાણતાં કરેલાં પાપોનો જ સમજવાનો છે. આ અભિપ્રાયથી જ યાજ્ઞવલ્ક્ય કહે છે: 'दिवा वा यदि वा रात्रौ यदज्ञानकृतं भवेत् । त्रिकालसंध्याकरणात् तत्सर्वं विप्रणश्यति-દિવસે કે રાત્રે જે પાપ અજાણતાં થઈ ગયું હોય, તે સઘળું ત્રણ કાળની સંધ્યા કરવાથી સંપૂર્ણ નાશ પામે છે.' (कुल्लूक)

× અહીં ત્યાગનું સૂચન છે કે સંધ્યા નહિ કરનારનો અનધિકાર પણ ન કરાય આટલો જ દોષ સંધ્યા નહિ કરવાથી લાગે છે, કારણ સંધ્યાવંદન એ નિત્યકર્મ કહેવાય છે. એમ છતાં કે તે નિત્યકર્મ છે, તોપણ સર્વ કાળે જરૂરી એવું દરરોજનાં પાપનો નાશ કરવારૂપ ફળ તેથી મળે છે, એમ માનવામાં કોઈ વિરોધ પણ નથી. (कुल्लूक)

કરવું.* ૧૦૪

અનધ્યાય કયા કર્મમાં ન હોય?

वेदोपकरणे चैव स्वाध्याये चैव नैत्यके ।
नानुरोधोऽस्त्यनध्याये होममन्त्रेषु चैव हि ॥ १०५ ॥

વેદનાં અંગો ભણવામાં, નિત્યના સ્વાધ્યાયમાં તેમજ હોમમંત્રોમાં અનધ્યાય મનાતો નથી. ૧૦૫

नैत्यके नास्त्यनध्यायो ब्रह्मसत्रं हि तत्स्मृतम् ।
ब्रह्माहुतिहुतं पुण्यमनध्यायवषट्कृतम् ॥ १०६ ॥

નિત્યના જપયજ્ઞમાં પણ અનધ્યાય હોતો નથી; કેમકે તે બ્રહ્મયજ્ઞ કહેવાય છે. તેમાં વેદરૂપ આહુતિનો જે હોમ કરાય છે, તે અનધ્યાયમાં બોલાતા સમાપ્તિસૂચક વષટ્કાર જેવો જ પવિત્ર છે. ૧૦૬

સ્વાધ્યાયનું ફળ

यः स्वाध्यायमधीतेऽब्दं विधिना नियतः शुचिः ।
तस्य नित्यं क्षरत्येष पयो दधि घृतं मधु ॥ १०७ ॥

પવિત્ર અને નિયમપરાયણ રહી એક વર્ષ સુધી જે સ્વાધ્યાય ભણે છે, તેને એ સ્વાધ્યાય દૂધ, ઘી અને મધ નિત્ય આપ્યા કરે છે.× ૧૦૭

* આ ઉપલક્ષણ સૂચવ્યો છે. ઘણું વેદાધ્યયન થઈ શકે નહિ, તો માત્ર ગાયત્રીનું અધ્યયન પણ ચાલે. એટલે ૐકાર સહિત ત્રણ વ્યાહૃતિઓના ઉચ્ચારપૂર્વક ગાયત્રીનો સ્વાધ્યાય પણ કરવો. (कुल्लूक)

× આ માટે યાજ્ઞવલ્ક્ય પણ કહે છે: 'मधुना पयसा चैव स देवांस्तर्पयेद् द्विजः । पितॄन् मधुघृताभ्यां च ऋचोऽधीते हि योऽन्वहम्–' નિત્યના સ્વાધ્યાયરૂપ જપયજ્ઞ કરનારો દ્વિજ, એ દ્વારા (પોતાને

ગુરુગૃહે શિષ્યનું કર્તવ્ય

अग्नीन्धनं भैक्षचर्यामधःशय्यां गुरोर्हितम् ।
आसमावर्तनात्कुर्यात्कृतोपनयनो द्विजः ॥ १०८ ॥

(જનોઈનો) ઉપનયનસંસ્કાર પામેલા દ્વિજે સમાવર્તન (વિદ્યાસમાપ્તિના) સંસ્કાર સુધી (ગુરુગૃહે) હોમકાષ્ઠો લાવવાં, ભિક્ષા માગી લાવવી, નીચે (ખાટલા વિના) સૂવું અને ગુરુનું હિત (કામ) કરવું. ૧૦૮

ભણાવવા યોગ્ય શિષ્યો

आचार्यपुत्रः शुश्रूषुर्ज्ञानदो धार्मिकः शुचिः ।
आप्तः शक्तोऽर्थदः साधुः स्वोऽध्याप्या दश धर्मतः ॥ १०९ ॥

આચાર્યનો પુત્ર, સેવાભાવી, બીજું જ્ઞાન આપનાર, ધાર્મિક, પવિત્ર, હિતેચ્છુ, સમર્થ, ધન દેનાર, સદાચારી અને જ્ઞાતિનો માણસ—એ દશને ધર્મદષ્ટિએ ભણાવવા યોગ્ય છે. ૧૦૯

ગુરુનું કર્તવ્ય

नापृष्टः कस्यचिद्‌ब्रूयान्न चान्यायेन पृच्छतः ।
जानन्नपि हि मेधावी जडवल्लोक आचरेत् ॥ ११० ॥

કોઈના પૂછ્યા વિના કદી ઉપદેશ ન દેવો; અને અન્યાયથી

મળેલાં) મધ તથા દૂધ વડે દેવોને તૃપ્ત કરી શકે છે; તેમ જ જે દ્વિજવર્ણ નિત્ય વેદમંત્રોનો સ્વાધ્યાય કરે છે, તે એ દ્વારા પ્રાપ્ત થતા મધ અને ઘી વડે પિતૃઓને પણ તૃપ્ત કરી શકે છે, એમ કહી ચારે વેદો તથા પુરાણોના નિત્ય સ્વાધ્યાયનું ફળ દેવોની તથા પિતૃઓની તૃપ્તિરૂપે જણાવ્યું છે અને પછી દર્શાવ્યું છે, કે 'तं तृप्तास्तर्पयन्त्येनं सर्वकामफलैः शुभैः—એમ તૃપ્ત થયેલા એ દેવો તથા પિતૃઓ સર્વ ઇચ્છિત શુભ ફળોથી એ જપયજ્ઞ કરનારને તૃપ્ત કરે છે.' (कुल्लूक)

પૂછનારને ઉત્તર ન આપવો; કેમકે જાણતાં છતાં બુદ્ધિમાને સંસારમાં જડની જેમ વર્તવું. ૧૧૦

ગુરુએ વિદ્યા કોને ન ભણાવવી?

अधर्मेण च यः प्राह यश्चाधर्मेण पृच्छति ।
तयोरन्यतरः प्रैति विद्वेषं वाऽधिगच्छति ॥ १११ ॥

જે અધર્મથી પૂછયા છતાં તેને ઉત્તર આપે છે અને જે અધર્મથી પૂછે છે, તેમાંનો એક મરી જાય છે અથવા (બંને પરસ્પર) દ્વેષ પામે છે. ૧૧૧

धर्मार्थौ यत्र न स्यातां शुश्रूषा वापि तद्विधा ।
तत्र विद्या न वक्तव्या शुभं बीजमिवोषरे ॥ ११२ ॥

જ્યાં (એટલે જે શિષ્યને ભણાવતાં) ધર્મ અને અર્થ× નથી થતા અથવા તેવી યોગ્ય સેવા નથી થતી, ત્યાં વિદ્યા ન જ ભણાવવી; એ તો ખારી જમીનમાં શુભ બી વાવ્યા જેવું (નિરર્થક) છે. ૧૧૨

विद्ययैव समं कामं मर्तव्यं ब्रह्मवादिना ।
आपद्यपि हि घोरायां न त्वेनामिरिणे वपेत् ॥ ११३ ॥

બ્રહ્મવાદીએ વિદ્યા સાથે જ મરી જવું સારું, પણ ઘોર આપત્તિમાં યે એણે ખારી જમીનમાં વિદ્યારૂપ બીજ ન જ વાવવું.+ ૧૧૩

× ધન સર્વ વિદ્યા ભણાવવી, એ તો ખારે ભણાવવા જેવું થયું, એવી અહીં ઇચ્છા કરી નહિ; કેમકે ભારદ્ધ ધન મને આપશો તો જ હું ભારદ્ધ ભણાવીશ, એવી ઇચ્છા અહીં કરાતી નથી. (કુલ્લૂક)

+ છાંદોગ્યબ્રાહ્મણમાં પણ આમ જ કહ્યું છે: 'વિદ્યા હ વૈ

विद्या ब्राह्मणमेत्याह शेवधिस्तेऽस्मि रक्ष माम् ।
असूयकाय मां मादास्तथा स्यां वीर्यवत्तमा ॥ ११४ ॥

વિદ્યા બ્રાહ્મણની પાસે આવી કહે છે, કે 'હું તારો ભંડાર છું; તું મારી રક્ષા કરજે, પણ ઇર્ષ્યાળુને મને આપીશ નહિ; જેથી હું વિશેષ સામર્થ્યવાળી થઈશ.' ૧૧૪

यमेव तु शुचिं विद्यान्नियतब्रह्मचारिणम् ।
तस्मै मां ब्रूहि विप्राय निधिपायाप्रमादिने ॥ ११५ ॥

'તું જેને પવિત્ર, નિયમયુક્ત અને બ્રહ્મચારી જાણે, તેવા વિદ્યારૂપ ભંડારનું રક્ષણ કરનાર અપ્રમાદી બ્રાહ્મણનેજ તું મને ભણાવજે.' ૧૧૫

કેવો શિષ્ય નરકે ન જાય?

ब्रह्म यस्त्वननुज्ञातमधीयानादवाप्नुयात् ।
स ब्रह्मस्तेयसंयुक्तो नरकं प्रतिपद्यते ॥ ११६ ॥

ગુરુ બીજાને ભણાવતા હોય, ત્યારે જે તેમની આજ્ઞા વિના જ વેદ ગ્રહણ કરે છે, તે વેદની ચોરી કરનારો માણસ નરક પામે છે. ૧૧૬

ગુરુને પ્રથમ વંદન કરવું

लौकिकं वैदिकं वापि तथाऽध्यात्मिकमेव च ।
आददीत यतो ज्ञानं तं पूर्वमभिवादयेत् ॥ ११७ ॥

જેમની પાસેથી લૌકિક, વૈદિક અને આધ્યાત્મિક જ્ઞાન (પોતે) મેળવ્યું હોય, તેમને શિષ્યે પ્રથમ પ્રણામ કરવા. ૧૧૭

विद्या, न विद्यामूसरे वपेत्–વિદ્યાની સાથે મરી જવું એ ઠીક છે, પણ ખારી જમીનરૂપકુપાત્રમાં વિદ્યારૂપી બી વાવવું નહિ.' (पुस्तक)

ઊઠી તેમને વંદન કર્યાથી તે પ્રાણ પાછા ઠેકાણે લવાય છે. ૧૨૦

વંદનનું ફળ

अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।
चत्वारि तस्य वर्धन्ते आयुर्विद्या यशो बलम् ॥ १२१ ॥

વૃદ્ધોને નિત્ય પ્રણામ કરવાના સ્વભાવવાળાનાં અને તેમની હમેશાં સેવા કરનારનાં આયુષ, વિદ્યા, યશ અને બળ એ ચારે વધે છે. ૧૨૧

વંદનવિધિ

अभिवादात्परं विप्रो ज्यायांसमभिवादयन् ।
असौ नामाहमस्मीति स्वं नाम परिकीर्तयेत् ॥ १२२ ॥

વડીલને નમન કરતી વખતે બ્રાહ્મણે 'અમુક નામનો હું આપને વંદન કરું છું.' એમ પોતાનું નામ કહેવું. ૧૨૨

नामधेयस्य ये केचिदभिवादनं जानते ।
तान्प्राज्ञोऽहमिति ब्रूयात्स्त्रियः सर्वास्तथैव च ॥ १२३ ॥

જે કોઈ (વંદન કરાતા વડીલો સંસ્કૃત ભાષામાં જણાવેલા) નામોચ્ચારપૂર્વકના નમસ્કારને ન સમજી શકતા હોય, તેઓ સામે બુદ્ધિમાને 'હું વંદન કરું છું.' એટલું જ કહેવું અને બધી સ્ત્રીઓને પણ એમ જ કહેવું. ૧૨૩

भोः शब्दं कीर्तयेदन्ते स्वस्य नाम्नोऽभिवादने ।
नाम्नां स्वरूपभावो हि भोभाव ऋषिभिः स्मृतः ॥ १२४ ॥

વંદનવાક્યમાં પોતાના નામને અંતે 'भोः' શબ્દ કહેવો. (જેમકે 'अभिवादये शुभशर्माहमस्मि भोः') કેમકે, ઋષિઓએ 'भो.' શબ્દનો ભાવાર્થ, જેમને વંદન કરવું હોય, તેમના નામના

સ્વરૂપે જ કહ્યો છે. ૧૨૪

आयुष्मान्भव सौम्येति वाच्यो विप्रोऽभिवादने ।
अकारश्चास्य नाम्नोऽन्ते वाच्यः पूर्वाक्षरः प्लुतः ॥ १२५ ॥

બ્રાહ્મણ વંદન કરે; ત્યારે એ વંદન સ્વીકારનારાએ તેની સામે 'आयुष्मान् भव, सौम्य।'(હે સૌમ્ય! તું ઘણાં વર્ષો જીવ), એમ કહેવું અને એ (પોતે ઉચ્ચારેલા પ્રત્યભિવાદ વાક્યમાં) નમસ્કાર કરનારના નામના અંતમાં રહેલા અકારાદિ સ્વરને અથવા તે સ્વરના પૂર્વાક્ષરને પ્લુત ઉચ્ચારવો. (જેમકે 'आयुष्मान् भव सौम्य देवदत्त३ અથવા शुभशर्मन्३') ૧૨૫

यो न वेत्त्यभिवादस्य विप्रः प्रत्यभिवादनम् ।
नाभिवाद्यः स विदुषा यथा शूद्रस्तथैव सः ॥ १२६ ॥

જે બ્રાહ્મણ નમનના બદલામાં સામે રીતસર બોલવાનું વાક્ય બોલી જાણતો નથી, તેને વિદ્વાને (પૂર્વોક્ત વિધિપુરઃસર) નમન ન કરવું; એ તો જેવો શૂદ્ર છે, તેવો જ ગણાય છે.× ૧૨૬

બ્રાહ્મણાદિ મળે ત્યારે શું પૂછવું?

ब्राह्मणं कुशलं पृच्छेत्क्षत्रबन्धुमनामयम् ।
वैश्यं क्षेमं समागम्य शूद्रमारोग्यमेव च ॥ १२७ ॥

બ્રાહ્મણને મળી 'કુશળ' પૂછવું, ક્ષત્રિયને મળી 'અના-

× શૂદ્ર સામે 'હું આપને વંદન કરું છું' એટલું જ માત્ર કહેવાનું હોય છે; પણ તેના ચરણનો સ્પર્શ વગેરે કંઈ કરવાનું નથી, એટલે અહીં વન્દનમાં પ્લુતોચ્ચાર કરવાનો નિષેધ કર્યો નથી. (કુલ્લૂક)

मंय (स्वास्थ्य)' पूछवुं, वैश्यने भणी 'क्षेम' पूछवुं अने शूद्रने भणी 'आरोग्य' पूछवुं. १२७

दीक्षितने केम बोलाववो ?

अवाच्यो दीक्षितो नाम्ना यवीयानपि यो भवेत् ।
भोभवत्पूर्वकं त्वेनमभिभाषेत धर्मवित् ॥ १२८ ॥

जेणे यज्ञदीक्षा लीधी होय, ते उंमरे नानो होय, तो य तेने नाम लई बोलाववो नहि, पण धर्म जाणनारे 'भोः' अने 'भवत्' शब्दोपूर्वक तेनी सामे बोलवुं. १२८

कई स्त्रीने केम बोलाय ?

परपत्नी तु या स्त्री स्यादसंबन्धा च योनितः ।
तां ब्रूयाद्भवतीत्येवं सुभगे भगिनीति च ॥ १२९ ॥

जे स्त्री परपत्नी होय तथा जन्मना अंगे संबंधवाळी (सगी–बहेन वगेरे) न होय, तेने 'भवति! सुभगे! बहेन!' एम कहेवी. १२९

नाना मामा वगेरे सामे केवळ ऊभा थवुं

मातुलांश्च पितृव्यांश्च श्वशुरानृत्विजो गुरून् ।
असावहमिति ब्रूयात्प्रत्युत्थाय यवीयसः ॥ १३० ॥

मामा, काका, ससरा, ऋत्विजो अने ज्ञानवृद्ध, तपोवृद्ध वगेरे पोताथी नाना होय तेओ आवे, त्यारे सामे ऊभा थई 'ए हुं छुं' एम कहेवुं. (पण तेमने वंदन करवुं नहि.) १३०

मासी वगेरे पूज्य छे

मातृष्वसा मातुलानी श्वश्रूश्च पितृष्वसा ।
संपूज्या गुरुपत्नीवत्समास्ता गुरुभार्यया ॥ १३१ ॥

માસી, મામી, સાસુ અને ફોઈ આ બધી ગુરુપત્ની જેવી પૂજ્ય છે; તેથી ગુરુપત્નીની જેમ (તેમની સામે ઊભા થઈ) તેમનો આદરસત્કાર કરવો. ૧૩૧

भ्रातुर्भार्योपसंग्राह्या सवर्णाहन्यहन्यपि ।
विप्रोष्य तूपसंग्राह्या ज्ञातिसंबन्धियोषितः ॥ १३२ ॥

મોટાભાઈની પત્ની પોતાના વર્ણની હોય, તો રોજ તેને પગે લાગવું; પણ સગાંસંબંધીની સ્ત્રીઓને તો પરદેશથી આવીને જ પગે લાગવું. (રોજ નહિ.) ૧૩૨

માતા સર્વથી અધિક

पितुर्भगिन्यां मातुश्च ज्यायस्यां च स्वसर्यपि ।
मातृवद्वृत्तिमातिष्ठेन्माता ताभ्यो गरीयसी ॥ १३३ ॥

ફોઈ, માસી અને મોટી બહેન તરફ માતાની જેમ આદરભાવ રાખવો; પણ માતા તે સર્વથી અધિક છે. ૧૩૩

કોની સાથે ક્યાંસુધી મિત્રતા?

दशाब्दाख्यं पौरसख्यं पञ्चाब्दाख्यं कलाभृताम् ।
त्र्यब्दपूर्वं श्रोत्रियाणां स्वल्पेनापि स्वयोनिषु ॥ १३४ ॥

એક જ નગરમાં રહેવાવાળો ઉંમરે દશ વર્ષ મોટો હોય, કલાકારીગીરીવાળો પાંચ વર્ષે મોટો હોય, વેદ ભણવાવાળો ત્રણ વર્ષે મોટો હોય અને સગોસંબંધી થોડો પણ મોટો હોય, તો તેની સાથે મૈત્રીવ્યવહાર રખાય છે; પણ તેથી મોટી ઉમરના સાથે વડીલ તરીકે વર્તન રાખવું. ૧૩૪

બ્રાહ્મણ રાજા કરતાં વિશેષ

ब्राह्मणं दशवर्षं तु शतवर्षं तु भूमिपम् ।
पितापुत्रौ विजानीयाद्ब्राह्मणस्तु तयोः पिता ॥ १३५ ॥

બ્રાહ્મણ દશ વર્ષનો હોય અને રાજા સો વર્ષનો હોય, તો ય તેમને પિતાપુત્ર જાણવા; તે બેમાં બ્રાહ્મણ જ પિતારૂપ છે. ૧૩૫

સન્માનનાં કારણ

वित्तं बन्धुर्वयः कर्म विद्या भवति पञ्चमी ।
एतानि मान्यस्थानानि गरीयो यद्यदुत्तरम् ॥१३६॥

ધન, બંધુ, ઉંમર, કામ અને પાંચમી વિદ્યા—એ માનનાં સ્થાનો છે; તેમાં પછી પછીનું પહેલું પહેલા કરતાં ચડિયાતું છે.

શૂદ્ર પણ સન્માનયોગ્ય ક્યારે ?

पञ्चानां त्रिषु वर्णेषु भूयांसि गुणवन्ति च ।
यत्र स्युः सोऽत्र मानार्हः शूद्रोऽपि दशमीं गतः ॥१३७॥

ત્રણે વર્ણોમાં આ પાંચમાંથી જેટલા વિશેષ ગુણવાળા હોય, તેટલા તેઓ અહીં માનપાત્ર છે; અને નેવું વર્ષે પહોંચેલો શૂદ્ર પણ માનને યોગ્ય છે. ૧૩૭

કોને કોને રસ્તો આપી દેવો ?

चक्रिणो दशमीस्थस्य रोगिणो भारिणः स्त्रियाः ।
स्नातकस्य च राज्ञश्च पन्था देयो वरस्य च ॥१३८॥

પૈડાંવાળા વાહનમાં બેઠેલાને, નેવું વર્ષની ઉંમર થયેલાને, રોગીને, ભારવાળાને, સ્ત્રીઓને, સ્નાતકને, રાજાને તેમ જ વરરાજાને માર્ગ આપવો. ૧૩૮

तेषां तु समवेतानां मान्यौ स्नातकपार्थिवौ ।
राजस्नातकयोश्चैव स्नातको नृपमानभाक् ॥१३९॥

તે બધાં એકસાથે આવી ગયાં હોય, તો સ્નાતક અને રાજાને સન્માનયોગ્ય ગણવા. રાજા અને સ્નાતક એ બેમાં

સ્નાતકને રાજા કરતાં યે સન્માનયોગ્ય ગણવો. ૧૩૯

આચાર્યનું લક્ષણ

उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद्द्विजः ।
सकल्पं सरहस्यं च तमाचार्यं प्रचक्षते ॥ १४० ॥

જે બ્રાહ્મણ શિષ્યને જનોઈ આપી તેને કલ્પ (યજ્ઞવિદ્યા) અને રહસ્ય (ઉપનિષદો) સહિત વેદાધ્યયન કરાવે છે, તેને આચાર્ય કહે છે. ૧૪૦

ઉપાધ્યાયનું લક્ષણ

एकदेशं तु वेदस्य वेदाङ्गान्यपि वा पुनः ।
योऽध्यापयति वृत्त्यर्थमुपाध्यायः स उच्यते ॥ १४१ ॥

જે આજીવિકા માટે વેદનો અમુક ભાગ અથવા વેદનાં અંગો—વ્યાકરણ વગેરેને ભણાવે છે, તે ઉપાધ્યાય કહેવાય છે.

ગુરુ કોણ કહેવાય?

निषेकादीनि कर्माणि यः करोति यथाविधि ।
संभावयति चान्नेन स विप्रो गुरुरुच्यते ॥ १४२ ॥

જે બ્રાહ્મણ, ગર્ભાધાન આદિ સંસ્કારો વિધિ પ્રમાણે કરે છે અને અન્નથી પોષે છે, તે ગુરુ કહેવાય છે. ૧૪૨

ઋત્વિજ કોણ?

अग्न्याधेयं पाकयज्ञानग्निष्टोमादिकान्मखान् ।
यः करोति वृतो यस्य स तस्यर्त्विगिहोच्यते ॥ १४३ ॥

વરણમાં વરાયેલો જે બ્રાહ્મણ, જેને માટે અગ્ન્યાધેય (આહવનીય આદિ અગ્નિ પ્રકટાવવાનું કાર્ય), પાકયજ્ઞો (અષ્ટકાદિ) અને અગ્નિષ્ટોમાદિ યજ્ઞો કરે છે, તે તેનો ઋત્વિ

ઋત્વિજ કહેવાય છે. ૧૪૩

અધ્યાપક માતાપિતા જેવો ગણાય

य आवृणोत्यवितथं ब्रह्मणा श्रवणावुभौ ।
स माता स पिता ज्ञेयस्तं न द्रुह्येत्कदाचन ॥ १४४ ॥

જે બ્રાહ્મણ, બેય કાનોને સત્યસ્વરૂપ એવા વેદથી ભરી દે છે, તેને માતા અને પિતારૂપે જાણવો; તેનો કદી દ્રોહ ન કરવો. ૧૪૪

આચાર્ય વગેરેમાં કોણ વધારે માનવા યોગ્ય?

उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता ।
सहस्रं तु पितॄन्माता गौरवेणातिरिच्यते ॥ १४५ ॥

દશ ઉપાધ્યાયો કરતાં એક આચાર્ય, સો આચાર્યો કરતાં એક પિતા અને હજાર પિતાઓ કરતાં એક માતા અધિક માન્ય છે. ૧૪૫

વેદ ભણાવનાર સૌથી વિશેષ

उत्पादकब्रह्मदात्रोर्गरीयान्ब्रह्मदः पिता ।
ब्रह्मजन्म हि विप्रस्य प्रेत्य चेह च शाश्वतम् ॥ १४६ ॥

જન્મ આપનાર અને વેદ આપનાર, એ બે પિતાઓમાં વેદ આપનાર પિતા વિશેષ માન્ય છે; કેમકે બ્રાહ્મણનો વેદ-જન્મ આ લોકમાં ને પરલોકમાં અવિનાશી છે. (અને બ્રહ્મપ્રાપ્તિરૂપ ફળ દેનાર છે.) ૧૪૬

कामान्माता पिता चैनं यदुत्पादयतो मिथः ।
संभूतिं तस्य तां विद्याद्यद्योनावभिजायते ॥ १४७ ॥

માતાપિતા તો પરસ્પરના કામથી આ બાળકને ઉત્પન્ન

કરે છે; તેનો યોનિમાં જે જન્મ થાય છે, તેને તો માત્ર શરીરની ઉત્પત્તિ જ જાણવી. (અને એ તો પશુઓના જેવી સર્વસામાન્ય છે.) ૧૪૭

आचार्यस्त्वस्य यां जातिं विधिवद्वेदपारगः ।
उत्पादयति सावित्र्या सा सत्या साऽजराऽमरा ॥ १४८ ॥

પણ વેદના પારગામી આચાર્ય વિધિ પ્રમાણે ગાયત્રીના (ઉપદેશ) દ્વારા તેને જે જન્મ આપે છે, એ જ સત્ય અને અજરામર છે. ૧૪૮

अल्पं वा बहु वा यस्य श्रुतस्योपकरोति यः ।
तमपीह गुरुं विद्याच्छ्रुतोपक्रियया तया ॥ १४९ ॥

જે વેદાધ્યયન દ્વારા થોડો કે ઘણો ઉપકાર કરે છે, તેને પણ વેદાધ્યયનરૂપી એ ઉપકારને લીધે ગુરુ માનવો. ૧૪૯

વિદ્વાનની મહત્તા

ब्राह्मस्य जन्मनः कर्ता स्वधर्मस्य च शासिता ।
बालोऽपि विप्रो वृद्धस्य पिता भवति धर्मतः ॥ १५० ॥

વેદજન્મ આપનાર અને સ્વધર્મનો ઉપદેશ દેનાર બ્રાહ્મણ બાળક હોય તોય ધર્મદૃષ્ટિએ તે વૃદ્ધનો પિતારૂપ છે. ૧૫૦

પૂર્વોક્ત વિષયમાં દૃષ્ટાંત

अध्यापयामास पितॄन्शिशुराङ्गिरसः कविः ।
पुत्रका इति होवाच ज्ञानेन परिगृह्य तान् ॥ १५१ ॥

અંગિરાના બાળક પુત્ર કવિએ પિતૃઓને અધ્યયન કરાવ્યું અને જ્ઞાન દ્વારા તેમને શિષ્ય બનાવી તેમને 'હે પુત્રો' એમ

કહ્યું હતું. ૧૫૧

ते तमर्थमपृच्छन्त देवानागतमन्यवः ।
देवाश्चैतान्समेत्योचुर्न्याय्यं वः शिशुरुक्तवान् ॥ १५२ ॥

તેથી ક્રોધે ભરાઈ તેઓએ તે વિષે દેવોને પૂછ્યું, ત્યારે દેવોએ મળી તેમને કહ્યું હતું કે, બાળકે તમને યોગ્ય કહ્યું છે.

અજ્ઞાની બાળક છે અને વેદમંત્ર આપનાર પિતા છે

अज्ञो भवति वै बालः पिता भवति मन्त्रदः ।
अज्ञं हि बालमित्याहुः पितेत्येव तु मन्त्रदम् ॥ १५३ ॥

અજ્ઞાની બાળક જ છે અને (વેદના) મંત્ર આપનારો પિતા જ છે; પંડિતો અજ્ઞાનીને જ બાળક કહે છે અને (વેદના) મંત્ર દેનારને જ પિતા કહે છે. ૧૫૩

વેદ ભણેલો જ સૌથી મોટો

न हायनैर्न पलितैर्न वित्तेन न बन्धुभिः ।
ऋषयश्चक्रिरे धर्मं योऽनूचानः स नो महान् ॥ १५४ ॥

ઉંમરનાં ઘણાં વર્ષોથી, પળિયાંથી, ધનથી અને સગાંવહાલાંથી કોઈ મોટો ગણાતો નથી; પણ ઋષિઓએ ધર્મ ઠરાવ્યો છે, કે જે વેદવેદાંગ ભણેલો છે, તેજ અમારામાં મોટો છે.

વર્ણદૃષ્ટિએ કોની શાથી મોટાઈ?

विप्राणां ज्ञानतो ज्यैष्ठ्यं क्षत्रियाणां तु वीर्यतः ।
वैश्यानां धान्यधनतः शूद्राणामेव जन्मतः ॥ १५५ ॥

બ્રાહ્મણોની મોટાઈ જ્ઞાનથી, ક્ષત્રિયોની, પરાક્રમથી અને વૈશ્યોની, ધનધાન્યથી ગણાય છે; (પણ ઉંમરથી નહિ) માત્ર શૂદ્રોની જ મોટાઈ જન્મથી એટલે ઉંમરથી મનાય છે. ૧૫૫

માથે ધોળાં આવ્યાં તેથી કંઈ મોટાઈ ન આવે

न तेन वृद्धो भवति येनास्य पलितं शिरः ।
यो वै युवाप्यधीयानस्तं देवाः स्थविरं विदुः ॥ १५६ ॥

માણસનું માથું ધોળા વાળવાળું થયું હોય, તેથી તે વૃદ્ધ ગણાતો નથી, પણ જે જુવાન હોવા છતાં વેદ ભણેલો હોય છે, તેને જ દેવો વૃદ્ધ માને છે. ૧૫૬

વેદ નહિ ભણેલો બ્રાહ્મણ માત્ર નામનો જ બ્રાહ્મણ

यथा काष्ठमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोऽनधीयानस्त्रयस्ते नाम बिभ्रति ॥ १५७ ॥

જેમ લાકડાનો હાથી અને ચામડાનું હરણ કેવળ નામનાં જ છે, તેમ વેદ નહિ ભણેલો બ્રાહ્મણ માત્ર નામનો જ બ્રાહ્મણ છે; એ ત્રણે માત્ર નામ જ ધારણ કરે છે. ૧૫૭

यथा षण्ढोऽफलः स्त्रीषु यथा गौर्गवि चाफला ।
यथा चाज्ञेऽफलं दानं तथा विप्रोऽनृचोऽफलः ॥ १५८ ॥

જેમ નપુંસક સ્ત્રીઓ માટે નકામો છે; જેમ ગાય બીજી ગાય માટે નકામી છે અને જેમ અજ્ઞાનીને આપેલું દાન નિષ્ફળ છે, તેમ વેદ નહિ ભણેલો બ્રાહ્મણ (પણ શ્રૌતસ્માર્ત કર્મો માટે અયોગ્ય હોઈ) નિષ્ફળ છે. ૧૫૮

ગુરુએ અહિંસા અને મીઠી વાણીથી શિષ્યને ભણાવવા

अहिंसयैव भूतानां कार्यं श्रेयोऽनुशासनम् ।
वाक्चैव मधुरा श्लक्ष्णा प्रयोज्या धर्ममिच्छता ॥ १५९ ॥

ધર્મ ઇચ્છતા ગુરુએ શિષ્યાદિને અહિંસાથી જ કલ્યાણનું શિક્ષણ આપવું અને વાણી પણ મધુર અને કોમળ વાપરવી.

દરેક વાણી અને મન ઉપર કાબૂ રાખવો

यस्य वाङ्मनसी शुद्धे सम्यग्गुप्ते च सर्वदा ।
स वै सर्वमवाप्नोति वेदान्तोपगतं फलम् ॥ १६० ॥

જેનાં મન અને વાણી શુદ્ધ (એટલે વાણી અસત્ય વગેરેથી અદૂષિત અને મન રાગદ્વેષાદિથી અદૂષિત હોય છે,) તથા સારી રીતે વશ હોય છે, તે વેદાંતમાં કહેલું સર્વ ફળ પામે છે. (અર્થાત્ તેને જ મોક્ષનો લાભ થતાં સર્વજ્ઞપણું તથા સર્વેશ્વરપણું વગેરે પ્રાપ્ત થાય છે.) ૧૬૦

नारुन्तुदः स्यादार्तोऽपि न परद्रोहकर्मधीः ।
ययाऽस्योद्विजते वाचा नालोक्यां तामुदीरयेत् ॥ १६१ ॥

પોતે દુઃખી થયો હોવા છતાં સામાને મર્મ પીડનાર કે દુઃખદાયી ન થવું, બીજાનો અપકાર કરવાની બુદ્ધિ ન કરવી અને જે વાણીથી બીજો દુઃખી થાય, તેવી સ્વર્ગને નહિ આપનારી વાણી ન બોલવી. ૧૬૧

બ્રાહ્મણે માન ઇચ્છવું નહિ પણ અપમાન ઇચ્છવું

संमानाद्ब्राह्मणो नित्यमुद्विजेत विषादिव ।
अमृतस्येव चाकाङ्क्षेदवमानस्य सर्वदा ॥ १६२ ॥

બ્રાહ્મણે ઝેરની જેમ સંમાનથી નિત્ય ડરતા રહેવું અને અમૃતની જેમ સદા અપમાનની ઇચ્છા રાખવી. ૧૬૨

અપમાન સહેવામાં લાભ

सुखं ह्यवमतः शेते सुखं च प्रतिबुध्यते ।
सुखं चरति लोकेऽस्मिन्नवमन्ता विनश्यति ॥ १६३ ॥

આ સંસારમાં અપમાન પામેલો સુખે સૂએ છે, સુખે

જાગે છે અને સુખે ફરે છે; પણ તેનું અપમાન કરનારો (એ પાપને લીધે) નાશ પામે છે. ૧૬૩

વેદની પ્રાપ્તિ માટે તપની જરૂર

अनेन क्रमयोगेन संस्कृतात्मा द्विजः शनैः ।
गुरौ वसन्संचिनुयाद्ब्रह्माधिगमिकं तपः ॥ १६४ ॥

અનુક્રમે કહેલા આ ઉપાય વડે સંસ્કાર પામેલા આત્માવાળા દ્વિજે ગુરુને ત્યાં રહી, વેદપ્રાપ્તિ માટેનું તપ ધીરેધીરે કર્યા કરવું. ૧૬૪

तपोविशेषैर्विविधैर्व्रतैश्च विधिचोदितैः ।
वेदः कृत्स्नोऽधिगन्तव्यः सरहस्यो द्विजन्मना ॥ १६५ ॥

(બ્રાહ્મણાદિ) દ્વિજે અનેક જાતનાં વિશેષ તપોથી (એટલે ખાસ નિયમોથી) અને વિધિપૂર્વક બતાવેલાં વિવિધ વ્રતોથી રહસ્ય સહિત સમગ્ર વેદનું અધ્યયન કરવું. ૧૬૫

વેદાભ્યાસ જ બ્રાહ્મણનું શ્રેષ્ઠ તપ

वेदमेव सदाऽभ्यस्येत्तपस्तप्यन्द्विजोत्तमः ।
वेदाभ्यासो हि विप्रस्य तपः परमिहोच्यते ॥ १६६ ॥

તપ તપવાની ઇચ્છાવાળા બ્રાહ્મણે હમેશાં વેદનું જ અધ્યયન કર્યા કરવું; કેમકે વેદાભ્યાસ જ આ લોકમાં બ્રાહ્મણનું શ્રેષ્ઠ તપ કહેવાય છે. ૧૬૬

પુષ્પની માળા ધારણ કરી હોય, તોપણ પગના નખના છેડા સુધી ( આખા શરીરમાં વ્યાપી જનારું ) શ્રેષ્ઠ તપ તે તપી રહ્યો છે ( એમ સમજવું ). ૧૬૭

વેદ નહિ ભણેલો બ્રાહ્મણ જીવતાં શૂદ્ર છે

योऽनधीत्य द्विजो वेदमन्यत्र कुरुते श्रमम् ।
स जीवन्नेव शूद्रत्वमाशु गच्छति सान्वयः ॥ १६८ ॥

જે દ્વિજ વેદ ભણ્યા વિના બીજાં શાસ્ત્રો વગેરેમાં શ્રમ કરે છે, તે સહકુટુંબ જીવતાં જ જલદી શૂદ્રપણું પામે છે.* ૧૬૮

દ્વિજના ત્રણ જન્મ

मातुरग्रेऽधिजननं द्वितीयं मौञ्जिबन्धने ।
तृतीयं यज्ञदीक्षायां द्विजस्य श्रुतिचोदनात् ॥ १६९ ॥

વેદની આજ્ઞા છે કે માતાથી જન્મ થાય છે, તે દ્વિજનો પહેલો જન્મ છે; જનોઈ ધારણ કરે છે, ત્યારે તેનો બીજો જન્મ થાય છે અને યજ્ઞની દીક્ષા લે છે, ત્યારે તેનો ત્રીજો જન્મ થાય છે. ૧૬૯

---

છતાં નિત્ય વેદનો સ્વાધ્યાય કરનારો એવો નિયમભંગ કરે, તોયે હરકત નથી, આમ સૂચવી વેદના સ્વાધ્યાયની અહીં પ્રશંસા કરી છે. (कुल्लूक)

* આમ છતાં સ્મૃતિઓ અને ધર્મશાસ્ત્રો તે વેદનાં જ અંગ હોવાથી વેદ ભણ્યા સિવાય પણ ભણી શકાય છે. શંખ અને લિખિતનો પણ એ જ અભિપ્રાય છે : 'न वेदमनधीत्यान्यां विद्यामधीयीतान्यत्र वेदाङ्गस्मृतिभ्यः' । વેદ ભણ્યા સિવાય બીજી વિદ્યા ભણાય નહિ, પણ વેદનાં અંગરૂપ ગણાતી સ્મૃતિઓ તો વેદ ભણ્યા સિવાય પણ ભણી શકાય છે.' (कुल्लूक)

બીજા જન્મમાં માતાપિતા કોણ?

तत्र यद्ब्रह्मजन्मास्य मौञ्जिबन्धनचिह्नितम् ।
तत्रास्य माता सावित्री पिता त्वाचार्य उच्यते ॥ १७० ॥

તેમાં મેખલાના બંધનરૂપી ચિહ્નવાળો (જનોઈ ધારણનો) એનો જે બ્રહ્મજન્મ છે, તેમાં ગાયત્રી એની માતા અને આચાર્ય એનો પિતા કહેવાય છે. ૧૭૦

वेदप्रदानादाचार्यं पितरं परिचक्षते ।
न ह्यस्मिन्युज्यते कर्म किंचिदामौञ्जिबन्धनात् ॥ १७१ ॥

વેદ આપવાથી આચાર્યને પિતા કહે છે; કારણકે મેખલાના બંધન સુધી (જનોઈ ધારણ ન કરી હોય ત્યાંસુધી) એ બાળકને વિષે બીજું કશું ય કર્મ યોજાતું નથી. (શ્રૌતસ્માર્ત કોઈ કર્મ માટે તેને અધિકાર નથી.) ૧૭૧

જનોઈ લીધી ન હોય ત્યાંસુધી શૂદ્ર જેવો

नाभिव्याहारयेद्ब्रह्म स्वधानिनयनादृते ।
शूद्रेण हि समस्तावद्यावद्वेदे न जायते ॥ १७२ ॥

જનોઈ વિનાનો બાળક સ્વધાયુક્ત શ્રાદ્ધકર્મના મંત્ર સિવાય વેદનો ઉચ્ચાર ન કરી શકે; કેમકે (જનોઈ વિના) જ્યાંસુધી વેદના અધ્યયન માટે તે યોગ્ય થયો નથી, ત્યાંસુધી શૂદ્ર સમાન છે. ૧૭૨

જનોઈ લીધા પછી જ વેદ ભણાય

कृतोपनयनस्यास्य व्रतादेशनमिष्यते ।
ब्रह्मणो ग्रहणं चैव क्रमेण विधिपूर्वकम् ॥ १७३ ॥

જનોઈનો સંસ્કાર જેને થઈ ચૂક્યો હોય, તેને જ વ્રતોના

આદેશો કહી શકાય છે અને એને જ ક્રમપૂર્વક વિધિ પ્રમાણે વેદ ભણાવાય છે. ૧૭૩

વ્રતોમાં પણ ચર્મ આદિ જોઈએ

यद्यस्य विहितं चर्म यत्सूत्रं या च मेखला ।
यो दण्डो यच्च वसनं तत्तदस्य व्रतेष्वपि ॥ १७४ ॥

જેને માટે જે ચર્મ, જે જનોઈ, જે મેખલા, જે દંડ અને જે વસ્ત્ર કહેવાયું છે, તે જ તેણે વ્રતોમાં પણ ધારણ કરવાં. (પણ નવાં ન કરવાં.) ૧૭૪

બ્રહ્મચારીના નિયમો

सेवेतेमांस्तु नियमान्ब्रह्मचारी गुरौ वसन् ।
सन्नियम्येन्द्रियग्रामं तपोवृद्ध्यर्थमात्मनः ॥ १७५ ॥

ગુરુકુલમાં રહી, બ્રહ્મચારીએ પોતાના તપની વૃદ્ધિ માટે ઇંદ્રિયોના સમુદાયને વશ કરી આ નિયમોનું સેવન કરવું. ૧૭૫

नित्यं स्नात्वा शुचिः कुर्याद्देवर्षिपितृतर्पणम् ।
देवताभ्यर्चनं चैव समिदाधानमेव च ॥ १७६ ॥

હમેશાં સ્નાન× કરી શુદ્ધ થઈને દેવ, ઋષિ તથા પિતૃ-

× ગૌતમે કહેલા ધર્મશાસ્ત્રમાં બ્રહ્મચારી માટે સ્નાનનો જે નિષેધ કર્યો છે, તે તો બ્રહ્મચારીએ સુખ માટે સ્નાન કરવાનું નથી, એ અભિપ્રાયથી કર્યો છે. આ હેતુથી જ બૌધાયન કહે છે: 'नाप्सु श्लाघमानः स्नायात्– બ્રહ્મચારીએ સ્નાનનાં વખાણ કરતાંકરતાં જળમાં નહાવું નહિ.' વિષ્ણુએ પણ 'कालद्वयमभिषेकाग्निकार्यकरणमप्सु दण्डवन्मज्जनम्–બ્રહ્મચારીએ સવારસાંજ બન્ને વખત સ્નાન તથા અગ્નિહોમ કરવો અને જળમાં લાકડીની પેઠે નાહી લેવું.' એમ કહી બેય વખત સ્નાન દર્શાવ્યું છે. (कुल्लूक)

ઓનું તર્પણ કરવું, દેવોનું પૂજન કરવું અને અગ્નિમાં સમિધોનો હોમ કરવો. ૧૭૬

वर्जयेन्मधु मांसं च गन्धं माल्यं रसान्स्त्रियः ।
शुक्तानि यानि सर्वाणि प्राणिनां चैव हिंसनम् ॥ १७७ ॥

બ્રહ્મચારીએ મધ, માંસ, (કપૂર, ચંદન, કસ્તૂરી, આદિ) સુગંધી દ્રવ્યો, માલા, (ગોળ વગેરે)-રસો, સ્ત્રીઓ, સઘળા (આસવ વગેરે) આથા અને પ્રાણીઓની હિંસા—એ બધાંનો ત્યાગ કરવો. ૧૭૭

अभ्यङ्गमञ्जनं चाक्ष्णोरुपानच्छत्रधारणम् ।
कामं क्रोधं च लोभं च नर्तनं गीतवादनम् ॥ १७८ ॥

વળી તેણે શરીરે તેલ ન ચોળવું, આંખમાં આંજણ ન આંજવું, જોડા ન પહેરવા અને છત્રી ન ઓઢવી; તેમ જ કામ, ક્રોધ, લોભ, નૃત્ય અને ગીતવાદનનો પણ ત્યાગ કરવો. ૧૭૮

द्यूतं च जनवादं च परिवादं तथाऽनृतम् ।
स्त्रीणां च प्रेक्षणालम्भमुपघातं परस्य च ॥ १७९ ॥

વળી જુગટું, ફોગટ પંચાત, પારકી નિંદા અને અસત્યને છોડવાં; તેમ જ સ્ત્રીઓને જોવાનો, તેમને આલિંગન કરવાનો અને પારકાનું ભૂંડું કરવાનો પણ ત્યાગ કરવો. ૧૭૯

एकः शयीत सर्वत्र न रेतः स्कन्दयेत्क्वचित् ।
कामाद्धि स्कन्दयन्रेतो हिनस्ति व्रतमात्मनः ॥ १८० ॥

હરકોઈ સ્થળે તેણે એકલા સૂવું અને ક્યારે પ વીર્યસ્ખલન ન કરવું; કેમકે કામનાથી જે વીર્યસ્ખલન કરે છે, તે પોતાના બ્રહ્મચર્યવ્રતનો નાશ કરે છે. (એમ વ્રતનો નાશ કરે

તો તેણે અવકીર્ણિ પ્રાયશ્ચિત્ત કરવું પડે. ) ૧૮૦

સ્વપ્નમાં વીર્યસ્ખલન થાય તો?

स्वप्ने सिक्त्वा ब्रह्मचारी द्विजः शुक्रमकामतः ।
स्नात्वाऽर्कमर्चयित्वा त्रिः पुनर्मामित्यृचं जपेत् ॥ १८१ ॥

દ્વિજ બ્રહ્મચારીને સ્વપ્નમાં અનિચ્છાએ પણ જો વીર્ય-સ્ખલન થઈ જાય, તો તેણે સ્નાન કરી, ( ચંદન, પુષ્પ, ધૂપ, આદિ વડે ) સૂર્યનું પૂજન કરી 'पुनर्मामितिन्द्रियम्' ( ફરી મને વીર્ય પ્રાપ્ત થાઓ ) એ ઋચાનો પાઠ કરવો. ( આમ પ્રાયશ્ચિત્ત કરવું. ) ૧૮૧

उदकुम्भं सुमनसो गोशकृन्मृत्तिकाकुशान् ।
आहरेद्यावदर्थानि भैक्षं चाहरहश्चरेत् ॥ १८२ ॥

બ્રહ્મચારીએ ( ગુરુ માટે ) પાણીનો ઘડો, ફૂલ, ગાયનું છાણ, માટી અને દર્ભ–એ જોઈતા પ્રમાણમાં લાવવાં અને હમેશાં ભિક્ષા માગી લાવવી. ૧૮૨

બ્રહ્મચારીએ ભિક્ષા ક્યાંથી લાવવી?

वेदयज्ञैरहीनानां प्रशस्तानां स्वकर्मसु ।
ब्रह्मचार्याहरेद्भैक्षं गृहेभ्यः प्रयतोऽन्वहम् ॥ १८३ ॥

બ્રહ્મચારીએ વેદયજ્ઞથી યુક્ત અને સ્વકર્મમાં વખણાયેલા ગૃહસ્થોના ઘેરથી રોજ સાવધાન રહી ભિક્ષા લાવવી. ૧૮૩

ભિક્ષા ક્યાંથી ન લેવી?

गुरोः कुले न भिक्षेत न ज्ञातिकुलबन्धुषु ।
अलाभे त्वन्यगेहानां पूर्वं पूर्वं विवर्जयेत् ॥ १८४ ॥

ગુરુના કુળમાં તેમ જ સગાંવહાલાંઅને કુટુંબીઓમાં ભિક્ષા ન માગવી; પણ જો બીજાંના ઘેરથી ભિક્ષા ન મળે, તો પૂર્વોક્તમાંથી પૂર્વપૂર્વનો ત્યાગ કરવો. (અર્થાત્ પહેલાં સગાંઓમાં માગવી; ત્યાં ન મળે તો જ્ઞાતિઓમાં માગવી અને ત્યાં પણ ન મળે તો ગુરુના કુળમાં પણ માગવી.) ૧૮૪

*सर्वं वापि चरेद्ग्रामं पूर्वोक्तानामसंभवे ।*
नियम्य प्रयतो वाचमभिशस्तांस्तु वर्जयेत् ॥ १८५ ॥

ઉપર કહેલાંઓને ત્યાંથી પણ ભિક્ષા ન મળે, તો આખા ગામમાં ફરવું; પણ વાણીને કાળજીથી નિયમમાં રાખી મહાપાપી કહેવાતાઓને તો છોડી જ દેવા. ૧૮૫

दूरादाहृत्य समिधः संनिदध्याद्विहायसि ।
*सायं प्रातश्च जुहुयात्ताभिरग्निमतन्द्रितः ॥ १८६ ॥*

દૂરથી સમિધ લાવી અદ્ધર રાખી મૂકવી અને આળસરહિત રહી તે સમિધોથી સવારસાંજ અગ્નિમાં હોમ કરવો. ૧૮૬

બ્રહ્મચારી ભિક્ષા ન માગે તો પ્રાયશ્ચિત્ત

अकृत्वा भैक्षचरणमसमिध्य च पावकम् ।
अनातुरः सप्तरात्रमवकीर्णिव्रतं चरेत् ॥ १८७ ॥

સાજોતાજો હોવા છતાં બ્રહ્મચારી સાત રાત સુધી જો ભિક્ષા માગવા ન જાય, તેમ જ અગ્નિમાં સમિધથી હોમ ન કરે, તો તેણે અવકીર્ણિવ્રત (નિયમભંગ થયાનું પ્રાયશ્ચિત્ત) કરવું. ૧૮૭

બ્રહ્મચારીએ એક ઘરનું ખાવું નહિ

मैक्षेण वर्तयेन्नित्यं नैकान्नादी भवेद्व्रती ।
भैक्षेण व्रतिनो वृत्तिरुपवाससमा स्मृता ॥ १८८ ॥

વ્રતી–બ્રહ્મચારીએ નિત્ય ભિક્ષાથી જીવવું, પણ કોઈ એક જ ઘરનું અન્ન ખાવું નહિ. બ્રહ્મચારીની ભિક્ષા વડે જે આજીવિકા, એ ઉપવાસ જેવી કહેવાય છે. ૧૮૮

ભિક્ષામાહાત્મ્ય

[ न भैक्ष्यं परपाकः स्यान्न च भैक्ष्यं प्रतिग्रहः ।
सोमपानसमं भैक्ष्यं तस्माद्भैक्षेण वर्तयेत् ॥

ભિક્ષાનું અન્ન તે પારકું અન્ન નથી; તેમ જ તે દાન લેવા રૂપ પણ નથી; ભિક્ષાનું અન્ન તો સોમરસ પીવા સમાન છે; તેથી બ્રહ્મચારીએ ભિક્ષાથી જ આજીવિકા ચલાવવી. ]

[ भैक्ष्यस्यागमशुद्धस्य प्रोक्षितस्य हुतस्य च ।
यांस्तस्य ग्रसते ग्रासांस्ते तस्य क्रतुभिः समाः ॥

જે ભિક્ષા શુદ્ધ ઘેરથી મળી હોય, જેને વેદના મંત્રોથી પ્રોક્ષણ કર્યું હોય અને જે હોમ કરતાં બાકી રહી હોય, તે ભિક્ષાના જેટલા કોળિયા બ્રહ્મચારી લે છે, તેટલા તેના કોળિયા યજ્ઞ સમાન ગણાય છે. ]

આમંત્રિત બ્રહ્મચારી એક ઘરનું પણ ખાઈ શકે

व्रतवद्देवदैवत्ये पित्र्ये कर्मण्यथर्षिवत् ।
काममभ्यर्थितोऽश्नीयाद्व्रतमस्य न लुप्यते ॥ १८९ ॥

આમંત્રણ થયું હોય તો બ્રહ્મચારીએ દેવો માટેનાં યજ્ઞકાર્યોમાં વ્રતધારીની જેમ (એટલે મદ્યમાંસ વગેરે ત્યજના-

પૂર્વક ) અને પિતૃઓનાં શ્રાદ્ધકર્મોમાં ઋષિઓની જેમ એક ઘરનું અન્ન પણ ઇચ્છાનુસાર ખાવું. આમ કર્યે એના વ્રતનો નાશ થતો નથી.* ૧૮૯

બ્રાહ્મણ બ્રહ્મચારી જ એમ જમી શકે

ब्राह्मणस्यैव कर्मैतदुपदिष्टं मनीषिभिः ।
राजन्यवैश्ययोस्त्वेवं नैतत्कर्म विधीयते ॥ १९० ॥

પંડિતોએ આ ( એક ઘરનું અન્ન જમવારૂપ ) કર્મ, બ્રાહ્મણવર્ણના બ્રહ્મચારી માટે જ ઉપદેશ્યું છે; ક્ષત્રિય અને વૈશ્યજાતિના બ્રહ્મચારીઓ માટે આવું કર્મ ઉપદેશાતું નથી.

ભણવામાં તથા ગુરુના કામમાં આપોઆપ તત્પર રહેવું

चोदितो गुरुणा नित्यमप्रचोदित एव वा ।
कुर्यादध्ययने यत्नमाचार्यस्य हितेषु च ॥ १९१ ॥

ગુરુએ આજ્ઞા કરી હોય કે ન કરી હોય, તોપણ બ્રહ્મચારીએ ( પોતાની મેળે જ ) નિત્ય અધ્યયનમાં તથા આચાર્યનાં હિતકાર્યોમાં યત્ન કરવો. ૧૯૧

ગુરુ સામે ઊભા જ રહેવાય, બેસાય નહિ

शरीरं चैव वाचं च बुद्धीन्द्रियमनांसि च ।
नियम्य प्राञ्जलिस्तिष्ठेद्वीक्षमाणो गुरोर्मुखम् ॥ १९२ ॥

---

* યાજ્ઞવલ્ક્ય પણ શ્રાદ્ધમાં આમંત્રણ પામેલા બ્રહ્મચારીને એક ઘરનું અન્ન ખાવાની છૂટ આપે છે: 'ब्रह्मचर्ये स्थितो नैकमन्नमद्यादनापदि । ब्राह्मणः काममश्नीयाच्छ्राद्धे व्रतमपीडयन्'—બ્રહ્મચર્ય પાળતો બ્રહ્મચારી, એવી કોઈ આપત્તિ સિવાય એક ઘરનું અન્ન ખાઈ શકે નહિ, પણ બ્રાહ્મણ બ્રહ્મચારીને શ્રાદ્ધમાં જો આમંત્રણ મળ્યું હોય, તો વ્રતની હાનિ કર્યા સિવાય ( એટલે મદ્યમાંસ આદિ છોડીને ) એક ઘરનું અન્ન પણ ખુશીથી તે ખાઈ શકે છે. (कुल्लूक)

તેણે શરીર, વાણી, બુદ્ધિ, ઇંદ્રિયો અને મન—એ સર્વને નિયમમાં રાખી અને હાથ જોડીને ગુરુના મુખ સામે જોતા ઊભા રહેવું. (પણ બેસવું નહિ.) ૧૯૨

ગુરુ બેસવા કહે ત્યારે જ બેસવું

नित्यमुद्धृतपाणिः स्यात्साध्वाचारः सुसंयतः ।
आस्यतामिति चोक्तः सन्नासीताभिमुखं गुरोः ॥ १९३ ॥

બ્રહ્મચારીએ જમણો હાથ નિત્ય ખેસની બહાર રાખવો, સદાચારી રહેવું, સારી રીતે સંયમ પાળવો, (વસ્ત્રથી શરીર ઢાંકી રાખવું) અને 'બેસ' એમ ગુરુ કહે, ત્યારે તેમની સામે મોઢું રાખી બેસવું. ૧૯૩

ગુરુની પહેલાં ઊઠવું ને પાછળ સૂવું

हीनान्नवस्त्रवेषः स्यात्सर्वदा गुरुसन्निधौ ।
उत्तिष्ठेत्प्रथमं चास्य चरमं चैव संविशेत् ॥ १९४ ॥

ગુરુની સમીપ સદાય હલકાં અન્નવસ્ત્ર રાખવાં, તેમની પહેલાં ઊઠવું અને તેમના સૂતા પછી સૂવું. ૧૯૪

ગુરુની આજ્ઞા કેવી રીતે સ્વીકારાય?

प्रतिश्रवणसंभाषे शयानो न समाचरेत् ।
नासीनो न च भुञ्जानो न तिष्ठन्न पराङ्मुखः ॥ १९५ ॥

સૂતાંસૂતાં, બેઠાંબેઠાં, ખાતાંખાતાં, ઊભાંઊભાં અને અવળું મોં રાખી ગુરુની આજ્ઞા ન સ્વીકારાય; તેમ જ એ રીતે તેમની સામે વાતચીત પણ ન થાય. ૧૯૫

आसीनस्य स्थितः कुर्यादभिगच्छंस्तु तिष्ठतः ।
प्रत्युद्गम्य त्वाव्रजतः पश्चाद्धावंस्तु धावतः ॥ १९६ ॥

પણ ગુરુ બેઠા હોય તો ઊભા થઈ, તે ઊભા હોય તો તેમની સામે કેટલાંક પગલાં જઈ, તે આવતા હોય તોપણ તેમની સામે જઈ અને તે દોડી જતા હોય તો તેમની પાછળ દોડતા જઈ શિષ્યે તેમની આજ્ઞા સ્વીકારવી તથા તેમની સાથે વાતચીત કરવી. ૧૯૬

पराङ्मुखस्याभिमुखो दूरस्थस्यैत्य चान्तिकम् ।
प्रणम्य तु शयानस्य निदेशे चैव तिष्ठतः ॥ १९७ ॥

ગુરુ અવળે મોઢે હોય તો શિષ્યે તેમની સામે જઈ, ગુરુ દૂર ઊભા હોય તો તેમની પાસે જઈ, તે સૂતા હોય તો તેમને પ્રણામ કરીને અને જો પાસે જ હોય તોપણ નમન કરીને જ તેમની આજ્ઞા સ્વીકારવી તથા તેમની સાથે વાતચીત કરવી.

ગુરુના દેખતાં જેમતેમ ન બેસાય

नीचं शय्यासनं चास्य सर्वदा गुरुसन्निधौ ।
गुरोस्तु चक्षुर्विषये न यथेष्टासनो भवेत् ॥ १९८ ॥

ગુરુની સમીપ શિષ્યે ગુરુ કરતાં પોતાનાં શય્યા અને આસન હમેશાં નીચાં રાખવાં; તેમજ ગુરુના દેખતાં ફાવે તેમ બેસવું નહિ. ૧૯૮

ગુરુનું નામ એકલું ન બોલાય અને તેમની મશ્કરી ન થાય

नोदाहरेदस्य नाम परोक्षमपि केवलम् ।
न चैवास्यानुकुर्वीत गतिमाषितचेष्टितम् ॥ १९९ ॥

પરોક્ષમાં પણ ગુરુનું એકલું નામ ન બોલવું; (પણ ગુરુના નામની આગળ 'ઉપાધ્યાય', 'આચાર્ય' આદિ માનવાચી શબ્દો લગાડીને જ તે નામ બોલવું.) તેમ જ તેમની ચાલ, ભાષણ

અને ચેષ્ટાના ચાળા પાડવા નહિ. ૧૯૯

ગુરુની નિંદા સંભળાય નહિ

गुरोर्यत्र परीवादो निन्दा वापि प्रवर्तते ।
कर्णौ तत्र पिधातव्यौ गन्तव्यं वा ततोऽन्यतः ॥ २०० ॥

જ્યાં ગુરુની× નિંદા કે કૂથલી થતી હોય, ત્યાં પોતાના બન્ને કાન ઢાંકી દેવા અને ત્યાંથી બીજે સ્થળે ચાલ્યા જવું. ૨૦૦

ગુરુની નિંદા કે કૂથલી કરનાર શિષ્યને માઠાં ફળ

परीवादात्खरो भवति श्वा वै भवति निन्दकः ।
परिभोक्ता कृमिर्भवति कीटो भवति मत्सरी ॥ २०१ ॥

ગુરુની કૂથલી કરનારો શિષ્ય (બીજે જન્મે) ગધેડો થાય છે; નિંદા કરનારો કૂતરો થાય છે; ગુરુની વસ્તુઓ ભોગવનારો (શિષ્ય) કરમિયો થાય છે અને ગુરુની અદેખાઈ કરનારો કીડો થાય છે. ૨૦૧

ગુરુનું પૂજન તથા વંદન કેવી રીતે કરાય?

दूरस्थो नार्चयेदेनं न क्रुद्धो नान्तिके स्त्रियाः ।
यानासनस्थश्चैवैनमवरुह्याभिवादयेत् ॥ २०२ ॥

દૂર ઊભો રહીને કે ક્રોધાયમાન થઈને અથવા ગુરુ જ્યારે સ્ત્રીની પાસે હોય, ત્યારે શિષ્યે ગુરુનું પૂજન–સત્કારાદિ કરવાં નહિ; તેમ જ પોતે કોઈ વાહનમાં કે આસન ઉપર બેઠો હોય, ત્યારે ત્યાંથી નીચે ઊતરીને કે ઊઠીને ગુરુની સામે વંદન કરવું.

× 'દોષો ન હોવા છતાં દોષો (આરોપીને) કહેવા તેને 'નિન્દા' અને જે દોષો હોય તે જ (સામાને હલકો પાડવા) ઉઘાડા કરવા, તે 'પરીવાદ' (કૂથલી) કહેવાય છે: (कुल्लूक)

ગુરુ સાથે ક્યાં ન બેસવું?

प्रतिवातेऽनुवाते च नासीत गुरुणा सह ।
असंश्रवे चैव गुरोर्न किंचिदपि कीर्तयेत् ॥ २०३ ॥

ગુરુ તરફથી શિષ્ય તરફ અને શિષ્ય તરફથી ગુરુ તરફ પવન આવતોજતો હોય, એવે સ્થળે શિષ્યે ગુરુની સાથે બેસવું નહિ. વળી ગુરુ જ્યાં સાંભળી ન શકે ત્યાં (ગુરુ સંબંધી કે બીજા સંબંધી તેમને) કંઈ પણ કહેવું નહિ. ૨૦૩

ગુરુ સાથે ક્યાં બેસાય?

गोऽश्वोष्ट्रयानप्रासादप्रस्तरेषु कटेषु च ।
आसीत गुरुणा सार्धं शिलाफलकनौषु च ॥ २०४ ॥

બળદ, ઘોડા અને ઉંટનાં વાહનો પર; અટારીઓમાં, ચટાઈઓ ઉપર, શિલાઓ તથા પાટો ઉપર તેમજ હોડીઓમાં ગુરુની સાથે બેસી શકાય. ૨૦૪

ગુરુના ગુરુ સામે ગુરુની જેમ જ વર્તવું

गुरोर्गुरौ सन्निहिते गुरुवद्वृत्तिमाचरेत् ।
न चानिसृष्टो गुरुणा स्वान्गुरूनभिवादयेत् ॥ २०५ ॥

ગુરુના ગુરુ પાસે હોય, ત્યારે શિષ્યે તેમની સામે ગુરુની જેમજ વર્તવું; અને ગુરુની આજ્ઞા વિના પોતાનાં (માતપિતા વગેરે) વડીલોને પણ વંદન કરવું નહિ. ૨૦૫

એમ વિદ્યાગુરુ જેવું વર્તન બીજા કોની સામે?

विद्यागुरुष्वेतदेव नित्या वृत्तिः स्वयोनिषु ।
प्रतिषेधत्सु चाधर्माद्धितं चोपदिशत्स्वपि ॥ २०६ ॥

વિદ્યાગુરુઓ, પોતાનાં સગાં વડીલો, અધર્મથી રોકનારા અને હિતકારી ઉપદેશ આપનારાઓ તરફ પણ સામાન્ય ઉપર

પ્રમાણે જ નિત્ય વર્તવું. ૨૦૬

પોતાના કરતાં મોટી ઉંમરના ગુરુપુત્ર સામે પણ ગુરુ જેવું જ વર્તન

श्रेयस्सु गुरुवद्वृत्तिं नित्यमेव समाचरेत् ।
गुरुपुत्रेषु चार्येषु गुरोश्चैव स्वबन्धुषु ॥ २०७ ॥

શ્રેષ્ઠ (વિદ્યાવાન તથા તપસ્વી હોવા સાથે) આર્ય–મોટી ઉંમરના પૂજ્ય ગુરુપુત્રો તેમ જ ગુરુનાં પોતાનાં સંબંધીઓ સામે પણ નિત્ય ગુરુની પેઠે જ વર્તવું. ૨૦૭

નાનો છતાં વિદ્યાવાન ગુરુપુત્ર ગુરુ જેવો

बालः समानजन्मा वा शिष्यो वा यज्ञकर्मणि ।
अध्यापयन्गुरुसुतो गुरुवन्मानमर्हति ॥ २०८ ॥

ગુરુનો પુત્ર બાળક હોય, સરખી ઉંમરનો હોય કે યજ્ઞકાર્યોમાં પોતાનો શિષ્ય હોય, છતાં જો તે (વેદ) ભણાવી શકે તેવો (સમર્થ) હોય, તો તે ગુરુના જેવા જ માનને યોગ્ય છે.

છતાં ગુરુની જેમ ગુરુપુત્રનું શું ન થઈ શકે?

उत्सादनं च गात्राणां स्नापनोच्छिष्टभोजने ।
न कुर्याद् गुरुपुत्रस्य पादयोश्चावनेजनम् ॥ २०९ ॥

તોપણ તે ગુરુપુત્રના શરીરના અવયવોને પોતે ચોળવા નહિ, તેને સ્નાન કરાવવું નહિ, તેનું એઠું ખાવું નહિ અને તેના પગ ધોવા નહિ. ૨૦૯

કયા વર્ણની ગુરુપત્ની ગુરુ જેવી?

गुरुवत्प्रतिपूज्याः स्युः सवर्णा गुरुयोषितः ।
असवर्णास्तु संपूज्याः प्रत्युत्थानाभिवादनैः ॥ २१० ॥

ગુરુપત્ની ગુરુના વર્ણની હોય, તો તેનું ગુરુની જેમ

પૂજન કરવું; પણ તે જો બીજા વર્ણની હોય, તો તેની સામે માત્ર ઊભા થઈ વંદન વડેજ સત્કાર કરવો. ૨૧૦

ગુરુપત્નીનું કયું કામ ન કરાય?

अभ्यञ्जनं स्नापनं च गात्रोत्सादनमेव च ।
गुरुपत्न्या न कार्याणि केशानां च प्रसाधनम् ॥ २११ ॥

ગુરુપત્નીને તેલ વગેરે ચોળવાં નહિ, તેને સ્નાન કરાવવું નહિ, તેનાં અંગોની ચંપી કરવી નહિ, તેમજ તેના કેશને શણગારવા નહિ. ૨૧૧

જુવાન ગુરુપત્નીનો ચરણસ્પર્શ પણ ન કરાય

गुरुपत्नी तु युवतिर्नाभिवाद्येह पादयोः ।
पूर्णविंशतिवर्षेण गुणदोषौ विजानता ॥ २१२ ॥

ગુણદોષ જાણનાર અને પૂરાં વીસ વર્ષના (જુવાન) શિષ્યે, જુવાન ગુરુપત્નીને ચરણસ્પર્શ કરી વંદન કરવું નહિ. ૨૧૨

સ્ત્રીઓથી સાવધ રહેવું

स्वभाव एष नारीणां नराणामिह दूषणम् ।
अतोऽर्थान्न प्रमाद्यन्ति प्रमदासु विपश्चितः ॥ २१३ ॥

આ લોકમાં પુરુષોને (શણગાર-ચેષ્ટાઓથી) બગાડવા, એ સ્ત્રીઓનો સ્વભાવ છે; આ કારણથી વિદ્વાનો સ્ત્રીઓ તરફ પ્રમાદી રહેતા નથી. (પણ સાવધ રહે છે.) ૨૧૩

अविद्वांसमलं लोके विद्वांसमपि वा पुनः ।
प्रमदा ह्युत्पथं नेतुं कामक्रोधवशानुगम् ॥ २१४ ॥

કામ અને ક્રોધને વશ થનારા અવિદ્વાન કે વિદ્વાન પુરુષને પણ આ લોકમાં આડે માર્ગે લઈજવા સ્ત્રીઓ સમર્થ છે.

માતા, બહેન કે દીકરી હોય તોયે શું ?

मात्रा स्वस्रा दुहित्रा वा न विविक्तासनो भवेत् ।
बलवानिन्द्रियग्रामो विद्वांसमपि कर्षति ॥ २१५ ॥

માતા, બહેન કે દીકરી સાથે પણ એકાંતમાં બેસવું નહિ; કેમકે ઇંદ્રિયોનો સમૂહ બળવાન છે; તે વિદ્વાનને પણ (અવળે માર્ગે) ખેંચી જાય છે. ૨૧૫

कामं तु गुरुपत्नीनां युवतीनां युवा भुवि ।
विधिवद्वन्दनं कुर्यादसावहमिति ब्रुवन् ॥ २१६ ॥

માટે જુવાન શિષ્યે જુવાન ગુરુપત્નીને 'હું અમુક છું' એમ કહી, જમીન ઉપર લાંબા થઈ, (ચરણસ્પર્શ કર્યા વિના જ) વિધિપૂર્વક ભલે પ્રણામ કરવા. (પણ અડકવું તો નહિ જ.)

ગુરુપત્નીને ચરણસ્પર્શ કરી વંદન ક્યારે કરાય?

विप्रोष्य पादग्रहणमन्वहं चाभिवादनम् ।
गुरुदारेषु कुर्वीत सतां धर्ममनुस्मरन् ॥ २१७ ॥

પરદેશથી આવીને (જુવાન) શિષ્યે (પણ) ગુરુપત્નીનો ચરણસ્પર્શ કરવો અને સત્પુરુષોના ધર્મનું સ્મરણ રાખી દરરોજ (જમીન ઉપર શિર ઢાળી) તેને પ્રણામ કરવા. ૨૧૭

એવી ગુરુસેવાનું ફળ

यथा खनन्खनित्रेण नरो वार्यधिगच्छति ।
तथा गुरुगतां विद्यां शुश्रूषुरधिगच्छति ॥ २१८ ॥

કોદાળીથી ખોદતો માણસ જેમ પાણી મેળવે છે, તેમ સેવા કરતો શિષ્ય ગુરુમાં રહેલી વિદ્યા મેળવે છે. ૨૧૮

બ્રહ્મચારીના ત્રણ પ્રકાર

मुण्डो वा जटिलो वा स्यादथवा स्याच्छिखाजटः ।
नैनं ग्रामेऽभिनिम्लोचेत्सूर्यो नाभ्युदियात्क्वचित् ॥ २१९ ॥

બ્રહ્મચારીએ માથે મુંડન‡ કરાવવું અથવા જટા વધારવી અથવા માત્ર શિખારૂપી જટા રાખવી. એને ગામમાં ક્યારેય (ગફલતમાં) સૂર્યાસ્ત ન થઈ જવો જોઈએ; તેમ જ (ઊંઘી રહેતાં) સૂર્યોદય પણ ન થઈ જવો જોઈએ.× ૨૧૯

તેમ થઈ જાય તો તેણે આ પ્રાયશ્ચિત્ત કરવું

तं चेदभ्युदियात्सूर्यः शयानं कामचारतः ।
निम्लोचेद्वाप्यविज्ञानाज्जपन्नुपवसेद्दिनम् ॥ २२० ॥

છતાં જો તે બ્રહ્મચારી ઇચ્છા પ્રમાણે ઊંઘી રહ્યો હોય અને તેવામાં સૂર્ય ઊગી જાય અથવા ગામમાં હોય ત્યારે જ અજાણતાં એટલે ગફલતમાં સૂર્ય અસ્ત પામી જાય, તો તેણે એક* દિવસનો ઉપવાસ અને (ગાયત્રી) જપ કરવો. ૨૨૦

‡ મુંડન કરાવવું એટલે ચોટલી પણ ન રહેવા દેવી, એમ સમજવાનું નથી; ચોટલી તો રાખવી જ જોઈએ; કેમકે ચોટલી વિના તો સંધ્યા વગેરે કોઈ પણ વૈદિક કર્મ કરી શકાતું નથી.

× અહીં કહેવાનો ભાવ આ છે, કે બ્રહ્મચારીએ સવારસાંજ સૂર્યોદય પહેલાં અને સૂર્યાસ્ત પહેલાં કાળજી રાખી ગામની બહાર નીકળી જઈ જળાશય પર સ્નાનાદિ કરી સંધ્યાવંદન કરવા કદી ચૂકવું નહિ.

* જે દિવસે એવી ભૂલ થઈ હોય, તેના બીજે દિવસે ઉપવાસ તથા ગાયત્રીજપ કરવા અહીં જણાવ્યું છે, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. આ અભિપ્રાયથી ગૌતમ કહે છે: 'सूर्याभ्युदितो ब्रह्मचारी तिष्ठेत् अहरभुञ्जानोऽभ्यस्तमितश्च रात्रिं जपन् सावित्रीम्–બ્રહ્મચારી સવારે ગામમાં જ ઊંઘી રહી સૂર્યનો ઉદય થઈ જવા દે, તો તેણે એક દિવસ

એ પ્રાયશ્ચિત્ત ન કરે તો મોટું પાપ લાગે

सूर्येण ह्यभिनिर्मुक्तः शयानोऽभ्युदितश्च यः ।
प्रायश्चित्तमकुर्वाणो युक्तः स्यान्महतैनसा ॥ २२१ ॥

જે બ્રહ્મચારી (ભૂલમાં ગામની અંદર જ રહી) સૂર્યાસ્ત થવા દે અને (સવારે) સૂતો રહી સૂર્યોદય થવા દે, છતાં (પૂર્વોક્ત) પ્રાયશ્ચિત્ત ન કરે, તો તે મહાપાપથી યુક્ત થાય. (અને નરકે જાય; માટે તેવાએ ઉપર દર્શાવેલ પ્રાયશ્ચિત્ત કરવું જ જોઈએ.) ૨૨૧

બંને સંધ્યા બરાબર સમયે કરવી

आचम्य प्रयतो नित्यमुभे संध्ये समाहितः ।
शुचौ देशे जपञ्जप्यमुपासीत यथाविधिः ॥ २२२ ॥

તેણે સાવધાન રહી નિત્ય બેય સંધ્યા સમયે આચમન કરી, સ્થિરચિત્ત થઈ પવિત્ર સ્થાનમાં ગાયત્રીનો જપ જપતાં વિધિપૂર્વક સંધ્યોપાસન કરવું. ૨૨૨

શાસ્ત્રીય આચારો બધા પાળવા

यदि स्त्री यद्यवरजः श्रेयः किंचित्समाचरेत् ।
तत्सर्वमाचरेद्युक्तो यत्र वास्य रमेन्मनः ॥ २२३ ॥

(ગુરુગૃહે) જો કોઈ સ્ત્રી અથવા શૂદ્ર (નાનો નોકર)

---

જમ્યા વિના-ઉપવાસી રહેવું; અને સાંજે ગઢ્સ્નમાં જ રહી ગામમાં જ સૂર્યનો અસ્ત થઈ જવા દે તો રાત્રે ગાયત્રીજપ કર્યા કરવો.' આ ગૌતમવચનથી જોકે એમ જણાય છે, કે સૂર્યોદય થઈ જવા દે, તો તે જ દિવસે ઉપવાસ કરવો અને ગાયત્રીજપ કરવો અને જો સૂર્યાસ્ત થઈ જવા દે તો રાત્રે ખાવું નહિ અને જપ કર્યા કરવો; પણ મનુનો અભિપ્રાય એવો નથી. એ તો સ્પષ્ટ એમ જ સૂચવે છે, કે બીજે જ દિવસે ઉપવાસી રહી જપ કર્યા કરવો. (कुल्लूक)

કંઈ પણ કલ્યાણકારી સદાચાર પાળતાં હોય, તે સર્વ આચારોમાં તત્પર રહી, બ્રહ્મચારીએ તે પાળવા અથવા જે (શાસ્ત્રીય) આચારમાં એનું મન સંતોષ પામતું હોય તે સદાચારો પાળવા.

ધર્માર્થકામ–ત્રણે ય કલ્યાણરૂપ છે

धर्मार्थावुच्यते श्रेयः कामार्थौ धर्म एव च ।
अर्थ एवेह वा श्रेयस्त्रिवर्ग इति तु स्थितिः ॥ २२४ ॥

કોઈક કહે છે કે, ધર્મ અને અર્થ કલ્યાણરૂપ છે; કોઈક કહે છે કે, કામ અને અર્થ જ કલ્યાણરૂપ છે; બીજાઓ કહે છે કે એકલો ધર્મ જ કલ્યાણરૂપ છે અને કોઈક કહે છે કે અર્થ એક જ આ લોકમાં કલ્યાણરૂપ છે; પણ ખરી રીતે ધર્મ, અર્થ અને કામ–એ ત્રિવર્ગ જ (પરસ્પર અનુકૂળ સેવ્યા હોય તો) કલ્યાણરૂપ છે, એવો દૃઢ નિશ્ચય છે.+ ૨૨૪

હરકોઈએ આચાર્ય આદિનું કદી અપમાન કરાય નહિ

आचार्यश्च पिता चैव माता भ्राता च पूर्वजः ।
नार्तेनाप्यवमन्तव्या ब्राह्मणेन विशेषतः ॥ २२५ ॥

હરકોઈએ પોતે પીડા પામ્યો હોય તો યે આચાર્ય, પિતા, માતા અને મોટાભાઈનું અપમાન કરવું નહિ અને બ્રાહ્મણે તો ખાસ કરી એમનું અપમાન કરવું નહિ. ૨૨૫

માતા, પિતા અને ગુરુ કોણ છે?

आचार्यो ब्रह्मणो मूर्तिः पिता मूर्तिः प्रजापतेः ।
माता पृथिव्या मूर्तिस्तु भ्राता स्वो मूर्तिरात्मनः ॥ २२६ ॥

+ ધર્મ, અર્થ અને કામ, એ ત્રણે ય મેળવવાની ઇચ્છાવાળાને માટે એ ત્રણે કલ્યાણરૂપ છે; પણ મોક્ષની ઇચ્છાવાળાઓએ તો મોક્ષને જ પરમ કલ્યાણરૂપ સમજવાનો છે, એમ આગળ કહેવાશે. (कुल्लूक)

આચાર્ય બ્રહ્મની મૂર્તિ છે, પિતા પ્રજાપતિની મૂર્તિ છે, માતા પૃથ્વીની મૂર્તિ છે અને પોતાનો ભાઈ પોતાના આત્માની જ મૂર્તિ છે. (આમ તેઓ દેવતારૂપ છે, તેથી તેમનું અપમાન કરાય નહિ.) ૨૨૬

માતાપિતાનો બદલો વાળવો અશક્ય જ છે

यं मातापितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।
न तस्य निष्कृतिः शक्या कर्तुं वर्षशतैरपि ॥ २२७ ॥

માતાપિતા, બાળકોના જન્મ–ઉછેર માટે જે ક્લેશ સહે છે, તેનો સેંકડો વર્ષે પણ બદલો વાળી શકાતો નથી. ૨૨૭

માતા, પિતા અને ગુરુને સંતોષવાથી જ તપ સફળ.

तयोर्नित्यं प्रियं कुर्यादाचार्यस्य च सर्वदा ।
तेष्वेव त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते ॥ २२८ ॥

તે માતાપિતા તથા આચાર્યનું સર્વકાળે પ્રિય કરવું; કેમકે એ ત્રણેય સંતુષ્ટ થાય છે તો જ સર્વ તપનું ફળ સારી રીતે પામી શકાય છે. ૨૨૮

એ ત્રણેની સેવા એ શ્રેષ્ઠ તપ

तेषां त्रयाणां शुश्रूषा परमं तप उच्यते ।
न तैरभ्यननुज्ञातो धर्ममन्यं समाचरेत् ॥ २२९ ॥

એ ત્રણેની સેવા, એ શ્રેષ્ઠ તપ કહેવાય છે; અને તેમની સંમાન વિના બીજો ધર્મ પણ આચરવો નહિ; ૨૨૯

એ ત્રણેનું માહાત્મ્ય

त एव हि त्रयो लोकास्त एव त्रय आश्रमाः ।
त एव हि त्रयो वेदास्त एवोक्तास्त्रयोऽग्नयः ॥ २३० ॥

કારણકે તેઓ જ ત્રણ લોકરૂપ, તેઓ જ ત્રણ આશ્રમોરૂપ, તેઓ જ ત્રણ વેદોરૂપ અને તેઓ જ ત્રણ અગ્નિરૂપ (શાસ્ત્રોમાં) કહેવાયાં છે. ૨૩૦

पिता वै गार्हपत्योऽग्निर्माताग्निर्दक्षिणः स्मृतः ।
गुरुराहवनीयस्तु साग्नित्रेता गरीयसी ॥ २३१ ॥

પિતા ગાર્હપત્ય અગ્નિ, માતા દક્ષિણ અગ્નિ અને ગુરુ આહવનીય અગ્નિ રૂપ છે, એમ કહ્યું છે; આમ તે ત્રણેય અગ્નિઓ અતિશય શ્રેષ્ઠ છે. ૨૩૧

એ ત્રણેની સેવાનું ફળ

त्रिष्वप्रमाद्यन्नेतेषु त्रींल्लोकान्विजयेद्गृही ।
दीप्यमानः स्ववपुषा देववद्दिवि मोदते ॥ २३२ ॥

જે ગૃહસ્થાશ્રમી આ ત્રણે [ની સેવા]માં સાવધાન રહે છે, તે ત્રણેય લોકોને જીતે છે અને પોતાના દેહથી પ્રકાશમાન થઈ દેવની જેમ સ્વર્ગમાં આનંદ ભોગવે છે. ૨૩૨

इमं लोकं मातृभक्त्या पितृभक्त्या तु मध्यमम् ।
गुरुशुश्रूषया त्वेवं ब्रह्मलोकं समश्नुते ॥ २३३ ॥

મનુષ્ય માતાની ભક્તિથી આ લોકને, પિતાની ભક્તિથી વચ્ચેના (સ્વર્ગ) લોકને અને ગુરુની ભક્તિથી બ્રહ્મલોકને મેળવે છે. ૨૩૩

તેમની સેવા વિના બધું વ્યર્થ

सर्वे तस्यादृता धर्मा यस्यैते त्रय आदृताः ।
अनादृतास्तु यस्यैते सर्वास्तस्याऽफलाः क्रियाः ॥ २३४ ॥

એ ત્રણેનો જે સત્કાર કરે છે, તે સર્વ ધર્મોનો સત્કાર કરે

છે; અને એ ત્રણેનો જે અનાદર કરે છે, તેની સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે. ૨૩૪

માટે નિત્ય તેમની સેવા જ કરવી

यावत्त्रयस्ते जीवेयुस्तावन्नान्यं समाचरेत् ।
तेष्वेव नित्यं शुश्रूषां कुर्यात्प्रियहिते रतः ॥ २३५ ॥

તે ત્રણે જ્યાંસુધી જીવતાં હોય ત્યાંસુધી બીજું કંઈ જ ધર્માચરણ (સ્વતંત્રપણે-તેમની આજ્ઞા વિના) ન કરવું; કેવળ તેમનું પ્રિય અને હિત કરવામાં જ તત્પર રહી નિત્ય તેમની સેવા કરવી. ૨૩૫

તેમને બધું જણાવવું

तेषामनुपरोधेन पारत्र्यं यद्यदाचरेत् ।
तत्तन्निवेदयेत्तेभ्यो मनोवचनकर्मभिः ॥ २३६ ॥

તેમના (સેવનનો) વિરોધ (કર્યા) વિના મન, વચન અને કાયાથી જે જે પારલૌકિક કર્મ (તેમની આજ્ઞાથી પોતે) આચરે, તે તે ('મેં અમુક કર્યું છે' એમ પાછળથી) તેમને જણાવવાં. ૨૩૬

એમની સેવા એ જ પરમ ધર્મ

त्रिष्वेतेष्वितिकृत्यं हि पुरुषस्य समाप्यते ।
एष धर्मः परः साक्षादुपधर्मोऽन्य उच्यते ॥ २३७ ॥

એ ત્રણેના (સેવનમાં) પુરુષનાં સર્વ કર્તવ્ય પૂર્ણ થાય છે; એ જ સાક્ષાત્ પરમ ધર્મ છે; બીજા તો ઉપધર્મ કહેવાય છે.

વિદ્યા, ધર્મ અને ઉત્તમ સ્ત્રી ગમે ત્યાંથી લેવાય

श्रद्दधानः शुभां विद्यामाददीतावरादपि ।
अन्त्यादपि परं धर्मं स्त्रीरत्नं दुष्कुलादपि ॥ २३८ ॥

શ્રદ્ધાળુ થઈ ને શુભવિદ્યા શૂદ્ર પાસેથી પણ લેવી; તેમ જ પરમધર્મ (આત્મજ્ઞાન) ચાંડાલ પાસેથી પણ લઈ લેવાય અને હીન કુળમાંથી પણ ઉત્તમ સ્ત્રી સ્વીકારી લેવી. ૨૩૮

બીજું શું ક્યાંથી પણ લઈ લેવું?

विषादप्यमृतं ग्राह्यं बालादपि सुभाषितम् ।
अमित्रादपि सद्वृत्तममेध्यादपि काञ्चनम् ॥ २३९ ॥

ઝેરમાંથી પણ અમૃત લઈ લેવું, બાળક પાસેથી પણ હિતવચન ગ્રહણ કરવું, શત્રુ પાસેથી પણ સદ્‌વર્તન લેવું અને અપવિત્ર સ્થાનેથી પણ સોનું લઈ લેવું. ૨૩૯

स्त्रियो रत्नान्यथो विद्या धर्मः शौचं सुभाषितम् ।
विविधानि च शिल्पानि समादेयानि सर्वतः ॥ २४० ॥

સ્ત્રીઓ, રત્નો, વિદ્યા, ધર્મ, પવિત્રતા, હિતવચન અને જાતજાતની કલાઓ–સર્વની પાસેથી લઈ લેવાં. ૨૪૦

આપત્તિ સમયે ગમે તે પાસે ભણાય

अब्राह्मणादध्ययनमापत्काले विधीयते ।
अनुव्रज्या च शुश्रूषा यावदध्ययनं गुरोः ॥ २४१ ॥

જે બ્રાહ્મણ ન હોય, તેની પાસેથી પણ આપત્તિના સમયે અધ્યયન કરવું. તે ગુરુ પાસે જ્યાંસુધી અધ્યયન ચાલતું હોય, ત્યાંસુધી તેને અનુસરવું અને તેની સેવા કરવી.+ ૨૪૧

+ આપત્તિ વખતે બ્રાહ્મણ અધ્યાપક ન મળે, તો ક્ષત્રિય પાસે અને તે ન મળે તો વૈશ્ય પાસે પણ ભણવું અને તેમની સેવા કરવી; છતાં તેની સેવામાં તેના પગ ધોવા, તેનું એંઠું ખાવું–વગેરે તો ન જ કરાય; આ કારણે જ મૂળમાં 'अनुव्रज्या' શબ્દને સેવાના વિશેષરૂપે મૂક્યો છે. તેવા ક્ષત્રિય કે વૈશ્ય ગુરુને ભણતર ચાલતું હોય

જીવનભરના નૈષ્ઠિક બ્રહ્મચારી માટે આજ્ઞા

नाब्राह्मणे गुरौ शिष्यो वासमात्यन्तिकं वसेत् ।
ब्राह्मणे चाननूचाने काङ्क्षन्गतिमनुत्तमाम् ॥ २४२ ॥

(નૈષ્ઠિક બ્રહ્મચારી) શિષ્યે બ્રાહ્મણ ન હોય એવા ગુરુને ત્યાં જીવનભર (બ્રહ્મચર્ય માટે) રહેવું નહિ; (મોક્ષરૂપ) શ્રેષ્ઠ ગતિ ઇચ્છનારે પણ વેદવેદાંગ નહિ ભણેલા બ્રાહ્મણને ત્યાં વસવું નહિ. ૨૪૨

यदि त्वात्यन्तिकं वासं रोचयेत गुरोः कुले ।
युक्तः परिचरेदेनमाशरीरविमोक्षणात् ॥ २४३ ॥

જો ગુરુકુલમાં જીવનભર (નૈષ્ઠિક બ્રહ્મચારી તરીકે) વાસ કરવાની ઇચ્છા થાય, તો શરીર છૂટે ત્યાંસુધી નિયમપરાયણ રહી તેણે ગુરુની સેવા કરવી જોઈએ. ૨૪૩

જીવન પર્યંત ગુરુસેવાનું ફળ

आसमाप्तेः शरीरस्य यस्तु शुश्रूषते गुरुम् ।
स गच्छत्यञ्जसा विप्रो ब्रह्मणः सद्म शाश्वतम् ॥ २४४ ॥

જે બ્રાહ્મણ દેહ પડતાં સુધી ગુરુની સેવા કરે છે, તે સહેલાઈથી બ્રહ્મના સનાતન ધામને પામે છે. ૨૪૪

---

ત્યાંસુધી જ બ્રાહ્મણે ગુરુ તરીકે સ્વીકારવાનો છે, એમ વ્યાસ પણ કહે છે: 'मन्त्रदः क्षत्रियो विप्रैः शुश्रूषानुगमादिना । प्राप्तविद्यो ब्राह्मणस्तु पुनस्तस्य गुरुः स्मृतः-બ્રાહ્મણોએ મંત્ર-વિદ્યા આપનાર ક્ષત્રિયને (ભણતાં સુધી) તેની સેવા તથા અનુસરવા વગેરેથી તેને ગુરુ તરીકે માનવો; પણ વિદ્યા પ્રાપ્ત થઈ ગયા પછી તો બ્રાહ્મણ જ તેનો પણ ગુરુ ગણાય છે.' (कुल्लूक)

ગુરુદક્ષિણા બાબત

न पूर्वं गुरवे किञ्चिदुपकुर्वीत धर्मवित् ।
स्नास्यंस्तु गुरुणाऽऽज्ञप्तः शक्त्या गुर्वर्थमाहरेत् ॥ २४५ ॥

ધર્મ જાણનાર બ્રહ્મચારીએ (અધ્યયનની સમાપ્તિ) પહેલાં ગુરુનો કંઈ (દક્ષિણા વગેરેથી ખાસ) ઉપકાર* કરવો નહિ; પરંતુ (અધ્યયન સમાપ્ત કરી) સમાવર્તન સંસ્કાર માટે સ્નાન કરે, તે વેળા ગુરુની આજ્ઞા થાય, તો તેણે શક્તિ પ્રમાણે ગુરુ માટે ધન લાવી આપવું. ૨૪૫

* ગુરુનો કંઈ ઉપકાર કરવો જોઈએ, એવો ધર્મ સમજી જે ઉપકાર કરવા ઇચ્છે, તેને માટે આ સૂચન છે. જે નૈષ્ઠિક બ્રહ્મચારી તરીકે જીવનભર ગુરુગૃહે રહેવાનો હોય, તેને તો સમાવર્તન-નિમિત્તે સ્નાન કરવાનો સંભવ જ નથી. જે ભણી લીધા પછી સમાવર્તન માટે સ્નાન કરવા ઇચ્છતો હોય, તેવા બ્રહ્મચારીએ અધ્યયન પૂરું કર્યા પહેલાં ગુરુને દક્ષિણા વગેરે લાવી આપવાની ખાસ જરૂર નથી; છતાં તેને અનાયાસે કંઈ ધન કે વસ્ત્ર વગેરે જો મળી આવે, તો તેનું ગુરુને દાન કરી દેવામાં હરકત પણ નથી. આ અભિપ્રાયથી આપસ્તંબ સમાવર્તનના સ્નાન પહેલાં પણ ગુરુને દાન કરવા કહે છે: 'यदन्यानि द्रव्याणि यथालाभमुपहरति दक्षिणा एव ताः स एव ब्रह्मचारिणो यज्ञो नित्यव्रतम्–જે કંઈ દ્રવ્ય પોતાને અનાયાસે મળી આવે, તે બ્રહ્મચારીએ ગુરુને આપી દેવું, એ જ તેણે દક્ષિણા આપી ગણાય છે, એ જ તેણે યજ્ઞ કર્યો મનાય છે અને એ જ તેણે નિત્યવ્રત કર્યું ગણાય છે.' અને અધ્યયન પૂરું થઈ ગયા પછી પોતે જ્યારે સમાવર્તન નિમિત્તે સ્નાન કરવા તૈયાર થાય, ત્યારે તો ગુરુની આજ્ઞા થતાં તેણે પોતાની શક્તિ પ્રમાણે અથવા ધનવાનો પાસે માગીને પણ ગુરુ માટે અવશ્ય દક્ષિણાનું ધન લાવી આપવું જોઈએ. (कुल्लूक)

દક્ષિણાથી ગુરુને પ્રસન્ન કરવા

क्षेत्रं हिरण्यं गामश्वं छत्रोपानहमासनम् ।
धान्यं शाकं च वासांसि गुरवे प्रीतिमावहेत् ॥ २४६ ॥

ખેતર, ઘર, સોનું, ગાય, ઘોડો, છત્રી, પગરખાં, આસન, ધાન્ય, શાક અને વસ્ત્રો× ગુરુને આપી તેમને પ્રસન્ન કરવા.

ગુરુના મરણ પછી તેમના કુટુંબ તરફ તેવું જ વર્તન રાખવું

आचार्ये तु खलु प्रेते गुरुपुत्रे गुणान्विते ।
गुरुदारे सपिण्डे वा गुरुवद्वृत्तिमाचरेत् ॥ २४७ ॥

આચાર્ય મરણ પામ્યા હોય, તો ગુણવાન ગુરુપુત્ર, ગુરુપત્ની અથવા તેમના સપિંડીઓ તરફ ગુરુના જેવું જ વર્તન રાખવું. ૨૪૭

ગુરુનું કોઈ જ ન રહ્યું હોય તો તેમને ઘેર જ જીવન પૂરું કરવું

एतेष्वविद्यमानेषु स्थानासनविहारवान् ।
प्रयुञ्जानोऽग्निशुश्रूषां साधयेद्देहमात्मनः ॥ २४८ ॥

એમાંનું કોઈ પણ હયાત રહ્યું ન હોય, તો શિષ્યે ગુરુનાં સ્થાન તથા આસનમાં રહેવું અને ગુરુના અગ્નિની સેવામાં

× જો શક્તિ હોય તો આ બધું યે ગુરુને આપવું; પણ એટલું બધું આપવાની શક્તિ ન હોય તો છત્રી અને પગરખાં પણ આપવાં; જો એ પણ આપવાની શક્તિ ન હોય તો છેવટે શાક પણ લાવી આપવું. લઘુહારીત કહે છે: 'एकमप्यक्षरं यस्तु गुरुः शिष्ये निवेदयेत् । पृथिव्यां नास्ति तद् द्रव्यं यद् दत्त्वा चानृणी भवेत्–શિષ્યને ગુરુ એક પણ અક્ષર શીખવે, તેનો બદલો વાળવા પૃથ્વી પર જેટલું દ્રવ્ય છે, તે બધું આપી દે, તો યે શિષ્ય ગુરુનો દેવાદાર મટતો નથી; અર્થાત્ વિદ્યાગુરુને જેટલું આપો તેટલું ઓછું જ છે.' (कुल्लूक)

રહી પોતાનો દેહ સફળ કરવો. ૨૪૮

અખંડ બ્રહ્મચર્યનું ફળ

एवं चरति यो विप्रो ब्रह्मचर्यमविप्लुतः ।
स गच्छत्युत्तमस्थानं न चेहाजायते पुनः ॥ २४९ ॥

જે બ્રાહ્મણ એમ અખંડ બ્રહ્મચર્ય પાળે છે, તે ઉત્તમ સ્થાનને પામે છે અને આ લોકમાં ફરી જન્મતો નથી. ૨૪૯

इति श्रीमानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां द्वितीयोऽध्यायः ॥

ઇતિ શ્રીમાનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૨જો સમાપ્ત

## અધ્યાય ૩જો

નૈષ્ઠિક સિવાયના બ્રહ્મચારીએ ગુરુગૃહે ક્યાંસુધી રહેવું?

षट्त्रिंशदाब्दिकं चर्यं गुरौ त्रैवेदिकं व्रतम् ।
तदर्धिकं पादिकं वा ग्रहणान्तिकमेव वा ॥ १ ॥

બ્રહ્મચારીએ ગુરુકુળમાં ત્રણે વેદના અધ્યયન માટેનું વ્રત છત્રીસ વર્ષ અથવા અઢાર વર્ષ અથવા નવ વર્ષ અથવા વેદાધ્યયન પૂરું થાય ત્યાંસુધી પાળવું.* ૧

વેદાધ્યયન પૂર્ણ કર્યા પછી ગૃહસ્થાશ્રમ

वेदानधीत्य वेदौ वा वेदं वापि यथाक्रमम् ।
अविप्लुतब्रह्मचर्यो गृहस्थाश्रममावसेत् ॥ २ ॥

* નૈષ્ઠિક (આજીવન) બ્રહ્મચારીએ તો ગુરુકુળમાં જ રહી જીવન પૂરું કરવાનું હોય છે; પણ 'ઉપકુર્વાણક' (એટલે ગૃહસ્થાશ્રમ સુધી બ્રહ્મચારી રહેનાર) માટે અવધિવાળું બ્રહ્મચર્ય જણાવ્યું છે.

જેણે અખંડ બ્રહ્મચર્ય પાળ્યું હોય એવા બ્રહ્મચારીએ અનુક્રમે ત્રણ, બે અથવા એક વેદ ભણી લીધા પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો. ૨

ગૃહસ્થાશ્રમ પહેલાંનો વિધિ

तं प्रतीतं स्वधर्मेण ब्रह्मदायहरं पितुः ।
स्रग्विणं तल्प आसीनमर्हयेत्प्रथमं गवा ॥ ३ ॥

સ્વધર્મ પાલનથી પ્રસિદ્ધ થયેલા અને પિતા અથવા પિતારૂપ આચાર્ય પાસેથી વેદરૂપી વારસો લાવનારા તે બ્રહ્મચારીને વિવાહની પહેલાં (પિતા કે આચાર્યે) આસન ઉપર બેસાડી પુષ્પની માળા પહેરાવી, મધુપર્ક વિધિથી તેનું પૂજન કરવું. ૩

સ્નાન-સમાવર્તન કર્યા પછી પરણવું

गुरुणानुमतः स्नात्वा समावृत्तो यथाविधि ।
उद्वहेत द्विजो भार्यां सवर्णां लक्षणान्विताम् ॥ ४ ॥

ગુરુએ સંમતિ આપેલા દ્વિજે વિધિ પ્રમાણે સ્નાન તથા સમાવર્તન કરી, પોતાના સમાન વર્ણની અને ઉત્તમ લક્ષણવાળી કન્યા પરણવી. ૪

કેવી કન્યા ઉત્તમ ગણાય?

असपिण्डा च या मातुरसगोत्रा च या पितुः ।
सा प्रशस्ता द्विजातीनां दारकर्मणि मैथुने ॥ ५ ॥

જે માતાપક્ષે સપિંડી ન હોય, તેમ જ પિતાપક્ષે સગોત્રી ન હોય તે કન્યા દ્વિજવર્ણોને પત્નીનાં ધર્મકાર્યો માટે તેમ જ પ્રજોત્પાદન અર્થે ઉત્તમ ગણાય છે. ૫

દશ કુળનો વિવાહમાં ત્યાગ

महान्त्यपि समृद्धानि गोजाविधनधान्यतः ।
स्त्रीसंबंधे दशैतानि कुलानि परिवर्जयेत् ॥ ६ ॥
हीनक्रियं निष्पुरुषं निश्छन्दो रोमशार्शसम् ।
क्षय्यामयाव्यपस्मारिश्वित्रिकुष्ठिकुलानि च ॥ ७ ॥

ગાય, બકરાં, ઘેટાં, ધન અને ધાન્યથી મહાસમૃદ્ધ હોય, તો પણ આ દશ કુળો સ્ત્રીસંબંધમાં ત્યજી દેવાં જાતકર્માદિ સંસ્કાર વિનાનાં, પુરુષ પ્રજા વિનાનાં, વેદાધ્યયનરહિત, ખૂબ રુંવાંટાંવાળાં, તેમજ હરસ, ક્ષય, મંદાગ્નિ, વાઈ, સફેદ કોઢ અને ગલત કોઢ, એ રોગવાળાં. ૬,૭

કેવી કન્યા ન પરણવી?

नोद्वहेत्कपिलां कन्यां नाधिकाङ्गीं न रोगिणीम् ।
नालोमिकां नातिलोमां न वाचाटां न पिङ्गलाम् ॥ ८ ॥

ભૂરિયા વાળવાળી, અધિક અંગવાળી, રોગવાળી, રુંવાંટાં વિનાની, તેમજ અતિશય રુંવાંટાંવાળી, બહુ જ બોલતી અને માંજરી આંખવાળી કન્યા પરણવી નહિ. ૮

नर्क्षवृक्षनदीनाम्नीं नान्त्यपर्वतनामिकाम् ।
न पक्ष्यहिप्रेष्यनाम्नीं न च भीषणनामिकाम् ॥ ९ ॥

નક્ષત્ર, વૃક્ષ, નદી, મ્લેચ્છ, પર્વત, પક્ષી, સર્પ અને દાસનાં નામની તેમજ ભયંકર નામવાળી કન્યા પરણવી નહિ. ૯

[ नातिस्थूलां नातिकृशां न दीर्घां नातिवामनाम् ।
वयोधिकां नाङ्गहीनां न सेवेत्कलहप्रियाम् ।

ખૂબ જાડી, ખૂબ દુબળી, લાંબી, ઠીંગણી, મોટી ઉંમરની,

ખોડખાંપણવાળી અને કજિયો પસંદ કરનારી કન્યા પરણવી નહિ. ]

કેવી કન્યા પરણવી?

अव्यङ्गाङ्गीं सौम्यनाम्नीं हंसवारणगामिनीम् ।
तनुलोमकेशदशनां मृद्वङ्गीमुद्वहेत्स्त्रियम् ॥ १० ॥

ખોડખાંપણ વગરનાં અંગવાળી, સૌમ્ય નામવાળી, હંસ અને હાથીના જેવી ચાલવાળી, ઝીણા રુંવાંટાંવાળી, પાતળા વાળવાળી, નાના દાંતવાળી અને કોમળ અંગવાળી કન્યા પરણવી. ૧૦

કેવી કન્યા ન પરણવી?

यस्यास्तु न भवेद्भ्राता न विज्ञायेत वा पिता ।
नोपयच्छेत तां प्राज्ञः पुत्रिकाधर्मशङ्कया ॥ ११ ॥

જેને ભાઈ ન હોય અથવા જેના પિતા સંબંધે ખબર ન હોય, એવી કન્યાને બુદ્ધિમાન પુરુષે પુત્રિકાધર્મની* શંકાને લીધે ન પરણવી. ૧૧

ધર્મકાર્યો માટે સમાન વર્ણની જ પત્ની શ્રેષ્ઠ

सवर्णाऽग्रे द्विजातीनां प्रशस्ता दारकर्मणि ।
कामतस्तु प्रवृत्तानामिमाः स्युः क्रमशो वराः ॥ १२ ॥

પત્ની માટેના ધર્મકાર્ય સારુ દ્વિજવર્ણો માટે પ્રથમ સમાન વર્ણની જ પત્ની શ્રેષ્ઠ છે; પણ કામનાના કારણે બીજા વિવાહો કરવા જેઓ તૈયાર હોય તેવા પુરુષોની આ નીચે કહેવાતી

* પુત્રિકાધર્મ અથવા પુત્રિકાકરણ એટલે પુત્રીને જે પુત્ર થાય, તેને પુત્રીનો પિતા ખોળે લે તે.

સ્રીને પરણનારો બ્રાહ્મણ પતિત થાય છે, શૌનકનો મત છે, કે શૂદ્ર સ્રીમાં પુત્રોત્પત્તિ કરનારો ક્ષત્રિય પતિત થાય છે અને ભૃગુનો મત છે, કે શૂદ્ર સ્રીમાં સંતાન ઉત્પન્ન થવાથી વૈશ્ય પતિત થાય છે. ૧૬

शूद्रां शयनमारोप्य ब्राह्मणो यात्यधोगतिम् ।
जनयित्वा सुतं तस्यां ब्राह्मण्यादेव हीयते ॥ १७ ॥

શૂદ્ર સ્રીને (પરણી) પથારીમાં ચડાવી (પત્ની તરીકે તેની સાથે વિષયભોગ કરી) બ્રાહ્મણ, અધોગતિ પામે છે અને તેમાં પુત્ર પેદા કરીને તો તે બ્રાહ્મણ બ્રાહ્મણપણાથી જ ભ્રષ્ટ થાય છે.૧૭

दैवपित्र्यातिथेयानि तत्प्रधानानि यस्य तु ।
नाश्नन्ति पितृदेवास्तन्न च स्वर्गं स गच्छति ॥ १८ ॥

જેને ત્યાં દેવ, પિતૃ અને અતિથિ સંબંધીનાં કાર્યો, તે શૂદ્ર સ્રીના મુખ્યપણા હેઠળ થતાં હોય, તેના અન્નને પિતૃઓ અને દેવો જમતા નથી અને તે સ્વર્ગે જતો નથી. ૧૮

वृपलीफेनपीतस्य निःश्वासोपहतस्य च ।
तस्यां चैव प्रसूतस्य निष्कृतिर्न विधीयते ॥ १९ ॥

જેણે શૂદ્ર સ્રીનો અધરરસ પીધો હોય, જેણે તેના શ્વાસોચ્છ્વાસ લઈ પોતાને ખરાબ કર્યો હોય અને જેણે તે સ્રીમાં પ્રજા ઉત્પન્ન કરી હોય, તેને માટે (શુદ્ધિનું) કોઈ પ્રાયશ્ચિત જ નથી. ૧૯

આઠ વિવાહો

चतुर्णामपि वर्णानां प्रेत्य चेह हिताहितान् ।
अष्टाविमान्समासेन स्त्रीविवाहान्निबोधत ॥ २० ॥

ચારે વર્ણ માટે આ લોક અને પરલોકમાં હિત તથા અહિત કરનારા આઠ પ્રકારના આ સ્ત્રી–વિવાહો તમે ટૂંકમાં સાંભળો. ૨૦

આઠ વિવાહોનાં નામ

ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथाऽसुरः ।
गान्धर्वो राक्षसश्चैव पैशाचश्चाष्टमोऽधमः ॥ २१ ॥

બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને આઠમો અધમ પૈશાચ વિવાહ છે. ૨૧

કયો વિવાહ ધાર્મિક, અધાર્મિક વગેરે

यो यस्य धर्म्यो वर्णस्य गुणदोषौ च यस्य यौ ।
तद्वः सर्वं प्रवक्ष्यामि प्रसवे च गुणागुणान् ॥ २२ ॥

જે વર્ણ માટે જે વિવાહ ધર્મયુક્ત છે, જે વિવાહના જે ગુણદોષો છે, તેમ જ જે વિવાહની સંતતિના જે ગુણઅવગુણો છે, તે બધું હું તમને કહું છું: ૨૨

षडानुपूर्व्या विप्रस्य क्षत्रस्य चतुरोऽवरान् ।
विट्शूद्रयोस्तु तानेव विद्याद्धर्म्यानराक्षसान् ॥ २३ ॥

બ્રાહ્મણો માટે અનુક્રમે પહેલા છ વિવાહો ધર્મયુક્ત છે, ક્ષત્રિયો માટે એ છમાંના પાછલા ચાર ધર્મયુક્ત છે અને વૈશ્યો તથા શૂદ્રો માટે રાક્ષસવિવાહ સિવાયના બાકીના આસુર, ગાંધર્વ અને પૈશાચવિવાહો ધર્માનુકૂળ છે. ૨૩

કયા વિવાહ કયા વર્ણ માટે શ્રેષ્ઠ

चतुरो ब्राह्मणस्याद्यान्प्रशस्तान्कवयो विदुः ।
राक्षसं क्षत्रियस्यैकमासुरं वैश्यशूद्रयोः ॥ २४ ॥

બ્રાહ્મણો માટે પહેલા ચાર વિવાહો, ક્ષત્રિયો માટે એક

રાક્ષસ વિવાહ અને વૈશ્ય તથા શૂદ્રો માટે આસુરવિવાહને પંડિતો શ્રેષ્ઠ માને છે. ૨૪

કયો વિવાહ ન કરાય?

पञ्चानां तु त्रयो धर्म्या द्वावधर्म्यौ स्मृताविह ।
पैशाचश्चासुरश्चैव न कर्तव्यौ कदाचन ॥ २५ ॥

આ ધર્મશાસ્ત્રમાં પાછલા પાંચ વિવાહોમાં આગલા ત્રણ વિવાહ ધર્મયુક્ત અને પાછલા બેને અધર્મયુક્ત કહ્યા છે; તેથી આસુર અને પૈશાચવિવાહ કદી કરવા નહિ. ૨૫

ક્ષત્રિય માટે ધર્મયુક્ત વિવાહ કયા?

पृथक्पृथग्वा मिश्रौ वा विवाहौ पूर्वचोदितौ ।
गान्धर्वो राक्षसश्चैव धर्म्यौ क्षत्रस्य तौ स्मृतौ ॥ २६ ॥

પૂર્વે કહેલા જુદાજુદા તથા મિશ્ર જે ગાંધર્વ અને રાક્ષસ વિવાહો છે, તે ક્ષત્રિયો માટે ધર્મયુક્ત કહ્યા છે. ૨૬

બ્રાહ્મ વિવાહ

आच्छाद्य चार्चयित्वा च श्रुतिशीलवते स्वयम् ।
आहूय दानं कन्याया ब्राह्मो धर्मः प्रकीर्तितः ॥ २७ ॥

વેદસંપન્ન અને સદાચારી વરને બોલાવી, વરકન્યા બંનેને વસ્ત્રાભૂષણથી શણગારી તથા તેમને પૂજીને કન્યાનું જે દાન કરવું, તે ધર્મરૂપ બ્રાહ્મ વિવાહ કહેવાય છે. ૨૭

દૈવ વિવાહ

यज्ञे तु वितते सम्यगृत्विजे कर्म कुर्वते ।
अलंकृत्य सुतादानं दैवं धर्मं प्रचक्षते ॥ २८ ॥

આરંભેલા યજ્ઞમાં સારી રીતે કર્મ કરનાર યાજ્ઞિક બ્રાહ્મ-

ણને, શણગારેલી કન્યાનું જે દાન કરવું, તે ધર્મરૂપ દૈવવિવાહ કહેવાય છે. ૨૮

આર્ષ વિવાહ

एकं गोमिथुनं द्वे वा वरादादाय धर्मतः ।
कन्याप्रदानं विधिवदार्षो धर्मः स उच्यते ॥ २९ ॥

વર પાસેથી યાગાદિ ધર્મ માટે એક ગાય તથા એક બળદનું એક જોડકું અથવા બે જોડ લઈ વિધિપૂર્વક જે કન્યાદાન કરાય છે, તેને ધર્મરૂપ આર્ષ વિવાહ કહે છે. ૨૯

પ્રાજાપત્ય વિવાહ

सहोभौ चरतां धर्ममिति वाचाऽनुभाष्य च ।
कन्याप्रदानमभ्यर्च्य प्राजापत्यो विधिः स्मृतः ॥ ३० ॥

'તમે બેય સાથે રહી ધર્માચરણ કરો.' એવું વચન કહી, સત્કારીને જે કન્યાદાન કરાય છે, તે પ્રાજાપત્ય વિવાહ કહેવાય છે. ૩૦

આસુર વિવાહ

ज्ञातिभ्यो द्रविणं दत्वा कन्यायै चैव शक्तितः ।
कन्याप्रदानं स्वाच्छन्द्यादासुरो धर्म उच्यते ॥ ३१ ॥

કન્યાને તેમ જ તેનાં સગાંવહાલાંને શક્તિ અનુસાર દ્રવ્ય આપી, જે સ્વેચ્છા પ્રમાણે કન્યાદાન લેવાય છે, તેને આસુર-વિવાહ કહે છે. ૩૧

ગાન્ધર્વ વિવાહ

इच्छयाऽन्योन्यसंयोगः कन्यायाश्च वरस्य च ।
गान्धर्वः स तु विज्ञेयो मैथुन्यः कामसंभवः ॥ ३२ ॥

વર અને કન્યાની પરસ્પરની ઇચ્છાથી તેમનો જે પરસ્પર

સંયોગ થાય છે, તેને કામવાસનાથી થનારો અને (કેવળ) મૈથુન માટેનો ગાંધર્વ વિવાહ જાણવો. ૩૨

રાક્ષસ વિવાહ

हत्वा छित्त्वा च भित्त्वा च क्रोशन्तीं रुदतीं गृहात् ।
प्रसह्य कन्याहरणं राक्षसो विधिरुच्यते ॥ ३३ ॥

કન્યાપક્ષના માણસોને મારી, કાપી તથા ભાંગફોડ કરી રડતીકકળતી કન્યાને ઘરમાંથી જે બળાત્કારે હરી લેવી, તેને રાક્ષસ વિવાહ કહે છે. ૩૩

પૈશાચ વિવાહ

सुप्तां मत्तां प्रमत्तां वा रहो यत्रोपगच्छति ।
स पापिष्ठो विवाहानां पैशाचश्चाष्टमोऽधमः ॥ ३४ ॥

ઊંઘતી, કેફમાં પડેલી અથવા બેભાન થયેલી કન્યાને એકાંતમાં જે ભોગવવી, તે વિવાહોમાં અત્યંત પાપી અને અધમ આઠમો પૈશાચ વિવાહ છે. ૩૪

બ્રાહ્મણો માટે શ્રેષ્ઠ વિવાહ

अद्भिरेव द्विजाग्र्याणां कन्यादानं विशिष्यते ।
इतरेषां तु वर्णानामितरेतरकाम्यया ॥ ३५ ॥

બ્રાહ્મણોએ જળ આપીને જે કન્યાદાન કરવું, એ ઉત્તમ છે; બીજા વર્ણવાળાઓ તો પરસ્પરની ઇચ્છા પ્રમાણે (કેવળ વાણીથી અથવા જળ આપીને પણ) કન્યાદાન કરી શકે છે. ૩૫

પૂર્વોક્ત વિવાહોના ગુણ

यो यस्यैषां विवाहानां मनुना कीर्तितो गुणः ।
सर्वं शृणुत तं विप्राः सर्वं कीर्तयतो मम ॥ ३६ ॥

એ વિવાહોમાં જેના જે ગુણ મનુએ કહ્યા છે, તે સર્વ હું તમને કહું છું; હે બ્રાહ્મણો ! તે બધું તમે સાંભળો. ૩૬

બ્રાહ્મવિવાહના ગુણ

दश पूर्वान्परान्वंश्यानात्मानं चैकविंशकम्।
ब्राह्मीपुत्रः सुकृतकृन्मोचयेदेनसः पितॄन् ॥ ३७ ॥

બ્રાહ્મ વિવાહથી થયેલો પુણ્યકારી પુત્ર દશ પૂર્વના પિતૃઓ, દશ પછીના વંશજોને તેમજ એકવીસમા પોતાને પાપથી છોડાવે છે. ૩૭

દૈવ, આર્ષ તથા પ્રાજાપત્ય વિવાહના ગુણ

दैवोढाजः सुतश्चैव सप्त सप्त परावरान् ।
आर्षोढाजः सुतस्त्रींस्त्रीन्षट्षट् कायोढजः सुतः ॥ ३८॥

દૈવવિવાહથી જન્મેલો પુત્ર આગલીપાછલી સાતસાત પેઢીઓને, આર્ષવિવાહથી જન્મેલો પુત્ર આગલીપાછલી ત્રણત્રણ પેઢીઓને, તેમજ પ્રાજાપત્યવિવાહથી જન્મેલો પુત્ર આગલી-પાછલી છછ પેઢીઓને પાપથી છોડાવે છે. ૩૮

બ્રાહ્મ આદિ પહેલા ચાર વિવાહોમાં જ સંતતિ સારી જન્મે

ब्राह्मादिषु विवाहेषु चतुर्ष्वेवानुपूर्वशः ।
ब्रह्मवर्चस्विनः पुत्रा जायन्ते शिष्टसंमताः ॥ ३९ ॥

બ્રાહ્મ આદિ અનુક્રમે ચાર વિવાહોમાં જ સજ્જનોને માન્યએવા બ્રહ્મવર્ચસ્વી પુત્રો જન્મે છે. ૩૯

रूपसत्त्वगुणोपेता धनवन्तो यशस्विनः ।
पर्याप्तभोगा धर्मिष्ठा जीवन्ति च शतं समाः ॥ ४० ॥

વળી તે પુત્રો રૂપ, પરાક્રમ અને ગુણથી યુક્ત; ધનવાન,

યશસ્વી, પૂરા ભોગવાળા અને ધર્મિષ્ઠ થઈ સો વર્ષ સુધી જીવે છે.

બાકીના વિવાહોમાં સંતતિ સારી ન થાય

इतरेषु तु शिष्टेषु नृशंसानृतवादिनः ।
जायन्ते दुर्विवाहेषु ब्रह्मधर्मद्विषः सुताः ॥ ४१ ॥

એ સિવાય બાકીના દુષ્ટ વિવાહોમાં ઘાતકી, જૂઠાબોલા અને વેદધર્મનો દ્વેષ કરનારા પુત્રો જન્મે છે. ૪૧

માટે જ નિંદ્ય વિવાહો ત્યજવા

अनिन्दितैः स्त्रीविवाहैरनिन्द्या भवति प्रजा ।
निन्दितैर्निन्दिता नृणां तस्मान्निन्द्यान्विवर्जयेत् ॥ ४२ ॥

અનિંદ્ય સ્ત્રીઓ સાથેના વિવાહોથી માણસોની અનિંદ્ય પ્રજા જન્મે છે અને નિંદ્ય સ્ત્રીઓ સાથેના વિવાહોથી નિંદ્ય પ્રજા થાય છે; આથી નિંદ્ય વિવાહો છોડી દેવા. ૪૨

પાણિગ્રહણ તો સવર્ણ સ્ત્રીનું જ કરાય

पाणिग्रहणसंस्कारः सवर्णासूपदिश्यते ।
असवर्णास्वयं ज्ञेयो विधिरुद्वाहकर्मणि ॥ ४३ ॥

પાણિગ્રહણ(હસ્તમેળાપ)નો સંસ્કાર તો સવર્ણ કન્યાના સંબંધમાં જ કહ્યો છે; માટે અસવર્ણ કન્યા સાથેના લગ્નકર્મમાં આ નીચેનો વિધિ જાણવો: ૪૩

शरः क्षत्रियया ग्राह्यः प्रतोदो वैश्यकन्यया ।
वसनस्य दशा ग्राह्या शूद्रयोत्कृष्टवेदने ॥ ४४ ॥

પોતાનાથી ચઢિયાતા વર્ણના બ્રાહ્મણ પુરુષને પરણતી (વખતે) ક્ષત્રિય કન્યાએ (બ્રાહ્મણના હાથમાં પકડેલ) બાણ, વૈશ્ય કન્યાએ પરોણો અને શૂદ્ર કન્યાએ પોતાના વસ્ત્રનો છેડો

અનુક્રમે ઝાલી રાખવાં. ૪૪

સ્ત્રીગમનનો સમય

ऋतुकालाभिगामी स्यात्स्वदारनिरतः सदा ।
पर्ववर्जं व्रजेच्चैनां तद्व्रतो रतिकाम्यया ॥ ४५ ॥

સ્વપત્નીમાં જ તત્પર રહેતા પુરુષે સદા ઋતુકાલે જ સ્ત્રી-સંગ કરવો,+ છતાં રતિની ઇચ્છાથી પણ તે (સ્ત્રીને રાજી રાખવારૂપ, વ્રતવાળો પુરુષ, પર્વ સિવાયના દિવસે તેની પાસે (મૈથુન માટે) જઈ શકે છે. ૪૫

ઋતુકાળનું પ્રમાણ

ऋतुः स्वाभाविकः स्त्रीणां रात्रयः षोडश स्मृताः ।
चतुर्भिरितरैः सार्धमहोभिः सद्विगर्हितैः ॥ ૪૬ ॥

---

+—જો ઋતુકાળે પત્ની પાસે (મૈથુન માટે) ન જાય તો પરાશરઋષિ દોષ બતાવે છે: 'ऋतुस्नातां तु यो भार्यां सन्निधौ नोपगच्छति । घोरायां भ्रूणहिंसायां पतते नात्र संशय –જે પુરુષ ઋતુકાળે પહેલા ચાર દિવસ પછી નાહેલી પોતાની પત્ની પાસે જતો નથી, તેને ભયંકર બાળહત્યા લાગે છે, એમાં સંશય નથી.' પરંતુ આ દોષ પોતાને ત્યાં સંતતિ ન જન્મી હોય તેને માટે જ સમજવાનો છે. આ શ્લોકથી અહીં આ ત્રણ વિધિઓ સૂચવેલ છે: ऋतावुपेयादेव '–ઋતુકાળે પત્નીગમન કરવું જ' 'अन्यभार्यां नोपगच्छेत्'–પરસ્ત્રી પાસે કદી જવું નહિ' અને 'अनृतावपि भार्याप्रीतये गच्छेत्'– ઋતુકાળ વિના પણ પત્નીને ખુશ રાખવા તેની પાસે જવું. આ સંબંધે ગૌતમ કહે છે: 'ऋतावुपेयाद् नृतौ च पर्ववर्जम्–ઋતુકાળે પત્ની પાસે જવું અને પર્વદિવસો છોડી ઋતુકાળ વિના પણ જવું' યાજ્ઞવલ્ક્ય પણ કહે છે: 'यथाकामी भवेद्वापि स्त्रीणां वरमनुस्मरन्' અથવા સ્ત્રીઓને (વિશેષ કામવાસનાનું) વરદાન છે, એ ધ્યાનમાં રાખી પુરુષે તેની ઇચ્છા પ્રમાણે પત્નીગમન કરવું.' (कुल्लूक)

સ્ત્રીઓને ( દર મહિને ) સોળ રાતનો સ્વાભાવિક ઋતુકાળ કહ્યો છે; તેમાં (તેના સંબંધ માટે) સત્પુરુષોએ નિંદેલા અટકાવના આગલા ચાર દિવસો પણ સાથે ગણાય છે. ૪૬

ઋતુકાળની દશ રાત્રિઓ સ્ત્રીગમન માટે ઉત્તમ

तासामाद्याश्चतस्रस्तु निन्दितैकादशी च या ।
त्रयोदशी च शेषास्तु प्रशस्ता दश रात्रयः ॥ ४७ ॥

તે સોળમાં પહેલી ચાર રાતો અને અગિયારમી તથા તેરમી રાતો (સ્ત્રીસમાગમ માટે) નિંદિત છે, બાકીની દશ રાતો ઉત્તમ છે. ૪૭

પુત્ર અને પુત્રી ક્યારે જન્મે?

युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु ।
तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्तवे स्त्रियम् ॥ ४८ ॥

બેકી રાતે (સ્ત્રીસંગ કરવાથી) પુત્રો જન્મે છે અને એકીની રાતે પુત્રીઓ જન્મે છે; તેથી પુત્રની ઇચ્છાવાળાએ ઋતુકાળની બેકી રાતે જ સ્ત્રીસંગ કરવો. ૪૮

पुमान्पुंसोऽधिके शुक्रे स्त्री भवत्यधिके स्त्रियाः ।
समेऽपुमान्पुंस्त्रियौ वा क्षीणेऽल्पे च विपर्ययः ॥ ४९ ॥

પુરુષનું વીર્ય વધારે હોય, તો પુરુષ; અને સ્ત્રીનું રજ વધારે હોય, તો સ્ત્રી જન્મે છે; પણ બન્નેનાં વીર્ય તથા રજ સરખાં હોય તો નપુંસક જન્મે છે; અથવા સ્ત્રીપુરુષનું જોડકું જન્મે છે; વળી બન્નેનાં વીર્ય તથા રજ સારવિનાનાં અથવા ઓછાં હોય, તો ઊલટું થાય છે–ગર્ભ રહેતો જ નથી. ૪૯

નિયમિત સ્ત્રીસંગનું માહાત્મ્ય

निन्द्यास्वष्टासु चान्यासु स्त्रियो रात्रिषु वर्जयन् ।
ब्रह्मचार्येव भवति यत्र तत्राश्रमे वसन् ॥५०॥

નિંદિત-રાત્રિઓમાં તેમ જ બીજી આઠ રાતોમાં જે સ્ત્રી-સંગને વર્જે છે, તે હરકોઈ (ગૃહસ્થ કે વાનપ્રસ્થ) આશ્રમમાં રહ્યા છતાં બ્રહ્મચારી જ છે. ૫૦

કન્યાવિક્રય કરવો નહિ

न कन्यायाः पिता विद्वान्गृह्णीयाच्छुल्कमण्वपि ।
गृह्णञ्छुल्कं हि लोभेन स्यान्नरोऽपत्यविक्रयी ॥५१॥

કન્યાના વિદ્વાન પિતાએ કન્યાનું (દાન કરવા બદલ) થોડું પણ ધન લેવું નહિ; કારણકે લોભવશ થઈ જે માણસ એવું મૂલ્ય લે છે, તે સંતાન વેચનારો ગણાય છે. ૫૧

સ્ત્રીધનથી જિવાય નહિ

स्त्रीधनानि तु ये मोहादुपजीवन्ति बान्धवाः ।
नारीयानानि वस्त्रं वा ते पापा यान्त्यधोगतिम् ॥५२॥

જે (પતિ કે પિતા વગેરે) બાંધવો મોહને લીધે (સ્ત્રી-કન્યા વગેરેના) સ્ત્રીધન ઉપર જીવે છે અને એ સ્ત્રીઓનાં વાહનો અથવા વસ્ત્રોનો ઉપભોગ કરે છે, તે પાપિષ્ઠ અધોગતિ પામે છે. ૫૨

आर्षे गोमिथुनं शुल्कं केचिदाहुर्मृषैव तत् ।
अल्पोऽप्येवं महान्वापि विक्रयस्तावदेव सः ॥५३॥

આર્ષવિવાહમાં વરે જે ગાય-બળદની જોડીરૂપી મૂલ્ય આપવાનું હોય છે, તે પણ ખોટું છે, એમ કેટલાક આચાર્યો

કહે છે; કેમકે થોડો કે ઘણો હોય તોપણ તે વિક્રય જ છે.*

કન્યાનું પલ્લું—એ વિક્રય નથી

यासां नाददते शुल्कं ज्ञातयो न स विक्रयः ।
अर्हणं तत्कुमारीणामानृशंस्यं च केवलम् ॥५४॥

જે કન્યાઓનું (વરપક્ષે પ્રેમથી આપેલું) ધન (પલ્લું), એ કન્યાઓનાં સગાંસંબંધીઓ પોતે લેતાં નથી, તે વિક્રય નથી; એ તો કન્યાનો કેવળ સત્કાર અને તેના પર દયા કરી ગણાય છે. ૫૪

સર્વ સંબંધીઓએ કન્યાઓનો સત્કાર કરવો

पितृभिर्भ्रातृभिश्चैताः पतिभिर्देवरैस्तथा ।
पूज्या भूषयितव्याश्च बहु कल्याणमीप्सुभिः ॥५५॥

પોતાનું ઘણું કલ્યાણ ઇચ્છતા પિતા, ભાઈઓ, પતિઓ તેમ જ દિયરોએ તે કન્યાઓનો સત્કાર કરવો અને વસ્ત્રાભૂષણોથી તેઓને શણગારવી. ૫૫

સ્ત્રીઓનું સન્માન જરૂરી છે

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।
यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफलाः क्रियाः ॥५६॥

* આર્ષવિવાહમાં ગાયબળદનું જોડું વર પાસેથી લેવું એ પણ એક જાતનો કન્યાવિક્રય જ છે, એમ કેટલાક આચાર્યો કહે છે; પણ એ મનુનો મત નથી; કારણકે શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે એક અથવા બે ગાયબળદની જોડી જ માત્ર તેમાં લેવાની હોય છે અને તે પણ આર્ષવિવાહની સિદ્ધિ માટે કરવાના યાગ માટે અથવા કન્યાને આપી દેવા માટે જ લેવાની હોય છે, એટલે અહીં કેવળ ધર્મ માટે જ ગાયબળદનું જોડું લેવાનું હોય છે, પણ કન્યાના પિતા વગેરેના ઉપભોગ માટે નહિ, આવો પોતાનો મત મનુએ સૂચવ્યો છે. (કુલ્લૂક)

જ્યાં સ્ત્રીઓ પૂજાય છે, ત્યાં દેવો રમે છે; પણ જ્યાં તેઓ પૂજાતી નથી, ત્યાં સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે. ૫૬

જ્યાં સ્ત્રીઓ દુઃખી ત્યાં નાશ

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैता वर्धते तद्धि सर्वदा ॥५७॥

જ્યાં પત્ની, બહેન, દીકરી, દેરાણી, જેઠાણી, સાસુ, વહુ, નણંદ વગેરે સ્ત્રીઓ શોક કરે છે, તે કુળ ઝટ નાશ પામે છે; પણ જ્યાં તેઓ શોક કરતી નથી, તે જ કુળ હંમેશાં વધે છે. ૫૭

जामयो यानि गेहानि शपन्त्यप्रतिपूजिताः ।
तानि कृत्याहतानीव विनश्यन्ति समन्ततः ॥५८॥

સત્કાર ન પામેલી પત્ની, બહેન આદિ સ્ત્રીઓ જે ઘરોને શાપ આપે છે, તે ઘરો જાણે[×] કૃત્યાથી હણાયાં હોય, તેમ ચોતરફથી નાશ પામે છે. ૫૮

માટે સ્ત્રીઓને સત્કારવી

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषु च ॥५९॥

માટે ઐશ્વર્યને ઇચ્છતા પુરુષોએ, તે સ્ત્રીઓનો, સત્કારના પ્રસંગોમાં તથા ઉત્સવોમાં દાગીના, વસ્ત્રો અને ખાનપાનોથી સદા સત્કાર કરવો. ૫૯

દંપતીના સંતોષથી કલ્યાણ

संतुष्टो भार्यया भर्ता भर्त्रा भार्या तथैव च ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥६०॥

× આભિચારિક પ્રયોગ વગેરેથી ઉત્પન્ન થતી ભયાનક કોઈ દેવદેવીની મૂર્તિ અથવા મરકી વગેરે ઉપદ્રવો 'કૃત્યા' કહેવાય છે.

જ્યાં પતિ, પત્નીથી અને પત્ની પતિથી સંતુષ્ટ રહે છે, તે કુલમાં ખરેખર કાયમી કલ્યાણ થયા કરે છે. ૬૦

સ્ત્રીએ પુરુષને ખુશ રાખવો

यदि हि स्त्री न रोचेत पुमांसं न प्रमोदयेत् ।
अप्रमोदात्पुनः पुंसः प्रजनं न प्रवर्तते ॥६१॥

સ્ત્રી જો પુરુષને ન ગમે અને એવી સ્ત્રી પુરુષને ખુશ ન કરી શકે, તો એ ખુશાલી નહિ હોવાના કારણે પુરુષથી સંતાન થતાં નથી. ૬૧

પતિપત્નીની પરસ્પર અનુકૂળતાનું ફળ

[यदा भर्ता च भार्या च परस्परवशानुगौ ।
तदा धर्मार्थकामानां त्रयाणामपि संगतम् ॥

જ્યારે પતિ અને પત્ની એકમેકને વશ રહી વર્તતાં હોય, ત્યારે ધર્મ, અર્થ અને કામ એ ત્રણેયનો મેળ થાય છે.]

ક્યારે કુળ પ્રકાશે અને ન પ્રકાશે?

स्त्रियां तु रोचमानायां सर्वं तद्रोचते कुलम् ।
तस्यां त्वरोचमानायां सर्वमेव न रोचते ॥६२॥

પણ સ્ત્રી જો પ્રકાશતી હોય, તો આખું તે કુળ પ્રકાશે છે; પણ જો તે પ્રકાશતી ન હોય તો બધું તે કુળ પ્રકાશતું નથી.

કુળની અધમતાનાં કારણો

कुविवाहैः क्रियालोपैर्वेदानध्ययनेन च ।
कुलान्यकुलतां यान्ति ब्राह्मणातिक्रमेण च ॥६३॥

નિંદ્યવિવાહો કરવાથી, ક્રિયાનો લોપ કરવાથી, વેદ નહિ ભણવાથી અને બ્રાહ્મણનું પૂજન નહિ કરવાથી (સારાં) કુળ પણ અધમતા પામે છે. ૬૩

કુળનો તત્કાળ વિનાશ શાથી?

शिल्पेन व्यवहारेण शूद्रापत्यैश्च केवलैः ।
गोभिरश्वैश्च यानैश्च कृष्या राजोपसेवया ॥६४॥
अयाज्ययाजनैश्चैव नास्तिक्येन च कर्मणाम् ।
कुलान्याशु विनश्यन्ति यानि हीनानि मन्त्रतः ॥६५॥

ચિત્રકામ વગેરે કારીગીરીનો ધંધો કરવાથી; વ્યાજવટું વગેરે વ્યવહાર કરવાથી; કેવળ શૂદ્ર સ્ત્રીમાં સંતાનો ઉત્પન્ન કરવાથી; ગાય, ઘોડા અને વાહનોનાં વેચાણ કરવાથી, ખેતી કરવાથી, રાજાની સેવા કરવાથી, અનધિકારીને યજ્ઞો કરાવવાથી, શ્રૌત (વેદોક્ત) અને સ્માર્ત (ધર્મશાસ્ત્રોક્ત) કર્મોમાં નાસ્તિકતા+ રાખવાથી અને વેદમંત્રોથી રહિત રહેવાથી કુળો તત્કાળ વિનાશ પામે છે. ૬૪,૬૫

ક્યાં કુળ યશસ્વી બને?

मन्त्रतस्तु समृद्धानि कुलान्यल्पधनान्यपि ।
कुलसंख्यां च गच्छन्ति कर्षन्ति च महद्यशः ॥६६॥

જે કુળો વેદમંત્રોથી સમૃદ્ધ હોય, તેઓ અલ્પ ધનવાળાં હોય, તોપણ ઉત્કૃષ્ટ કુળની ગણના પામે છે અને મોટી આબરૂ મેળવે છે. ૬૬

મહાયજ્ઞાદિ ક્રિયાઓ

वैवाहिकेऽग्नौ कुर्वीत गृह्यं कर्म यथाविधि ।
पञ्चयज्ञविधानं च पक्तिं चान्वाहिकीं गृही ॥६७॥

ગૃહસ્થાશ્રમીએ વિવાહના અગ્નિમાં ગૃહ્યમાં કહેલાં (સવાર-

---

+ 'शास्त्रीयफलवत्कर्मसु फलाभाववुद्धिर्नास्तिक्यम्'–શાસ્ત્રોક્ત સફળ કર્મોમાં નિષ્ફળ હોવાની જે ગેરસમજ તે નાસ્તિકતા છે. (कुल्लूक)

સાંજનો હોમ તથા અષ્ટકાદિ અને શાંતિપૌષ્ટિક) કર્મો કરવાં; તેમ જ વૈશ્વદેવાદિ પાંચ યજ્ઞોનું વિધાન અને પોતાનું નિત્યનું ભોજન રાંધવું. ૬૭

પાંચ હિંસાનાં સ્થાનો

पञ्च सूना गृहस्थस्य चुल्ली पेषण्युपस्करः ।
कण्डनी चोदकुम्भश्च बध्यते यास्तु वाहयन् ॥६८॥

ચૂલો, ઘંટી, સાવરણી, સાંબેલું અને પાણીનું માટલું—એ પાંચ ગૃહસ્થનાં (ઘરમાં) હિંસાસ્થાનો છે; એમનો ઉપયોગ કરી ગૃહસ્થ (પાપથી) બંધાય છે. ૬૮

પાંચ મહાયજ્ઞોનો ઉદ્દેશ

तासां क्रमेण सर्वासां निष्कृत्यर्थं महर्षिभिः ।
पञ्च क्लृप्ता महायज्ञाः प्रत्यहं गृहमेधिनाम् ॥६९॥

તે સર્વના ક્રમપૂર્વક પ્રાયશ્ચિત્ત માટે મહર્ષિઓએ ગૃહસ્થાશ્રમીઓ સારુ નિત્યના પાંચ મહાયજ્ઞો કહ્યા છે. ૬૯

પાંચ મહાયજ્ઞોનાં નામ

अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम् ।
होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम् ॥७०॥

(ભણવું) ભણાવવું એ બ્રહ્મયજ્ઞ છે, પિતૃઓનું તર્પણ (નિત્યશ્રાદ્ધ) તે પિતૃયજ્ઞ છે, હોમ કરવો તે દેવયજ્ઞ છે, બલિ (વૈશ્વદેવ) કરવો તે ભૂતયજ્ઞ છે અને અતિથિનું પૂજન તે મનુષ્યયજ્ઞ છે. ૭૦

પાંચ મહાયજ્ઞોનું ફળ

पञ्चैतान्यो महायज्ञान्न हापयति शक्तितः ।
स गृहेऽपि वसन्नित्यं सूनादोषैर्न लिप्यते ॥७१॥

જે માણસ શક્તિ પ્રમાણે આ પંચ મહાયજ્ઞો કરે છે, તે નિત્ય ગૃહસ્થાશ્રમમાં રહે છે, છતાં હિંસાના દોષથી લેપાતો નથી.

પાંચ મહાયજ્ઞો નહિ કરનારની નિંદા

देवतातिथिभृत्यानां पितॄणामात्मनश्च यः ।
न निर्वपति पञ्चानामुच्छ्वसन्न स जीवति ॥७२॥

દેવ, અતિથિ, ભરણપોષણના અધિકારીઓ, પિતૃઓ અને પોતાનો દેહ-એ પાંચને જે અન્ન આપતો નથી, તે (શ્વાસો લઈ) જીવતો હોય, છતાં જીવતો નથી-પણ મરેલો જ ગણાય છે. ૭૨

પાંચ મહાયજ્ઞોનાં જ બીજાં નામો

अहुतं च हुतं चैव तथा प्रहुतमेव च ।
ब्राह्मं हुतं प्राशितं च पञ्चयज्ञान्प्रचक्षते ॥७३॥

(કેટલાક આચાર્યો) અહુત, હુત, પ્રહુત, બ્રાહ્મહુત અને પ્રાશિતને પણ પાંચ યજ્ઞો કહે છે. ૭૩

તે અહુત વગેરે શું?

जपोऽहुतो होमः प्रहुतो भौतिको बलिः ।
ब्राह्मं हुतं द्विजाग्र्यार्चा प्राशितं पितृतर्पणम् ॥७४॥

ગાયત્રીનો જપ એ અહુત (બ્રહ્મયજ્ઞ) છે, હોમ એ હુત (દેવયજ્ઞ) છે, ભૂતબલિ એ પ્રહુત (ભૂતયજ્ઞ) છે, બ્રાહ્મણપૂજન એ બ્રાહ્મહુત (મનુષ્યયજ્ઞ) છે અને પિતૃતર્પણ એ પ્રાશિત (પિતૃયજ્ઞ-નિત્યશ્રાદ્ધ) છે. ૭૪

બ્રહ્મયજ્ઞ તથા દેવયજ્ઞ અતિ આવશ્યક

स्वाध्याये नित्ययुक्तः स्याद्दैवे चैवेह कर्मणि ।
दैवकर्मणि युक्तो हि बिभर्तीदं चराचरम् ॥७५॥

ગૃહસ્થીએ સ્વાધ્યાય (બ્રહ્મયજ્ઞ) અને દેવકર્મ (દેવયજ્ઞ)માં નિત્ય પરાયણ રહેવું; કેમકે દેવકર્મમાં તત્પર રહેનારો માણસ સ્થાવરજંગમ આ જગતને પોષે છે. ૭૫

अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥७६॥

અગ્નિમાં બરાબર વિધિથી હોમેલી આહુતિ સૂર્યને પહોંચે છે; સૂર્યમાંથી વરસાદ થાય છે, વરસાદથી અન્ન થાય છે અને અન્નથી પ્રજાઓ જન્મે છે. ૭૬

ગૃહસ્થાશ્રમ સર્વનો આધાર

यथा वायुं समाश्रित्य वर्तन्ते सर्वजन्तवः ।
तथा गृहस्थमाश्रित्य वर्तन्ते सर्व आश्रमाः ॥७७॥

જેમ સર્વ જીવો પ્રાણવાયુને આધારે જીવે છે, તેમ સર્વ આશ્રમો ગૃહસ્થાશ્રમના આશ્રયે હયાત રહે છે. ૭૭

[यथा नदीनदाः सर्वे समुद्रे यान्ति संस्थितिम् ।
एवमाश्रमिणः सर्वे गृहस्थे यान्ति संस्थितिम् ॥

જેમ સર્વ નદો ને નદીઓ સમુદ્રમાં નિરાંતે સ્થિતિ કરે છે, તેમ સર્વ આશ્રમીઓ ગૃહસ્થાશ્રમીમાં આશ્રય પામે છે.]

ગૃહસ્થ સર્વનો પ્રાણતુલ્ય છે

यस्मात्त्रयोऽप्याश्रमिणो ज्ञानेनान्नेन चान्वहम् ।
गृहस्थेनैव धार्यन्ते तस्माज्ज्येष्ठाश्रमो गृही ॥७८॥

ત્રણે આશ્રમીઓને ગૃહસ્થાશ્રમી જ નિત્ય જ્ઞાન અને અન્નથી ટકાવે છે, તેથી ગૃહસ્થાશ્રમી (સર્વનો પ્રાણતુલ્ય હોઈ)

અતિ શ્રેષ્ઠ આશ્રમવાળો છે. ૭૮

ગૃહસ્થાશ્રમ જ ઉત્કૃષ્ટ છે

स संधार्यः प्रयत्नेन स्वर्गमक्षयमिच्छता ।
सुखं चेहेच्छता नित्यं योऽधार्यो दुर्बलेन्द्रियैः ॥७९॥

અક્ષય સ્વર્ગને તથા આ લોકમાં કાયમી સુખને ઇચ્છતા મનુષ્યે તે ગૃહસ્થાશ્રમને જ પ્રયત્નથી ધારણ કરવો, કે જે દુર્બળ ઇંદ્રિયોવાળાઓથી ધારણ કરી શકાતો નથી. ૭૯

ગૃહસ્થ પાસે બધા આશા કરે છે

ऋषयः पितरो देवा भूतान्यतिथयस्तथा ।
आशासते कुटुम्बिभ्यस्तेभ्यः कार्यं विजानता ॥८०॥

ઋષિઓ, પિતૃઓ, દેવો, પ્રાણીઓ અને અતિથિઓ જે ગૃહસ્થો પાસેથી (તૃપ્તિની) આશા રાખે છે, તો વિદ્વાન ગૃહસ્થે તેમને સારુ (પાંચ મહાયજ્ઞો ૩૫) કર્મ કરવું જોઈએ. ૮૦

કયા યજ્ઞથી કોને પૂજવા?

स्वाध्यायेनार्चयेतर्षीन्होमैर्देवान्यथाविधि ।
पितॄन् श्राद्धैश्च नॄनन्नैर्भूतानि बलिकर्मणा ॥८१॥

ઋષિઓને સ્વાધ્યાયથી, દેવોને હોમોથી, પિતૃઓને શ્રાદ્ધોથી, મનુષ્યોને અન્નથી અને ભૂતોને બલિકર્મથી વિધિપ્રમાણે પૂજવાં.

પંચ મહાયજ્ઞ વિધાન

कुर्यादहरहः श्राद्धमन्नाद्येनोदकेन वा ।
पयोमूलफलैर्वापि पितृभ्यः प्रीतिमावहन् ॥८२॥

પિતૃઓને પ્રસન્ન કરવા ઇચ્છતા ગૃહસ્થે રોજ અન્નાદિથી અથવા જળથી અથવા દૂધ, કંદમૂળ અને ફળથી શ્રાદ્ધ કરવું. ૮૨

પિતૃયજ્ઞમાં બ્રાહ્મણભોજન આવશ્યક

एकमप्याशयेद्विप्रं पित्रर्थे पाञ्चयज्ञिके ।
न चैवात्राशयेत्कंचिद्वैश्वदेवं प्रति द्विजम् ॥ ८३ ॥

પંચમહાયજ્ઞોમાં કરાતા પિતૃ અર્થેના યજ્ઞમાં એક બ્રાહ્મણને પણ જમાડવો જ; પરંતુ એમાં વૈશ્વદેવને ઉદ્દેશી (શક્તિ ના હોય તો) કોઈ બ્રાહ્મણને જમાડવો નહિ. ૮૩

આહુતિઓ

वैश्वदेवस्य सिद्धस्य गृह्येऽग्नौ विधिपूर्वकम् ।
आभ्यः कुर्याद्देवताभ्यो ब्राह्मणो होममन्वहम् ॥ ८४ ॥

વૈશ્વદેવ માટે તૈયાર થયેલ રસોઈમાંથી બ્રાહ્મણે (વૈશ્યે અને ક્ષત્રિયે પણ) રોજ આ (નીચે બતાવેલ) દેવતાઓને ઉદ્દેશી વિધિપૂર્વક ગૃહ્ય (આવસથ્ય) અગ્નિમાં હોમ કરવો. ૮૪

अग्नेः सोमस्य चैवादौ तयोश्चैव समस्तयोः ।
विश्वेभ्यश्चैव देवेभ्यो धन्वन्तरय एव च ॥ ८५ ॥

પ્રથમ અગ્નિ અને સોમને જુદીજુદી આહુતિઓ આપવી; પછી તેમને ભેગી આહુતિ આપવી; તે પછી વિશ્વદેવોને તથા ધન્વંતરિને આહુતિ આપવી. (જેમ કે अग्नये स्वाहा, सोमाय स्वाहा, अग्नीषोमाभ्यां स्वाहा, विश्वेभ्यो देवेभ्यः स्वाहा, धन्वन्तरये स्वाहा ।) ૮૫

कुह्वै चैवानुमत्यै च प्रजापतय एव च ।
सह द्यावापृथिव्योश्च तथा स्विष्टकृतेऽन्ततः ॥ ८६ ॥

વળી કુહૂ (અમાવાસ્યા)ને, અનુમતિ (પૂનમ)ને, પ્રજાપતિ તેમજ દ્યાવા (સ્વર્ગ) અને પૃથ્વીને અને છેવટે સ્વિષ્ટકૃતને,

એમ આહુતિઓ આપવી. (જેમકે कुहै अमायै स्वाहा, पौर्णमास्यै अनुमत्यै स्वाहा, प्रजापतये स्वाहा, द्यावापृथिवीभ्यां स्वाहा, अग्नये स्विष्टकृते स्वाहा ।) ૮૬

આહુતિઓ પછી બલિદાન

एवं सम्यग्घविर्हुत्वा सर्वदिक्षु प्रदक्षिणम् ।
इन्द्रान्तकाप्पतीन्दुभ्यः सानुगेभ्यो बलिं हरेत् ॥ ८७ ॥

એમ સારી રીતે આહુતિ આપ્યા પછી સર્વ દિશાઓમાં પ્રદક્ષિણા કરવી; અને ઈંદ્ર, યમ, વરુણ તથા ચંદ્રને એમના અનુચરો સાથે બલિ આપવો. (જેમકે પૂર્વમાં इन्द्राय नमः । इन्द्रपुरुषेभ्यो नमः । દક્ષિણમાં यमाय नमः । यमपुरुषेभ्यो नमः । પશ્ચિમમાં वरुणाय नमः । वरुणपुरुषेभ्यो नमः । અને ઉત્તરમાં सोमाय नमः । सोमपुरुषेभ्यो नमः । એમ બલિ આપવા.) ૮૭

मरुद्भ्य इति तु द्वारि क्षिपेदप्स्वद्भ्य इत्यपि ।
वनस्पतिभ्य इत्येवं मुसलोलूखले हरेत् ॥ ८८ ॥

ઘરના ઊંબરામાં 'मरुद्भ्यो नमः' (મરુતોને નમસ્કાર) એમ કહી, જલમાં 'अद्भ्यो नमः' (જલને નમસ્કાર) એમ કહી અને ખાંડણીસાંબેલામાં 'वनस्पतिभ्यो नमः' (વનસ્પતિઓને નમસ્કાર) એમ કહી બલિ આપવા. ૮૮

उच्छीर्षके श्रियै कुर्याद्भद्रकाल्यै च पादतः ।
ब्रह्मवास्तोष्पतिभ्यां तु वास्तुमध्ये बलिं हरेत् ॥ ८९ ॥

વાસ્તુ પુરુષના મસ્તક ઉપર એટલે ઘરની છત ઉપર (ઈશાન ખૂણામાં) 'श्रियै नमः' એમ કહીને, વાસ્તુપુરુષના ચરણમાં એટલે ઘરના નૈઋત્યખૂણામાં 'भद्रकाल्यै नमः' એમ કહી અને વાસ્તુ-

પુરુષના મધ્ય ભાગમાં એટલે ઘરની વચ્ચે 'ब्रह्मणे नमः' એમ તથા 'वास्तोष्पतये नमः' એમ કહી બલિ આપવા. ૮૯

विश्वेभ्यश्चैव देवेभ्यो बलिमाकाश उत्क्षिपेत् ।
दिवाचरेभ्यो भूतेभ्यो नक्तंचारिभ्य एव च ॥ ९० ॥

વિશ્વેદેવતાઓને 'विश्वेभ्यो देवेभ्यो नमः' એમ કહી આકાશમાં બલિ નાખવો; તેમ જ દિવાચર ભૂતોને તથા રાત્રિચરોને 'दिवाचरेभ्यो भूतेभ्यो नमः, नक्तंचारिभ्यो भूतेभ्यो नमः એમ કહી બલિ આપવા. ૯૦

पृष्ठवास्तुनि कुर्वीत बलिं सर्वात्मभूतये ।
पितृभ्यो बलिशेषं तु सर्वं दक्षिणतो हरेत् ॥ ९१ ॥

ઘરની ઉપરના ભાગમાં 'सर्वात्मभूतये नमः' એમ કહી સર્વાત્મભૂતિને બલિ આપવો; બધો બલિશેષ એટલે પૂર્વોક્ત બલિ આપતાં જે અન્ન બાકી વધ્યું હોય, તે સર્વનો દક્ષિણ દિશામાં 'पितृभ्यो नमः' એમ કહી પિતૃઓને બલિ આપવો. ૯૧

शुनां च पतितानां च श्वपचां पापरोगिणाम् ।
वायसानां कृमीणां च शनकैर्निर्वपेद्भुवि ॥ ९२ ॥

પછી કૂતરાં, પતિતો, ચાંડાલો, પાપી રોગવાળાઓ, કાગડા તથા કીડીકીડાઓને જમીન ઉપર ધીરે રહી (ધૂળ ન વળગે એમ) બલિ આપવા. ૯૨

પૂર્વોક્ત બલિકર્મનું ફળ

एवं यः सर्वभूतानि ब्राह्मणो नित्यमर्चति ।
स गच्छति परं स्थानं तेजोमूर्तिं पथर्जुना ॥ ९३ ॥

એમ જે દ્વિજ સર્વ ભૂતોને નિત્ય સત્કારે છે, તે અર્ચિરૂ

આદિ માર્ગ દ્વારા પ્રકાશસ્વરૂપ પરમ સ્થાન( બ્રહ્મ )ને પામે છે. ૯૩

બલિકર્મ પછી અતિથિભોજન વગેરે

कृत्वैतद्बलिकर्मैवमतिथिं पूर्वमाशयेत् ।
भिक्षां च भिक्षवे दद्याद्विधिवद्ब्रह्मचारिणे ॥ ९४ ॥

એમ બલિકર્મ કર્યા પછી, પ્રથમ અતિથિઓને જમાડવા અને સંન્યાસી તથા બ્રહ્મચારીને વિધિપૂર્વક ભિક્ષા[×] આપવી.

ભિક્ષાપ્રદાનફળ

यत्पुण्यफलमाप्नोति गां दत्त्वा विधिवद्गुरोः ।
तत्पुण्यफलमाप्नोति भिक्षां दत्त्वा द्विजो गृही ॥ ९५ ॥

ગુરુને વિધિપૂર્વક ગાયનું દાન આપવાથી જે પુણ્યફળ પ્રાપ્ત થાય છે, તે પુણ્યફળ ભિક્ષા આપીને ગૃહસ્થી દ્વિજ મેળવે છે. ૯૫

વેદવેત્તા બ્રાહ્મણને ભિક્ષા આપવી જ

भिक्षामप्युदपात्रं वा सत्कृत्य विधिपूर्वकम् ।
वेदतत्त्वार्थविदुषे ब्राह्मणायोपपादयेत् ॥ ९६ ॥

વેદનો તત્ત્વાર્થ જાણનાર બ્રાહ્મણનો સત્કાર કરી તેને વિધિપૂર્વક ભિક્ષા આપવી અથવા પાણીનું ભરેલું એક પાત્ર પણ આપવું જ. ૯૬

× ભિક્ષા આપવી, તે વિધિપૂર્વક એટલે સ્વસ્તિવાચન કરાવી પ્રથમ જળ આપીને જ આપવી, એમ ગૌતમે વિધિ કહી છે; અને તે ભિક્ષાનું માપ ' ग्रासमात्रा भवेद्भिक्षा–એક કોળિયા જેટલી ભિક્ષા હોય છે ' એમ શાતાતપે કહેલું છે. જો વધારે હોય તો તેથી વધારે પણ અપાય. [कुल्लूक]

કોને આપેલી ભિક્ષા નિષ્ફળ થાય?

नश्यन्ति हव्यकव्यानि नराणामविजानताम् ।
भस्मीभूतेषु विप्रेषु मोहाद्दत्तानि दातृभिः ॥ ९७ ॥

દાતાઓએ (વેદાધ્યયન, તેનો અર્થ અને વૈદિક ક્રિયાઓથી રહિત હોઈ બ્રહ્મતેજ વિનાના) રાખ જેવા કુપાત્ર બ્રાહ્મણોને મૂઢતાથી આપેલાં હવ્યો ને કવ્યો (એટલે દેવો તથા પિતૃઓને ઉદ્દેશી આપેલાં અન્ન) નાશ પામે છે; કેમકે તે (અન્ન) અણસમજુ માણસોનાં આપેલાં હોય છે. (તેથી નિષ્ફળ થાય છે.) ૯૭

કોને આપેલું અન્ન સફળ થાય?

विद्यातपःसमृद्धेषु हुतं विप्रमुखाग्निषु ।
निस्तारयति दुर्गाच्च महतश्चैव किल्बिषात् ॥ ९८ ॥

વિદ્યા અને તપની સમૃદ્ધિવાળા બ્રાહ્મણના મુખરૂપી અગ્નિમાં હોમેલું (અપાયેલું) અન્ન તે (આપનાર) માણસને મહાસંકટ ને મહાપાપમાંથી તારે છે. ૯૮

હરકોઈ દાનનો મહિમા

[ अनर्हते यद्ददाति न ददाति यदर्हते ।
अर्हानर्हापरिज्ञानाद्दाता धर्मान्न हीयते ॥

જે ધનવાન, યોગ્ય-અયોગ્યને નહિ જાણવાથી અયોગ્યને આપે છે અને યોગ્યને આપતો નથી, તે ધર્મથી ભ્રષ્ટ થતો નથી; કારણકે તેને યોગ્ય-અયોગ્યનું જ્ઞાન નથી. ]

સુપાત્રદાનની વિશેષતા

[ काले न्यायागतं पात्रे विधिवत्प्रतिपादितम् ।
ददाति परमं सौख्यमिह लोके परत्र च ॥

ન્યાયપૂર્વક મેળવેલું ધન જો યોગ્યકાળે વિધિપૂર્વક યોગ્ય પાત્રને આપ્યું હોય, તો તે આ લોક તથા પરલોકમાં પરમ-સુખ આપે છે.]

કયું ધન ન્યાયથી મેળવેલું ગણાય?

[ प्रतिग्रहेण शुद्धेन शस्त्रेण क्रयविक्रयात् ।
यथाक्रमं द्विजातीनां धनं न्यायादुपागतम् ॥

બ્રાહ્મણને શુદ્ધ પ્રતિગ્રહથી, ક્ષત્રિયને શસ્ત્રથી અને વૈશ્યને ખરીદીવેચાણથી જે મળ્યું હોય, તે ધન ન્યાયથી મેળવ્યું ગણાય છે.]

અતિથિસત્કાર કરવો જ

संप्राप्ताय त्वतिथये प्रदद्यादासनोदके ।
अन्नं चैव यथाशक्ति सत्कृत्य विधिपूर्वकम् ॥ ९९ ॥

(પોતાની મેળે) આવેલા અતિથિનો વિધિપૂર્વક સત્કાર કરી, તેને આસન, જળ તથા અન્ન યથાશક્તિ આપવું. ૯૯

અતિથિસત્કાર ન કરવાથી નુકસાન

शिलानप्युञ्छतो नित्यं पञ्चाग्नीनपि जुह्वतः ।
सर्वं सुकृतमादत्ते ब्राह्मणोऽनर्चितो वसन् ॥ १०० ॥

જે શિલોંછવૃત્તિથી (ખળું કે ખેતરમાં રહી ગયેલા કણ વીણી લાવી) આજીવિકા ચલાવતો હોય અને નિત્ય પંચાગ્નિમાં આહુતિ આપતો હોય, તે પણ જો આવેલા અતિથિ બ્રાહ્મણનો સત્કાર ન કરે, તો તેનું સર્વ પુણ્ય તે બ્રાહ્મણ લઈ લે છે. ૧૦૦

સજ્જનોના ઘેર કાયમ શું હોય?

तृणानि भूमिरुदकं वाक्चतुर्थी च सूनृता ।
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥ १०१ ॥

(અતિથિને બેસવા-સૂવા) હરકોઈ આસન, (વિશ્રાંતિ માટે) ભૂમિ, (પીવા માટે) પાણી અને ચોથી મીઠી-મધુરી વાણી; એટલાં સજ્જનોના ઘરમાં કદી નાશ પામતાં નથી. ૧૦૧

અતિથિ કોણ?

एकरात्रं तु निवसन्नतिथिर्ब्राह्मणः स्मृतः ।
अनित्यं हि स्थितो यस्मात्तस्मादतिथिरुच्यते ॥ १०२ ॥

એક રાત રહેનાર બ્રાહ્મણ અતિથિ કહેવાય છે; કેમકે તે નિત્યવાસ કરતો નથી, તેથી અતિથિ કહેવાય છે. ૧૦૨

કોણ અતિથિ ન કહેવાય?

नैकग्रामीणमतिथिं विप्रं साङ्गतिकं तथा ।
उपस्थितं गृहे विद्याद्भार्या यत्राग्नयोऽपि वा ॥ १०३ ॥

એક જ ગામમાં રહેનારો અને (લોકમાં) કથાવાર્તા કરી આજીવિકા કરનાર કોઈ બ્રાહ્મણ જ્યાં સ્ત્રી તથા અગ્નિઓ હોય છે, એવા (ગૃહસ્થને) ઘેર (વૈશ્વદેવના સમયે) આવી ચડે, તોપણ તેને અતિથિ ન જાણવો. ૧૦૩

અતિથિસત્કારની લાલચથી પારકું અન્ન ખવાય નહિ

उपासते ये गृहस्थाः परपाकमबुद्धयः ।
तेन ते प्रेत्य पशुतां व्रजन्त्यन्नादिदायिनाम् ॥ १०४ ॥

જે અણસમજુ ગૃહસ્થો (અતિથિસત્કારની લાલચથી બહારગામ જઈજઈ) પારકું અન્ન ખાય છે, તેઓ મરણ પછી (એ પારકું અન્ન ખાવાના દોષથી) તે અન્ન આદિ દેનારાને ત્યાં પશુરૂપે અવતરે છે. ૧૦૪

[ परपाकान्नपुष्टस्य सततं गृहमेधिनः ।
दत्तमिष्टं तपोऽधीतं यस्यान्नं तस्य तद्भवेत् ॥

જે ગૃહસ્થાશ્રમી નિત્ય પરાન્નથી (પારકું અન્ન ખાઈ) પુષ્ટ બને છે, તેનાં દાન, યજ્ઞ, તપ અને અધ્યયન, જેનું તે અન્ન (ખાતો) હોય, તેનાં થઈ જાય છે. ]

ગૃહસ્થે અતિથિને પાછો કાઢવો નહિ

अप्रणोद्योऽतिथिः सायं सूर्योढो गृहमेधिना ।
काले प्राप्तस्त्वकाले वा नास्यानश्नन्गृहे वसेत् ॥ १०५॥

ગૃહસ્થે સાંજે સૂર્યાસ્ત વખતે આવી ચડેલા અતિથિને ના કહેવી× નહિ; એ અતિથિ બરાબર ટાણે કે કટાણે આવી ચડ્યો હોય, તોપણ તેને ઘરમાં ભૂખ્યો રહેવા ન દેવો. ૧૦૫

અતિથિને જમાડ્યા વિના જમાય નહિ

न वै स्वयं तदश्नीयादतिथिं यन्न भोजयेत् ।
धन्यं यशस्यमायुष्यं स्वर्ग्यं चातिथिपूजनम् ॥ १०६ ॥

અતિથિને જે (અન્ન) જમાડ્યું ન હોય, તે પોતે પણ જમવું નહિ. અતિથિપૂજન એ ધન, યશ, આયુષ અને સ્વર્ગને

× વિષ્ણુપુરાણમાં કહ્યું છે : 'दिवाऽतिथौ तु विमुखे गते यत् पातकं नृप । तदेवाष्टगुणं प्रोक्तं सूर्योढे विमुखे गते ॥– હે રાજા ! દિવસના વખતે આવેલો અતિથિ જો અતિથિસત્કાર વિના (નિરાશ બની) પાછો જાય અને તેથી (એ અતિથિને પાછો કાઢવાથી) જે પાપ લાગે છે, તેના કરતાં આઠગણું પાપ સાંજે સૂર્યાસ્ત પછી આવેલા અતિથિને પાછો કાઢવાથી લાગે છે;' કેમકે એ વખતે આવેલાને ના પાડવાથી તે બીચારો રાતનો સમય હોવાથી ઘેર પહોંચી શકે નહિ અને હેરાન થાય છે. (कुल्लूक)

આપનારું છે. ૧૦૬

જેવો અતિથિ તેવો સત્કાર

आसनावसथौ शय्यामनुव्रज्यामुपासनाम् ।
उत्तमेषूत्तमं कुर्याद्धीने हीनं समे समम् ॥ १०७ ॥

(બેસવા) આસન, (આશ્રય માટે) ઘર, (સૂવા માટે) શય્યા અને આવતાં-જતાં આદરમાન તથા સેવા-એ ઉત્તમને ઉત્તમ, હલકાને હલકાં અને મધ્યમને મધ્યમ રીતે આપવાં. ૧૦૭

વૈશ્વદેવ થયા પછી પણ આવેલા અતિથિને જમાડવો

वैश्वदेवे तु निर्वृत्ते यद्यन्योऽतिथिराव्रजेत् ।
तस्याप्यन्नं यथाशक्ति प्रदद्यान्न बलिं हरेत् ॥ १०८ ॥

વૈશ્વદેવ થઈ ગયાં પછી પણ જો બીજો અતિથિ આવી પહોંચે તો તેને પણ (નવી રસોઈ કરીને) યથાશક્ત ભોજન આપવું; પણ (તે રસોઈમાંથી) બલિ ન મૂકવો. ૧૦૮

ખાવા માટે બ્રાહ્મણે કુળગોત્ર ન કહેવાં

न भोजनार्थं स्वे विप्रः कुलगोत्रे निवेदयेत् ।
भोजनार्थं हि ते शंसन्वान्ताशीत्युच्यते बुधैः ॥ १०९ ॥

બ્રાહ્મણે ભોજન માટે પોતાનાં કુળગોત્ર કહેવાં નહિ; છતાં ભોજન સારુ જો તે કહે, તો પંડિતો તેને વાંતાશી (એંઠું ખાનાર) કહે છે. ૧૦૯

બ્રાહ્મણને ઘેર કોણ અતિથિ ન ગણાય?

न ब्राह्मणस्य त्वतिथिर्गृहे राजन्य उच्यते ।
वैश्यशूद्रौ सखा चैव ज्ञातयो गुरुरेव च ॥ ११० ॥

બ્રાહ્મણને ઘેર ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, મિત્ર, સગાંસંબંધી તેમ જ ગુરુ-એ અતિથિ ગણાતા નથી. ૧૧૦

બ્રાહ્મણને ઘેર ક્ષત્રિય આવે તો?

यदि त्वतिथिधर्मेण क्षत्रियो गृहमाव्रजेत् ।
भुक्तवत्सु च विप्रेषु कामं तमपि भोजयेत् ॥ १११ ॥

જો બ્રાહ્મણને ઘેર ક્ષત્રિય અતિથિ તરીકે આવી ચડે, તો બ્રાહ્મણો જમી રહ્યા પછી તેને પણ ઇચ્છાનુસાર જમાડવો. ૧૧૧

વૈશ્ય અને શૂદ્રને પણ અતિથિ ગણી જમાડવા

वैश्यशूद्रावपि प्राप्तौ कुटुम्बेऽतिथिधर्मिणौ ।
भोजयेत्सह भृत्यैस्तावानृशंस्यं प्रयोजयन् ॥ ११२ ॥

વૈશ્ય અને શૂદ્ર જો બ્રાહ્મણના કુટુંબમાં અતિથિ તરીકે આવી પહોંચે, તો તેમને પણ દયાધર્મ સમજી (પોતાના જમ્યા પહેલાં) સેવકો સાથે જમાડવા. ૧૧૨

હરકોઈને અતિથિ તરીકે જમાડવા

इतरानपि सख्यादीन्संप्रीत्या गृहमागतान् ।
प्रकृत्यान्नं यथाशक्ति भोजयेत्सह भार्यया ॥ ११३ ॥

મિત્રાદિ બીજા પણ ઘણી પ્રીતિથી ઘેર આવ્યા હોય, તો તેમને પણ યથાશક્તિ ઉત્તમ રસોઈ કરી (પોતાની) પત્ની સાથે જમાડવા.* ૧૧૩

* પત્ની સાથે તેઓને જમાડવા, એમ અહીં કહ્યું છે, પણ તેથી એમ સમજવાનું નથી, કે પોતે જમી લઈ તેઓને પત્નીની સાથે જમાડવા! આ તો કેવળ ૧૧૬મા શ્લોકમાં જે કહેવાનું છે, તેને જ અનુસરતું જુદા પ્રકારનું આ વચન છે. વળી ગુરુનું ભોજનકાળે આવવું તો અહીં છેક સુધી જણાવ્યું જ નથી; તેનું કારણ એ છે, કે ગુરુ તો ઘરના માલિક જેવા છે; તેમને તો હરકોઈ કાળે આવી પોતાના ઘરની પેઠે શિષ્યને ઘેર પણ ભોજન કરી લેવાનું પોતાને સ્વાધીન જ છે. (कुल्लूक)

અતિથિઓની પહેલાં કોને જમાડી લેવાં?

सुवासिनीः कुमारीश्च रोगिणो गर्भिणीः स्त्रियः ।
अतिथिभ्योऽग्र एवैतान्भोजयेदविचारयन् ॥ ११४ ॥

સુવાસણો, કુંવારિકાઓ, રોગીઓ તેમજ ગર્ભવતી સ્ત્રીઓ -એમને તો કોઈ વિચાર નહિ કરતાં અતિથિની પહેલાં જ જમાડવાં. ૧૪

ઉપર કહેલાંને જમાડ્યા વિના પોતે જમાય નહિ

अदत्त्वा तु य एतेभ्यः पूर्वं भुङ्क्तेऽविचक्षणः ।
स भुञ्जानो न जानाति श्वगृध्रैर्जग्धिमात्मनः ॥ ११५ ॥

જે મૂર્ખ એમને ભોજન આપ્યાં પહેલાં પોતે જ જમી લે છે, તે જમનારો જાણતો નથી, કે મરણ પછી પોતે કૂતરાં અને ગીધોનો ખોરાક થશે. (અર્થાત્ તેવા એકલપેટા ગૃહસ્થને-મૂઆ પછી કૂતરાં અને ગીધડાં ખાય છે.) ૧૧૫

બધાંને જમાડ્યા પછી જ દંપતી જમે

भुक्तवत्स्वथ विप्रेषु स्वेषु भृत्येषु चैव हि ।
भुञ्जीयातां ततः पश्चादवशिष्टं तु दम्पती ॥ ११६ ॥

બ્રાહ્મણો અને પોતાનાં નોકરચાકર જમી રહે, તે પછી જ દંપતીએ બાકી રહેલું અન્ન જમવું. ૧૧૬

देवानृषीन्मनुष्यांश्च पितॄन्गृह्याश्च देवताः ।
पूजयित्वा ततः पश्चाद्गृहस्थः शेषभुग्भवेत् ॥ ११७ ॥

દેવો, ઋષિઓ, મનુષ્યો, પિતૃઓ અને ઘરના દેવોનું પૂજન કર્યા પછી (તેમને આપતાં) બાકી રહેલું જ અન્ન ગૃહસ્થે જમવું. ૧૧૭

કેવળ પોતાને માટે જ રાંધી પોતે ન ખવાય

अघं स केवलं भुङ्क्ते यः पचत्यात्मकारणात् ।
यज्ञशिष्टाशनं ह्येतत्सतामन्नं विधीयते ॥ ११८ ॥

જે કેવળ પોતાના માટે જ રાંધે છે, તે કેવળ પાપજ જમે છે. સત્પુરુષો માટે તો (પાંચ) યજ્ઞો કર્યા પછી જે ભોજન બાકી રહ્યું હોય એ જ ભોજન છે, એમ શાસ્ત્રવિધાન છે.‡ ૧૧૮

ઘેર આવેલ રાજા વગેરેને મધુપર્કથી પૂજવા

राजर्त्विक्स्नातकगुरून्प्रियश्वशुरमातुलान् ।
अर्हयेन्मधुपर्केण परिसंवत्सरात्पुनः ॥ ११९ ॥

રાજા×, ઋત્વિજ+, સ્નાતક÷, ગુરુ, પ્રિયજન (જમાઈ), સસરો અને મામા—આ (સાત) ઘેર આવે, ત્યારે તેમને મધુપર્કથી પૂજવા; તેમ જ એક વર્ષ વીત્યા પછી પાછા તેઓ ઘેર આવે, તોપણ તેમનું ફરી મધુપર્કથી પૂજન કરવું. ૧૧૯

રાજા અને સ્નાતક માટે પૂજાસંકોચ

राजा च श्रोत्रियश्चैव यज्ञकर्मण्युपस्थितौ ।
मधुपर्केण संपूज्यौ न त्वयज्ञ इति स्थितिः ॥ १२० ॥

‡ શ્રુતિ કહે છે કે 'केवलाघो भवति केवलादी —કેવળ એકલો જ ખાનારો કેવળ પાપી થાય છે.' અતિથિ આદિને જમાડ્યા વિના એકલા પોતે જ ખાઈ લેવાય નહિ. (कुल्लूक)

× રાજા—જેના મસ્તકે રાજ્યનિમિત્તે અભિષેક થયો હોય, તે ક્ષત્રિય રાજા જ અહીં સમજવો.

+ ઋત્વિજ—એટલે જેણે યજ્ઞમાં પોતાનું ગોરપદું સ્વીકાર્યું હોય.

÷ સ્નાતક—એટલે જે બ્રાહ્મણ વિદ્યામાં તથા વ્રતોમાં પારંગત થયો હોય, તે જ અહીં સમજવાનો છે. (कुल्लूक)

રાજા અને શ્રોત્રિય (સ્નાતક) બ્રાહ્મણ (એક વર્ષ વીત્યા પછી) પણ જો યજ્ઞકર્મમાં જ ફરી પોતાને ત્યાં આવ્યા હોય, તો તેમને મધુપર્કથી પૂજવા; પણ તેઓ યજ્ઞ સિવાયના પ્રસંગે ફરી આવ્યા હોય, તો તેઓની મધુપર્કથી પૂજા ન કરવી, એવી મર્યાદા છે.[×] ૧૨૦

પત્ની પણ વૈશ્વદેવ કરે

सायं त्वन्नस्य सिद्धस्य पत्न्यमन्त्रं बलिं हरेत् ।
वैश्वदेवं हि नामैतत्सायंप्रातर्विधीयते ॥ १२१ ॥

સાંજે રાંધેલા અન્નમાંથી પત્નીએ ('इन्द्राय नमः'ઇત્યાદિ) મંત્ર (ઉચ્ચાર્યા) વિના જ આહુતિ આપવી; કેમકે આ વૈશ્વદેવ નામનું કર્મ (હોમ, બલિદાન તથા અતિથિપૂજનરૂપ હોઈ અન્નથી જ થઈ શકે છે અને તે) સાંજે ને સવારે (ગૃહસ્થે) કરવાનું છે. ૧૨૧

માસિક શ્રાદ્ધનો વિધિ

पितृयज्ञं तु निर्वर्त्य विप्रश्चेन्दुक्षयेऽग्निमान् ।
पिण्डान्वाहार्यकं श्राद्धं कुर्यान्मासानुमासिकम् ॥ १२२ ॥

અગ્નિહોત્રી બ્રાહ્મણે (ક્ષત્રિયે તથા વૈશ્યે) દર મહિને અમાસના દિવસે પિતૃયજ્ઞ કર્યા પછી 'પિંડાન્વાહાર્યક' શ્રાદ્ધ

× ગૌતમ પણ જણાવે છે, કે 'ऋत्विगाचार्यश्वशुरपितृव्यमातुलादीनामुपस्थाने मधुपर्कः । संवत्सरे पुनर्यज्ञविवाहयोरर्वाग् राज्ञः श्रोत्रियस्य च –ઋત્વિક, આચાર્ય, સસરો, કાકો, મામો વગેરે ગમે ત્યારે ગમે તે પ્રસંગે ઘેર આવે, ત્યારે તેમને મધુપર્કથી પૂજવા જોઈએ; પણ રાજા તથા શ્રોત્રિય-સ્નાતક બ્રાહ્મણ એક વર્ષની અંદર જ યજ્ઞ કે વિવાહના પ્રસંગે જ ઘેર પાછા આવે, ત્યારે જ તેમને મધુપર્કથી પૂજવા.' (कुल्लूक)

કરવું. (આ શ્રાદ્ધમાં હોમ પછી એક ખાડો ખોદી પિંડ મૂકવામાં આવે છે અને તે પિંડોમાંથી બ્રાહ્મણે થોડોક ભાગ લઈને ખાવાનો હોય છે; આને અન્વાહાર્ય પણ કહે છે.) ૧૨૨

માસિક શ્રાદ્ધનું 'પિંડાન્વાહાર્ય' નામ કેમ?

पितॄणां मासिकं श्राद्धमन्वाहार्यं विदुर्बुधाः ।
तच्चामिषेण कर्तव्यं प्रशस्तेन प्रयत्नतः ॥ १२३ ॥

પિતૃઓનું આ માસિક શ્રાદ્ધ છે અને (પિતૃયજ્ઞના પિંડો પછી તે કરવાનું હોય છે, તેથી) તેને પંડિતો 'અન્વાહાર્ય' કહે છે અને તે ઉત્તમ માંસ વડે પ્રયત્નપૂર્વક કરવું જોઈએ. ૧૨૩

માસિક શ્રાદ્ધ ન કરે તો પ્રાયશ્ચિત્ત

[न निर्वपति यः श्राद्धं प्रमीतपितृको द्विजः ।
इन्दुक्षये मासि मासि प्रायश्चित्ती भवेत्तु सः ॥

જેનો પિતા મરણ પામ્યો હોય, એવો જે દ્વિજ દર મહિને અમાવાસ્યાના દિવસે (પૂર્વોક્ત) શ્રાદ્ધ કરે નહિ, તે પ્રાયશ્ચિત્તને પાત્ર થાય છે.]

યજ્ઞમાં તથા શ્રાદ્ધમાં જમાડવા યોગ્ય બ્રાહ્મણો

तत्र ये भोजनीयाः स्युर्ये च वर्ज्या द्विजोत्तमाः ।
यावन्तश्चैव यैश्चान्नैस्तान्प्रवक्ष्याम्यशेषतः ॥ १२४ ॥

તે શ્રાદ્ધમાં કયા બ્રાહ્મણો જમાડવા યોગ્ય છે, કોણ વર્જ્ય છે અને કેટલાને કયા અન્નથી જમાડવા ઘટે છે, તે બધું હું સંપૂર્ણ કહું છું. ૧૨૪

બ્રાહ્મણોની સંખ્યાનો નિયમ

द्वौ दैवे पितृकार्ये त्रीनेकैकमुभयत्र वा ।
भोजयेत्सुसमृद्धोऽपि न प्रसज्जेत विस्तरे ॥ १२५ ॥

દેવકાર્યમાં બે, પિતૃકાર્યમાં ત્રણ અથવા એ બન્નેમાં એક-એક, એમ બ્રાહ્મણ જમાડવા; પણ ગૃહસ્થે (પોતે) સારી સમૃદ્ધિવાળો હોય, તોપણ આમાં વિસ્તાર કરવો નહિ. ૧૨૫

વિસ્તાર ન કરવાનું કારણ

सत्क्रियां देशकालौ च शौचं ब्राह्मणसंपदः ।
पञ्चैतान्विस्तरो हन्ति तस्मान्नेहेत विस्तरम् ॥ १२६ ॥

વિસ્તાર કરવાથી સત્કાર, દેશ, કાળ, પવિત્રતા તથા ગુણ-યુક્ત બ્રાહ્મણોનો લાભ—એ સર્વ સચવાતાં નથી; તેથી (આમાં) વિસ્તાર કરવો નહિ. ૧૨૬

અમાસનું શ્રાદ્ધ 'પિત્ર્યકર્મ' કહેવાય

प्रथिता प्रेतकृत्यैषा पित्र्यं नाम विधुक्षये ।
तस्मिन्युक्तस्यैति नित्यं प्रेतकृत्यैव लौकिकी ॥१२७॥

મરી ગયેલાઓને ઉદ્દેશી જે આ કર્મ અમાસે કરાય છે, તે 'પિત્ર્યકર્મ' નામે પ્રસિદ્ધ છે; તેમાં નિત્ય યુક્ત રહેનારની આ લૌકિક પ્રેતક્રિયા સફળ થાય છે. ૧૨૭

શ્રોત્રિય બ્રાહ્મણ જ ભોજનને યોગ્ય

श्रोत्रियायैव देयानि हव्यकव्यानि दातृभिः ।
अर्हत्तमाय विप्राय तस्मै दत्तं महाफलम् ॥१२८॥

અતિશય પૂજ્ય વેદવેત્તા બ્રાહ્મણને જ દાતાએ હવ્યો અને કવ્યો (દેવપિતૃનું અન્ન) આપવાં; કેમકે તેમને આપેલું મહા-ફળવાળું થાય છે. ૧૨૮

एकैकमपि विद्वांसं दैवे पित्र्ये च भोजयेत् ।
पुष्कलं फलमाप्नोति नामन्त्रज्ञान्बहूनपि ॥१२९॥

દેવકાર્ય અને પિતૃકાર્યમાં એકએક વિદ્વાનને જ જમાડવો, જેથી પુષ્કળ ફળ મળે છે; માટે મંત્રો ન જાણનારા ઘણાને જમાડવા નહિ. (કેમકે તેથી કંઈ ફળ મળતું નથી.) ૧૨૯

વેદ ભણેલાની પરીક્ષા કરવી

दूरादेव परीक्षेत ब्राह्मणं वेदपारगम् ।
तीर्थं तद्धव्यकव्यानां प्रदाने सोऽतिथिः स्मृतः ॥१३०॥

વેદમાં પારંગત બ્રાહ્મણની પણ દૂર સુધી–છેટેથી (પિતા–દાદા વગેરેના કુળની શુદ્ધિની) પરીક્ષા કરવી; કેમકે તેવો (શુદ્ધ) બ્રાહ્મણ, તે હવ્ય અને કવ્યોનો તીર્થરૂપ (પાત્ર) તથા દાનમાં અતિથિ સમાન જ કહેવાય છે. (તેવાને જમાડવામાં મોટું પુણ્ય થાય છે.) ૧૩૦

વેદ જાણનાર શુદ્ધ બ્રાહ્મણનું માહાત્મ્ય

सहस्रं हि सहस्राणामनृचां यत्र भुञ्जते ।
एकस्तान्मन्त्रवित्प्रीतः सर्वानर्हति धर्मतः ॥१३१॥

જે શ્રાદ્ધમાં વેદરહિત દશ હજાર બ્રાહ્મણો એક બાજુ અને બીજી બાજુ વેદમંત્રો જાણનાર એક જ બ્રાહ્મણ પ્રીતિપૂર્વક જમે, તોપણ ધર્મદૃષ્ટિએ તે સર્વના (દશે હજારના) ભોજનનું ફળ (મેળવી આપવા)ને યોગ્ય છે. (અર્થાત્ વેદ નહિ ભણેલા દશ હજાર બ્રાહ્મણોને જમાડવાથી જે ફળ મળે તેટલું ફળ વેદ જાણનાર એકને જમાડ્યાથી મળે છે.) 131

વિદ્વાન બ્રાહ્મણ જ ભોજનપાત્ર

ज्ञानोत्कृष्टाय देयानि कव्यानि च हवींषि च ।
न हि हस्तावसृग्दिग्धौ रुधिरेणैव शुद्ध्यतः ॥१३२॥

માટે જ્ઞાનમાં ઉત્કૃષ્ટ (વિદ્વાન) બ્રાહ્મણને જ કવ્યો અને

કવ્યો (દેવપિતૃ અન્ન) આપવાં; કેમકે લોહીથી ખરડાયેલા હાથ લોહીથી શુદ્ધ થતા નથી. (અર્થાત્ મૂર્ખને જમાડ્યાથી, લાગેલો દોષ મૂર્ખાને જ જમાડ્યાથી દૂર ન થાય, પણ વિદ્વાનને જમાડ્યાથી જ દૂર થાય.) ૧૩૨

વેદ નહિ ભણેલાને જમાડવાથી અનિષ્ટ ફળ

यावतो ग्रसते ग्रासान्हव्यकव्येष्वमन्त्रवित् ।
तावतो ग्रसते प्रेत्य दीप्तशूलर्ष्ट्ययोगुडान् ॥ १३३॥

વેદ નહિ જાણનારો બ્રાહ્મણ હવ્ય અને કવ્ય(દેવ-પિતૃ અન્ન)ના જેટલા કોળિયા લે છે, તેટલા ધગધગતી શૂળો (સોયા), ઋષ્ટિઓ (બેધારી તલવારો) અને લોઢાના ગોળા (શ્રાદ્ધ કરનાર) યજમાનને મૃત્યુ પછી (નરકમાં) ગળવા પડે છે.* ૧૩૩

પિતૃભોજન તો વિદ્વાનને જ જમાડાય

ज्ञाननिष्ठा द्विजाः केचित्तपोनिष्ठास्तथापरे ।
तपःस्वाध्यायनिष्ठाश्च कर्मनिष्ठास्तथापरे ॥ १३४॥

કેટલાક બ્રાહ્મણો જ્ઞાનનિષ્ઠ (આત્મજ્ઞાની) હોય છે, કેટલાક તપોનિષ્ઠ હોય છે, કેટલાક તપોનિષ્ઠ તથા સ્વાધ્યાયનિષ્ઠ હોય છે અને કેટલાક કર્મનિષ્ઠ હોય છે. ૧૩૪

ज्ञाननिष्ठेषु कव्यानि प्रतिष्ठाप्यानि यत्नतः ।
हव्यानि तु यथान्यायं सर्वेष्वेव चतुर्ष्वपि ॥ १३५॥

---

* ભગવાન વ્યાસ પણ આમ જ કહે છે: 'ग्रसते यावतः पिण्डान् यस्य वै हविषोऽनृचः । ग्रसते तावतः शूलान् गत्वा वैवस्वतक्षयम् –જે યજમાનના, દેવપિતૃકર્મના અન્નના જેટલા કોળિયા વેદ નહિ ભણેલો અભણ બ્રાહ્મણ ખાય છે, તેટલા (બળબળતા લોઢાના) સોયા તે યજમાનને યમલોકમાં (નરકમાં પડીને) ગળવા પડે છે.' (कुल्लूक)

તેમાં પિતૃઓને આપવાનાં કવ્યો (અન્ન તો) પ્રયત્નપૂર્વક જ્ઞાનનિષ્ઠોને જ આપવાં; પરંતુ દેવોને આપવા યોગ્ય હવ્યો (અન્ન) તો ઉપરના ચારેને યથાયોગ્ય આપી શકાય છે.

કેવો બ્રાહ્મણ સત્કારને યોગ્ય છે?

अश्रोत्रियः पिता यस्य पुत्रः स्याद्वेदपारगः ।
अश्रोत्रियो वा पुत्रः स्यात्पिता स्याद्वेदपारगः ॥ १३६ ॥
ज्यायांसमनयोर्विद्याद्यस्य स्याच्छ्रोत्रियः पिता ।
मन्त्रसंपूजनार्थं तु सत्कारमितरोऽर्हति ॥ १३७ ॥

જેનો પિતા અશ્રોત્રિય (વેદ નહિ ભણેલો) હોય, પરંતુ પુત્ર વેદપારંગત હોય; અથવા જેનો પુત્ર અશ્રોત્રિય હોય અને પિતા વેદમાં પારંગત હોય; એ બન્નેમાં જેનો પિતા શ્રોત્રિય (વેદ ભણેલો) હોય તેને ચડિયાતો જાણવો અને બીજો (વેદ નહિ ભણેલા પિતાનો વેદપારંગત થયેલો પુત્ર તો) તેણે અધ્યયન કરેલા વેદમંત્રોના પૂજનના કારણે જ સત્કાર યોગ્ય છે.

શ્રાદ્ધમાં કોને જમાડાય અને કોને ન જમાડાય?

न श्राद्धे भोजयेन्मित्रं धनैः कार्योऽस्य संग्रहः ।
नारिं न मित्रं यं विद्यात्तं श्राद्धे भोजयेद्द्विजम् ॥ १३८ ॥

શ્રાદ્ધમાં મિત્રને જમાડવો નહિ, પણ તેનો ધનથી સત્કાર કરવો. જે બ્રાહ્મણને શત્રુ અથવા મિત્ર તરીકે ન જાણતા હોઈએ, તેને જ શ્રાદ્ધમાં જમાડવો. ૧૩૮

કોનાં શ્રાદ્ધ તથા દેવકર્મ નિષ્ફળ થાય છે?

यस्य मित्रप्रधानानि श्राद्धानि च हवींषि च ।
तस्य प्रेत्य फलं नास्ति श्राद्धेषु च हविःषु च ॥ १३९ ॥

જેના શ્રાદ્ધમાં તથા હવિષ(દેવાન્ન)માં મુખ્યત્વે મિત્રો જ હોય છે, તેને પરલોકમાં તે શ્રાદ્ધનિમિત્તે અને હવિષ નિમિત્તે ફળ મળતું નથી. ૧૩૯

શ્રાદ્ધ દ્વારા મિત્રતા ન કરાય

यः सङ्गतानि कुरुते मोहाच्छ्राद्धेन मानवः ।
स स्वर्गाच्च्यवते लोकाच्छ्राद्धमित्रो द्विजाधमः ॥ १४० ॥

જે માણસ મોહથી શ્રાદ્ધ દ્વારા મિત્રતા બાંધે છે, તે શ્રાદ્ધથી મૈત્રી બાંધનારો અધમ દ્વિજ સ્વર્ગલોકથી ભ્રષ્ટ થાય× છે. (સ્વર્ગને પામી શકતો નથી.) ૧૪૦

શ્રાદ્ધ નિમિત્તે મિજલસ, એ આંધળી ગાય જેવી

संभोजनी साभिहिता पैशाची दक्षिणा द्विजैः ।
इहैवास्ते तु सा लोके गौरन्धेवैकवेश्मनि ॥ १४१ ॥

શ્રાદ્ધમાં (મિત્રમંડળ વગેરે) ભેગું કરી જે સાથે ભોજન કરવું અને (તેમાં સૌને જ) દક્ષિણા દેવી, તેને દ્વિજોએ 'પૈશાચી ભોજન-દક્ષિણા' કહી છે; એ તો જેમ આંધળી ગાય એક જ ઘરમાં બેસી રહે છે, તેમ આ લોકમાં જ બંધાઈ રહે છે. (સ્વર્ગાદિ પરલોકનું ફળ આપી શકતી નથી.) ૧૪૧

વેદ નહિ ભણેલાને આપેલું નિષ્ફળ

यथेरिणे बीजमुप्त्वा न वप्ता लभते फलम् ।
तथाऽनृचे हविर्दत्त्वा न दाता लभते फलम् ॥ १४२ ॥

---

× આમ કહી સૂચવ્યું છે, કે શ્રાદ્ધ કરવાથી સ્વર્ગફળ પણ મળે છે; આ સંબંધે યાજ્ઞવલ્ક્ય કહે છે: 'आयुः प्रजां धनं विद्यां स्वर्गं मोक्षं सुखानि च । प्रयच्छन्ति तथा राज्यं प्रीता नृणां पितामहाः ॥ - શ્રાદ્ધથી પ્રસન્ન થયેલા પિતૃદેવો માણસોને આયુષ, પ્રજા, ધન, વિદ્યા, સ્વર્ગ, મોક્ષ તથા સર્વ પ્રકારનાં સુખ આપે છે.' (कुल्लूक)

જેમ ખારી જમીનમાં બીજ વાવી, વાવનારો ફળ પામતો નથી, તેમ વેદરહિતને હવિષ આપી, દાન કરનારો ફળ મેળવતો નથી. ૧૪૨

વિદ્વાનને આપેલી દક્ષિણા સફળ

दातृन्प्रतिग्रहीतृंश्च कुरुते फलभागिनः ।
विदुषे दक्षिणां दत्त्वा विधिवत्प्रेत्य चेह च ॥ १४३ ॥

વિદ્વાનને વિધિપૂર્વક જે દક્ષિણા આપી હોય, તે તેના દેનારાઓને તથા લેનારાઓને આ લોકમાં તેમ જ પરલોકમાં ફળભાગી કરે છે. ૧૪૩

શત્રુને તો શ્રાદ્ધમાં કદી ન જમાડાય

कामं श्राद्धेऽर्चयेन्मित्रं नाभिरूपमपि त्वरिम् ।
द्विषता हि हविर्भुक्तं भवति प्रेत्य निष्फलम् ॥ १४४ ॥

શ્રાદ્ધમાં કદાચ (વિદ્વાન બ્રાહ્મણ ન મળે તો) મિત્રનો સત્કાર ભલે કરાય, પણ શત્રુ યોગ્ય હોય, છતાં તેનો સત્કાર ન જ કરાય; કેમકે શ્રાદ્ધમાં શત્રુએ કરેલું ભોજન પરલોકમાં નિષ્ફળ થાય છે. ૧૪૪

સંપૂર્ણ વેદ ભણેલો બ્રાહ્મણ ઉત્તમ ભોજનપાત્ર

यत्नेन भोजयेच्छ्राद्धे बह्वृचं वेदपारगम् ।
शाखान्तगमथाध्वर्युं छन्दोगं तु समाप्तिकम् ॥ १४५ ॥

અનેક ઋચાઓવાળા (મંત્ર તથા બ્રાહ્મણરૂપ) ઋગ્વેદના પારંગત અથવા શાખાઓ સહિત સમગ્ર યજુર્વેદના પારંગત અથવા સંપૂર્ણ સામવેદના પારંગત બ્રાહ્મણને શ્રાદ્ધમાં યત્નપૂર્વક જમાડવો. ૧૪૫

એવાને જમાડવાથી મહાપુણ્ય

एषामन्यतमो यस्य भुञ्जीत श्राद्धमर्चितः ।
पितॄणां तस्य तृप्तिः स्याच्छाश्वती साप्तपौरुषी ॥ १४६ ॥

એમાંનો કોઈ પણ (વેદપારંગત) બ્રાહ્મણ જેના શ્રાદ્ધમાં સત્કારપૂર્વક જમે છે, તેની સાત પેઢીના પિતૃઓ કાયમની તૃપ્તિ પામે છે. ૧૪૬

एष वै प्रथमः कल्पः प्रदाने हव्यकव्ययोः ।
अनुकल्पस्त्वयं ज्ञेयः सदा सद्भिरनुष्ठितः ॥ १४७ ॥

હવ્ય અને કવ્યના પ્રદાનનો આ મુખ્ય વિધિ કહ્યો; હવે સત્પુરુષોએ સેવેલો આ નીચેનો ગૌણ વિધિ જાણવા યોગ્ય છે.

શ્રાદ્ધ-ભોજનનો ગૌણ વિધિ

मातामहं मातुलं च स्वस्रीयं श्वशुरं गुरुम् ।
दौहित्रं विट्पतिं बन्धुमृत्विग्याज्यौ च भोजयेत् ॥ १४८ ॥

માતાનો પિતા, મામો, બહેનનો દીકરો, ગુરુ, દીકરીનો દીકરો, જમાઈ, બંધુ (મામા, માસી તથા ફોઈ વગેરેના પુત્રો), ઋત્વિજ અને યજમાન-એમને પણ શ્રાદ્ધમાં (વેદ ભણેલો બ્રાહ્મણ ન મળે તો) જમાડી શકાય છે. ૧૪૮

દેવકર્મમાં બ્રાહ્મણની પરીક્ષા ન કરવી

न ब्राह्मणं परीक्षेत दैवे कर्मणि धर्मवित् ।
पित्र्ये कर्मणि तु प्राप्ते परीक्षेत प्रयत्नतः ॥ १४९ ॥

ધર્મ જાણનાર માણસે દેવકાર્યમાં બ્રાહ્મણની પરીક્ષા ન કરવી; પણ આવેલા પિતૃકાર્યમાં તો તેની કાળજીથી પરીક્ષા કરવી. ૧૪૯

પંગતમાં બેસવાને યોગ્ય-અયોગ્ય બ્રાહ્મણો

[ तेषामन्ये पङ्क्तिदूष्यास्तथाऽन्ये पङ्क्तिपावनाः ।
अपाङ्क्तेयान्प्रवक्ष्यामि कव्यानर्हान्द्विजाधमान् ॥

કેટલાક બ્રાહ્મણો પંગતને દૂષિત કરનારા હોય છે, તો કેટલાક પંગતને પવિત્ર કરનારા હોય છે; આમાં જે નીચ બ્રાહ્મણો કવ્ય (શ્રાદ્ધ-ભોજન) માટે અયોગ્ય અને પંક્તિ માટે અધિકારી છે, તેઓને હું કહું છું. ]

યજ્ઞમાં તથા શ્રાદ્ધમાં ભોજન કરવાને અયોગ્ય બ્રાહ્મણો

ये स्तेनपतितक्लीबा ये च नास्तिकवृत्तयः ।
तान्हव्यकव्ययोर्विप्राननर्हान्मनुरब्रवीत् ॥ १५० ॥

જેઓ ચોર હોય, વટલી ગયેલા અથવા મહાપાપી હોય, નપુંસક હોય અને નાસ્તિકવૃત્તિવાળો હોય છે, તે બ્રાહ્મણોને મનુએ હવ્ય (દેવાન્ન) અને કવ્ય(શ્રાદ્ધ-ભોજન)માં અયોગ્ય કહ્યા છે. ૧૫૦

जटिलं चानधीयानं दुर्बलं कितवं तथा ।
याजयन्ति च ये पूगांस्तांश्च श्राद्धे न भोजयेत् ॥ १५१ ॥

જટાયુક્ત (કે મુંડન કરનાર બ્રહ્મચારી) છતાં જે વેદાધ્યયનથી રહિત હોય, જે ધુતારો તપસ્વી હોય, જે જુગારી હોય અને જે સમૂહબાંધ્યાં યજ્ઞકર્મો કરાવ્યા કરતો હોય, તેને શ્રાદ્ધમાં જમાડવો‡ નહિ. ૧૫૧

‡ વસિષ્ઠ પણ આમ કહે છે: 'यश्चापि बहुयाज्यः स्याद् यश्चोपनयते बहून् -જે અનેક યજમાનોનો સમુદાય મેળવી તેમની પાસે અનેક યજ્ઞો કરાવી નાખે અને જે એકીસાથે અનેકને જનોઈના ઉપનયન સંસ્કારો કરાવી નાખે, તે બ્રાહ્મણ શ્રાદ્ધભોજન માટે અયોગ્ય છે.'

चिकित्सकान्देवलकान्मांसविक्रयिणस्तथा ।
विपणेन च जीवन्तो वर्ज्याः स्युर्हव्यकव्ययोः ॥ १५२ ॥

વૈદ્યો, (આજીવિકાર્થે) દેવપૂજારીઓ, માંસ વેચનારા અને વેપારથી જીવતા બ્રાહ્મણો હવ્ય (દેવાન્ન) તથા કવ્ય-(પિતૃભોજન)માં ત્યજવા યોગ્ય છે. ૧૫૨

प्रेष्यो ग्रामस्य राज्ञश्च कुनखी श्यावदन्तकः ।
प्रतिरोद्धा गुरोश्चैव त्यक्ताग्निर्वार्धुषिस्तथा ॥ १५३ ॥
यक्ष्मी च पशुपालश्च परिवेत्ता निराकृतिः ।
ब्रह्मद्विट् परिवित्तिश्च गणाभ्यन्तर एव च ॥ १५४ ॥
कुशीलवोऽवकीर्णी च वृषलीपतिरेव च ।
पौनर्भवश्च काणश्च यस्य चोपपतिर्गृहे ॥ १५५ ॥
भृतकाध्यापको यश्च भृतकाध्यापितस्तथा ।
शूद्रशिष्यो गुरुश्चैव वाग्दुष्टः कुण्डगोलकौ ॥ १५६ ॥
अकारणपरित्यक्ता मातापित्रोर्गुरोस्तथा ।
ब्राह्मैर्यौनैश्च संबन्धैः संयोगं पतितैर्गतः ॥ १५७ ॥
अगारदाही गरदः कुण्डाशी सोमविक्रयी ।
समुद्रयायी वन्दी च तैलिकः कूटकारकः ॥ १५८ ॥
पित्रा विवदमानश्च कितवो मद्यपस्तथा ।
पापरोग्यभिशस्तश्च दाम्भिको रसविक्रयी ॥ १५९ ॥
धनुःशराणां कर्ता च यश्चाग्रेदिधिषूपतिः ।
मित्रध्रुग्द्यूतवृत्तिश्च पुत्राचार्यस्तथैव च ॥ १६० ॥

---

અહીં તેવા બ્રાહ્મણને શ્રાદ્ધભોજન માટે અયોગ્ય માન્યો છે, પણ દેવકર્મના ભોજનમાં અયોગ્ય માન્યો નથી. (कुल्लूक)

**भ्रामरी गण्डमाली च श्वित्र्यथो पिशुनस्तथा ।**
**उन्मत्तोऽन्धश्च वर्ज्याः स्युर्वेदनिन्दक एव च ॥ १६१ ॥**

ગામને તથા રાજાને હેલકરી (ગામોટ, ચાકર વગેરે), ખરાબ નખવાળો, કાળા દાંતવાળો, ગુરુનો વિરોધી, અગ્નિહોત્ર છોડી દેનારો, વ્યાજનો ધંધો કરનારો, ક્ષયરોગી, (આજીવિકા માટે ઘેંટાંબકરાં વગેરે) ઢોર પોષનારો, (૧૭૧માં બતાવેલ લક્ષણવાળો) પરિવેત્તા, નિરાકૃતિ[×] (પંચમહાયજ્ઞો નહિ કરનારો), બ્રાહ્મણદ્વેષી, પરિવિત્તિ, મહાજનના ધર્માદાના ધનથી જીવનારો, ગાઈબજાવી અથવા નાચીને આજીવિકા કરનારો, અવકીર્ણ (સ્ત્રીસંગથી વ્રતખંડિત બ્રહ્મચારીઓ ને સંન્યાસી), વૃષલીનો પતિ (શૂદ્ર સ્ત્રી સાથે વિવાહ કરનારો), પૌનર્ભવ (નાતરું કરનારીનો છોકરો), કાણો, જેના ઘરમાં સ્ત્રીનો રખાત હોય તે, પગારે ભણાવનારો, પગારે ભણનારો, શૂદ્રને શિષ્ય કરનારો, શૂદ્રને ગુરુ કરનારો, દુષ્ટ વાણીવાળો, કુંડપુત્ર (શ્લોક ૧૭૪માં કહેલા) અને ગોલકપુત્ર, માતાપિતા તથા ગુરુનો કારણ વગર ત્યાગ કરનારો, પતિતો (વટલી ગયેલા) સાથે અધ્યયન તથા વિવાહના સંબંધ બાંધનારો, ઘરને આગ લગાડનારો, વિષ દેનારો, કુંડજાતિના[+] પુરુષનું ખાનારો, સોમલતા વેચનારો,

× છંદોગપરિશિષ્ટમાં પણ આનું લક્ષણ આ પ્રમાણે કહ્યું છેઃ 'निराकर्ताऽमरादीनां स विज्ञेयो निराकृतिः' (પાંચ મહાયજ્ઞો ન કરીને) દેવાદિનો અનાદર કરનાર 'નિરાકૃતિ' જાણવો.

+ અહીં ગોલકજાતિનું ખાનાર પણ સમજી લેવાનો છે; આથી જ દેવલ કહે છેઃ 'अमृते जारजः कुण्डो मृते भर्तरि गोलकः । यस्तयोरन्नमश्नाति स कुण्डाशीति कथ्यते'–ધણી હયાત હોય અને વ્યભિચારથી જે જન્મ્યો

સમુદ્રમાર્ગે (સ્ટીમર–વહાણ વગેરે દ્વારા બીજા બેટોમાં) અવરજવર કરનારો, ભાટવૃત્તિ કરનારો (સ્તુતિપાઠક), તેલી-ઘાંચીનું કામ કરનારો, ખોટી સાક્ષી પૂરનારો, પિતા સાથે ખોટા વિવાદ કરનારો, ધુતારો કે જુગારી, દારૂ પીનારો, કોઢ વગેરે પાપી રોગવાળો, કલંકિત થયેલો, દાંભિક, ઘી, દહીં, મધ વગેરે રસ વેચનારો, ધનુપબાણ બનાવનારો, અગ્રેદિધિષૂ÷-(મોટી બહેન કુંવારી હોય અને જે નાની બહેન પરણે તે)નો પતિ, મિત્રદ્રોહી, જુગાર ઉપર જીવનારો, પુત્રને આચાર્ય કરી તેની પાસે વેદ ભણનારો, વાઈના રોગવાળો, ગંડમાળ રોગવાળો, સફેદ કોઢવાળો, ચાડિયો, ઉન્મત્ત, અંધ અને વેદની નિંદા કરનાર-એ બ્રાહ્મણો શ્રાદ્ધભોજનમાં ત્યજવા યોગ્ય છે. ૧૫૩-૧૬૧

हस्तिगोश्वोष्ट्रदमको नक्षत्रैर्यश्च जीवति ।
पक्षिणां पोपको यश्च युद्धाचार्यस्तथैव च ॥ १६२ ॥
स्रोतसां भेदको यश्च तेषां चावरणे रतः ।
गृहसंवेशको दूतो वृक्षारोपक एव च ॥ १६३ ॥

---

હોય તે 'કુંડ' નામે વર્ણસંકર કહેવાય છે; તેમ જ ધણી મરી ગયા પછી વ્યભિચારથી જે જન્મ્યો હોય તે 'ગોલક' નામે વર્ણસંકર કહેવાય છે; અને તે બંને કુંડ–ગોલકનું જે અન્ન ખાય, તે 'કુંડાશી' કહેવાય છે.' (कुल्लूक)

÷ આ 'અગ્રેદિધિષૂ'નું લક્ષણ લૌગાક્ષિ આ પ્રમાણે કહે છેઃ 'ज्येष्ठायां यद्यनूढायां कन्यायामुह्यतेऽनुजा । सा चाग्रेदिधिषूर्ज्ञेया पूर्वा तु दिधिषूः स्मृता–મોટી બહેન પરણી ન હોય અને નાની બહેન જે પરણી બેસે તે (નાની બહેન) 'અગ્રેદિધિષૂ' અને મોટી બહેન 'દિધિષૂ' કહેવાય છે. (कुल्लूक)

श्वक्रीडी श्येनजीवी च कन्यादूषक एव च ।
हिंस्रो वृषलवृत्तिश्च गणानां चैव याजकः ॥ १६४ ॥
आचारहीनः क्लीबश्च नित्यं याचनकस्तथा ।
कृषिजीवी श्लीपदी च सद्भिर्निन्दित एव च ॥ १६५ ॥
औरभ्रिको माहिषिकः परपूर्वापतिस्तथा ।
प्रेतनिर्यातकश्चैव वर्जनीयाः प्रयत्नतः ॥ १६६ ॥

તેમ જ હાથી, બળદ, ઘોડા અને ઊંટને કેળવનારો, નક્ષત્રોથી જોષ જોઈ જીવનાર (જોષી), (રમવા માટે) પક્ષીઓ પાળનાર, યુદ્ધ શીખવનારો, જળપ્રવાહોને ભાંગનારો, જળ પ્રવાહોને રોકનારો, ઘરના બાંધકામના (વાસ્તુવિદ્યાના) ધંધાથી આજીવિકા ચલાવનારો, કાસદ, મજૂરીથી× ઝાડ વાવનારો, કૂતરાંના ખેલ કરનારો, બાજપક્ષી ઉપર પેટ ભરનારો, કન્યાને ભ્રષ્ટ કરનારો, હિંસા કરનારો, શૂદ્રની વૃત્તિ કરનારો અથવા શૂદ્રો દ્વારા આજીવિકા ચલાવનારો, (વિનાયક આદિ) ગણો–ગૃહદેવોના યાગો કરાવનારો, આચારવગરનો, નપુંસક, (ધન હોય છતાં) નિત્યનો માગણ, ખેતી ઉપર જીવનારો, હાથીપગાના રોગવાળો, સત્પુરુષોથી નિંદાયેલો, (ઘેટાં-બકરાં રાખી) રબારીનો ધંધો કરનારો, ભેંસ-પાડા પર જીવનારો, (નાતરું કરી) ફરી પરણેલી સ્ત્રીને પરણનારો, તેમ જ‡ પૈસા લઈ મુડદું લઈ જનારો–એવા સર્વ બ્રાહ્મણોને

× મજૂરી લઈને ઝાડ વાવવાં તે નિંદ્ય છે; પણ ધર્મદૃષ્ટિએ તો ઝાડ વાવી શકાય છે; કહ્યું છે કે 'वृक्षारोपी नरकं न याति-' પાંચ આંબા વાવનાર નરકમાં જતો નથી.' (કુલ્લૂક)

‡ ધર્મ માટે તો અવશ્ય મુડદાને સ્મશાનમાં લઈ જવાની

(દેવપિતૃ કર્મમાં) પ્રયત્નપૂર્વક અવશ્ય સજી દેવા. ૧૬૨–૧૬૬

एतान्विगर्हिताचारानपाङ्क्तेयान्द्विजाधमान् ।
द्विजातिप्रवरो विद्वानुभयत्र विवर्जयेत् ॥ १६७ ॥

વિદ્વાન શ્રેષ્ઠ દ્વિજ ઉપરના નિંદિત આચારવાળા, પંક્તિબાહ્ય અને અધમ બ્રાહ્મણોને દેવ તથા પિતૃનાં–એમ બંને કર્મોમાં ત્યજી દેવા. ૧૬૭

અભણને જમાડવો, તે રાખમાં હોમવા જેવું

ब्राह्मणस्त्वनधीयानस्तृणाग्निरिव शाम्यति ।
तस्मै हव्यं न दातव्यं न हि भस्मनि हूयते ॥ १६८ ॥

વેદાધ્યયનરહિત બ્રાહ્મણ, તણખલાના દેવતા જેવો નિસ્તેજ થઈ જાય છે; તેને હવ્યકવ્ય આપવું નહિ; કેમકે રાખમાં હોમ ન કરાય. ૧૬૮

પંક્તિબાહ્યને આપેલા ભોજનનું અનિષ્ટ ફળ

अपाङ्क्तदाने यो दातुर्भवत्यूर्ध्वं फलोदयः ।
दैवे हविषि पित्र्ये वा तत्प्रवक्ष्याम्यशेषतः ॥ १६९ ॥

દેવકાર્યમાં તેમ જ પિતૃકાર્યમાં પંક્તિબાહ્યોને હવ્ય અને કવ્ય (દેવપિતૃ–ભોજન) આપ્યા પછી જે ફળ થાય છે, તે હવે હું સંપૂર્ણ કહું છું: ૧૬૯

કોણે ખાધેલું રાક્ષસો ખાય છે?

अव्रतैर्यद्द्विजैर्भुक्तं परिवेत्रादिभिस्तथा ।
अपाङ्क्तेयैर्यदन्यैश्च तद्वै रक्षांसि भुञ्जते ॥ १७० ॥

વ્રતવિનાના પંક્તિબાહ્ય તથા પરિવેત્તા આદિ બીજા

વેદોક્ત આજ્ઞા છે: 'एतद्वै परमं तपो यत्प्रेतमरण्यं नयन्ति–મુડદાને (બાળવા) સ્મશાનમાં લઈ જવું, એ તો શ્રેષ્ઠ તપ છે.'

બ્રાહ્મણોએ ( શ્રાદ્ધાદિમાં ) જે ભોજન કર્યું હોય છે, તે રાક્ષસો જ જમે છે. ૧૭૦

પરિવેત્તા અને પરિવિત્તિ કોણ છે?

दाराग्निहोत्रसंयोगं कुरुते योऽग्रजे स्थिते ।
परिवेत्ता स विज्ञेयः परिवित्तिस्तु पूर्वजः ॥ १७१ ॥

મોટો ભાઈ કુંવારો હોય છતાં, નાનો ભાઈ વિવાહ કરે અને અગ્નિહોત્રનો સંયોગ કરે, તો તે નાના ભાઈને તથા તે મોટા ભાઈને અનુક્રમે પરિવેત્તા અને પરિવિત્તિ જાણવા. ૧૭૧

પરિવેત્તા વગેરે પાંચે નરકે જાય

परिवित्तिः परिवेत्ता यया च परिविद्यते ।
सर्वे ते नरकं यान्ति दातृयाजकपञ्चमाः ॥ १७२ ॥

તે પરિવિત્તિ, પરિવેત્તા તથા તે જેની સાથે પરણે તે પરિવિન્ના કન્યા, કન્યાનો દેનાર અને તે વિવાહયજ્ઞ કરાવનાર; એ પાંચે ય નરક પામે છે. ૧૭૨

દિધિષૂપતિ કોણ?

भ्रातुर्मृतस्य भार्यायां योऽनुरज्येत कामतः ।
धर्मेणापि नियुक्तायां स ज्ञेयो दिधिषूपतिः ॥ १७३ ॥

મરણ પામેલા ભાઈની પત્ની ( નિયોગ ) ધર્મથી જોડાઈ હોય, તોપણ ( એકવાર ઋતુકાળે જ તેની સાથેનો કામ-વ્યવહાર કરવા સિવાય ) જે તેને વિષે કામથી વારંવાર ( આલિંગન, ચુંબન વગેરે ) અનુરંજન કરે છે, તેને દિધિષૂપતિ જાણવો. ( અને તેવા બ્રાહ્મણને પણ શ્રાદ્ધમાં કુપાત્ર સમજી તજી દેવો. ) ૧૭૩

કુંડ અને ગોલક પરસ્ત્રી-પુત્ર

परदारेषु जायेते द्वौ सुतौ कुण्डगोलकौ ।
पत्यौ जीवति कुण्डः स्यान्मृते भर्तरि गोलकः ॥ १७४ ॥

પરસ્ત્રીમાં કુંડ અને ગોલક એ નામના બે પુત્રો થાય છે; પતિના જીવતાં પરપુરુષથી જે પુત્ર જન્મે તે 'કુંડ' અને તેના મરણ પછી પર પુરુષથી જે પુત્ર જન્મે તે ગોલક નામે છે. ૧૭૪

કુંડાશી કોણ?

[ उत्पन्नयोरधर्मेण हव्यकव्ये च नैत्यके ।
यस्तयोरन्नमश्नाति स कुण्डाशी द्विजः स्मृतः ॥

અધર્મથી ઉત્પન્ન થયેલા એ કુંડ અને ગોલકના નિત્યના દેવયજ્ઞોમાં હવ્ય અને પિતૃયજ્ઞમાં કવ્યરૂપ તેમનું અન્ન જે બ્રાહ્મણ જમે છે, તેને કુંડાશી કહ્યો છે. (તે પણ શ્રાદ્ધમાં નકામો છે.) ]

કુંડ તથા ગોલક પણ શ્રાદ્ધમાં નકામા

तौ तु जातौ परक्षेत्रे प्राणिनौ प्रेत्य चेह च ।
दत्तानि हव्यकव्यानि नाशयेते प्रदायिनाम् ॥ १७५ ॥

પરપત્નીમાં જન્મેલા આ બે પ્રાણીઓ (કુંડ તથા ગોલક) દાતાઓએ આપેલાં હવ્યો તથા કવ્યોને આ લોકમાં તેમ જ પરલોકમાં નિષ્ફળ કરે છે. ૧૭૫

પંક્તિબાહ્યના જેવાથી યે બ્રાહ્મણભોજન નિષ્ફળ થાય

अपाङ्क्त्यो यावतः पांक्त्यान्भुञ्जानाननुपश्यति ।
तावतां न फलं तत्र दाता प्राप्नोति बालिशः ॥ १७६ ॥

પંક્તિબાહ્ય (ચોર વગેરે) એક જ બ્રાહ્મણ જેટલા પંક્તિ-

માન્ય બ્રાહ્મણોને જમતા જુએ છે, તેટલા બ્રાહ્મણોને જમાડ્યાનું ફળ તે મૂર્ખ ભોજનદાતા પામતો નથી. (આ કારણે તેના દેખતાં બ્રાહ્મણોને જમાડવા નહિ.) ૧૭૬

આંધળો, કાણો, કોઢિયો અને પાપરોગી પણ અધમ

वीक्ष्यान्धो नवतेः काणः षष्टेः श्वित्री शतस्य तु ।
पापरोगी सहस्रस्य दातुर्नाशयते फलम् ॥ १७७ ॥

આંધળો, કાણો,* કોઢિયો અને પાપરોગી પણ શ્રાદ્ધ-ભોજન જોઈ ને અનુક્રમે નેવું, સાઠ, સો અને હજાર (શ્રોત્રિય) બ્રાહ્મણો જમાડ્યાનું દાતાનું ફળ પણ નાશ કરે છે; માટે એમના દેખતાં પણ શ્રાદ્ધભોજન કરાવવું નહિ. ૧૭૭

શૂદ્રને યજ્ઞ કરાવનાર પણ અધમ

यावतः संस्पृशेदङ्गैर्ब्राह्मणाञ्छूद्रयाजकः ।
तावतां न भवेद्दातुः फलं दानस्य पौर्तिकम् ॥ १७८ ॥

શૂદ્રને યજ્ઞ કરાવનારો બ્રાહ્મણ પોતાનાં અંગોથી જેટલા બ્રાહ્મણોને અડે છે, તેટલા બ્રાહ્મણોને આપેલું શ્રાદ્ધપૂર્તિનું દાન દાતાને ફળ આપતું નથી. ૧૭૮

वेदविद्यापि विप्रोऽस्य लोभात्कृत्वा प्रतिग्रहम् ।
विनाशं व्रजति क्षिप्रमामपात्रमिवाम्भसि ॥ १७९ ॥

વેદ જાણનાર બ્રાહ્મણ પણ જો લોભથી એ શૂદ્રને યજ્ઞ કરાવનાર પાસેથી દાન લે, તો કાચી માટીનો ઘડો જેમ પાણીમાં ઝટ નાશ પામે છે, તેમ તે તત્કાલ નાશ પામે છે. ૧૭૯

* આંધળો કંઈ દેખે નહિ, તોપણ જોઈ શકાય, તેટલા પ્રદેશમાં પણ ભોજન સમયે તે ન હોવો જોઈએ.

સોમ વેચનાર, વૈદ્ય, દેવપૂજારી અને વાર્ધુષિ પણ અધમ

सोमविक्रयिणे विष्ठा भिषजे पूयशोणितम् ।
नष्टं देवलके दत्तमप्रतिष्ठं तु वार्धुषौ ॥ १८० ॥

સોમ વેચનાર બ્રાહ્મણને આપેલું શ્રાદ્ધભોજન વિષ્ઠારૂપ અને વૈદ્યને આપેલું પરુ અને લોહીરૂપ થાય છે તેમ જ (પગારથી) દેવપૂજા કરનારને આપેલું તે નાશ પામે છે અને વ્યાજથી આજીવિકા કરનારને આપેલું તે પ્રતિષ્ઠારહિત થાય છે. ૧૮૦

વેપારી તથા નાતરું કરનારીના પુત્રને આપેલું ભોજન નિષ્ફળ

यत्तु वाणिजके दत्तं नेह नामुत्र तद्भवेत् ।
भस्मनीव हुतं हव्यं तथा पौनर्भवे द्विजे ॥ १८१ ॥

વેપાર કરનારા તથા જેણે પુનર્લગ્ન કર્યું હોય તેવી સ્રીથી જન્મેલા બ્રાહ્મણને જે દેવપિતૃભોજન આપ્યું હોય તો તે રાખમાં હોમેલાની જેમ આ લોકમાં અને પરલોકમાં વ્યર્થ થાય છે.

માટે પંક્તિબાહ્યો તથા દુષ્ટોને જમાડવા નહિ

इतरेषु त्वपाङ्क्त्येषु यथोद्दिष्टेष्वसाधुषु ।
मेदोऽसृङ्मांसमज्जास्थि वदन्त्यन्नं मनीषिणः ॥ १८२ ॥

ઉપર જણાવેલા પંક્તિબાહ્યો અને બીજા પણ અસાધુઓને આપેલું ભોજન ચરબી, લોહી, માંસ, મજ્જા અને હાડકાં સમાન થાય છે, એમ વિદ્વાનો કહે છે. ૧૮૨

પંક્તિપાવન બ્રાહ્મણો

अपाङ्क्त्योपहता पङ्क्तिः पाव्यते यैर्द्विजोत्तमैः ।
तान्निबोधत कार्त्स्न्येन द्विजाग्र्यान्पङ्क्तिपावनान् ॥१८३॥

પંક્તિબાહ્યોથી અભડાયેલી પંગત જે ઉત્તમ બ્રાહ્મણોથી

પાવન થાય છે, તેવા પંક્તિપાવન ઉત્તમ બ્રાહ્મણો વિષે તમે સંપૂર્ણ સાંભળો. ૧૮૩

अग्र्याः सर्वेषु वेदेषु सर्वप्रवचनेषु च ।
श्रोत्रियान्वयजाश्चैव विज्ञेयाः पङ्क्तिपावनाः ॥ १८४ ॥

સર્વ વેદોમાં તથા સઘળાં વેદોનાં અંગોમાં જેઓ શ્રેષ્ઠ હોય અને જેઓ શ્રોત્રિયના વંશમાં જન્મેલા હોય, તેમને પંક્તિ-પાવન બ્રાહ્મણો જાણવા. ૧૮૪

त्रिणाचिकेतः पञ्चाग्निस्त्रिसुपर्णः षडङ्गवित् ।
ब्रह्मदेयात्मसंतानो ज्येष्ठसामग एव च ॥ १८५ ॥
वेदार्थवित्प्रवक्ता च ब्रह्मचारी सहस्रदः ।
शतायुश्चैव विज्ञेया ब्राह्मणाः पङ्क्तिपावनाः ॥ १८६ ॥

ત્રિણાચિકેત (યજુર્વેદની કઠવલ્લીનો નચિકેતા સંબંધી ભાગ ભણનારો), પંચાગ્નિ (સવારે તથા સાંજે પાંચ અગ્નિ પ્રદીપ્ત* રાખનાર અગ્નિહોત્રી (અથવા છાંદોગ્યમાં કહેલી પંચાગ્નિવિદ્યા જાણનાર), ત્રિસુપર્ણ (ઋગ્વેદનો તે નામે એક ભાગ ભણનાર અથવા તૈત્તરીય શાખાના ब्रह्ममेतु माम् એ ભાગ જાણનાર), વેદનાં છ અંગ જાણનાર, બ્રાહ્મવિવાહથી પરણેલી માતામાં જન્મનાર, જ્યેષ્ઠ સામ ગાનાર, વેદાર્થ જાણનાર, વેદનો વ્યાખ્યાતા, બ્રહ્મચારી, હજારો ગાયોનું દાન કરનાર અને

* આવા અગ્નિહોત્રી બ્રાહ્મણને હારીત પણ પંક્તિપાવન કહે છે: 'पवनः पावनस्त्रेता यस्य प्रज्वाल्यते गृहे । सायं प्रातः प्रदीप्यन्ते स विप्रः पङ्क्तिपावनः' –જેના ઘરમાં સવાર-સાંજ પવન, પાવન અને બીજા ત્રણ અગ્નિઓ પ્રદીપ્ત રહે છે, તે બ્રાહ્મણને 'પંક્તિ-પાવન' જાણવો.' (કુલ્લૂક)

સો વર્ષના આયુષવાળો; આ (૭) બ્રાહ્મણોને પંક્તપાવન જાણવા. ૧૮૫, ૧૮૬

બ્રાહ્મણોને શ્રાદ્ધકર્મમાં ક્યારે નોતરવા?

पूर्वेद्युरपरेद्युर्वा श्राद्धकर्मण्युपस्थिते ।
निमन्त्रयेत त्र्यवरान्सम्यग्विप्रान्यथोदितान् ॥ १८७ ॥

શ્રાદ્ધકર્મ આવ્યું હોય તેને આગલે દહાડે અથવા તે જ દિવસે ઉપર કહ્યા પ્રમાણેના છેવટે ત્રણ સુધી સુપાત્ર બ્રાહ્મણોને સત્કારપૂર્વક નોતરવા. ૧૮૭

નોતરેલા બ્રાહ્મણે શું કરવું?

निमन्त्रितो द्विजः पित्र्ये नियतात्मा भवेत्सदा ।
न च छन्दांस्यधीयीत यस्य श्राद्धं च तद्भवेत् ॥१८८॥

પિતૃશ્રાદ્ધ માટે નોતરેલા બ્રાહ્મણે (શ્રાદ્ધના દિવસરાત) સદા જિતેન્દ્રિય રહેવું (મૈથુનથી અટકી સંયમનિયમવાન થવું) અને (આવશ્યક સંધ્યા, જપ આદિ વિના) વેદોનું અધ્યયન કરવું નહિ; તેમ જ જેને ત્યાં શ્રાદ્ધ હોય, તે યજમાને પણ તેમ જ કરવું. ૧૮૮

નોતરેલા બ્રાહ્મણ પાસે પિતૃઓ આવે છે

निमन्त्रितान्हि पितर उपतिष्ठन्ति तान्द्विजान् ।
वायुवच्चानुगच्छन्ति तथासीनानुपासते ॥ १८९ ॥

કેમકે શ્રાદ્ધમાં નોતરેલા તે બ્રાહ્મણોની પાસે પિતૃઓ હાજર થાય છે; તે બ્રાહ્મણ ચાલે છે, ત્યારે તેઓ વાયુની જેમ તેમની પાછળ ચાલે છે અને બ્રાહ્મણ બેસે છે, ત્યારે તેઓ તેની પાસે બેસે છે. ૧૮૯

નોતરેલો બ્રાહ્મણ જમે નહિ તો પાપી થાય

केतितस्तु यथान्यायं हव्यकव्ये द्विजोत्तमः ।
कथंचिदप्यतिक्रामन्पापः सूकरतां व्रजेत् ॥ १९० ॥

હવ્ય અને કવ્ય (દેવપિતૃભોજન) માટે શાસ્ત્ર પ્રમાણે નોતરેલો બ્રાહ્મણ જો કોઈ પણ રીતે તેને ઓળંગે (જમે નહિ), તો તે પાપી (મર્યા પછી) ભૂંડનો અવતાર પામે છે. ૧૯૦

શ્રાદ્ધમાં નોતરેલા બ્રાહ્મણે અવશ્ય સંયમી રહેવું

आमन्त्रितस्तु यः श्राद्धे वृषल्या सह मोदते ।
दातुर्यद्दुष्कृतं किंचित्तत्सर्वं प्रतिपद्यते ॥ १९१ ॥

શ્રાદ્ધમાં નોતરેલો બ્રાહ્મણ જો શૂદ્રસ્ત્રી સાથે મૈથુન કરે, તો દાતાનું જે કંઈ પાપ હોય, તે બધું તે બ્રાહ્મણને લાગે છે.*

પિતૃદેવો કંઈ સામાન્ય નથી

अक्रोधनाः शौचपराः सततं ब्रह्मचारिणः ।
न्यस्तशस्त्रा महाभागाः पितरः पूर्वदेवताः ॥ १९२ ॥

પૂર્વકાળના અનાદિ દેવતારૂપ એવા પિતૃઓ ક્રોધરહિત, શૌચપરાયણ, સર્વદા બ્રહ્મચારી, ન્યસ્તશસ્ત્ર (યુદ્ધ છોડનારા) અને દયાદિ આઠ ઐશ્વર્યથી યુક્ત મહાભાગ્યશાળી છે. (માટે

* મેધાતિથિ અને ગોવિંદરાજ આ શ્લોક ઉપર ટીકા લખતાં આવું સૂચન કરે છે: 'સામાન્ય રીતે શ્રાદ્ધમાં નોતરેલા બ્રાહ્મણે સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળવાનું હોય છે; આવો વિધિ છે, છતાં તેની-બ્રાહ્મણજાતિની સ્ત્રી પણ તે દિવસ-રાત જો સંયમી ન રહે અને બ્રાહ્મણને મૈથુન માટે લલચાવે, તો એ બ્રાહ્મણી પણ શૂદ્રજાતિની સ્ત્રી જેવી જ ગણાય છે, એમ અહીં જણાવ્યું છે: અર્થાત્ શ્રાદ્ધનું નોતરું સ્વીકાર્યા પછી બન્ને બ્રાહ્મણ સ્ત્રી-પુરુષે પૂર્ણ શ્રાદ્ધકાળ સુધી બ્રહ્મચર્ય પાળી સંયમી રહેવું જોઈએ. (કુલ્લૂક)

શ્રાદ્ધ કરનારે તથા જમનારે અવશ્ય સંયમી રહેવું.) ૧૯૨

પિતૃઓની ઉત્પત્તિ

यस्मादुत्पत्तिरेतेषां सर्वेषामप्यशेषतः ।
ये च यैरुपचर्याः स्युर्नियमैस्तान्निबोधत ॥ १९३ ॥

તે સર્વની ઉત્પત્તિ શામાંથી થઈ છે અને કયાકયા નિયમોથી તેમની સેવા કરવી, તે બધું તમે સાંભળો. ૧૯૩

मनोर्हैरण्यगर्भस्य ये मरीच्यादयः सुताः ।
तेषामृषीणां सर्वेषां पुत्राः पितृगणाः स्मृताः ॥ १९४ ॥

બ્રહ્માના પુત્ર મનુના મરીચિ આદિ જે પુત્રો હતા, તે સર્વ ઋષિઓના પુત્રોને પિતૃગણો કહ્યા છે. ૧૯૪

સાધ્યોના અને દેવોના પિતૃઓ કયા?

विराट्सुताः सोमसदः साध्यानां पितरः स्मृताः ।
अग्निष्वात्ताश्च देवानां मारीचा लोकविश्रुताः ॥ १९५ ॥

વિરાટના પુત્રો–સોમસદોને સાધ્યોના પિતૃઓ કહ્યા છે; અને મરીચિના લોકપ્રસિદ્ધ પુત્રો–અગ્નિષ્વાત્તાઓ દેવોના પિતૃઓ છે. ૧૯૫

બર્હિષદ પિતૃઓ કોના?

दैत्यदानवयक्षाणां गन्धर्वोरगरक्षसाम् ।
सुपर्णकिन्नराणां च स्मृता बर्हिषदोऽत्रिजाः ॥ १९६ ॥

અત્રિના પુત્રો જે બર્હિષદ નામે પિતૃઓ છે, તે દૈત્યો, દાનવો, યક્ષો, ગંધર્વો, ઉરગો, રાક્ષસો, સુપર્ણો અને કિન્નરોના પિતૃઓ કહેવાય છે. ૧૯૬

બ્રાહ્મણાદિના પિતૃઓ

सोमपा नाम विप्राणां क्षत्रियाणां हविर्भुजः ।
वैश्यानामाज्यपा नाम शूद्राणां तु सुकालिनः ॥ १९७ ॥

બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રોના પિતૃઓ અનુક્રમે સોમપા, હવિર્ભુજ, આજ્યપા અને સુકાલિન નામના છે. ૧૯૭

सोमपास्तु कवेः पुत्रा हविष्मन्तोऽङ्गिरःसुताः ।
पुलस्त्यस्याज्यपाः पुत्रा वसिष्ठस्य सुकालिनः ॥ १९८ ॥

સોમપા પિતૃઓ ભૃગુના પુત્રો છે, હવિષ્મંત ( અથવા હવિર્ભુજ ) અંગિરાના પુત્રો છે, આજ્યપા પુલસ્ત્યના પુત્રો છે અને સુકાલિન વસિષ્ઠના પુત્રો છે. ૧૯૮

अग्निदग्धानग्निदग्धान्काव्यान्बर्हिषदस्तथा ।
अग्निष्वात्तांश्च सौम्यांश्च विप्राणामेव निर्दिशेत् ॥ १९९ ॥

અગ્નિદગ્ધ, અનગ્નિદગ્ધ, કાવ્ય, બર્હિષદ, અગ્નિષ્વાત્ત અને સૌમ્ય; એ સર્વને બ્રાહ્મણોના પિતૃઓ જાણવા. ૧૯૯

કયા પિતૃઓ શાથી પ્રસન્ન થાય છે ?

[ अग्निष्वात्ता हुतैस्तृप्ताः सोमपाः स्तुतिभिस्तथा ।
पिण्डैर्बर्हिषदः प्रीताः प्रेतास्तु द्विजभोजनैः ॥

અગ્નિષ્વાત્તો હોમથી, સોમપો સ્તુતિથી, બર્હિષદો પિંડોથી અને પ્રેતો બ્રાહ્મણભોજનોથી પ્રસન્ન થાય છે. ]

અનંત પિતૃઓ

य एते तु गणा मुख्याः पितॄणां परिकीर्तिताः ।
तेषामपीह विज्ञेयं पुत्रपौत्रमनन्तकम् ॥ २०० ॥

આ જે મુખ્ય પિતૃગણો કહ્યા, તેમના જે અનંત પુત્રપૌત્રો છે, તેમને પણ પિતૃઓ જાણવા. ૨૦૦

ऋषिभ्यः पितरो जाताः पितृभ्यो देवमानवाः ।
देवेभ्यस्तु जगत्सर्वं चरं स्थाण्वनुपूर्वशः ॥ २०१ ॥

ઋષિઓથી પિતૃઓ જન્મ્યા છે, પિતૃઓથી દેવો અને માનવો જન્મ્યા છે અને દેવોથી સ્થાવરજંગમ આ સર્વ જંગત અનુક્રમે જન્મ્યું છે. ૨૦૧

પિતૃઓને આપેલું જળ પણ અખૂટ સુખદાયક

राजतैर्भाजनैरेषामथो वा राजतान्वितैः ।
वार्यपि श्रद्धया दत्तमक्षयायोपकल्पते ॥ २०२ ॥

રૂપાનાં વાસણોથી અથવા ચાંદીએ મઢેલાં પાત્રોથી જો શ્રદ્ધાપૂર્વક પિતૃઓને જળ પણ આપ્યું હોય, તો તે તેમને અખૂટ તૃપ્તિ આપનારું થાય છે. (તો ઉત્તમ દૂધપાક વગેરે જો અપાય તો તેની તૃપ્તિની વાત જ શી?) ૨૦૨

દેવકાર્યથી પણ પિતૃકાર્ય વિશેષ

देवकार्याद्द्विजातीनां पितृकार्यं विशिष्यते ।
दैवं हि पितृकार्यस्य पूर्वमाप्यायनं श्रुतम् ॥ २०३ ॥

દ્વિજવર્ણો માટે દેવકાર્યથી પણ પિતૃકાર્ય વિશેષ છે; કેમકે દેવકાર્ય એ પિતૃકાર્યને જ પ્રથમ સદા પૂર્ણ કરનાર કહ્યું છે. ૨૦૩

तेषामारक्षभूतं तु पूर्वं दैवं नियोजयेत् ।
रक्षांसि हि विलुम्पन्ति श्राद्धमारक्षवर्जितम् ॥ २०४ ॥

તે પિતૃકર્મોનું રક્ષણ કરનાર તરીકે જ દેવકાર્ય પ્રથમ

કરવાનું હોય છે; કેમકે એ દેવરક્ષાથી રહિત એવા શ્રાદ્ધને રાક્ષસો ઝૂંટવી લે છે. ૨૦૪

दैवाद्यन्तं तदीहेत पित्राद्यन्तं न तद्भवेत् ।
पित्राद्यन्तं त्वीहमानः क्षिप्रं नश्यति सान्वयः ॥ २०५ ॥

શ્રાદ્ધકર્મનો+ આરંભ તથા અંત દેવકાર્યથી જ કરવો, પણ પિતૃકાર્યથી કરવો નહિ; કેમકે પિતૃકાર્યથી આરંભ અને અંત કરનારો શ્રાદ્ધ કરનાર માણસ કુટુંબ સાથે નાશ પામે છે. ૨૦૫

શ્રાદ્ધનો વિધિ

शुचिं देशं विविक्तं च गोमयेनोपलेपयेत् ।
दक्षिणाप्रवणं चैव प्रयत्नेनोपपादयेत् ॥ २०६ ॥

એકાંત, પવિત્ર તથા દક્ષિણ દિશા તરફ ઢળતી ભૂમિને પ્રયત્નપૂર્વક મેળવવી અને તેને ગાયના છાણથી લીંપવી.

પિતૃઓને કયાં સ્થળ પસંદ હોય છે?

अवकाशेषु चोक्षेषु नदीतीरेषु चैव हि ।
विविक्तेषु च तुष्यन्ति दत्तेन पितरः सदा ॥ २०७ ॥

સ્વાભાવિક શુદ્ધ, ખુલ્લાં અને એકાંત (જંગલ વગેરે) સ્થાનોમાં, તેમ જ નદીનાં તીરો ઉપર (શ્રાદ્ધ વગેરે કરવાથી) પિતૃઓ હંમેશાં ખુશ થાય છે. ૨૦૭

---

+ દેવલ પણ આમ જ કહે છે: 'यत् तत्र क्रियते कर्म पैतृके ब्राह्मणान् प्रति । तत्सर्वं तत्र कर्तव्यं वैश्वदैविकपूर्वकम् –હરકોઈ પિતૃકાર્યમાં બ્રાહ્મણોની સામે જે કર્મ કરાય છે, તે બધું ત્યાં વૈશ્વદેવકર્મ–દેવકાર્યપૂર્વક જ કરવું જોઈએ.' (कुल्लूक)

દર્ભાસન પર બ્રાહ્મણોને બેસાડવા

आसनेषूपक्लृप्तेषु बर्हिष्मत्सु पृथक्पृथक् ।
उपस्पृष्टोदकान्सम्यग्विप्रांस्तानुपवेशयेत् ॥ २०८ ॥

આચમન કરેલા તે બ્રાહ્મણોને ત્યાં ગોઠવેલાં જુદાંજુદાં દર્ભાસનો ઉપર સારી રીતે બેસાડવા. ૨૦૮

દેવપૂજનપૂર્વક બ્રાહ્મણપૂજન

उपवेश्य तु तान्विप्रानासनेष्वजुगुप्सितान् ।
गन्धमाल्यैः सुरभिभिरर्चयेद्देवपूर्वकम् ॥ २०९ ॥

તે બ્રાહ્મણોને ઉત્તમ આસનો ઉપર બેસાડી સુગંધી ચંદન તથા માળાઓથી દેવપૂજન કર્યા પછી તેમનું પૂજન કરવું. ૨૦૯

અગ્નિહોમ પણ કરવો

तेषामुदकमानीय सपवित्रांस्तिलानपि ।
अग्नौ कुर्यादनुज्ञातो ब्राह्मणो ब्राह्मणैः सह ॥ २१० ॥

એ બ્રાહ્મણો માટે જળ, દર્ભની પવિત્રીઓ તથા તલ લાવી, તેમની આજ્ઞા મળતાં બ્રાહ્મણે તેમની સાથે રહી અગ્નિમાં હોમ કરવો. ૨૧૦

પછી પિતૃતર્પણ

अग्नेः सोमयमाभ्यां च कृत्वाप्यायनमादितः ।
हविर्दानेन विधिवत्पश्चात्संतर्पयेत्पितॄन् ॥ २११ ॥

પ્રથમ અગ્નિ, સોમ તથા યમને વિધિપૂર્વક હવિર્દાનથી પ્રસન્ન કરી તે પછી પિતૃઓનું તર્પણ કરવું. ૨૧૧

અગ્નિ ન હોય તો બ્રાહ્મણ જ અગ્નિ

अग्न्यभावे तु विप्रस्य पाणावेवोपपादयेत् ।
यो ह्यग्निः स द्विजो विप्रैर्मन्त्रदर्शिभिरुच्यते ॥ २१२ ॥

અગ્નિનો* અભાવ હોય, તો તેણે બ્રાહ્મણના હાથમાં જ એ આહુતિઓ આપવી; કેમકે જે અગ્નિ છે તે બ્રાહ્મણ જ છે, એમ મંત્રદ્રષ્ટા બ્રાહ્મણો કહે છે. ૨૧૨

કેવા બ્રાહ્મણો શ્રાદ્ધના દેવો જેવા?

अक्रोधनान्सुप्रसादान्वदन्त्येतान्पुरातनान् ।
लोकस्याप्यायने युक्ताञ्छ्राद्धदेवान्द्विजोत्तमान् ॥ २१३ ॥

ક્રોધરહિત, સારી રીતે પ્રસન્ન, પુરાતની અને લોકની વૃદ્ધિમાં પરાયણ એવા ઉત્તમ બ્રાહ્મણોને મનુ વગેરે શ્રાદ્ધદેવો કહે છે. ૨૧૩

પિંડપ્રદાનની વિધિ

अपसव्यमग्नौ कृत्वा सर्वमावृत्य विक्रमम् ।
अपसव्येन हस्तेन निर्वपेदुदकं भुवि ॥ २१४ ॥

જમણી બાજુ અગ્નિમાં હોમક્રિયા વગેરે સર્વ ક્રમ કર્યા પછી જમણે હાથે (પિંડ મૂકવાની) જમીન ઉપર જળધારા પાડવી. ૨૧૪

* જનોઈનો સંસ્કાર થયો ન હોય, જનોઈનો સંસ્કાર થઈ ગયો હોય, છતાં વેદાધ્યયન પછીનો સમાવર્તન સંસ્કાર કર્યાં પછી જેણે પત્ની સાથે પાણિગ્રહણ કરી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કર્યો ન હોય, અથવા જેની પત્ની મરણ પામી હોય, તેમને ત્યાં વૈદિક અગ્નિ હોવા સંભવ નથી, એ અભિપ્રાયે અહીં આમ સૂચવ્યું છે. (कुल्लूक)

त्रींस्तु तस्माद्धविःशेषात्पिण्डान्कृत्वा समाहितः ।
औदकेनैव विधिना निर्वपेद्दक्षिणामुखः ॥ २१५॥

આહુતિ આપતાં જે હવિષ બાકી રહેલ હોય, તેમાંથી ત્રણ પિંડો કરી સાવધાન થઈ દક્ષિણ તરફ મોં રાખી, તે જ જળવિધિથી તે પિંડો ( દર્ભ ઉપર ) મૂકવા. ૨૧૫

न्युप्य पिण्डांस्ततस्तांस्तु प्रयतो विधिपूर्वकम् ।
तेषु दर्भेषु तं हस्तं निमृज्याल्लेपभागिनाम् ॥ २१६ ॥

એમ વિધિપૂર્વક એ પિંડોને તે દર્ભો પર સ્થાપ્યા પછી પ્રપિતામહ આદિ ( ત્રણ ) લેપભાગીઓની તૃપ્તિ માટે તે દર્ભોના મૂળના ભાગમાં પોતાનો તે હાથ કાળજીથી નિર્લેપ કરવો–લૂછી નાખવો.+ ૨૧૬

आचम्योदक्परावृत्य त्रिरायम्य शनैरसून् ।
षड्ऋतूंश्च नमस्कुर्यात्पितॄनेव च मन्त्रवित् ॥ २१७॥

પછી મંત્રો જાણનારા બ્રાહ્મણે આચમન કરી, ઉત્તર તરફ મોં રાખી, ધીરેધીરે ત્રણ પ્રાણાયામ કરવા અને ( 'वसन्ताय नमस्तुभ्यम्' ઇત્યાદિ મંત્રથી ) છ ઋતુઓને તેમ જ ( 'नमो वः पितरः ઇત્યાદિ મંત્રથી ) પિતૃઓને નમસ્કાર કરવા.

उदकं निनयेच्छेषं शनैः पिण्डान्तिके पुनः ।
अवजिघ्रेच तान्पिण्डान्यथान्युप्तान्समाहितः ॥ २१८ ॥

---

+ આ ક્રિયાને અનુસરતું આવું વિષ્ણુવચન પણ મળે છે: दर्भमूलेषु करावघर्षणम्–પિંડોથી ખરડાયેલો પોતાનો એ હાથ 'દર્ભના મૂળભાગમાં લૂછી નાખવો.' ( કેમકે તેથી પ્રપિતામહ વગેરે ત્રણ પિતૃઓ તૃપ્ત થાય છે. ( कुल्लूक )

પછી (પાત્રમાં) બાકી રહેલા પાણીને ફરી, પિંડોની પાસે ધીરેધીરે પાડવું અને તે પિંડોને જે ક્રમે સ્થાપ્યા હોય, તે જ ક્રમે (એકએક લઈ) એકાગ્રચિત્તે સૂંઘવા. ૨૧૮

पिण्डेभ्यस्त्वल्पिकां मात्रां समादायानुपूर्वशः ।
तेनैव विप्रानासीनान्विधिवत्पूर्वमाशयेत् ॥ २१९ ॥

પછી તે પિંડોમાંથી અનુક્રમે થોડાથોડા ભાગ લઈ (જમવા) બેઠેલા બ્રાહ્મણોને પ્રથમ તે વડે જ વિધિપૂર્વક જમાડવા. ૨૧૯

ध्रियमाणे तु पितरि पूर्वेषामेव निर्वपेत् ।
विप्रवद्वापि तं श्राद्धे स्वकं पितरमाशयेत् ॥ २२० ॥

જો પિતા જીવતો હોય, તો (મરણ પામેલા પિતામહ આદિ ત્રણ) પૂર્વજોનું જ શ્રાદ્ધ કરવું અથવા પોતાના તે પિતાને પણ શ્રાદ્ધમાં બ્રાહ્મણની જેમ જમાડવો. ૨૨૦

पिता यस्य निवृत्तः स्याज्जीवेच्चापि पितामहः ।
पितुः स नाम संकीर्त्य कीर्तयेत्प्रपितामहम् ॥ २२१ ॥

જો પિતા મરી ગયો હોય અને પિતામહ (પિતાનો પિતા) જીવતો હોય તો પિતાના નામનું ઉચ્ચારણ કરી પ્રપિતામહનું નામ ઉચ્ચારવું. ૨૨૧

पितामहो वा तच्छ्राद्धं भुञ्जीतेत्यब्रवीन्मनुः ।
कामं वा समनुज्ञातः स्वयमेव समाचरेत् ॥ २२२ ॥

અથવા પિતામહે તે શ્રાદ્ધ જમવું એમ મનુએ કહ્યું છે; અથવા (જીવતા પિતામહે, તું રીત ઇચ્છા પ્રમાણે કર, એમ)

આજ્ઞા આપી હોય, તો પોતે જ પોતાની ઇચ્છા પ્રમાણે કરવું –એ પિતામહને (બ્રાહ્મણને સ્થાને) જમાડવા.* ૨૨૨

तेषां दत्त्वा तु हस्तेषु सपवित्रं तिलोदकम् ।
तत्पिण्डाग्रं प्रयच्छेत स्वधैषामस्त्विति ब्रुवन् ॥ २२३ ॥

તે આમંત્રિત બ્રાહ્મણોના હાથમાં દર્ભ સાથે તલ અને જળ આપી 'पित्रे स्वधास्तु' એમ કહી, તેમને તે પિંડનો અગ્રભાગ (અનુક્રમે) આપવો. ૨૨૩

पाणिभ्यां तूपसंगृह्य स्वयमन्नस्य वर्धितम् ।
विप्रान्तिके पितॄन्ध्यायञ्शनकैरुपनिक्षिपेत् ॥ २२४ ॥

પછી (શ્રાદ્ધકર્તાએ) પોતે અન્નના પાત્રને બે હાથે લઈ પિતૃઓનું ધ્યાન કરતાંકરતાં ધીમેથી બ્રાહ્મણોની પાસે (પીરસવા) મૂકવું. ૨૨૪

પીરસવાની રીત

उभयोर्हस्तयोर्मुक्तं यदन्नमुपनीयते ।
तद्विप्रलुम्पन्त्यसुराः सहसा दुष्टचेतसः ॥ २२५ ॥

એ અન્નને જે બે હાથમાં મૂકી લાવે નહિ, તો દુષ્ટ બુદ્ધિવાળા અસુરો તેને એકદમ ઝૂંટવી લે છે. (માટે એક હાથે લાવી પીરસવું નહિ.) ૨૨૫

गुणांश्च सूपशाकाद्यान्पयो दधि घृतं मधु ।
विन्यसेत्प्रयतः पूर्वं भूमावेव समाहितः ॥ २२६ ॥

* 'पितृप्रपितामहयोर्वा श्राद्धद्वयं कुर्यात्–અથવા પિતાનું તથા પ્રપિતામહનું–એમ બે શ્રાદ્ધ કરવાં;' એ વિષ્ણુવચનને અનુસરી પિતાનું, પિતામહનું તથા વૃદ્ધ પિતામહનું–એમ ત્રણ શ્રાદ્ધ કરવાં. (कुल्लूक)

ગુણયુક્ત દાળ, શાક વગેરેને તથા દૂધ, દહીં, ઘી અને મધને પવિત્ર થઈ સ્વસ્થ ચિત્તે અને પ્રયત્નપૂર્વક પ્રથમ જમીન ઉપર જ (ઢળી ન જાય તેમ) મૂકવાં. ૨૨૬

भक्ष्यं च भोज्यं विविधं मूलानि च फलानि च ।
हृद्यानि चैव मांसानि पानानि सुरभीणि च ॥ २२७॥
उपनीय तु तत्सर्वं शनकैः सुसमाहितः ।
परिवेषयेत प्रयतो गुणान्सर्वान्प्रचोदयन् ॥ २२८॥

વિવિધ ભક્ષ્યો, જુદાંજુદાં ભોજ્યો, મૂળો, ફળો, મનને ગમે તેવાં માંસો તેમ જ સુગંધીદાર પીણાં એ સર્વ બ્રાહ્મણોની પાસે લાવી તે સર્વના ગુણોને કહેતા રહી એકાગ્ર ચિત્તે કાળજીથી તે પીરસવાં. ૨૨૭, ૨૨૮

नास्रमापातयेज्जातु न कुप्येन्नानृतं वदेत् ।
न पादेन स्पृशेदन्नं न चैतदवधूनयेत् ॥ २२९॥

(તે વખતે) આંસુ કદી પાડવાં નહિ, ક્રોધ કરવો નહિ, જૂઠું બોલવું નહિ, અન્નને પગ લગાડવો નહિ, તેમ તેને ઉછાળીઉછાળી (પાત્રમાં) નાખવું નહિ. ૨૨૯

अस्रं गमयति प्रेतान्कोपोऽरीननृतं शुनः ।
पादस्पर्शस्तु रक्षांसि दुष्कृतीनवधूननम् ॥ २३०॥

૩ભ્રૂ (પાડેલાં) આંસુ શ્રાદ્ધનું અન્ન પ્રેતોને પહોંચાડે છે, (કરેલો) કોપ તે અન્ન શત્રુને પહોંચાડે છે, જૂઠું બોલાયેલ હોય તો તે કૂતરાને પહોંચાડે છે, અન્નને પગ લગાડ્યો હોય તો તે રાક્ષસોને પહોંચે છે અને તેને ઉછાળવાથી તે પાપીઓને પહોંચે છે. ૨૩૦

પિતૃઓને શું ગમે છે?

यद्यद्रोचेत विप्रेभ्यस्तत्तद्द्यादमत्सरः ।
ब्रह्मोद्याश्च कथाः कुर्यात्पितॄणामेतदीप्सितम् ॥ २३१ ॥

બ્રાહ્મણોને જે જે વસ્તુ રુચે, તે તે મત્સરરહિત રહી તેમને પીરસવી અને બ્રહ્મવિષયની કથાઓ કહેવી; કેમકે પિતૃઓને એ પ્રિય છે. ૨૩૧

જમતા બ્રાહ્મણોને શું સંભળાવવું?

स्वाध्यायं श्रावयेत्पित्र्ये धर्मशास्त्राणि चैव हि ।
आख्यानानीतिहासांश्च पुराणानि खिलानि च ॥ २३२ ॥

પિતૃઓના શ્રાદ્ધમાં (વેદનો) સ્વાધ્યાય, ધર્મશાસ્ત્રો, આખ્યાનો, ઇતિહાસો, પુરાણો, તેમ જ ખિલો (શ્રીસૂક્ત તથા શિવસૂક્ત) આદિ જમતા બ્રાહ્મણોને સંભળાવવાં. ૨૩૨

हर्षयेद्ब्राह्मणांस्तुष्टो भोजयेच्च शनैः शनैः ।
अन्नाद्येनासकृच्चैतान्गुणैश्च परिचोदयेत् ॥ २३३ ॥

પોતે સંતુષ્ટ રહી બ્રાહ્મણોને પ્રસન્ન કરવા, તેમને ધીરેધીરે જમાડવા અને વારંવાર (ભોજનના પદાર્થોના) ગુણો કહી તેમને જમવામાં ઉત્સાહિત કરવા. ૨૩૩

શ્રાદ્ધમાં ભાણેજને અવશ્ય જમાડવો

व्रतस्थमपि दौहित्रं श्राद्धे यत्नेन भोजयेत् ।
कुतपं चासने दद्यात्तिलैश्च विकिरेन्महीम् ॥ २३४

દૌહિત્ર (ભાણેજ) બ્રહ્મચર્યરૂપ વ્રતમાં રહેલો-બ્રહ્મચારી હોય, તોપણ તેને શ્રાદ્ધમાં યત્નથી જમાડવો. તેને આસનમાં નેપાળી કામળો આપવો અને (ભાણેજ ન હોય તોપણ)

શ્રાદ્ધભૂમિ ઉપર તલ વેરવા. ૨૩૪

શ્રાદ્ધમાં ત્રણ પવિત્ર અને ત્રણ પ્રશંસનીય

त्रीणि श्राद्धे पवित्राणि दौहित्रः कुतपस्तिलाः ।
त्रीणि चात्र प्रशंसन्ति शौचमक्रोधमत्वराम् ॥ २३५ ॥

દૌહિત્ર, નેપાળી કામળો અને તલ–એ ત્રણ શ્રાદ્ધમાં પવિત્ર છે; તેમ જ પવિત્રતા, ક્રોધરહિતપણું અને ઉતાવળ ન કરવી–એ ત્રણને વિદ્વાનો વખાણે છે. ૨૩૫

શ્રાદ્ધભોજન ગરમ જોઈએ

अत्युष्णं सर्वमन्नं स्याद्भुञ्जीरंस्ते च वाग्यताः ।
न च द्विजातयो ब्रूयुर्दात्रा पृष्टा हविर्गुणान् ॥ २३६ ॥

બધું અન્ન (શ્રાદ્ધમાં) ઊનુંઊનું[+] હોવું જોઈએ અને બ્રાહ્મણોએ વાણી સંયમમાં રાખી (મૌન રહી) તે જમવું. ભોજન આપનારો બ્રાહ્મણોને પૂછે, તોપણ તેમણે ભોજનના ગુણો (કોઈ ચેષ્ટા વગેરેથી પણ) કહેવા નહિ. ૨૩૬

ઉપર જણાવ્યું તેમાં કારણ

यावदुष्णं भवत्यन्नं यावदश्नन्ति वाग्यताः ।
पितरस्तावदश्नन्ति यावन्नोक्ता हविर्गुणाः ॥ २३७ ॥

જ્યાંસુધી અન્ન ઊનું હોય, જ્યાંસુધી બ્રાહ્મણો વાણીનો

સંયમ રાખી (ચુપચાપ) જમતા હોય, તેમ જ જ્યાંસુધી તેઓ ભોજનના ગુણોને કહેતા નથી, ત્યાંસુધી પિતૃઓ જમે છે. ૨૩૭

કયું ભોજન રાક્ષસી છે?

यद्वेष्टितशिरा भुङ्क्ते यद्भुङ्क्तेदक्षिणामुखः ।
सोपानत्कश्च यद्भुङ्क्ते तद्वै रक्षांसि भुञ्जते ॥ २३८ ॥

વસ્ત્ર વગેરેથી માથું વીંટીને જે જમે, દક્ષિણ તરફ મોં રાખી જે જમે અને જોડા સાથે જે જમે છે, તેને રાક્ષસો જ જમે છે. ૨૩૮

જમતા બ્રાહ્મણોને કોણ જોઈ ન શકે?

चाण्डालश्च वराहश्च कुक्कुटः श्वा तथैव च ।
रजस्वला च षण्ढश्च नेक्षेरन्नश्नतो द्विजान् ॥ २३९ ॥

ચાંડાળ, ભૂંડ, કૂકડો, કૂતરો, રજસ્વલા સ્ત્રી અને નપુંસક, એમાંના કોઈની પણ નજર જમતા બ્રાહ્મણો ઉપર ન પડવી જોઈએ. ૨૩૯

ઉપર જણાવ્યું, તેમાં કારણ

होमे प्रदाने भोज्ये च यदेभिरभिवीक्ष्यते ।
दैवे कर्मणि पित्र्ये वा तद्गच्छत्ययथातथम् ॥ २४० ॥

હોમમાં, દાનમાં, દેવકર્મમાં અથવા પિતૃકાર્યમાં જો એ-ઉપર જણાવેલાંની નજર પડે, તો તે કર્મ નિષ્ફળ થાય છે. ૨૪૦

घ्राणेन सूकरो हन्ति पक्षवातेन कुक्कुटः ।
श्वा तु दृष्टिनिपातेन स्पर्शेनावरवर्णजः ॥ २४१ ॥

ભૂંડ સૂંઘવાથી, કૂકડો પાંખના વાયરાથી, કૂતરો નજરથી અને શૂદ્ર સ્પર્શથી શ્રાદ્ધના અન્નને દૂષિત કરે છે. ૨૪૧

આવો ચાકર પણ શ્રાદ્ધસ્થાને ન જોઈએ.

खञ्जो वा यदि वा काणो दातुः प्रेष्योऽपि वा भवेत् ।
हीनातिरिक्तगात्रो वा तमप्यपनयेत्पुनः ॥ २४२ ॥

શ્રાદ્ધભોજન આપનાર યજમાનનો ચાકર પણ જો લંગડો, કાણો, વધારે અંગવાળો કે ઓછા અંગવાળો હોય, તેને પણ શ્રાદ્ધના સ્થાનમાંથી દૂર ખસેડવો. ૨૪૨

એ ભોજનસમયે આવી ચડેલાનો સત્કાર કરવો

ब्राह्मणं भिक्षुकं वापि भोजनार्थमुपस्थितम् ।
ब्राह्मणैरभ्यनुज्ञातः शक्तितः प्रतिपूजयेत् ॥ २४३ ॥

( ભોજન સમયે ) કોઈ બ્રાહ્મણ કે ભિક્ષુક ભોજન માટે આવી ચડે, તો ( નોતરેલા ) બ્રાહ્મણોની સંમતિ લઈ તેનો પણ શક્તિ અનુસાર સત્કાર કરવો. ૨૪૩

બ્રાહ્મણો જમી રહ્યા પછીની વિધિ

सार्ववर्णिकमन्नाद्यं सन्नीयाप्लाव्य वारिणा ।
समुत्सृजेद्भुक्तवतामग्रतो विकिरन्भुवि ॥ २४४ ॥

દરેક પ્રકારનાં અન્નોને એકઠાં કરી તેમને પાણીથી ભીંજવીને જમી રહેલા બ્રાહ્મણોની આગળ જમીન ઉપર ( પાથરેલા દર્ભો પર ) વેરાતાં મૂકવાં. ૨૪૪

વિકિર પિંડ

असंस्कृतप्रमीतानां त्यागिनां कुलयोषिताम् ।
उच्छिष्टं भागधेयं स्याद्दर्भेषु विकिरश्च यः ॥ २४५ ॥

( જમી રહેલા બ્રાહ્મણોના પાત્રમાં બાકી રહેલું ) એઠું અન્ન દર્ભ ઉપર વેરવામાં આવે છે, તે સંસ્કાર પામ્યા

વિના મરી ગયેલા તેમ જ કુળવાન સ્ત્રીઓનો ત્યાગ કરનારાઓના ભાગરૂપ હોય છે. ૨૪૫

उच्छेषणं भूमिगतमजिह्मस्याशठस्य च ।
दासवर्गस्य तत्पित्र्ये भागधेयं प्रचक्षते ॥ २४६ ॥

તે પિતૃશ્રાદ્ધમાં ભોંય ઉપર પડેલું એઠું અન્ન લુચ્ચા અને સરળ એવા દાસવર્ગના ભાગરૂપ કહેવાય છે. ૨૪૬.

એકોદ્દિષ્ટ શ્રાદ્ધ

आसपिण्डक्रियाकर्म द्विजातेः संस्थितस्य तु ।
अदैवं भोजयेच्छ्राद्धं पिण्डमेकं तु निर्वपेत् ॥ २४७ ॥

મરણ પામેલા દ્વિજનું સપિંડીકરણ શ્રાદ્ધકર્મ થાય, ત્યાંસુધી તેના નિમિત્તે વૈશ્વદેવકર્મ કર્યા વિના જ શ્રાદ્ધભોજન કરાવવું અને તેમાં એક પિંડ આપવો. ૨૪૭

સપિંડીકરણ શ્રાદ્ધ પછી તો પાર્વણ વિધિ

सहपिण्डक्रियायां तु कृतायामस्य धर्मतः ।
अनयैवावृता कार्यं पिण्डनिर्वपणं सुतैः ॥ २४८ ॥

પણ એનું ધર્મપૂર્વક સપિંડીકરણ શ્રાદ્ધ કર્યા પછી તો તેના પુત્રોએ, (તેની મરણતિથિએ) આ–અમાસના જ શ્રાદ્ધની વિધિ પ્રમાણે પિંડદાન કરવું. ૨૪૮

શ્રાદ્ધનું એઠું શૂદ્રને અપાય નહિ

श्राद्धं भुक्त्वा य उच्छिष्टं वृषलाय प्रयच्छति ।
स मूढो नरकं याति कालसूत्रमवाक्शिराः ॥ २४९ ॥

શ્રાદ્ધ જમીને જે માણસ એઠું અન્ન શૂદ્રને આપે છે, તે મૂર્ખો ઊંધે માથે કાલસૂત્ર નામના નરકમાં પડે છે. ૨૪૯

શ્રાદ્ધ જમીને સ્ત્રી ન ભોગવાય

श्राद्धभुग्वृषलीतल्पं तदहर्योऽधिगच्छति ।
तस्याः पुरीषे तन्मासं पितरस्तस्य शेरते ॥ २५० ॥

શ્રાદ્ધ જમનારો જે બ્રાહ્મણ તે દિવસે એ સ્ત્રીની પથારીમાં જાય ( એટલે સ્ત્રીને ભોગવે ) તો તેના પિતૃઓ, તે એક મહિના સુધી તે સ્ત્રીની વિષ્ટામાં સૂએ છે. ૨૫૦

જમેલા બ્રાહ્મણોને વિદાય દેવાની વિધિ

पृष्ट्वा स्वदितमित्येवं तृप्तानाचामयेत्ततः ।
आचान्तांश्चानुजानीयादभितो रम्यतामिति ॥ २५१ ॥

' स्वदितम्–બરાબર જમ્યા ને ?' એમ બ્રાહ્મણોને પૂછ્યા પછી યજમાને તે તૃપ્ત થયેલાઓને આચમન કરાવવું અને પછી આચમન લીધેલા તેમને ' अभितो रम्यताम्–ગમે ત્યાં આનંદ કરો' એમ કહી વિદાય માટે રજા આપવી. ૨૫૧

જમ્યા પછી બ્રાહ્મણો શું કહે?

स्वधास्त्वित्येव तं ब्रूयुर्ब्राह्मणास्तदनन्तरम् ।
स्वधाकारः परा ह्याशीः सर्वेषु पितृकर्मसु ॥ २५२ ॥

પછી બ્રાહ્મણોએ તેને ' स्वधाऽस्तु ' કહેવું; કેમકે સ્વધા શબ્દનો ઉચ્ચાર, એ સર્વ પિતૃકર્મોમાં શ્રેષ્ઠ આશીર્વાદરૂપ છે.

વધેલા અન્નની બ્રાહ્મણોના કહેવા પ્રમાણે વ્યવસ્થા

ततो भुक्तवतां तेषामन्नशेषं निवेदयेत् ।
यथा ब्रूयुस्तथा कुर्यादनुज्ञातस्ततो द्विजैः ॥ २५३ ॥

પછી જમી રહેલા તે બ્રાહ્મણોને બાકી રહેલું અન્ન બતાવવું અને તેઓ જેમ કહે તેમ તેમની સલાહ પ્રમાણે તે

અન્નની વ્યવસ્થા કરવી. ૨૫૩

કયા શ્રાદ્ધમાં કેમ પુછવું?

पित्र्ये स्वदितमित्येव वाच्यं गोष्ठे तु सुश्रुतम् ।
संपन्नमित्यभ्युदये दैवे रुचितमित्यपि ॥ २५४ ॥

પિતૃશ્રાદ્ધમાં 'स्वदितम्' (બરાબર જમ્યા ને?),+ ગોષ્ઠી-શ્રાદ્ધમાં 'सुश्रुतम्' (બરાબર સાંભળ્યું ને?), વૃદ્ધિશ્રાદ્ધમાં 'संपन्नम्' (બરાબર થયું ને?) અને દેવશ્રાદ્ધમાં× 'रुचितम्' (ગમ્યું ને?) એમ (બ્રાહ્મણોને તૃપ્તિ સંબંધે) પૂછવું. ૨૫૪

શ્રાદ્ધકર્મની સંપત્તિઓ

अपराह्णस्तथा दर्भा वास्तुसंपादनं तिलाः ।
सृष्टिर्मृष्टिर्द्विजाश्चाग्र्याः श्राद्धकर्मसु संपदः ॥ २५५ ॥

બપોરની વેળા, દર્ભ, ભૂમિશુદ્ધિ, તલ, (લોભરહિત થઈ) અન્નાદિનું અર્પણ, ચોખ્ખી રસોઈ અને પંક્તિપાવન બ્રાહ્મણો—એ શ્રાદ્ધકર્મમાં ઉત્તમ સંપત્તિઓ છે. ૨૫૫

દેવકર્મની સંપત્તિઓ

दर्भाः पवित्रं पूर्वाह्णो हविष्याणि च सर्वशः ।
पवित्रं यच्च पूर्वोक्तं विज्ञेया हव्यसंपदः ॥ २५६ ॥

---

+ વિશ્વામિત્રે બાર પ્રકારનાં શ્રાદ્ધની ગણતરી કરતાં આ ગોષ્ઠી-શ્રાદ્ધને પણ આઠમું ગણ્યું છે: 'गोष्ठ्यां शुद्धयर्थमष्टमम्'—ગોષ્ઠીમાં શુદ્ધિ માટેનું આઠમું ગોષ્ઠીશ્રાદ્ધ કહેવાય છે.

× ભવિષ્ય પુરાણમાં લખ્યું છે: 'देवानुद्दिश्य यच्छ्राद्धं तत्तु दैविकमुच्यते। हविष्येण विशिष्टेन सप्तम्यादिषु यत्नतः-સાતમ આદિ તિથિએ ઉત્તમ પ્રકારનાં હવિષ્યાન્નથી કાળજીપૂર્વક દેવોને ઉદ્દેશી જે શ્રાદ્ધ કરાય છે, તે દેવશ્રાદ્ધ કહેવાય છે.' (कुल्लूक)

દર્ભો, પવિત્ર વેદમંત્રો, દિવસનો આગલો વખત, હવિષ્યાન્ન ( ઋષિધાન્ય ) તેમ જ આગળ કહેલી પવિત્રતાઓ—એ દેવકર્મની સંપત્તિઓ જાણવી. ૨૫૬

હવિષ્યાન્ન કયું કહેવાય?

मुन्यन्नानि पयः सोमो मांसं यच्चानुपस्कृतम् ।
अक्षारलवणं चैव प्रकृत्या हविरुच्यते ॥ २५७ ॥

(સામો વગેરે) મુનિઓનાં અન્ન, દૂધ, સોમરસ, ( દુર્ગંધ વગેરેથી રહિત, નહિ બગડેલું ) શુદ્ધ માંસ અને સેંધવ—એ સ્વાભાવિક હવિષ્યાન્ન કહેવાય છે. ૨૫૭

પિતૃઓ પાસે વરયાચના

विसृज्य ब्राह्मणांस्तांस्तु नियतो वाग्यतः शुचिः ।
दक्षिणां दिशमाकाङ्क्षन्याचेतेमान्वरान्पितॄन् ॥ २५८ ॥

(શ્રાદ્ધમાં નોતરેલા) તે બ્રાહ્મણોને વિદાય આપ્યા પછી, યજમાને એકચિત્ત થઈ, વાણીને નિયમમાં રાખી, પવિત્ર થઈ, દક્ષિણ દિશા તરફ દૃષ્ટિ રાખી પિતૃઓ પાસે શ્રેષ્ઠ વરો માગવા.

दातारो नोऽभिवर्धन्तां वेदाः संततिरेव च ।
श्रद्धा च नो माव्यगमद्बहुदेयं च नोऽस्त्विति ॥ २५९ ॥

અમારા(કુળ)માં દાતાઓ, વેદાધ્યયન અને સંતતિ વધો; અમારી શ્રદ્ધા દૂર ન થાઓ; સુપાત્રને આપવા માટે અમને પુષ્કળ ધનાદિ હો. ૨૫૯

[ अन्नं च नो बहु भवेदतिथींश्च लभेमहि ।
याचितारश्च नः सन्तु मा च याचिष्म कंचन ॥

અમારે ત્યાં પુષ્કળ અન્ન હો, અતિથિઓ અમને મળો, અમને યાચનારાઓ હો, પણ અમે કોઈને ન યાચીએ. ]

શ્રાદ્ધ જમી ફરી ન જમાય

[ श्राद्धभुक् पुनरश्नाति तदहर्यो द्विजाधमः ।
प्रयाति सूकरीं योनिं कृमिर्वा नात्र संशयः ॥

એકવાર શ્રાદ્ધભોજન કર્યા પછી જે અધમ બ્રાહ્મણ તે દિવસે બીજીવાર જમે છે, તે ભૂંડનો અવતાર પામે છે, અથવા કીડો થઈ જન્મે છે, એમાં સંશય નથી. ]

શ્રાદ્ધના પિંડોની વ્યવસ્થા

एवं निर्वपणं कृत्वा पिण्डांस्तांस्तदनन्तरम् ।
गां विप्रमजमग्निं वा प्राशयेदप्सु वा क्षिपेत् ॥ २६० ॥

એમ પિંડપ્રદાન કર્યા પછી તે પિંડો ગાય, બ્રાહ્મણ, બકરી કે અગ્નિને ખવડાવવા અથવા પાણીમાં પધરાવવા. ૨૬૦

पिण्डनिर्वपणं केचित्पुरस्तादेव कुर्वते ।
वयोभिः खादयन्त्यन्ये प्रक्षिपन्त्यनलेऽप्सु वा ॥ २६१ ॥

કેટલાક ભોજન પહેલાં જ પિંડદાન કરે છે; કેટલાક તે પિંડો પક્ષીઓને ખવડાવે છે અથવા પાણી કે અગ્નિમાં નાખે છે.

પિતામહનો પિંડ યજમાનની પત્નીએ ખાઈ જવો

पतिव्रता धर्मपत्नी पितृपूजनतत्परा ।
मध्यमं तु ततः पिण्डमद्यात्सम्यक्सुतार्थिनी ॥ २६२ ॥

પિતૃના પૂજનમાં તત્પર અને પતિવ્રતા ધર્મપત્નીએ (आधत्त पितरो गर्भम्—એ) મંત્ર બોલી વચલો (પિતામહનો) પિંડ ખાઈ જવો. ૨૬૨

એ પિંડભક્ષણનું ફળ

आयुष्मन्तं सुतं सूते यशोमेधासमन्वितम् ।
धनवन्तं प्रजावन्तं सात्त्विकं धार्मिकं तथा ॥ २६३ ॥

કેમકે (એ પિંડ ખાવાથી) આયુષ, યશ, બુદ્ધિ, ધન અને પ્રજાવાળા તેમ જ સાત્ત્વિક અને ધાર્મિક પુત્રને જન્મ આપે છે.

પછી સગાંસંબંધીઓને જમાડવાં

प्रक्षाल्य हस्तावाचम्य ज्ञातिप्रायं प्रकल्पयेत् ।
ज्ञातिभ्यः सत्कृतं दत्त्वा बान्धवानपि भोजयेत् ॥ २६४ ॥

પછી બન્ને હાથ ધોઈ, આચમન કરી, જ્ઞાતિ-સંબંધીઓને જમાડવા અને જ્ઞાતિજનોને સત્કારપૂર્વક જમાડ્યા પછી બાંધવોને પણ જમાડવા. ૨૬૪

પછી ગૃહબલિ કર્મ

उच्छेषणं तु तत्तिष्ठेद्यावद्विप्रा विसर्जिताः ।
ततो गृहबलिं कुर्यादिति धर्मो व्यवस्थितः ॥ २६५ ॥

બ્રાહ્મણો વિદાય થયા ન હોય, ત્યાંસુધી તેમનું એઠું રાખી મૂકવું. (એટલે કે બ્રાહ્મણો જમીને જતા રહે ને પછી જ તેમનું એઠું સાફ કરાય.) પછી ગૃહબલિ કરવો-આવી ધર્મની વ્યવસ્થા છે.[*] ૨૬૫

કયાં બલિદાનોથી પિતૃઓને લાંબા કાળ સુધી તૃપ્તિ થાય છે?

हविर्यच्चिररात्राय यच्चानन्त्याय कल्पते ।
पितृभ्यो विधिवद्दत्तं तत्प्रवक्ष्याम्यशेषतः ॥ २६६ ॥

પિતૃઓને લાંબા કાળ સુધી આપેલું જે હવિષ તેમને અનંતકાલ માટે તૃપ્તિ ઉપજાવે છે, તે હું સંપૂર્ણ કહું છું. ૨૬૬

तिलैर्व्रीहियवैर्माषैरद्भिर्मूलफलेन वा ।
दत्तेन मासं तृप्यन्ति विधिवत्पितरो नृणाम् ॥ २६७ ॥

તલ, ચોખા, જવ, અડદ, જળ, મૂળ અથવા ફળ, એ વિધિપૂર્વક આપવાથી માણસોના પિતૃઓ એક મહિના સુધીની તૃપ્તિ પામે છે. ૨૬૭

द्वौ मासौ मत्स्यमांसेन त्रीन्मासान्हारिणेन तु ।
औरभ्रेणाथ चतुरः शाकुनेनाथ पञ्च वै ॥ २६८ ॥
षण्मासांश्छागमांसेन पार्षतेन च सप्त वै ।
अष्टावेणस्य मांसेन रौरवेण नवैव तु ॥ २६९ ॥
दशमासांस्तु तृप्यन्ति वराहमहिषामिषैः ।
शशकूर्मयोस्तु मांसेन मासानेकादशैव तु ॥ २७० ॥
संवत्सरं तु गव्येन पयसा पायसेन च ।
वार्ध्रीणसस्य मांसेन तृप्तिर्द्वादशवार्षिकी ॥ २७१ ॥

માછલીના માંસ*થી બે માસ સુધી, હરણના માંસથી

* આ ગ્રંથમાં એકથી અનેક વાર માંસના ભક્ષણના તથા તેના ઉપચારોના ઉલ્લેખો આવે છે; આ ઉપરથી વાચકે એવી કલ્પના ન કરવી જોઈએ, કે માંસભક્ષણ કે માંસનો ઉપચાર એ શા.આજ્ઞા જ છે. આ સ્મૃતિની વિશેષતા જ આ છે, કે તે તે કાળમાં સમાજમાં જે જે વસ્તુઓ અને રૂઢિઓ પ્રવર્તતાં હતાં, તે તે વસ્તુઓ અને

ત્રણ માસ સુધી, ઘેટાના માંસથી ચાર માસ સુધી, પક્ષીના માંસથી પાંચ માસ સુધી, બકરાના માંસથી છ માસ સુધી, ચિત્ર મૃગના માંસથી સાત માસ સુધી, મૃગના માંસથી આઠ માસ સુધી, રુરુમૃગના માંસથી નવ માસ સુધી, ભૂંડ અને પાડાના માંસથી દશ માસ સુધી, સસલા અને કાચબાના માંસથી અગિયાર માસ સુધી, ગાયના દૂધથી તથા તેની ખીરથી એક વર્ષ સુધી અને વાર્ધ્રીણસ(એક જાતના બકરા)ના માંસથી બાર વર્ષ સુધીની પિતૃઓને તૃપ્તિ રહે છે. ૨૬૮–૨૭૧

कालशाकं महाशल्काः खड्गलोहामिषं मधु ।
आनन्त्यायैव कल्पन्ते मुन्यन्नानि च सर्वशः ॥ २७२ ॥

કાલશાક નામે શાક, મહાશલ્ક નામની માછલીઓ, ગેંડા તથા લાલ બકરાનું માંસ, મધ, તેમ જ સર્વ પ્રકારનાં ઋષિધાન્યો પિતૃઓને અનંતકાળની તૃપ્તિ માટે થાય છે. ૨૭૨

ભાદરવા વદિ ૧૩ ને મઘા નક્ષત્રે શ્રાદ્ધ અવશ્ય કરવું

यत्किंचिन्मधुना मिश्रं प्रदद्यात्तु त्रयोदशीम् ।
तदप्यक्षयमेव स्याद्वर्षासु च मघासु च ॥ २७३ ॥

વર્ષાકાળમાં મઘા નક્ષત્રયુક્ત તેરશની તિથિએ જે કાંઈ મધ સાથે મેળવી પિતૃઓને અપાય છે, તે પણ તેમને અક્ષય જ (તૃપ્તિ આપનાર) થાય છે ૨૭૩

ટિપ્પણીની તેણે નોંધ લીધી છે અને તેમાંથી ઉદાત્ત તત્ત્વ કાઢી બતાવવા પ્રયત્ન કર્યો છે. ખરી રીતે, મનુ ભગવાનને 'માંસભક્ષણ' માન્ય જ નથી. આ જ ગ્રંથમાં એ સામે એમણે ઘણે સ્થળે ૨૫૯ લખ્યું છે; વળી ધર્મની તત્ત્વમીમાંસા કરતાં પણ એમણે અહિંસાને અગ્રસ્થાન આપ્યું છે.

अपि नः स कुले जायाद्यो नो दद्यात्त्रयोदशीम् ।
पायसं मधुसर्पिर्भ्यां प्राक्छाये कुञ्जरस्य च ॥ २७४ ॥

પિતૃઓ ઇચ્છે છે, કે અમારા કુળમાં એવો પુરુષ જન્મે, કે જે અમને ઉપલી (ભાદરવા વદ) તેરશે+ હાથીની છાયા પૂર્વ દિશામાં પડે, તે વખતે (ત્રીજે પહોરે) મધ અને ઘી સાથે દૂધપાક આપે. २७४

શ્રાદ્ધથી પિતૃઓને અખંડ તૃપ્તિ

यद्यद्ददाति विधिवत्सम्यक् श्रद्धासमन्वितः ।
तत्तत्पितृणां भवति परत्रानन्तमक्षयम् ॥ २७५ ॥

સારી રીતે શ્રદ્ધાયુક્ત થઈ વિધિપૂર્વક જે જે કંઈ (શાસ્ત્રમાં

+ મઘાનક્ષત્ર યુક્ત વર્ષાકાળની તેરશ જે ઉપરના શ્લોકમાં કહી છે, તે જ અહીં જણાવી છે; તે પણ 'प्रोष्ठपद्यामतीतायां मघायुक्तां त्रयोदशीम् । प्राप्य श्राद्धं हि कर्तव्यं मधुना पायसेन च-ભાદરવા મહિનાની પૂનમ ગયા પછી મઘા નક્ષત્ર સાથે ભાદરવા વદ તેરશ જે આવે છે, તે દિવસે મધ સહિત દૂધપાકથી પિતૃશ્રાદ્ધ કરવું.' આવું શંખનું વચન હોવાથી ઉપરના શ્લોકમાં તથા આ શ્લોકમાં ભાદરવા વદ તેરશ અહીં જણાવી છે; તોપણ એ તેરશ અને હાથીની છાયા-એ બેય સાથે જ લેવાં, એવો ખાસ આગ્રહ નથી. વિષ્ણુ કહે છે: 'अपि जायेत सोऽस्माकं कुले कश्चिन्नरोत्तमः । प्रावृट्कालेऽसिते पक्षे त्रयोदश्यां समाहितः मधुप्लुतेन यः श्राद्धं पायसेन समाचरेत् । कार्तिकं सकलं वाऽपि प्राक्छायं कुञ्जरस्य च-પિતૃઓ આવી આશા કરે છે, કે અમારા કુળમાં એવો કોઈ ઉત્તમ પુરુષ જન્મો, કે જે વર્ષાકાળમાં (ભાદરવામાં) કૃષ્ણપક્ષની તેરશના દિવસે સાવધાન થઈ મધ નાખેલા દૂધપાકથી અમારું શ્રાદ્ધ કરે; અથવા આખો કાર્તિક મહિનો હાથીની છાયા પૂર્વમાં પડે, તે સમયે-ત્રીજા પ્રહરે અમારું શ્રાદ્ધ કરે.' (कुल्लूक)

નહિ નિષેધેલું) પિતૃઓને આપે છે, તે તે પિતૃઓને પરલોકમાં અનંત અને અક્ષય (તૃપ્તિ આપનાર) થાય છે. ૨૭૫

શ્રાદ્ધ માટે ઉત્તમ તિથિઓ

कृष्णपक्षे दशम्यादौ वर्जयित्वा चतुर्दशीम् ।
श्राद्धे प्रशस्तास्तिथयो यथैता न तथेतराः ॥ २७६ ॥

વદમાં દશમથી માંડી ચૌદશ સિવાયની તિથિઓ શ્રાદ્ધમાં જેવી ઉત્તમ ગણાય છે, તેવી બીજી (એકમ વગેરે) તિથિઓ ઉત્તમ નથી. ૨૭૬

युक्षु कुर्वन्दिनर्क्षेषु सर्वान्कामान्समश्नुते ।
अयुक्षु तु पितॄन्सर्वान्प्रजां प्राप्नोति पुष्कलाम् ॥ २७७ ॥

(બીજ, ચોથ વગેરે) બેકી તિથિઓ અને (ભરણી, રોહિણી વગેરે) બેકી નક્ષત્રોમાં શ્રાદ્ધ કરી સર્વ પિતૃઓને પૂજનારો સર્વ કામનાઓ મેળવે છે; તેમ જ એકી તિથિઓમાં ને એકી નક્ષત્રોમાં શ્રાદ્ધ કરી પિતૃઓ પૂજનારો પુષ્કળ સંતતિ પામે છે.૨૭૭

શ્રાદ્ધ માટે બપોરનો સમય ઉત્તમ

यथा चैवापरः पक्षः पूर्वपक्षाद्विशिष्यते ।
तथा श्राद्धस्य पूर्वाह्णादपराह्णो विशिष्यते ॥ २७८ ॥

શુક્લપક્ષ કરતાં જેમ કૃષ્ણપક્ષ શ્રાદ્ધમાં ઉત્તમ ગણાય છે, તેમ બપોર પહેલાંના વખત કરતાં બપોરનો સમય શ્રેષ્ઠ છે.૨૭૮

પિતૃકર્મ કાયમ અપસવ્યથી જ થાય

प्राचीनावीतिना सम्यगपसव्यमतन्द्रिणा ।
पित्र्यमानिधनात्कार्यं विधिवद्दर्भपाणिना ॥ २७९ ॥

હાથમાં દર્ભ રાખી, સાવધાન રહી, અપસવ્ય કરી.

જમણે ખભે જનોઈ રાખીને, બરાબર વિધિથી મરણ સુધી (કાયમ) પિતૃકર્મ કરવું. ૨૭૯

ક્યારે શ્રાદ્ધ ન કરાય?

रात्रौ श्राद्धं न कुर्वीत राक्षसी कीर्तिता हि सा ।
संध्ययोरुभयोश्चैव सूर्ये चैवाचिरोदिते ॥ २८० ॥

રાત્રે શ્રાદ્ધ કરવું નહિ; કારણકે રાત્રિને રાક્ષસી કહી છે. વળી બન્ને સંધ્યાકાળે તથા સૂર્યોદય પછી તરત (ત્રણ મુહૂર્ત એટલે ૭ ઘડીની અંદર) જ શ્રાદ્ધ ન કરવું. ૨૮૦

વર્ષમાં ત્રણ વાર શ્રાદ્ધ કરવું

अनेन विधिना श्राद्धं त्रिरब्दस्येह निर्वपेत् ।
हेमन्तग्रीष्मवर्षासु पाञ्चयज्ञिकमन्वहम् ॥ २८१ ॥

આ વિધિથી વર્ષમાં ત્રણવાર હેમંત, ગ્રીષ્મ અને વર્ષાઋતુઓમાં શ્રાદ્ધ કરવું અને પંચમહાયજ્ઞ તો દરરોજ કરવા.

આવશ્યક બે આજ્ઞા

न पैतृयज्ञियो होमो लौकिकेऽग्नौ विधीयते ।
न दर्शेन विना श्राद्धमाहिताग्नेर्द्विजन्मनः ॥ २८२ ॥

પિતૃયજ્ઞ સંબંધી હોમ તે લૌકિક ચૂલાના અગ્નિમાં કરાય નહિ; તેમ જ અગ્નિહોત્રી બ્રાહ્મણે અમાસ સિવાય શ્રાદ્ધ કરવું નહિ. ૨૮૨

જળથી પિતૃતર્પણ કર્યાનું ફળ

यदेव तर्पयत्यद्भिः पितॄन्स्नात्वा द्विजोत्तमः ।
तेनैव कृत्स्नमाप्नोति पितृयज्ञक्रियाफलम् ॥ २८३ ॥

જે ઉત્તમ દ્વિજ સ્નાન કરી માત્ર જળથી જ પિતૃતર્પણ કરે છે, તે (એ તર્પણથી જ) પિતૃયજ્ઞની ક્રિયાનું (શ્રાદ્ધનું)

સમગ્ર ફળ પામે છે. ૨૮૩

સનાતની શ્રુતિ

वसून्वदन्ति तु पितॄन्रुद्रांश्चैव पितामहान् ।
प्रपितामहांस्तथादित्याञ्छ्रुतिरेषा सनातनी ॥ २८४ ॥

( મનુ વગેરે વિદ્વાનો ) પિતાઓને 'વસુ,' પિતામહોને 'રુદ્ર' અને પ્રપિતામહોને 'આદિત્ય' કહે છે; આ સનાતન શ્રુતિ છે.+ ૨૮૪

કયું અન્ન જમવા યોગ્ય છે?

विघसाशी भवेन्नित्यं नित्यं वामृतभोजनः ।
विघसो भुक्तशेषं तु यज्ञशेषं तथामृतम् ॥ २८५ ॥

નિત્ય 'વિઘસ' જમવું અથવા તો અમૃતભોજન કરવું. બ્રાહ્મણોના જમ્યા પછી બાકી રહેલું અન્ન 'વિઘસ' છે* અને યજ્ઞ કર્યા પછી બાકી રહેલું અન્ન 'અમૃત' છે. ૨૮૫

---

+ એટલે જ પૈઠીનસિ પણ કહે છે: 'य एवं विद्वान् पितॄन् यजते वसवो रुद्रा आदित्याश्चास्य प्रीता भवन्ति– એમ સમજતો જે પુરુષ પિતૃઓનું પૂજન કરે છે, તેના પર વસુઓ, રુદ્રો તથા આદિત્યો પ્રસન્ન થાય છે.' મેધાતિથિ અને ગોવિંદરાજ વળી એમ કહે છે, કે પિતૃઓ ઉપરના દ્વેષથી અથવા નાસ્તિકપણાથી જે માણસ પિતૃકર્મ કરતો નથી, તેને પિતૃકર્મમાં જોડવા માટે અહીં પિતૃઓ પર દેવતાઓની બુદ્ધિ કરાવી છે અને પિતૃઓની સ્તુતિ જણાવી છે. (कुल्लूक)

* આમ અહીં શ્રાદ્ધપ્રકરણ ચાલુ હોવાથી શ્રાદ્ધમાં બ્રાહ્મણભોજન પછી બાકી રહેલું અન્ન જમવાનું આ સૂચન છે; બીજી સ્મૃતિ પણ આ અભિપ્રાય જણાવે છે: 'भुक्तातिथिसंयुक्तं सर्वं पितृनिषेवितम्– પિતૃઓએ સેવેલું જે બાકી રહ્યું હોય, તે જ બધું અતિથિઓ સાથે જમી શકાય છે.' (कुल्लूक)

एतद्वोऽभिहितं सर्वं विधानं पाञ्चयज्ञिकम् ।
द्विजातिमुख्यवृत्तीनां विधानं श्रूयतामिति ॥ २८६ ॥

પાંચ મહાયજ્ઞ સંબંધી આ સર્વ વિધાન તમને કહ્યું. હવે દ્વિજવર્ણમાં મુખ્ય એવા બ્રાહ્મણની આજીવિકાનું વિધાન તમે સાંભળો. ૨૮૬

**इतिश्री मानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां प्रथमोऽध्यायः॥**

*ઇતિશ્રી માનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૩જો સમાપ્ત*

# અધ્યાય ૪થો

બ્રહ્મચર્ય તથા ગૃહસ્થાશ્રમનો કાળ

चतुर्थमायुषो भागमुषित्वाद्यं गुरौ द्विजः ।
द्वितीयमायुषो भागं कृतदारो गृहे वसेत् ॥ १ ॥

બ્રાહ્મણાદિ ત્રણે વર્ણના પુરુષે આયુષનો (પહેલો)× ચોથો ભાગ ગુરુકુલમાં રહી, આયુષનો બીજો ભાગ પત્ની સ્વીકારીને ગૃહસ્થાશ્રમમાં રહેવું. ૧

× આયુષનો પહેલો ચોથો ભાગ કેટલો ગણવો, એ અહીં વિચારવા જેવું છે; કારણ કે અમુક વર્ષો સુધીનું ચોક્કસ આયુષ તો નક્કી છે જ નહિ; જો કે 'शतायुर्वै पुरुष-પુરુષનું આયુષ સો વર્ષનું છે' એવું વેદવાક્ય મળે છે, તે ઉપરથી અહીં આયુષનો પહેલો ચોથો ભાગ ૨૫ વર્ષ સુધીનો લઈ શકાય તેમ નથી; કેમકે "षट्त्रिंशदाब्दिकं ब्रह्मचर्यम्-છત્રીસ વર્ષ સુધી બ્રહ્મચર્યાશ્રમમાં રહેવું" એવી જે આજ્ઞા છે, તેની સાથે તેથી વિરોધ આવે, માટે જે બ્રાહ્મણ અનુક્રમે ચારે આશ્રમમાં જવા ઇચ્છતો હોય, તેણે જન્મથી માંડી

કેવી આજીવિકાથી બ્રાહ્મણે જીવવું ?

अद्रोहेणैव भूतानामल्पद्रोहेण वा पुनः ।
या वृत्तिस्तां समास्थाय विप्रो जीवेदनापदि ॥ २ ॥

આપત્તિ સિવાયના વખતમાં બ્રાહ્મણે પ્રાણીઓને લગારે પીડા કર્યા સિવાય અથવા (પાંચ યજ્ઞો વગેરે કરી) થોડી જ પીડા કરીને પોતાની જે આજીવિકા થઈ શકે, તેનો આશ્રય કરી જીવવું. ૨

ધનસંગ્રહ કઈ રીતે કરવો ?

यात्रामात्रप्रसिद्ध्यर्थं स्वैः कर्मभिरगर्हितैः ।
अक्लेशेन शरीरस्य कुर्वीत धनसंचयम् ॥ ३ ॥

માત્ર જીવનનિર્વાહની સિદ્ધિ સારુ, તેણે શરીરને દુઃખ ન થાય, એ રીતે પોતાનાં અનિંદિત કર્મો વડે ધનસંગ્રહ કરવો.

કૂતરાંની પેઠે કદી ન જીવવું

ऋतामृताभ्यां जीवेत्तु मृतेन प्रमृतेन वा ।
सत्यानृताभ्यामपि वा न श्ववृत्त्या कदाचन ॥ ४ ॥

બ્રાહ્મણે 'ઋત' તથા 'અમૃત'થી, અથવા 'મૃત' તથા 'પ્રમૃત'થી, અથવા સત્યાનૃતથી જીવવું; પણ કૂતરાંના જેવી આજીવિકાથી કદી ન જીવવું. ૪

---

પોતાની શક્તિ પ્રમાણે ગુરુકુળમાં રહી બ્રહ્મચર્ય પાળવું અને તેટલો કાળ આયુષનો ચોથો ભાગ ગણી લેવો, અને તે પછી 'गृहस्थस्तु यदा पश्येत् ।' એમ મનુસ્મૃતિના છઠ્ઠા અધ્યાયના બીજા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે માથે પળિયાં દેખાય, તેટલા કાળ સુધીનો આયુષનો બીજો ભાગ ગણી તેટલો કાળ ગૃહસ્થાશ્રમમાં રહેવું. (कुल्लूक)

ઋત, અમૃત, મૃત, પ્રમૃત, સત્યાનૃત તથા શ્વાનવૃત્તિ–ક્રમે

ऋतमुञ्छशिलं ज्ञेयममृतं स्यादयाचितम् ।
मृतं तु याचितं भैक्ष्यं प्रमृतं कर्षणं स्मृतम् ॥ ५ ॥
सत्यानृतं तु वाणिज्यं तेन चैवापि जीव्यते ।
सेवा श्ववृत्तिराख्याता तस्मात्तां परिवर्जयेत् ॥ ६ ॥

(ખળામાં કે ખેતરમાં કોઈની માલિકી વિના પડી રહેલા દાણા એકએક કરી વીણી લાવવા તે) 'ઉંછ' અને (એ જ પ્રકારનાં દાણાવાળાં ડૂંડાં કે કણસલાં વીણી લાવવાં તે) શિલને 'ઋત+' જાણવું; વગર માગ્યે મળે તેને 'અમૃત×' જાણવું; માગ્યે મળે તે ભિક્ષાને 'મૃત÷' જાણવી; ખેતીને 'પ્રમૃત§' જાણવી અને વાણિજ્યને 'સત્યાનૃત‡' જાણવું; તેથી યે આજી-

+ ઉંછ અને શિલ–એ બન્નેનું ફળ અવશ્ય સાચું હોય જ છે, તેથી તેને 'ઋત' કહે છે.

× વગરમાગ્યે જે મળી આવે તે અમૃત જેવું સુખ ઉપજાવનાર હોય છે, માટે તેને 'અમૃત' કહે છે.

÷ માગ્યા પછી મળે, તે–ભિક્ષા, જાણે મરણને શરણ થયેલ હોય તેવી પીડા ઉપજાવે છે, તેથી તે 'મૃત' કહેવાય છે. આ ભિક્ષારૂપ આજીવિકા ગૃહસ્થ બ્રાહ્મણે કાચું અનાજ લેવારૂપે જ કરવાની હોય છે; પણ રાંધેલું અન્ન તેણે ભિક્ષામાં લેવાનું નથી; કેમકે પારકા ઘરના અગ્નિમાં જે રંધાયું હોય, તેનો પોતાના ઘરના અગ્નિમાં હોમ થઈ શકે નહિ.

§ ખેતી, એ જમીનમાં રહેલાં અનેક પ્રાણીઓની હિંસાનું કારણ બને છે, તેથી તેનું ફળ અનેક દુઃખરૂપ જ મળે છે, તેથી તે મોટામાં મોટા–અધમ મરણરૂપ ગણાય છે, તેથી જ તેને અહીં 'પ્રમૃત' કહેલ છે.

‡ વેપારમાં લગભગ સાચોખોટો વ્યવહાર કરવો જ પડે છે,

વિકા ચલાવાય; પણ ચાકરીને ('શ્વાનવૃત્તિ'[1] કૂતરાના જેવી આજીવિકા) કહી છે, એટલે તેનો ત્યાગ જ કરવો. ૫,૬

બ્રાહ્મણ કેટલો ધાન્યસંગ્રહ કરી શકે?

कुसूलधान्यको वा स्यात्कुम्भीधान्यक एव वा ।
त्र्यहैहिको वापि भवेदश्वस्तनिक एव वा ॥ ७॥

બ્રાહ્મણથી કોઠાર* ભરાય (ત્રણ વર્ષ ચાલે) એટલું અનાજ

તેથી તેને 'સત્યાનૃત' કહેલ છે; જો કે વેપારમાં પણ શાસ્ત્રે તો સાચુંખોટું કરવાની આજ્ઞા આપી જ નથી, છતાં વેપારમાં લોકો તેવું કરે જ છે; અને તે વેપારના જેવો જ વ્યાજવટાનો ધંધો પણ સાચાંખોટાંથી જ લોકો ચલાવે છે; માટે તે પણ અહીં 'સત્યાનૃત' કર્મમાં જ ગણી લેવાનો છે: એકંદર ખેતી, વેપાર અને વ્યાજવટું એ ત્રણે હલકાં કામ જ ગણાય છે, તેથી એવું કોઈ સંકટ આવી પડ્યું ન હોય, તો બ્રાહ્મણે તે ત્રણે કરવાનાં નથી જ, છતાં એવા કોઈ સંકટના સમયે તે પણ કરવાની અહીં છૂટ અપાઈ છે; પરંતુ એ ત્રણે ધંધા બ્રાહ્મણે પોતે જ પોતાને માટે ઊભા કરેલા ન જ હોવા જોઈએ, એ અહીં ખાસ સમજવાનું છે. આવો અભિપ્રાય ગૌતમ પણ જણાવે છે: 'कृषिवाणिज्ये स्वयं चाकृते कुसीदं च – ખેતી, વેપાર કે વ્યાજવટું બ્રાહ્મણે પોતે જ પોતાની આજીવિકા માટે ઊભું કરેલું ન જ હોવું જોઈએ.'

+ અને સેવા–નોકરી–ચાકરીમાં તો પોતે જેની સેવામાં જોડાયેલ હોય છે, તે સ્વામી–શેઠ વગેરેની સામે દીન-રાંક બની જોવાનું હોય છે અને તેના ઠપકા, અપમાન–તિરસ્કાર વગેરે પણ સહન કરવો પડે છે; વળી તે બતાવે તેવાં હલકાં કામ પણ કરવાનાં હોય છે, માટે તે આજીવિકાને કૂતરાંના જેવી આજીવિકા ગણીને 'શ્વાનવૃત્તિ' કહેલ છે અને તેનો તો બ્રાહ્મણે અવશ્ય ત્યાગ જ કરવો જોઈએ. (कुल्लूक)

* જે નિત્યનૈમિત્તિક ધર્મકાર્યો કર્યા કરતો હોય અને જેના ઘરમાં ઘણાં માણસોનું પોષણ કરવાનું હોય, તેવો ગૃહસ્થ બ્રાહ્મણ

સંઘરી શકાય, અથવા કોઠી[+] ભરાય (એક વર્ષ ચાલે) એટલું અનાજ સંઘરી શકાય, અથવા ત્રણ દિવસ જ ચાલે એટલું અનાજ સંઘરી શકાય; અથવા આવતી કાલે પણ ન પહોંચે તેટલું જ અનાજ રખાય. ૭

[सद्यः प्रक्षालिको वा स्यान्माससञ्चयिकोऽपि वा।
षण्मासनिचयो वापि समानिचय एव वा ॥
બ્રાહ્મણથી એક દિવસ જોગું અથવા એક માસ જોગું અથવા ૭ માસ પૂરતું કે એક વર્ષ પૂરતું જ અન્ન સંઘરી શકાય.]

એ સંગ્રહકર્તાઓમાં કયો ઉત્તમ છે?

चतुर्णामपि चैतेषां द्विजानां गृहमेधिनाम्।
ज्यायान्परः परो ज्ञेयो धर्मतो लोकजित्तमः ॥ ८ ॥

એ (ઉપર કહેલા) ચારે પ્રકારના (કોઠારપૂરતું ભરનારા

ત્રણ વર્ષ ચાલે તેટલું ધાન્ય સંઘરી શકે છે; તેને જ અહીં 'कुसूल-धान्यक.–કોઠાર ભરાય તેટલું ધાન્ય રાખનાર' કહ્યો છે.

+ અને જે એક વર્ષ સુધી નિર્વાહ થાય, તેટલું ધાન્ય સંઘરે, તેવા ગૃહસ્થી બ્રાહ્મણને અહીં 'कुंभीधान्यक' એટલે કોઠી ભરાય તેટલું ધાન્ય રાખનાર કહ્યો છે. યાજ્ઞવલ્ક્યે પણ 'प्राक् सौमिकीः क्रिया. कुर्याद् यस्यान्नं वार्षिकं भवेत्–જેની પાસે એક વર્ષ ચાલે તેટલું અનાજ હોય, તે બ્રાહ્મણે પહેલાં તો સોમ સંબંધી ક્રિયાઓ કરવી જોઈએ' એમ કહી એક વર્ષ ચાલે તેટલું ધાન્ય સંઘરવાની બ્રાહ્મણને છૂટ આપી છે. મનુ પણ આગળ જતાં જે વાનપ્રસ્થને જ માટે 'समानिचय एव वा–એક વર્ષ ચાલે તેટલો ધાન્યસંગ્રહ તેણે કરવો' એમ કહેશે; તેથી જણાય છે, કે જેના ઘરમાં ઘણાંનું પોષણ કરવાનું હોય છે, તેવો ગૃહસ્થ બ્રાહ્મણ એક વર્ષ ચાલે તેટલું ધાન્ય ખુશીથી સંઘરી શકે છે. (कुल्लूक)

વગેરે ) ગૃહસ્થી બ્રાહ્મણોમાં પછી પછીનાને આગળના કરતાં શ્રેષ્ઠ જાણવા; કેમકે તેઓ ધર્મ દ્વારા શ્રેષ્ઠ લોક-સ્વર્ગાદિને જીતનારા છે. ૮

કોણે કઈ આજીવિકા કરવી ?

षट्कर्मैको भवत्येषां त्रिभिरन्यः प्रवर्तते ।
द्वाभ्यामेकश्चतुर्थस्तु ब्रह्मसत्रेण जीवति ॥ ९ ॥

એ ચાર ગૃહસ્થોમાં જે મોટો વસ્તારી હોય, તેણે ઋત આદિ પાંચ અને વ્યાજવટાવ-એ છ કર્મોથી નિર્વાહ ચલાવવો; એથી ઓછો વસ્તારી હોય, તેણે યાજન, પ્રતિગ્રહ અને અધ્યાપન-એ ત્રણ કર્મોથી જીવનનિભાવ કરવો; ત્રીજો એથી યે ઓછો વસ્તારી હોય, તે યાજન અને અધ્યાપન એ બેથી જીવિકા નિભાવે અને ચોથો ( ઘણો જ ઓછો વસ્તારી ) વેદાધ્યયનથી જ જીવનનિર્વાહ કરે. ૯

કોણે અગ્નિહોત્રી જ રહેવું ?

वर्तयंश्च शिलोञ्छाभ्यामग्निहोत्रपरायणः ।
इष्टीः पार्वायनान्तीयाः केवला निर्वपेत्सदा ॥ १० ॥

શિલોંછવૃત્તિથી જીવનારે અગ્નિહોત્રમાં જ પરાયણ રહેવું અને માત્ર પર્વ તથા અયનના અંતની જ ઇષ્ટિઓ સદા કરવી.

શુદ્ધ બ્રાહ્મણ-વૃત્તિથી જીવવું

न लोकवृत्तं वर्तेत वृत्तिहेतोः कथंचन ।
अजिह्मामशठां शुद्धां जीवेद्ब्राह्मणजीविकाम् ॥ ११ ॥

આજીવિકા ખાતર પ્રાકૃતવેડા ( વિદૂષકપણું વગેરે ) કદી કરવા નહિ; પરંતુ કપટ અને શઠતાથી રહિત શુદ્ધ બ્રાહ્મણ-

વૃત્તિથી જ આજીવિકા કરવી. ૧૧

બ્રાહ્મણે સંતોષી જ રહેવું

संतोषं परमास्थाय सुखार्थी संयतो भवेत् ।
संतोषमूलं हि सुखं दुःखमूलं विपर्ययः ॥ १२ ॥

સુખની ઇચ્છાવાળા બ્રાહ્મણે પરમ સંતોષ રાખી સંયમી રહેવું. સંતોષ એ જ સુખનું મૂળ છે, એથી ઊલટો–અસંતોષ દુઃખનું મૂળ છે. ૧૨

આ વ્રતો ધારણ કરવાં

अतोऽन्यतमया वृत्त्या जीवंस्तु स्नातको द्विजः ।
स्वर्गायुष्ययशस्यानि व्रतानीमानि धारयेत् ॥ १३ ॥

પૂર્વોક્ત છમાંની ગમે તે કોઈ એક જ વૃત્તિથી આજીવિકા ચલાવનારાં સ્નાતક બ્રાહ્મણે સ્વર્ગ, આયુષ અને યશ આપનારાં આ નીચેનાં વ્રતો ધારણ કરવાં: ૧૩

પોતાનું વૈદિક કર્મ અવશ્ય કરવું

वेदोदितं स्वकं कर्म नित्यं कुर्यादतन्द्रितः ।
तद्धि कुर्वन्यथाशक्ति प्राप्नोति परमां गतिम् ॥१४॥

બ્રાહ્મણે આળસરહિત રહી નિત્ય પોતાનાં વેદોક્ત કર્મો કરવાં; કેમકે એને યથાશક્તિ આચરતો બ્રાહ્મણ પરમ ગતિ-મોક્ષ પામે છે.× ૧૪

× મહાભારતના મોક્ષધર્મ પર્વમાં કહ્યું છે કે: 'ज्ञानमुत्पद्यते पुंसां क्षयात् पापस्य कर्मणः । तथादर्शतलप्रख्ये पश्यन्त्यात्मानमात्मना'–( વૈદિક નિત્યકર્મોથી ) પાપનો નાશ થતાં મનુષ્યોને જ્ઞાન ઉત્પન્ન થાય છે અને પછી દર્પણ જેવા નિર્મળ થયેલા અંતઃકરણમાં પોતે જ આત્માનો સાક્ષાત્કાર કરે છે.' (कुल्लूक)

આઈ બજાવી ધન ન કમાવું

नेहेतार्थान्प्रसङ्गेन न विरुद्धेन कर्मणा ।
न विद्यमानेष्वर्थेषु नार्त्यामपि यतस्ततः ॥ १५ ॥

બ્રાહ્મણે ગાવાબજાવાના પ્રસંગથી કે શાસ્ત્રવિરુદ્ધ કર્મથી ધન કમાવું નહિ; તેમ જ ધન હોય કે તેની ભીડ હોય ત્યારે પણ જ્યાંત્યાંથી ધન મેળવવા ઇચ્છા ન રાખવી. ૧૫

ઇન્દ્રિયોના વિષયોમાં આસક્ત ન થવું

इन्द्रियार्थेषु सर्वेषु न प्रसज्येत कामतः ।
अतिप्रसक्तिं चैतेषां मनसा संनिवर्त्तयेत् ॥ १६ ॥

ઇન્દ્રિયોના સર્વ વિષયોમાં કામનાથી આસક્ત ન થવું; પણ મનથી એમની અતિઆસક્તિ દૂર કરવી. ૧૬

સ્વાધ્યાયમાં નિત્ય તત્પર રહેવું

सर्वान्परित्यजेदर्थान्स्वाध्यायस्य विरोधिनः ।
यथातथाध्यापयंस्तु सा ह्यस्य कृतकृत्यता ॥ १७ ॥

સ્વાધ્યાયના વિરોધી સર્વ વિષયો ત્યજી દેવા; કેમકે હરકોઈ ઉપાયે સ્વાધ્યાયમાં તત્પર રહેવું, એ જ બ્રાહ્મણનું કૃતાર્થપણું છે. ૧૭

પોતાને છાજે તેમ વર્તવું

वयसः कर्मणोऽर्थस्य श्रुतस्याभिजनस्य च ।
वेषवाग्बुद्धिसारूप्यमाचरन्विचरेदिह ॥ १८ ॥

બ્રાહ્મણે પોતાની ઉંમર, કર્મ, સંપત્તિ, વિદ્યા અને કુળને છાજે એવા વેષ, વાણી તથા બુદ્ધિ રાખી આ લોકમાં વર્તવું.

વૈદિક શાસ્ત્રો કાયમ વિચાર્યા કરવાં

बुद्धिवृद्धिकराण्याशु धन्यानि च हितानि च ।
नित्यं शास्त्राण्यवेक्षेत निगमांश्चैव वैदिकान् ॥ १९ ॥

તેણે તરત બુદ્ધિ વધારનારાં (વ્યાકરણ, મીમાંસા, સ્મૃતિઓ, પુરાણો તથા ન્યાયશાસ્ત્રો), ધન દેનારાં ( અર્થશાસ્ત્રો ) ને હિત કરનારાં ( જ્યોતિષ, વૈદક વગેરે ) શાસ્ત્રો, તેમ જ વેદનો અર્થ જણાવનારાં શાસ્ત્રો વિચાર્યા કરવાં. ૧૯

શાસ્ત્રોના અભ્યાસનું ફળ

✓ यथा यथा हि पुरुषः शास्त्रं समधिगच्छति ।
तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥ २० ॥

મનુષ્ય જેમજેમ શાસ્ત્રનું અધ્યયન કરે છે, તેમતેમ તે વિશેષ જ્ઞાન પામે છે અને તેનું વિજ્ઞાન ઉજ્જવળ બને છે. ૨૦

શાસ્ત્રો કદી ન છોડવાં

✓ [ शास्त्रस्य पारं गत्वा तु भूयो भूयस्तदभ्यसेत् ।
तच्छास्त्रं सबलं कुर्यान्न चाधीत्य त्यजेत्पुनः ॥

શાસ્ત્રનો પાર પામ્યા પછી પણ તેનો ફરીફરી અભ્યાસ કર્યા કરવો અને તે શાસ્ત્રને દૃઢ કરવું; પરંતુ ભણ્યા પછી તેને છોડી ન દેવું. ]

પાંચ મહાયજ્ઞો કદી ન છોડવા

ऋषियज्ञं देवयज्ञं भूतयज्ञं च सर्वदा ।
नृयज्ञं पितृयज्ञं च यथाशक्ति न हापयेत् ॥ २१ ॥

ઋષિયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને પિતૃયજ્ઞ, એ પાંચ મહાયજ્ઞ હમેશાં શક્તિ પ્રમાણે કરવા; પણ કદી ત્યજવા નહિ. ૨૧

પાંચ મહાયજ્ઞો કરવાની જ્ઞાનીઓની રીત

एतानेके महायज्ञान्यज्ञशास्त्रविदो जनाः ।
अनीहमानाः सततमिन्द्रियेष्वेव जुह्वति ॥ २२ ॥

યજ્ઞશાસ્ત્ર જાણનારા કેટલાક વિદ્વાનો આ મહાયજ્ઞો, (બહારની વિધિથી) કરતા નથી; પણ જ્ઞાનેન્દ્રિયોમાં જ નિરંતર હોમ કરે છે. (પાંચ વિષયોના જ્ઞાન વગેરેનો સંયમ કરે છે.)

वाच्येके जुह्वति प्राणं प्राणे वाचं च सर्वदा ।
वाचि प्राणे च पश्यन्तो यज्ञनिर्वृत्तिमक्षयाम् ॥ २३ ॥

કેટલાક (બ્રહ્મવેત્તા ગૃહસ્થો) વાણીમાં અને પ્રાણમાં યજ્ઞની અક્ષય ફળસિદ્ધિ જોતા નિરંતર વાણીમાં પ્રાણને અને પ્રાણમાં વાણીને હોમે છે. ૨૩

ज्ञानेनैवापरे विप्रा यजन्त्येतैर्मखैः सदा ।
ज्ञानमूलां क्रियामेषां पश्यन्तो ज्ञानचक्षुषा ॥ २४ ॥

જ્ઞાનરૂપ મૂળવાળી આ જ્ઞાનની ક્રિયાને જ્ઞાનદૃષ્ટિએ જોતા બીજા કેટલાક (બ્રહ્મનિષ્ઠ) બ્રાહ્મણો સદા જ્ઞાનથી જ તે યજ્ઞો કરે છે.+ ૨૪

+ અર્થાત્ બીજા બ્રહ્મનિષ્ઠ બ્રાહ્મણો સંપૂર્ણ રીતે બ્રહ્મજ્ઞાનથી આ પાંચ યજ્ઞો કરે છે. તેવી રીતે કે 'જ્ઞાન' એ બ્રહ્મ છે. 'सत्यं ज्ञानमनन्तम्'–બ્રહ્મ તે જ સત્ય તથા જ્ઞાનરૂપ હોઈ અનંત છે, એમ શ્રુતિમાં બ્રહ્મ જ જ્ઞાનરૂપે પ્રસિદ્ધ છે. જ્ઞાનની આ ઉત્પત્તિ, જ્ઞાનરૂપ બ્રહ્મથી જ થયેલી છે, એમ તેઓ ઉપનિષદરૂપ જ્ઞાનદૃષ્ટિથી જુએ છે, કે 'सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत' (છાંદો૦ ૩, ૧૪, ૧) આ બધું બ્રહ્મ જ છે; કારણ કે તે બ્રહ્મમાંથી ઉપજ્યું છે, બ્રહ્મમાં જ લીન થવાનું છે અને બ્રહ્મમાં જ રહેલું છે; માટે શાંત બની

સવારસાંજ અગ્નિહોત્ર હોમવું

अग्निहोत्रं च जुहुयादाद्यन्ते द्युनिशोः सदा ।
दर्शेन चार्धमासान्ते पौर्णमासेन चैव हि ॥ २५ ॥

અગ્નિહોત્રીએ હમેશાં સવારસાંજ અગ્નિહોત્ર હોમવું, અગ્નિમાં હોમ કરવો અને અમાસે દર્શ નામનો યજ્ઞ તથા અર્ધ માસને અંતે અર્થાત્ પૂનમે પૌર્ણમાસ નામનો યજ્ઞ કરવો. ૨૫

નવી મોસમ વગેરેમાં કરવાની ક્રિયા

सस्यान्ते नवसस्येष्ट्या तथर्त्वन्ते द्विजोऽध्वरैः ।
पशुना त्वयनस्यादौ समान्ते सौमिकैर्मखैः ॥ २६ ॥

જૂનું ધાન્ય થઈ રહેતાં બ્રાહ્મણે નવી મોસમનાં નવાં ધાન્યની (આગ્રયણ) ઇષ્ટિ કરવી; દરેક ઋતુના અંતે ચાતુર્માસ યજ્ઞ કરવા; દક્ષિણાયન અને ઉત્તરાયણના આરંભમાં પશુબંધ નામનો યાગ કરવો અને વર્ષને અંતે વસંતઋતુમાં સોમ રસથી કરાતા અગ્નિષ્ટોમ આદિ યજ્ઞો કરવા. ૨૬

આગ્રયણ ઇષ્ટિ કર્યા વિના નવું અનાજ ન ખવાય

नानिष्ट्वा नवसस्येष्ट्या पशुना चाग्निमान्द्विजः ।
नवान्नमद्यान्मांसं वा दीर्घमायुर्जिजीविषुः ॥ २७ ॥

લાંબું આયુષ જીવવા ઇચ્છતા અગ્નિહોત્રી બ્રાહ્મણે નવધાન્યની (આગ્રયણ) ઇષ્ટિ કર્યા વિના નવું ધાન્ય ખાવું

બ્રહ્મની જ ઉપાસના કરવી.' એવી જ્ઞાનદૃષ્ટિથી પાંચ યજ્ઞોને પણ બ્રહ્મસ્વરૂપે જ ધ્યાન કરી તેઓ તે યજ્ઞો સિદ્ધ કરે છે અને પાંચ યજ્ઞોનું સાચું ફળ મેળવે છે. આમ ૨૨, ૨૩, ૨૪ ત્રણ શ્લોકોમાં બ્રહ્મનિષ્ઠ–વેદસંન્યાસી–ગૃહસ્થોની આ યજ્ઞવિધિઓ કહી છે. (कुल्लूक)

નહિ; તેમ જ પશુવધ નામનો યાગ કર્યા સિવાય× માંસ ખાવું નહિ. ૨૭

नवेनानर्चिता ह्यस्य पशुहव्येन चाग्नयः ।
प्राणानेवात्तुमिच्छन्ति नवान्नामिषगर्धिनः ॥ २८ ॥

નવા અન્નથી તેમ જ પશુના હવ્યથી નહિ પૂજેલા તેના અગ્નિઓ તે નવું અન્ન તથા માંસની ઇચ્છાવાળા પુરુષના પ્રાણોને જ ખાઈ જવા ઇચ્છે છે. ૨૮

અતિથિસત્કાર કરવો જ

आसनाशनशय्याभिरद्भिर्मूलफलेन वा ।
नास्य कश्चिद्वसेद्गेहे शक्तितोऽनर्चितोऽतिथिः ॥ २९ ॥

ગૃહસ્થીને ઘેર કોઈ પણ અતિથિ આસન, ભોજન શય્યા, જળ, મૂળ કે ફળથી યથાશક્તિ સત્કાર પામ્યા વિના રહે નહિ. ૨૯

કોનો વાણીથી પણ સત્કાર ન કરવો?

पाषण्डिनो विकर्मस्थान्वैडालव्रतिकाञ्छठान् ।
हैतुकान्बकवृत्तींश्च वाङ्मात्रेणापि नार्चयेत् ॥ ३० ॥

પાખંડીઓ, શાસ્ત્રવિરુદ્ધ કર્મ કરનારા, બિલાડાંની જેમ વર્તનારા, લુચ્ચા, વેદ વિરુદ્ધ તર્ક ઉઠાવનારા અને બગલાંના જેવી વૃત્તિ રાખનારાઓનો વાણી વડે પણ સત્કાર કરવો નહિ. ૩૦

× અહીં માંસ ખાવાની આજ્ઞા ન સમજવી; પણ માંસ ખાનારાઓ માટે પણ યજ્ઞની ભાવના હોવી જ જોઈએ, એમ સમજવું.

કોની પૂજા કરવી અને ન કરવી?

वेदविद्याव्रतस्नाताञ्श्रोत्रियान्गृहमेधिनः ।
पूजयेद्धव्यकव्येन विपरीतांश्च वर्जयेत् ॥ ३१ ॥

વિદ્યાસ્નાતક, વ્રતસ્નાતક અને વિદ્યાવ્રતસ્નાતક*—એ ત્રણે શ્રોત્રિય વેદવેત્તા ગૃહસ્થોનો બ્રાહ્મણે હવ્યકવ્યથી સત્કાર કરવો, પણ એથી વિપરીત અભણને છોડી દેવા. ૩૧

ગૃહસ્થે બ્રહ્મચારીઓને તથા સંન્યાસીઓને અન્ન આપવું

शक्तितोऽपचमानेभ्यो दातव्यं गृहमेधिना ।
संविभागश्च भूतेभ्यः कर्तव्योऽनुपरोधतः ॥ ३२ ॥

હાથે ન રાંધનારા—બ્રહ્મચારી તથા સંન્યાસીઓને ગૃહસ્થે યથાશક્તિ ભોજન આપવું; તેમ જ (પોતાના કુટુંબને) હરકત ન આવે, એ રીતે વૃક્ષાદિ ભૂતો માટે પણ ભાગ કાઢવો. ૩૨

નિર્ધન સ્નાતકે ધન ક્યાંથી લેવા ઇચ્છવું?

राजतो धनमन्विच्छेत्संसीदन्स्नातकः क्षुधा ।
याज्यान्तेवासिनोर्वापि न त्वन्यत इति स्थितिः ॥ ३३ ॥

* આ ત્રણના લક્ષણ હારીત આ પ્રમાણે કહે છે; 'यः समाप्य वेदान् असमाप्य व्रतानि समावर्तते स विद्यास्नातक; यः समाप्य व्रतान्यसमाप्य वेदान् समावर्तते स व्रतस्नातकः, उभयं समाप्य समावर्तते स विद्याव्रतस्नातक.'—જે વેદો સંપૂર્ણ ભણ્યા વિના વ્રતો પૂરાં કરી, વેદાધ્યયન પછીનું સ્નાન કરે તે 'વિદ્યાસ્નાતક' કહેવાય છે; જે વ્રતો અધૂરાં રાખી વેદો સંપૂર્ણ ભણીને વેદાધ્યયન પછીનું સ્નાન કરે તે 'વ્રતસ્નાતક' કહેવાય છે અને જે વ્રતો તથા વેદો—બંને સમાપ્ત કરી વેદાધ્યયન પછીનું સ્નાન કરે તે 'વિદ્યાવ્રતસ્નાતક' કહેવાય છે. એકંદર આ ત્રણે શ્રોત્રિય તો છે જ. (कुल्लूक)

ભૂખથી પીડાતો નિર્ધન સ્નાતક બ્રાહ્મણે ક્ષત્રિય રાજા પાસેથી, પોતાના યજમાન પાસેથી કે શિષ્ય પાસેથી ધન મેળવવા ઇચ્છવું, પણ બીજા પાસેથી ધન લેવા ઇચ્છવું નહિ, એવી શાસ્ત્રમર્યાદા છે. ૩૩

સ્નાતકે ભૂખથી હેરાન થવું નહિ

न सीदेत्स्नातको विप्रः क्षुधा शक्तः कथंचन ।
न जीर्णमलवद्वासा भवेच्च विभवे सति ॥ ३४ ॥

(પ્રતિગ્રહ કરવા) શક્તિમાન સ્નાતક બ્રાહ્મણે ભૂખથી કદી પીડાવું નહિ; તેમ જ વૈભવ હોય છતાં જૂનાં અને મેલાં વસ્ત્ર પહેરવાં નહિ. ૩૪

સફાઈથી રહેવું

क्लृप्तकेशनखश्मश्रुर्दान्तः शुक्लाम्बरः शुचिः ।
स्वाध्याये चैव युक्तः स्यान्नित्यमात्महितेषु च ॥ ३५ ॥

તેણે હમેશાં કેશ, નખ તથા દાઢીમૂછ કતરાવેલાં રાખવાં, ઇંદ્રિયોને વશ રાખવી, ધોળાં વસ્ત્રો પહેરવાં, પવિત્રતા જાળવવી સ્વાધ્યાયમાં તત્પર રહેવું અને (ઔષધોના ઉપયોગ વગેરેથી) પોતાના હિતમાં યુક્ત રહેવું. ૩૫

કાયમ શું ધારણ કરવું?

वैणवीं धारयेद्यष्टिं सोदकं च कमण्डलुम् ।
यज्ञोपवीतं वेदं च शुभे रौक्मे च कुण्डले ॥ ३६ ॥

તેમ જ વાંસની લાકડી, પાણીભર્યું કમંડળ, જનોઈ, દર્ભની ઝૂડી અને સોનાનાં બે સુંદર કુંડલો ધારણ કરવાં. ૩૬

કયા સૂર્યનાં દર્શન કરાય નહિ?

नेक्षेतोद्यन्तमादित्यं नास्तं यान्तं कदाचन ।
नोपसृष्टं न वारिस्थं न मध्यं नभसो गतम् ॥ ३७ ॥

તેણે ઊગતા કે આથમતા સૂર્યને કદી ન જોવો તેમ જ ગ્રહણ પામેલા, પાણીમાં પ્રતિબિંબ પડેલા અને આકાશના મધ્યે આવેલા ( બપોરના ) સૂર્યને પણ ન જોવો. ૩૭

ખાસ શાસ્ત્રીય આજ્ઞા

न लङ्घयेद्वत्सतन्त्रीं न प्रधावेच्च वर्षति ।
न चोदके निरीक्षेत स्वं रूपमिति धारणा ॥ ३८ ॥

તેમ જ વાછરડાની દોરને ન ઓળંગવી, વરસતે વરસાદે ન દોડવું અને પાણીમાં પોતાનો પડછાયો ન જોવો—આ શાસ્ત્ર-નિયમ છે. ૩૮

કોને જમણી બાજુ રાખવાં?

मृदं गां दैवतं विप्रं घृतं मधु चतुष्पथम् ।
प्रदक्षिणानि कुर्वीत प्रज्ञातांश्च वनस्पतीन् ॥ ३९ ॥

( પોતે બહાર નીકળે ત્યારે ) માટી, ગાય, દેવમૂર્તિ, બ્રાહ્મણ, ઘી, મધ, ચાર માર્ગોનો સંગમ અને પ્રસિદ્ધ મોટાં વૃક્ષો—એટલાં જમણી બાજુ રહે તેમ કરવું. ૩૯

ગૃહસ્થે રજસ્વલાસંગમ કરવો નહિ

नोपगच्छेत्प्रमत्तोऽपि स्त्रियमार्तवदर्शने ।
समानशयने चैव न शयीत तया सह ॥ ४० ॥

કામની પીડા થઈ આવી હોય, તો યે કોઈપણ પુરુષે ઋતુદર્શનમાં આવેલી સ્ત્રીનો સંગમ કરવો નહિ અને તેની સાથે એક પથારીએ સૂવું નહિ. ૪૦

રજસ્વલાગમનનું અનિષ્ટ ફળ

रजसाभिप्लुतां नारीं नरस्य ह्युपगच्छतः ।
प्रज्ञा तेजो बलं चक्षुरायुश्चैव प्रहीयते ॥ ४१ ॥

જે પુરુષ રજસ્વલા સ્ત્રીને ભોગવે છે, તેનાં બુદ્ધિ, તેજ, બળ, નેત્ર અને આવરદા નાશ પામે છે. ૪૧

રજસ્વલાત્યાગનું ઉત્તમ ફળ

तां विवर्जयतस्तस्य रजसा समभिप्लुताम् ।
प्रज्ञा तेजो बलं चक्षुरायुश्चैव प्रवर्धते ॥ ४२ ॥

જે પુરુષ રજસ્વલા સ્ત્રીનો સંગ ત્યજે છે, તેનાં બુદ્ધિ, તેજ, બળ, નેત્ર અને આયુષ વધે છે. ૪૨

પત્નીને ક્યારે ન જોવી?

नाश्नीयाद्भार्यया सार्धं नैनामीक्षेत चाश्नतीम् ।
क्षुवतीं जृम्भमाणां वा न चासीनां यथासुखम् ॥ ४३ ॥

પત્ની સાથે (એક થાળીમાં) જમવું નહિ; તેમ જ તે ખાતી હોય, છીંકતી હોય, બગાસું લેતી હોય કે આરામથી બેઠી હોય, ત્યારે તેને જોવી નહિ. ૪૪

नाञ्जयन्तीं स्वके नेत्रे न चाभ्यक्तामनावृताम् ।
न पश्येत्प्रसवन्तीं च तेजस्कामो द्विजोत्तमः ॥ ४४ ॥

તેમ જ સ્ત્રી પોતાની આંખ આંજતી હોય, તેલ ચોળેલી હોય, (સ્તન પર) ઉઘાડી હોય કે પ્રસવ કરતી હોય, ત્યારે પણ તેજની ઇચ્છાવાળા ઉત્તમ દ્વિજે તેને ન જોવી. ૪૪

પરબો સંબંધી નિયમો

[उपेत्य स्नातको विद्वान्प्रेक्षेद्वस्त्रं परस्त्रियम् ।
सरहस्यं च संवादं परस्त्रीषु विवर्जयेत् ॥

વિદ્વાન સ્નાતકે ખાસ પાસે જઈ નગ્ન પરસ્ત્રીને ન જોવી; તેમ જ પરસ્ત્રીઓ સાથેની ગુપ્ત વાતચીત છોડવી. ]

ભોજન, સ્નાન તથા મૂત્ર સંબંધી નિયમો

नान्नमद्यादेकवासा न नग्नः स्नानमाचरेत् ।
न मूत्रं पथि कुर्वीत न भस्मनि न गोव्रजे ॥ ४५ ॥
न फालकृष्टे न जले न चित्यां न च पर्वते ।
न जीर्णदेवायतने न वल्मीके कदाचन ॥ ४६ ॥

એકવસ્ત્રે ભોજન કરવું નહિ, નગ્ન થઈ સ્નાન કરવું નહિ; તેમ જ રસ્તાની વચ્ચે, રાખમાં, ગોશાળામાં, ચાસેલા ખેતરમાં, પાણીમાં, વેદી પર, પર્વત ઉપર, જીર્ણ દેવસ્થાનમાં અને રાફડા પર કદી પેશાબ કરવો નહિ. ૪૫, ૪૬

મળમૂત્ર ક્યાં ન કરાય?

न ससत्त्वेषु गर्तेषु न गच्छन्नापि च स्थितः ।
न नदीतीरमासाद्य न च पर्वतमस्तके ॥ ४७ ॥
वाय्वग्निविप्रमादित्यमपः पश्यंस्तथैव गाः ।
न कदाचन कुर्वीत विण्मूत्रस्य विसर्जनम् ॥ ४८ ॥

જીવજંતુવાળા ખાડાઓમાં, ચાલતાંચાલતાં, ઊભાંઊભાં, નદીકાંઠે જઈને, પર્વતને શિખરે, તેમ જ વાયુ×, અગ્નિ, બ્રાહ્મણ, સૂર્ય, પાણી તથા ગાયને જોતાંજોતાં મળમૂત્રનો ત્યાગ

× વાયુ તો રૂપરહિત છે; તેથી તેની સામે જોવું શક્ય નથી, છતાં અહીં વાયુની સામે પણ જોવાનો નિષેધ કર્યો છે, તેમાં આ અભિપ્રાય છે, કે જોરદાર વાયુએ ઉડાડેલી ધૂળ, ઘાસ કે પાંદડાં વગેરે સામે જોતાંજોતાં મળમૂત્રનો ત્યાગ કરવો નહિ. (कुल्लूक)

કહી કરવો નહિ. ૪૭,૪૮

મળમૂત્રનો ત્યાગ કયાં કરાય?

तिरस्कृत्योच्चरेत्काष्ठलोष्ठपत्रतृणादिना ।
नियम्य प्रयतो वाचं संवीताङ्गोऽवगुण्ठितः ॥ ४९ ॥

પોતાનાં અંગોને બરાબર ઢાંકી માથે ઓઢીને લાકડાં, ઢેફાં તેમ જ પડ આદિથી જમીનને ઢાંકી દઈ, તેમ જ વાણીને ખાસ નિયમમાં રાખી ( મૂગા રહી ) મળમૂત્રનો ત્યાગ કરવો.

મળમૂત્ર કરતી વેળા મોઢું કઈ દિશાએ?

मूत्रोच्चारसमुत्सर्गं दिवा कुर्यादुदङ्मुखः ।
दक्षिणाभिमुखो रात्रौ संध्ययोश्च यथा दिवा ॥ ५० ॥

દિવસે ઉત્તર દિશા તરફ, રાત્રે દક્ષિણ દિશા તરફ અને બેય સંધ્યાકાળે દિવસની જેમ ઉત્તર દિશા તરફ મુખ રાખી મળમૂત્રનો ત્યાગ કરવો. ૫૦

મરજી પડે તે બાજુ મોઢું ક્યારે?

छायायामन्धकारे वा रात्रावहनि वा द्विजः ।
यथासुखमुखः कुर्यात्प्राणबाधाभयेषु च ॥ ५१ ॥

રાત્રે અંધારું કે છાયા હોય, તેમ જ દિવસે છાયા કે ( ધુમ્મસ વગેરેથી ) અંધારું હોય ( ત્યારે અમુક ચોક્કસ દિશા-

ની ખબર ન પડે ત્યારે ) અથવા પ્રાણ પર સંકટ આવવાનો ભય હોય, ત્યારે દ્વિજે મરજી પડે તે બાજુ મુખ રાખી, મળમૂત્રનો ત્યાગ કરવો. ૫૧

અગ્નિ વગેરે સામે મળમૂત્ર કરવાથી બુદ્ધિનો નાશ

प्रत्यग्निं प्रतिसूर्यं च प्रतिसोमोदकद्विजान् ।
प्रति गां प्रति वातं च प्रज्ञा नश्यति मेहतः ॥ ५२ ॥

અગ્નિ, સૂર્ય, ચંદ્ર, જળ, બ્રાહ્મણ, ગાય અને પવન-એટલાની સામે મળમૂત્રનો જે ત્યાગ કરે છે, તેની બુદ્ધિ નાશ પામે છે. ૫૨

આવશ્યક નિષેધો

नाग्निं मुखेनोपधमेन्नग्नां नेक्षेत च स्त्रियम् ।
नामेध्यं प्रक्षिपेदग्नौ न च पादौ प्रतापयेत् ॥ ५३ ॥

અગ્નિને મોંથી ફૂંકવો નહિ (પણ પંખાથી ધમવો), સ્ત્રીને (મૈથુનકાળ વિના) નગ્ન જોવી* નહિ, અગ્નિમાં અપવિત્ર વસ્તુઓ નાખવી નહિ અને પગોને તપાવવા નહિ. ૫૩

अधस्तान्नोपदध्याच्च न चैनमभिलङ्घयेत् ।
न चैनं पादतः कुर्यान्न प्राणाबाधमाचरेत् ॥ ५४ ॥

દેવતાને ( ખાટલા વગેરેની ) નીચે રાખવો નહિ; તેને ઓળંગવો નહિ; તેને પગ તળે કરવો નહિ તેમ જ પ્રાણને સંકટ થાય એવું કામ કરવું નહિ. ૫૪

* સાંખ્યાયનનું પણ આવું વચન છે: 'न नग्नां स्त्रियमीक्षेत मैथुनादन्यत्र-મૈથુનકાળ વિના પોતાની સ્ત્રીને પણ નાગી જોવી નહિ.' (कुल्लूक)

नाश्नीयात्संधिवेलायां न गच्छेन्नापि संविशेत् ।
न चैव प्रलिखेद्भूमिं नात्मनोपहरेत्स्रजम् ॥ ५५ ॥

(સત્તારસાંજની) સંધ્યાસમયે જમવું નહિ, બહારગામ જવું નહિ, તે વેળા સૂવું નહિ, જમીન ખોતરવી નહિ અને પોતે પહેરેલી માળા પોતે જ કાઢવી નહિ. (પણ બીજા પાસે કઢાવવી.)

नाप्सु मूत्रं पुरीषं वा ष्ठीवनं वा समुत्सृजेत् ।
अमेध्यलिप्तमन्यद्वा लोहितं वा विषाणि वा ॥ ५६ ॥

મૂત્ર, વિષ્ઠા, થૂંક, એઠું કે અપવિત્ર વસ્તુથી ખરડાયેલું વસ્ત્ર અથવા એવું બીજું કંઈ તેમ જ લોહી કે ઝેર પાણીમાં નાખવું નહિ. ૫૬

नैकः स्वपेच्छून्यगेहे श्रेयांसं न प्रबोधयेत् ।
नोदक्ययाभिभाषेत यज्ञं गच्छेन्न चावृतः ॥ ५७ ॥

સૂના કે ઉજ્જડ ઘરમાં એકલા સૂવું નહિ, (ઉંમર કે વિદ્યામાં પોતાના કરતાં અધિક) વડીલને ઉપદેશ આપવો નહિ, રજસ્વલા સાથે વાતચિત કરવી નહિ અને નિમંત્રણ વિના યજ્ઞમાં જવું નહિ.* ૫૭

[एकः स्वादु न भुञ्जीत स्वार्थमेको न चिन्तयेत् ।
एको न गच्छेदध्वानं नैकः सुप्तेषु जागृयात् ॥

સ્વાદિષ્ટ ભોજન એકલા ખાવું નહિ, એકલાએ સ્વાર્થનો વિચાર કરવો નહિ, રસ્તે એકલા જવું નહિ અને બધાં સૂઈ

* દર્શન માટે તો યજ્ઞમાં જઈ શકાય છે; તે માટે ગૌતમ કહે છે: 'दर्शनार्थं कामम्–દર્શન માટે તો ઇચ્છાનુસાર યજ્ઞમાં જઈ શકાય છે.' (कुल्लूक)

ગયાં હોય ત્યારે એકલાએ જાગવું નહિ.]

अग्न्यगारे गवां गोष्ठे ब्राह्मणानां च सन्निधौ ।
स्वाध्याये भोजने चैव दक्षिणं पाणिमुद्धरेत् ॥ ५८ ॥

અગ્નિશાળામાં, ગોશાળામાં, બ્રાહ્મણોની સમક્ષ તેમ જ સ્વાધ્યાય અને ભોજન વખતે જમણા હાથને વસ્ત્ર બહાર રાખવો.

नावारयेद्गां धयन्तीं न चाचक्षीत कस्यचित् ।
न दिवीन्द्रायुधं दृष्ट्वा कस्यचिद्दर्शयेद्बुधः ॥ ५९ ॥

ગાય કંઈ પી જતી હોય ત્યારે તેને રોકવી નહિ; તેમ જ તે વિષે કોઈને વાત પણ કરવી નહિ. આકાશમાં ઇન્દ્રધનુષ જોઈ વિદ્વાને કોઈને તે દેખાડવું નહિ. ૫૯

नाधार्मिके वसेद् ग्रामे न व्याधिबहुले भृशम् ।
नैकः प्रपद्येताध्वानं न चिरं पर्वते वसेत् ॥ ६० ॥

અધાર્મિક અને બહુરોગવાળા ગામમાં રહેવું નહિ, માર્ગે એકલા જવું નહિ, તેમ જ પર્વતમાં લાંબો વખત વસવું નહિ. ૬૦

न शूद्रराज्ये निवसेन्नाधार्मिकजनावृते ।
न पाषण्डिगणाक्रान्ते नोपसृष्टेऽन्त्यजैर्नृभिः ॥ ६१ ॥

શૂદ્રના રાજ્યમાં, અધર્મી માણસોથી ભરેલા ગામમાં, પાખંડીઓનાં ટોળાંથી દબાયેલા ગામમાં અને ચાંડાલ લોકોથી ત્રાસેલા ગામમાં રહેવું નહિ. ૬૧

न भुञ्जीतोद्धृतस्नेहं नातिसौहित्यमाचरेत् ।
नातिप्रगे नातिसायं न सायं प्रातराशितः ॥ ६२ ॥

સ્નેહ (ચિકાશ) કાઢી નાખેલ હોય એવું (ખોળ) વગેરે

ખાવું નહિ; (અતિશય ધરાઈને) ખાવું× નહિ; વહેલી સવારે કે વહેલી સાંજે જમવું નહિ અને સવારે અતિશય જમ્યા હોય તો સાંજે ખાવું નહિ. ૬૨

न कुर्वीत वृथा चेष्टां न वार्यञ्जलिना पिबेत् ।
नोत्सङ्गे भक्षयेद्भक्ष्यान्न जातु स्यात्कुतूहली ॥ ६३ ॥

વ્યર્થ ચેષ્ટા કરવી નહિ, ખોબે પાણી પીવું નહિ, ખાવાનું ખોળામાં રાખી ખાવું નહિ, તેમ જ કુતૂહલવાળા ન થવું અર્થાત્ કંઈ કામ વિના કંઈ જાણવાની ઇચ્છા કરવી નહિ. ૬૩

न नृत्येदथवा गायेन्न वादित्राणि वादयेत् ।
नास्फोटयेन्न च क्ष्वेडेन्न च रक्तो विरावयेत् ॥ ६४ ॥

(અશાસ્ત્રીય) નૃત્ય કરવું નહિ કે ગાવું નહિ, વાજિંત્ર વગાડવાં નહિ, હાથવડે ભુજાઓ થાબડવી નહિ, દાંતની કકડાટી બોલાવવી નહિ અને આનંદમાં આવીને (ગધેડાની પેઠે) ખરાડવું નહિ. ૬૪

न पादौ धावयेत्कांस्ये कदाचिदपि भाजने ।
न भिन्नभाण्डे भुञ्जीत न भावप्रतिदूषिते ॥ ६५ ॥

કાંસાના વાસણમાં કદી પગ ધોવા નહિ, તેમ જ ભાંગેલા વાસણમાં અને વહેમપડતા વાસણમાં જમવું નહિ. ૬૫

× કેમકે વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે : 'जठरं पूरयेदर्धमन्नैर्भागं जलेन च । वायोः सञ्चरणार्थं तु चतुर्थमवशेषयेत्'–પેટનો અર્ધો ભાગ અનાજથી ભરવો, એક ભાગ પાણીથી ભરવો અને એક ભાગ વાયુને ફરવા માટે ખાલી રાખવો.' અર્થાત્ ગજું ઠાંસીઠાંસીને કદી ખાવું નહિ. (कुल्लूक)

બીજાએ વાપરેલું શું ન વપરાય?

उपानहौ च वासश्च धृतमन्यैर्न धारयेत् ।
उपवीतमलंकारं स्रजं करकमेव च ॥ ६६ ॥

બીજાઓએ ધારણ કરેલા જોડા, વસ્ત્ર, જનોઈ, દાગીના, માળા અને કમંડળ પોતે ધારણ કરવાં નહિ. ૬૬

કેવાં વાહનમાં બેસવું નહિ?

नाविनीतैर्व्रजेद्धुर्यैर्न च क्षुद्व्याधिपीडितैः ।
न भिन्नशृङ्गाक्षिखुरैर्न वालधिविरूपितैः ॥ ६७ ॥

નહિ કેળવાયેલાં, ભૂખ અને રોગથી પીડાયેલાં, ભાંગેલાં શિંગડાં, આંખ કે ખરીવાળાં તેમજ બાંડી પૂંછડી વડે કદરૂપાં એવાં ઘોડાં કે બળદોનાં વાહનોમાં બેસી ક્યાંય જવું નહિ. ૬૭

કેવાં વાહનમાં બેસવું?

विनीतैस्तु व्रजेन्नित्यमाशुगैर्लक्षणान्वितैः ।
वर्णरूपोपसंपन्नैः प्रतोदेनातुदन्भृशम् ॥ ६८ ॥

પણ કેળવાયેલાં, ઝડપે જનારાં, સારાં લક્ષણોવાળાં અને વર્ણ તથા રૂપવાળાં ઘોડાં કે બળદો જોડેલાં વાહનોમાં બેસી ઝાઝા ચાબૂકપરોણા માર્યા વિના જવું. ૬૮

ખાસ છોડવાનું

बालातपः प्रेतधूमो वर्ज्यं भिन्नं तथासनम् ।
न छिन्द्यान्नखलोमानि दन्तैर्नोत्पाटयेन्नखान् ॥ ६९ ॥

ઊગતા સૂર્યનો (અને કન્યારાશિના સૂર્યનો) તડકો, મુડદાંનો ધુમાડો, તથા ભાંગ્યુંતૂટ્યું આસન—એટલાંનો ત્યાગ કરવો; નખ તથા રુવાડાં ઊખેડવાં નહિ; તેમજ દાંતથી નખ ઉખાડવા નહિ. ૬૯

न मृल्लोष्ठं च मृद्नीयान्न च्छिन्द्यात्करजैस्तृणम् ।
न कर्म निष्फलं कुर्यान्नायत्यामसुखोदयम् ॥ ७० ॥

માટીનાં ઢેફાં મસળવાં કે ખૂંદવાં નહિ, નખથી તરણાં તોડવાં નહિ અને પરિણામે દુઃખકારી નિષ્ફળ કામ કરવું નહિ. ૭૦

[श्रीकामो वर्जयेन्नित्यं मृन्मये चैव भोजनम् ।

લક્ષ્મીની ઇચ્છાવાળાએ માટીના વાસણમાં ભોજન કરવાનું કાયમ છોડી દેવું.]

કયો માણસ જલદી નાશ પામે ?

लोष्ठमर्दी तृणच्छेदी नखखादी च यो नरः ।
स विनाशं व्रजत्याशु सूचकोऽशुचिरेव च ॥ ७१ ॥

જે માણસ (વ્યર્થ) ઢેફાં ભાંગે છે, તરણાં તોડે છે, નખ ચાવે છે, ચાડી ખાય છે અને અપવિત્ર રહે છે, તે ઝટ નાશ પામે છે. ૭૧

ખાસ નહિ કરવા જેવાં

न विगर्ह्य कथां कुर्याद्बहिर्माल्यं न धारयेत् ।
गवां च यानं पृष्ठेन सर्वथैव विगर्हितम् ॥ ७२ ॥

નિંદા કરીને વાત કરવી નહિ, બહાર દેખાય તેમ માળા રાખવી નહિ; તેમજ બળદની પીઠ પર સવારી કરવી— એ બધી રીતે નિંદિત છે. ૭૨

अद्वारेण च नातीयाद् ग्रामं वा वेश्म वावृतम् ।
रात्रौ च वृक्षमूलानि दूरतः परिवर्जयेत् ॥ ७३ ॥

વાસેલા ગામમાં કે ઘરમાં દરવાજા સિવાય છીંડેથી જવું નહિ અને રાત્રે ઝાડોનાં મૂળ પાસે રહેવાનું દૂરથી જ

છોડવું. ૭૩

नाक्षैः क्रीडेत्कदाचित्तु स्वयं नोपानहौ हरेत् ।
शयनस्थो न भुञ्जीत न पाणिस्थं न चासने ॥ ७४ ॥

પાસાંથી કદી ન રમવું અને જાતે જોડા ન ઉપાડવા; પથારીમાં રહીને જમવું નહિ, હાથમાં ભોજન રાખી ખાવું નહિ અને બેસવાના આસન ઉપર (જમવાનું પાત્ર મૂકી) જમવું નહિ. ૭૪

सर्वं च तिलसंबद्धं नाद्यादस्तमिते रवौ ।
न च नग्नः शयीतेह न चोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥ ७५ ॥

સૂર્ય આથમ્યા પછી તલના સંબંધવાળું કંઈ પણ ખાવું નહિ, નાગા સૂવું નહિ; તેમ જ એઠા મોઢે ક્યાંય જવું નહિ. ૭૫

आर्द्रपादस्तु भुञ्जीत नार्द्रपादस्तु संविशेत् ।
आर्द्रपादस्तु भुञ्जानो दीर्घमायुरवाप्नुयात् ॥ ७६ ॥

ભીના પગે જમાય ખરું, પણ ભીના પગે સુવાય નહિ; ભીને પગે જમનારો માણસ લાંબું આયુષ પામે છે. ૭૬

अचक्षुर्विषयं दुर्गं न प्रपद्येत कर्हिचित् ।
न विण्मूत्रमुदीक्षेत न बाहुभ्यां नदीं तरेत् ॥ ७७ ॥

આંખે ન દેખાય એવાં (ધાટાં જંગલ વગેરે) દુર્ગમ સ્થાનમાં કદી ભૂલેચૂકે પણ જવું નહિ,÷ મળમૂત્ર જોવાં નહિ અને હાથ વડે નદી તરવી નહિ. ૭૭

÷ કેમકે તેવાં અંધારિયાં સ્થાનોમાં સાપ, ચોર વગેરે કદાચ છુપાઈ રહ્યા હોય. (કુલ્લૂક)

अधितिष्ठेन्न केशांस्तु न भस्मास्थिकपालिकाः ।
न कार्पासास्थि न तुषान्दीर्घमायुर्जिजीविषुः ॥ ७८ ॥

લાંબી આવરદા સુધી જીવવાની ઇચ્છાવાળાએ વાળ, ભસ્મ, હાડકાં, ભાગેલાં ઠીકરાં, કપાસનાં છોડાં અને સાળનાં ફોતરાં ઉપર બેસવું નહિ. ૭૮

न संवसेच्च पतितैर्न चाण्डालैर्न पुल्कसैः ।
न मूर्खैर्नावलिप्तैश्च नान्त्यैर्नान्त्यावसायिभिः ॥ ७९ ॥

પતિત, ચાંડાળ, (નિષાદથી શૂદ્ર સ્ત્રીમાં જન્મેલા) પુલ્કસ, મૂર્ખ, અહંકારી, (ધોબી, રંગારા વગેરે) અંત્યજ અને અંત્યાવસાયીઓ (નિષાદની સ્ત્રીમાં ચાંડાળથી જન્મેલા) સાથે વસવું નહિ. ૭૯

[न कृतघ्नैरनुद्युक्तैर्न महापातकान्वितैः ।
न दस्युभिर्नाशुचिभिर्नामित्रैश्च कदाचन ॥

કૃતઘ્ની, નિરુદ્યમી, મહાપાપવાળા, ચોર, અપવિત્ર અને શત્રુઓ સાથે કદી રહેવું નહિ. ]

न शूद्राय मतिं दद्यान्नोच्छिष्टं न हविष्कृतम् ।
न चास्योपदिशेद्धर्मं न चास्य व्रतमादिशेत् ॥ ८० ॥

શૂદ્રને વ્યાવહારિક સમજણ આપવી નહિ, એઠું આપવું નહિ; હવિષ્યનું વધેલું તેમજ ધર્મનો ઉપદેશ તથા વ્રતનો ઉપદેશ તેને આપવો નહિ. ૮૦

[अन्तरा ब्राह्मणं कृत्वा प्रायश्चित्तं समादिशेत् ।
કોઈને પ્રાયશ્ચિત્ત આપવું હોય, તો બ્રાહ્મણને વચ્ચે રાખી આપવું. ]

यो ह्यस्य धर्ममाचष्टे यश्चैवादिशति व्रतम् ।
सोऽसंवृतं नाम तमः सह तेनैव मज्जति ॥ ८१ ॥

જે બ્રાહ્મણ શૂદ્રને ધર્મ કહે છે અને વ્રતનો ઉપદેશ આપે છે, તે એ શૂદ્રની સાથે અસંવૃત નામના નરકમાં ડૂબે છે. ૮૧

न संहताभ्यां पाणिभ्यां कण्डूयेदात्मनः शिरः ।
न स्पृशेच्चैतदुच्छिष्टो न च स्नायाद्विना ततः ॥ ८२ ॥

બંને હાથ સાથે રાખી પોતાનું માથું ખંજવાળવું નહિ, એઠા હાથે માથાને અડવું નહિ અને માથું ભીંજવ્યા વિના નાહવું નહિ.÷ ૮૨

केशग्रहान्प्रहारांश्च शिरस्येतान्विवर्जयेत् ।
शिरःस्नातश्च तैलेन नाङ्गं किंचिदपि स्पृशेत् ॥ ८३ ॥

કોઈના વાળ ખેંચવા નહિ, તેમજ માથે પ્રહાર કરવા નહિ; માથે તેલ નાખ્યા પછી તે તે તેલવાળા હાથે કોઈ પણ અંગને અડવું નહિ. ૮૩

બ્રાહ્મણે કોનું દાન લેવું નહિ?

न राज्ञः प्रतिगृह्णीयादराजन्यप्रसूतितः ।
सूनाचक्रध्वजवतां वेशेनैव च जीवताम् ॥ ८४ ॥

ક્ષત્રિયથી નહિ જન્મેલો રાજા, કસાઈ, ઘાણી વગેરે

÷ આમ છતાં અશક્ત-માંદાને માટે તો 'अशिरस्कं भवेत् स्नानं स्नानाशक्तौ तु कर्मिणाम्'-જે ગૃહસ્થો માંદગી વગેરેના કારણે સ્નાન કરી શકે તેવા ન હોય, તેઓથી તેવા ખાસ પ્રસંગે માથું ભીંજવ્યા વિના પણ નાહી શકાય છે, એમ જાબાલિએ આજ્ઞા કરી છે. (कुल्लूक)

ચક્ર રાખી આજીવિકા કરનારા ઘાંચી, કલાલ, તેમ જ વેશ્યાના પગારથી જીવનારાઓ પાસેથી દાન લેવું નહિ. ૮૪

दशसूनासमं चक्रं दशचक्रसमो ध्वजः ।
दशध्वजसमो वेशो दशवेशसमो नृपः ॥ ८५ ॥

દશ કસાઈ બરાબર એક ઘાણીવાળો (તેલી) છે, દશ ઘાણીવાળા બરાબર એક કલાલ છે, દશ કલાલ બરાબર એક વેશ્યાનો પગારદાર છે અને દશ વેશ્યાના પગારદાર બરાબર એક (અક્ષત્રિય) રાજા છે. ૮૫

રાજાનું દાન ભયંકર છે

दश सूनासहस्राणि यो वाहयति सौनिकः ।
तेन तुल्यः स्मृतो राजा घोरस्तस्य प्रतिग्रहः ॥ ८६ ॥

જે દશ હજાર કસાઈખાનાં ચલાવતો હોય, તેવા કસાઈ જેવો રાજા કહેવાય છે; આથી રાજાનું દાન ભયંકર છે. ૮૬

રાજાનું દાન લેનારો ૨૧ નરકોમાં જાય

यो राज्ञः प्रतिगृह्णाति लुब्धस्योच्छास्त्रवर्तिनः ।
स पर्यायेण यातीमान्नरकानेकविंशतिम् ॥ ८७ ॥
तामिस्रमन्धतामिस्रं महारौरवरौरवौ ।
नरकं कालसूत्रं च महानरकमेव च ॥ ८८ ॥
संजीवनं महावीचिं तपनं संप्रतापनम् ।
संघातं च सकाकोलं कुड्मलं प्रतिमूर्तिकम् ॥ ८९ ॥
लोहशङ्कुमृजीषं च पन्थानं शाल्मलीं नदीम् ।
असिपत्रवनं चैव लोहदारकमेव च ॥ ९० ॥

શાસ્ત્રથી વિરુદ્ધ વર્તનારા લોભિયા રાજા પાસેથી જે દાન

લે છે, તે અનુક્રમે આ એકવીસ નરકોમાં પડે છેઃ તામિસ્ર, અંધતામિસ્ર, મહારૌરવ, રૌરવ, કાલસૂત્ર, મહાનરક, સંજીવન, મહાવીચિ, તપન, સંપ્રતાપન, સંઘાત, સકાકોલ, કુડ્મલ, પ્રતિમૂર્તિક (પૂતિમૃત્તિક), લોહશંકુ, ઋજીષ, પંથા, શાલ્મલી, વૈતરણીનદી, અસિપત્રવન અને લોહદારક. ૮૭–૯૦

एतद्विदन्तो विद्वांसो ब्राह्मणा ब्रह्मवादिनः ।
न राज्ञः प्रतिगृह्णन्ति प्रेत्य श्रेयोऽभिकाङ्क्षिणः ॥ ९१ ॥

પરલોકમાં પોતાનું કલ્યાણ ઇચ્છતા બ્રહ્મવાદી વિદ્વાન બ્રાહ્મણો એ જાણતા હોવાથી રાજા પાસેથી દાન લેતા નથી. ૯૧

સવારે વહેલા ઊઠી શું વિચારવું?

ब्राह्मे मुहूर्ते बुध्येत धर्मार्थौ चानुचिन्तयेत् ।
कायक्लेशांश्च तन्मूलान्वेदतत्त्वार्थमेव च ॥ ९२ ॥

બ્રાહ્મમુહૂર્ત એટલે રાત્રિના છેલ્લા પ્રહરમાં ઊઠવું અને ધર્મ તથા અર્થનો વિચાર કરવો; એ ધર્મ અને અર્થ અંગે થતા કાયાના ક્લેશોનો અને વેદના રહસ્યાર્થનો પણ વિચાર કરવો.× ૯૨

× કહી પણ 'प्रदोषपश्चिमौ यामौ वेदाभ्यासेन तौ नयेत् । प्रहरद्वयं शयानो हि ब्रह्मभूयाय कल्पते'–રાત્રિના આરંભનો એક પ્રહર તથા રાત્રિનો પાછલો એક પ્રહર વેદાભ્યાસમાં ગાળવો અને વચ્ચેના બે પ્રહર નિદ્રા લેવી; એમ વર્તનારો માણસ બ્રહ્મસ્વરૂપ થઈ શકે છે'–એમ કહી રાત્રિના છેલ્લા પ્રહરે ઊઠી જવા સૂચના કરી છે. એ વખતે પ્રથમ ધર્મ તથા અર્થ સંબંધી વિચાર કરી તેમને મેળવવામાં શરીરને કેટલો ક્લેશ કરવો પડે છે, તેનો વિચાર કરવો; વળી વેદના રહસ્યાર્થનો પણ તે વખતે અવશ્ય વિચાર કરવો; કેમકે એ વખતે બુદ્ધિમાં પ્રકાશ હોય છે. (कुल्लूक)

વહેલા ઊઠી સંધ્યા તથા ગાયત્રીજપ કરવાં

उत्थायावश्यकं कृत्वा कृतशौचः समाहितः ।
पूर्वां संध्यां जपंस्तिष्ठेत्स्वकाले चापरां चिरम् ॥ ९३ ॥

ઊઠીને આવશ્યક મળશુદ્ધિ કરી સ્નાનાદિ શૌચ કરવું અને સ્વસ્થચિત્તે પ્રભાતની સંધ્યામાં (સૂર્યોદય સુધી) ગાયત્રી જપતા રહેવું; તે જ રીતે બરાબર સમયે સાંજની સંધ્યાએ પણ એટલો જ લાંબો કાળ (તારાદર્શન) સુધી ગાયત્રીજપ કરવો. ૯૩

સંધ્યાકર્મનું ફળ

ऋषयो दीर्घसंध्यात्वाद्दीर्घमायुरवाप्नुयुः ।
प्रज्ञां यशश्च कीर्तिं च ब्रह्मवर्चसमेव च ॥ ९४ ॥

લાંબી સંધ્યાઓ કરતા હોવાથી ઋષિઓ લાંબું આયુષ, બુદ્ધિ, યશ (દાનથી થતી ખ્યાતિ), કીર્તિ (ત્યાગથી થતી ખ્યાતિ) તેમ જ બ્રહ્મતેજ પામ્યા હતા. ૯૪

સાડાચાર મહિનાનો વેદસ્વાધ્યાય

श्रावण्यां प्रौष्ठपद्यां वाप्युपाकृत्य यथाविधि ।
युक्तश्छन्दांस्यधीयीत मासान्विप्रोऽर्धपञ्चमान् ॥ ९५ ॥

શ્રાવણ કે ભાદરવા માસની પૂનમે વિધિ પ્રમાણે જનોઈ બદલવા માટેનું ઉપાકર્મ કરી બ્રાહ્મણે સાડાચાર માસ સુધી કાળજી રાખી વેદાધ્યયન કરવું. ૯૫

વેદોત્સર્ગવિધિ

पुष्ये तु छन्दसां कुर्याद्बहिरुत्सर्जनं द्विजः ।
माघशुक्लस्य वा प्राप्ते पूर्वाह्णे प्रथमेऽहनि ॥ ९६ ॥

પછી પુષ્ય નક્ષત્રમાં (પોષ માસની) પૂનમે અથવા

માઘ મહિનાના શુકલ પક્ષના પડવે, દિવસના પહેલા ભાગમાં બ્રાહ્મણે ગામની બહાર જઈ વેદનો ઉત્સર્ગવિધિ કરવો. ૯૬

અનધ્યાય કાળ

यथाशास्त्रं तु कृत्वैवमुत्सर्गं छन्दसां बहिः ।
विरमेत्पक्षिणीं रात्रिं तदेवैकमहर्निशम् ॥ ९७ ॥

એમ ગામની બહાર શાસ્ત્રવિધિએ વેદનો ઉત્સર્ગ કર્યા પછી, એક પક્ષિણી ( આગલો ને પાછલો દિવસ તથા વચ્ચેની રાત્રિ ) સુધી અથવા તે જ ઉત્સર્ગનો એક દિવસ ને એક રાત્રિ સુધી અધ્યયનથી વિરમવું. ( અનધ્યાય પાળવો. ) ૯૭

મંત્ર-બ્રાહ્મણરૂપ વેદ તથા વેદાંગોનો સ્વાધ્યાય કાળ

अत ऊर्ध्वं तु छन्दांसि शुक्लेषु नियतः पठेत् ।
वेदाङ्गानि च सर्वाणि कृष्णपक्षेषु संपठेत् ॥ ९८ ॥

એ પછી નિયમનિષ્ઠ રહી શુકલ પક્ષમાં ( મંત્રબ્રાહ્મણરૂપ ) વેદનો અને કૃષ્ણપક્ષમાં વેદોનાં સર્વ અંગો( શિક્ષા, વ્યાકરણ વગેરે )નો સ્વાધ્યાય કરવો. ૯૮

સ્વાધ્યાયમાં જાળવવાનું

नाविस्पष्टमधीयीत न शूद्रजनसंनिधौ ।
न निशान्ते परिश्रान्तो ब्रह्माधीत्य पुनः स्वपेत् ॥ ९९ ॥

અસ્પષ્ટ સ્વાધ્યાય કરવો નહિ, શૂદ્ર લોકોની સમીપ સ્વાધ્યાય કરવો નહિ અને વહેલી સવારે વેદ ભણ્યા પછી થાક્યા છતાં પાછા સૂવું નહિ. ૯૯

यथोदितेन विधिना नित्यं छन्दस्कृतं पठेत् ।
ब्रह्म छन्दस्कृतं चैव द्विजो युक्तो ह्यनापदि ॥ १०० ॥

શાસ્ત્રમાં કહેલી વિધિથી બ્રાહ્મણે ગાયત્રી આદિ છંદો સહિત મંત્રમાત્રનો નિત્ય સ્વાધ્યાય કરવો; અને જો આપત્તિ ન હોય, તો વેદમંત્રો તથા છંદોયુક્ત બ્રાહ્મણનો પણ સાવધાન રહી સ્વાધ્યાય કરવો. ૧૦૦

ખાસ અનધ્યાયો

इमान्नित्यमनध्यायानधीयानो विवर्जयेत् ।
अध्यापनं च कुर्वाणः शिष्याणां विधिपूर्वकम् ॥ १०१ ॥

શિષ્યોને વિધિપૂર્વક ભણાવનારા ગુરુએ તેમ જ ભણતા શિષ્યોએ આ નીચેના અનધ્યાયોનો નિત્ય ત્યાગ કરવો. ૧૦૧

कर्णश्रवेऽनिले रात्रौ दिवा पांसुसमूहने ।
एतौ वर्षास्वनध्यायावध्यायज्ञाः प्रचक्षते ॥ १०२ ॥

રાત્રે કાનમાં સંભળાય તેવો પવન અને દિવસે ધૂળના ગોટા ઉડાડતો વાયુ વાતો હોય તો એ બે અનધ્યાયો વર્ષાકાળમાં પાળવા, એમ સ્વાધ્યાય જાણનારા કહે છે. ૧૦૨

विद्युत्स्तनितवर्षेषु महोल्कानां च संप्लवे ।
आकालिकमनध्यायमेतेषु मनुरब्रवीत् ॥ १०३ ॥

વીજળી, મેઘગર્જના અને વૃષ્ટિ એકીસાથે થતાં હોય, તેમ જ મોટા ઉલ્કાપાત થતો હોય, તે પ્રસંગે આકાલિક (બનાવના સમયથી માંડી બીજા દિવસના તે સમય સુધી) અનધ્યાય પાળવો; એમ મનુએ કહ્યું છે. ૧૦૩

एतांस्त्वभ्युदितान्विद्याद्यदा प्रादुष्कृताग्निषु ।
तदा विद्यादनध्यायमनृतौ चाभ्रदर्शने ॥ १०४ ॥

એ વીજળી વગેરે જો હોમાગ્નિ પ્રકટ્યાના (બંને સંધ્યા)

સમયે વર્ષાકાળે (એકસાથે) થયેલાં જણાય, તો તે વખતે અનધ્યાય પાળવો; (હરકોઈ કાળે નહિ.) તેમ જ (પ્રભાતનો તેમ જ, સાયંકાળનો હોમાગ્નિ પ્રકટ થયો હોય તે વખતે) વર્ષાકાળ વિના પણ વાદળાં દેખાય તો અનધ્યાય પાળવો. ૧૦૪

निर्घाते भूमिचलने ज्योतिषां चोपसर्जने ।
एतानाकालिकान्विद्यादनध्यायानृतावपि ॥ १०५ ॥

મેઘના કડાકાભડાકા, ધરતીકંપ અને સૂર્યાદિ જ્યોતિઓના ઉપદ્રવ–એ વર્ષાઋતુમાં થાય, તોપણ તે વખતે આકાલિક અનધ્યાયો જાણવા. ૧૦૫

प्रादुष्कृतेष्वग्निषु तु विद्युत्स्तनितनिःस्वने ।
सज्योतिः स्यादनध्यायः शेषे रात्रौ यथा दिवा ॥ १०६ ॥

અગ્નિહોત્રનો અગ્નિ પ્રકટ્યા પછી, જો પ્રભાતે વીજળી અને મેઘગર્જના થાય, તો સૂર્યજ્યોતિ હોય ત્યાંસુધી અને સંધ્યાકાળે તે જો થાય તો તારાજ્યોતિ હોય ત્યાંસુધી અનધ્યાય રહે; પણ તે (બન્ને જો) વૃષ્ટિ સાથે થાય, તો એક દિવસ ને એક રાત્રિ અનધ્યાય રહે. ૧૦૬

नित्यानध्याय एव स्याद् ग्रामेषु नगरेषु च ।
धर्मनैपुण्यकामानां पूतिगन्धे च सर्वदा ॥ १०७ ॥

ધર્મમાં નિપુણતા ઇચ્છતા પુરુષોએ ગામોમાં અને નગરોમાં ઉપરના અનધ્યાયો નિત્ય પાળવા; વળી જ્યાં દુર્ગંધ છૂટતી હોય ત્યાં પણ સર્વ કાળે અનધ્યાય પાળવો. ૧૦૭

अन्तर्गतशवे ग्रामे वृषलस्य च संनिधौ ।
अनध्यायो रुद्यमाने समवाये जनस्य च ॥ १०८ ॥

ગામમાં મુડદું પડ્યું હોય, શૂદ્ર નજીકમાં હોય, રડવું ચાલતું હોય, તેમ જ માણસો ટોળે મળ્યાં હોય, ત્યારે પણ અનધ્યાય રાખવો. ૧૦૮

उदके मध्यरात्रे च विण्मूत्रस्य विसर्जने ।
उच्छिष्टः श्राद्धभुक् चैव मनसापि न चिन्तयेत् ॥ १०९ ॥

પાણીમાં, મધરાતે, મળમૂત્રના ત્યાગ વખતે, એઠા મોંએ અને શ્રાદ્ધનું ભોજન કરીને (એક રાત–દિવસ સુધી), મનથી પણ વેદચિંતન કરવું નહિ. ૧૦૯

प्रतिगृह्य द्विजो विद्वानेकोद्दिष्टस्य केतनम् ।
त्र्यहं न कीर्तयेद्ब्रह्म राज्ञो राहोश्च सूतके ॥ ११० ॥

એકોદ્દિષ્ટ શ્રાદ્ધનું નિમંત્રણ સ્વીકાર્યા પછી તથા રાજાને ત્યાં (પુત્રજન્માદિકનું) વૃદ્ધિસૂતક હોય ત્યારે તેમ જ ચંદ્ર કે સૂર્યનું ગ્રહણ હોય તે વખતે વિદ્વાન બ્રાહ્મણે ત્રણ દિવસ સુધી વેદનો સ્વાધ્યાય કરવો નહિ. ૧૧૦

यावदेकानुदिष्टस्य गन्धो लेपश्च तिष्ठति ।
विप्रस्य विदुषो देहे तावद्ब्रह्म न कीर्तयेत् ॥ १११ ॥

વિદ્વાન બ્રાહ્મણના શરીર ઉપર જ્યાંસુધી એકોદ્દિષ્ટ શ્રાદ્ધના ગંધલેપ રહે, ત્યાંસુધી તેણે વેદનો સ્વાધ્યાય કરવો નહિ. ૧૧૧

शयानः प्रौढपादश्च कृत्वा चैवावसक्थिकाम् ।
नाधीयीतामिषं जग्ध्वा सूतकान्नाद्यमेव च ॥ ११२ ॥

સૂતાંસૂતાં, લાંબા પગ રાખીને, ઘૂંટણ બાંધીને અને માંસ તથા સૂતકીનું અન્ન ખાઈને વેદાધ્યયન કરવું નહિ. ૧૧૨

नीहारे बाणशब्दे च संध्ययोरेव चोभयोः ।
अमावास्याचतुर्दश्योः पौर्णमास्यष्टकासु च ॥ ११३ ॥

ધૂળનું તોફાન હોય, બાણના શબ્દ ગાજતા હોય, સવાર અને સાંજની સંધ્યાની વેળા હોય, તેમ જ અમાસ, ચૌદશ, પૂનમ અને આઠમ હોય, ત્યારે વેદાધ્યયન કરવું નહિ. ૧૧૩

अमावास्या गुरुं हन्ति शिष्यं हन्ति चतुर्दशी ।
ब्रह्माष्टकापौर्णमास्यौ तस्मात्ताः परिवर्जयेत् ॥ ११४ ॥

અમાસ ગુરુને હણે છે, ચૌદશ શિષ્યને હણે છે અને આઠમ તથા પૂનમ વેદને હણે છે; તેથી એ તિથિઓને અધ્યયનમાં ત્યજવી જોઈએ. ૧૧૪

पांशुवर्षे दिशां दाहे गोमायुविरुते तथा ।
श्वखरोष्ट्रे च रुवति पङ्क्तौ च न पठेद् द्विजः ॥ ११५ ॥

ધૂળનો વરસાદ થતો હોય, દિશાઓમાં દાહ થતો હોય, શિયાળવાં રડતાં હોય, કૂતરાં ભસતાં હોય, ગધેડાં ભૂંકતાં હોય અને ઊંટ ગાંગરતાં હોય, તે વખતે તેમ જ શિયાળ વગેરે ટોળું વળીને જ્યાં બેઠાં હોય, ત્યાં બેસીને બ્રાહ્મણે વેદપાઠ કરવો નહિ. ૧૧૫

नाधीयीत श्मशानान्ते ग्रामान्ते गोव्रजेऽपि वा ।
वसित्वा मैथुनं वासः श्राद्धिकं प्रतिगृह्य च ॥ ११६ ॥

ગામને છેડે અને સ્મશાન પાસે, ગાયોના વાડામાં, મૈથુન સમયનું વસ્ત્ર પહેરીને, તેમ જ શ્રાદ્ધનું (રાંધેલું) અન્ન સ્વીકારીને વેદનો સ્વાધ્યાય કરવો નહિ. ૧૧૬

प्राणि वा यदि वाऽप्राणि यत्किंचिच्छ्राद्धिकं भवेत् ।
तदालभ्याप्यनध्यायः पाण्यास्यो हि द्विजः स्मृतः ॥ ११७ ॥

શ્રાદ્ધ નિમિત્તે ( ગાય, ઘોડો આદિ ) પ્રાણી કે ( વસ્ત્ર આદિ ) અપ્રાણીનું દાન લીધા પછી અનધ્યાય રાખવો; કેમકે બ્રાહ્મણને પાણ્યાસ્ય ( હાથ જ જેનું મુખ છે એવો ) કહ્યો છે.

चौरैरुपप्लुते ग्रामे संभ्रमे चाग्निकारिते ।
आकालिकमनध्यायं विद्यात्सर्वाद्भुतेषु च ॥ ११८ ॥

ગામમાં ચોરોએ રંજાડ કર્યો હોય, આગ લાગવાથી ગભરાટ ફેલાયો હોય અને આશ્ચર્યકારક ઘણા ઉત્પાતો થયા હોય, ત્યારે આકાલિક અનધ્યાય પાળવો. ૧૧૮

उपाकर्मणि चोत्सर्गे त्रिरात्रं क्षेपणं स्मृतम् ।
अष्टकासु त्वहोरात्रमृत्वन्तासु च रात्रिषु ॥ ११९ ॥

( જનોઈ બદલવાના ) ઉપાકર્મમાં અને વેદના ઉત્સર્ગમાં ત્રણ રાત્રિ સુધી અનધ્યાય કહ્યો છે. અષ્ટકા શ્રાદ્ધમાં તેમ જ દરેક ઋતુને અંતે એક દિવસ ને એક રાત્રિનો અનધ્યાય રાખવો. ૧૧૯

नाधीयीताश्वमारूढो न वृक्षं न च हस्तिनम् ।
न नावं न खरं नोष्ट्रं नेरिणस्थो न यानगः ॥ १२० ॥

ઘોડો, ઝાડ, હાથી, હોડી, ગધેડો, ઊંટ, ખારી જમીન અને ગાડાં વગેરે વાહન ઉપર બેસી વેદાધ્યયન કરવું નહિ. ૧૨૦

न विवादे न कलहे न सेनायां न संगरे ।
न भुक्तमात्रे नाजीर्णे न वमित्वा न शुक्तके ॥ १२१ ॥

વિવાદમાં, કલહમાં, સેનામાં, યુદ્ધમાં, જમીને તરત

(ભીના હાથ હોય ત્યાંસુધી), અપચામાં, ઊલટી થયા પછી અને ખાટા ઓડકાર આવતા હોય, તે વખતે વેદાધ્યયન કરવું નહિ. ૧૨૧

अतिथिं चाननुज्ञाप्य मारुते वाति वा भृशम् ।
रुधिरे च स्रुते गात्राच्छस्त्रेण च परिक्षते ॥ १२२ ॥

અતિથિની આજ્ઞા વિના, પવન સખત ફૂંકાતો હોય ત્યારે અંગમાંથી લોહી ઝરી ગયું હોય ત્યારે અને હથિયારથી જખમ થયો હોય, તે વખતે અધ્યયન કરવું નહિ. ૧૨૨

सामध्वनावृग्यजुषी नाधीयीत कदाचन ।
वेदस्याधीत्य वाप्यन्तमारण्यकमधीत्य च ॥ १२३ ॥

સામવેદનો ધ્વનિ થતો હોય ત્યારે ઋગ્વેદ કે યજુર્વેદ કદી ભણવો નહિ; તેમ જ વેદનું અધ્યયન સમાપ્ત કર્યા પછી આરણ્યક ભણીને (તે દિવસે ને રાત્રે) પાછું બીજા વેદનું અધ્યયન કરવું નહિ. ૧૨૩

ऋग्वेदो देवदैवत्यो यजुर्वेदस्तु मानुषः ।
सामवेदः स्मृतः पित्र्यस्तस्मात्तस्याशुचिर्ध्वनिः ॥ १२४ ॥

ઋગ્વેદના દેવ દેવતા છે, યજુર્વેદના દેવ મનુષ્ય છે અને સામવેદના દેવ પિતૃઓ છે; તેથી સામવેદનો ધ્વનિ અપવિત્ર ગણ્યો છે. ૧૨૪

एतद्विदन्तो विद्वांसस्त्रयीनिष्कर्षमन्वहम् ।
क्रमतः पूर्वमभ्यस्य पश्चाद्वेदमधीयते ॥ १२५ ॥

આ જાણતા વિદ્વાનો નિત્ય વેદના સારરૂપ પ્રણવ, વ્યાહૃતિ અને ગાયત્રી, એ ત્રણેને અનુક્રમે પ્રથમ ભણીને પછી વેદનું

અધ્યયન કરે છે. ૧૨૫

पशुमण्डूकमार्जारश्वसर्पनकुलाखुभिः ।
अन्तरागमने विद्यादनध्यायमहर्निशम् ॥ १२६ ॥

પશુ, દેડકો, બિલાડું, કૂતરું, સાપ, નોળિયો અને ઉંદર, એ અધ્યયન વખતે ગુરુ અને શિષ્યની વચ્ચે થઈને જાય, તો એક દિવસ ને એક રાત્રિ અનધ્યાય જાણવો. ૧૨૬

द्वावेव वर्जयेन्नित्यमनध्यायौ प्रयत्नतः ।
स्वाध्यायभूमिं चाशुद्धामात्मानं चाशुचिं द्विजः ॥ १२७ ॥

સ્વાધ્યાયની ભૂમિ અશુદ્ધ હોય અને પોતે અપવિત્ર હોય તો એ બે અનધ્યાયોને દ્વિજે નિત્ય કાળજીથી છોડવા. ૧૨૭

કયા દિવસે અવશ્ય બ્રહ્મચારી રહેવું?

अमावास्यामष्टमीं च पौर्णमासीं चतुर्दशीम् ।
ब्रह्मचारी भवेन्नित्यमप्यृतौ स्नातको द्विजः ॥ १२८ ॥

અમાસ, આઠમ, પૂનમ અને ચૌદશ, એ દિવસોએ સ્ત્રીને ઋતુ હોય તોપણ સ્નાતક બ્રાહ્મણે નિત્ય બ્રહ્મચારી રહેવું. ૧૨૮

આવશ્યક સદાચાર

[ षष्ठ्यष्टम्यौ त्वमावास्यामुभयत्र चतुर्दशीम् ।
वर्जयेत्पौर्णमासीं च तैले मांसे भगे क्षुरे ॥

તૈલસ્નાન, માંસભક્ષણ, સ્ત્રીસંગ અને હજામત-એ ચાર વાનાં અનુક્રમે કે બધાં છઠ, આઠમ, અમાસ તથા વદ ને સુદની ચૌદશ અને પૂનમે છોડવાં. ]

સ્નાન માટે સૂચના

न स्नानमाचरेद्भुक्त्वा नातुरो न महानिशि ।
न वासोभिः सहाजस्रं नाविज्ञाते जलाशये ॥ १२९ ॥

જમ્યા પછી, માંદગીમાં, મધ્યરાત્રે, ઘણાં કપડાં સાથે, તેમ જ અજાણ્યા જળાશયમાં કદી સ્નાન કરવું નહિ. ૧૨૯

કોની છાયા ન ઓળંગાય?

देवतानां गुरो राज्ञः स्नातकाचार्ययोस्तथा ।
नाक्रामेत्कामतश्छायां बभ्रुणो दीक्षितस्य च ॥ १३० ॥

દેવ, ગુરુ, રાજા, સ્નાતક, આચાર્ય, કપિલા ગાય (અથવા કૂતરો કે નોળિયો), યજ્ઞમાં દીક્ષા લીધેલો પુરુષ અને ચાંડાલ, એમની છાયાને જાણી જોઈ ઓળંગવી નહિ. ૧૩૦

ચૌટામાં ક્યારે ન જવું?

मध्यंदिनेऽर्धरात्रे च श्राद्धं भुक्त्वा च सामिषम् ।
संध्ययोरुभयोश्चैव न सेवेत चतुष्पथम् ॥ १३१ ॥

બપોરના વખતે, અર્ધી રાત્રે, માંસયુક્ત શ્રાદ્ધભોજન જમીને અને પ્રભાતની તથા સાયંકાળની સંધિ વેળાએ ચૌટામાં જવું નહિ. ૧૩૧

કોના પર બેસવું નહિ?

उद्वर्तनमपस्नानं विण्मूत्रे रक्तमेव च ।
श्लेष्मनिष्ठ्यूतवान्तानि नाधितिष्ठेत्तु कामतः ॥ १३२ ॥

પીઠીનું પાણી, નાહેલું પાણી, મળમૂત્ર, લોહી, બળખા, થૂંક અને ઊલટી, એટલાં ઉપર ઇચ્છાથી–જાણીજોઈને બેસવું નહિ. ૧૩૨

કોનું સેવન કરવું નહિ?

वैरिणं नोपसेवेत सहायं चैव वैरिणः ।
अधार्मिकं तस्करं च परस्यैव च योषितम् ॥ १३३ ॥

વૈરીને, વૈરીના સહાયકને, અધાર્મિકને, ચોરને તેમ જ પરસ્ત્રીને સેવવાં નહિ. ૧૩૩

પરસ્ત્રીનું સેવન ભયંકર છે

न हीदृशमनायुष्यं लोके किंचन विद्यते ।
यादृशं पुरुषस्येह परदारोपसेवनम् ॥ १३४ ॥

પરસ્ત્રીના સેવન જેવું બીજું આ જગતમાં કંઈ પણ પુરુષના આયુષનો નાશ કરનારું નથી. ૧૩૪

કોનું અપમાન કદી ન કરાય?

क्षत्रियं चैव सर्पं च ब्राह्मणं च बहुश्रुतम् ।
नावमन्येत वै भूष्णुः कृशानपि कदाचन ॥ १३५ ॥

ક્ષત્રિય, સર્પ અને વિદ્વાન બ્રાહ્મણ દુર્બળ હોય, તોપણ ઉદયની ઇચ્છાવાળાએ તેમનું કદી અપમાન કરવું નહિ. ૧૩૫

एतत्त्रयं हि पुरुषं निर्दहेदवमानितम् ।
तस्मादेतत्त्रयं नित्यं नावमन्येत बुद्धिमान् ॥ १३६ ॥

એ ત્રણે ય જો અપમાન કરાયાં હોય તો પુરુષને બાળી નાખે છે; તેથી બુદ્ધિમાને એ ત્રણેનું કદી અપમાન કરવું નહિ.

લક્ષ્મીને દુર્લભ માનવી નહિ

नात्मानमवमन्येत पूर्वाभिरसमृद्धिभिः ।
आमृत्योः श्रियमन्विच्छेन्नैनां मन्येत दुर्लभाम् ॥ १३७ ॥

પ્રથમ ધન માટે ઉદ્યમ કર્યા છતાં ધનસંપત્તિ મળે નહિ, તોપણ પોતાની જાતને ધિક્કારવી નહિ; મરણ સુધી ધન મેળવવા યત્ન કરવો, પણ લક્ષ્મીને દુર્લભ માનવી નહિ. ૧૩૭

સનાતનધર્મનું સ્વરૂપ

सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥ १३८ ॥

સત્ય બોલવું અને તે પણ પ્રિય બોલવું; પણ અપ્રિય લાગે તેવું સત્ય બોલવું નહિ; તેમ જ પ્રિય લાગે તેવું અસત્ય કહેવું નહિ; આ સનાતન ધર્મ છે. ૧૩૮

નકામું વૈર ક્યાંય ન કરવું

भद्रं भद्रमिति ब्रूयाद्भद्रमित्येव वा वदेत् ।
शुष्कवैरं विवादं च न कुर्यात्केनचित्सह ॥ १३९ ॥

ઠીક ન હોય તેને પણ ઠીક જ કહેવું અને ઠીક હોય તેને તો ઠીક જ કહેવાય,× પણ કોઈની સાથે કદી ખાલી વેર કે વિવાદ કરવા નહિ. ૧૩૯

મુસાફરી માટે ખાસ

नातिकल्यं नातिसायं नातिमध्यंदिने स्थिते ।
नाज्ञातेन समं गच्छेन्नैको न वृषलैः सह ॥ १४० ॥

ખૂબ વહેલી સવારે, ખૂબ મોટી સાંજે, ખરે બપોરે, અજાણ્યા સાથે તેમ જ શૂદ્રોની સાથે એકલા મુસાફરી કરવી નહિ. ૧૪૦

કોની નિંદા ન કરવી ?

हीनाङ्गानतिरिक्ताङ्गान्विद्याहीनान्वयोधिकान् ।
रूपद्रव्यविहीनांश्च जातिहीनांश्च नाक्षिपेत् ॥ १४१ ॥

ઓછાં અંગવાળા, વધારે અંગવાળા ( ખોડખાંપણવાળા ),

વિદ્યાવિનાના, ઉંમરમાં મોટા, રૂપરહિત, દ્રવ્યવિનાના અને હલકી જાતિના લોકોની નિંદા કરવી નહિ. ૧૪૧

કોને ક્યારે ન અડકાય અને ન જોવાય?

न स्पृशेत्पाणिनोच्छिष्टो विप्रो गोब्राह्मणानलान् ।
न चापि पश्येदशुचिः सुस्थो ज्योतिर्गणान्दिवि ॥ १४२ ॥

બ્રાહ્મણે ગાય, બ્રાહ્મણ અને અગ્નિને એઠા મોઢે હાથ વતી સ્પર્શ કરવો નહિ; તેમ જ અપવિત્ર હોય ત્યારે આકાશમાં સૂર્યાદિ જ્યોતિસમૂહોને જોવા નહિ. ૧૪૨

અપવિત્ર હોઈ પૂર્વોક્તને સ્પર્શ થઈ જાય તો પ્રાયશ્ચિત્ત

स्पृष्ट्वैतानशुचिर्नित्यमद्भिः प्राणानुपस्पृशेत् ।
गात्राणि चैव सर्वाणि नाभिं पाणितलेन तु ॥ १४३ ॥

અપવિત્ર હોવા છતાં ઉપર કહેલાં ગાય, બ્રાહ્મણ અને અગ્નિને અડી જવાય તો તેણે (આચમન કરી) પાણીથી પ્રાણોને તથા સર્વ ગાત્રોને અને હથેલીથી ડૂંટીને નિત્ય સ્પર્શ કરવો. ૧૪૩

વગરકારણે કોને સ્પર્શ ન કરવો?

अनातुरः स्वानि खानि न स्पृशेदनिमित्ततः ।
रोमाणि च रहस्यानि सर्वाण्येव विवर्जयेत् ॥ १४४ ॥

સ્વસ્થ દ્વિજે વગરકારણે પોતાની ઈંદ્રિયોનો અને સર્વ ગુહ્ય ભાગના વાળનો સ્પર્શ કરવો નહિ. ૧૪૪

આવશ્યક કર્તવ્યો

मङ्गलाचारयुक्तः स्यात्प्रयतात्मा जितेन्द्रियः ।
जपेच्च जुहुयाच्चैव नित्यमग्निमतन्द्रितः ॥ १४५ ॥

નિત્ય મંગળ આચારથી યુક્ત રહેવું, મનને નિયમમાં

રાખવું, ઇંદ્રિયોને વશ રાખવી, આળસ વગર ગાયત્રી જપવી અને અગ્નિમાં હોમ કરવો. ૧૪૫

પૂર્વોક્ત કર્તવ્યોનું ફળ

मङ्गलाचारयुक्तानां नित्यं च प्रयतात्मनाम् ।
जपतां जुह्वतां चैव विनिपातो न विद्यते ॥ १४६ ॥

નિત્ય મંગળ આચારથી યુક્ત રહેનારા, મનને નિયમમાં રાખનારા, ગાયત્રી જપનારા અને હોમ કરનારા દ્વિજોનું કદી પતન થતું નથી. (તેઓને કોઈ ઉપદ્રવ નડતા નથી.) ૧૪૬

વેદાભ્યાસ એ જ બ્રાહ્મણનો પરમ ધર્મ

वेदमेवाभ्यसेन्नित्यं यथाकालमतन्द्रितः ।
तं ह्यस्याहुः परं धर्ममुपधर्मोऽन्य उच्यते ॥ १४७ ॥

પ્રમાદરહિત રહી નિત્ય સમયાનુસાર વેદનો અભ્યાસ કરવો; કેમકે તેને જ પંડિતો બ્રાહ્મણનો પરમ ધર્મ કહે છે; તે વિનાનો બીજો ઉપધર્મ કહેવાય છે. ૧૪૭

વેદાભ્યાસ, પવિત્રતા, તપ અને અહિંસાનું ફળ

वेदाभ्यासेन सततं शौचेन तपसैव च ।
अद्रोहेण च भूतानां जातिं स्मरति पौर्विकीम् ॥ १४८ ॥

સતતના વેદાભ્યાસથી, બાહ્યાભ્યંતર શુદ્ધિથી, તપથી ને પ્રાણીઓના અદ્રોહથી (મનુષ્યને) પૂર્વજન્મનું સ્મરણ થાય છે.

પૂર્વજન્મના સ્મરણનું ફળ

पौर्विकीं संस्मरञ्जातिं ब्रह्मैवाभ्यसते पुनः ।
ब्रह्माभ्यासेन चाजस्रमनन्तं सुखमश्नुते ॥ १४९ ॥

પૂર્વજન્મનું સ્મરણ કરતો પુરુષ ફરીફરી (શ્રવણ, મનન તથા ધ્યાન વડે) બ્રહ્મનો જ અભ્યાસ કરે છે; (આત્મસાક્ષાત્કાર

પામે છે).અને એવાં અખંડ બ્રહ્માભ્યાસથી અનંત સુખ–મોક્ષ પામે છે. ૧૪૯

પર્વના દિવસોનું કર્તવ્ય

सावित्राञ्छान्तिहोमांश्च कुर्यात्पर्वसु नित्यशः ।
पितृँश्चैवाष्टकास्वर्चेन्नित्यमन्वष्टकासु च ॥ १५० ॥

પર્વોના દિવસો–પૂનમ અને અમાસે; સાવિત્રી જેની દેવતા છે, એવા શાંતિહોમો કરવા અને અષ્ટકાઓ(હેમંત ને શિશિરની વદ આઠમ)માં તેમ જ અન્વષ્ટકાઓ (અષ્ટકા પાસેની નોમ) માં નિત્ય પિતૃઓનું પૂજન કરવું; અર્થાત્ શ્રાદ્ધ કરવું. ૧૫૦

મૂત્ર વગેરે અગ્નિશાળાથી દૂર જ ત્યજાય

दूरादावसथान्मूत्रं दूरात्पादावसेचनम् ।
उच्छिष्टान्नं निषेकं च दूरादेव समाचरेत् ॥ १५१ ॥

મૂત્ર, પગ ધોયેલું પાણી, એઠવાડ, એઠું પાણી અથવા વીર્ય–એ બધું અગ્નિઘરથી દૂર જ ત્યજાય. ૧૫૧

દિવસના પ્રથમ ભાગે જ કરી લેવાનું કામ

मैत्रं प्रसाधनं स्नानं दन्तधावनमञ्जनम् ।
पूर्वाह्ण एव कुर्वीत देवतानां च पूजनम् ॥ १५२ ॥

મળમૂત્રનો ત્યાગ, વાળની સફાઈ, સ્નાન, દાતણ, અંજન અને દેવોનું પૂજન; એ બધાં કામ દિવસના પહેલા ભાગમાં જ કરવાં. ૧૫૨

પર્વોના દિવસે ખાસ દર્શન

दैवतान्यभिगच्छेत्तु धार्मिकांश्च द्विजोत्तमान् ।
ईश्वरं चैव रक्षार्थं गुरूनेव च पर्वसु ॥ १५३ ॥

પોતાની રક્ષા સારુ પર્વોના દિવસોમાં દેવોનાં, ધર્મનિષ્ઠ ઉત્તમ બ્રાહ્મણોનાં, રાજાનાં તેમ જ ગુરુજનોનાં દર્શને જવું.

વૃદ્ધો પ્રત્યેનું વર્તન

अभिवादयेद्वृद्धांश्च दद्याच्चैवासनं स्वकम् ।
कृताञ्जलिरुपासीत गच्छतः पृष्ठतोऽन्वियात् ॥ १५४ ॥

(પોતાને ત્યાં આવેલા) વૃદ્ધોને પ્રણામ કરવા, પોતાનું આસન આપવું, બે હાથ જોડી તેમની પાસે બેસવું અને તેઓ જાય ત્યારે તેમની પાછળ વળાવવા જવું. ૧૫૪

વૈદિક સદાચાર કાળજીથી સેવવા

श्रुतिस्मृत्युदितं सम्यङ्निबद्धं स्वेषु कर्मसु ।
धर्ममूलं निषेवेत सदाचारमतन्द्रितः ॥ १५५ ॥

શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલા, પોતાનાં કર્મોમાં અંગરૂપે સારી રીતે સંબંધ પામેલા અને ધર્મના કારણરૂપ એવા સદાચાર આળસ વિના સેવવા. ૧૫૫

સદાચારના સેવનનું ફળ

आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः ।
आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ १५६ ॥

સદાચારથી માણસ આવરદા મેળવે છે; સદાચારથી ઇષ્ટ પ્રજાલાભ થાય છે; સદાચારથી અખૂટ ધન મળે છે અને સદાચારથી અપલક્ષણોનો નાશ થાય છે. ૧૫૬

દુરાચારનું અનિષ્ટ ફળ

दुराचारो हि पुरुषो लोके भवति निन्दितः ।
दुःखभागी च सततं व्याधितोऽल्पायुरेव च ॥ १५७ ॥

દુરાચારી પુરુષ જ લોકમાં નિંદાય છે, નિરંતર દુઃખ ભોગવે છે, રોગી રહે છે અને ઓછી આવરદાવાળો જ થાય છે.

સદાચારી સો વર્ષ જીવે જ

सर्वलक्षणहीनोऽपि यः सदाचारवान्नरः ।
श्रद्दधानोऽनसूयश्च शतं वर्षाणि जीवति ॥ १५८ ॥

શુભ સૂચવનારાં સર્વ લક્ષણોવિનાનો હોય, છતાં સદાચારી માણસ શ્રદ્ધાયુક્ત અને ઇર્ષ્યારહિત હોઈ સો વર્ષ સુધી જીવે છે. ૧૫૮

પરાધીનતા ન જ જોઈએ

यद्यत्परवशं कर्म तत्तद्यत्नेन वर्जयेत् ।
यद्यदात्मवशं तु स्यात्तत्तत्सेवेत यत्नवान् ॥ १५९ ॥

જે જે કામ પરવશ રહેતાં હોય, તેઓનો યત્નપૂર્વક ત્યાગ કરવો; અને જે જે કામ સ્વાધીન હોય, તે તે યત્નપૂર્વક કરવાં. ૧૫૯

પરાધીનતા એ દુઃખ અને સ્વાધીનતા એ સુખ

सर्वं परवशं दुःखं सर्वमात्मवशं सुखम् ।
एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः ॥ १६० ॥

પારકાને વશ હોય તે બધું દુઃખરૂપ છે અને પોતાને વશ હોય તે બધું સુખરૂપ છે; આ સુખદુઃખનું ટૂંકું લક્ષણ જાણવું. ૧૬૦

કયું કામ કરવું ને ન કરવું?

यत्कर्म कुर्वतोऽस्य स्यात्परितोषोऽन्तरात्मनः ।
तत्प्रयत्नेन कुर्वीत विपरीतं तु वर्जयेत् ॥ १६१ ॥

જે કામ કરતાં પોતાના અંતરાત્માને પૂરો સંતોષ થાય, તે પ્રયત્નપૂર્વક કરવું; તેથી ઊલટું અસંતોષકારક હોય, તેવાં કામનો ત્યાગ કરવો. ૧૬૧

કોનાથી વિરુદ્ધ ન વર્તવું?

आचार्यं च प्रवक्तारं पितरं मातरं गुरुम् ।
न हिंस्याद्ब्राह्मणान्गाश्च सर्वांश्चैव तपस्विनः ॥ १६२ ॥

(વેદ ભણાવનાર) આચાર્ય; વેદવ્યાખ્યાતા, પિતા, માતા, ગુરુ, બ્રાહ્મણ, ગાય અને તપસ્વી, એમનાથી વિરુદ્ધ વર્તન કરવું નહિ. ૧૬૨

ખાસ તજવા જેવાં

नास्तिक्यं वेदनिन्दां च देवतानां च कुत्सनम् ।
द्वेषं दम्भं च मानं च क्रोधं तैक्ष्ण्यं च वर्जयेत् ॥ १६३ ॥

નાસ્તિકતા, વેદની નિંદા, દેવોની નિંદા, દ્વેષ, દંભ, અભિમાન, ક્રોધ અને ક્રૂરતા—એટલાંનો ત્યાગ કરવો. ૧૬૩

કોઈની સામે લાકડી ઉગામાય પણ નહિ

परस्य दण्डं नोद्यच्छेत्क्रुद्धो नैव निपातयेत् ।
अन्यत्र पुत्राच्छिष्याद्वा शिष्ट्यर्थं ताडयेत्तु तौ ॥ १६४ ॥

ક્રોધે ભરાઈને કોઈની સામે લાકડી ઉગામાય નહિ; તથા પુત્ર અથવા શિષ્ય સિવાય બીજાને લાકડી મરાય જ નહિ; પણ જો પુત્ર તથા શિષ્ય અપરાધ કરે, તો તેમને શિખામણ દેવા મારી શકાય છે. ૧૬૪

બ્રાહ્મણ સામે લાકડી ઉગામે તો નરકમાં પડે

ब्राह्मणायावगुर्यैव द्विजातिर्वधकाम्यया ।
शतं वर्षाणि तामिस्रे नरके परिवर्तते ॥ १६५ ॥

જે દ્વિજવર્ણ બ્રાહ્મણને મારવાની ઇચ્છાથી માત્ર લાકડી ઉગામે, તોપણ તે સો વર્ષ સુધી તામિસ્ર નરકમાં તરફડે છે.

બ્રાહ્મણને તણખલું યે ન મરાય

तार्डायत्वा तृणेनापि संरम्भान्मतिपूर्वकम् ।
एकविंशतिमाजातीः पापयोनिषु जायते ॥ १६६ ॥

ક્રોધમાં આવી જે માણસ બ્રાહ્મણને ઈરાદાપૂર્વક એક તણખલાથી પણ મારે, તો યે એકવીસ જન્મ સુધી તે પાપ યોનિમાં જન્મ્યા કરે છે. ૧૬૬

બ્રાહ્મણને લોહી કાઢે તો મહાદુઃખ

अयुध्यमानस्योत्पाद्य ब्राह्मणस्यासृगङ्गतः ।
दुःखं सुमहदाप्नोति प्रेत्याप्राज्ञतया नरः ॥ १६७ ॥

યુદ્ધ ન કરતા બ્રાહ્મણના અંગમાંથી જે માણસ મૂર્ખતાને લીધે લોહી કાઢે છે, તે મરણ પછી મહાદુઃખ પામે છે. ૧૬૭

शोणितं यावतः पांसून्संगृह्णाति महीतलात् ।
तावतोऽब्दानमुत्रान्यैः शोणितोत्पादकोऽद्यते ॥ १६८ ॥

એ બ્રાહ્મણનું લોહી, પૃથ્વીતલના જેટલા રજકણોને ભીંજવે છે, તેટલાં વર્ષો સુધી તે લોહી કાઢનાર મનુષ્યને કૂતરાં, શિયાળ વગેરે પ્રાણીઓ પરલોકમાં ખાયા કરે છે. ૧૬૮

न कदाचिद्द्विजे तस्माद्विद्वानवगुरेदपि ।
न ताडयेत्तृणेनापि न गात्रात्स्रावयेदसृक् ॥ १६९ ॥

એમ સમજતા માણસે બ્રાહ્મણની સામે કંઈ ઉગામવું પણ નહિ, તરણાથી પણ તેને મારવો નહિ, તેમજ તેના અંગમાંથી લોહી પણ વહાવવું નહિ. ૧૬૯

કેવો માણસ આ લોકમાં સુખી ન થાય?

अधार्मिको नरो यो हि यस्य चाप्यनृतं धनम् ।
हिंसारतश्च यो नित्यं नेहासौ सुखमेधते ॥ १७० ॥

જે માણસ અધાર્મિક હોય, જેનું ધન જૂઠાણાંનું હોય અને જે નિત્ય હિંસામાં જ તત્પર રહેતો હોય, તે આ લોકમાં સુખ પામતો નથી. ૧૭૦

અધર્મમાં મન પણ ન લગાડાય

न सीदन्नपि धर्मेण मनोऽधर्मे निवेशयेत् ।
अधार्मिकाणां पापानामाशु पश्यन्विपर्ययम् ॥ १७१ ॥

અધર્મી પાપીઓની માઠી હાલત જોતા મનુષ્યે ધર્મથી પોતે દુઃખ પામતો હોય, તોપણ અધર્મમાં મન લગાડવું નહિ.

અધર્મ તો મૂળિયાં કાપી નાખે

नाधर्मश्चरितो लोके सद्यः फलति गौरिव ।
शनैरावर्तमानस्तु कर्तुर्मूलानि कृन्तति ॥ १७२ ॥

જેમ પૃથ્વીમાં રોપેલું બીજ તુરત જ ફળ આપતું નથી, તેમ જગતમાં આચરેલો અધર્મ પણ તે જ વખતે ફળ આપતો નથી; અથવા જેમ બળદ કે ગાયને વાહનમાં જોડતાં કે દોહતાં તરત જ તે ફળ આપે છે, તેમ અધર્મ, તેને આચરતાં તરત જ ફળ આપતો નથી; પરંતુ બીજ જેમ ધીરેધીરે વધીને ફાલે છે અને પછી ફળ આપે છે, તેમ અધર્મ પણ ધીરેધીરે વધીને પોતાને આચરનારનાં મૂળિયાં કાપી નાખે છે. ૧૭૨

અધર્મ જરૂર અનિષ્ટ ફળ આપે જ

यदि नात्मनि पुत्रेषु न चेत्पुत्रेषु नप्तृषु ।
न त्वेव तु कृतोऽधर्मः कर्तुर्भवति निष्फलः ॥ १७३ ॥

કરેલો અધર્મ એ તેના કર્તાને ફળ ન આપે, તો તેના પુત્રોને આપે છે; અને પુત્રોને ન આપે તો તેના પૌત્રોને પણ આપે જ છે; પરંતુ તે નિષ્ફળ જતો જ નથી. ૧૭૩

અધર્મથી આખરે વિનાશ જ થાય

अधर्मेणैधते तावत्ततो भद्राणि पश्यति ।
ततः सपत्नाञ्जयति समूलस्तु विनश्यति ॥ १७४ ॥

અધર્મ કરનારો પુરુષ ઉપલક કદાચ સુખો જુએ અને શત્રુઓને જીતે; પણ છેવટે તે સમૂળો–પરિવાર સહિત નાશ પામે છે. ૧૭૪

માટે ધર્મમાં જ તત્પર રહેવું

सत्यधर्मार्यवृत्तेषु शौचे चैवारमेत्सदा ।
शिष्यांश्च शिष्याद्धर्मेण वाग्बाहूदरसंयतः ॥ १७५ ॥

હમેશાં સત્ય, ધર્મ, સદાચાર અને પવિત્રતામાં તત્પર રહેવું; વાણી‡ હાથ અને ઉદરને સંયમમાં રાખવાં, તેમ જ શિષ્યોને ધર્મથી શિક્ષા કરવી. ૧૭૫

ધર્મરહિત અર્થકામ તજવા યોગ્ય છે

परित्यजेदर्थकामौ यौ स्यातां धर्मवर्जितौ ।
धर्मं चाप्यसुखोदर्कं लोकविक्रुष्टमेव च ॥ १७६ ॥

જે અર્થ અને કામ ધર્મથી રહિત હોય, તેઓનો ત્યાગ કરવો; તેમ જ પરિણામે દુઃખકારી તથા લોકમાં નિંદિત એવા

‡ વાણીનો સંયમ એટલે સત્ય બોલવું; બાહુનો સંયમ એટલે કોઈને પીડા ન ઉપજાવવી અને ઉદરનો સંયમ એટલે જે કંઈ મળી આવે તેનાથી સંતોષ માનવો.

ધર્મનો પણ ત્યાગ કરવો.+ ૧૭૬

કુટેવો છોડવી જોઈએ

न पाणिपादचपलो न नेत्रचपलोऽनृजुः ।
न स्याद्वाक्चपलश्चैव न परद्रोहकर्मधीः ॥ १७७ ॥

હાથપગની ચપળતા× કરવી નહિ, આંખની ચપળતા પણ કરવી નહિ, કુટિલતા રાખવી નહિ, નકામું બોલ્યા કરવું નહિ અને બીજાનો દ્રોહ કરવાની બુદ્ધિ કે ચેષ્ટા કરવી નહિ. ૧૭૭

વડવાઓને માર્ગે જનાર દુઃખી ન થાય

येनास्य पितरो याता येन याताः पितामहाः ।
तेन यायात्सतां मार्गं तेन गच्छन्न रिष्यते ॥ १७८ ॥

જે સન્માર્ગે પોતાના પિતા અને દાદા ગયા હોય, તે જ માર્ગે માણસે જવું; કેમકે તે માર્ગે જતાં (અધર્મ ન થતાં) તે નાશ પામતો નથી. ૧૭૮

કોની સાથે વિવાદ ન કરવો?

ऋत्विक्पुरोहिताचार्यैर्मातुलातिथिसंश्रितैः ।
बालवृद्धातुरैर्वैद्यैर्ज्ञातिसंबन्धिबान्धवैः ॥ १७९ ॥

+ અષ્ટકા આદિ શ્રાદ્ધમાં ગોવધ (બળદ મારી તેના માંસથી શ્રાદ્ધ કરવું), એ પૂર્વકાળમાં ભલે ધર્મ ગણાતો, પણ કલિયુગમાં તે નિંદનીય હોવાથી તે કરાય જ નહિ. (कुल्लूक)

× હાથની ચપળતા એટલે ઉપયોગી ન હોય એવી વસ્તુને લેવી ને મૂકવી; પગની ચપળતા એટલે કામ ન હોવા છતાં નકામા અહીંતહીં ભટક્યા કરવું; આંખની ચપળતા એટલે પારકી સ્ત્રીઓ સામે જોયા કરવું. અને વાણીની ચપળતા એટલે નકામું અથવા લોકમાં નિંદાપાત્ર બોલ્યા કરવું: આ બધી કુટેવો હોવાથી તે છોડવી. (कुल्लूक)

मातापितृभ्यां यामीभिर्भ्रात्रा पुत्रेण भार्यया ।
दुहित्रा दासवर्गेण विवादं न समाचरेत् ॥ १८० ॥

ઋત્વિજ (યાજ્ઞિક બ્રાહ્મણ), પુરોહિત (ગોર), આચાર્ય, મામા, અતિથિ, આશ્રિત, બાળક, વૃદ્ધ, રોગી, વૈદ્ય, જ્ઞાતિજન (પિતાપક્ષના), સંબંધી (જમાઈ, સાળો વગેરે), બાંધવ (મોસાળપક્ષના), માતાપિતા, બહેન, કુળવધૂ, ભાઈ, પુત્ર, પત્ની, દીકરી અને દાસવર્ગ–એમની સાથે વિવાદ ન કરવો. ૧૭૯, ૧૮૦

एतैर्विवादान्संत्यज्य सर्वपापैः प्रमुच्यते ।
एभिर्जितैश्च जयति सर्वांल्लोकानिमान्गृही ॥ १८१ ॥

જે ગૃહસ્થ ઉપર જણાવેલાં સાથે વિવાદ ત્યજે છે, તે સર્વ પાપથી મુક્ત થાય છે અને એમને વશ કરી આ સર્વ લોકને તે વશ કરે છે. ૧૮૧

ઉપર જણાવેલાં સાથે વિવાદ ન કરવાનું કારણ

आचार्यो ब्रह्मलोकेशः प्राजापत्ये पिता प्रभुः ।
अतिथिस्त्विन्द्रलोकेशो देवलोकस्य चर्त्विजः ॥ १८२ ॥
यामयोऽप्सरसां लोके वैश्वदेवस्य बान्धवाः ।
संबन्धिनो ह्यपां लोके पृथिव्यां मातृमातुलौ ॥ १८३ ॥
आकाशेशास्तु विज्ञेया बालवृद्धकृशातुराः ।
भ्राता ज्येष्ठः समः पित्रा भार्या पुत्रः स्वका तनुः ॥ १८४ ॥
छाया स्वो दासवर्गश्च दुहिता कृपणं परम् ।
तस्मादेतैरधिक्षिप्तः सहेतासंज्वरः सदा ॥ १८५ ॥

આચાર્ય બ્રહ્મલોકનો સ્વામી છે, પિતા પ્રજાપતિલોકનો

સ્વામી છે, અતિથિ ઇંદ્રલોકનો સ્વામી છે, ઋત્વિજ દેવલોકનો સ્વામી છે; બહેન તથા કુળવધૂ અપ્સરાલોકની સ્વામિની છે; બાંધવો વિશ્વદેવલોકના, સંબંધીઓ વરુણલોકના અને મા તથા મામા પૃથ્વીલોકનાં સ્વામી છે. બાળક, વૃદ્ધ, દુર્બળ અને રોગીઓને આકાશલોકના સ્વામી જાણવા. મોટો ભાઈ પિતા તુલ્ય છે અને પત્ની તથા પુત્ર પોતાનાં જ શરીરરૂપ છે. દાસવર્ગ, એ પોતાની છાયા સમાન જ છે અને દીકરી અત્યંત દયાપાત્ર છે; આથી એ લોકો તિરસ્કાર (અથવા અપમાન) કરે, તોપણ તપ્યા વિના સાંખી લેવું. ૧૮૨-૧૮૫

બહુ દાન લેવું નહિ

प्रतिग्रहसमर्थोऽपि प्रसङ्गं तत्र वर्जयेत् ।
प्रतिग्रहेण ह्यस्याशु ब्राह्मं तेजः प्रशाम्यति ॥ १८६ ॥

દાન લેવાને સમર્થ અથવા અધિકારી હોવા છતાં દાનનો અતિ પ્રસંગ ન રાખવો; અર્થાત્ વારંવાર બહુ દાન લેવું નહિ; કેમકે એમ વારંવાર બહુ દાન લેવાથી બ્રાહ્મણનું બ્રહ્મતેજ તરત શમી જાય છે. (નાશ પામે છે.) ૧૮૬

न द्रव्याणामविज्ञाय विधिं धर्म्यं प्रतिग्रहे ।
प्राज्ञः प्रतिग्रहं कुर्यादवसीदन्नपि क्षुधा ॥ १८७ ॥

દ્રવ્યનું દાન લેવા વિષેની ધાર્મિક વિધિ જાણ્યા વિના બુદ્ધિમાન બ્રાહ્મણે પોતે ભૂખે પીડાતો હોય તોપણ દાન ન લેવું. ૧૮૭

મહા અધમ દાન

हिरण्यमूमिमश्वं गामन्नं वासस्तिलान्घृतम् ।
प्रतिगृह्णन्नविद्वांस्तु भस्मीभवति दारुवत् ॥ १८८ ॥

તે (દાન લેતી વેળા અને લીધા પછી જપવાના મંત્રાદિ) નહિ જાણનારો જે અજ્ઞાની બ્રાહ્મણ સોનું, ભૂમિ, ઘોડો, ગાય, અન્ન, વસ્ત્ર, તલ અને ઘીનું દાન લે છે, તે લાકડાની જેમ (બળીને) ખાખ થઈ જાય છે. ૧૮૮

हिरण्यमायुरन्नं च भूर्गौश्चाप्योषतस्तनुम् ।
अश्वश्चक्षुस्त्वचं वासो घृतं तेजस्तिलाः प्रजाः ॥ १८९ ॥

સોનું અને અન્ન આયુષને; ભૂમિ અને ગાય શરીરને; ઘોડો આંખને, વસ્ત્ર ચામડીને, ઘી તેજને અને તલ પ્રજાને બાળી નાખે છે. ૧૮૯

દાન લઈ બ્રાહ્મણ ડૂબે છે

अतपास्त्वनधीयानः प्रतिग्रहरुचिर्द्विजः ।
अम्भस्यश्मप्लवेनेव सह तेनैव मज्जति ॥ १९० ॥

જે બ્રાહ્મણ તપથી અને અધ્યયનથી રહિત હોવા છતાં દાન લેવાની રુચિવાળો હોય, તે (દાનરૂપી) પથ્થરની હોડી સાથે જ (નરકરૂપી) પાણીમાં ડૂબે છે. ૧૯૦

અજ્ઞાનીએ તો દાન લેતાં ડરવું

तस्मादविद्वान्बिभियाद्यस्मात्तस्मात्प्रतिग्रहात् ।
स्वल्पकेनाप्यविद्वान्हि पङ्के गौरिव सीदति ॥ १९१ ॥

તેથી (દાન લેતી વેળાની અને લીધા પછીની વિધિ) નહિ જાણનારા બ્રાહ્મણે દાન લેવાથી ડરવું; ગાય જેમ કાદવમાં ખૂંચી જઈ દુઃખી થાય છે, તેમ તે અવિદ્વાન થોડા દાનથી પણ (નરકમાં) દુઃખી થાય છે. ૧૯૧

કેવા બ્રાહ્મણને દાન ન દેવું?

न वार्यपि प्रयच्छेत्तु वैडालव्रतिके द्विजे ।
न बकव्रतिके विप्रे नावेदविदि धर्मवित् ॥ १९२॥

બિલાડા જેવી તથા બગલા જેવી વૃત્તિ રાખનારા, તેમ જ વેદ નહિ જાણનારા બ્રાહ્મણને ધર્મવેત્તાએ પાણી પણ ન આપવું.

કુપાત્રે દાન બન્નેને હાનિકારક

त्रिष्वप्येतेषु दत्तं हि विधिनाप्यर्जितं धनम् ।
दातुर्भवत्यनर्थाय परत्रादातुरेव च ॥ १९३॥

ધનને ન્યાયવિધિથી મેળવેલું હોય, તોપણ જો એ (ઉપર જણાવેલ) ત્રણ પ્રકારના બ્રાહ્મણને તે આપ્યું હોય, તો તે પરલોકમાં દાતાને તેમ જ લેનારને અનર્થકારી થાય છે. ૧૯૩

यथा प्लवेनौपलेन निमज्जत्युदके तरन् ।
तथा निमज्जतोऽधस्तादज्ञौ दातृप्रतीच्छकौ ॥ १९४॥

પથ્થરની હોડીથી તરનારો જેમ પાણીમાં ડૂબે છે, તેમ મૂર્ખ દેનાર અને મૂર્ખ લેનાર-બન્ને નીચે નરકમાં પડે છે.

બિલાડા જેવી વૃત્તિવાળો કોણ?

धर्मध्वजी सदा लुब्धश्छाद्मिको लोकदम्भकः ।
वैडालव्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसंधकः ॥ १९५॥

જે ધર્મની ધજા રાખનારો (ઢોંગી), સદાય લોભિયો, ડોળઘાલુ(કપટી), લોકને છેતરનારો, હિંસાખોર અને બધાની ખોટી નિંદા કરનારો હોય, તેને બિલાડાની વૃત્તિવાળો જાણવો.

બિલાડાનું વ્રત

[यस्य धर्मध्वजो नित्यं सुरध्वज इवोच्छ्रितः ।
प्रच्छन्नानि च पापानि वैडालं नाम तद्व्रतम् ॥

દેવની ધજાની પેઠે જેના ધર્મની ધજા નિત્ય ઊંચે (માત્ર દેખાવની) ફરકે છે અને જેનાં પાપ છૂપાં હોય છે, તેનું નામ બિલાડાનું વ્રત કહેવાય છે. ]

બગલા જેવી વૃત્તિવાળો બ્રાહ્મણ

अधोदृष्टिर्नैष्कृतिकः स्वार्थसाधनतत्परः ।
शठो मिथ्याविनीतश्च बकव्रतचरो द्विजः ॥ १९६ ॥

જે બ્રાહ્મણ નજર નીચે રાખે છે, ઘાતકી અથવા ક્રૂર હોય છે, સ્વાર્થ સાધવામાં તત્પર તથા લુચ્ચો હોય અને જુઠો વિનયી હોય છે, તે બગલા જેવી વૃત્તિ રાખનારો ગણાય છે. ૧૯૬

બગવૃત્તિ અને બિલાડાવૃત્તિથી બ્રાહ્મણો નરકમાં પડે

ये बकव्रतिनो विप्रा ये च मार्जारलिङ्गिनः ।
ते पतन्त्यन्धतामिस्रे तेन पापेन कर्मणा ॥ १९७ ॥

જે બ્રાહ્મણો બગલાની તથા બિલાડાની વૃત્તિવાળા હોય છે, તેઓ તે પાપકર્મને લીધે અંધતામિસ્ર નરકમાં પડે છે. ૧૯૭

પાપ કરી વ્રત ન કરાય

न धर्मस्यापदेशेन पापं कृत्वा व्रतं चरेत् ।
व्रतेन पापं प्रच्छाद्य कुर्वन्स्त्रीशूद्रदम्भनम् ॥ १९८ ॥

સ્ત્રીઓ તથા શૂદ્રોને ઠગનારે વ્રત વડે પાપને ઢાંકી, પાપ કર્યા પછી ધર્મના બહાને વ્રત ન કરવું. ૧૯૮

प्रेत्येह चेदृशा विप्रा गर्ह्यन्ते ब्रह्मवादिभिः ।
छद्मनाचरितं यच्च व्रतं रक्षांसि गच्छति ॥ १९९ ॥

બ્રહ્મવાદીઓ એવા બ્રાહ્મણોને આ લોકમાં તેમ જ પરલોકમાં નિંદે છે અને તેમણે કપટથી જે વ્રત કર્યું હોય છે,

તે રાક્ષસોને પહોંચે છે. ૧૯૯

ખોટો વેષ લઈ આજીવિકા ન કરાય

अलिङ्गी लिङ्गिवेषेण यो वृत्तिमुपजीवति ।
स लिङ्गिनां हरत्येनस्तिर्यग्योनौ च जायते ॥ २०० ॥

જે બ્રહ્મચારી ન હોવા છતાં, બ્રહ્મચારીના વેષથી આજીવિકા કરે છે, તે એ બ્રહ્મચારીઓનાં પાપોને વહોરી લે છે અને પશુપક્ષીની યોનિમાં જન્મે છે. ૨૦૦

પારકાં જળાશયોમાં નાહવું નહિ

परकीयनिपानेषु न स्नायाच्च कदाचन ।
निपानकर्त्तुः स्नात्वा तु दुष्कृतांशेन लिप्यते ॥२०१॥

પારકાં જળાશયોમાં કદી નાહવું નહિ; કેમકે એમાં નાહવાથી તે (જળાશય) બંધાવનારનાં પાપોનો (ચોથો) ભાગ તે સ્નાન કરનારને લાગે છે.* ૨૦૧

[सप्तोद्धृत्य ततः पिण्डान् कामं स्नायाच्च पञ्चधा ।
उदपानात्स्वयंग्राहात् बहिःस्नात्वा न दुष्यति ॥
છતાં જો નાહવું જ પડે, તો તેમાંથી પાંચ કે સાત કચરાના

* અર્થાત્ કુદરતી નદી વગેરેમાં જ સ્નાન કરવું જોઈએ. કોઈએ બંધાવેલાં જળાશયોમાં સ્નાન કરવા માટે યાજ્ઞવલ્ક્ય કહે છે: 'पञ्च पिण्डाननुद्धृत्य न स्नायात् परवारिषु । उद्धृत्य चतुरः पिण्डान् पारक्ये स्नानमाचरेत् । स्नात्वा च तर्पयेद् देवान् पितॄंश्चैव विशेषतः -કચરાના પાંચ પિંડ બહાર કાઢી નાખ્યા સિવાય પારકાં જળાશયોમાં નાહવું નહિ; છેવટે ચાર પિંડો પણ બહાર કાઢી નાખ્યા પછી જ પારકા જળાશયમાં સ્નાન કરવું અને સ્નાન કર્યા પછી દેવોનું તથા પિતૃઓનું તર્પણ અવશ્ય કરવું.' (कुल्लूक)

પિંડો બહાર કાઢી નાખવા અને અંતે જ પાણી બહાર કાઢી નાહવું. એ રીતે નાહવાથી દોષ લાગતો નથી.]

પારકાં વાહન વગેરે વપરાય નહિ

यानशय्यासनान्यस्य कूपोद्यानगृहाणि च ।
अदत्तान्युपभुञ्जान एनसः स्यात्तुरीयभाक् ॥ २०२ ॥

વાહન, શય્યા, આસન, કૂવો, બગીચો અને ઘર–એ તેમના ધણીના આપ્યા વિના ભોગવનારને મૂળ ધણીના પાપનો ચોથો ભાગ ભોગવવો પડે છે. ૨૦૨

નદી વગેરે સ્વાભાવિક જળાશયોમાં નાહવું

नदीषु देवखातेषु तडागेषु सरःसु च ।
स्नानं समाचरेन्नित्यं गर्तप्रस्रवणेषु च ॥ २०३ ॥

નદીઓ, દેવનિમિત્તનાં જળાશયો, તળાવો, સરોવરો, ધરાઓ અને ઝરણાંમાં નિત્ય સ્નાન કરવું. ૨૦૩

યમોનું સેવન જરૂરી છે

यमान्सेवेत सततं न नित्यं नियमान्बुधः ।
यमान्पतत्यकुर्वाणो नियमान्केवलान्भजन् ॥ २०४ ॥

વિદ્વાને નિરંતર યમોને સેવવા; પણ કેવળ નિયમોને નિત્ય ન સેવવા; કેમકે કેવળ નિયમોને જ સેવનારો જો યમોને પાળે નહિ, તો (પાપમાં) પડે છે* ૨૦૪

* નિયમોના પાલન કરતાં યમોનું પાલન વધારે જરૂરી છે, એમ આ શ્લોકમાં સૂચવ્યું છે, પણ નિયમો ન જ પાળવા, એવો નિષેધ કર્યો નથી; એટલે કદાચ સ્નાનાદિ સમસ્ત નિયમોનો ત્યાગ કરવો પડે, તોપણ અહિંસાદિ યમોનો ત્યાગ કદી ન કરવો. (कुल्लूक)

દશ યમો

[आनृशंस्यं क्षमा सत्यमहिंसा दममस्पृहा ।
ध्यानं प्रसादो माधुर्यमार्जवं च यमा दश ॥
દયા, ક્ષમા, સત્ય, અહિંસા, ઇંદ્રિયદમન, નિઃસ્પૃહતા, ધ્યાન, પ્રસન્નતા, મધુરતા અને સરળતા–એ દશ યમો છે.]

અથવા પાંચ યમો

[अहिंसा सत्यवचनं ब्रह्मचर्यमकल्कता ।
अस्तेयमिति पञ्चैते यमाश्चोपव्रतानि च ॥
અહિંસા, સત્ય વચન, બ્રહ્મચર્ય, નિષ્કપટપણું અને ચોરી ન કરવી–આ પાંચ યમો અને ઉપવ્રતો છે.]

દશ નિયમો

[शौचमिज्यातपोदानं स्वाध्यायोपस्थनिग्रहः ।
व्रतोपवासौ मौनं च स्नानं च नियमा दश ॥
શૌચ (બહારની તથા અંદરની પવિત્રતા), યજ્ઞયાગ, તપ, દાન, સ્વાધ્યાય, ગુહ્યેન્દ્રિયનો સંયમ, વ્રત, ઉપવાસ, મૌન અને સ્નાન–આ દશ નિયમો છે.]

અથવા પાંચ નિયમો

[अक्रोधो गुरुशुश्रूषा शौचमाहारलाघवम् ।
अप्रमादश्च नियमाः पञ्चैवोपव्रतानि च ॥
અક્રોધ, ગુરુસેવા, શૌચ, અલ્પાહાર અને અપ્રમાદ–એ પાંચ નિયમો અને ઉપવ્રતો છે.]

બ્રાહ્મણે ક્યાં ન જમવું?

नाश्रोत्रियतते यज्ञे ग्रामयाजिकृते तथा ।
स्त्रिया क्लीबेन च हुते भुञ्जीत ब्राह्मणः क्वचित् ॥ २०५॥

(વેદ નહિ ભણેલ) અશ્રોત્રિયે, ગામોટે, સ્ત્રીએ તથા નપુંસકે માંડેલા તથા હોમેલા યજ્ઞમાં બ્રાહ્મણે કદી જમવું નહિ. ૨૦૫

अश्रीकमेतत्साधूनां यत्र जुह्वत्यमी हविः।
प्रतीपमेतद्देवानां तस्मात्तत्परिवर्जयेत् ॥ २०६ ॥

એવા યજ્ઞોમાં એ લોકો જે હવિષ હોમે છે, તે સત્પુરુષોની લક્ષ્મીને હણનાર છે, તેમ જ દેવોને પ્રતિકૂળ છે; આથી તેવા યજ્ઞોનો ત્યાગ કરવો. ૨૦૬

ખાસ ન ખાવા લાયક અન્ન

मत्तक्रुद्धातुराणां च न भुञ्जीत कदाचन।
केशकीटावपन्नं च पदा स्पृष्टं च कामतः ॥ २०७ ॥

ગાંડા, ક્રોધી અને રોગી–એમનું અન્ન પણ કદી ન જમવું; તેમ જ વાળ અને કીડાવાળું અથવા પગની અડકટે ચડેલું ભોજન પણ ઇરાદાપૂર્વક ન ખાવું. ૨૦૭

भ्रूणघ्नावेक्षितं चैव संस्पृष्टं चाप्युदक्यया।
पतत्रिणावलीढं च शुना संस्पृष्टमेव च ॥ २०८ ॥
गवा चान्नमुपाघ्रातं घुष्टान्नं च विशेषतः।
गणान्नं गणिकान्नं च विदुषां च जुगुप्सितम् ॥ २०९ ॥
स्तेनगायनयोश्चान्नं तक्ष्णो वार्धुषिकस्य च।
दीक्षितस्य कदर्यस्य बद्धस्य निगडस्य च ॥ २१० ॥
अभिशस्तस्य षण्ढस्य पुंश्चल्या दाम्भिकस्य च।
शुक्तं पर्युषितं चैव शूद्रस्योच्छिष्टमेव च ॥ २११ ॥

चिकित्सकस्य मृगयोः क्रूरस्योच्छिष्टभोजिनः ।
उग्रान्नं सूतिकान्नं च पर्याचान्तमनिर्दशम् ॥ २१२ ॥
अनर्चितं वृथामांसमवीरायाश्च योषितः ।
द्विषदन्नं नगर्यन्नं पतितान्नमवक्षुतम् ॥ २१३ ॥
पिशुनानृतिनोश्चान्नं क्रतुविक्रयिणस्तथा ।
शैलूषतुन्नवायान्नं कृतघ्नस्यान्नमेव च ॥ २१४ ॥
कर्मारस्य निषादस्य रङ्गावतारकस्य च ।
सुवर्णकर्तुर्वेणस्य शस्त्रविक्रयिणस्तथा ॥ २१५ ॥
श्ववतां शौण्डिकानां च चैलनिर्णेजकस्य च ।
रजकस्य नृशंसस्य यस्य चोपपतिर्गृहे ॥ २१६ ॥
मृष्यन्ति ये चोपपतिं स्त्रीजितानां च सर्वशः ।
अनिर्दशं च प्रेतान्नमतुष्टिकरमेव च ॥ २१७ ॥

ગર્ભહત્યારાએ જોયેલું, રજસ્વલાએ અભડાવેલું, પક્ષીએ ચોટેલું, કૂતરાએ અડકેલું, ગાયે સૂંઘેલું, 'જે કોઈ જમનારો' એમ ખાસ ઘોષણા કરી આપેલું, આખા સમૂહની માલિકીનું, વેશ્યાનું, વિદ્વાનોએ નિંદેલું, ચોરનું, ગવૈયાનું, સુતારનું, વ્યાજખોરનું, દીક્ષિતનું, કંજૂસનું, બેડીમાં બંધાયેલાનું, શાપિતનું, નપુંસકનું, વ્યભિચારિણી સ્ત્રીનું, દાંભિકનું, ખટાઈ ગયેલું, વાસી થયેલું, શૂદ્રનું છાંડેલું, વૈદ્યનું, મૃગાદિ મારનાર શિકારીનું, ઘાતકીનું એઠું જમનારનું, ઉગ્ર( શૂદ્ર સ્ત્રીમાં ક્ષત્રિયથી ઉત્પન્ન થયેલા )નું, સુવાવડી બાઈનું, પંગતમાં કોઈ આચમન કરી ઊઠી ગયા પછીનું, સૂતકીનું, સત્કારવિનાનું, દેવાદિને નહિ અર્પેલા માંસનું,

પુત્ર અને પતિપુત્રવિનાની સ્ત્રીનું, શત્રુનું, આખા નગરનું, વટલી ગયેલાનું, છીંક થઈ હોય તેવું, ચાડિયાનું, જૂઠાબોલાનું, યજ્ઞનું ફળ વેચનારનું, નટનું, દરજીનું, કૃતઘ્નીનું, લુહારનું, નિષાદનું, નાટકિયાનું, સોનીનું, વાંસ ચીરી જીવનાર બરુડિયાનું, શસ્ત્ર વેચનારનું, કૂતરાં પાળનારનું, કલાલનું, કપડાં ધોનાર ધોબીનું, રંગારીનું, ઘાતકીનું, જેને ત્યાં રખાત રહેતી હોય તે ઘરનું, સ્ત્રીના રખાતને જે સાંખી રહે છે તેમનું તથા જેઓ બધી રીતે સ્ત્રીને વશ હોય તેમનું, મરણસૂતકના દશ દિવસોમાંનું અને તૃપ્તિ ન થાય એવું–એ ભોજનો છોડી દેવાં. ૨૦૮–૨૧૭

ન ખાવા જેવા અન્નથી દોષ

राजान्नं तेज आदत्ते शूद्रान्नं ब्रह्मवर्चसम् ।
आयुः सुवर्णकारान्नं यशश्चर्मावकर्तिनः ॥ २१८ ॥

રાજાનું અન્ન તેજને, શૂદ્રનું અન્ન બ્રહ્મવર્ચસને, સોનીનું અન્ન આવરદાને અને મોચીનું અન્ન યશને હરે છે. ૨૧૮

कारुकान्नं प्रजां हन्ति बलं निर्णेजकस्य च ।
गणान्नं गणिकान्नं च लोकेभ्यः परिकृन्तति ॥ २१९ ॥

(રસોઇયા વગેરે) કારીગરોનું અન્ન પ્રજાને હણે છે, ધોબીનું અન્ન બળને હણે છે અને સમૂહનું તથા વેશ્યાનું અન્ન સ્વર્ગાદિ લોકથી ભ્રષ્ટ કરે છે. ૨૧૯

पूयं चिकित्सकस्यान्नं पुंश्चल्यास्त्वन्नमिन्द्रियम् ।
विष्ठा वार्धुषिकस्यान्नं शस्त्रविक्रयिणो मलम् ॥ २२० ॥

વૈદ્યનું અન્ન પરુ જેવું છે, વ્યભિચારિણી સ્ત્રીનું અન્ન વીર્ય જેવું, વ્યાજખાઉનું અન્ન વિષ્ટા જેવું અને શસ્ત્ર વેચનારનું અન્ન મળ જેવું છે. ૨૨૦

य एतेऽन्ये त्वभोज्यान्नाः क्रमशः परिकीर्तिताः ।
तेषां त्वगस्थिरोमाणि वदन्त्यन्नं मनीषिणः ॥ २२१ ॥

આ અને બીજાં જે ક્રમસર કહ્યાં છે, તે અભક્ષ્ય અન્નોને પંડિતો ચામડી, હાડકાં અને રૂંવાડાં જેવાં કહે છે.

[अमृतं ब्राह्मणस्यान्नं क्षत्रियान्नं पयःस्मृतम् ।
वैश्यान्नमन्नमित्याहुः शूद्रस्य रुधिरं स्मृतम् ॥

બ્રાહ્મણનું અન્ન અમૃતરૂપ છે, ક્ષત્રિયનું દૂધરૂપ છે, વૈશ્યનું અન્નરૂપ છે અને શૂદ્રનું લોહીરૂપ છે, એમ વિદ્વાનો કહે છે.]

ન ખાવા જેવું ખવાય તો પ્રાયશ્ચિત્ત

भुक्त्वातोऽन्यतमस्यान्नममत्या क्षपणं त्र्यहम् ।
मत्या भुक्त्वाचरेत्कृच्छ्रं रेतोविण्मूत्रमेव च ॥ २२२ ॥

ઉપર જણાવેલામાંથી કોઈનું પણ અન્ન અજાણતાં ખાઈ જવાય, તો ત્રણ દિવસનો ઉપવાસ કરવો; પણ તેમનું ઇરાદાપૂર્વક ખાધું હોય તથા વીર્ય, વિષ્ટા અને મૂત્ર ખવાયાં હોય, તો કૃચ્છ્રવ્રત કરવું. ૨૨૨

શૂદ્રનું રાંધેલું અન્ન ન ખવાય

नाद्याच्छूद्रस्य पक्वान्नं विद्वानश्राद्धिनो द्विजः ।
आददीताममेवास्मादवृत्तावेकरात्रिकम् ॥ २२३ ॥

વિદ્વાન બ્રાહ્મણે શ્રાદ્ધાદિ પાંચ યજ્ઞરહિત શૂદ્રનું રાંધ્યું

અન્ન ન જમવું; પણ ખાવાનું બીજું અન્ન ન હોય, તો તેની પાસેથી માત્ર એક રાત જેટલું કાચું અન્ન જ લેવું. ૨૨૩

ગ્રહણ સમયે ન ખવાય

[ चन्द्रसूर्यग्रहे नाद्यादद्यात्स्नात्वा तु मुक्तयोः ।
अमुक्तयोरस्तगतयोरद्याच्चैव परेऽहनि ॥

ચંદ્ર અને સૂર્યના ગ્રહણના કાળે ન જમવું, પણ ગ્રહણ છૂટ્યા પછી સ્નાન કરી જમવું; પરંતુ ગ્રહણ છૂટ્યું ન હોય અને સૂર્ય કે ચંદ્ર અસ્ત પામી ગયા હોય, તો બીજે જ દિવસે જમવું. ]

કંજૂસ અને વ્યાજખાઉ સરખા

श्रोत्रियस्य कदर्यस्य वदान्यस्य च वार्धुषेः ।
मीमांसित्वोभयं देवाः सममन्नमकल्पयन् ॥ २२४ ॥

વેદ ભણેલો છતાં લોભી અને દાતા છતાં વ્યાજખાઉ એ બંનેનાં અન્નને દેવોએ વિચાર કરી સમાન ગણ્યાં છે. ૨૨૪

છતાં તે બંનેમાં શ્રદ્ધાળુ સારો

तान्प्रजापतिराहैत्य मा कृध्वं विषमं समम् ।
श्रद्धापूतं वदान्यस्य हतमश्रद्धयेतरत् ॥ २२५ ॥

બ્રહ્મા તે દેવો પાસે આવી બોલ્યા, કે 'તમે નહિ સરખાને સરખા ન કરો; દાતા છતાં વ્યાજખાઉનું અન્ન શ્રદ્ધાથી પવિત્ર થાય છે, પણ બીજું–શ્રોત્રિય છતાં કૃપણનું અન્ન અશ્રદ્ધાથી અધમ બને છે.' ૨૨૫

સર્વ કર્મ શ્રદ્ધાથી કરવું

श्रद्धयेष्टं च पूर्तं च नित्यं कुर्यादतन्द्रितः ।
श्रद्धाकृते ह्यक्षये ते भवतः स्वागतैर्धनैः ॥ २२६ ॥

યજ્ઞાદિ ક્રિયા અને જલાશયાદિ બંધાવવાં વગેરે કર્મો આળસ છોડી નિત્ય શ્રદ્ધાથી કરવાં; કેમકે સન્માર્ગે આવેલા દ્રવ્યથી શ્રદ્ધાપૂર્વક તે કરાય છે, તો અક્ષય થાય છે–મોક્ષ આપે છે. ૨૨૬

દાનધર્મ સેવ્યા કરવો

दानधर्मं निषेवेत नित्यमैष्टिकपौर्तिकम् ।
परितुष्टेन भावेन पात्रमासाद्य शक्तितः ॥ २२७ ॥

ગૃહસ્થે સત્પાત્ર મેળવી પ્રસન્ન ચિત્તે યજ્ઞાદિ ઇષ્ટ કર્મ અને જળાશયાદિ પૂર્ત કર્મોરૂપ દાનધર્મ નિત્ય યથાશક્તિ સેવવો. ૨૨૭

સુપાત્ર છતાં દાન માટે અયોગ્ય

[पात्रभूतो हि यो विप्रः प्रतिगृह्य प्रतिग्रहम् ।
असत्सु विनियुञ्जीत तस्मै देयं न किञ्चन ॥

જે બ્રાહ્મણ સુપાત્ર હોવા છતાં દાન લઈને તે કુપાત્રને આપતો હોય, તો તેને કશું આપવું નહિ. ]

સંઘરો કરનાર પણ દાન માટે અયોગ્ય

[सञ्चयं कुरुते यस्तु प्रतिगृह्य समन्ततः ।
धर्मार्थं नोपयुङ्क्ते च न तं तस्करमर्चयेत् ॥

ચારે તરફથી દાન લઈ જે સંઘરો કરતો હોય, પણ ધર્મ માટે તેનો ઉપયોગ કરતો ન હોય, તે ચોરને (દાન આપી) સત્કારવો નહિ. ]

દાન કરનાર તરી જાય

यत्किञ्चिदपि दातव्यं याचितेनानसूयया ।
उत्पत्स्यते हि तत्पात्रं यत्तारयति सर्वतः ॥ २२८ ॥

કોઈ યાચના કરે, તો ઈર્ષ્યા વિના તેને કંઈક પણ આપવું જ; કેમકે એમાંથી કોઈક એવો સુપાત્ર નીકળી આવશે, કે જે તે દાતાને સર્વ નરકાદિથી તારે છે. ૨૨૮

જુદાંજુદાં દાનનાં ફળ

वारिदस्तृप्तिमाप्नोति सुखमक्षय्यमन्नदः ।
तिलप्रदः प्रजामिष्टां दीपदश्चक्षुरुत्तमम् ॥ २२९ ॥
भूमिदो भूमिमाप्नोति दीर्घमायुर्हिरण्यदः ।
गृहदोऽग्र्याणि वेश्मानि रूप्यदो रूपमुत्तमम् ॥ २३० ॥

જળ આપનારો તૃપ્તિ પામે છે, અન્ન આપનારો અક્ષય સુખ મેળવે છે, તલ આપનારો ઇચ્છિત સંતતિ પામે છે, દીવો આપનારો ઉત્તમ આંખ પામે છે, જમીન દેનારો જમીન મેળવે છે, સોનું દેનારો લાંબું આયુષ મેળવે છે, ઘર દેનારો શ્રેષ્ઠ ઘરો મેળવે છે અને રૂપું દેનારો ઉત્તમ રૂપ મેળવે છે. ૨૨૯,૨૩૦

वासोदश्चन्द्रसालोक्यमश्विसालोक्यमश्वदः ।
अनडुहः श्रियं पुष्टां गोदो ब्रध्नस्य विष्टपम् ॥ २३१ ॥

વસ્ત્ર દેનારો ચંદ્રલોક પામે છે, ઘોડો આપનારો અશ્વિનીકુમારના લોકમાં જાય છે, બળદ આપનારો પુષ્કળ લક્ષ્મી મેળવે છે અને ગાય આપનારો સૂર્યલોક પામે છે.

यानशय्याप्रदो भार्यामैश्वर्यमभयप्रदः ।
धान्यदः शाश्वतं सौख्यं ब्रह्मदो ब्रह्मसार्ष्टिताम् ॥ २३२ ॥

વાહન અને પથારી આપનારો પત્ની પામે છે, અભય દેનારો ઐશ્વર્ય મેળવે છે, ધાન્ય આપનારો કાયમી સુખ

મેળવે છે અને વેદાધ્યયનરૂપી દાન દેનારો–વેદ ભણાવનાર બ્રહ્મલોક પામે છે. ૨૩૨

વેદનું દાન સર્વથી અધિક

सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ।
वार्यन्नगोमहीवासस्तिलकाञ्चनसर्पिषाम् ॥ २३३ ॥

જળ, અન્ન, ગાય, પૃથ્વી, વસ્ત્ર, તલ, સોનું અને ઘી–એ સર્વ દાનો કરતાં (વેદ ભણાવવારૂપ) વેદનું દાન વિશેષ છે.૨૩૩

જેવો ભાવ તેવું દાનફળ

येन येन तु भावेन यद्यद्दानं प्रयच्छति ।
तत्तत्तेनैव भावेन प्राप्नोति प्रतिपूजितः ॥ २३४ ॥

દાતા જે જે ભાવથી જે જે દાન આપે છે, તે તે ભાવ પ્રમાણે તે તે દાનનું ફળ (બીજા જન્મમાં) પોતે સત્કાર પામીને મેળવે છે. ૨૩૪

સત્કારપૂર્વક દાન લેવું ને દેવું

योऽर्चितं प्रतिगृह्णाति ददात्यर्चितमेव च ।
तावुभौ गच्छतः स्वर्गं नरकं तु विपर्यये ॥ २३५ ॥

જે સત્કારપૂર્વક દાન લે છે અને સત્કારપૂર્વક જ દાન આપે છે, તે બંને સ્વર્ગમાં જાય છે; પણ એથી ઊલટું કરનારા નરકે જાય છે. ૨૩૫

ખાસ લક્ષ્યમાં લેવા જેવું

न विस्मयेत तपसा वदेदिष्ट्वा च नानृतम् ।
नार्तोऽप्यपवदेद्विप्रान्न दत्त्वा परिकीर्तयेत् ॥ २३६ ॥

તપ કરી 'અહો ! આવું કઠિન તપ મેં કર્યું !' એમ વિસ્મય ન કરવો, યજ્ઞ કરી જૂઠું ન બોલવું, પીડા પામ્યા છતાં

બ્રાહ્મણની નિંદા ન કરવી અને દાન આપી 'મેં અમુકને અમુક દીધું' એમ કોઈ આગળ કહી ન દેખાડવું. ૨૩૬

यज्ञोऽनृतेन क्षरति तपः क्षरति विस्मयात् ।
आयुर्विप्रापवादेन दानं च परिकीर्तनात् ॥ २३७ ॥

કેમકે અસત્ય બોલવાથી યજ્ઞ અફળ જાય છે, વિસ્મય કરવાથી તપ ખરી જાય છે, બ્રાહ્મણની નિંદા કરવાથી આવરદા નાશ પામે છે અને કોઈ આગળ કહી દેખાડવાથી દાન નિષ્ફળ થાય છે. ૨૩૭

ધર્મસંગ્રહની ખાસ જરૂર

धर्मं शनैः संचिनुयाद्वल्मीकमिव पुत्तिकाः ।
परलोकसहायार्थं सर्वभूतान्यपीडयन् ॥ २३८ ॥

કીડીઓ જેમ કણકણ કરી ઢગ કરે છે, તેમ પરલોકમાં સહાયતા મેળવવા સારુ, કોઈ પણ પ્રાણીને પીડ્યા વિના, ધીમેધીમે ધર્મસંગ્રહ કરવો. ૨૩૮

કેવળ ધર્મ જ સહાય કરે છે

नामुत्र हि सहायार्थं पिता माता च तिष्ठतः ।
न पुत्रदारा न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः ॥ २३९ ॥

પિતા, માતા, પુત્ર, પત્ની, જ્ઞાતિજન-એમાંનું કોઈ પણ પરલોકમાં સહાય કરવા ઊભું રહેતું નથી; એક ધર્મ જ ઊભો રહે છે. ૨૩૯

જીવ એકલો જ બધું ભોગવે છે

एकः प्रजायते जन्तुरेक एव प्रलीयते ।
एकोऽनुभुङ्क्ते सुकृतमेक एव च दुष्कृतम् ॥ २४० ॥

જીવ એકલો જ જન્મે છે, એકલો જ મરે છે, એકલો જ પુણ્ય ભોગવે છે અને એકલો જ પાપ ભોગવે છે. ૨૪૦

ધર્મ સિવાય કોઈ સાથે નથી આવતું

मृतं शरीरमुत्सृज्य काष्ठलोष्ठसमं क्षितौ ।
विमुखा बान्धवा यान्ति धर्मस्तमनुगच्छति ॥ २४१ ॥

લાકડા અને માટીના ઢેફા જેવા મરેલા શરીરને ભોંયે નાખી દઈ સંબંધીઓ મોં ફેરવી જતા રહે છે; એક ધર્મ જ તે જીવની પાછળ જાય છે. ૨૪૧

ધર્મથી નરક તરી જવાય

तस्माद्धर्मं सहायार्थं नित्यं संचिनुयाच्छनैः ।
धर्मेण हि सहायेन तमस्तरति दुस्तरम् ॥ २४२ ॥

તેથી સહાય સારુ નિત્ય ધીમેધીમે ધર્મનો જ સંગ્રહ કરવો; કારણકે ધર્મની સહાયથી જ માણસ તરવું મુશ્કેલ એવું નરક તરી જાય છે. ૨૪૨

ધર્મ જ બ્રહ્મને પમાડે

धर्मप्रधानं पुरुषं तपसा हतकिल्बिषम् ।
परलोकं नयत्याशु भास्वन्तं खशरीरिणम् ॥ २४३ ॥

ધર્મપરાયણ અને જેનાં પાપ તપથી નાશ પામ્યાં હોય એવા તેજસ્વી (ધર્મનિષ્ઠ) પુરુષને ધર્મ જ તત્કાળ બ્રહ્મરૂપ પરલોકમાં પહોંચાડી દે છે.* ૨૪૩

* આવું જ બીજે સ્થળે પણ કહ્યું છે: 'नहि वेदाः स्वधीतास्तु शास्त्राणि विविधानि च । तत्र गच्छन्ति यत्रास्य धर्म एकोऽनुगच्छति – સારી રીતે વેદોનું અધ્યયન કર્યું હોય અને જાતજાતનાં શાસ્ત્રો ભણ્યાં

ઉત્તમ લોકો સાથે જ સંબંધ રાખવો

उत्तमैरुत्तमैर्नित्यं संबन्धानाचरेत्सह ।
निनीषुः कुलमुत्कर्षमधमानधमांस्त्यजेत् ॥ २४४ ॥

કુલની ઉન્નતિ ઇચ્છતા માણસે નિત્ય ઉત્તમઉત્તમ લોકો સાથે જ સંબંધો રાખવા અને અધમઅધમ સાથેના સંબંધો છોડવા. ૨૪૪

જેવો સંગ તેવી અસર

उत्तमानुत्तमान्गच्छन्हीनान्हीनांश्च वर्जयन् ।
ब्राह्मणः श्रेष्ठतामेति प्रत्यवायेन शूद्रताम् ॥ २४५ ॥

ઉત્તમઉત્તમ લોકો સાથે સંગ કરનારો અને હલકાહલકાનો ત્યાગ કરનારો બ્રાહ્મણ શ્રેષ્ઠતા પામે છે; પણ આથી ઊલટું વર્તવાથી શૂદ્રપણું પામે છે. ૨૪૫

સ્વર્ગને કોણ જીતે?

दृढकारी मृदुर्दान्तः क्रूराचारैरसंवसन् ।
अहिंस्रो दमदानाभ्यां जयेत्स्वर्गं तथाव्रतः ॥ २४६ ॥

દૃઢ નિશ્ચયવાળો, કોમળ, ઇંદ્રિયોને વશ રાખનાર, ક્રૂર આચારવાળાઓની સાથે સંગ નહિ કરનાર અને અહિંસા પાળનાર વ્રતનિષ્ઠ માણસ એ ઇંદ્રિયનિગ્રહ અને દાનથી સ્વર્ગને જીતે છે. ૨૪૬

કઈ વસ્તુ ખપેગી લેવાય?

एधोदकं मूलफलमन्नमभ्युद्यतं च यत् ।
सर्वतः प्रतिगृह्णीयान्मध्वथाभयदक्षिणाम् ॥ २४७ ॥

હોય, પણ મર્યા પછી તેઓ કોઈ પણ જાતની પાછળ જતાં નથી; એકલો ધર્મ જ તેની પાછળ પરલોકમાં જાય છે.' (કુલ્લૂક)

ઈંધણાં, પાણી, મૂળ, ફળ, અન્ન, મધ અને અભયદક્ષિણા એ સામેથી (વગરમાગ્યે) આવી મળે તો સૌ પાસેથી લઈ લેવાં.

પાપીની ભિક્ષા પણ કઈ લેવાય?

आहृताम्युद्यतां भिक्षां पुरस्तादप्रचोदिताम् ।
मेने प्रजापतिर्ग्राह्यामपि दुष्कृतकर्मणः ॥ २४८ ॥

(વગરમાગ્યે) આગળથી કહ્યા વિના જ સામી આવી પડેલી (સોનું, કાચું અન્ન વગેરે) ભિક્ષા પાપકર્મીની હોય તોપણ તે લેવી, એમ પ્રજાપતિ માને છે. ૨૪૮

એવી ભિક્ષા ન લે તે મહાપાપી

नाश्नन्ति पितरस्तस्य दश वर्षाणि पञ्च च ।
न च हव्यं वहत्यग्निर्यस्तामभ्यवमन्यते ॥ २४९ ॥

એવી ભિક્ષાનો જે અનાદર કરે છે, તેના પિતૃઓ પંદર વર્ષ સુધી તેનું શ્રાદ્ધ જમતા નથી અને અગ્નિ તેનાં હવ્ય (દેવોને પહોંચાડવા) લેતો નથી. ૨૪૯

કોની ભિક્ષા ન લેવી?

[ चिकित्सककृतघ्नानां शिल्पकर्तुश्च वार्धुषेः ।
षण्ढस्य कुलटायाश्च उद्यतामपि वर्जयेत् ॥

વૈદ્ય, કૃતઘ્ની, કારીગીરી કરનાર, વ્યાજખાઉ, નપુંસક તેમ જ વ્યભિચારિણી સ્ત્રી તરફથી ભિક્ષા સામી (ઘેર) આવે, તોપણ તે છોડવી. ]

[ न विद्यमानमेवं वै प्रतिग्राह्यं विजानता ।
विकल्प्याविद्यमाने तु धर्महीनः प्रकीर्तितः ॥

'આ અન્ન ઉપર કહેલાઓનું નથી,' એમ ખાતરી કરી

તેનો સ્વીકાર કરવો; પણ એ વૈદ્ય વગેરેનું અન્ન નહિ હોવામાં વિકલ્પ રાખી (ખાતરી વિના) જે લે છે, તેને ધર્મભ્રષ્ટ કહ્યો છે.]

કઈ વસ્તુ લેવા માટે ના ન પડાય?

शय्यां गृहान्कुशान्गन्धानपः पुष्पं मणीन्दधि ।
धाना मत्स्यान्पयो मांसं शाकं चैव न निर्नुदेत् ॥ २५० ॥

શય્યા, ઘર, દર્ભ, સુગંધી પદાર્થો, જળ, પુષ્પ, મણિ, દહીં, ભૂંજેલું અનાજ, માછલી, દૂધ, માંસ અને શાક; આટલાંને (કોઈ દાતા ઘેર આપવા આવે તો) પાછાં ન કાઢવાં. ૨૫૦

માતાપિતા વગેરેને પોષવા ગમે તેનું દાન લેવાય

गुरून्भृत्यांश्चोज्जिहीर्षन्नर्चिष्यन्देवतातिथीन् ।
सर्वतः प्रतिगृह्णीयान्न तु तृप्येत्स्वयं ततः ॥ २५१ ॥

માતાપિતા વગેરે વડીલો અને સેવકોને પોષવાની તેમ જ અતિથિઓને સત્કારવાની ઇચ્છાવાળાએ હરકોઈ પાસેથી દાન લેવું; પણ તેનાથી પોતે તૃપ્તિ ન કરવી. ૨૫૧

કેવળ પોતા માટે હરકોઈનું દાન લેવાય નહિ

गुरुषु त्वभ्यतीतेषु विना वा तैर्गृहे वसन् ।
आत्मनो वृत्तिमन्विच्छन्गृह्णीयात्साधुतः सदा ॥ २५२ ॥

પણ એ વડીલો મરણ પામ્યાં હોય, અથવા પોતે તેમના વિના ઘરમાં રહેતો હોય, તો પોતાની આજીવિકા ઇચ્છીને બ્રાહ્મણે, સજ્જનો પાસેથી જ સદા દાન લેવું. ૨૫૨

કોનું અન્ન ખાઈ શકાય?

आर्धिकः कुलमित्रं च गोपालो दासनापितौ ।
एते शूद्रेषु भोज्यान्ना यश्चात्मानं निवेदयेत् ॥ २५३ ॥

(જે બીજા માટે ખેતી કરતો હોય તે) સાથી, પોતાના કુલનો મિત્ર, ગોવાળ, દાસ, ગાંયજો-હજામ અને જે પોતાની જાતને અર્પણ કરે, એ શૂદ્રોનું અન્ન પણ ખાઈ શકાય છે. ૨૫૩

છતાં એ શૂદ્રોએ પોતાની ઓળખ આપવી જોઈએ

यादृशोऽस्य भवेदात्मा यादृशं च चिकीर्षितम् ।
यथा चोपचरेदेनं तथात्मानं निवेदयेत् ॥ २५४ ॥

(પૂર્વોક્ત શૂદ્રોમાંનો કોઈ) પોતે જેવા કુળશીલવાળો હોય, પોતાને જે કામ કરવાની ઇચ્છા હોય અને પોતે જે પ્રકારે સેવા કરવાનો હોય, તે તેણે જણાવવું જોઈએ. ૨૫૪

પોતાની જાત છુપાવનારો મહાપાપી

योऽन्यथा सन्तमात्मानमन्यथा सत्सु भाषते ।
स पापकृत्तमो लोके स्तेन आत्मापहारकः ॥ २५५ ॥

જે પોતે જુદા કુળ વગેરેનો હોઈ સજ્જનો આગળ પોતાને તેથી ઊલટી જ રીતે કહે, તે આ લોકમાં અતિશય પાપી અને ચોર છે; કેમકે તે પોતાની જાત છુપાવનારો છે. ૨૫૫

બધું ચોરનાર કોણ ?

वाच्यर्था नियताः सर्वे वाङ्मूला वाग्विनिःसृताः ।
तां तु यः स्तेनयेद्वाचं स सर्वस्तेयकृन्नरः ॥ २५६ ॥

સર્વ અર્થો વાણીમાં ચોક્કસ રહ્યા છે; શબ્દોનું મૂળ વાણી છે અને વાણીમાંથી તેઓ નીકળ્યા છે; માટે જે માણસ એ વાણીને ચોરે છે, તે સર્વ વસ્તુની ચોરી કરનારો છે. ૨૫૬

ઘેર રહ્યા છતાં સંન્યાસ

महर्षिपितृदेवानां गत्वानृण्यं यथाविधि ।
पुत्रे सर्वं समासज्य वसेन्माध्यस्थमाश्रितः ॥ २५७ ॥

મહર્ષિઓ, પિતૃઓ અને દેવોના ઋણમાંથી વિધિ પ્રમાણે મુક્ત થયા પછી પુત્રને સર્વ કુટુંબભાર સોંપી મધ્યસ્થ વૃત્તિનો આશ્રય કરી (પુત્ર, સ્ત્રી, ધન વગેરે ઉપર મમતા છોડી, બ્રહ્મબુદ્ધિ કરી, બધે સમદૃષ્ટિ રાખીને ઘેર) રહેવું. ૨૫૭

એકાંતે બ્રહ્મચિંતન

एकाकी चिन्तयेन्नित्यं विविक्ते हितमात्मनः ।
एकाकी चिन्तयानो हि परं श्रेयोऽधिगच्छति ॥ २५८ ॥

એકાંતમાં નિત્ય એકલા રહી પોતાનું હિત (જીવનું બ્રહ્મસ્વરૂપ) વિચારવું; કેમકે એકલો રહી ચિંતન કરનારો માણસ પરમ શ્રેય (મોક્ષ) પામે છે. ૨૫૮

એ પૂર્વોક્ત આચાર સ્નાતક બ્રાહ્મણના છે

एषोदिता गृहस्थस्य वृत्तिर्विप्रस्य शाश्वती ।
स्नातकव्रतकल्पश्च सत्त्ववृद्धिकरः शुभः ॥ २५९ ॥

ગૃહસ્થી બ્રાહ્મણની આ નિત્યની આજીવિકા કહી; તેમ જ સત્ત્વગુણ વધારનારો સ્નાતકનો એ શુભ વ્રતવિધિ પણ કહ્યો. ૨૫૯

એ આચારપાલનનું ફળ

अनेन विप्रो वृत्तेन वर्तयन्वेदशास्त्रवित् ।
व्यपेतकल्मषो नित्यं ब्रह्मलोके महीयते ॥ २६० ॥

વેદશાસ્ત્ર જાણનારો જે બ્રાહ્મણ એ આચાર પ્રમાણે વર્તે છે, તે પાપરહિત થઈ નિત્ય બ્રહ્મલોકમાં પૂજાય છે. ૨૬૦

इति श्रीमानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां
चतुर्थोऽध्यायः ॥

ઇતિ શ્રીમાનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૪થો સમાપ્ત

# અધ્યાય ૫મો

ભૃગુને ઋષિઓનો પ્રશ્ન

श्रुत्वैतानृषयो धर्मान्स्नातकस्य यथोदितान् ।
इदमूचुर्महात्मानमनलप्रभवं भृगुम् ॥ १ ॥

બરાબર કહેવામાં આવેલા એ સ્નાતકના ધર્મો સાંભળી ઋષિઓએ અગ્નિ+થી જન્મેલા મહાત્મા ભૃગુને આ પ્રમાણે પૂછ્યું : ૧

ધર્મિષ્ઠ બ્રાહ્મણોનું પણ નાની ઉંમરે મરણ કેમ થાય છે?

एवं यथोक्तं विप्राणां स्वधर्ममनुतिष्ठताम् ।
कथं मृत्युः प्रभवति वेदशास्त्रविदां प्रभो ॥ २ ॥

હે પ્રભુ! શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સ્વધર્મ પાળનારા અને વેદશાસ્ત્ર જાણનારા બ્રાહ્મણોનું (નાની ઉંમરે) મરણ કેમ થાય છે,? ૨

---

+ જો કે પહેલા અધ્યાયમાં દશ પ્રજાપતિઓ કહ્યા છે; ત્યાં 'भृगुं नारदमेव च' (૧, ૩૫) શ્લોકમાં ભૃગુની ઉત્પત્તિ પણ મનુથી જ કહી છે, છતાં અહીં ભૃગુને 'અગ્નિથી જન્મેલા' એમ કહી સૂચવ્યું છે, કે અમુક કોઈ બીજી સૃષ્ટિમાં ભૃગુ અગ્નિથી પણ જન્મ્યા હતા. આ સંબંધી આવી શ્રુતિ પણ મળે છે: 'तस्य यद्रेतसः प्रथमं देदीप्यते तदसावादित्योऽभवद् यद् द्वितीयमासीद् भृगुः'–તે(અગ્નિસ્વરૂપપરમાત્મા)ના વીર્યના બે ભાગો થયા: તેમાંનો પહેલો ભાગ તે આ સૂર્યરૂપે થઈ પ્રકાશે છે અને જે બીજો ભાગ હતો તે ભૃગુઋષિરૂપે ઉત્પન્ન થયો.' આ જ કારણથી 'भ्रष्टाद्रेतस उत्पन्नत्वाद् भृगुः'–પડેલા વીર્યમાંથી ઉત્પન્ન થયા છે, તેથી તેમનું 'भृगु' નામ પડ્યું છે. (कुल्लूक)

ભૃગુનો ઉત્તર

स तानुवाच धर्मात्मा महर्षीन्मानवो भृगुः ।
श्रूयतां येन दोषेण मृत्युर्विप्रान्जिघांसति ॥ ३ ॥

મનુના પુત્ર ધર્માત્મા ભૃગુએ તે મહર્ષિઓને ઉત્તર આપ્યો, કે જે દોષને લીધે મૃત્યુ બ્રાહ્મણોને હણે છે, તે સાંભળો. ૩

નાની ઉંમરે બ્રાહ્મણોના મરણનું કારણ

अनभ्यासेन वेदानामाचारस्य च वर्जनात् ।
आलस्यादन्नदोषाच्च मृत्युर्विप्रान्जिघांसति ॥ ४ ॥

વેદોનો અભ્યાસ નહિ કરવાથી, આચાર છોડવાથી, આળસથી અને અન્નના દોષથી મૃત્યુ બ્રાહ્મણોને મારે છે. ૪

બ્રાહ્મણાદિ ત્રણ વર્ણો માટે ખાસ અભક્ષ્ય

लशुनं गृञ्जनं चैव पलाण्डुं कवकानि च ।
अभक्ष्याणि द्विजातीनाममेध्यप्रभवाणि च ॥ ५ ॥

લસણ, ગાજર, ડુંગળી, બિલાડાના ટોપ, તેમ જ અપવિત્રમાં પાકતો (તાંદળજો વગેરે) શાક—એ દ્વિજવર્ણો માટે અભક્ષ્ય છે. ૫

लोहितान्वृक्षनिर्यासान्वृश्चनप्रभवांस्तथा ।
शेलुं गव्यं च पेयूषं प्रयत्नेन विवर्जयेत् ॥ ६ ॥

ઝાડના* રાતા—રસ ગુંદર, વૃક્ષને છેદવાથી નીકળતો રસ, વડગુંદાં અને ગાયના દૂધની બળી, એ પણ યત્નપૂર્વક

* આ સંબંધી આવી તૈત્તિરીય શ્રુતિ પણ મળે છે: 'अथो खलु य एव लोहिता यो वा व्रश्चनान्निर्येषति तस्य नाश्यं काममन्यस्य–ઝાડનો જે રાતો રસ (ગુંદર) નીકળે છે અને ઝાડ કાપવાથી જે રસ નીકળે છે, તે બન્ને ખવાય નહિ;' એ સવાયનો ભલે ખવાય. (कुल्लूक)

ત્યજવાં. ૬

वृथा कृसरसंयावं पायसापूपमेव च ।
अनुपाकृतमांसानि देवान्नानि हवींषि च ॥ ७॥

(દેવોના નિમિત્ત વિના) કેવળ પોતાને જ માટે રાંધેલી તલમિશ્રિત ચોખાની ખીચડી, ઘી–દૂધ આદિની રાબડી, દૂધપાક, માલપૂડા, બલિદાન માટે ન હોય એવું માંસ, દેવો માટેનું (દેવોને ન ધરાવેલું) અન્ન અને (હોમ કર્યા પહેલાંનાં) યજ્ઞનાં હવિષ–એ પણ ખાવાં નહિ. ૭

अनिर्दशाया गोः क्षीरमौष्ट्रमेकशफं तथा ।
आविकं संधिनीक्षीरं विवत्सायाश्च गोः पयः ॥ ८॥

દશ વાસાની સુવાવડી ગાયનું, ઊંટડીનું, ઘોડી વગેરે એક ખરીવાળાં પ્રાણીનું, ઘેટીનું, ઋતુમતી× હોઈ મૈથુન માટે બળદને ઇચ્છતી તેમ જ વાછરડું મરી ગયું હોય એવી ગાયનું દૂધ છોડી દેવું. ૮

[क्षीराणि यान्यभक्ष्याणि तद्विकाराशने बुधः ।
सप्तरात्रं व्रतं कुर्यात् प्रयत्नेन समाहितः ॥

જે દૂધ પીવાને અયોગ્ય છે, તે તથા તેની બનાવટો જો ખાવામાં આવે, તો ડાહ્યા માણસે સ્વસ્થચિત્ત થઈ સાત દિવસરાત સુધી કૃચ્છ્રવ્રત કરવું.]

× મૂળમાં આપેલા 'સંધિની' શબ્દનો અર્થ હારીત પણ આમ જ કરે છે: 'संधिनी वृषस्यन्ती तस्याः पयो न पिबेत् ऋतुमत् तद् भवति'– ઋતુવાળી હોઈ મૈથુન માટે બળદને ઇચ્છતી ગાય 'સંધિની' કહેવાય છે; તેવી ગાયનું દૂધ ન પીવું; કેમકે તે દૂધ ઋતુવાળું હોય છે. (कुल्लूक)

आरण्यानां च सर्वेषां मृगाणां माहिषं विना ।
स्त्रीक्षीरं चैव वर्ज्यानि सर्वशुक्तानि चैव हि ॥ ९ ॥

ભેંસ સિવાયનાં બધાં જંગલી પશુઓનું દૂધ, સ્ત્રીનું દૂધ, તેમ જ ખાટા થયેલા સર્વ જળમિશ્ર (આથા વગેરે) પદાર્થો છોડી દેવા. ૯

ખાટું દહીં, છાશ વગેરે ખવાય

दधि भक्ष्यं च शुक्तेषु सर्वं च दधिसंभवम् ।
यानि चैवाभिषूयन्ते पुष्पमूलफलैः शुभैः ॥ १० ॥

ખાટા પદાર્થોમાં દહીં અને દહીંમાંથી થતી (છાશ વગેરે) બધી વસ્તુઓ તેમ જ સારાં ફૂલ, મૂળ અને ફળ વડે જે આથા તૈયાર કર્યા હોય તે ખાઈ શકાય છે.* ૧૦

અભક્ષ્ય પ્રાણીઓ

क्रव्यादाञ्छकुनान्सर्वांस्तथा ग्रामनिवासिनः ।
अनिर्दिष्टांश्चैकशफांष्टिट्टिभं च विवर्जयेत् ॥ ११ ॥

કાચું માંસ ખાનારાં (ગીધ વગેરે) સર્વ પક્ષીઓ, ગામમાં રહેતાં (કબૂતર વગેરે) પક્ષીઓ, ખાવા યોગ્ય નહિ કહેલાં એક ખરીવાળાં પશુઓ અને ટિટોડા—એ છોડી દેવાં. ૧૧

कलविङ्कं प्लवं हंसं चक्राह्वं ग्रामकुक्कुटम् ।
सारसं रज्जुवालं च दात्यूहं शुकसारिके ॥ १२ ॥

---

* બૃહસ્પતિ પણ કહે છે: 'कन्दमूलफलैः पुष्पैः शस्तैः शुक्तान वर्जयेत् । अविकारि भवेद् भक्ष्यमभक्ष्यं तद्विकारकृत्'—ઉત્તમ પ્રકારનાં કંદ, મૂળ, ફળ તથા પુષ્પો વડે જે આથા તૈયાર કર્યો હોય, તેનો ત્યાગ ન કરવો; કેમકે તે વિકાર કરનાર ન હોઈ ખાઈ શકાય છે; જે વસ્તુ વિકાર કરનારી હોય, તે જ ખાવા યોગ્ય નથી ગણાતી.' (कुल्लूक)

प्रतुदाञ्जालपादांश्च कोयष्टिनखविष्किरान् ।
निमज्जतश्च मत्स्यादान्सौनं वल्लूरमेव च ॥ १३ ॥

ચકલો, કબૂતર, હંસ, ચકવો, ગામનો કૂકડો, સારસ, જળકાગડો, બપૈયો, પોપટ, મેના, ચાંચ મારી ખાનારાં, પગે જાળીવાળાં, નખથી ખોતરી ખાનારાં અને પાણીમાં ડૂબકી મારી માછલાં ખાનારાં પક્ષીઓ; તેમ જ કસાઈખાનાનું અને સૂકું માંસ અભક્ષ્ય છે. ૧૨,૧૩

चकं चैव बलाकां च काकोलं खञ्जरीटकम् ।
मत्स्यादान्विड्वराहांश्च मत्स्यानेव च सर्वशः ॥ १४ ॥

બગલો, બગલી, કાગડો, ખંજન, માછલાં ખાનાર પક્ષીઓ, ભૂંડ અને સર્વ જાતનાં માછલાં અભક્ષ્ય છે. ૧૪

માછલાં ન જ ખવાય

यो यस्य मांसमश्नाति स तन्मांसाद उच्यते ।
मत्स्यादः सर्वमांसादस्तस्मान्मत्स्यान्विवर्जयेत् ॥ १५ ॥

જે માણસ જેનું માંસ ખાય છે, તે તેનું માંસ ખાનારો કહેવાય છે; પણ જે માછલાં ખાય છે, તે તો સર્વનું માંસ ખાનારો કહેવાય છે; તેથી માછલાં ન જ ખાવાં. ૧૫

અમુક જ માછલાં ભક્ષ્ય છે

पाठीनरोहितावाद्यौ नियुक्तौ हव्यकव्ययोः ।
राजीवान्सिंहतुण्डांश्च सशल्कांश्चैव सर्वशः ॥ १६ ॥

પાઠીન અને રોહિત એ બે જાતનાં માછલાં જો દેવબલિ અને પિતૃબલિમાં લેવાયેલાં હોય, તો જ ભક્ષ્ય છે; તેમ જ રાજીવ, સિંહતુંડ અને પૂરી ફરતી ચામડીવાળાં સર્વ માછલાં

ખાવા યોગ્ય છે. ૧૬

ખાસ અભક્ષ્ય

न भक्षयेदेकचरानज्ञातांश्च मृगद्विजान् ।
भक्ष्येष्वपि समुद्दिष्टान्सर्वान्पञ्चनखांस्तथा ॥ १७ ॥

એકલાં ફરનારાં સર્પ વગેરે તથા ભક્ષ્ય કહેલાં પ્રાણીઓમાં પણ અજાણ્યાં પશુપંખી અને પાંચ નખવાળાં (વાંદરાં વગેરે) બધાં પ્રાણીઓ ન ખાવાં. ૧૭

પાંચ નખવાળાં અમુક ભક્ષ્ય છે

श्वाविधं शल्यकं गोधां खड्गकूर्मशशांस्तथा ।
भक्ष्यान्पञ्चनखेष्वाहुरनुष्ट्रांश्चैकतोदतः ॥ १८ ॥

પાંચ નખવાળાંમાં નાનીમોટી સેહાઈ, ચંદનઘો, ગેંડો, કાચબો તથા સસલો, તેમ જ ઊંટ સિવાયનાં એક દાંતની પંક્તિવાળાં પશુઓ ભક્ષ્ય છે, એમ વિદ્વાનો કહે છે. ૧૮

અભક્ષ્ય ભક્ષણનું પ્રાયશ્ચિત્ત

छत्राकं विड्वराहं च लशुनं ग्रामकुक्कुटम् ।
पलाण्डुं गृञ्जनं चैव मत्या जग्ध्वा पतेद्द्विजः ॥ १९ ॥

બિલાડીના ટોપ, ભૂંડ, લસણ, ગામનો કૂકડો, ડુંગળી અને ગાજર, જાણીજોઈને ખાવાથી બ્રાહ્મણ પતન પામે છે. (અર્થાત્ તેણે પતિતનું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ). ૧૯

अमत्यैतानि षड् जग्ध्वा कृच्छ्रं सान्तपनं चरेत् ।
यतिचान्द्रायणं वापि शेषेषूपवसेदहः ॥ २० ॥

એ છ વસ્તુઓ અજાણતાં ખવાઈ હોય, તો સાન્તપન નામનું કૃચ્છ્રવ્રત કરવું; અથવા યતિચાન્દ્રાયણ વ્રત કરવું.

એ સિવાયનાં અભક્ષ્યો ખવાઈ જાય, તો એક દિવસ ઉપવાસ કરવો. ૨૦

દરેક વર્ષમાં એક કૃચ્છ્રવ્રત કરવું જ

संवत्सरस्यैकमपि चरेत्कृच्छ्रं द्विजोत्तमः ।
अज्ञातभुक्तशुद्धयर्थं ज्ञातस्य तु विशेषतः ॥ २१ ॥

કોઈ અભક્ષ્ય ચીજ અજાણતાં ખવાઈ ગઈ હોય, તેથી પણ પોતાની શુદ્ધિ સારુ ઉત્તમ દ્વિજ વર્ણે એક વર્ષની અંદર એક પણ કૃચ્છ્રવ્રત તો કરવું જ જોઈએ; પણ જાણી જોઈને તે ખાધી હોય, તો તેનું ખાસ વધારે પ્રાયશ્ચિત્ત કરવું. ૨૧

દાખલા સાથે અમુક હિંસાની છૂટ

यज्ञार्थं ब्राह्मणैर्वध्याः प्रशस्ता मृगपक्षिणः ।
भृत्यानां चैव वृत्त्यर्थमगस्त्यो ह्याचरत्पुरा ॥ २२ ॥

બ્રાહ્મણોએ યજ્ઞ માટે તેમ જ પોતાનાં (માતાપિતા વગેરે) પોષ્યોનાં પોષણ (બીજી રીતે ન થઈ શકે તેમ હોય તો, તે) સારુ શાસ્ત્રમાં ન નિષેધેલાં પશુપંખીઓ મારી શકાય; કેમકે પૂર્વે અગસ્ત્યે એમ કર્યું હતું. ૨૨

बभूवुर्हि पुरोडाशा भक्ष्याणां मृगपक्षिणाम् ।
पुराणेष्वृषियज्ञेषु ब्रह्मक्षत्रसवेषु च ॥ २३ ॥

કારણકે પ્રાચીન ઋષિઓના યજ્ઞોમાં તેમ જ બ્રાહ્મણો અને ક્ષત્રિયોના યજ્ઞોમાં ભક્ષ્ય એવાં પશુપક્ષીઓના પુરોડાશો થતા હતા. ૨૩

અમુક વસ્તુ વાસી હોય તે પણ ખવાય

यत्किञ्चित्स्नेहसंयुक्तं भक्ष्यं भोज्यमगर्हितम् ।
तत्पर्युषितमप्याद्यं हविःशेषं च यद्भवेत् ॥ २४ ॥

જે કંઈ (લાડુ વગેરે) ભક્ષ્ય અને (દૂધપાક વગેરે) ભોજ્ય સ્નેહવાળું અને વગર બગડ્યું હોઈ તે વાસી થયું હોય, તેમ જ જે હોમ કરતાં બાકી રહેલું વાસી થયું હોય, તો ય તે ખાવા યોગ્ય છે. ૨૪

चिरस्थितमपि त्वाद्यमस्नेहाक्तं द्विजातिभिः ।
यवगोधूमजं सर्वं पयसश्चैव विक्रिया ॥ २५ ॥

જવની, ઘઉંની તેમ જ દૂધની સર્વ વાનીઓ લાંબા વખતની વાસી હોય તથા સ્નેહવાળી ન હોય, તો યે દ્વિજવર્ણો તે ખાઈ શકે છે. ૨૫

एतदुक्तं द्विजातीनां भक्ष्याभक्ष्यमशेषतः ।
मांसस्यातः प्रवक्ष्यामि विधिं भक्षणवर्जने ॥ २६ ॥

*દ્વિજવર્ણો માટે એ સમગ્ર ભક્ષ્ય અને અભક્ષ્ય કહ્યું; હવે માંસભક્ષણ તથા માંસત્યાગ સંપૂર્ણ રીતે કહું છું. ૨૬*

માંસભક્ષણ ક્યારે ?

प्रोक्षितं भक्षयेन्मांसं ब्राह्मणानां च काम्यया ।
यथाविधि नियुक्तस्तु प्राणानामेव चात्यये ॥ २७ ॥

બ્રાહ્મણે સંસ્કારશુદ્ધ માંસ ખાવું, પણ બ્રાહ્મણોની ઇચ્છાથી (એક જ વાર) તે ખાવું, શ્રાદ્ધ અને મધુપર્કમાં વિધિ અનુસાર નિયમમાં રહીને જ તે ખાવું અને પ્રાણના સંકટમાં જ (રોગ વગેરે કારણે) તે ખાવું. ૨૭

આ સર્વ પ્રાણનું ભોજન છે.

प्राणस्यान्नमिदं सर्वं प्रजापतिरकल्पयत् ।
स्थावरं जङ्गमं चैव सर्वं प्राणस्य भोजनम् ॥ २८ ॥

પ્રજાપતિએ આ સર્વ સ્થાવરજંગમને પ્રાણના અન્ન તરીકે બનાવ્યાં છે; એટલે સર્વ પ્રાણનું ભોજન છે. (તેથી બીજા કોઈ ઉપાયે પ્રાણધારણ ન થઈ શકે, તેવે પ્રસંગે માંસભક્ષણ કરીને પણ પ્રાણ બચાવવા.) ૨૮

પ્રાણીઓ માટે સ્વાભાવિક ભક્ષ્ય પ્રદર્શન

चराणामन्नमचरा दंष्ट्रिणामप्यदंष्ट्रिणः ।
अहस्ताश्च सहस्तानां शूराणां चैव भीरवः ॥ २९ ॥

જંગમ જીવોનું અન્ન સ્થાવરો છે, દાઢવાળાઓનું અન્ન દાઢવિનાના છે, હાથવાળાઓનું અન્ન હાથવિનાના છે અને શૂરાઓનું અન્ન બીકણો છે. ૨૯

વિધાતાનો સૃષ્ટિનિયમ

नात्ता दुष्यत्यदन्नाद्यान्प्राणिनोऽहन्यहन्यपि ।
धात्रैव सृष्टा ह्याद्याश्च प्राणिनोऽत्तार एव च ॥ ३० ॥

ખાવાજોગ પ્રાણીઓને રોજરોજ ખાવાથી ખાનારો દોષપાત્ર નથી; કેમકે વિધાતાએ જ ભક્ષ્ય પ્રાણીઓને અને ભક્ષકોને સર્જ્યાં છે. ૩૦

દૈવવિધિ અને રાક્ષસવિધિ

यज्ञाय जग्धिर्मांसस्येत्येष दैवो विधिः स्मृतः ।
अतोऽन्यथा प्रवृत्तिस्तु राक्षसो विधिरुच्यते ॥ ३१ ॥

યજ્ઞ માટે માંસ ખાવું, એ દૈવવિધિ કહ્યો છે; પણ એથી ઊલટી પ્રવૃત્તિ (કેવળ પોતાને જ પોષવાને માંસ ખાવું, એ) તો રાક્ષસવિધિ કહેવાય છે. ૩૧

કયા માંસભક્ષણમાં દોષ નથી ?

क्रीत्वा स्वयं वाप्युत्पाद्य परोपकृतमेव वा ।
देवान्पितॄंश्चार्चयित्वा खादन्मांसं न दुष्यति ॥ ३२ ॥

પોતે વેચાતું લીધેલું અથવા પોતે મેળવેલું અથવા બીજાએ લાવી આપેલું માંસ દેવો અને પિતૃઓને અર્પણ કરી (પ્રસાદીરૂપે) જે ખાય છે, તે દોષભાગી નથી. ૩૨

વિધિ વિના માંસ ન ખવાય

नाद्यादविधिना मांसं विधिज्ञोऽनापदि द्विजः ।
जग्ध्वा ह्यविधिना मांसं प्रेत्य तैरद्यतेऽवशः ॥ ३३ ॥

વિધિ જાણનારા દ્વિજે આપત્તિ વિના અવિધિથી માંસ ન ખાવું; કેમકે વિધિ વિના જે માંસ ખાય છે, તે અજિતેન્દ્રિયને મરણ પછી (જેનું તેણે માંસ ખાધું હોય) તે પશુઓ ખાય છે.

કારણ વિના માંસ ખાય તે મહાપાપી

न तादृशं भवत्येनो मृगहन्तुर्धनार्थिनः ।
यादृशं भवति प्रेत्य वृथा मांसानि खादतः ॥ ३४ ॥

ધનના કારણે પશુ મારનાર શિકારીને તેટલું પાપ લાગતું નથી, જેટલું (દેવપિતૃઓને અર્પ્યા વિના) વૃથા માંસ ખાનારને પરલોકમાં પાપ લાગે છે. ૩૪

શાસ્ત્રીય વિધાન

नियुक्तस्तु यथान्यायं यो मांसं नात्ति मानवः ।
स प्रेत्य पशुतां याति संभवानेकविंशतिम् ॥ ३५ ॥

શાસ્ત્રવિધિ પ્રમાણે (શ્રાદ્ધ કે મધુપર્કમાં) જોડાયેલો જે માણસ માંસ ખાતો નથી, તે મરણ પછી એકવીસ જન્મ સુધી પશુતા પામે છે. ૩૫

બ્રાહ્મણ માટે ખાસ આજ્ઞા

असंस्कृतान्पशून्मन्त्रैर्नाद्याद्विप्रः कदाचन ।
मन्त्रैस्तु संस्कृतानद्याच्छाश्वतं विधिमास्थितः ॥ ३६ ॥

મંત્રો વડે સંસ્કારિત ન કરેલાં પશુઓ બ્રાહ્મણે કદી ન ખાવાં; પણ સનાતન વિધિનો આશ્રય કરી મંત્રથી સંસ્કારિત કરેલાં જ પશુઓ ખાવાં. ૩૬

વ્યર્થ પશુવધ ન જ કરાય

कुर्याद् घृतपशुं सङ्गे कुर्यात्पिष्टपशुं तथा ।
न त्वेव तु वृथा हन्तुं पशुमिच्छेत्कदाचन ॥ ३७ ॥

જો (માંસમાં ખૂબ જ આસક્તિ હોય, તો ઘી કે લોટનું પશુ બનાવવું, પણ વ્યર્થ પશુને મારવા કદી ન જ ઇચ્છવું. ૩૭

यावन्ति पशुरोमाणि तावत्कृत्वेह मारणम् ।
वृथापशुघ्नः प्राप्नोति प्रेत्य जन्मनि जन्मनि ॥ ३८ ॥

વ્યર્થ પશુઓને મારનારો પશુનાં જેટલાં રૂંવાડાં હોય છે, તેટલાં મોત જન્મેજન્મે ( તે પશુના હાથે ) પામે છે. ૩૮

યજ્ઞાર્થે પશુવધ નિર્દોષ

यज्ञार्थं पशवः सृष्टाः स्वयमेव स्वयंभुवा ।
यज्ञश्च भूत्यै सर्वस्य तस्माद्यज्ञे वधोऽवधः ॥ ३९ ॥

બ્રહ્માએ પોતે જ પશુઓને યજ્ઞ માટે સર્જ્યાં છે; અને યજ્ઞ દરેકની સમૃદ્ધિ સારુ છે; તેથી યજ્ઞમાં કરેલો વધ એ વધ નથી. ૩૯

ओषध्यः पशवो वृक्षास्तिर्यञ्चः पक्षिणस्तथा ।
यज्ञार्थं निधनं प्राप्ताः प्राप्नुवन्त्युच्छ्रितीः पुनः ॥ ४० ॥

યજ્ઞાર્થે મૃત્યુ પામેલાં ઔષધિઓ, પશુઓ, વૃક્ષો, તિર્યંચો અને પક્ષીઓ મૃત્યુ પછી ઉત્તમ ગતિ પામે છે. ૪૦

मधुपर्के च यज्ञे च पितृदैवतकर्मणि ।
अत्रैव पशवो हिंस्या नान्यत्रेत्यब्रवीन्मनुः ॥ ४१ ॥

મધુપર્ક, યજ્ઞ અને દેવ તથા પિતૃ સંબંધી કર્મોમાં જ પશુઓની હિંસા થઈ શકે, બીજા પ્રસંગે તે ન જ થાય, એમ મનુએ કહ્યું છે. ૪૧

एष्वर्थेषु पशून्हिंसन्वेदतत्त्वार्थविद्द्विजः ।
आत्मानं च पशुं चैवं गमयत्युत्तमां गतिम् ॥ ४२ ॥

વેદના તત્ત્વાર્થને જાણનારો દ્વિજ જો તે યજ્ઞાદિ માટે પશુહિંસા કરે, તો તે પોતાને અને તે પશુને ઉત્તમ ગતિ પમાડે છે. ૪૨

અવૈદિક હિંસા કરાય જ નહિ

गृहे गुरावरण्ये वा निवसन्नात्मवान्द्विजः ।
नावेदविहितां हिंसामापद्यपि समाचरेत् ॥ ४३ ॥

બ્રહ્મચર્ય, ગૃહસ્થ કે વાનપ્રસ્થ આશ્રમોમાં રહેનાર જિતેન્દ્રિય દ્વિજે આપત્તિમાં પણ વેદમાં ન કહેલી હિંસા કરવી નહિ.

વેદોક્ત હિંસા અહિંસા જ છે

या वेदविहिता हिंसा नियतास्मिंश्चराचरे ।
अहिंसामेव तां विद्याद्वेदाद्धर्मो हि निर्बभौ ॥ ४४ ॥

આ સ્થાવર-જંગમ જગતમાં જે વેદે કહેલી હિંસા નિયમિત કરાઈ છે, તેને અહિંસા જ જાણવી; કેમકે વેદથી જ ધર્મ પ્રકાશ્યો છે. ૪૪

પોતાના સુખ માટે હિંસા ન જ કરાય

योऽहिंसकानि भूतानि हिनस्त्यात्मसुखेच्छया ।
स जीवंश्च मृतश्चैव न क्वचित्सुखमेधते ॥ ४५ ॥

જે પોતાના સુખની ઇચ્છાથી અહિંસક પ્રાણીઓને મારે છે, તે જીવતાં મૂએલો જ છે અને તે ક્યાં યે સુખ પામતો નથી.

સર્વનું હિત ઇચ્છનારો જ સુખી થાય

यो बन्धनवधक्लेशान्प्राणिनां न चिकीर्षति ।
स सर्वस्य हितप्रेप्सुः सुखमत्यन्तमश्नुते ॥ ४६ ॥

જે માણસ પ્રાણીઓને બંધન, નાશ કે ક્લેશ કરવા ઇચ્છતો નથી, તે સર્વનું હિત ઇચ્છનારો હોઈ અત્યંત સુખ પામે છે. ૪૬

અહિંસકને સર્વ સિદ્ધિ

यद्ध्यायति यत्कुरुते धृतिं बध्नाति यत्र च ।
तदवाप्नोत्ययत्नेन यो हिनस्ति न किंचन ॥ ४७ ॥

જે કોઈની હિંસા કરતો નથી, તે જેનું ધ્યાન કરે છે, જે કર્મ કરે છે અને જેમાં ધારણા બાંધે છે, તે અનાયાસે પામે છે. ૪૭

ખરી રીતે માંસ ન જ ખવાય

नाकृत्वा प्राणिनां हिंसां मांसमुत्पद्यते क्वचित् ।
न च प्राणिवधः स्वर्ग्यस्तस्मान्मांसं विवर्जयेत् ॥ ४८ ॥

પ્રાણીઓની હિંસા કર્યા વિના માંસ ક્યાં ય ઉત્પન્ન થતું નથી અને પ્રાણીનો વધ સ્વર્ગ આપનારો નથી; (પણ નરકનું

જ કારણ છે) માટે માંસનો ત્યાગ જ કરવો. ૪૮

માંસ ખાવાથી અટકવું જ

समुत्पत्तिं च मांसस्य वधबन्धौ च देहिनाम् ।
प्रसमीक्ष्य निवर्तेत सर्वमांसस्य भक्षणात् ॥ ४९ ॥

માંસની ઉત્પત્તિ તથા પ્રાણીઓનાં વધ અને બંધન બરાબર વિચારી દરેક જાતના માંસભક્ષણથી અટકવું. ૪૯

માંસ નહિ ખાનાર લોકપ્રિય અને નીરોગી રહે

न भक्षयति यो मांसं विधिं हित्वा पिशाचवत् ।
स लोके प्रियतां याति व्याधिभिश्च न पीड्यते ॥ ५० ॥

જે વિધિ છોડીને, પિશાચની જેમ, માંસ ખાતો નથી, તે લોકમાં પ્રિય થાય છે અને રોગોથી પીડાતો નથી. ૫૦

આઠ હિંસકોની ગણતરી

अनुमन्ता विशसिता निहन्ता क्रयविक्रयी ।
संस्कर्ता चोपहर्ता च खादकश्चेति घातकाः ॥ ५१ ॥

(માંસના વિષયમાં) સલાહ આપનાર, કાપનાર, મારનાર, વેચનાર, ખરીદનાર, રાંધનાર, પીરસનાર અને માંસ ખાનાર—એમ (આઠ) હિંસક છે. ૫૧

પારકા માંસથી પોતાનું માંસ વધારવા ઇચ્છવું તે ઘોર પાપ

स्वमांसं परमांसेन यो वर्धयितुमिच्छति ।
अनभ्यर्च्य पितॄन्देवांस्ततोऽन्यो नास्त्यपुण्यकृत् ॥ ५२ ॥

દેવો અને પિતૃઓનો સત્કાર ન કરી જે પારકાનાં માંસથી પોતાનું માંસ વધારવા ઇચ્છે છે, તેનાથી બીજો કોઈ પાપકારી નથી. ૫૨

માંસ નહિ ખાનારને સો અશ્વમેધનું ફળ

वर्षे वर्षेऽश्वमेधेन यो यजेत शतं समाः ।
मांसानि च न खादेद्यस्तयोः पुण्यफलं समम् ॥ ५३ ॥

જે માણસ વર્ષેવર્ષે એક અશ્વમેધ કરી સો વર્ષ સુધી અશ્વમેધ કર્યા કરે છે અને (બીજો) જે માંસ ખાતો નથી–તે બન્નેનું પુણ્યફળ સરખું છે. ૫૩

માંસના ત્યાગીની પ્રશંસા

[सदा यजति यज्ञेन सदा दानानि यच्छति ।
स तपस्वी सदा विप्रो यश्च मांसं विवर्जयेत् ॥

જે બ્રાહ્મણ માંસભક્ષણ છોડે છે, તે સદા યજ્ઞથી યજન કરે છે, સદા દાન આપે છે અને સદાય તપસ્વી છે.]

फलमूलाशनैर्मेध्यैर्मुन्यन्नानां च भोजनैः ।
न तत्फलमवाप्नोति यन्मांसपरिवर्जनात् ॥ ५४ ॥

માંસ છોડવાથી જે ફળ પામે છે, તે પવિત્ર ફળમૂળના આહારોથી કે (સામો વગેરે) મુનિઅન્નોનાં ભોજનોથી યે મેળવતો નથી. ૫૪

'માંસ' શબ્દની વ્યાખ્યાએ

मां स भक्षयिताऽमुत्र यस्य मांसमिहाद्म्यहम् ।
एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिणः ॥ ५५ ॥

હું અહીં જેનું માંસ ખાઉં છું (સઃ) તે–પ્રાણી પણ (માં) મને પરલોકમાં ખાશે, આમ વિદ્વાનો માંસનું માંસપણું કહે છે. ૫૫

માંસ છોડવામાં જ મહાફળ

न मांसभक्षणे दोषो न मद्ये न च मैथुने ।
प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला ॥ ५६ ॥

માંસભક્ષણમાં, મદ્યમાં ને મૈથુનમાં દોષ નથી; પ્રાણીઓની એ પ્રવૃત્તિ છે; પણ એથી નિવૃત્તિ (અટકવું એ) જ મહાફળ આપનાર છે. ૫૬

પ્રેતશુદ્ધિ તથા દ્રવ્યશુદ્ધિ

प्रेतशुद्धिं प्रवक्ष्यामि द्रव्यशुद्धिं तथैव च ।
चतुर्णामपि वर्णानां यथावदनुपूर्वशः ॥ ५७ ॥

હવે ચારે વર્ણોની પ્રેતશુદ્ધિ (મરણસૂતકની શુદ્ધિ) તથા દ્રવ્યશુદ્ધિ (જન્મસૂતકની શુદ્ધિ) અનુક્રમે બરાબર હું કહું છું. ૫૭

સૂતકનો નિર્ણય

दन्तजातेऽनुजाते च कृतचूडे च संस्थिते ।
अशुद्धा बान्धवाः सर्वे सूतके च तथोच्यते ॥ ५८ ॥

જેને દાંત ફૂટ્યા હોય અને જેને દાંત ન ફૂટ્યા હોય, પણ ચૂડાકર્મ થયું હોય, તેમ જ જેને જનોઈ દીધી હોય, એવાઓનાં મરણમાં સર્વ બાંધવો અશુદ્ધ થાય છે; વળી જન્મ થયો હોય તો પણ તે જ પ્રમાણે અશુદ્ધ થાય છે; તેથી તેઓ સૂતકી કહેવાય છે. ૫૮

સપિંડીઓને મરણસૂતક

दशाहं शावमाशौचं सपिण्डेषु विधीयते ।
अर्वाक्संचयनादस्थ्नां त्र्यहमेकाहमेव च ॥ ५९ ॥

(બ્રાહ્મણ) સપિંડીઓમાં મરણનું સૂતક દશ દિવસનું

લાગે છે; તેમાં (સ્માર્ત અગ્નિવાળા) કેટલાકને અસ્થિસંચયન (ચાર દિવસ) સુધી, કેટલાકને ત્રણ દિવસ સુધી અને (જેણે શ્રૌત અગ્નિ ધારણ કર્યો હોય તથા અગ્નિહોત્રી હોઈ સંપૂર્ણ વેદાધ્યયન કર્યું હોય એવા) કેટલાકને એક દિવસ સુધી સૂતક લાગે છે. (પણ જેઓ અભણ હોય તેઓને દશ દિવસનું સૂતક લાગે છે.) ૫૯

સપિંડનું લક્ષણ

सपिण्डता तु पुरुषे सप्तमे विनिवर्तते ।
समानोदकभावस्तु जन्मनाम्नोरवेदने ॥ ६० ॥

સાતમે પુરુષે–સાતમી પેઢીએ સપિંડીપણું સમાપ્ત થાય છે; પણ સમાનોદકભાવ (મરનારને દાભાંજલિ આપવાપણું) તો 'અમારા કુલમાં અમુક નામે માણસ અમુક વખતે જન્મ્યો હતો,' એ વાત ભુલાઈ જતાં બંધ થાય છે. ૬૦

મૃત્યુસૂતક પ્રમાણે જન્મસૂતક

यथेदं शावमाशौचं सपिण्डेषु विधीयते ।
जननेऽप्येवमेव स्यान्निपुणं शुद्धिमिच्छताम् ॥ ६१ ॥

સપિંડો માટે જેવું મરણસૂતકનું વિધાન છે, તેવું જ બરાબર શુદ્ધિ ઇચ્છનારા તેમને જન્મસૂતક પણ લાગે છે. ૬૧

સૂતકમાં ખાસ જાળવવાનું

[उभयत्र दशाहानि कुलस्यान्नं न भुज्यते ।
दानं प्रतिग्रहो यज्ञः स्वाध्यायश्च निवर्तते ॥

એ બન્ને પ્રસંગે સૂતકી કુટુંબનું અન્ન દશ દિવસ સુધી ખવાય નહિ; તેમ જ સૂતકીએ દાન લેવું નહિ, દાન આપવું નહિ,

યજ્ઞ કરવો નહિ અને વેદનો સ્વાધ્યાય પણ કરવો નહિ.]

મરણસૂતક તથા જન્મસૂતક કોને ?

सर्वेषां शावमाशौचं मातापित्रोस्तु सूतकम् ।
सूतकं मातुरेव स्यादुपस्पृश्य पिता शुचिः ॥ ६२ ॥

મરણસૂતક સર્વ કુટુંબીઓને લાગે છે; પણ જન્મસૂતક તો માતપિતાને જ હોય છે; તેમાં યે ખરું સૂતક માતાને જ હોય છે, પિતા તો સ્નાન કરી શુદ્ધ થાય છે.× ૬૨

[सत्रधर्मप्रवृत्तस्य दानधर्मफलैषिणः ।
त्रेताधर्मापरोधार्थमारण्यस्यैतदुच्यते ॥

(લાંબા કાળ સુધીના) યજ્ઞરૂપ ધર્મકાર્યમાં લાગેલા, દાન અને ધર્મના ફળની ઇચ્છા રાખનારા, તેમ જ ત્રીજા આશ્રમના ધર્મપાલન માટે વાનપ્રસ્થ બનેલા માટે પણ આ સૂતક કહ્યું છે.]

વીર્યપાતની અશુદ્ધિ

निरस्य तु पुमाञ्छुक्रमुपस्पृश्यैव शुद्धयति ।
बैजिकादभिसंबन्धादनुरुन्ध्यादघं त्र्यहम् ॥ ६३ ॥

પુરુષ વીર્યપાત કરી સ્નાન કરે તો શુદ્ધ થાય છે, પણ બીજી સ્ત્રીમાં પુત્ર ઉત્પન્ન કરે, તો (એ સ્ત્રીને બાળક જન્મે ત્યારે) તેણે ત્રણ દિવસનું જન્મસૂતક પાળવું. ૬૩

× સંવર્તે આનું સ્પષ્ટીકરણ કર્યું છે : 'जाते पुत्रे पितुः स्नानं सचैलं तु विधीयते। माता शुद्ध्येद्दशाहेन स्नानात्तु स्पर्शनं पितुः–પુત્ર જન્મે ત્યારે પિતાએ કપડાં સહિત સ્નાન કરવું જોઈએ; તે પછી માતાને દશ દિવસનું એ જન્મસૂતક લાગે; પણ પિતા તો સ્નાનથી જ શુદ્ધ થાય છે.' (कुल्लूक)

જન્મસૂતક

[ जननेऽप्येवमेव स्यान्मातापित्रोस्तु सूतकम् ।
सूतकं मातुरेव स्यादुपस्पृश्य पिता शुचिः ॥

(પોતાને ત્યાં બાળક જન્મે ત્યારે એ જ રીતે) માતપિતાને જ સૂતક લાગે છે; તેમાં ય સૂતક તો માતાને જ હોય છે, પિતા તો સ્નાન કરી શુદ્ધ થાય છે.]

મુડદાંને અડ્યાનું સૂતક

अह्ना चैकेन रात्र्या च त्रिरात्रैरेव च त्रिभिः ।
शवस्पृशो विशुद्ध्यन्ति त्र्यहादुदकदायिनः ॥ ६४ ॥

મુડદાંને અડનારો (સપિંડ) દશ દિવસે શુદ્ધ થાય છે અને તેને ઉદકદાન કરનારા (સાત પેઢી ઉપરના)ઓ ત્રણ દહાડે પવિત્ર થાય છે. ૬૪

ગુરુના મરણનું સૂતક

गुरोः प्रेतस्य शिष्यस्तु पितृमेधं समाचरन् ।
प्रेतहारैः समं तत्र दशरात्रेण शुद्ध्यति ॥ ६५ ॥

મરણ પામેલા ગુરુનું અંત્યેષ્ટિ કર્મ કરે, તો શિષ્ય (એ ગુરુનું) શબ લઈ જનારા ખાંધિયાઓની જેમ દશ રાતે શુદ્ધ થાય છે. ૬૫

ગર્ભસ્રાવની તથા રજસ્વલાની શુદ્ધિ

रात्रिभिर्मासतुल्याभिर्गर्भस्रावे विशुद्ध्यति ।
रजस्युपरते साध्वी स्नानेन स्त्री रजस्वला ॥ ६६ ॥

ગર્ભસ્રાવ થઈ જાય, તો જેટલા મહિનાનો ગર્ભ હોય, તેટલી રાત વીત્યે સ્ત્રી શુદ્ધ થાય છે; અને રજસ્વલા સ્ત્રી રજ

અટકે તે દિવસે સ્નાન કરવા વડે શુદ્ધ થાય છે. ૬૬

બાળકોનાં મરણનું સૂતક

नृणामकृतचूडानां विशुद्धिर्नैशिकी स्मृता ।
निर्वृत्तचूडकानां तु त्रिरात्राच्छुद्धिरिष्यते ॥ ६७॥

(બાળમુવાળા ઉતરાવવાનું) ચૂડાકર્મ થયું ન હોય તેવાં બાળકોનાં મરણમાં એક રાતદિવસે શુદ્ધિ થાય છે; પણ ચૂડાકર્મ થયું હોય તેવાં બાળકોનાં મરણમાં ત્રણ રાત્રે શુદ્ધિ મનાય છે.

સંસ્કારરહિતના તથા કન્યાના મરણનું સૂતક

[प्राक्संस्कारप्रमीतानां वर्णानामविशेषतः ।
त्रिरात्रात्तु भवेच्छुद्धिः कन्यास्वह्नो विधीयते ॥

હરકોઈ વર્ણના માણસો સંસ્કાર થયા પહેલાં મરી જાય, તો ત્રણ રાત્રે શુદ્ધ થાય છે; આમાં કન્યા મરી જાય તો એક રાત્રે શુદ્ધિ થવાનું વિધાન છે.]

બાળકોનાં મરણસૂતકમાં વિશેષતા

[अदन्तजन्मनः सद्य आचूडान्नैशिकी स्मृता ।
त्रिरात्रमाव्रतादेशाद्दशरात्रमतः परम् ॥

દાંત ફૂટ્યા પહેલાં બાળક મરી જાય, તો માત્ર સ્નાનથી શુદ્ધિ થાય છે; ચૂડાકર્મ પહેલાંના સંસ્કાર પામેલું બાળક મરી જાય, તો એક રાતનું સૂતક કહ્યું છે; ચૂડાકર્મ થયા પછી બાળક મરી જાય, તો ત્રણ રાતનું સૂતક લાગે છે અને એ પછીના સંસ્કારો જેને થયા હોય તે મરી જાય, તો દશ રાતનું સૂતક લાગે છે.}

[परपूर्वासु भार्यासु पुत्रेषु प्रकृतेषु च ।
मातामहे त्रिरात्रं तु एकाहं त्वसपिण्डतः ॥

પરસ્ત્રીમાં ઉત્પન્ન કરેલો પુત્ર મરણ પામે અથવા માનો બાપ મરી જાય, ત્યારે ત્રણ રાતનું સૂતક લાગે છે; પણ અસપિંડનું સૂતક એક જ રાતનું હોય છે. ]

બે વર્ષ થયા પહેલાં મરેલા બાળકને દાટવું

ऊनद्विवार्षिकं प्रेतं निदध्युर्बान्धवा बहिः ।
अलंकृत्य शुचौ भूमावस्थिसञ्चयनादृते ॥ ६८ ॥

બે વર્ષથી નાના મરેલા બાળકને તેનાં સગાંએ શણગારી ગામ બહાર લઈ જઈ અસ્થિ-સંચયન કર્યા વિના જ પવિત્ર જમીનમાં દાટવું. ૬૮

તેવા બાળકનું મરણસૂતક

नास्य कार्योऽग्निसंस्कारो न च कार्योदकक्रिया ।
अरण्ये काष्ठवत्त्यक्त्वा क्षपेयुस्त्र्यहमेव च ॥ ६९ ॥

તેનો અગ્નિસંસ્કાર ન કરવો અને તેની ઉદકક્રિયા યે ન કરવી; પણ તેને લાકડાંની જેમ જંગલમાં (દાટી) મૂકી દેવું અને ત્રણ દિવસ તેનું સૂતક પાળવું. ૬૯

ત્રણ વર્ષથી નાના મરેલા સંબંધી

नात्रिवर्षस्य कर्तव्या बान्धवैरुदकक्रिया ।
जातदन्तस्य वा कुर्युर्नाम्नि वापि कृते सति ॥ ७० ॥

ત્રણ વર્ષથી નાના મરેલા બાળકને બાંધવોએ જલદાન ન કરવું; અથવા દાંત આવ્યા હોય કે નામકરણ થયું હોય તેવા મરેલા બાળકની ઉદકક્રિયા ભલે થાય. (અને અગ્નિસંસ્કાર કરવો હોય તોપણ થઈ શકે.) ૭૦

સહાધ્યાયીના મરણનું તથા સમાનોદકનું જન્મસૂતક

सब्रह्मचारिण्येकाहमतीते क्षपणं स्मृतम् ।
जन्मन्येकोदकानां तु त्रिरात्राच्छुद्धिरिष्यते ॥ ७१ ॥

સહાધ્યાયી મરી જાય, તો એક રાતનું સૂતક કહ્યું છે. સમાનોદકને ત્યાં પુત્રજન્મ થાય, તો ત્રણ રાતથી શુદ્ધિ માની છે. ( ત્રણ રાતનું સૂતક પાળવું. ) ૭૧

નહિ પરણેલી સ્ત્રીનું મરણસૂતક

स्त्रीणामसंस्कृतानां तु त्र्यहाच्छुद्ध्यन्ति बान्धवाः ।
यथोक्तेनैव कल्पेन शुद्ध्यन्ति तु सनाभयः ॥ ७२ ॥

વિવાહસંસ્કાર ન પામેલી સ્ત્રી મરી જાય, તો તેના ( પતિ આદિ ) સંબંધીઓ ત્રણ રાત પછી શુદ્ધ થાય છે; અને તે જ પ્રમાણે કહેલા વિધિથી તેના પિતૃપક્ષના ( પિતા આદિ ) સંબંધીઓ શુદ્ધ થાય છે.+ ૭૨

---

+ આ વિષય આદિપુરાણમાં વધારે સ્પષ્ટ છે:

'आजन्मनस्तु चूडान्तं यत्र कन्या विपद्यते ।
सद्यः शौचं भवेत् तत्र सर्ववर्णेषु नित्यशः ॥
ततो वाग्दानपर्यन्तं यावदेकाहमेव हि ।
अतः परं प्रवृद्धानां त्रिरात्रमिति निश्चयः ॥
वाग्दाने तु कृते तत्र ज्ञेयं चोभयतस्त्र्यहम् ।
पितुर्वरस्य च ततो दत्तानां भर्तुरेव हि ।
स्वजात्युक्तमशौचं स्यान्मृतके सूतकेऽपि च ॥'—

જન્મથી માંડી બાળમુવાળા ઉતરાવવા સુધીમાં જો કન્યા મરી જાય, તો તરત કેવળ સ્નાનથી જ શુદ્ધિ થાય છે—એમ સર્વ વર્ણોમાં કેવળ સ્નાન સિવાય સૂતક લાગતું નથી; પછી—બાળમુવાળા ઊતરી જાય તે પછી છેક વાગ્દાન ( કેવળ સગાઈ ) થાય, ત્યાં સુધીમાં જો

મરણસૂતકમાં પાળવાના નિયમો

अक्षारलवणान्नाः स्युर्निमज्जेयुश्च ते त्र्यहम् ।
मांसाशनं च नाश्नीयुः शयीरंश्च पृथक् क्षितौ ॥ ७३ ॥

આ મરણસૂતકમાં મીઠાવાળું ખારું અન્ન ન ખાવું, ત્રણ દિવસ નદી આદિમાં સ્નાન કરવું, માંસભોજન ન કરવું અને જમીન ઉપર ( એકલા ) અલગ સૂવું. ૭૩

પરદેશમાં મરણ થાય તો?

सन्निधावेष वै कल्पः शावाशौचस्य कीर्तितः ।
असन्निधावयं ज्ञेयो विधिः संबन्धिबान्धवैः ॥ ७४ ॥

મરણસમયે જેઓ પાસે હોય એવાઓ માટે જ મરણસૂતકનો આ ( પૂર્વોક્ત ) વિધિ કહ્યો છે; પણ જેઓ પાસે ન હોય તેવા સપિંડીઓ તેમ જ સંબંધીઓ માટે આ નીચેનો વિધિ જાણવો. ૭૪

विगतं तु विदेशस्थं शृणुयाद्यो ह्यनिर्दशम् ।
यच्छेषं दशरात्रस्य तावदेवाशुचिर्भवेत् ॥ ७५ ॥

પરદેશમાં મરી ગયેલા કોઈને તેના મરણના દશ દિવસની

---

કન્યા મરી જાય તો, એક જ દિવસનું સૂતક લાગે, પણ તે પછી મોટી થઈ ગયેલી કન્યા મરી જાય તો ત્રણ દિવસનું સૂતક લાગે, એવો નિશ્ચય છે; એમ વાગ્દાન થઈ ગયા પછી કન્યાનું મરણ થાય તો પિતૃપક્ષ તથા તેનાં સાસરિયાં પક્ષ–બન્નેને ત્રણ દિવસનું સૂતક લાગે; એટલે કે કન્યાના પિતાને તથા તેના વરને ત્રણ દિવસનું સૂતક સમજવું; પણ કન્યાદાન થઈ જાય એટલે વિવાહસંસ્કાર થઈ ગયા પછી તો તેના વરના પક્ષને જ તેનું સૂતક લાગે; કેમકે તે પરણેલી કન્યાના મરણમાં તો એના વરના પક્ષની જ તેને ગણીને તેનું સૂતક તેના સાસરિયાંના પક્ષને જ હોય. (कुल्लूक)

અંદર જે સાંભળે, તે તેના સંબંધીને દશ દિવસમાં જેટલા દિવસ બાકી રહ્યા હોય; તેટલા જ દિવસનું સૂતક લાગે. ૭૫

[ मासत्रये त्रिरात्रं स्यात् षण्मासे पक्षिणी तथा ।
अहस्तु नवमादर्वागूर्ध्वं स्नानेन शुद्धयति ॥

એ (પરદેશમાં) મર્યાની ખબર ત્રણ મહિને પડે તો ત્રણ રાતનું, છ મહિને પડે તો દોઢ દિવસનું અને નવ મહિને પડે તો એક દિવસનું સૂતક પાળવું; એ પછી ખબર પડે, તો માત્ર સ્નાનથી શુદ્ધ થાય છે. ]

अतिक्रान्ते दशाहे च त्रिरात्रमशुचिर्भवेत् ।
संवत्सरे व्यतीते तु स्पृष्ट्वैवापो विशुद्धयति ॥ ७६ ॥

દશ દહાડા વીત્યા પછી ખબર પડે, તો ત્રણ રાતનું સૂતક લાગે; પણ એ પરદેશમાં મરેલાની વર્ષ વીત્યે ખબર પડે, તો પાણીથી માત્ર સ્નાન કર્યેજ શુદ્ધિ થાય છે. ૭૬

निर्दशं ज्ञातिमरणं श्रुत्वा पुत्रस्य जन्म च ।
सवासा जलमाप्लुत्य शुद्धो भवति मानवः ॥ ७७ ॥

સંબંધીના મરણની અથવા પુત્રજન્મની ખબર દશ દિવસ વીત્યે પડે, તો વસ્ત્ર સહિત સ્નાન કરવાથી માણસ શુદ્ધ થાય છે. ૭૭

बाले देशान्तरस्थे च पृथक्पिण्डे च संस्थिते ।
सवासा जलमाप्लुत्य सद्य एव विशुद्धयति ॥ ७८ ॥

પરદેશમાં રહેનાર સપિંડી બાળકનું તથા અસપિંડી સંબંધીનું મરણ થાય, તો વસ્ત્ર સાથે જળસ્નાન કરવાથી તરત જ શુદ્ધ થાય છે. ૭૮

ઉપરાઉપરી મરે કે જન્મે તો ?

अन्तर्दशाहे स्यातां चेत्पुनर्मरणजन्मनी ।
तावत्स्यादशुचिर्विप्रो यावत्तत्स्यादनिर्दशम् ॥ ७९ ॥

( એક સપિંડીના ) મરણના દશ દહાડામાં બીજો મરે અથવા એકના જન્મ્યાના દશ વાસામાં બીજો જન્મે, તો બ્રાહ્મણ પહેલા સૂતકના દશ દિવસજ સૂતકી રહે. ( બીજું સૂતક ન લાગે. ) ૭૯

આચાર્યનું તેના પુત્રનું તથા પત્નીનું સૂતક

त्रिरात्रमाहुराशौचमाचार्ये संस्थिते सति ।
तस्य पुत्रे च पत्न्यां च दिवारात्रमिति स्थितिः ॥ ८० ॥

આચાર્ય મરણ પામે તો ત્રણ રાત્રિનું સૂતક (વિદ્વાનો) કહે છે; અને તેમનો પુત્ર અને પત્ની મરણ પામે, તો એક રાત્રિદિવસ સૂતક પાળવું, એવી શાસ્ત્રમર્યાદા છે. ૮૦

શ્રોત્રિય, મામો, શિષ્ય, ઋત્વિજ અને બાંધવનું મરણસૂતક

श्रोत्रिये तूपसंपन्ने त्रिरात्रमशुचिर्भवेत् ।
मातुले पक्षिणीं रात्रिं शिष्यर्त्विग्बान्धवेषु च ॥ ८१ ॥

પાડોશમાં રહેનારો શ્રોત્રિય મરણ પામે, તો ત્રણ રાત્રિનું સૂતક લાગે; મામો, શિષ્ય, ઋત્વિજ અને બાંધવ મરે, તો દોઢ દિવસનું સૂતક લાગે. ૮૧

પોતાનો રાજા મરી જાય તો ?

प्रेते राजनि सज्योतिर्यस्य स्याद्विषये स्थितः ।
अश्रोत्रिये त्वहः कृत्स्नमनूचाने तथा गुरौ ॥ ८२ ॥

જેના દેશમાં બ્રાહ્મણાદિ રહેલા હોય, તે રાજા મરી જતાં,

દિવસે સૂર્યાસ્ત સુધી અને રાત્રે સૂર્યોદય સુધી સૂતક પાળવું. અશ્રોત્રિય પાડોશીનું તેમ જ વેદ સિવાય બીજું ભણાવનાર ગુરુનું મરણ થાય તો એક આખો દિવસ સૂતક રહે. ૮૨

ચારે વર્ણો માટે સૂતકનિશ્ચય

शुद्धयेद्विप्रो दशाहेन द्वादशाहेन भूमिपः ।
वैश्यः पञ्चदशाहेन शूद्रो मासेन शुद्धयति ॥ ८३ ॥

બ્રાહ્મણ દશ દિવસે, ક્ષત્રિય બાર દિવસે, વૈશ્ય પંદર દિવસે અને શૂદ્ર એક માસે (જન્મ–મરણના) સૂતકથી શુદ્ધ થાય છે.

[ क्षत्रविट्शूद्रदायादाः स्युश्चेद्विप्रस्य बान्धवाः ।
तेषामाशौचं विप्रस्य दशाहाच्छुद्धिरिष्यते ॥

ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો જો બ્રાહ્મણના સપિંડી બાંધવો હોય, તો તે બ્રાહ્મણને તેમનું દશ દિવસનું સૂતક લાગે છે–દશ દિવસ પછી તેવી તેની શુદ્ધિ થાય છે. ]

[ राजन्यवैश्ययोश्चैव हीनयोनिषु बन्धुषु ।
स्वमेव शौचं कुर्वीत विशुद्धयर्थमिति स्थितिः ॥

એ જ રીતે ક્ષત્રિય અને વૈશ્યને હલકી જાતિના બંધુઓ જો હોય, તો તેમનાં મરણ વખતે તેમણે શુદ્ધિ સારુ પોતપોતાની જાતિ અનુસાર જ સૂતક પાળવું, એવી શાસ્ત્રમર્યાદા છે. ]

[ विप्रः शुद्धयेद्दशाहेन जन्महानौ स्वयोनिषु ।
षड्भिस्त्रिभिरथैकेन क्षत्रविट्शूद्रयोनिषु ॥

પોતાની જાતના સપિંડીઓનાં જન્મ–મરણ વખતે બ્રાહ્મણ દશ દિવસે શુદ્ધ થાય છે; પણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જાતના પોતાના બાંધવોમાં જન્મમરણ થાય, તો અનુક્રમે છ,

ત્રણ અને એક દિવસે શુદ્ધ થાય છે. ]

[ सर्वे चोत्तमवर्णास्तु शौचं कुर्युरतन्द्रिताः ।
तद्वर्णं विधिदृष्टेन स्वं तु शौचं स्वयोनिषु ॥

ઉત્તમ વર્ણના દરેક આળસરહિત રહી પોતાનાથી ઊતરતી તે તે જાતિનું (પૂર્વોક્ત) પ્રમાણે સૂતક પાળવું; અને પોતાની જાતિવાળાનું સૂતક પોતાની જાતિ પ્રમાણે પાળવું. (ક્ષત્રિયે વૈશ્યનું છ દિવસ અને શૂદ્રનું ત્રણ દિવસ તથા વૈશ્યે શૂદ્રનું છ દિવસ સૂતક રાખવું.) ]

સૂતકના દહાડા વધાર્યે ન જવા

न वर्धयेदघाहानि प्रत्यूहेन्नाग्निषु क्रियाः ।
न च तत्कर्म कुर्वाणः सनाभ्योऽप्यशुचिर्भवेत् ॥ ८४ ॥

મરણસૂતકના દિવસો વધાર્યે જવા નહિ; અને (એમ કરી) અગ્નિ વિષેની હોમક્રિયાઓમાં વિઘ્ન કરવું નહિ; કેમકે અગ્નિહોત્રી તો તે કર્મ કરનારો સપિંડી હોવા છતાં સૂતકી થતો નથી. ૮૪

અસ્પૃશ્યને સ્પર્શ કરી સ્નાન કરવું

दिवाकीर्तिमुदक्यां च पतितं सूतिकां तथा ।
शवं तत्स्पृष्टिनं चैव स्पृष्ट्वा स्नानेन शुद्ध्यति ॥ ८५ ॥

ચાંડાળ, રજસ્વલા સ્ત્રી, પતિત, સુવાવડી અને મુડદાંને સ્પર્શ કરી તેમ જ એ સૌને અડનારનો સ્પર્શ કરી સ્નાન વડે માણસ શુદ્ધ થાય છે. ૮૫

અપવિત્રનું દર્શન કરી આ મંત્રજપ કરવો

आचम्य प्रयतो नित्यं जपेदशुचिदर्शने ।
सौरान्मन्त्रान्यथोत्साहं पावमानीश्च शक्तितः ॥ ८६ ॥

(ચાંડાળ વગેરે) અપવિત્રોનું દર્શન થતાં, માણસે સાવધાન થઈ આચમન કરી, શક્તિ અને ઉત્સાહ પ્રમાણે 'उदुत्यं जातवेदसं' આદિ સૂર્યમંત્રો તથા 'स्वादिष्ठया' આદિ પવમાને મંત્રો નિત્ય જપવા. ૮૬

હાડકાંને અડી જવાય તો ?

नारं स्पृष्ट्वास्थि सस्नेहं स्नात्वा विप्रो विशुद्धयति ।
आचम्यैव तु निःस्नेहं गामालभ्यार्कमीक्ष्य वा ॥ ८७ ॥

સ્નેહવાળાં-ભીનાં માણસનાં હાડકાંને અડી જવાય, તો બ્રાહ્મણ સ્નાન કરી શુદ્ધ થાય છે; પણ સ્નેહ વગરનાં-સુકાં હાડકાંને અડકી જવાય તો આચમન કરી અથવા ગાયનો સ્પર્શ અથવા સૂર્યનાં દર્શન કરી તે શુદ્ધ થાય છે. ૮૭

બ્રહ્મચારી ઉદકક્રિયા ન કરી શકે

आदिष्टी नोदकं कुर्यादाव्रतस्य समापनात् ।
समाप्ते तूदकं कृत्वा त्रिरात्रेणैव शुद्धयति ॥ ८८ ॥

બ્રહ્મચારીએ બ્રહ્મચર્યવ્રતની સમાપ્તિ સુધી ઉદકક્રિયા (પિંડશ્રાદ્ધ આદિ પ્રેતક્રિયા) કરવી નહિ; પણ વ્રતસમાપ્તિ પછી ઉદકક્રિયા કરી ત્રણ રાત્રિનું સૂતક પાળીને જ શુદ્ધ થઈ શકે છે. ૮૮

કોની ઉદકક્રિયા ન કરવી ?

वृथा सङ्करजातानां प्रव्रज्यासु च तिष्ठताम् ।
आत्मनस्त्यागिनां चैव निवर्तेतोदकक्रिया ॥ ८९ ॥

સ્વધર્મ ત્યજનારા, વર્ણસંકરો, સંન્યાસમાં રહેલા અને આપઘાત કરનારાઓને (ઉદ્દેશી મરણ પછી) જળદાન

આપવું નહિ. ૮૯

पाषण्डमाश्रितानां च चरन्तीनां च कामतः ।
गर्भमर्तृद्रुहां चैव सुरापीनां च योषिताम् ॥ ९० ॥

તેમ જ પાખંડને આશ્રય કરનારા પુરુષોની અને સ્વચ્છંદે ચાલનારી, ગર્ભનો તથા પતિનો દ્રોહ કરનારી અને દારૂ પીનારી સ્ત્રીઓની પણ ઉદકક્રિયા કરવી નહિ. ૯૦

બ્રહ્મચારી પણ આચાર્ય વગેરેનો અગ્નિદાહ કરી શકે

आचार्यं स्वमुपाध्यायं पितरं मातरं गुरुम् ।
निर्हृत्य तु व्रती प्रेतान्न व्रतेन वियुज्यते ॥ ९१ ॥

મરેલા પોતાના આચાર્ય, ઉપાધ્યાય, પિતા, માતા અને ગુરુનો અગ્નિદાહ કરી બ્રહ્મચારી વ્રતભ્રષ્ટ થતો નથી. ૯૧

મરેલાને કયે દરવાજે કાઢવો?

दक्षिणेन मृतं शूद्रं पुरद्वारेण निर्हरेत् ।
पश्चिमोत्तरपूर्वैस्तु यथायोगं द्विजन्मनः ॥ ९२ ॥

મરેલા શૂદ્રને નગરના દક્ષિણ દરવાજેથી બહાર કાઢવો અને વૈશ્ય, ક્ષત્રિય તેમ જ બ્રાહ્મણ—એ દ્વિજાતિઓનાં શબને અનુક્રમે પશ્ચિમ, ઉત્તર તથા પૂર્વના દરવાજેથી બહાર કાઢવાં.

સૂતક કોને ન લાગે?

न राज्ञामघदोषोऽस्ति व्रतिनां न च सत्रिणाम् ।
ऐन्द्रं स्थानमुपासीना ब्रह्मभूता हि ते सदा ॥ ९३ ॥

રાજાને, બ્રહ્મચારીઓને અને યજ્ઞ કરનારાઓને સૂતક

* આ સંબંધી વિષ્ણુ કહે છે: 'अशौचं न राज्ञां राजकर्मणि, न व्रतिनां व्रते न सत्रिणां सत्रे'— રાજાઓ પોતાના રાજ્યને લગતાં કામોમાં રોકાયા હોય, લોકોના વ્યવહારનું નિરીક્ષણ કરતા હોય અથવા

લાગતું નથી; કેમકે રાજાઓ ઇંદ્રસ્થાને રહેલા છે અને બીજા પણ સદા બ્રહ્મરૂપ ( હોઈ સદા શુદ્ધ ) છે. ૯૩

રાજાની તત્કાળ સૂતકશુદ્ધિમાં કારણ

राज्ञो माहात्मिके स्थाने सद्यःशौचं विधीयते ।
प्रजानां परिरक्षार्थमासनं चात्र कारणम् ॥ ९४ ॥

મહાન આત્માને લગતા રાજ્યપદ નામના સ્થાન ઉપર રહેલા રાજાને તરત જ સૂતકશુદ્ધિનું વિધાન છે; કેમકે આમાં પ્રજાના રક્ષણ માટેનું રાજ્યાસન એ કારણ છે. ૯૪

અમુકનું મરણસૂતક ન લાગે

डिंबाहवहतानां च विद्युता पार्थिवेन च ।
गोब्राह्मणस्य चैवार्थे यस्य चेच्छति पार्थिवः ॥ ९५ ॥

રાજાવિનાના યુદ્ધમાં માર્યા ગયેલા, વીજળીથી મરી ગયેલા, રાજાએ મારી નાખેલા; તેમ જ ગાય અને બ્રાહ્મણ માટે મરેલાનું સૂતક લાગતું નથી; વળી રાજા જેને ઇચ્છે, તે પણ સૂતકથી મુક્ત થાય છે. ૯૫

રાજા લોકપાલોની મૂર્તિ છે

सोमाग्न्यर्कानिलेन्द्राणां वित्ताप्पत्योर्यमस्य च ।
अष्टानां लोकपालानां वपुर्धारयते नृपः ॥ ९६ ॥

ચંદ્ર, અગ્નિ, સૂર્ય, પવન, ઇંદ્ર, કુબેર, વરુણ અને યમ; એ આઠ લોકપાલોનાં શરીર રાજા ધારણ કરે છે. ૯૬

---

શાંતિહોમ આદિ ક્રિયાઓમાં લાગ્યા હોય, ત્યારે તેમ જ બ્રહ્મચારીઓ બ્રહ્મચર્યવ્રતના પાલનરૂપ કર્મમાં હોય ત્યારે; તેમ જ યજ્ઞરૂપ કર્મ કરતી વેળા યજ્ઞમાં જેઓ જોડાયેલા હોય,ત્યારે તેમને સૂતક લાગે નહિ. '(कुल्लूक)

તેથી રાજાને સૂતક ન લાગે

लोकेशाधिष्ठितो राजा नास्याशौचं विधीयते ।
शौचाशौचं हि मर्त्यानां लोकेशप्रभवाप्ययम् ॥ ९७ ॥

લોકપાલો રાજાના શરીરમાં વસેલા હોવાથી એને માટે સૂતકનું વિધાન નથી; કારણકે શુદ્ધિ અને અશુદ્ધિ લોકપાલોથી ઉપજે છે તથા નાશ પામે છે; તેથી એ માણસો માટે છે.

યુદ્ધમાં મરેલાનું સૂતક ન લાગે

उद्यतैराहवे शस्त्रैः क्षत्रधर्महतस्य च ।
सद्यः संतिष्ठते यज्ञस्तथाशौचमिति स्थितिः ॥ ९८ ॥

જે માણસ યુદ્ધમાં ઉગામેલાં શસ્ત્રો વડે ક્ષત્રિયના ધર્મથી મર્યો હોય, તેને તરત (જ્યોતિષ્ટોમ) યજ્ઞનું પુણ્ય મળે છે; તેમ જ તેનું સૂતક પણ તરત જ સમાપ્ત થાય છે, એવી શાસ્ત્રમર્યાદા છે. ૯૮

પ્રેતક્રિયા કરનારની શુદ્ધિ

विप्रः शुद्ध्यत्यपः स्पृष्ट्वा क्षत्रियो वाहनायुधम् ।
वैश्यः प्रतोदं रश्मीन्वा यष्टिं शूद्रः कृतक्रियः ॥ ९९ ॥

પ્રેતક્રિયા કરી હોય એવો બ્રાહ્મણ જળનો સ્પર્શ કરીને, ક્ષત્રિય વાહન અને આયુધનો સ્પર્શ કરી, વૈશ્ય ચાબુક કે રાશનો સ્પર્શ કરી અને શૂદ્ર લાકડીનો સ્પર્શ કરી શુદ્ધ થાય છે. ૯૯

સપિંડી ન હોય તેમના સૂતકનો નિર્ણય

एतद्वोऽभिहितं शौचं सपिण्डेषु द्विजोत्तमाः ।
असपिण्डेषु सर्वेषु प्रेतशुद्धिं निबोधत ॥ १०० ॥

હે ઉત્તમ બ્રાહ્મણો! સપિંડીઓ માટે આ મરણસૂતકની શુદ્ધિ તમને કહી; હવે સર્વ અસપિંડીઓ માટે મરણસૂતકની શુદ્ધિ તમે સાંભળો. ૧૦૦

असपिण्डं द्विजं प्रेतं विप्रो निर्हृत्य बन्धुवत् ।
विशुद्धयति त्रिरात्रेण मातुराप्तांश्च बान्धवान् ॥ १०१ ॥

અસપિંડી બ્રાહ્મણની પોતાના બંધુની જેમ પ્રેતક્રિયા કરીને; તેમજ માતા તરફનાં સગાંની તેવી ક્રિયા કરીને બ્રાહ્મણ ત્રણ રાત્રિ પછી શુદ્ધ થાય છે. ૧૦૧

સૂતકીનું અન્ન ખાય તો?

यद्यन्नमत्ति तेषां तु दशाहेनैव शुद्धयति ।
अनदन्नन्नमह्नैव न चेत्तस्मिन्गृहे वसेत् ॥ १०२ ॥

એ સૂતકીનું જે અન્ન ખાય છે, તે દશ દિવસેજ શુદ્ધ થાય છે; પણ તેમના ઘરમાં જો રહે નહિ અને તેનું અન્ન ખાય નહિ, તો તે એક જ દિવસે શુદ્ધ થાય છે. ૧૦૨

મુડદાંની પાછળ જનારની શુદ્ધિ

अनुगम्येच्छया प्रेतं ज्ञातिमज्ञातिमेव च ।
स्नात्वा सचैलः स्पृष्ट्वाग्निं घृतं प्राश्य विशुद्धयति ॥ १०३ ॥

જ્ઞાતિનાં કે પરજ્ઞાતિનાં કોઈ મુડદાંની પાછળ ઇચ્છાથી જઈને માણસ વસ્ત્ર સહિત સ્નાન કર્યા પછી અગ્નિને સ્પર્શ કરી તથા ઘીનું પ્રાશન કરી શુદ્ધ થાય છે. ૧૦૩

મરેલા બ્રાહ્મણને શૂદ્ર પાસે ન ઉપડાવવો

न विप्रं स्वेषु तिष्ठत्सु मृतं शूद्रेण नाययेत् ।
अस्वर्ग्या ह्याहुतिः सा स्याच्छूद्रसंसर्गदूषिता ॥ १०४ ॥

પોતાની જ્ઞાતિના માણસો હોય, ત્યાંસુધી મરેલા બ્રાહ્મણને, શૂદ્રની પાસે ઉપડાવવો નહિ; કેમકે શૂદ્રના સ્પર્શથી દૂષિત થયેલી તે ( શબની ) આહુતિ સ્વર્ગને અટકાવનારી થાય છે. ૧૦૪

પ્રાણીની શુદ્ધિ કરનારાં ૧૨ છે

ज्ञानं तपोऽग्निराहारो मृन्मनो वार्युपाञ्जनम् ।
वायुः कर्मार्ककालौ च शुद्धेः कर्तॄणि देहिनाम् ॥ १०५ ॥

જ્ઞાન, તપ, અગ્નિ, આહાર, માટી, મન, જળ, લીંપણું, વાયુ, યજ્ઞકર્મ, સૂર્ય અને કાળ, એ ( ૧૨ ) પ્રાણીઓને શુદ્ધ કરનારાં છે. ૧૦૫

ધનશુદ્ધિ સર્વ કરતાં શ્રેષ્ઠ છે

सर्वेषामेव शौचानामर्थशौचं परं स्मृतम् ।
योऽर्थे शुचिर्हि स शुचिर्न मृद्वारिशुचिः शुचिः ॥ १०६ ॥

સર્વ પ્રકારની શુદ્ધિઓમાં ધનશુદ્ધિને શ્રેષ્ઠ કહી છે. જે માણસ ધનના સંબંધમાં શુદ્ધ છે, તેજ શુદ્ધ છે; માટી અને પાણીથી શુદ્ધ થયેલો શુદ્ધ નથી. (અર્થાત્ ન્યાયપૂર્વક મેળવેલા ધનની પવિત્રતા, સર્વ કરતાં અધિક છે; તે પવિત્રતા ન હોય તો બધું વ્યર્થ છે.) ૧૦૬

શરીરશુદ્ધિનું પ્રકરણ

क्षान्त्या शुद्ध्यन्ति विद्वांसो दानेनाकार्यकारिणः ।
प्रच्छन्नपापा जप्येन तपसा वेदवित्तमाः ॥ १०७ ॥

વિદ્વાનો ક્ષમાથી, અકાર્ય કરનારા દાનથી, છાનાં પાપ કરનારા જપથી અને વેદ જાણનારાઓમાં ઉત્તમ એવા પુરુષો તપથી શુદ્ધ થાય છે. ૧૦૭

मृत्तोयैः शुद्धयते शोध्यं नदी वेगेन शुद्धयति ।
रजसा स्त्री मनोदुष्टा संन्यासेन द्विजोत्तमः ॥ १०८ ॥

અશુદ્ધ વસ્તુ માટી અને પાણીથી શુદ્ધ થાય છે; નદી (પ્રવાહના) વેગથી શુદ્ધ થાય છે; મન વડે દૂષિત થયેલી સ્ત્રી રજોદર્શનથી અને ઉત્તમ બ્રાહ્મણ સંન્યાસથી શુદ્ધ થાય છે. ૧૦૮

अद्भिर्गात्राणि शुध्यन्ति मनः सत्येन शुद्धयति ।
विद्यातपोभ्यां भूतात्मा बुद्धिर्ज्ञानेन शुद्धयति ॥ १०९ ॥

શરીરના અવયવો પાણીથી શુદ્ધ થાય છે, મન સત્યથી શુદ્ધ થાય છે; જીવાત્મા વિદ્યા ને તપથી શુદ્ધ થાય છે અને બુદ્ધિ (બ્રહ્મના) જ્ઞાનથી શુદ્ધ થાય છે. ૧૦૯

દ્રવ્યશુદ્ધિનું પ્રકરણ

एष शौचस्य वः प्रोक्तः शारीरस्य विनिर्णयः ।
नानाविधानां द्रव्याणां शुद्धेः शृणुत निर्णयम् ॥ ११० ॥

શરીર સંબંધી શુદ્ધિનો આ નિર્ણય તમને કહ્યો; હવે અનેક જાતનાં દ્રવ્યોની શુદ્ધિનો નિર્ણય તમે સાંભળો. ૧૧૦

तैजसानां मणीनां च सर्वस्याश्ममयस्य च ।
भस्मनाद्भिर्मृदा चैव शुद्धिरुक्ता मनीषिभिः ॥ १११ ॥

સોનું વગેરે તેજસ્વી પદાર્થોની, મણિઓની અને સર્વ જાતના પથ્થરોની શુદ્ધિ વિદ્વાનોએ રાખ, પાણી અને માટીથી જ કહી છે. ૧૧૧

निर्लेपं काञ्चनं भाण्डमद्भिरेव विशुद्धयति ।
अब्जमश्ममयं चैव राजतं चानुपस्कृतम् ॥ ११२ ॥

(એઠું વગેરે) લેપ લાગ્યા વિનાનાં અને કોતરામણ

વિનાનાં સોનાનાં, શંખ આદિનાં, પથ્થરનાં, તેમ જ રૂપાનાં વાસણો પાણીથી જ શુદ્ધ થાય છે. ૧૧૨

अपामग्नेश्च संयोगाद्धैमं रौप्यं च निर्बभौ ।
तस्मात्तयोः स्वयोन्यैव निर्णेको गुणवत्तरः ॥ ११३ ॥

સોનું અને રૂપું પાણી તથા અગ્નિના સંયોગથી ઊપજ્યાં છે; તેથી તેની શુદ્ધિ એનું પોતાનું મૂળ કારણ–અગ્નિ અને પાણીથી જ કરવી, તે વધારે ઉત્તમ છે. ૧૧૩

ताम्रायःकांस्यरैत्यानां त्रपुणः सीसकस्य च ।
शौचं यथार्हं कर्तव्यं क्षाराम्लोदकवारिभिः ॥ ११४ ॥

તાંબાનાં, લોઢાનાં, કાંસાનાં, પિત્તળનાં, જસતનાં અને સીસાનાં વાસણોને રાખ, ખટાશ અને પાણીથી ઘટતી રીતે શુદ્ધ કરવાં.× ૧૧૪

द्रवाणां चैव सर्वेषां शुद्धिरुत्पवनं स्मृतम् ।
प्रोक्षणं संहतानां च दारवाणां च तक्षणम् ॥ ११५ ॥

(ઘી, તેલ વગેરે) સર્વ પ્રવાહીઓ (કાગડા કે કીડા વગેરેથી અશુદ્ધ થયાં હોય તો-)ને (દર્ભની બે સળીઓ વડે) હલાવવાથી શુદ્ધ થાય છે; પથારી વગેરે જથ્થાને જળના પ્રોક્ષણથી અને લાકડાની ચીજને છોલવાથી શુદ્ધ કરાય છે. ૧૧૫

× આ સંબંધી–'अंभसा हेमरौप्यायःकांस्यं शुद्धयति भस्मना। अम्लैस्ताम्रं च रैत्यं च पुनः पाकेन मृण्मयम्–સોનું, રૂપું અને લોઢું પાણીથી; કાંસું રાખથી; તાંબુ તથા જસત અને સીસું ખટાઈથી શુદ્ધ થાય છે; પણ માટીનું વાસણ વગેરે તો ફરી અગ્નિમાં તપાવવા વડે જ શુદ્ધ થાય છે.' એમ બૃહસ્પતિ વગેરેનાં વચનથી વિશેષતા જાણવી. (कुल्लूक)

मार्जनं यज्ञपात्राणां पाणिना यज्ञकर्मणि ।
चमसानां ग्रहाणां च शुद्धिः प्रक्षालनेन तु ॥ ११६ ॥

યજ્ઞકાર્યમાં યજ્ઞનાં પાત્રો હાથે માંજવાથી તથા ચમસ અને ગ્રહો—એ યજ્ઞપાત્રો ( પાણીથી ) ધોવાથી શુદ્ધ થાય છે. ૧૧૬

चरूणां स्रुक्स्रुवाणां च शुद्धिरुष्णेन वारिणा ।
स्फ्यशूर्पशकटानां च मुसलोलूखलस्य च ॥ ११७ ॥

ચરુ, સ્રુક, સ્રુવ, સ્ફ્ય× સૂપડું, ગાડું, સાંબેલું અને ખાંડણીઓ, એની ઊના પાણીથી શુદ્ધિ થાય છે. ૧૧૭

अद्भिस्तु प्रोक्षणं शौचं बहूनां धान्यवाससाम् ।
प्रक्षालनेन त्वल्पानामद्भिः शौचं विधीयते ॥ ११८ ॥

ધાન્ય અને વસ્ત્રોના (એક માણસથી ન ઊપડે તેટલા) મોટા જથ્થાને પાણી વડે પ્રોક્ષણ કરવાથી શુદ્ધ કરાય છે પણ તે થોડાં હોય તો તેઓને પાણીથી ધોઈને જ શુદ્ધ કરાય છે.

चैलवच्चर्मणां शुद्धिर्वैदलानां तथैव च ।
शाकमूलफलानां च धान्यवच्छुद्धिरिष्यते ॥ ११९ ॥

ચામડાની તથા વાંસની ચીજોની શુદ્ધિ વસ્ત્રોની વિધિએ થાય અને શાક, મૂળ, તેમ જ ફળને ધાન્યની વિધિએ શુદ્ધ કરાય છે. ૧૧૯

कौशेयाविकयोरूषैः कुतपानामरिष्टकैः ।
श्रीफलैरंशुपट्टानां क्षौमाणां गौरसर्षपैः ॥ १२० ॥

રેશમનાં અને ઊનનાં વસ્ત્રોને ખારાથી, નેપાળદેશની શાલને અરીઠાંથી, ઝીણાં વસ્ત્રોને બીલાંથી અને શણિયાંને

× તરવારના આકારનું એક કાષ્ઠ

સફેદ સરસવના લોટથી શુદ્ધ કરાય છે. ૧૨૦

क्षौमवच्छङ्खशृङ्गाणामस्थिदन्तमयस्य च ।
शुद्धिर्विजानता कार्या गोमूत्रेणोदकेन वा ॥ १२१ ॥

વિદ્વાન પુરુષે શંખ, શિંગડાં, હાડકાં અને હાથીદાંતની બનાવટોને શણિયાંની પેઠે શુદ્ધ કરવી; અથવા ગોમૂત્ર કે પાણીથી તેમની શુદ્ધિ કરવી. ૧૨૧

प्रोक्षणात्तृणकाष्ठं च पलालं चैव शुद्धयति ।
मार्जनोपाञ्जनैर्वेश्म पुनः पाकेन मृण्मयम् ॥ १२२ ॥

ખડ, લાકડું અને ફોતરાં વગેરેનું ભૂસું કે પરાળ જળના પ્રોક્ષણથી શુદ્ધ થાય છે; વાળવા અને લીંપવાથી ઘર શુદ્ધ થાય છે; અને માટીનાં વાસણ વગેરે અગ્નિમાં ફરી પકવ્યાથી પવિત્ર થાય છે. ૧૨૨

मद्यैर्मूत्रैः पुरीषैर्वा ष्ठीवनैः पूयशोणितैः ।
संस्पृष्टं नैव शुद्धयेत पुनःपाकेन मृण्मयम् ॥ १२३ ॥

પરંતુ માટીનું વાસણ જો દારૂ, પેશાબ, વિષ્ઠા, થૂંક, પરુ અને લોહીથી બગડ્યું હોય, તો અગ્નિમાં ફરી પકવ્યાથી પણ તે શુદ્ધ થતું નથી. ૧૨૩

संमार्जनोपाञ्जनेन सेकेनोल्लेखनेन च ।
गवां च परिवासेन भूमिः शुद्धयति पञ्चभिः॥ १२४ ॥

વાળઝૂડ, લીંપણ, પાણીનો છંટકાવ, ખોડખોડ અને ગાયોનો એક રાત્રિદિવસનો વાસો—એ પાંચ પ્રકારે જમીન શુદ્ધ થાય છે. ૧૨૪

पक्षिजग्धं गवाघ्रातमवधूतमवक्षुतम् ।
दूषितं केशकीटैश्च मृत्प्रक्षेपेण शुद्ध्यति ॥ १२५ ॥

જે વસ્તુને (કાગડા, ગીધ વગેરે સિવાયનાં ભક્ષ્ય) પક્ષીએ એઠી કરી હોય, ગાયે સૂંઘી હોય, કેસે ચડી હોય; જેના ઉપર છીંક થઈ હોય અને જે વાળ તથા કીડા વગેરેથી ખરાબ થઈ હોય, તે માટી નાખ્યે શુદ્ધ થાય છે. ૧૨૫

यावन्नापैत्यमेध्याक्ताद्गन्धो लेपश्च तत्कृतः ।
तावन्मृद्वारि चादेयं सर्वासु द्रव्यशुद्धिषु ॥ १२६ ॥

અપવિત્રના લેપવાળી વસ્તુમાંથી જ્યાંસુધી તેને લાગેલા ગંધ અને લેપ જાય નહિ, ત્યાંસુધી તે સર્વ વસ્તુઓની શુદ્ધિ માટે પાણી અને માટીનો ઉપયોગ કર્યા જ કરવો. ૧૨૬

त्रीणि देवाः पवित्राणि ब्राह्मणानामकल्पयन् ।
अदृष्टमद्भिर्निर्णिक्तं यच्च वाचा प्रशस्यते ॥ १२७ ॥

દેવોએ બ્રાહ્મણો માટે આ ત્રણ વસ્તુઓ પવિત્ર કલ્પી છેઃ જે વસ્તુને અપવિત્ર થયેલી નજરે ન દીઠી હોય, જેને અપવિત્ર થયાની શંકાથી પાણીથી ધોઈ હોય અને જેની પવિત્રતા માટે બ્રાહ્મણે (આ પવિત્ર થાઓ, એમ) વાણીથી પ્રશંસા કરી હોય. ૧૨૭

आपः शुद्धा भूमिगता वैतृष्ण्यं यासु गोर्भवेत् ।
अव्याप्ताश्चेदमेध्येन गन्धवर्णरसान्विताः ॥ १२८ ॥

જેમાં એક ગાય તરસ છિપાવી શકે એટલું જે પાણી જમીન ભેર રહેલું હોય, જો અપવિત્ર વસ્તુથી વ્યાપેલું ન હોય અને જો ગંધ, વર્ણ તથા રસથી યુક્ત હોય તો તે પાણી પવિત્ર છે. ૧૨૮

જે કાયમ શુદ્ધ ગણાય છે તે

नित्यं शुद्धः कारुहस्तः पण्ये यच्च प्रसारितम् ।
ब्रह्मचारिगतं भैक्ष्यं नित्यं मेध्यमिति स्थितिः ॥ १२९ ॥

(માળી વગેરે) કારીગરનો હાથ, બજારમાં (રાંધ્યા વગરનું) જે કાંઈ વેચવા મૂક્યું હોય તે અને બ્રહ્મચારીને મળેલી ભિક્ષા કાયમ પવિત્ર છે, એવી શાસ્ત્રમર્યાદા છે. ૧૨૯

नित्यमास्यं शुचि स्त्रीणां शकुनिः फलपातने ।
प्रस्रवे च शुचिर्वत्सः श्वा मृगग्रहणे शुचिः ॥ १३० ॥

સ્ત્રીઓનું મુખ કાયમ પવિત્ર છે; અને ફળ પાડતી વખતે પક્ષી, દોહતી વખતે વાછરડું અને મૃગ પકડતી વેળા કૂતરો શુદ્ધ છે. ૧૩૦

श्वभिर्हतस्य यन्मांसं शुचि तन्मनुरब्रवीत् ।
क्रव्याद्भिश्च हतस्यान्यैश्चण्डालाद्यैश्च दस्युभिः ॥ १३१ ॥

કૂતરાએ મારેલાં(મૃગ વગેરે)નું માંસ, તેમ જ માંસાહારી પશુપક્ષીઓએ અને ચંડાળ તથા ચોર વગેરેએ મારેલાંનું માંસ (શ્રાદ્ધ તથા અતિથિભોજન આદિમાં જ) શુદ્ધ છે, એમ મનુએ કહ્યું છે. ૧૩૧

[शुचिरग्निः शुचिर्वायुः प्रवृत्तो हि बहिश्चरः ।
जलं शुचि विविक्तस्थं पन्थाः संचरणे शुचिः ॥

અગ્નિ, બહાર ફરતો વાયુ, એકાંતમાં રહેલું પાણી અને સરિયામ રસ્તો–એ પવિત્ર છે.]

ऊर्ध्वं नाभेर्यानि खानि तानि मेध्यानि सर्वशः ।
यान्यधस्तान्यमेध्यानि देहाच्चैव मलाश्च्युताः ॥ १३२ ॥

નાભિની ઉપરનાં જે ઇંદ્રિયોનાં છિદ્રો છે, તે સર્વ પવિત્ર છે; પણ જે ઇંદ્રિયોનાં છિદ્રો નાભિની નીચેનાં છે તે અને દેહમાંથી પડેલા મળો અપવિત્ર છે. ૧૩૨

मक्षिका विप्रुषश्छाया गौरश्वः सूर्यरश्मयः।
रजो भूर्वायुरग्निश्च स्पर्शे मेध्यानि निर्दिशेत् ॥ १३३ ॥

માંખી, થૂંકના ઝીણા છાંટા, (પતિતાદિનો) ઓછાયો અને ગાય, ઘોડો, સૂર્યનાં કિરણ, ધૂળ, જમીન, વાયુ અને અગ્નિ, એટલાંને ચંડાલનો સ્પર્શ થયો હોય છતાં શુદ્ધ જાણવાં. ૧૩૩

મળશુદ્ધિ માટે પૂરતાં પાણી ને માટીની જરૂર

विण्मूत्रोत्सर्गशुद्ध्यर्थं मृद्वार्यादेयमर्थवत् ।
दैहिकानां मलानां च शुद्धिषु द्वादशस्वपि ॥ १३४ ॥

વિષ્ટા અને મૂત્રના ત્યાગ પછી શુદ્ધિ સારુ માટી અને પાણી પૂરતાં લેવાં જોઈએ; તેમ જ શરીરનાં બાર મળોની શુદ્ધિ સારુ પણ જેટલું જોઈએ તેટલું પાણી તથા માટી વાપરવાં. ૧૩૪

માણસના ૧૨ મેલ

वसा शुक्रमसृङ्मज्जा मूत्रविट् घ्राणकर्णविट् ।
श्लेष्माश्रु दूषिका स्वेदो द्वादशैते नृणां मलाः ॥ १३५ ॥

ચરબી, વીર્ય, લોહી, મજ્જા, મૂત્ર, વિષ્ટા, નાકનો મેલ, કાનનો મેલ, કફ, આંસુ, ચીપડા અને પરસેવો; એ બાર મનુષ્યના મેલ છે. ૧૩૫

શુદ્ધિ માટે ક્યાં કેટલીવાર માટી લગાડવી?

एका लिङ्गे गुदे तिस्रस्तथैकत्र करे दश ।
उभयोः सप्त दातव्या मृदः शुद्धिमभीप्सता ॥ १३६ ॥

(મળમૂત્ર તજ્યા પછી) શુદ્ધિ ઇચ્છનારે પેશાબની જગ્યાએ એકવાર, ગુદાએ ત્રણ વાર, ડાબા હાથે દશવાર અને બન્ને હાથે સાતવાર માટી લગાવવી. ૧૩૬

ચારે આશ્રમોનું શૌચ

एतच्छौचं गृहस्थानां द्विगुणं ब्रह्मचारिणाम् ।
त्रिगुणं स्याद्वनस्थानां यतीनां तु चतुर्गुणम् ॥ १३७॥

આ શુદ્ધિ ગૃહસ્થો માટે કહી છે; બ્રહ્મચારીએ એથી બમણી, વાનપ્રસ્થીએ એથી ત્રણગણી અને સંન્યાસીએ એથી ચારગણી શુદ્ધિ કરવી. ૧૩૭

મળમૂત્ર તજ્યા પછીનું ખાસ

कृत्वा मूत्रं पुरीषं वा खान्याचान्त उपस्पृशेत् ।
वेदमध्येष्यमाणश्च अन्नमश्नंश्च सर्वदा ॥ १३८ ॥

પેશાબ કરીને કે ઝાડે જઈ આવીને આચમન કર્યા પછી નાભિ ઉપરની ઇંદ્રિયોને સ્પર્શ કરવો; અને વેદ ભણવો હોય કે અન્ન જમવું હોય, ત્યારે પણ સદા એમ જ કરવું. ૧૩૮

ઉપરની જ બાબતમાં વિશેષ

त्रिराचामेदपः पूर्वं द्विः प्रमृज्यात्ततो मुखम् ।
शारीरं शौचमिच्छन्हि स्त्री शूद्रस्तु सकृत्सकृत् ॥ १३९ ॥

શરીરની શુદ્ધિ ઇચ્છનારે પહેલાં ત્રણવાર પાણીનું આચમન કરવું અને પછી બે વાર મોં લુછવું; સ્ત્રી અને શૂદ્રે તો તે એક એક વાર જ કરવું. ૧૩૯

શૂદ્રો માટે ખાસ આજ્ઞા

शूद्राणां मासिकं कार्यं वपनं न्यायवर्तिनाम् ।
वैश्यवच्छौचकल्पश्च द्विजोच्छिष्टं च भोजनम् ॥ १४० ॥

ન્યાય પ્રમાણે વર્તતા શૂદ્રોએ મહિનેમહિને હજામત કરાવવી, વૈશ્યની જેમ સૂતકવિધિ પાળવો અને બ્રાહ્મણ જમી રહ્યા પછીનું બાકી રહેલું જમવું. ૧૪૦

શાથી એઠું ન ગણાય?

नोच्छिष्टं कुर्वते मुख्या विप्रुषोऽङ्गं पतन्ति याः ।
न श्मश्रूणि गतान्यास्ये न दन्तान्तरधिष्ठितम् ॥ १४१ ॥

મોંમાંથી થૂંકના જે ઝીણા છાંટા શરીર પર પડે છે તે, તેમ જ મોંમાં ગયેલી મૂછ અને દાંતની ફાટમાં રહી ગયેલું અન્ન એઠવાડ નથી કરતાં. ૧૪૧

કયા પ્રાણીનું શું પવિત્ર?

[अजाश्वं मुखतो मेध्यं गावो मेध्याश्च पृष्ठतः ।
ब्राह्मणाः पादतो मेध्याः स्त्रियो मेध्याश्च सर्वतः ॥

બકરું અને ઘોડો મુખથી, ગાય પૂંઠથી, બ્રાહ્મણો પગથી અને સ્ત્રીઓ સર્વ અંગોથી પવિત્ર છે.]

[गौरमेध्या मुखे प्रोक्ता अजा मेध्या ततः स्मृता ।
गोः पुरीषं च मूत्रं च मेध्यमित्यब्रवीन्मनुः ॥

ગાય મોઢે અપવિત્ર છે, પણ બકરી મોઢે પવિત્ર કહેવાઈ છે. ગાયનાં છાણ અને મૂત્ર પવિત્ર છે, એમ મનુએ કહ્યું છે.]

આચમન કરાવનારના પગ પર પડેલા છાંટા અશુદ્ધ નથી

स्पृशन्ति बिन्दवः पादौ य आचामयतः परान् ।
भौमिकैस्ते समा ज्ञेया न तैराप्रयतो भवेत् ॥ १४२ ॥

બીજાઓને આચમન કરાવનારના પગ પર જે છાંટા પડે, તેમને ભૂમિ ઉપરનાં જળ સમાન જાણવા; તે છાંટાઓથી આચમન કરાવનારો અશુદ્ધ થતો નથી. ૧૪૨

દાંતમાં ભરાઈ રહેલું અશુદ્ધ નથી

[दन्तवद्दन्तलग्नेषु जिह्वास्पर्शेषु चेन्न तु ।
परिच्युतेषु तत्स्थानान्निगिरन्नेव तच्छुचिः ॥

દાંતમાં ભરાઈ રહેલા અન્નને જો જીભ અડકી ન હોય, તો તેને દાંતના જેવું પવિત્ર સમજવું; તેથી તે અન્ન તે સ્થાનેથી ખરી પડે, ત્યારે તેને ગળી જનારો પવિત્ર જ રહે છે.]

આચમનથી જ શુદ્ધિ

उच्छिष्टेन तु संस्पृष्टो द्रव्यहस्तः कथंचन ।
अनिधायैव तद्द्रव्यमाचान्तः शुचितामियात् ॥ १४३ ॥

હાથમાં કોઈ પદાર્થ હોય અને કોઈ રીતે એઠી ચીજનો સ્પર્શ થઈ જાય, તો તે પદાર્થને હેઠે મૂક્યા વિના જ આચમન કરી પવિત્રતા મેળવી શકાય છે. ૧૪૩

ઊલટી, ઝાડા, ભોજન અને મૈથુન પછીની શુદ્ધિ

वान्तो विरिक्तः स्नात्वा तु घृतप्राशनमाचरेत् ।
आचामेदेव भुक्त्वान्नं स्नानं मैथुनिनः स्मृतम् ॥ १४४ ॥

ઊલટી કે ઝાડા થયા પછી નાહીને ઘી ચાટી લેવું; ભોજન જમ્યા પછી આચમન જ કરવું અને (ઋતુમતી પત્ની સાથે) મૈથુન કરનારને (શુદ્ધિ) માટે સ્નાન કરવાનું કહ્યું છે. ૧૪૪

ખાસ મૈથુન માટેની શુદ્ધિ

[अनृतौ तु मृदा शौचं कार्यं मूत्रपुरीषवत् ।
ऋतौ तु गर्भशङ्कित्वात्स्नानं मैथुनिनः स्मृतम् ॥

ઋતુકાલ વિના મૈથુન કર્યું હોય, ત્યારે મળમૂત્રના ત્યાગની જેમ માટીથી શુદ્ધિ કરવી; પણ ઋતુકાલે મૈથુન કરનારે ગર્ભ રહેવાની શંકાથી સ્નાન કરવાનું કહ્યું છે.]

વેદ-સ્વાધ્યાય કરનાર માટે શુદ્ધિ

सुप्त्वा क्षुत्वा च भुक्त्वा च निष्ठीव्योक्त्वानृतानि च।
पीत्वापोऽध्येष्यमाणश्च आचामेत्प्रयतोऽपि सन् ॥ १४५ ॥

( નિત્યનું ) વેદાધ્યયન કરવા ઇચ્છનારે પોતે પવિત્ર હોય તો યે નિદ્રા કર્યા પછી, છીંક ખાઈને, જમીને, થૂંકીને, જૂઠું બોલ્યા પછી અને પાણી પીધા પછી આચમન કરવું. ૧૪૫

સ્ત્રીઓના ધર્મ

एष शौचविधिः कृत्स्नो द्रव्यशुद्धिस्तथैव च।
उक्तो वः सर्ववर्णानां स्त्रीणां धर्मान्निबोधत ॥ १४६ ॥

સર્વ વર્ણો માટે પવિત્રતાની આ વિધિ અને પદાર્થોની શુદ્ધિ તમને સંપૂર્ણ કહી; હવે સ્ત્રીઓના ધર્મો સાંભળો. ૧૪૬

સ્ત્રીએ સ્વતંત્રતાથી કોઈ કાર્ય ન કરવું

बालया वा युवत्या वा वृद्धया वापि योषिता ।
न स्वातन्त्र्येण कर्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥ १४७ ॥

બાળા હોય, જુવાન હોય કે ઘરડી હોય, તોપણ સ્ત્રીએ ઘરમાં કોઈ કાર્ય સ્વાધીનતાએ ન કરવું. ૧૪૭

સ્ત્રીએ સ્વતંત્ર ન રહેવું

बाल्ये पितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ।
पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतन्त्रताम् ॥ १४८ ॥

સ્ત્રીએ બાળપણમાં પિતાને વશ રહેવું, જુવાનીમાં પતિને વશ રહેવું અને પતિ મરી જાય ત્યારે પુત્રોને વશ રહેવું; પણ સ્વતંત્રતા સેવવી નહિ. ૧૪૮‡

---

‡ આ સંબંધી નારદ પણ કહે છે: 'तत्सपिण्डेषु चासत्सु पितृपक्षः प्रभुः स्त्रियाः । पक्षद्वयावसाने तु राजा भर्ता स्त्रिया मतः'–સાક્ષરિયા

સ્ત્રીએ પિતા, પતિ કે પુત્રોથી અલગ ન થવું

पित्रा भर्त्रा सुतैर्वापि नेच्छेद्विरहमात्मनः ।
एषां हि विरहेण स्त्री गर्ह्ये कुर्यादुभे कुले ॥ १४९ ॥

સ્ત્રીએ પિતા, ધણી કે પુત્રોથી પોતે અલગ થવા ઇચ્છવું નહિ; કેમકે એમનાથી અલગ થવાને લીધે સ્ત્રી બંને કુળોને નિંદાપાત્ર કરે છે. ૧૪૯

સ્ત્રીનું ખાસ કર્તવ્ય

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषु दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥ १५० ॥

સ્ત્રીએ સદા આનંદી રહેવું, ઘરકામોમાં કુશળ રહેવું, રાચરચીલાં સાફસૂફ રાખવાં અને ખર્ચમાં છૂટો હાથ રાખવો નહિ.

પતિની સેવા કરવી

यस्मै दद्यात्पिता त्वेनां भ्राता वानुमते पितुः ।
तं शुश्रूषेत जीवन्तं संस्थितं च न लङ्घयेत् ॥ १५१ ॥

પિતા જેને તેનું દાન કરે અથવા પિતાની સંમતિથી ભાઈ જેને દાન આપે, તેની તેણે તેના જીવતાં સુધી સેવા કરવી અને તેના મરણ પછી પણ તેનું ઉલ્લંઘન કરવું નહિ. (અર્થાત્ વ્યભિચાર કરવો નહિ; તેનું શ્રાદ્ધતર્પણ વગેરે કરવાં અને તેનાં પારલૌકિક કાર્ય ખંડિત ન કરવાં.) ૧૫૧

---

પક્ષનાં કોઈ ન રહ્યાં હોય, ત્યારે પિયરના પક્ષનાં સ્ત્રીને સાચવે; પણ તે બંને પક્ષમાં કોઈ હયાત ન હોય, તો રાજા એ (વિધવા) સ્ત્રીનું ભરણપોષણ કરી, તેને સાચવે.' (कुल्लूक)

સ્ત્રીનો વિવાહ એટલે શું?

मङ्गलार्थे स्वस्त्ययनं यज्ञश्चासां प्रजापतेः ।
प्रयुज्यते विवाहेषु प्रदानं स्वाम्यकारणम् ॥ १५२ ॥

વિવાહોમાં શાંતિમંત્રનો પાઠ અને પ્રજાપતિનો જે યજ્ઞ કરાય છે, તે એ સ્ત્રીના મંગળ માટે છે અને એનું જે પ્રદાન કરાય છે, તે પતિની માલિકીનું કારણ બને છે. ૧૫૨

પતિ જ સ્ત્રીને સુખ દેનાર છે

अनृतावृतुकाले च मन्त्रसंस्कारकृत्पतिः ।
सुखस्य नित्यं दातेह परलोके च योषितः ॥१५३॥

મંત્રપૂર્વક વિવાહસંસ્કાર કરનારો પતિ સ્ત્રીઓને ઋતુકાળમાં અને ઋતુકાળ સિવાયના સમયે આ લોકમાં તથા પરલોકમાં પણ નિત્ય સુખ દેનાર છે. ૧૫૩

ગમે તેવો પતિ સ્ત્રીને દેવ જેવો

विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।
उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः ॥ १५४॥

પતિ સદાચારવિનાનો અથવા પરસ્ત્રીમાં કામાસક્ત હોય અથવા વિદ્યા વગેરે ગુણોથી રહિત હોય, તોપણ સારી સ્ત્રીએ તેની દેવની જેમ નિરંતર સેવા કરવી ઘટે. ૧૫૪

જ્યાં પતિ ત્યાં પતિવ્રતા

[दानप्रभृति या तु स्यादायावदायुः पतिव्रता ।
भर्तृलोकं न त्यजति यथैवारुन्धती तथा ॥

કન્યાદાનથી માંડી છેક આવરદાના અંત સુધી જે પતિવ્રતા રહે છે, તે અરુન્ધતીની જેમ પતિના લોકને ત્યજતી નથી.]

પતિસેવાથી સ્ત્રી સ્વર્ગમાં પૂજાય

नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषितम् ।
पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥ १५५ ॥

સ્ત્રીઓ માટે જુદો યજ્ઞ નથી, જુદું વ્રત નથી કે ઉપવાસ નથી; કારણકે તે પતિની સેવા કરે છે, તેથી (એ સેવાને લીધે જ) તે સ્વર્ગમાં પૂજાય છે. ૧૫૫

પતિ જીવતાં સ્ત્રીએ કંઈ કરવાનું નથી

[ पत्यौ जीवति या तु स्त्री उपवासं व्रतं चरेत् ।
आयुष्यं हरते भर्तुर्नरकं चैव गच्छति ॥

પતિના જીવતાં જે સ્ત્રી ઉપવાસ કે વ્રત કરે છે, તે પતિની આવરદા હરે છે અને પોતે નરકમાં જાય છે. ]

સારી સ્ત્રી પતિનું અપ્રિય ન કરે

पाणिग्राहस्य साध्वी स्त्री जीवतो वा मृतस्य वा ।
पतिलोकमभीप्सन्ती नाचरेत्किंचिदप्रियम् ॥ १५६ ॥

પતિલોકને મેળવવા ઇચ્છતી ઉત્તમ સ્ત્રીએ જીવતા કે મરેલા પતિનું કાંઈ અપ્રિય કરવું નહિ. ૧૫૬

પતિવ્રતા પરપુરુષનું નામ પણ ન લે

कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः शुभैः ।
न तु नामापि गृह्णीयात्पत्यौ प्रेते परस्य तु ॥ १५७ ॥

પતિ મરી જાય ત્યારે પત્નીએ પવિત્ર ફૂલ, મૂળ અને ફળોથી ભલે દેહ ગાળવી (જીવન વિતાવવું), પણ પરપુરુષનું (વ્યભિચારની બુદ્ધિથી) નામ સુધ્ધાં ન લેવું. ૧૫૭

વિધવાએ મરણ પર્યંત બ્રહ્મચર્ય પાળવું

आसीतामरणात्क्षान्ता नियता ब्रह्मचारिणी ।
यो धर्म एकपत्नीनां काङ्क्षन्ती तमनुत्तमम् ॥१५८॥

પતિવ્રતાનો સર્વોત્તમ ધર્મ ઇચ્છતી (વિધવા) સ્ત્રીએ મરણપર્યંત ક્ષમાયુક્ત, નિયમપરાયણ અને બ્રહ્મચારિણી રહેવું. ૧૫૮

બ્રહ્મચર્યનો મહિમા

अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ।
दिवं गतानि विप्राणामकृत्वा कुलसंततिम् ॥ १५९ ॥

અનેક હજારો બાલબ્રહ્મચારી બ્રાહ્મણો કુલસંતતિ ઉત્પન્ન કર્યા વિના (બ્રહ્મચર્ય પાળીને જ) સ્વર્ગમાં ગયા છે. ૧૫૯

मृते भर्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता ।
स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः ॥१६०॥

પતિ મરી જાય ત્યારે જે ઉત્તમ સ્ત્રી બ્રહ્મચર્યમાં પરાયણ રહે છે, તે પુત્રવાળી ન હોવા છતાં ઉપર જણાવેલા બ્રહ્મચારીઓની પેઠે સ્વર્ગમાં જાય છે. ૧૬૦

વ્યભિચારિણી સ્ત્રી ઉભયભ્રષ્ટ થાય

अपत्यलोभाद्या तु स्त्री भर्तारमतिवर्तते ।
सेह निन्दामवाप्नोति पतिलोकाच्च हीयते ॥ १६१ ॥

પણ જે સ્ત્રી સંતાનના લોભથી સ્વામીનું ઉલ્લંઘન કરે છે (વ્યભિચાર સેવે છે), તે આ લોકમાં નિંદા પામે છે અને પતિના લોકથી ભ્રષ્ટ થાય છે. ૧૬૧

પતિવ્રતાનો બીજો પતિ ન હોય

नान्योत्पन्ना प्रजास्तीह न चाप्यन्यपरिग्रहे ।
न द्वितीयश्च साध्वीनां क्वचिद्भर्तोपदिश्यते ॥१६२॥

(પતિ સિવાય) બીજા પુરુષે ઉત્પન્ન કરેલી પ્રજા, તે સ્ત્રીની (શાસ્ત્રીય) પ્રજા નથી; તેમ ઉત્પન્ન કરનાર પુરુષની પણ તે પ્રજા નથી; સાધ્વી પતિવ્રતાઓ માટે ક્યાંય બીજા પતિનો ઉપદેશ કરાયો નથી. (એટલે પતિવ્રતા નાતરું પણ ન કરે.) ૧૬૨

વ્યભિચારિણી સ્ત્રી 'પરપૂર્વા' કહેવાય

पतिं हित्वापकृष्टं स्वमुत्कृष्टं या निषेवते ।
निन्द्यैव सा भवेल्लोके परपूर्वेति चोच्यते ॥१६३॥

પોતાના ઊતરતા પતિને છોડી જે સ્ત્રી ચડિયાતા પરપુરુષને સેવે છે, તે લોકમાં નિંદાપાત્ર થાય; અને તે 'પરપૂર્વા' [परः पूर्वश्च पतिः यस्याः सा–બીજો અને પહેલાંનો (બે) પતિ જેના હોય તે–બે ધણીની બાયડી] કહેવાય. ૧૬૩

વ્યભિચારનું ફળ

व्यभिचारात्तु भर्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम् ।
शृगालयोनिं प्राप्नोति पापरोगैश्च पीड्यते ॥ १६४ ॥

સ્વામીનો ત્યાગ કરી વ્યભિચાર સેવવાથી સ્ત્રી લોકમાં નિંદા પામે છે અને (ક્ષય, કોઢ આદિ) પાપી રોગોથી પીડાય છે તેમ જ મરણ પછી શિયાળની યોનિમાં જન્મે છે. ૧૬૪

પતિવ્રતા 'સાધ્વી' કહેવાય

पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ।
सा भर्तृलोकमाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥१६५॥

મન, વાણી અને દેહથી સંયમ રાખનારી જે સ્ત્રી પતિનું ઉલ્લંઘન કરતી નથી, તે પતિલોક પામે છે અને સત્પુરુષો તેને 'સાધ્વી' કહે છે. ૧૬૫

પતિવ્રતાના સદ્વર્તનનું ફળ

अनेन नारी वृत्तेन मनोवाग्देहसंयता ।
इहाग्र्यां कीर्तिमाप्नोति पतिलोकं परत्र च ॥ १६६ ॥

મન, વાણી અને દેહથી સંયમ રાખનારી સ્ત્રી આ સદ્વર્તનને લીધે આ લોકમાં ઉત્તમ કીર્તિ અને મરણ પછી પતિલોક પામે છે. ૧૬૬

પતિવ્રતાના અગ્નિસંસ્કારનો વિધિ

एवंवृत्तां सवर्णां स्त्रीं द्विजातिः पूर्वमारिणीम् ।
दाहयेदग्निहोत्रेण यज्ञपात्रैश्च धर्मवित् ॥ १६७ ॥

એવા સદ્વર્તનવાળી પોતાની જાતિની પત્ની જો પોતાની પહેલાં મરી જાય, તો ધર્મ જાણનારા બ્રાહ્મણે તેનો અગ્નિહોત્રના અગ્નિથી યજ્ઞનાં પાત્રો સાથે દાહ કરવો. ૧૬૭

પત્નીના મરણ પછી પુરુષ લગ્ન કરી શકે

भार्यायै पूर्वमारिण्यै दत्त्वाग्नीनन्त्यकर्मणि ।
पुनर्दारक्रियां कुर्यात्पुनराधानमेव च ॥ १६८ ॥

પ્રથમ મરી ગયેલી પત્નીની અંત્યક્રિયામાં (એમ અગ્નિહોત્રનો) અગ્નિ આપી દીધા પછી (પુરુષે) ફરી લગ્ન કરવું અને ફરી અગ્નિહોત્ર ધારણ કરવું. ૧૬૮

આયુષનો બીજો ભાગ ગૃહસ્થાશ્રમમાં

अनेन विधिना नित्यं पञ्चयज्ञान्न हापयेत् ।
द्वितीयमायुषो भागं कृतदारो गृहे वसेत् ॥ १६९ ॥

એ વિધિએ નિત્ય પાંચ મહાયજ્ઞો અખંડ રાખવા અને પત્નીનો સ્વીકાર કરીને આયુષના બીજા ભાગ સુધી ગૃહસ્થાશ્રમમાં રહેવું. ૧૬૯

इति श्रीमानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां पञ्चमोऽध्यायः ॥

ઇતિ શ્રીમાનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૫મો સમાપ્ત

## અધ્યાય ૬ઠ્ઠો

વાનપ્રસ્થ આશ્રમ

एवं गृहाश्रमे स्थित्वा विधिवत्स्नातको द्विजः ।
वने वसेत्तु नियतो यथावद्विजितेन्द्रियः ॥ १ ॥

સ્નાતક બ્રાહ્મણે એમ વિધિપૂર્વક ગૃહસ્થાશ્રમમાં રહ્યા પછી નિયમપરાયણ તથા જિતેન્દ્રિય રહી વિધિ પ્રમાણે વનમાં વાસ કરવો. ૧

વાનપ્રસ્થ ધર્મ

[अतः परं प्रवक्ष्यामि धर्मं वैखानसाश्रमम् ।
वन्यमूलफलानां च विधिं ग्रहणमोक्षणे ॥

હવે પછી હું વાનપ્રસ્થાશ્રમના ધર્મ તથા વનનાં ક્યાં ફળમૂળ લેવાં ન લેવાં, તેનો વિધિ કહું છું.]

વાનપ્રસ્થ આશ્રમ ક્યારે?

गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः ।
अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥ २ ॥

ગૃહસ્થ (પોતાના શરીર પર) જ્યારે કરચળીઓ જુએ,

અને માથાના વાળ ધોળા થયેલા દેખે અને દીકરાને ઘેર દીકરો જુએ, ત્યારે તેણે વનનો આશ્રય લેવો. ૨

વાનપ્રસ્થની પત્નીનું શું?

संत्यज्य ग्राम्यमाहारं सर्वं चैव परिच्छदम् ।
पुत्रेषु भार्यां निक्षिप्य वनं गच्छेत्सहैव वा ॥ ३ ॥

ગામનાં ભોજન (ડાંગર, જવ વગેરે)નો આહાર તથા સર્વ પરિવાર રાચરચીલું વગેરે ત્યજી પત્નીને (તેની ઇચ્છા હોય તો) સાથે જ રાખવી અથવા (તેની ઇચ્છા ન હોય તો) પુત્રોને સોંપી વનમાં જવું. ૩

વનમાં જિતેંદ્રિય રહેવું

अग्निहोत्रं समादाय गृह्यं चाग्निपरिच्छदम् ।
ग्रामादरण्यं निःसृत्य निवसेन्नियतेन्द्रियः ॥ ४ ॥

ઘરનું અગ્નિહોત્ર તથા તે અગ્નિની સામગ્રી સાથે લઈ તેણે ગામમાંથી નીકળી વનમાં જવું ને ત્યાં જિતેંદ્રિય રહી વસવું. ૪

વનમાંયે પાંચ મહાયજ્ઞો કરવા

मुन्यन्नैर्विविधैर्मेध्यैः शाकमूलफलेन वा ।
एतानेव महायज्ञान्निर्वपेद्विधिपूर्वकम् ॥ ५ ॥

(સામો વગેરે) જાતજાતનાં પવિત્ર મુનિઅન્નોથી, શાકોથી, મૂળોથી અથવા ફળોથી તેણે વિધિપૂર્વક (આગળ કહ્યા) તે જ પાંચ મહાયજ્ઞો કરવા. ૫

વાનપ્રસ્થનાં ખાસ કર્તવ્યો

वसीत चर्म चीरं वा सायं स्नायात्प्रगे तथा ।
जटाश्च बिभृयान्नित्यं श्मश्रुलोमनखानि च ॥ ६ ॥

તેણે (મૃગ વગેરેનું) ચામડું કે ઝાડની છાલનાં વસ્રો પહેરવાં; સવારે ને સાંજે સ્નાન કરવું અને જટા, મૂછ, દાઢી વાળ તથા નખ સદા રાખવા. ૬

यद्भक्ष्यं स्यात्ततो दद्याद्बलिं भिक्षां च शक्तितः ।
अम्मूलफलभिक्षाभिरर्चयेदाश्रमागतान् ॥ ७ ॥

પોતાનું જે ખાવાનું હોય, તેમાંથી શક્તિ અનુસાર (વૈશ્વદેવ તથા નિત્યશ્રાદ્ધના) બલિ અને ભિક્ષા આપવાં; તેમ જ પોતાના આશ્રમમાં આવેલાઓને પાણી, મૂળ અને ફળની ભિક્ષાથી સત્કારવા. ૭

स्वाध्याये नित्ययुक्तः स्याद्दान्तो मैत्रः समाहितः ।
दाता नित्यमनादाता सर्वभूतानुकम्पकः ॥ ८ ॥

તેણે નિત્ય સ્વાધ્યાય કરવામાં તત્પર રહેવું, ઇંદ્રિયો પર કાબૂ રાખવો, દરેક તરફ મિત્રભાવે વર્તવું અને સ્વસ્થચિત્ત રહેવું; નિત્ય દાન આપવું, કોઈનું દાન ન લેવું અને પ્રાણીમાત્ર ઉપર દયા રાખવી. ૮

वैतानिकं च जुहुयादग्निहोत्रं यथाविधि ।
दर्शमस्कन्दयन्पर्व पौर्णमासं च योगतः ॥ ९ ॥

વળી તેણે વિધિપૂર્વક વૈતાનિક (ગાર્હપત્યના કુંડમાં રહેલા અગ્નિને આહવનીય તેમ જ દક્ષિણાગ્નિના કુંડમાં લાવવા, તે વિતાન કહેવાય છે; અને તેને લગતું કર્મ તે વૈતાનિક) અગ્નિહોત્ર હોમવું અને પૂનમ તથા અમાસના પર્વોને (એમના એમ) ન જવા દઈ બરાબર તેના સમયે (કરવાની) ઇષ્ટિઓ પણ કરવી. ૯

ऋक्षेष्ट्याग्रयणं चैव चातुर्मास्यानि चाहरेत् ।
तुरायणं च क्रमशो दाक्षस्यायनमेव च ॥ १० ॥

નક્ષત્ર ઇષ્ટિ, આગ્રયણ(નવધાન્ય ઇષ્ટિ) તેમ જ ચાતુર્માસ્ય, તુરાયણ અને દાક્ષાયણ; એ શ્રૌત કર્મો પણ તેણે અનુક્રમે કરવાં.

वासन्तशारदैर्मेध्यैर्मुन्यन्नैः स्वयमाहृतैः ।
पुरोडाशांश्चरूंश्चैव विधिवन्निर्वपेत्पृथक् ॥ ११ ॥

વસંતઋતુ તથા શરદઋતુમાં થયેલાં પવિત્ર મુનિઅન્નોને પોતે જાતે જ લાવી, તે વડે (તે તે યજ્ઞો માટે) વિધિપૂર્વક જુદા-જુદા પુરોડાશો તથા ચરુઓ કરવા. ૧૧

देवताभ्यस्तु तद्धुत्वा वन्यं मेध्यतरं हविः ।
शेषमात्मनि युञ्जीत लवणं च स्वयं कृतम् ॥ १२ ॥

વનનાં પવિત્ર હોમદ્રવ્યો દેવો માટે હોમી પોતે તેથી વધેલો બાકીનો ભાગ ખાવો અને તેમાં જાતે તૈયાર કરેલું લૂણ વાપરવું. ૧૨

स्थलजौदकशाकानि पुष्पमूलफलानि च ।
मेध्यवृक्षोद्भवान्यद्यात्स्नेहांश्च फलसंभवान् ॥ १३ ॥

જમીન અને જળમાં થતાં શાકો, પવિત્ર વૃક્ષોમાં થતાં ફૂલ, મૂળ અને ફળો, તેમ જ ફળમાંથી થતાં તેલો તેણે ખાવાં. ૧૩

વાનપ્રસ્થે આ નીચે બતાવેલા પદાર્થો ત્યજવા

वर्जयेन्मधु मांसं च भौमानि कवकानि च ।
भूस्तृणं शिग्रुकं चैव श्लेष्मातकफलानि च ॥ १४ ॥

મધ, માંસ, બિલાડીના પ્રસિદ્ધ ટોપ, ગજકોબી, સરગવો અને શ્રીકણાં કફયુક્ત ગૂંદાંનાં ફળોનો તેણે ત્યાગ કરવો. ૧૪

त्यजेदाश्वयुजे मासि मुन्यन्नं पूर्वसंचितम् ।
जीर्णानि चैव वासांसि शाकमूलफलानि च ॥ १५ ॥

પહેલાંનાં સંઘરી રાખેલાં (સામો વગેરે) મુનિઅન્નોને આસો માસમાં ત્યજી દેવાં; તેમ જ જીર્ણ વસ્ત્રો, શાકો, મૂળો અને ફળોનો પણ ત્યાગ કરવો. ૧૫

न फालकृष्टमश्नीयादुत्सृष्टमपि केनचित् ।
न ग्रामजातान्यार्तोऽपि मूलानि च फलानि च ॥ १६ ॥

ચાસ નાખી ખેડેલું અન્ન તેના કોઈ માલિકે રહેવા દઈ જતું કર્યું હોય, તે પણ ન ખાવું; તેમ જ પોતે પીડિત હોય તોપણ ગામમાં થયેલાં મૂળિયાં અને ફળો ન ખાવાં. ૧૬

વાનપ્રસ્થે કેવું અન્ન ખાવું?

अग्निपक्वाशनो वा स्यात्कालपक्वभुगेव वा ।
अश्मकुट्टो भवेद्वापि दन्तोलूखलिकोऽपि वा ॥१७॥

અગ્નિથી પકવેલું ખાવું, અથવા યોગ્ય કાળે એની મેળે પાકેલું ખાવું, અથવા પથ્થર ઉપર કૂટેલું (કાચું જ) ખાવું, અથવા દાંત વડે જ ફોતરાં કે છાલ ઉતારેલું ચાવી ખાવું. ૧૭

અનાજનો કેટલો સંઘરો તે કરી શકે

सद्यःप्रक्षालको वा स्यान्माससंचयिकोऽपि वा ।
षण्मासनिचयो वा स्यात्समानिचय एव वा ॥ १८ ॥

એક ટંક જોગો, એક માસ જોગો, છ માસ જોગો કે એક વરસ જોગો અન્નનો સંઘરો વાનપ્રસ્થે કરવો. ૧૮

તેના ભોજનનો સમય

नक्तं चान्नं समश्नीयाद्दिवा वाहृत्य शक्तितः ।
चतुर्थकालिको वा स्यात्स्याद्वाप्यष्टमकालिकः ॥ १९ ॥

યથાશક્તિ અન્ન લાવી તેણે રાતે કે દિવસે એકવાર ભોજન કરવું; અથવા ચોથે કાળે કે આઠમે કાળે જમવું.+ ૧૯

અથવા તેણે ચાંદ્રાયણ વ્રતો કર્યા કરવાં

चान्द्रायणविधानैर्वा शुक्लकृष्णे च वर्तयेत् ।
पक्षान्तयोर्वाप्यश्नीयाद्यवागूं क्वथितां सकृत् ॥ २० ॥

અથવા સુદ અને વદમાં (૧૧મા અધ્યાયના ૨૧૬મા શ્લોકમાં જણાવેલા) ચાંદ્રાયણ વ્રતોના વિધાનથી વર્તવું; અથવા બન્ને પખવાડિયાંના અંતે એકવાર ઉકાળેલી (જવની) રાબ લેવી. ૨૦

પાંદડાં, તથા ફળ લેવાનો વિધિ

[ यतः पत्रं समादद्यान्न ततः पुष्पमाहरेत् ।
यतः पुष्पं समादद्यान्न ततः फलमाहरेत् ॥

જ્યાંથી પાંદડાં લે ત્યાંથી તેણે ફૂલ ન લેવાં; અને જ્યાંથી ફૂલ લે ત્યાંથી ફળ ન લેવાં.]

અથવા ફૂલ, મૂળ કે ફળ ખાઈ જીવવું

पुष्पमूलफलैर्वापि केवलैर्वर्तयेत्सदा ।
कालपक्वैः स्वयंशीर्णैर्वैखानसमते स्थितः ॥ २१ ॥

અથવા વાનપ્રસ્થમતમાં રહેલા તેણે કેવળ સમયે પાકેલાં,

+ આવી આજ્ઞા છે, કે 'सायं प्रातर्मनुष्याणामशनं देवनिर्मितम्'— સાંજે અથવા સવારે (એકવાર) મનુષ્યોનું ભોજન દેવોએ નિર્માણ કર્યું છે.' એ નિયમાનુસાર હરકોઈ માણસે એક જ વાર સાંજે કે સવારે ભોજન કરવું; તે પ્રમાણે વાનપ્રસ્થે પણ કરવું; અથવા ચોથે કાળે એટલે એક દિવસે ઉપવાસ કરી બીજે દિવસે સાંજે જમવું; અથવા આઠમે કાળે–એટલે ત્રણ દિવસ ઉપવાસ કરી ચોથે દિવસે સાંજે જમવું. (कुल्लूक)

પોતાની મેળે ખરી પડેલાં ફૂલ, મૂળ અને ફળથી જ સદા રહેવું.

અવરજવર વગેરેનો નિયમ

भूमौ विपरिवर्तेत तिष्ठेद्वा प्रपदैर्दिनम् ।
स्थानासनाभ्यां विहरेत्सवनेषूपयन्नपः ॥ २२ ॥

(આવશ્યક સ્નાન, ભોજન વગેરેના સમય વિના કંઈ પાથર્યા વિનાની કેવળ) જમીન ઉપર આમતેમ જવું આવવું, અથવા દિવસભર પગના ફણાં ઉપર ઊભા રહેવું, અથવા પોતાના સ્થાન અને આસન ઉપરથી વિહાર કર્યા કરવો (એટલે કે થોડીવાર બેસી રહી વળી ઊભા થવું અને આમતેમ ફર્યા કરવું) અને સવારે, બપોરે તથા સાંજે સ્નાન કરવું. ૨૨

તપવિધાન

ग्रीष्मे पञ्चतपास्तु स्याद्वर्षास्वभ्रावकाशिकः ।
आर्द्रवासास्तु हेमन्ते क्रमशो वर्धयंस्तपः ॥ २३ ॥

ઉનાળામાં (ચાર બાજુ અગ્નિ અને પાંચમો સૂર્ય, એમ) પાંચ અગ્નિ તાપવા, ચોમાસામાં વરસતા વરસાદ નીચે બેસવું અને શિયાળામાં ભીને વસ્ત્રે રહેવું; એમ ક્રમપૂર્વક તપ વધારતા રહેવું. ૨૩

ત્રિકાળ સ્નાન, તર્પણ અને તપથી દેહશોષણ

उपस्पृशंस्त्रिषवणं पितॄन्देवांश्च तर्पयेत् ।
तपश्चरंश्चोग्रतरं शोषयेद्देहमात्मनः ॥ २४ ॥

ત્રણ કાળ સ્નાન કરવું, દેવો તથા પિતૃઓનું તર્પણ કરવું અને અતિ ઉગ્ર તપ તપી પોતાના દેહને શોષવવો. ૨૪

અમુક સમય વાનપ્રસ્થ રહ્યા પછી

अग्नीनात्मनि वैतानान्समारोप्य यथाविधि ।
अनग्निरनिकेतः स्यान्मुनिर्मूलफलाशनः ॥ २५ ॥

( એમ ૭ મહિનાથી વધારે વાનપ્રસ્થ રહ્યા પછી ) તેણે પોતાના આત્મા વિશે વિધિ પ્રમાણે વિતાન અગ્નિઓ સ્થાપી દેવા અને અગ્નિ તથા ઘરથી રહિત થવું, મૌનવ્રત ધરવું અને મૂલફળનો આહાર રાખવો. ૨૫

अप्रयत्नः सुखार्थेषु ब्रह्मचारी धराशयः ।
शरणेष्वममश्चैव वृक्षमूलनिकेतनः ॥ २६ ॥

તેણે સુખ માટે પ્રયત્ન ન કરવો, બ્રહ્મચારી રહેવું, ભૂમિ પર સૂવું, ઘર વગેરે રહેઠાણો પર મમતા છોડવી અને ઝાડના મૂળ તળે વાસો રાખવો. ૨૬

ભિક્ષા ઉપર જીવવું

तापसेष्वेव विप्रेषु यात्रिकं भैक्षमाहरेत् ।
गृहमेधिषु चान्येषु द्विजेषु वनवासिषु ॥ २७ ॥

( ફળમૂળ ન હોય તો ) તાપસ ( વાનપ્રસ્થ ) બ્રાહ્મણો અથવા બીજા વનવાસી ગૃહસ્થી બ્રાહ્મણો પાસેથી તેણે પ્રાણ ટકવા પૂરતી ભિક્ષા લાવવી. ૨૭

આઠ કોળિયા જ ભિક્ષા ખાવી

ग्रामादाहृत्य वाश्नीयादष्टौ ग्रासान्वने वसन् ।
प्रतिगृह्य पुटेनैव पाणिना शकलेन वा ॥ २८ ॥

અથવા ( તેઓ પણ ન હોય તો, એ ) વનવાસીએ ગામ-માંથી ભિક્ષા લાવીને હાથ કે પાંદડાં અથવા ઠીકરીના ટુકડા

વડે તેમાંથી આઠ કોળિયા લઈ ખાવા. ૨૮

ઉપનિષદોનો અભ્યાસ રાખવો

एताश्चान्याश्च सेवेत दीक्षा विप्रो वने वसन् ।
विविधाश्चौपनिषदीरात्मसंसिद्धये श्रुतीः ॥२९॥

વનમાં વસતા બ્રાહ્મણે આ અને બીજા નિયમો સેવવા અને આત્મસિદ્ધિ માટે જુદીજુદી ઉપનિષદોની શ્રુતિઓનો અભ્યાસ રાખવો. ૨૯

ઉપનિષદોના અભ્યાસનું ફળ

ऋषिभिर्ब्राह्मणैश्चैव गृहस्थैरेव सेविताः ।
विद्यातपोविवृद्ध्यर्थं शरीरस्य च शुद्धये ॥३०॥

વિદ્યા અને તપની વૃદ્ધિ માટે તેમ જ શરીરની શુદ્ધિ સારુ ઋષિઓએ અને ગૃહસ્થ બ્રાહ્મણોએ તે શ્રુતિઓ જ સેવી છે. ૩૦

ન મટે તેવો કોઈ રોગ થાય તો?

अपराजितां वास्थाय व्रजेद्दिशमजिह्मगः ।
आनिपाताच्छरीरस्य युक्तो वार्यनिलाशनः ॥ ३१ ॥

અથવા (અસાધ્ય રોગ વગેરે થાય તો) તેણે જળ અને વાયુનો આહાર રાખી, નિયમપરાયણ રહી, સીધા ને સીધા શરીર પડે ત્યાંસુધી ઈશાન ખૂણામાં ચાલ્યા જવું. ૩૧

એમ શરીર પાડનાર બ્રહ્મલોકમાં પૂજાય

आसां महर्षिचर्याणां त्यक्त्वान्यतमया तनुम् ।
वीतशोकभयो विप्रो ब्रह्मलोके महीयते ॥ ३२ ॥

મહર્ષિઓના આ આચારમાંથી ગમે તે એક વડે જે

(વાનપ્રસ્થ) બ્રાહ્મણ શરીર તજે છે, તે શોક અને ભયથી રહિત થઈ બ્રહ્મલોકમાં પૂજાય છે. ૩૨

આયુષના ચોથા ભાગે સંન્યાસ

वनेषु च विहृत्यैवं तृतीयं भागमायुषः ।
चतुर्थमायुषो भागं त्यक्त्वा सङ्गान्परिव्रजेत् ॥ ३३ ॥

એમ આયુષનો ત્રીજો ભાગ વનમાં ગાળ્યા પછી આયુષનો ચોથો ભાગ (સર્વનો) સંગ ત્યજી સંન્યાસ લેવો. ૩૩

સંન્યાસનું ફળ

आश्रमादाश्रमं गत्वा हुतहोमो जितेन्द्रियः ।
भिक्षाबलिपरिश्रान्तः प्रव्रजन्प्रेत्य वर्धते ॥ ३४ ॥

(અનુક્રમે એક) એકથી બીજા(બીજા) આશ્રમમાં ગયેલો, હોમહવન કરી ચૂકેલો, જિતેન્દ્રિય રહેલો અને ભિક્ષા તથા બલિના(લાંબા કાળના સેવન)થી થાકેલો તે વાનપ્રસ્થી સંન્યાસી થાય તો મરણ પછી મોક્ષરૂપ વૃદ્ધિ પામે છે. ૩૪

સંન્યાસનો અધિકાર ક્યારે?

ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् ।
अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः ॥ ३५ ॥

(દેવ, ઋષિ અને પિતૃનાં) ત્રણ ઋણ (દેવાં) દૂર કર્યા પછી મનને મોક્ષના અંગરૂપ સંન્યાસમાં લગાડવું; પણ એ ઋણ દૂર કર્યા વિના જે મોક્ષ(સંન્યાસ) સેવે છે, તે નરકમાં જાય છે. ૩૫

ત્રણ ઋણ

अधीत्य विधिवद्वेदान्पुत्रांश्चोत्पाद्य धर्मतः ।
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥ ३६ ॥

વિધિપૂર્વક÷ વેદાધ્યયન કરી, ધર્મપૂર્વક પુત્રો ઉત્પન્ન કરી અને શક્તિપૂર્વક યજ્ઞાદિ કરીને (એમ ઋષિ, પિતૃ તથા દેવોનું દેવું પતાવી) મનને મોક્ષ(અંગરૂપ સંન્યાસ)માં લગાડવું. ૩૬

ત્રણ ઋણ ન પતાવે તો નરકે જાય

अनधीत्य द्विजो वेदाननुत्पाद्य तथा सुतान् ।
अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षमिच्छन्व्रजत्यधः ॥ ३७ ॥

જે બ્રાહ્મણ વેદાધ્યયન કર્યા વિના, પુત્રો ઉત્પન્ન કર્યા વિના અને યજ્ઞો વડે દેવોને પૂજ્યા વિના મોક્ષ ઇચ્છે છે, તે નરકમાં જાય છે. ૩૭

સંન્યાસવિધિ

प्राजापत्यां निरूप्येष्टिं सर्ववेदसदक्षिणाम् ।
आत्मन्यग्नीन्समारोप्य ब्राह्मणः प्रव्रजेद्गृहात् ॥ ३८ ॥

(યજુર્વેદના ઉપાખ્યાન ગ્રંથમાં કહેલી) સર્વસ્વની દક્ષિણાવાળી પ્રાજાપત્ય ઇષ્ટિ કરી અગ્નિહોત્રના અગ્નિઓને આત્મામાં* સ્થાપી દઈ બ્રાહ્મણે ઘરમાંથી નીકળી સંન્યાસ લેવો. ૩૮

÷ 'जायमानो वै ब्राह्मणस्त्रिभिर्ऋणैर्ऋणवाजायते–यज्ञेन देवेभ्यः, प्रजया पितृभ्यः, स्वाध्यायेन ऋषिभ्यः –(तैत्ति० सं० ६, ३, १०) બ્રાહ્મણ જન્મે છે, ત્યારે ત્રણ ઋણ (કરજ) સાથે દેવાદાર તરીકે જન્મે છેઃ યજ્ઞો કરવા એ દેવોનું ઋણ, પ્રજા ઉત્પન્ન કરવી તે પિતૃઓનું ઋણ અને વેદ–સ્વાધ્યાય કર્યા કરવો–એ દેવોનું ઋણ (દેવું) તેના પર હોય છે.' એમ શ્રુતિવાક્યને જ અહીં કહે છે. (कुल्लूक)

* આ સંબંધી જાબાલશ્રુતિ આમ કહે છે: 'ब्रह्मचर्यं समाप्य गृही भवेत् गृही भूत्वा वनी भवेत्, वनी भूत्वा प्रव्रजेत्। इतरथा ब्रह्मचर्या-

સંન્યાસી તેજોમય લોકમાં જાય

**यो दत्त्वा सर्वभूतेभ्यः प्रव्रजत्यभयं गृहात्।**
**तस्य तेजोमया लोका भवन्ति ब्रह्मवादिनः ॥ ३९ ॥**

જે પુરુષ સર્વ પ્રાણીઓને અભય આપી ઘેરથી નીકળી સંન્યાસદીક્ષા લે છે, તે બ્રહ્મવાદીને તેજોમય (હિરણ્યગર્ભ વગેરેના) લોક પ્રાપ્ત થાય છે. ૩૯

સંન્યાસી નિર્ભય થાય

**यस्मादण्वपि भूतानां द्विजान्नोत्पद्यते भयम्।**
**तस्य देहाद्विमुक्तस्य भयं नास्ति कुतश्चन ॥ ४० ॥**

જે (સંન્યાસી થયેલા) બ્રાહ્મણથી પ્રાણીઓને લગાર પણ ભય થતો નથી, તે દેહથી મુક્ત થયેલા બ્રાહ્મણને પરલોકમાં કોઈનાથી ભય થતો નથી. ૪૦

નિઃસ્પૃહ થઈ સંન્યાસ લેવો

**आगारादभिनिष्क्रान्तः पवित्रोपचितो मुनिः।**
**समुपोढेषु कामेषु निरपेक्षः परिव्रजेत् ॥ ४१ ॥**

ઘરમાંથી નીકળેલા, (દંડ આદિ) પવિત્ર વસ્તુઓથી યુક્ત અને મૌનવ્રતવાળા બ્રાહ્મણે સારી રીતે પ્રાપ્ત થયેલા હરકોઈ ભોગો પર નિઃસ્પૃહ થઈ સંન્યાસ લેવો. ૪૧

---

देव प्रव्रजेत्, गृहाद्वा वनाद्वा'—બ્રહ્મચર્યાશ્રમ પૂરો પાળી ગૃહસ્થાશ્રમી થયા પછી વાનપ્રસ્થાશ્રમી થવું, અને વાનપ્રસ્થાશ્રમી થયા પછી સંન્યાસ લેવો; અથવા બીજી રીતે—બ્રહ્મચર્યાશ્રમમાંથી, ગૃહસ્થાશ્રમમાંથી કે વાનપ્રસ્થાશ્રમમાંથી સીધા સંન્યાસી થવું.' (कुल्लूक)

તેણે એકલા જ ફરવું

एक एव चरेन्नित्यं सिद्ध्यर्थमसहायवान् ।
सिद्धिमेकस्य संपश्यन्न जहाति न हीयते ॥ ४२ ॥

એકલાને જ મોક્ષસિદ્ધિ મળે છે, એમ વિચારી તેણે સિદ્ધિ માટે એકલા જ અને સહાયરહિત વિચરવું; કેમકે તેથી કંઈ છોડતો નથી અને કોઈથી છોડાતો યે નથી. ૪૨

સંન્યાસીના ધર્મો

अनग्निरनिकेतः स्याद्ग्राममन्नार्थमाश्रयेत् ।
उपेक्षकोऽसङ्कुसुको मुनिर्भावसमाहितः ॥ ४३ ॥

તે અગ્નિરહિત રહે, ઘરવિનાનો રહે અને (રાતદહાડો વનમાં રહી) કેવળ (ભિક્ષાના) અન્ન માટે જ ગામમાં જાય; (શરીરમાં રોગ વગેરે થાય તો યે તેની) ઉપેક્ષા કરે, સ્થિરબુદ્ધિ રહે, મૌનવ્રત ધરે અને ભાવપૂર્વક બ્રહ્મધ્યાનમાં એકતાન રહે. ૪૩

મુક્તનું લક્ષણ

कपालं वृक्षमूलानि कुचेलमसहायता ।
समता चैव सर्वस्मिन्नेतन्मुक्तस्य लक्षणम् ॥ ४४ ॥

ભિક્ષાપાત્રો, ઝાડનાં મૂળો, ધાબળી, જાડાં જીર્ણ (લંગોટ ને કફનીરૂપ) વસ્ત્રો, સહાયરહિતપણું, તેમ જ સર્વ ઉપર સમ (બ્રહ્મ) બુદ્ધિ, એ મુક્તનાં લક્ષણ છે. ૪૪

नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् ।
कालमेव प्रतीक्षेत निर्देशं भृतको यथा ॥ ४५ ॥

તે મરણને પસંદ ન કરે અને જીવતર પણ ન ઝંખે; પરંતુ સેવક જેમ આજ્ઞાની રાહ જુએ, તેમ કાલની જ વાટ જુએ. ૪૫

[ग्रैष्मान्हैमन्तिकान्मासानष्टौ भिक्षुर्विचक्रमेत् ।
दयार्थं सर्वभूतानां वर्षास्वेकत्र संवसेत् ॥
સંન્યાસીએ ગ્રીષ્મ અને હેમંતઋતુઓના આઠ મહિના બહાર ફરવું અને સર્વ પ્રાણી પરની દયા ખાતર ચોમાસામાં એક સ્થાને રહેવું. ]

[नाद्वर्ये हि व्रजेन्मार्गे नादृष्टां भूमिमाक्रमेत् ।
परिपूताभिरद्भिस्तु कार्यं कुर्वीत नित्यशः ॥
સૂર્યવિનાના (અંધારિયા) રસ્તા પર ન ચાલવું, ન જોયેલી જમીન ઉપર પગલાં ન મૂકવાં અને નિત્ય પવિત્ર જળથી (સ્નાનાદિ) કાર્ય કરવાં. ]

સંન્યાસી કેવી વાણી બોલે ?

[सत्यां वाचमहिंस्रां च वदेदनपकारिणीम् ।
कल्कापेतामपरुषामनृशंसामपैशुनाम् ॥
વળી તેણે સત્ય અને અહિંસાથી યુક્ત તેમ જ અપકાર, કપટ, કઠોરતા, ક્રૂરતા અને નિંદાથી રહિત વાણી બોલવી.]

સંન્યાસીના સદાચાર

दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्यपूतां वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥ ४६ ॥
(સંન્યાસી) દૃષ્ટિથી પવિત્ર (જોયેલું) ડગલું મૂકે, વસ્ત્રથી ગાળેલું પાણી પીએ, સત્યથી પવિત્ર થયેલી વાણી બોલે અને મનથી શુદ્ધ આચરણ કરે. ૪૬

अतिवादांस्तितिक्षेत नावमन्येत कञ्चन ।
न चैमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥ ४७ ॥

(બીજાઓના) બકવાદ સાંખી લે, કોઈનું અપમાન ન કરે અને આ દેહને (મમતાથી) વળગી રહી કોઈની સાથે વેર ન કરે. ૪૭

क्रुध्यन्तं न प्रतिक्रुध्येदाक्रुष्टः कुशलं वदेत् ।
सप्तद्वारावकीर्णां च न वाचमनृतां वदेत् ॥ ४८ ॥

ક્રોધ કરનારની સામે ક્રોધ ન કરે, કોઈ નિંદા કરે કે ગાળો દે તો યે તેની સામે સારું બોલે અને પાંચ ઇંદ્રિયો, મન તથા બુદ્ધિ, એ સાત વિષયોમાં ફેલાયેલી+ અસત્ય વાણી ન બોલે. (પણ કેવળ બ્રહ્મના વિષયવાળી વાણી જ બોલે.) ૪૮

अध्यात्मरतिरासीनो निरपेक्षो निरामिषः ।
आत्मनैव सहायेन सुखार्थी विचरेदिह ॥ ४९ ॥

(સંન્યાસીએ) બ્રહ્મધ્યાનમાં પરાયણ રહેવું, યોગાસનમાં સ્થિર રહેવું, અપેક્ષારહિત (નિઃસ્પૃહ) રહેવું, વિષયોની અભિલાષાથી રહિત થવું અને કેવળ પોતાના શરીરની સહાયથી જ મોક્ષસુખ મેળવવા ઇચ્છા રાખી આ સંસારમાં વિચરવું. ૪૯

કેવી ભિક્ષા સંન્યાસી ન લે?

न चोत्पातनिमित्ताभ्यां न नक्षत्राङ्गविद्यया ।
नानुशासनवादाभ्यां भिक्षां लिप्सेत कर्हिचित् ॥ ५० ॥

(ભૂકંપ વગેરે) ઉત્પાતો અને (આંખ ફરકવી વગેરે) નિમિત્તોનાં ફળ કહીને; નક્ષત્રવિદ્યા તથા (હસ્તરેખા વગેરે)

+ ઇંદ્રિયો આદિ સાતેના વિષયો તત્ત્વદૃષ્ટિએ ખોટા છે, તેથી તે વિષયોના સંબંધવાળી વાણી પણ અસત્ય-ખોટી જ ગણાય, એ અભિપ્રાય અહીં સૂચવ્યો છે. (कुल्लूक)

અંગવિદ્યાનો આશ્રય કરીને અથવા શાસ્ત્રના વિવાદ કરીને ભિક્ષા મેળવવાની ઇચ્છા તેણે કદી ન રાખવી. ૫૦

કેવા ઘેર ભિક્ષા માટે ન જવું?

न तापसैर्ब्राह्मणैर्वा वयोभिरपि वा श्वभिः ।
आकीर्णं भिक्षुकैर्वान्यैरागारमुपसंव्रजेत् ॥ ५१ ॥

વાનપ્રસ્થો કે બ્રાહ્મણો; અથવા પંખીઓ, કૂતરાં કે બીજા ભિક્ષુકોથી ઘેરાયેલા ઘેર ભિક્ષા માટે તેણે જવું નહિ. ૫૧

કેવી સ્થિતિમાં વિચરવું?

क्लृप्तकेशनखश्मश्रुः पात्री दण्डी कुसुम्भवान् ।
विचरेन्नियतो नित्यं सर्वभूतान्यपीडयन् ॥ ५२ ॥

માથાના, દાઢીના અને મૂછના વાળ મૂંડાવી નાખી; હાથમાં ભિક્ષાપાત્ર, દંડ તથા કમંડલુ રાખી, નિયમયુક્ત રહી, સર્વ પ્રાણીઓને પીડા કર્યા વિના તેણે નિત્ય વિચરવું. ૫૨

સંન્યાસીનાં પાત્રો

अतैजसानि पात्राणि तस्य स्युर्निर्व्रणानि च ।
तेषामद्भिः स्मृतं शौचं चमसानामिवाध्वरे ॥ ५३ ॥
अलाबुं दारुपात्रं च मृण्मयं वैदलं तथा ।
एतानि यतिपात्राणि मनुः स्वायंभुवोऽब्रवीत् ॥ ५४ ॥

સંન્યાસીનાં વાસણો સુવર્ણ આદિ ચકચકિત ધાતુઓનાં* ન હોય; તેમ જ તે કાણાં કે ભાંગેલાં–ફૂટેલાં યે ન હોય. યજ્ઞનાં

* આ સંબંધી યમ કહે છે: 'सुवर्णरूप्यपात्रेषु ताम्रकांस्यायसेषु च । गृह्णन् भिक्षां न धर्मोऽस्ति गृहीत्वा नरकं व्रजेत्–સોનાનાં, રૂપાનાં, તાંબાનાં, કાંસાનાં કે લોઢું, પિત્તળ વગેરેનાં વાસણોમાં જો સંન્યાસી ભિક્ષા લે–તો તે એના ધર્મથી વિરુદ્ધ હોઈ નરકમાં જાય છે.' (कुल्लूक)

ચમસ આદિ પાત્રોની જેમ તેનાં પાત્રોની શુદ્ધિ પણ પાણીથી જ કહી છે; એ યતિનાં પાત્રો તૂમડાનાં, લાકડાનાં, માટીનાં તેમ જ વાંસના ટુકડાનાં હોય, એમ સ્વાયંભુવ મનુએ કહ્યું છે. ૫૩,૫૪

એક જ વાર તે થોડી ભિક્ષા ખાય

एककालं चरेद्भैक्षं न प्रसज्जेत विस्तरे ।
भैक्षे प्रसक्तो हि यतिर्विषयेष्वपि सज्जति ॥ ५५ ॥

સંન્યાસીએ એક જ વાર ભિક્ષા ખાવી; અને તેમાં પણ ખૂબ વિસ્તાર કરવા આસક્ત થવું નહિ; કેમકે ખૂબ ભિક્ષા-(ખાવા)માં આસક્ત થનારો સંન્યાસી (સ્ત્રી આદિ) વિષયોમાં પણ આસક્ત થાય છે. ૫૫

ભિક્ષા લેવા ક્યારે જવું ?

विधूमे सन्नमुसले व्यङ्गारे भुक्तवज्जने ।
वृत्ते शरावसंपाते भिक्षां नित्यं यतिश्चरेत् ॥ ५६ ॥

(રસોઈનો) ધુમાડો બંધ થયો હોય, સાંબેલાનું ખાંડવું બંધ થયું હોય, (ચૂલાના) અંગારા ઠરી ગયા હોય, સૌ માણસો જમી રહ્યાં હોય અને ભોજનનાં વાસણો મંજાઈને ઠેકાણે મુકાઈ ગયાં હોય, ત્યારે સંન્યાસીએ નિત્ય ભિક્ષા માટે વિચરવું.[×] ૫૬

× અર્થાત્ દિવસનાં ત્રણ મુહૂર્ત બાકી રહ્યાં હોય, લગભગ સાંજ થવા આવી હોય, ત્યારે સંન્યાસીએ ભિક્ષા લેવા નીકળવું. યાજ્ઞવલ્ક્ય પણ આમ જ કહે છે: 'अप्रमत्तश्चरेद् भैक्षं सायाह्नेनाभिसंधितः–લગભગ સાંજે, અમુક સ્થળે ભિક્ષા લેવા જવું છે, એવો સંકલ્પ કર્યા વિના પ્રમાદ છોડી–સંભાળ રાખી, સંન્યાસીએ ભિક્ષા માટે ફરવું. (कुल्लूक)

ભિક્ષા મળે, ન મળે, તો હર્ષ–ખેદ ન કરે

अलाभे न विषादी स्याल्लाभे चैव न हर्षयेत् ।
प्राणयात्रिकमात्रः स्यान्मात्रासङ्गाद्विनिर्गतः ॥ ५७ ॥

ભિક્ષા ન મળે તો તેણે ખેદ ન કરવો; ભિક્ષા મળે તો હર્ષ ન કરવો; માત્ર પ્રાણ ટકે તે પૂરતી જ ભિક્ષા લેવી અને દંડ, કમંડળ આદિ પોતાનાં ખાસ સાધનો ઉપર પણ આસક્તિ ન રાખવી. ૫૭

પૂજાપૂર્વકની ભિક્ષા ન લેવી

अभिपूजितलाभांस्तु जुगुप्सेतैव सर्वशः ।
अभिपूजितलाभैश्च यतिर्मुक्तोऽपि बध्यते ॥ ५८ ॥

પૂજાસત્કારથી મળેલી ભિક્ષા સર્વકાળે નિંદાપાત્ર ગણવી; (અને તે ન લેવી;) કેમકે પૂજા–સત્કારપૂર્વક મળેલા લાભોના કારણે સંન્યાસી મુક્ત થયા જેવો હોય, તોપણ સંસારમાં બંધાય છે. ૫૮

ઇંદ્રિયોને વશ રાખવી

अल्पान्नाभ्यवहारेण रहःस्थानासनेन च ।
ह्रियमाणानि विषयैरिन्द्रियाणि निवर्तयेत् ॥ ५९ ॥

અલ્પ અન્નનો આહાર કરીને, તેમ જ એકાંતસ્થાનમાં રહીને, તેણે વિષયોથી તણાતી ઇંદ્રિયોને (વશ રાખી) રોકવી. ૫૯

મોક્ષ માટેની યોગ્યતા શાથી?

इन्द्रियाणां निरोधेन रागद्वेषक्षयेण च ।
अहिंसया च भूतानाममृतत्वाय कल्पते ॥ ६० ॥

ઇન્દ્રિયોના સંયમથી, રાગદ્વેષના નાશથી અને પ્રાણીમાત્રની અહિંસા પાળવાથી સંન્યાસી મોક્ષ માટે યોગ્ય થાય છે. ૬૦

સંસારના સ્વરૂપનો તેણે વિચાર કરવો

अवेक्षेत गतीर्नृणां कर्मदोषसमुद्भवाः ।
निरये चैव पतनं यातनाश्च यमक्षये ॥ ६१ ॥
विप्रयोगं प्रियैश्चैव संयोगं च तथाऽप्रियैः ।
जरया चाभिभवनं व्याधिभिश्चोपपीडनम् ॥ ६२ ॥

કર્મના દોષોથી થતી માણસોની ગતિઓનો, નરકમાં તેમના પડવાનો, યમલોકમાં મળતાં દુઃખોનો, પ્રિયજનોનાં વિયોગનો, અપ્રિય પ્રાણી–પદાર્થના સમાગમનો, ઘડપણના આક્રમણનો અને વ્યાધિઓથી થતી પીડાનો તેણે વિચાર કરવો.

देहादुत्क्रमणं चास्मात्पुनर्गर्भे च संभवम् ।
योनिकोटिसहस्रेषु सृतीश्चास्यान्तरात्मनः ॥ ६३ ॥

વળી અંતરાત્મા આ દેહમાંથી નીકળે છે, ફરી ગર્ભમાં આવે છે અને હજારો તથા કરોડો યોનિઓમાં આવ–જા કરે છે, તેનો પણ વિચાર કરવો. ૬૩

अधर्मप्रभवं चैव दुःखयोगं शरीरिणाम् ।
धर्मार्थप्रभवं चैव सुखसंयोगमक्षयम् ॥ ६४ ॥

વળી પ્રાણીઓને દુઃખનો જે સંબંધ થાય છે, તે અધર્મના કારણે થાય છે; અને તેમને સુખનો જે અક્ષય સંબંધ થાય છે, તે ધર્મના કારણે થતા ( બ્રહ્મસાક્ષાત્કારરૂપ ) અર્થને લીધે થાય છે, તે પણ વિચારવું. ૬૪

सूक्ष्मतां चान्ववेक्षेत योगेन परमात्मनः ।
देहेषु च समुत्पत्तिमुत्तमेष्वधमेषु च ॥ ६५ ॥

તેમ જ યોગ વડે પરમાત્માની સૂક્ષ્મતા જોયા કરવી અને

ઉત્તમ તથા અધમ દેહોમાં થતા (જીવોના) જન્મનો પણ વિચાર કરવો. ૬૫

સમદૃષ્ટિ એ જ ધર્મ

दूषितोऽपि चरेद्धर्मं यत्र तत्राश्रमे रतः ।
समः सर्वेषु भूतेषु न लिङ्गं धर्मकारणम् ॥ ६६ ॥

હરકોઈ આશ્રમમાં રહેલો મનુષ્ય તે તે આશ્રમના આચારથી દૂષિત થયો હોય, તોપણ સર્વ પ્રાણી ઉપર સમદૃષ્ટિ રાખી તેણે ધર્મનું આચરણ કરવું; કેમકે બહારનું ચિહ્ન ધર્મનું કારણ નથી. ૬૬

સાચા ધર્મ વિના ઉપલક નકામું

फलं कतकवृक्षस्य यद्यप्यम्बुप्रसादकम् ।
न नामग्रहणादेव तस्य वारि प्रसीदति ॥ ६७ ॥

નિર્મળીના વૃક્ષનું ફળ જો કે પાણીને નિર્મળ કરનારું છે, તોપણ તેનું માત્ર નામ લીધાથી પાણી નિર્મળ થઈ જતું નથી. (એ રીતે ઉપલક ચિહ્નો ધર્મનાં કારણ નથી, પણ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ધર્મ આચરવો જોઈએ.) ૬૭

જીવોની રક્ષાની કાળજી

संरक्षणार्थं जन्तूनां रात्रावहनि वा सदा ।
शरीरस्यात्यये चैव समीक्ष्य वसुधां चरेत् ॥ ६८ ॥

શરીરને પીડા થતી હોય, તોપણ તેણે જીવોની રક્ષા સારુ રાત્રે અને દિવસે હમેશાં જોઈજોઈને પૃથ્વી ઉપર ચાલવું. ૬૮

અજાણતાં થતી હિંસાની શુદ્ધિ માટે શું?

अह्ना रात्र्या च याञ्जन्तून्हिनस्त्यज्ञानतो यतिः ।
तेषां स्नात्वा विशुद्ध्यर्थं प्राणायामान्षडाचरेत् ॥ ६९ ॥

સંન્યાસી રાત્રે અને દિવસે અજાણતાં જીવોની જે હિંસા કરે છે, તેની શુદ્ધિ માટે તેણે સ્નાન કરી (રોજ) ૭ પ્રાણાયામ કરવા. ૬૯

પ્રાણાયામ શ્રેષ્ઠ તપ છે

प्राणायामा ब्राह्मणस्य त्रयोऽपि विधिवत्कृताः ।
व्याहृतिप्रणवैर्युक्ता विज्ञेयं परमं तपः ॥ ७० ॥

(સાત) વ્યાહૃતિઓ અને (દશ) પ્રણવો સાથે (ગાયત્રીથી) વિધિપૂર્વક (પૂરક, કુંભક અને રેચક વડે)× કરેલા ત્રણે પ્રાણાયામોને બ્રાહ્મણનું શ્રેષ્ઠ તપ જાણવું. ૭૦

પ્રાણાયામથી દોષોનો નાશ

दह्यन्ते ध्मायमानानां धातूनां हि यथा मलाः ।
तथेन्द्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥७१॥

(સોનું વગેરે) ધાતુઓના મળ, જેમ (કુલડીમાં) અગ્નિ વડે તે ધાતુઓને તપાવતાં બળી જાય છે, તેમ ઇંદ્રિયોના દોષો પ્રાણના નિગ્રહથી બળી જાય છે.* ૭૧

× યોગી યાજ્ઞવલ્ક્ય કહે છે: 'नासिकोत्कृष्ट उच्छ्‌वासो ध्मातः पूरक उच्यते । कुम्भको निश्चलश्वासो मुच्यमानस्तु रेचकः –નાસિકા દ્વારા ઊંચે ખેંચેલો ધમેલો શ્વાસ તે 'પૂરક'; એ શ્વાસને અંદર સ્થિર કરી રોકી રાખવો તે કુંભક; અને તે (રોકી રાખેલા) શ્વાસને (ધીમેધીમે) મૂકવો–બહાર કાઢવો, તે રેચક કહેવાય છે.' (આમ અનુક્રમે પૂરક, કુંભક તથા રેચક કરવો; તે એક પ્રાણાયામ થાય છે; એવા ત્રણ પ્રાણાયામો અવશ્ય કરવા જ જોઈએ. (कुल्लूक)

* અર્થાત્ રાગદ્વેષ વગેરે મનના દોષો અને વિષયોમાં તત્પર થવું–એ ચક્ષુ વગેરે ઇંદ્રિયોના દોષો પ્રાણાયામથી બળી જાય છે.

प्राणायामैर्दहेद्दोषान्धारणाभिश्च किल्बिषम् ।
प्रत्याहारेण संसर्गान्ध्यानेनानीश्वरान्गुणान् ॥ ७२ ॥

પ્રાણાયામોથી દોષોને, ધારણાથી પાપને, પ્રત્યાહારથી ( વિષયો સાથેના ) સંબંધોને અને ધ્યાનથી ક્રોધાદિ અનીશ્વર ગુણોને બાળવા.÷ ૭૨

અંતરાત્માની ગતિ જાણવી

उच्चावचेषु भूतेषु दुर्ज्ञेयामकृतात्मभिः ।
ध्यानयोगेन संपश्येद्गतिमस्यान्तरात्मनः ॥ ७३ ॥

આ જીવાત્મા ઉચ્ચનીચ પ્રાણીઓની યોનિમાં જન્મ પામી રહ્યો છે; એ તેની ગતિ ( શાસ્ત્રોથી ) અસંસ્કારી અંતઃકરણવાળા જીવો જાણતા નથી; તેથી (પૂર્વોક્ત) ધ્યાનયોગ વડે તે ગતિને સારી રીતે જાણવી. (તાત્પર્ય આ છે, કે અવિદ્યાથી કરાતાં કામ્યકર્મો તથા શાસ્ત્રનિષિદ્ધ કર્મોને લીધે જીવની તે ગતિ થાય છે, એમ જાણી બ્રહ્મજ્ઞાનમાં સ્થિતિ કરવી.) ૭૩

જ્ઞાન-અજ્ઞાનનું ફળ

सम्यग्दर्शनसंपन्नः कर्मभिर्न निबद्ध्यते ।
दर्शनेन विहीनस्तु संसारं प्रतिपद्यते ॥ ७४ ॥

સત્યનો સાક્ષાત્કાર થવારૂપ બ્રહ્મદર્શન પામેલો માણસ

---

પ્રાણાયામ કરવાથી વિષયોનું ચિંતન દૂર થતાં તે દોષો પણ નાશ પામે છે. ( कुल्लूक )

÷ 'अहं ब्रह्मास्मि—હું પરમાત્મા છું'—એવો સજાતીય અનુભવનો પ્રવાહ ચાલુ રાખવો, તે બ્રહ્મધ્યાન છે; એ ધ્યાન દ્વારા ક્રોધ, લોભ, અદેખાઈ—વગેરે ગુણો, કે જે પરમાત્માના નથી, તેઓને દૂર કરવા. ( कुल्लूक )

નિઃસ્પૃહ થાય છે, ત્યારે આ લોકમાં તેમ જ પરલોકમાં તે સનાતન–અવિનાશી સુખ પામે છે. ૮૦

अनेन विधिना सर्वांस्त्यक्त्वा सङ्गाञ्छनैः शनैः ।
सर्वद्वन्द्वविनिर्मुक्तो ब्रह्मण्येवावतिष्ठते ॥ ८१ ॥

આ વિધિએ ધીમેધીમે સર્વ સંગોને છોડી, (રાગદ્વેષાદિ) સમગ્ર જોડકાંથી મુક્ત થયેલો તે (સંન્યાસી) બ્રહ્મમાં જ સ્થિતિ કરે છે. ૮૧

આત્મા નહિ જાણનારની ધ્યાનક્રિયા વ્યર્થ

ध्यानिकं सर्वमेवैतद्यदेतदभिशब्दितम् ।
न ह्यनध्यात्मवित्कश्चित्क्रियाफलमुपाश्नुते ॥ ८२ ॥

આ જે કહ્યું તે બધું ધ્યાનથી જ સાધ્ય છે; કેમકે આત્માને નહિ જાણનારો કોઈ (પણ) એ (ધ્યાનરૂપ) ક્રિયાનું ફળ (મોક્ષ) પામતો નથી. ૮૨

વેદના જપનો ઉપદેશ

अधियज्ञं ब्रह्म जपेदाधिदैविकमेव च ।
आध्यात्मिकं च सततं वेदान्ताभिहितं च यत् ॥ ८३ ॥

યજ્ઞવિષયક વેદનો, દેવતાવિષયક વેદનો તથા વેદાંતરૂપે કહેલા આધ્યાત્મિક વેદભાગનો નિરંતર જપ કરવો.+ ૮૩

---

+ શ્રુતિ પણ આમ જ કહે છે: 'तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति–(बृहदा० ४–४–२२)–વેદના અધ્યયનથી અને નિત્યના તેના સ્વાધ્યાયથી બ્રાહ્મણો એ પરમાત્માને જાણવા ઇચ્છે છે.' તેમ જ 'सत्यं ज्ञानमनन्तं ब्रह्म–(तैत्तिरीय० २–१–१) બ્રહ્મ સત્યસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ તથા અનંત છે'–ઇત્યાદિ બ્રહ્મનું પ્રતિપાદન કરતા વેદભાગનો પણ સર્વકાળે જપ કર્યા કરવો. (कुल्लूक)

વેદ જ સાચું શરણ

इदं शरणमज्ञानामिदमेव विजानताम् ।
इदमन्विच्छतां स्वर्गमिदमानन्त्यमिच्छताम् ॥ ८४ ॥

અજ્ઞાનીઓનું, વિજ્ઞાનીઓનું, સ્વર્ગ ઇચ્છનારાઓનું અને મોક્ષાભિલાષીઓનું શરણ આ વેદ જ છે. (કેમકે વેદનો માત્ર પાઠ કરાય, તોપણ તે પાપોનો નાશ કરે છે.) ૮૪

વિધિસરના સંન્યાસનું ફળ

अनेन क्रमयोगेन परिव्रजति यो द्विजः ।
स विधूयेह पाप्मानं परं ब्रह्माधिगच्छति ॥ ८५ ॥

જે દ્વિજ આ (પૂર્વોક્ત) ક્રમયોગવડે સંન્યાસ સ્વીકારે છે, આ લોકમાં પાપનો ત્યાગ કરી પરબ્રહ્મને પામે છે. ૮૫

કુટીચર સંન્યાસીઓનો કર્મયોગ

एष धर्मोऽनुशिष्टो वो यतीनां नियतात्मनाम् ।
वेदसंन्यासिकानां तु कर्मयोगं निबोधत ॥ ८६ ॥

નિયમપરાયણ મનવાળા (ચારે) સંન્યાસીઓનો આ (સાધારણ) ધર્મ તમને કહ્યો; હવે વેદસંન્યાસીઓનો (કુટીચર* સંન્યાસીઓનો) કર્મયોગ તમે સાંભળો. ૮૬

કર્મોથી÷ બંધાતો નથી; પણ એ સાક્ષાત્કારથી જે રહિત છે, તે સંસાર પામે છે. ૭૪

પરમપદ પામવાના સાધન

अहिंसयेन्द्रियासङ्गैर्वैदिकैश्चैव कर्मभिः ।
तपसश्चरणैश्चोग्रैः साधयन्तीह तत्पदम् ॥ ७५ ॥

અહિંસા, ઇંદ્રિયોમાં અનાસક્તિ, (કામ્યકર્મ સિવાયનાં) વૈદિક (નિત્યનાં) કર્મો અને ઉગ્ર તપશ્ચર્યા વડે મનુષ્યો આ લોકમાં તે બ્રહ્મપદ પામી શકે છે. ૭૫

શરીર પરનું અભિમાન છોડવું

अस्थिस्थूणं स्नायुयुतं मांसशोणितलेपनम् ।
चर्मावनद्धं दुर्गन्धि पूर्णं मूत्रपुरीषयोः ॥ ७६ ॥
जराशोकसमाविष्टं रोगायतनमातुरम् ।
रजस्वलमनित्यं च भूतावासमिमं त्यजेत् ॥७७॥

હાડકાંરૂપી થાંભલાવાળું, નસોરૂપી દોરડીઓવાળું, માંસ ને લોહીના લીંપણવાળું, ચામડાથી મઢેલું, મળમૂત્રની ગંદકીથી ભરેલું, ઘડપણ ને શોકથી ઘેરાયેલું, રોગનું ઘર, ભૂખ વગેરેની વેદનાવાળું, રજોગુણી, નાશવંત અને પાંચ મહાભૂતોના રહેઠાણરૂપ આ શરીરનો (મોહ) ત્યાગ કરવો. ૭૬,૭૭

÷ બ્રહ્મનો સાક્ષાત્કાર જેને થયો હોય, તે કર્મોથી બંધાતો નથી; એટલે કે તેનાં હરકોઈ કર્મ તેને ફરી જન્મ આપવા સમર્થ થતાં નથી; કેમકે પૂર્વજન્મમાં મેળવી રાખેલા તેના પુણ્યપાપરૂપી કર્મો તેના બ્રહ્મજ્ઞાનથી નાશ પામે છે; પણ જેને બ્રહ્મનો સાક્ષાત્કાર ન થયો હોય, તેને તો જન્મમરણ ચાલુ જ રહે છે. (कुल्लूक)

દેહાભિમાન છૂટે તો સંસાર છૂટે

नदीकूलं यथा वृक्षो वृक्षं वा शकुनिर्यथा ।
तथा त्यजन्निमं देहं कृच्छ्राद् ग्राहाद्विमुच्यते ॥ ७८ ॥

વૃક્ષ જેમ નદીનો કિનારો છોડે છે અને પંખી જેમ વૃક્ષ છોડે છે, તેમ આ દેહનો (મોહ) જે ત્યાગ કરે છે, તે દુઃખમય સંસારરૂપી ડથી છૂટે છે. ૭૮

ધ્યાનયોગ વડે બ્રહ્મપ્રાપ્તિ

प्रियेषु स्वेषु सुकृतमप्रियेषु च दुष्कृतम् ।
विसृज्य ध्यानयोगेन ब्रह्माभ्येति सनातनम् ॥ ७९ ॥

બ્રહ્મજ્ઞાની પોતાનાં પ્રિય–હિતકારીઓમાં પુણ્યને અને અપ્રિય–અહિતકારીઓમાં પાપને છોડી દઈ (પૂર્વોક્ત) ધ્યાનયોગ વડે સનાતન બ્રહ્મને પામે છે.‡ ૭૯

નિઃસ્પૃહને જ સનાતન સુખ મળે

यदा भावेन भवति सर्वभावेषु निःस्पृहः ।
तदा सुखमवाप्नोति प्रेत्य चेह च शाश्वतम् ॥ ८० ॥

(સંન્યાસી) જ્યારે સર્વ વિષયો વિષે અંતઃકરણપૂર્વક

‡ આમ જ શ્રુતિ પણ કહે છે: 'तस्य पुत्रा दायमुपयन्ति सुहृदः साधुकृत्यां द्विषन्तः पापकृत्याम्—ને જ્ઞાનીના પુત્રો તેનો (જ્ઞાનનો) ભાગ મેળવે છે, તેના મિત્રો તેનાં પુણ્ય મેળવે છે અને તેના શત્રુઓ તેનાં પાપ મેળવે છે.' વળી બીજી શ્રુતિ પણ આમ જ કહે છે: 'तत् सुकृतदुष्कृते विधुनुते, तस्य प्रिया ज्ञातयः सुकृतमुपयन्त्यप्रिया दुष्कृतम् –(જ્ઞાનીનું) તે જ્ઞાન (તેના) પુણ્યપાપને-દૂર કરે છે; (તે આ રીતે–) તેના પ્રિય-સંબંધીઓ તેનું પુણ્ય મેળવી લે છે અને તેના અપ્રિય-શત્રુઓ તેનું પાપ મેળવી લે છે.' (कुल्लूक)

ચારે આશ્રમોનું મૂળ ગૃહસ્થ

ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थो यतिस्तथा ।
एते गृहस्थप्रभवाश्चत्वारः पृथगाश्रमाः ॥ ८७ ॥

બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસી, એ ચારે જુદાજુદા આશ્રમો ગૃહસ્થાશ્રમથી જ ઉત્પન્ન થયા છે. ૮૭

સર્વ આશ્રમના સેવનથી પરમ ગતિ

सर्वेऽपि क्रमशस्त्वेते यथाशास्त्रं निषेविताः ।
यथोक्तकारिणं विप्रं नयन्ति परमां गतिम् ॥ ८८ ॥

આ સર્વ આશ્રમો શાસ્ત્ર અનુસાર અનુક્રમે જે સેવ્યા હોય (અથવા તેઓમાંના ત્રણ, બે કે એક પણ સેવ્યો હોય), તો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે સેવનારા બ્રાહ્મણને તેઓ પરમગતિએ પહોંચાડે છે. ૮૮

બધા કરતા ગૃહસ્થ શ્રેષ્ઠ

सर्वेषामपि चैतेषां वेदस्मृतिविधानतः ।
गृहस्थ उच्यते श्रेष्ठः स त्रीनेतान्बिभर्ति हि ॥ ८९ ॥

વેદ અને સ્મૃતિના વિધાનથી ગૃહસ્થાશ્રમ આ બધાઓમાં શ્રેષ્ઠ કહેવાય છે; કેમકે તે ત્રણેનું પોષણ કરે છે. ૮૯

બધા આશ્રમો ગૃહસ્થના આધારે

यथा नदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम् ।
तथैवाश्रमिणः सर्व गृहस्थे यान्ति संस्थितिम् ॥ ९० ॥

જેમ સર્વ નદો અને નદીઓ સાગરમાં બરાબર સ્થિતિ પામે છે, તેમ સર્વ આશ્રમીઓ ગૃહસ્થમાં સારી રીતે સ્થિતિ પામે છે. ૯૦

ચારે આશ્રમીઓનો સામાન્ય ધર્મ

चतुर्भिरपि चैवैतैर्नित्यमाश्रमिभिर्द्विजैः ।
दशलक्षणको धर्मः सेवितव्यः प्रयत्नतः ॥ ९१ ॥

આ ચારે આશ્રમના દ્વિજવર્ણોએ નિત્ય દશ લક્ષણવાળો ધર્મ પ્રયત્નથી સેવવો જોઈએ. ૯૧

ધર્મનાં દશ લક્ષણો

धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥ ९२ ॥

ધૃતિ,[1] ક્ષમા[2], દમ[3], અસ્તેય[4], શૌચ[5], ઇંદ્રિયનિગ્રહ[6], બુદ્ધિ[7], વિદ્યા[8], સત્ય[9] અને અક્રોધ[10], એ દશ ધર્મનાં લક્ષણ છે. ૯૨

એ ધર્મના પાલનનું ફળ

दश लक्षणानि धर्मस्य ये विप्राः समधीयते ।
अधीत्य चानुवर्तन्ते ते यान्ति परमां गतिम् ॥ ९३ ॥

જે બ્રાહ્મણો ધર્મનાં એ દશ લક્ષણોને સારી રીતે ભણે

---

૧ ધૃતિ એટલે સંતોષ; ૨ ક્ષમા એટલે બીજારૂપે અપકાર કર્યો હોય છતાં તેનો અપકાર ન કરવો, ૩ દમ એટલે મન ઉપરનો કાબૂ 'मनसो दमन दम' 'शीतातपादिद्वन्द्वसहिष्णुता दम'–ટાઢ-તડકો વગેરે જોડકા સહન કરવા, તે દમ કહેવાય છે; ૪ અસ્તેય એટલે અન્યાયથી પારકું ધન લેવું નહિ તે, ૫ શૌચ એટલે માટી તથા પાણીથી શરીરની સફાઈ રાખવી તે, ૬ ઇંદ્રિયનિગ્રહ એટલે આંખ વગેરે ઇંદ્રિયોને કાબૂમાં રાખવી તે, ૭ બુદ્ધિ એટલે શાસ્ત્ર વગેરેના તત્ત્વનું જ્ઞાન; ૮ વિદ્યા એટલે આત્માનું જ્ઞાન, ૯ સત્ય એટલે સાચું સંપૂર્ણજ્ઞાન; ૧૦ અક્રોધ એટલે ક્રોધનું કારણ હોય છતાં ક્રોધને ન થવા દેવો તે; આમ દશ પ્રકારનું ધર્મનું સ્વરૂપ છે (कुल्लूक)

(અથવા જાણે) છે અને તેને ભણી (જાણી) બરાબર તેનું પાલન કરે છે, તેઓ પરમ ગતિ મોક્ષ પામે છે. ૯૩

વેદાન્તશ્રવણ પછી સંન્યાસ

दशलक्षणकं धर्ममनुतिष्ठन्समाहितः ।
वेदान्तं विधिवच्छ्रुत्वा संन्यसेदनृणो द्विजः ॥ ९४ ॥

દ્વિજવર્ણે દશ લક્ષણવાળા ધર્મનું સાવધાન ચિત્તે પાલન કરતા રહી વેદાન્તનું વિધિપૂર્વક શ્રવણ કરી, (ત્રણ) ઋણથી રહિત થયા પછી સંન્યાસ લેવો. ૯૪

કુટીચર સંન્યાસીનો ખાસ ધર્મ

संन्यस्य सर्वकर्माणि कर्मदोषानपानुदन् ।
नियतो वेदमभ्यस्य पुत्रैश्वर्ये सुखं वसेत् ॥ ९५ ॥

(અગ્નિહોત્રાદિ) સર્વ કર્મોનો ત્યાગ કરી, કર્મના દોષોનો નાશ કરી, નિયમપરાયણ રહી અને વેદાભ્યાસ કરીને તેણે પુત્રના ઐશ્વર્યમાં (પુત્રને ઘેર જ તેણે આપેલાં અન્નવસ્ત્રથી નિશ્ચિંત બની) સુખપૂર્વક રહેવું. ૯૫

સંન્યાસી પણ વેદનો ત્યાગ ન કરે

[ संन्यसेत्सर्वकर्माणि वेदमेकं न संन्यसेत् ।
वेदसंन्यासतः शूद्रस्तस्माद्वेदं न संन्यसेत् ॥

સર્વ કર્મોનો ત્યાગ કરવો, પણ એક વેદનો ત્યાગ ન કરવો; વેદનો ત્યાગ કરવાથી શૂદ્ર થઈ જવાય છે, તેથી વેદનો ત્યાગ કરવો નહિ. ]

સંન્યાસથી પાપનો નાશ અને પરમગતિ

एवं संन्यस्य कर्माणि स्वकार्यपरमोऽस्पृहः ।
संन्यासेनापहत्यैनः प्राप्नोति परमां गतिम् ॥ ९६ ॥

એમ કર્મોનો ત્યાગ કરી (આત્મસાક્ષાત્કાર કરવારૂપ) પોતાના કાર્યમાં પરાયણ રહેનારો અને સ્પૃહાવગરનો થયેલો પુરુષ સંન્યાસથી પાપોનો નાશ કરી પરમ ગતિ–મોક્ષ પામે છે.૯૬

રાજધર્મ કહેવાની પ્રતિજ્ઞા

एष वोऽभिहितो धर्मो ब्राह्मणस्य चतुर्विधः ।
पुण्योऽक्षयफलः प्रेत्य राज्ञां धर्मं निबोधत ॥ ९७ ॥

પરલોકમાં અક્ષય ફળ આપવાવાળો બ્રાહ્મણનો આ પવિત્ર (બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસી થવા રૂપ) ચાર પ્રકારનો ધર્મ તમને કહ્યો; હવે રાજાનો ધર્મ તમે સાંભળો.૯૭

इति श्रीमानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां
षष्ठोऽध्यायः ।

ઇતિ શ્રીમાનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૬ઠ્ઠો સમાપ્ત

## અધ્યાય ૭મો

રાજાના ધર્મો

राजधर्मान्प्रवक्ष्यामि यथावृत्तो भवेन्नृपः ।
संभवश्च यथा तस्य सिद्धिश्च परमा यथा ॥ १ ॥

હવે હું રાજાના ધર્મો કહું છું; તેમ જ રાજા જેવા આચરણવાળો હોવો જોઈએ, જે પ્રકારે તેની ઉત્પત્તિ થઈ છે અને જે પ્રકારે તેને પરમ સિદ્ધિ પ્રાપ્ત થાય છે, તે પણ હું કહું છું. ૧

લોકરક્ષણ–એ રાજાનું કર્તવ્ય

ब्राह्मं प्राप्तेन संस्कारं क्षत्रियेण यथाविधि ।
सर्वस्यास्य यथान्यायं कर्तव्यं परिरक्षणम् ॥ २ ॥

વિધિ પ્રમાણે જનોઈનો સંસ્કાર પામેલા÷ ક્ષત્રિયે ન્યાયપૂર્વક આ સર્વ લોકનું બરાબર રક્ષણ કરવું. ૨

સર્વની રક્ષા માટે પ્રભુએ રાજાને સર્જ્યો છે

अराजके हि लोकेऽस्मिन्सर्वतो विद्रुते भयात् ।
रक्षार्थमस्य सर्वस्य राजानमसृजत्प्रभुः ॥ ३ ॥

કેમકે રાજાવિનાનો આ લોક ચોપાસના ભયથી નાસભાગ કરવા લાગ્યો, ત્યારે પ્રભુએ એ સર્વની રક્ષા માટે રાજાને સર્જ્યો છે. ૩

રાજા દેવાંશી છે

इन्द्रानिलयमार्काणामग्नेश्च वरुणस्य च ।
चन्द्रवित्तेशयोश्चैव मात्रा निर्हृत्य शाश्वतीः ॥ ४ ॥

ઇન્દ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, વરુણ, ચંદ્ર અને કુબેરના સનાતન (અંશોને) આકર્ષી પ્રભુએ રાજાને સર્જ્યો છે. ૪

રાજા સર્વ કરતાં ચઢિયાતો છે

यस्मादेषां सुरेन्द्राणां मात्राभ्यो निर्मितो नृपः ।
तस्मादभिभवत्येष सर्वभूतानि तेजसा ॥ ५ ॥

એમ ઇંદ્રાદિ દેવોના એ અંશોથી રાજા સર્જાયો છે; તેથી તે પોતાના તેજ વડે સર્વ પ્રાણીઓ ઉપર પ્રભાવ પાડે છે. ૫

तपत्यादित्यवच्चैष चक्षूंषि च मनांसि च ।
न चैनं भुवि शक्नोति कश्चिदप्यभिवीक्षितुम् ॥ ६ ॥

÷ અહીં સૂચવ્યું છે, કે ક્ષત્રિય જ રાજ્યનો અધિકારી છે. તેનાં સર્વ કર્મોમાં પ્રજાનું રક્ષણ, એ જ શ્રેષ્ઠ કર્મ છે. બ્રાહ્મણ, વૈશ્ય કે શૂદ્ર પણ જો આપત્તિમાં આવી પડ્યો હોય તો 'जीवेत् क्षत्रियधर्मेण-ક્ષત્રિય કર્મથી પણ તેણે જીવવું' એમ કહેવાશે. (कुल्लूक)

તે (સર્વનાં) મનને તથા આંખને સૂર્યની જેમ તપાવે છે; એથી પૃથ્વી પર કોઈ પણ તેની સામે જોવા સમર્થ થતું નથી. ૬

રાજા આઠ લોકપાલોરૂપ છે.

सोऽग्निर्भवति वायुश्च सोऽर्कः सोमः स धर्मराट् ।
स कुबेरः स वरुणः स महेन्द्रः प्रभावतः ॥ ७ ॥

પ્રભાવ વડે તે અગ્નિરૂપ, વાયુરૂપ, સૂર્યરૂપ, ચંદ્રરૂપ યમરૂપ, કુબેરરૂપ, વરુણરૂપ અને ઇંદ્રરૂપ થાય છે. ૭

બાળક રાજાનું પણ અપમાન કરવું નહિ

बालोऽपि नावमन्तव्यो मनुष्य इति भूमिपः ।
महती देवता ह्येषा नररूपेण तिष्ठति ॥ ८ ॥

રાજા બાળક હોય, તોપણ તેનું અપમાન કરવું નહિ; કેમકે એ મનુષ્યના રૂપમાં મહાન દેવતા જ છે. ૮

રાજારૂપ અગ્નિ આખું કુળ બાળી નાખે

एकमेव दहत्यग्निर्नरं दुरुपसर्पिणम् ।
कुलं दहति राजाग्निः सपशुद्रव्यसंचयम् ॥ ९ ॥

અગ્નિ તો અસાવધપણાથી પાસે આવનાર એકને જ બાળે છે; ત્યારે રાજારૂપી અગ્નિ તો પશુ અને ધનના સંગ્રહ સાથે આખા કુળને બાળે છે. ૯

રાજા અનેક સ્વરૂપો ધરે છે

कार्यं सोऽवेक्ष्य शक्तिं च देशकालौ च तत्त्वतः ।
कुरुते धर्मसिद्ध्यर्थं विश्वरूपं पुनः पुनः ॥ १० ॥

કાર્ય, શક્તિ અને દેશકાળનો સાચો વિચાર કરી ધર્મની સિદ્ધિ માટે વારંવાર અનેક રૂપો તે ધારણ કરે છે. ૧૦

રાજા સર્વ તેજમય છે

यस्य प्रसादे पद्मा श्रीर्विजयश्च पराक्रमे ।
मृत्युश्च वसति क्रोधे सर्वतेजोमयो हि सः ॥ ११ ॥

જેની પ્રસન્નતા થતાં લક્ષ્મી મળે છે, જેના પરાક્રમમાં વિજય રહે છે અને જેના ક્રોધમાં મૃત્યુ વસે છે, તે રાજા ખરેખર, સર્વ તેજથી યુક્ત છે. ૧૧

રાજાનો દ્વેષ કરનાર નાશ પામે

तं यस्तु द्वेष्टि संमोहात्स विनश्यत्यसंशयम् ।
तस्य ह्याशु विनाशाय राजा प्रकुरुते मनः ॥ १२ ॥

મૂઢતાથી જે રાજાનો દ્વેષ કરે છે, તે અવશ્ય નાશ પામે છે; કેમકે રાજા તેનો તત્કાળ નાશ કરવા મનમાં વિચાર કરે છે.૧૨

तस्माद्धर्मं यमिष्टेषु स व्यवस्येन्नराधिपः ।
अनिष्टं चाप्यनिष्टेषु तं धर्मं न विचालयेत् ॥ १३ ॥

તેથી રાજા પોતે ઇચ્છેલામાં જે ધર્મની વ્યવસ્થા કરે, તથા પોતે નહિ ઇચ્છેલા વિષયમાં જે નિર્ણય આપે, તે ધર્મ-નિર્ણયનું ઉલ્લંઘન કરવું નહિ. ૧૩

રાજદંડની મોટાઈ

तस्यार्थे सर्वभूतानां गोप्तारं धर्ममात्मजम् ।
ब्रह्मतेजोमयं दण्डमसृजत्पूर्वमीश्वरः ॥ १४ ॥

તે રાજાના પ્રયોજનની સિદ્ધિ માટે ઈશ્વર–બ્રહ્માએ સર્વ પ્રાણીઓનું રક્ષણ કરનાર અને બ્રહ્મતેજથી પૂર્ણ ધર્મરૂપ(પોતાના) પુત્ર એવા દંડને પ્રથમ સર્જ્યો છે. ૧૪

तस्य सर्वाणि भूतानि स्थावराणि चराणि च ।
भयाद्भोगाय कल्पन्ते स्वधर्मान्न चलन्ति च ॥ १५ ॥

તે દંડના ભયથી જંગમ અને સ્થાવર સર્વ જીવો ભોગ ભોગવી શકે છે અને પોતાના ધર્મથી ચલિત થતા નથી. ૧૫

રાજદંડના ઉપયોગ માટે રાજાને સૂચના

तं देशकालौ शक्तिं च विद्यां चावेक्ष्य तत्त्वतः ।
यथार्हतः संप्रणयेन्नरेष्वन्यायवर्तिषु ॥ १६ ॥

રાજાએ દેશ, કાળ, શક્તિ અને વિદ્યાની બરાબર તપાસ કર્યા પછી અન્યાયથી વર્તનારા માણસો વિષે તે દંડનો યથાયોગ્ય ઉપયોગ કરવો. ૧૬

ખરી રીતે રાજદંડ જ રાજા

स राजा पुरुषो दण्डः स नेता शासिता च सः ।
चतुर्णामाश्रमाणां च धर्मस्य प्रतिभूः स्मृतः ॥ १७ ॥

તે દંડ જ રાજા છે, તે જ પુરુષ છે, તે જ નેતા છે, તે જ શાસનકર્તા છે; અને તે દંડને જ ચારે આશ્રમોના ધર્મનો સાક્ષી કહ્યો છે. ૧૭

રાજદંડ એ જ ધર્મ

दण्डः शास्ति प्रजाः सर्वा दण्ड एवाभिरक्षति ।
दण्डः सुप्तेषु जागर्ति दण्डं धर्मं विदुर्बुधाः ॥ १८ ॥

દંડ જ સર્વ પ્રજાનું શાસન કરે છે, દંડ જ સૌનું ચોપાસ રક્ષણ કરે છે; અને બધાં સૂઈ ગયા હોય ત્યારે દંડ જ જાગે છે; માટે પંડિતો દંડને જ ધર્મરૂપ જાણે છે. ૧૮

એ દંડના સદુપયોગ તથા ગેરઉપયોગ વિષે

समीक्ष्य स धृतः सम्यक्सर्वा रञ्जयति प्रजाः ।
असमीक्ष्य प्रणीतस्तु विनाशयति सर्वतः ॥ १९ ॥

બરાબર તપાસ કરી યથાયોગ્ય યોજેલો તે દંડ સર્વ પ્રજાઓને રાજી રાખે છે; પણ તપાસ કર્યા વિના વગરવિચારે વાપરેલો તે દંડ સર્વનો નાશ કરે છે. ૧૯

રાજા શિક્ષાપાત્રને શિક્ષા ન કરે તો અનર્થ

यदि न प्रणयेद्राजा दण्डं दण्ड्येष्वतन्द्रितः ।
शूले मत्स्यानिवापक्ष्यन्दुर्बलान्बलवत्तराः ॥ २० ॥

જો રાજા શિક્ષા કરવા યોગ્ય માણસોને શિક્ષા ન કરે, તો જેમ (મચ્છીમાર) શૂળી ઉપર માછલાંને વીંધી નાખે છે, તેમ બળવાન માણસો દુર્બળોને મારી નાખે. ૨૦

अद्यात्काकः पुरोडाशं श्वा च लिह्याद्धविस्तथा ।
स्वाम्यं च न स्यात्कस्मिंश्चित्प्रवर्तेताधरोत्तरम् ॥ २१ ॥

(જો રાજા શિક્ષા ન કરે તો) કાગડો પુરોડાશ ખાઈ જાય, કૂતરો દેવબલિ ચાટી જાય, ક્યાંય કોઈની માલિકી ન રહે અને નીચ લોકો ઉંચાની તથા ઉંચા લોકો નીચાની પ્રવૃત્તિ કરવા મંડી પડે. ૨૧

દંડના ભયથી જ બધા બરાબર વર્તે છે

सर्वो दण्डजितो लोको दुर्लभो हि शुचिर्नरः ।
दण्डस्य हि भयात्सर्वं जगद्भोगाय कल्पते ॥ २२ ॥

બધા લોક દંડથી જ વશ રહે છે; કેમકે સ્વભાવથી પવિત્ર એવો માણસ દુર્લભ છે. દંડના ભયથી જ આખું જગત (પોતપોતાના) ભોગ ભોગવવા સમર્થ થાય છે. ૨૨

देवदानवगन्धर्वा रक्षांसि पतगोरगाः ।
तेऽपि भोगाय कल्पन्ते दण्डेनैव निपीडिताः ॥ २३ ॥

દેવો, દાનવો, ગંધર્વો, રાક્ષસો, પક્ષીઓ અને સર્પો પણ ડથી જ દબાઈને પોતપોતાના ભોગ ભોગવી શકે છે. ૨૩

દંડના દુરુપયોગનાં માઠાં ફળ

दुष्येयुः सर्ववर्णाश्च भिद्येरन्सर्वसेतवः ।
सर्वलोकप्रकोपश्च भवेद्दण्डस्य विभ्रमात् ॥ २४ ॥

દંડના દુરુપયોગથી સર્વ વર્ણો દૂષિત થાય, સર્વ શાસ્ત્ર-નિયમો તૂટી પડે અને સર્વ લોકમાં ખળભળાટ જાગે. ૨૪

यत्र श्यामो लोहिताक्षो दण्डश्चरति पापहा ।
प्रजास्तत्र न मुह्यन्ति नेता चेत्साधु पश्यति ॥ २५ ॥

જ્યાં પાપનો નાશ કરનારો, શ્યામવર્ણવાળો અને લાલ આંખોવાળો દંડ ઘૂમે છે અને જ્યાં દંડ કરનારો બરાબર તપાસ રાખે છે (એટલે યથાયોગ્ય શિક્ષા કરી જાણે), ત્યાં પ્રજા મૂંઝાતી નથી. ૨૫

એ દંડ કરનાર રાજા કેવો જોઈએ?

तस्याहुः संप्रणेतारं राजानं सत्यवादिनम् ।
समीक्ष्यकारिणं प्राज्ञं धर्मकामार्थकोविदम् ॥ २६ ॥

તે દંડનો ઉપયોગ કરનારો રાજા સત્યવાદી, વિચારપૂર્વક કામ કરનારો, બુદ્ધિમાન અને ધર્મ, અર્થ તથા કામને સારી રીતે જાણનારો હોવો જોઈએ, એમ વિદ્વાનો કહે છે. ૨૬

દંડથી રાજાની વૃદ્ધિ અને નાશ

तं राजा प्रणयन्सम्यक् त्रिवर्गेणाभिवर्धते ।
कामात्मा विषमः क्षुद्रो दण्डेनैव निहन्यते ॥ २७ ॥

રાજા તે દંડનો બરાબર ઉપયોગ કરે, તો ધર્મ, અર્થ

અને કામ એ ત્રણેથી વૃદ્ધિ પામે છે; પણ એ રાજા નીચ, વિષયાસક્ત અને અન્યાયી હોય, તો તે વિપરીત વર્તનારો શૂદ્ર દંડથી જ મારો જાય છે. ૨૭

दण्डो हि सुमहत्तेजो दुर्धरश्चाकृतात्मभिः ।
धर्माद्विचलितं हन्ति नृपमेव सबान्धवम् ॥ २८ ॥

કેમકે દંડ એ અતિશય મોટું તેજ છે; (શાસ્ત્રીય) સંસ્કાર વિનાના (રાજા)ઓ વડે તેને ધારણ કરવો મુશ્કેલ છે; એથી જ (એ દંડ) ધર્મથી ભ્રષ્ટ થયેલા રાજાનો જ તેના સગાસંબંધીઓ સાથે નાશ કરે છે. ૨૮

ગેરવાજબી દંડ શું કરે છે?

ततो दुर्गं च राष्ट्रं च लोकं च सचराचरम् ।
अन्तरिक्षगतांश्चैव मुनीन्देवांश्च पीडयेत् ॥ २९ ॥

તેથી (અન્યાયી દંડ) દુર્ગને, રાષ્ટ્રને, સચરાચર લોકને, અંતરિક્ષમાં રહેલા મુનિઓને તેમ જ દેવોને પણ પીડે છે. ૨૯

કેવો રાજા ન્યાયી દંડ નથી કરી શકતો?

सोऽसहायेन मूढेन लुब्धेनाकृतबुद्धिना ।
न शक्यो न्यायतो नेतुं सक्तेन विषयेषु च ॥ ३० ॥

જે રાજા સહાયવિનાનો, મૂઢ, લોભિયો, અસંસ્કારી બુદ્ધિવાળો અને વિષયોમાં આસક્ત હોય છે, તે ન્યાયપૂર્વક દંડ કરી શકતો નથી. ૩૦

અને કેવો રાજા ન્યાયી દંડ કરી શકે છે?

शुचिना सत्यसन्धेन यथाशास्त्रानुसारिणा ।
प्रणेतुं शक्यते दण्डः सुसहायेन धीमता ॥ ३१ ॥

જે રાજા પવિત્ર, સત્યપ્રતિજ્ઞાવાળો, શાસ્ત્રાનુસાર વર્તનારો, (મંત્રી આદિ) ઉત્તમ સહાયકોવાળો અને બુદ્ધિમાન હોય છે, તે જ ન્યાયપૂર્વક દંડ કરી શકે છે. ૩૧

રાજાને શિખામણ

स्वराष्ट्रे न्यायवृत्तः स्यात्भृशदण्डश्च शत्रुषु ।
सुहृत्स्वजिह्मः स्निग्धेषु ब्राह्मणेषु क्षमान्वितः ॥ ३२ ॥

રાજાએ પોતાના દેશમાં ન્યાયથી વર્તવું, શત્રુઓને તીક્ષ્ણ શિક્ષા કરવી; સ્નેહી મિત્રો વિષે કપટ ન કરવું અને બ્રાહ્મણો વિષે ક્ષમાયુક્ત રહેવું. ૩૨

સદાચારી રાજાનો યશવિસ્તાર

एवंवृत्तस्य नृपतेः शिलोञ्छेनापि जीवतः ।
विस्तीर्यते यशो लोके तैलबिन्दुरिवाम्भसि ॥ ३३ ॥

એમ (સદાચારથી) વર્તનારો રાજા (કોઈ વેળા ખજાનો ખૂટી પડતાં) શિલોંછવૃત્તિથી જીવતો હોય, તોપણ તેનો યશ પાણીમાં તેલના ટીપાંની જેમ લોકમાં ફેલાય છે. ૩૩

દુરાચારી રાજા યશસ્વી ન બને

अतस्तु विपरीतस्य नृपतेरजितात्मनः ।
संक्षिप्यते यशो लोके घृतबिन्दुरिवाम्भसि ॥ ३४ ॥

પણ એથી ઊલટું વર્તનાર અને વિષયને વશ ચિત્તવાળા રાજાનો યશ, જેમ ઘીનું ટીપું પાણીમાં સંકોચાઈ જાય છે, તેમ લોકમાં સંક્ષિપ્ત–ટૂંકો થાય છે. ૩૪

રાજા સર્વનું રક્ષણ કરનાર હોય

स्वे स्वे धर्मे निविष्टानां सर्वेषामनुपूर्वशः ।
वर्णानामाश्रमाणां च राजा सृष्टोऽभिरक्षिता ॥ ३५ ॥

અનુક્રમે પોતપોતાના ધર્મમાં રહેનારા સર્વ વર્ણોનું તથા આશ્રમોનું ચોપાસથી રક્ષણ કરનાર તરીકે રાજા સર્જ્યો છે. ૩૫

રાજાનાં કર્તવ્ય

तेन यद्यत्सभृत्येन कर्तव्यं रक्षता प्रजाः ।
तत्तद्वोऽहं प्रवक्ष्यामि यथावदनुपूर्वशः ॥ ३६ ॥

પ્રજાઓનું રક્ષણ કરતા રાજાએ પોતાના (પ્રધાન વગેરે) સેવકોની સાથે રહી જે જે કરવું જોઈએ, તે તે હું બરાબર અનુક્રમે તમને કહું છું. ૩૬

રાજાએ વિદ્વાન વૃદ્ધ બ્રાહ્મણો સેવવા

ब्राह्मणान्पर्युपासीत प्रातरुत्थाय पार्थिवः ।
त्रैविद्यवृद्धान्विदुषस्तिष्ठेत्तेषां च शासने ॥ ३७ ॥

સવારમાં ઊઠીને રાજાએ ત્રણ વેદોના જ્ઞાનથી વૃદ્ધ ગણાતા વિદ્વાન બ્રાહ્મણોની સેવા કરવી અને તેમની આજ્ઞામાં રહેવું.

वृद्धांश्च नित्यं सेवेत विप्रान्वेदविदः शुचीन् ।
वृद्धसेवी हि सततं रक्षोभिरपि पूज्यते ॥ ३८ ॥

રાજાએ વૃદ્ધ, વેદ જાણનાર અને પવિત્ર બ્રાહ્મણોની નિત્ય સેવા કરવી; કારણકે (એવા) વૃદ્ધોની સેવા કરનારને રાક્ષસો પણ નિરંતર પૂજે છે. ૩૮

વિનયવાળો રાજા નાશ ન પામે

तेभ्योऽधिगच्छेद्विनयं विनीतात्मापि नित्यशः ।
विनीतात्मा हि नृपतिर्न विनश्यति कर्हिचित् ॥ ३९ ॥

પોતે (સંસ્કારી હોઈ) વિનયવાળો હોય, તોપણ રાજાએ તે વૃદ્ધો પાસેથી નિત્ય વધારે વિનય મેળવવો; કેમકે વિનયી

રાજ્ય કદી નાશ પામતો નથી. ૩૯

અવિનય તથા વિનયનું ફળ

बहवोऽविनयान्नष्टा राजानः सपरिच्छदाः ।
वनस्था अपि राज्यानि विनयात्प्रतिपेदिरे ॥ ४० ॥

અવિનયથી ઘણા રાજાઓ પરિવાર સાથે નાશ પામ્યા છે; જ્યારે વિનયથી વનમાં રહેલા પણ રાજ્યો પામ્યા છે. ૪૦

અવિનયથી નાશ પામેલાના દાખલા

वेनो विनष्टोऽविनयान्नहुपश्चैव पार्थिवः ।
सुदाः पैजवनश्चैव सुमुखो निमिरेव च ॥ ४१ ॥

વેન, નહુષ રાજા, પિજવનનો પુત્ર સુદાસ, સુમુખ અને નિમિ; એ રાજાઓ અવિનયથી જ નાશ પામ્યા હતા. ૪૧

વિનયથી રાજ્ય વગેરે પામેલાના દાખલા

पृथुस्तु विनयाद्राज्यं प्राप्तवान्मनुरेव च ।
कुबेरश्च धनैश्वर्यं ब्राह्मण्यं चैव गाधिजः ॥ ४२ ॥

જ્યારે વિનયને લીધે પૃથુ અને મનુ રાજ્ય પામ્યા હતા; અને કુબેરે ધનપતિપણું તથા વિશ્વામિત્રે બ્રાહ્મણપણું મેળવ્યું હતું. ૪૨

રાજા માટે વેદો વગેરેનો અભ્યાસ જરૂરી

त्रैविद्येभ्यस्त्रयीं विद्यां दण्डनीतिं च शाश्वतीम् ।
आन्वीक्षिकीं चात्मविद्यां वार्तारम्भांश्च लोकतः ॥ ४३ ॥

રાજાએ ત્રણ વેદોના જાણનાર પાસેથી ત્રણે વેદોનું અધ્યયન કરવું, સનાતન દંડનીતિ શીખવી, તર્કવિદ્યા જાણવી, બ્રહ્મવિદ્યા મેળવવી અને લોકો પાસેથી ખેતી તથા વેપાર વગેરેની

વ્યવહારુ વિદ્યા જાણવી. ૪૩

રાજા જિતેંદ્રિય હોવો જ જોઈએ

इन्द्रियाणां जये योगं समातिष्ठेद्दिवानिशम् ।
जितेन्द्रियो हि शक्नोति वशे स्थापयितुं प्रजाः ॥ ४४ ॥

રાજાએ રાતદિવસ ઇંદ્રિયોને જીતવા યત્ન કરવો; કેમકે જિતેંદ્રિય રાજા જ પ્રજાઓને વશમાં રાખી શકે છે. ૪૪

તેણે વ્યસનો છોડવાં

दश कामसमुत्थानि तथाष्टौ क्रोधजानि च ।
व्यसनानि दुरन्तानि प्रयत्नेन विवर्जयेत् ॥ ४५ ॥

કામથી ઉત્પન્ન થતાં દશ અને ક્રોધથી ઉત્પન્ન થતાં આઠ દુષ્ટ પરિણામવાળાં વ્યસનોને (રાજાએ) પ્રયત્નથી છોડવાં. ૪૫

વ્યસનોથી ખરાબી

कामजेषु प्रसक्तो हि व्यसनेषु महीपतिः ।
वियुज्यतेऽर्थधर्माभ्यां क्रोधजेष्वात्मनैव तु ॥ ४६ ॥

જે રાજા કામથી ઉત્પન્ન થતાં વ્યસનોમાં આસક્ત થાય છે, તે ધર્મ અને અર્થથી ભ્રષ્ટ થાય છે; અને જે ક્રોધથી ઊપજતાં વ્યસનોમાં આસક્ત થાય છે, તે જીવથી જાય છે. ૪૬

કામથી થતાં દશ વ્યસનો

मृगयाऽक्षो दिवास्वप्नः परिवादः स्त्रियो मदः ।
तौर्यत्रिकं वृथाट्या च कामजो दशको गणः ॥ ४७ ॥

શિકાર, જુગાર, દિવસે ઊંઘ, કૂથલી, સ્ત્રીઓમાં આસક્તિ, મદ્યપાન, નાચ, ગાન, વાદન તેમ જ વ્યર્થ રખડવું; એ દશ કામથી થતાં વ્યસનો છે. ૪૭

ક્રોધથી થતાં આઠ વ્યસનો

पैशुन्यं साहसं द्रोह ईर्ष्यासूयार्थदूषणम् ।
वाग्दण्डजं च पारुष्यं क्रोधजोऽपि गणोऽष्टकः ॥ ४८ ॥

ચાડીચૂગલી, સાહસકાર્ય, દ્રોહ, ઈર્ષ્યા, (બીજા ઉપર ખોટા) દોષારોપ, બીજાની વસ્તુ પડાવી લેવી, લેણું ન આપવું અને કઠોર વાણી તથા મારામારીથી થતી કઠોરતા; એ આઠ ક્રોધથી ઊપજતાં વ્યસનો છે. ૪૮

એ વ્યસનોનું મૂળ લોભ

द्वयोरप्येतयोर्मूलं यं सर्वे कवयो विदुः ।
तं यत्नेन जयेल्लोभं तज्जावेतावुभौ गणौ ॥ ४९ ॥

સર્વ પંડિતો આ બે (વ્યસનોના) સમૂહોના મૂળરૂપે લોભને જાણે છે, માટે તે લોભને પ્રયત્નથી જીતવો; કેમકે એ લોભથી જ તે બેય વ્યસનોનાં જૂથો ઊપજે છે. ૪૯

કામનાં વ્યસનોમાં ચાર તો મહા ભયંકર છે

पानमक्षाः स्त्रियश्चैव मृगया च यथाक्रमम् ।
एतत्कष्टतमं विद्याच्चतुष्कं कामजे गणे ॥ ५० ॥

દશ પ્રકારનાં કામથી થતાં જૂથમાં મદિરાપાન, જુગાર, (અતિશય) સ્ત્રીસંગ અને શિકાર; એ ચાર અનુક્રમે વધારે દુઃખકારી છે. ૫૦

ક્રોધનાં વ્યસનોમાં ત્રણ વધારે ખરાબ છે

दण्डस्य पातनं चैव वाक्पारुष्यार्थदूषणे ।
क्रोधजेऽपि गणे विद्यात्कष्टमेतत्त्रिकं सदा ॥ ५१ ॥

(અયોગ્ય) દંડ દેવો, કઠોર વાણી અને પારકી વસ્તુ પડાવી

લેવી; એ ત્રણ ક્રોધથી ઉત્પન્ન થતાં વ્યસનોના જૂથમાં સદા અત્યંત કષ્ટરૂપ છે. ૫૧

પૂર્વોક્ત સાતમાં વિશેષતા

सप्तकस्यास्य वर्गस्य सर्वत्रैवानुषङ्गिणः ।
पूर्वं पूर्वं गुरुतरं विद्याद्व्यसनमात्मवान् ॥ ५२ ॥

( મદિરાપાન વગેરે ચાર અને અયોગ્ય દંડ વગેરે ત્રણ, એમ ) એ સાત વ્યસનો દરેક રાજામાં ( લગભગ ) લાગુ જ રહેનારાં છે અને તેમાં પહેલુંપહેલું વ્યસન પછીપછીના વ્યસન કરતાં વધારે કષ્ટદાયક હોય છે, એમ ઉત્તમ રાજાએ જાણવું.

મોત કરતાં યે વ્યસન ખરાબ

व्यसनस्य च मृत्योश्च व्यसनं कष्टमुच्यते ।
व्यसन्यधोऽधो व्रजति स्वर्यात्यव्यसनी मृतः ॥ ५३ ॥

વ્યસન અને મૃત્યુ એ બેમાં વ્યસન વધારે દુઃખદાયી કહેવાય છે; કેમકે વ્યસની માણસ નીચેનીચે ( ઘણાં ) નરકમાં પડ્યા કરે છે; જ્યારે વ્યસનવિનાનો માણસ (પુણ્યાત્મા હોઈ) મરીને સ્વર્ગમાં જાય છે. ૫૩

રાજાએ સાત કે આઠ મંત્રીઓ રાખવા

मौलाञ्छास्त्रविदः शूराँल्लब्धलक्षान्कुलोद्गतान् ।
सचिवान्सप्त चाष्टौ वा प्रकुर्वीत परीक्षितान् ॥ ५४ ॥

રાજાએ વંશપરંપરાથી સેવા કરનારા, શાસ્ત્રોને જાણનારા, શૂરવીર, ધાર્યું નિશાન પાડે એવા આયુધકુશળ, શુદ્ધ કુળમાં જન્મેલા અને પરીક્ષા કરેલા એવા સાત કે આઠ મંત્રીઓ નીમવા. ૫૪

મંત્રીઓની સહાય જરૂરી

**अपि यत्सुकरं कर्म तदप्येकेन दुष्करम् ।**
**विशेषतोऽसहायेन किंतु राज्यं महोदयम् ॥ ५५ ॥**

જે કામ સહેલું હોય તે પણ એકલાએ કરવું મુશ્કેલ હોય છે; તો મહાફળવાળું રાજ્ય તો સહાય વિના એકલાએ ચલાવવું, એ વધારે મુશ્કેલ કેમ ન હોય ? ૫૫

મંત્રીઓ સાથે મંત્રણા

**तैः सार्धं चिन्तयेन्नित्यं सामान्यं संधिविग्रहम् ।**
**स्थानं समुदयं गुप्तिं लब्धप्रशमनानि च ॥ ५६ ॥**

સામાન્ય સંધિવિગ્રહ, સ્થાન, સમુદય, ગુપ્તિ અને લબ્ધપ્રશમન–એ વિષે તે મંત્રીઓ સાથે નિત્ય વિચાર કરવો.÷ ૫૬

કાર્યવિધાનની રીતિ

**तेषां स्वं स्वमभिप्रायमुपलभ्य पृथक् पृथक् ।**
**समस्तानां च कार्येषु विदध्याद्धितमात्मनः ॥ ५७ ॥**

÷ સ્થાન ચાર પ્રકારનું છે: દંડ, કોશ, પુર અને રાષ્ટ્ર; એમાં દંડ એટલે હાથી, ઘોડા, રથ વગેરેનું પોષણ તથા રક્ષણ કરવું તે; કોશમાં હીરા, મોતી, સોનું, રૂપું વગેરેની આવકજાવક તથા ન્યાયખાતામાં જાગૃતિ એ બાબતો છે; પુર વિશે આ પુસ્તકમાં જ વિવરણ આવશે; રાષ્ટ્રના રક્ષણમાં જળાશયો, જળપ્રવાહો તથા પશુઓ વગેરેનું સંરક્ષણ તથા નહેર વગેરે છે; સમુદય એટલે ખેતીવાડી, શિલ્પકળા વગેરે ધન ઉત્પન્ન કરનારા વ્યવહારો; ગુપ્તિ એટલે પોતાની અને દેશની રક્ષા. લબ્ધપ્રશમન એટલે મેળવેલા શત્રુરાજ્યને પ્રીતિ અને પ્રતાપથી પ્રસન્ન રાખવું; સ્થાન, સમુદય, ગુપ્તિ અને લબ્ધપ્રશમન, એ ચારના આ પણ બીજા અર્થો અનુક્રમે છે: પોતાની જગ્યાએ રહેવું, ચડાઈ, સબળ રાજાના આશ્રયે રહી આત્મરક્ષણ કરવું અને મળેલી વસ્તુઓની સત્પાત્રમાં વહેંચણી કરવી.

હરેકોઈ કાર્યમાં પ્રથમ તે દરેક મંત્રીના પોતપોતાના જુદાજુદા અભિપ્રાયો લઈને બધાનો એકઠો અભિપ્રાય લેવો અને તે પછી પોતાનું જે હિત(કર) હોય તે કાર્ય કરવું. ૫૭

૬ ગુણવાળી મંત્રણા

सर्वेषां तु विशिष्टेन ब्राह्मणेन विपश्चिता ।
मन्त्रयेत्परमं मन्त्रं राजा षाड्गुण्यसंयुतम् ॥ ५८ ॥

રાજાએ સર્વ મંત્રીઓમાં ઉત્તમ વિદ્વાન બ્રાહ્મણ (મંત્રી) સાથે (સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધ અને આશ્રય—એ) ૬ ગુણવાળી શ્રેષ્ઠ મંત્રણા કરવી. ૫૮

ઉત્તમ મંત્રી પર વિશ્વાસપૂર્વકનો કાર્યારંભ

नित्यं तस्मिन्समाश्वस्तः सर्वकार्याणि निःक्षिपेत् ।
तेन सार्धं विनिश्चित्य ततः कर्म समारभेत् ॥ ५९ ॥

નિત્ય તેના પર વિશ્વાસ રાખી બધાં કાર્યો તેના ઉપર મૂકવાં અને તેની સાથે નિર્ણય કર્યા પછી કાર્ય આરંભવું. ૫૯

બીજા પણ મંત્રીઓ રાખવા

अन्यानपि प्रकुर्वीत शुचीन्प्राज्ञानवस्थितान् ।
सम्यगर्थसमाहर्तॄनमात्यान्सुपरीक्षितान् ॥ ६० ॥

બીજા પણ પવિત્ર, બુદ્ધિમાન, ઠરેલ, સારી રીતે ધન લાવી આપનાર અને બરાબર પરીક્ષા કરેલા મંત્રીઓ નીમવા. ૬૦

પોતાના દરેક કાર્ય માટે કેવા માણસો રાખવા?

निर्वर्ततास्य यावद्भिरितिकर्तव्यता नृभिः ।
तावतोऽतन्द्रितान्दक्षान्प्रकुर्वीत विचक्षणान् ॥ ६१ ॥

જેટલા માણસોથી પોતાનું કાર્ય થઈ શકે એમ હોય, તેટલા આળસરહિત, ચતુર અને હોંશિયાર માણસોને તેણે નીમવા. ૬૧

तेषामर्थे नियुञ्जीत शूरान्दक्षान्कुलोद्गतान् ।
शुचीनाकरकर्मान्ते भीरूनन्तर्निवेशने ॥ ६२ ॥

તેઓમાંના શૂરવીર, ચતુર, કુળવાન અને ચોખ્ખા માણસોને ધનનાં ઉત્પત્તિસ્થાન સોનું વગેરેની ખાણો પર તથા ધાન્યાદિનાં સંગ્રહસ્થાનો પર નીમવા અને બીકણોને અંતર્વાસ (ભોજનગૃહ, શયનગૃહ તથા રાણીવાસ)માં નીમવા. ૬૨

દૂત કેવો રાખવો?

दूतं चैव प्रकुर्वीत सर्वशास्त्रविशारदम् ।
इङ्गिताकारचेष्टज्ञं शुचिं दक्षं कुलोद्गतम् ॥ ६३ ॥

સર્વ શાસ્ત્રો જાણનારો; અભિપ્રાય, હાવભાવ તથા ચેષ્ટા સમજનારો; પવિત્ર, ચતુર અને કુળવાનને દૂત બનાવવો. ૬૩

अनुरक्तः शुचिर्दक्षः स्मृतिमान्देशकालवित् ।
वपुष्मान्वीतभीर्वाग्मी दूतो राज्ञः प्रशस्यते ॥ ६४ ॥

રાજાનો જે દૂત પ્રેમાળ, પવિત્ર, ડાહ્યો, સ્મરણશક્તિવાળો, દેશકાળ જાણનારો, સુંદર બાંધાવાળો, નિર્ભય અને બોલવામાં હોંશિયાર હોય, તે વખણાય છે. ૬૪

પ્રજાનો વધારવા કેવા માણસો રાખવા?

[ संधिविग्रहकालज्ञान्समर्थानायतिक्षमान् ।
परैरहार्याञ्शुद्धांश्च धर्मतःकामतोऽर्थतः ॥
समाहर्तुं प्रकुर्वीत सर्वशास्त्रविपश्चितः ।
कुलीनान् वृत्तिसंपन्नान्निपुणान्कोशवृद्धये ॥

સંધિવિગ્રહનો વખત જાણનારા, સમર્થ, સારા ભવિષ્ય માટેની યોગ્યતાવાળા, બીજાઓથી ફૂટે નહિ એવા; ધર્મ, અર્થ

અને કામની દૃષ્ટિએ ચોખ્ખા, સર્વ શાસ્ત્રોમાં વિદ્વાન, કુળવાન, (ધરની) આજીવિકાવાળા અને હોંશિયાર એવા માણસો ખજાનો વધારવા માટે ધન ખેંચી લાવવા નીમવા. ]

આવકજાવકનો હિસાબ રાખનારા કેવા જોઈએ?

[ आयव्ययस्य कुशलान् गणितज्ञानलोलुपान् ।
नियोजयेद्धर्मनिष्ठान्सम्यक्कार्यार्थचिन्तकान् ॥

કુશળ, ગણિત જાણનારા, લોલુપતાવિનાના, ધર્મનિષ્ઠ અને કામના પ્રયોજનને સારી રીતે વિચારનારા માણસોને આવકજાવકના ( હિસાબના ) કાર્યમાં નીમવા. ]

બહારના ને અંદરના માણસો કેવા જોઈએ?

[ कर्मणि चातिकुशलान् लिपिज्ञानायतिक्षमान् ।
सर्वविश्वासिनः सत्यान् सर्वकार्येषु निश्चितान् ॥
अकृताशांस्तथा भर्तुः कालज्ञांश्च प्रसंगिनः ।
कार्यकामोपधाशुद्धान् बाह्याभ्यंतरचारिणः ॥

કામ કરવામાં ઘણા જ હોંશિયાર, જુદીજુદી લિપિઓ જાણનારા, ભવિષ્ય માટે સમર્થ, સૌના ભરોસાને લાયક, સાચા, સર્વ કામોમાં નિશ્ચયવાળા, સ્વામી તરફની કશી આશા નહિ કરનારા, સમય જાણનારા, પ્રસંગ જોનારા અને કાર્ય તેમ જ કામની પરીક્ષામાં શુદ્ધ એવા માણસોને બહારનાં અને ઘરની અંદરનાં કામો ઉપર મૂકવા. ]

રાજ્યનાં કયાં અંગો કોને સ્વાધીન હોય?

अमात्ये दण्ड आयत्तो दण्डे वैनयिकी क्रिया ।
नृपतौ कोशराष्ट्रे च दूते संधिविपर्ययौ ॥ ६५ ॥

દંડ (હાથી, ઘોડા, રથ અને પાયદળ) પ્રધાનને સ્વાધીન, વિનય શીખવનારી ક્રિયા દંડને સ્વાધીન, ખજાનો તથા દેશ રાજાને સ્વાધીન અને સંધિવિગ્રહ દૂતને સ્વાધીન રખાય છે. ૬૫

દૂતની જવાબદારી

दूत एव हि संधत्ते भिनत्त्येव च संहतान् ।
दूतस्तत्कुरुते कर्म भिद्यन्ते येन मानवाः ॥ ६६ ॥

દૂત જ વિખૂટા પડેલાઓને મેળવી આપે છે અને એકઠા મળેલાઓને ફોડે છે; દૂત જ એવું કામ કરે છે, જેથી માણસો ફૂટે છે. ૬૬

स विद्यादस्य कृत्येषु निगूढेङ्गितचेष्टितैः ।
आकारमिङ्गितं चेष्टां भृत्येषु च चिकीर्षितम् ॥ ६७ ॥

શત્રુરાજાનાં કાર્યોમાં તેમ જ નોકરચાકરો વિષે, એ શત્રુરાજાએ જે કરવા ધાર્યું હોય, તેને તેમના ગુપ્ત આકાર, અભિપ્રાય અને ચેષ્ટાઓ વડે આકાર, અભિપ્રાય તથા ચેષ્ટાને દૂત જાણી લે. ૬૭

દૂત દ્વારા બધું જાણી રાજાએ સાવધ રહેવું

बुद्ध्वा च सर्वं तत्त्वेन परराजचिकीर्षितम् ।
तथा प्रयत्नमातिष्ठेद्यथात्मानं न पीडयेत् ॥ ६८ ॥

(એમ યોગ્ય દૂત દ્વારા) શત્રુરાજાએ જે કરવા ધાર્યું હોય, તેને બરાબર જાણી લઈ, રાજાએ, તે શત્રુ પોતાને હેરાન ન કરે, એવો પ્રયત્ન કરવો. ૬૮

રાજાએ કેવા દેશમાં રહેવું?

जाङ्गलं सस्यसंपन्नमार्यप्रायमनाविलम् ।
रम्यमानतसामन्तं स्वाजीव्यं देशमावसेत् ॥ ६९ ॥

રાજાએ જેમાં ખૂબ ધાન્ય થતું હોય, જેમાં મોટેભાગે આર્યો રહેતા હોય, જે રોગાદિથી રહિત હોય, જે મનોહર હોય, જેમાં સામંતો નમતા રહેતા હોય અને જેમાં ખેતી અને વેપાર સારાં ચાલતાં હોઈ આજીવિકા થઈ શકે તેમ હોય, એવા જંગલ દેશ( જેમાં ઘાસપાણી ઓછાં ને પવન-તડકો વધારે હોય એવા દેશ )માં વાસ કરવો. ૬૯

રાજધાનીનું શહેર કેવું વસાવવું?

धन्वदुर्गं महीदुर्गमब्दुर्गं वार्क्षमेव वा ।
नृदुर्गं गिरिदुर्गं वा समाश्रित्य वसेत्पुरम् ॥ ७० ॥

ત્યાં ધન્વદુર્ગ, મહીદુર્ગ, વૃક્ષદુર્ગ, મનુષ્યદુર્ગ અથવા ગિરિદુર્ગનો આશ્રય લઈ ( રાજધાનીનું ) નગર વસાવવું.* ૭૦

ગિરિદુર્ગની શ્રેષ્ઠતા

सर्वेण तु प्रयत्नेन गिरिदुर्गं समाश्रयेत् ।
एषां हि बाहुगुण्येन गिरिदुर्गं विशिष्यते ॥ ७१ ॥

પણ હરકોઈ પ્રયત્ન કરી ગિરિદુર્ગનો ( ખાસ ) આશ્રય કરવો; કેમકે એ દુર્ગોમાં ગિરિદુર્ગ પોતાના અનેક ગુણોને લીધે

* ચારે બાજુએ દશ માઈલ સુધી જે પ્રદેશ જળરહિત હોય તે ધન્વદુર્ગ કહેવાય છે. જે કિલ્લો પથ્થર કે ઈંટનો બનાવેલો હોય, બાર હાથ ઊંચો હોય, ખૂબ વિસ્તારવાળો હોય, જેમાં નગર રોકે હરીફરી શકાય એવું હોય અને જેમાં જાળિયાં હોય, તે મહીદુર્ગ કહેવાય છે. જેની ચારે બાજુ ઊંડું પાણી હોય, તે જળદુર્ગ છે; અને જોજન સુધી જેને ફરતી ઝાડોની ઝાડી હોય તે વૃક્ષદુર્ગ છે. હાથી, ઘોડા આદિનું સૈન્ય જેની રક્ષા માટે ચોતરફ ઊભું રખાતું હોય, તે મનુષ્યદુર્ગ છે; અને જેના ઉપર ખૂબ મુશ્કેલીથી ચડી શકાય છે તથા જે પર્વતોની વચ્ચે હોય છે, તેને ગિરિદુર્ગ કહે છે.

સૌ કરતાં શ્રેષ્ઠ છે. ૭૧

૭ દુર્ગોમાં વસતાં પ્રાણી

त्रीण्याद्यान्याश्रितास्तेषां मृगगर्ताश्रयांऽप्सराः ।
त्रीण्युत्तराणि क्रमशः प्लवङ्गमनरामराः ॥ ७२ ॥

પ્રથમના ધન્વદુર્ગ, મહીદુર્ગ અને જળદુર્ગ, એ ત્રણ દુર્ગોમાં અનુક્રમે મૃગો, ઊંદરો અને જળચરો રહે છે; અને તે પછીના ત્રણમાં અનુક્રમે વાંદરાં, મનુષ્યો અને દેવો રહે છે. ૭૨

કિલ્લાના આશ્રયની જરૂર

यथा दुर्गाश्रितानेतान्नोपहिंसन्ति शत्रवः ।
तथारयो न हिंसन्ति नृपं दुर्गसमाश्रितम् ॥ ७३ ॥

જેમ કિલ્લાને આશ્રયે રહેલાં એ પ્રાણીઓને તેના શત્રુઓ મારી શકતા નથી; તેમ દુર્ગને આશ્રયે રહેલા રાજાને પણ તેના શત્રુઓ મારી શકતા નથી. ૭૩

एकः शतं योधयति प्राकारस्थो धनुर्धरः ।
शतं दशसहस्राणि तस्माद्दुर्गं विधीयते ॥ ७४ ॥

કિલ્લામાં રહેલો એક જ ધનુર્ધારી યોદ્ધો સો યોદ્ધાઓ સામે અને સો ધનુર્ધારીઓ દશ હજાર યોદ્ધાઓ સામે લડી શકે છે, તેથી કિલ્લો ખાસ કરવામાં આવે છે. ૭૪

મનુષ્યદુર્ગ પણ જરૂરી

[ मन्दरस्यापि शिखरं निर्मानुष्यं न शक्यते ।
मनुष्यदुर्गं दुर्गाणां मनुः स्वायंभुवोऽब्रवीत् ॥

મંદરાચલનું શિખર પણ જો માણસવિનાનું હોય, તો વખણાતું નથી, તેથી દુર્ગોમાં મનુષ્યદુર્ગ (પણ) શ્રેષ્ઠ છે, એમ

સ્વાયંભુવ મનુએ કહ્યું છે. ]

કિલ્લો કેવો હોય?

तत्स्यादायुधसंपन्नं धनधान्येन वाहनैः ।
ब्राह्मणैः शिल्पिभिर्यन्त्रैर्यवसेनोदकेन च ॥ ७५ ॥

તે દુર્ગ (કિલ્લો) આયુધો, ધનધાન્ય, વાહનો, બ્રાહ્મણો, શિલ્પીઓ, યંત્રો, ઘાસ અને પાણીથી ભરપૂર હોવો જોઈએ. ૭૫

એવા કિલ્લાની વચ્ચે રાજાનું ઘર હોય

तस्य मध्ये सुपर्याप्तं कारयेद्गृहमात्मनः ।
गुप्तं सर्वर्तुकं शुभ्रं जलवृक्षसमन्वितम् ॥ ७६ ॥

તે દુર્ગની વચ્ચે પોતાનું ઘર રાજાએ કરાવવું; તે બધી રીતે પરિપૂર્ણ, ચોતરફથી સુરક્ષિત, સર્વ ઋતુઓમાં સુખકારી અને જળ તથા વૃક્ષથી યુક્ત હોય. ૭૬

કેવી કન્યા રાજાએ પરણવી?

तदध्यास्योद्वहेद्भार्यां सवर्णां लक्षणान्विताम् ।
कुले महति संभूतां हृद्यां रूपगुणान्विताम् ॥ ७७ ॥

તે ઘરમાં રહ્યા પછી પોતાની જાતની, શુભ લક્ષણવાળી, મોટા કુળમાં જન્મેલી, મનોહર અને રૂપ તથા ગુણવાળી કન્યા રાજાએ પરણવી. ૭૭

રાજાએ પુરોહિત રાખવો

पुरोहितं च कुर्वीत वृणुयादेव चर्त्विजम् ।
तेऽस्य गृह्याणि कर्माणि कुर्युर्वैतानिकानि च ॥ ७८ ॥

રાજાએ પુરોહિત કરવો અને યાજ્ઞિક બ્રાહ્મણોનું વરણ અવશ્ય કરવું; જેથી તેઓ રાજાનાં (વૈદિક) ગૃહ્યકર્મો તથા વિતાનાગ્નિ સંબંધી હોમાદિ કાર્યો કરે. ૭૮

જાતજાતના યજ્ઞો કરવા

यजेत राजा क्रतुभिर्विविधैराप्तदक्षिणैः ।
धर्मार्थं चैव विप्रेभ्यो दद्याद्भोगान्धनानि च ॥ ७९ ॥

રાજાએ પુષ્કળ દક્ષિણાવાળા જાતજાતના યજ્ઞોથી (પરમાત્માનું) યજન કરવું અને ધર્મ માટે બ્રાહ્મણોને ભોગ્ય વસ્તુઓ તેમ જ ધનનાં દાન દેવાં. ૭૯

કરવેરા તથા વર્તન વિષે

सांवत्सरिकमाप्तैश्च राष्ट्रादाहारयेद्बलिम् ।
स्याच्चाम्नायपरो लोके वर्तेत पितृवन्नृषु ॥ ८० ॥

પોતાના હિતેચ્છુ માણસો દ્વારા તેણે દેશમાંથી વાર્ષિક કરરૂપી બલિ ઉઘરાવવો, લોકમાં શાસ્ત્રાનુસાર વર્તવું અને પ્રજા પ્રત્યે પિતાની જેમ વર્તવું. ૮૦

તેણે વિદ્વાન અધ્યક્ષો નીમવા

अध्यक्षान्विविधान्कुर्यात्तत्र तत्र विपश्चितः ।
तेऽस्य सर्वाण्यवेक्षेरन्नृणां कार्याणि कुर्वताम् ॥ ८१ ॥

રાજાએ તે તે કાર્યોમાં જુદાજુદા વિદ્વાન લોકોને અધ્યક્ષો નીમવા. તેઓ રાજાનું કાર્ય કરનારા માણસોનાં સર્વ કાર્યોની તપાસ રાખે. ૮૧

રાજાઓનો અક્ષય ભંડાર કયો?

आवृत्तानां गुरुकुलाद्विप्राणां पूजको भवेत् ।
नृपाणामक्षयो ह्येष निधिर्ब्राह्मोऽभिधीयते ॥ ८२ ॥

રાજાએ ગુરુકુલથી (વેદાધ્યયન કરી ઘેર) આવેલા બ્રાહ્મણોનું (ધન-ધાન્યાદિ દ્વારા) પૂજન કરવું; કેમકે રાજાઓનો અક્ષય ભંડાર એ કહેવાય છે. ૮૨

न तं स्तेना न चामित्रा हरन्ति न च नश्यति ।
तस्माद्राज्ञा निधातव्यो ब्राह्मणेष्वक्षयो निधिः ॥ ८३ ॥

તે ભંડારને ચોરો ચોરતા નથી, શત્રુઓ તેનો નાશ કરતા નથી અને એ ભંડાર કદી નાશ પામતો નથી; આથી રાજાએ બ્રાહ્મણોને વિશે અક્ષયનિધિ સ્થાપવો; અર્થાત્ તેઓને ધનધાન્યાદિ દેવું. ૮૩

બ્રાહ્મણને આપેલા દાનનું મહત્ત્વ

न स्कन्दते न व्यथते न विनश्यति कर्हिचित् ।
वरिष्ठमग्निहोत्रेभ्यो ब्राह्मणस्य मुखे हुतम् ॥ ८४ ॥

બ્રાહ્મણના મુખમાં હોમેલું (ભોજનાદિ) કદી સ્ખલિત થતું નથી, કદી સુકાઈ જતું નથી અને કદી નાશ પામતું નથી; તેથી એ અગ્નિહોત્રો કરતાં (પણ) શ્રેષ્ઠ છે. ૮૪

सममब्राह्मणे दानं द्विगुणं ब्राह्मणब्रुवे ।
प्राधीते शतसाहस्रमनन्तं वेदपारगे ॥ ८५ ॥

બ્રાહ્મણ સિવાયનાને આપેલું દાન (આપવા યોગ્ય વસ્તુના દાનનું જે ફળ હોય છે, તેના) સમાન ફળ આપે છે, બ્રાહ્મણને આપેલું દાન લાખગણું ફળ આપે છે અને વેદમાં પારંગત બ્રાહ્મણને આપેલું દાન અનંતગણું ફળ આપે છે. ૮૫

પાત્ર તથા શ્રદ્ધા પ્રમાણે દાનફળ

पात्रस्य हि विशेषेण श्रद्दधानतयैव च ।
अल्पं वा बहु वा प्रेत्य दानस्यावाप्यते फलम् ॥ ८६ ॥

પાત્રની વિશેષતા તથા શ્રદ્ધાને અનુસરીને જ થોડું કે ઘણું દાનનું ફળ પરલોકમાં મેળવાય છે. ૮૬

બ્રાહ્મણને દાન એ જ શ્રેષ્ઠ રાજધર્મ

[ एष एव परो धर्मः कृत्स्नो राज्ञ उदाहृतः ।
जित्वा धनानि संग्रामाद् द्विजेभ्यः प्रतिपादयेत् ॥

સંગ્રામમાંથી ધન જીતી બ્રાહ્મણોને તે આપી દેવું, એ જ રાજાનો સંપૂર્ણ શ્રેષ્ઠ ધર્મ કહેવાયો છે. ]

દાન જ ધર્મસાધન

[ देशकालविधानेन द्रव्यं श्रद्धासमन्वितम् ।
पात्रे प्रदीयते यत्तु तद्धर्मस्य प्रसाधनम् ॥

દેશ અને કાળના વિધાન પ્રમાણે શ્રદ્ધા સહિત જે દ્રવ્ય સુપાત્રને અપાય છે, તે ધર્મનું શ્રેષ્ઠ સાધન છે. ]

રાજાએ સંગ્રામથી પાછા ન હઠવું

समोत्तमाधमै राजा त्वाहूतः पालयन्प्रजाः ।
न निवर्तेत संग्रामात्क्षात्रं धर्ममनुस्मरन् ॥ ८७ ॥

સમાન, ઉત્તમ કે અધમ શત્રુએ યુદ્ધ માટે આહ્‌વાન કર્યું હોય, ત્યારે પ્રજાનું રક્ષણ કરતા રાજાએ ક્ષાત્રધર્મ યાદ કરી સંગ્રામથી પાછા ન હઠવું. ૮૭

રાજાનું પરમ કલ્યાણ શામાં?

संग्रामेष्वनिवर्तित्वं प्रजानां चैव पालनम् ।
शुश्रूषा ब्राह्मणानां च राज्ञां श्रेयस्करं परम् ॥ ८८ ॥

યુદ્ધમાં પાછા ન હઠવું, પ્રજાઓનું રક્ષણ કરવું અને બ્રાહ્મણોની સેવા કરવી, એ રાજાઓનું પરમ કલ્યાણ કરનાર છે. ૮૮

પીઠ ન બતાવી યુદ્ધ કરનારા સ્વર્ગે જાય

आहवेषु मिथोऽन्योन्यं जिघांसन्तो महीक्षितः ।
युध्यमानाः परं शक्त्या स्वर्गं यान्त्यपराङ्मुखाः ॥ ८९ ॥

યુદ્ધમાં એકબીજાને સામસામા મારવા ઇચ્છતા રાજાઓ પીઠ બતાવ્યા વિના પરમ શક્તિથી જો યુદ્ધ કરે, તો સ્વર્ગે જાય છે.

યોદ્ધાઓનો ધર્મ

न कूटैरायुधैर्हन्याद्युध्यमानो रणे रिपून् ।
न कर्णिभिर्नापि दिग्धैर्नाग्निज्वलिततेजनैः ॥९०॥

યુદ્ધ કરતા યોદ્ધાએ છાનાં હથિયારોથી તેમ જ શરીરમાં પેઠા પછી પાછાં નીકળી શકે નહિ એવાં, ઝેર પાયેલાં અને અગ્નિમાં તપાવી ધારદાર કરેલાં શસ્ત્રોથી શત્રુઓને મારવા નહિ.

न च हन्यात्स्थलारूढं न क्लीबं न कृताञ्जलिम् ।
न मुक्तकेशं नासीनं न तवास्मीति वादिनम् ॥९१॥

(પોતે રથ ઉપર બેઠો હોય તો) જે જમીન ઉપર હોય, જે નપુંસક હોય, જે હાથ જોડી ઊભો હોય, જે છૂટા વાળવાળો હોય, જે બેઠો હોય અને જે 'હું તમારો છું' એમ કહેતો હોય એવા શત્રુને મારવો નહિ. ૯૧

न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुधम् ।
नायुध्यमानं पश्यन्तं न परेण समागतम् ॥ ९२॥

સૂતેલાને ન મરાય, બખ્તરવગરનાને ન મરાય, નાગાને ન મરાય, હથિયારરહિતને ન મરાય, યુદ્ધ ન કરનારને ન મરાય, યુદ્ધ જોનારાને ન મરાય તેમ જ બીજાની સાથે લડી રહેલાને ન મારવો. ૯૨

नायुधव्यसनप्राप्तं नार्तं नातिपरिक्षतम् ।
न भीतं न परावृत्तं सतां धर्ममनुस्मरन् ॥ ९३ ॥

સત્પુરુષોના ધર્મને યાદ રાખતો રાજા હથિયારની ભીડમાં

આવેલાને ન મારે, દુખિયારાને ન મારે, બેહદ જખમી થયેલાને ન મારે, ડરેલાને ન મારે અને પીઠ બતાવનારને પણ ન મારે.

યુદ્ધમાં નાસેલો યોદ્ધો માર્યો જાય તો?

यस्तु भीतः परावृत्तः संग्रामे हन्यते परैः ।
भर्तुर्यद्दुष्कृतं किंचित्तत्सर्वं प्रतिपद्यते ॥ ९४ ॥

ભયભીત થયેલો અને પૂંઠ ફેરવી પાછો ફરેલો જે યોદ્ધો યુદ્ધમાં શત્રુઓથી માર્યો જાય, તો તેને તેના સ્વામી–રાજાનું જે કંઈ પાપ હોય છે, તે બધું લાગે છે. ૯૪

યુદ્ધમાં નાસેલો પુણ્ય ગુમાવે

यच्चास्य सुकृतं किंचिदमुत्रार्थमुपार्जितम् ।
भर्ता तत्सर्वमादत्ते परावृत्तहतस्य तु ॥ ९५ ॥

યુદ્ધમાં નાસેલા અને મરાયેલા યોદ્ધાએ પરલોક માટે (પોતાના જીવનમાં) જે કાંઈ (પુણ્ય મેળવ્યું) હોય, તે બધું તેનો રાજા લઈ લે છે. ૯૫

યુદ્ધમાં જે વસ્તુ જે જીતે તે તેની

रथाश्वं हस्तिनं छत्रं धनं धान्यं पशून्स्त्रियः ।
सर्वद्रव्याणि कुप्यं च यो यज्जयति तस्य तत् ॥९६॥

રથ, ઘોડા, હાથી, છત્ર, ધન, ધાન્ય, પશુઓ, સ્ત્રીઓ, સર્વ પદાર્થો અને સોનારૂપા સિવાયની ધાતુઓ (યુદ્ધમાં) જે જીતે છે, તેનાં તે થાય છે. ૯૬

પણ ઉત્તમ વસ્તુઓ તો રાજાની જ

राज्ञश्च दद्युरुद्धारमित्येषा वैदिकी श्रुतिः ।
राज्ञा च सर्वयोधेभ्यो दातव्यमपृथग्जितम् ॥ ९७ ॥

જીતમાં મળેલી સુવર્ણાદિ ઉત્તમ વસ્તુઓ તો રાજાને આપવી, એમ વેદની" શ્રુતિ કહે છે; અને રાજાએ પણ (બધાએ મળીને) જીતેલી વસ્તુઓ સર્વ યોદ્ધાઓને (જેવું જેનું પરાક્રમ, તે પ્રમાણે) વહેંચી આપવી. ૯૭

રાજાએ નામમાત્રથી સંતોષ રાખવો

[ भृत्येभ्यो विभजेदर्थान्नैकः सर्वहरो भवेत् ।
नाममात्रेण तुष्येत छत्रेण च महीपतिः ॥

રાજાએ તે વસ્તુઓ સેવકોને વહેંચી દેવી, પણ પોતે જ બધી ન લઈ લેવી; તેણે તો નામમાત્રથી તથા છત્રથી સંતોષ રાખવો. ]

પૂર્વોક્ત યુદ્ધધર્મથી ભ્રષ્ટ ન થવું

एषोऽनुपस्कृतः प्रोक्तो योधधर्मः सनातनः ।
अस्माद्धर्मान्न च्यवेत क्षत्रियो घ्नन् रणे रिपून् ॥ ९८ ॥

યોદ્ધાનો આ શુદ્ધ સનાતનધર્મ કહ્યો; રણમાં શત્રુઓને મારતા ક્ષત્રિયે એ ધર્મથી ભ્રષ્ટ ન થવું. ૯૮

નહીં મળેલું ધન રાજાએ સુપાત્રોને આપી દેવું.

अलब्धं चैव लिप्सेत लब्धं रक्षेत्प्रयत्नतः ।
रक्षितं वर्धयेच्चैव वृद्धं पात्रेषु निःक्षिपेत् ॥ ९९ ॥

(ભૂમિ, રત્ન આદિ) જે મળ્યું ન હોય તે મેળવવાની ઇચ્છા રાખવી; જે મેળવ્યું હોય તેની રક્ષા કરવી; રક્ષેલા ધનની વૃદ્ધિ કરવી અને (વધી ગયેલા) ધનનું સત્પાત્રોને દાન કરી દેવું. ૯૯

આળસુ ન રહી ઉદ્યમ ચાલુ રાખવો

एतच्चतुर्विधं विद्यात्पुरुषार्थप्रयोजनम् ।
अस्य नित्यमनुष्ठानं सम्यक्कुर्यादतन्द्रितः ॥ १०० ॥

રાજાએ પોતાના પુરુષાર્થનું, આ ચાર પ્રકારનું પ્રયોજન જાણવું અને નિત્ય સાવધાન રહી એનું સારી રીતે આચરણ કરવું. ૧૦૦

પુરુષાર્થનાં ચાર પ્રયોજન

अलब्धमिच्छेद्दण्डेन लब्धं रक्षेदवेक्षया ।
रक्षितं वर्धयेद्वृद्ध्या वृद्धं पात्रेषु निःक्षिपेत् ॥ १०१ ॥

(ધન આદિ) જે ન મળ્યું હોય, તેને દંડથી મેળવવા ઇચ્છવું, મળેલાનું તપાસથી રક્ષણ કરવું, રક્ષેલાને વેપાર આદિથી વધારવું અને વધી ગયેલા ધનનું સત્પાત્રોને દાન કરી દેવું. ૧૦૧

રાજાનાં નિત્ય કર્તવ્યો

नित्यमुद्यतदण्डः स्यान्नित्यं विवृतपौरुषः ।
नित्यं संवृतसंवार्यो नित्यं छिद्रानुसार्यरेः ॥ १०२ ॥

નિત્ય ઉગામેલો દંડ તૈયાર રાખવો, નિત્ય પુરુષાર્થ પ્રકટાવવો, નિત્ય સર્વ પ્રયોજનો ગુપ્ત રાખવાં અને નિત્ય શત્રુનાં છિદ્ર શોધતા રહેવું. ૧૦૨

સર્વને દંડથી વશ રાખવાં

नित्यमुद्यतदण्डस्य कृत्स्नमुद्विजते जगत् ।
तस्मात्सर्वाणि भूतानि दण्डेनैव प्रसाधयेत् ॥ १०३ ॥

દંડને તૈયાર રાખનારા રાજાથી આખું જગત હમેશાં બીતું રહે છે; તેથી સર્વ પ્રાણીઓને દંડથી જ વશ રાખવાં. ૧૦૩

નિષ્કપટ વર્તન રાખવું

अमाययैव वर्तेत न कथञ्चन मायया ।
बुद्ध्येतारिप्रयुक्तां च मायां नित्यं स्वसंवृतः ॥ १०४ ॥

રાજાએ (મંત્રી આદિ) સાથે નિષ્કપટપણે વર્તવું, પણ કોઈ રીતે કપટભાવે ન વર્તવું; વળી તેણે શત્રુઓએ યોજેલું કપટ જાણી લેવું અને પોતાનું હમેશાં ગુપ્ત રાખવું. ૧૦૪

શત્રુનાં છિદ્ર જાણવાં, પણ તે પોતાનાં ન જાણે

नास्य छिद्रं परो विद्याद्विद्याच्छिद्रं परस्य तु ।
गूहेत्कूर्म इवाङ्गानि रक्षेद्विवरमात्मनः ॥ १०५ ॥

શત્રુ પોતાનું છિદ્ર ન જાણે, પણ પોતે શત્રુનું છિદ્ર જાણી લેવું; કાચબાની જેમ એણે પોતાનાં અંગો સપાવવાં અને પોતાનાં છિદ્ર ઢાંકવાં. ૧૦૫

ખાસ વિશ્વાસ કોઈનો ન કરાવ

[ न विश्वसेदविश्वस्ते विश्वस्ते नातिविश्वसेत् ।
विश्वासाद्भयमुत्पन्नं मूलान्यपि निकृन्तति ॥

વિશ્વાસ નહિ પામેલાનો વિશ્વાસ ન કરવો અને વિશ્વાસ પામેલાનો પણ અતિ વિશ્વાસ ન કરવો; કેમકે વિશ્વાસથી ઉત્પન્ન થયેલો ભય મૂળિયાં સુદ્ધાં કાપી નાખે છે. ]

બગલો, સિંહ, વરુ અને સસલા જેવું વર્તન

बकवच्चिन्तयेदर्थान्सिंहवच्च पराक्रमेत् ।
वृकवच्चावलुम्पेत शशवच्च विनिष्पतेत् ॥ १०६ ॥

રાજાએ બગલાની જેમ (શત્રુના દેશો લઈ લેવા વગેરે) વિષયોનું ચિંતન કરવું, સિંહની જેમ પરાક્રમ કરવું, વરુની જેમ છાનો છાપો મારવો અને સસલાની જેમ સટકી જવું. ૧૦૬

વિરોધીઓને સામાદિ ઉપાયોથી વશ કરવા.

एवं विजयमानस्य येऽस्य स्युः परिपन्थिनः ।
तानानयेद्वशं सर्वान्सामादिभिरुपक्रमैः ॥ १०७ ॥

એમ વિજય પામતા એ રાજાના જે વિજય-વિરોધીઓ હોય, તે સર્વને સામ આદિ ઉપાયોથી વશ કરવા. ૧૦૭

જેઓ ત્રણુને ન ગાંઠે તેઓ સામે દંડ

यदि ते तु न तिष्ठेयुरुपायैः प्रथमैस्त्रिभिः ।
दण्डेनैव प्रसह्यैतांश्छनकैर्वशमानयेत् ॥ १०८ ॥

સામ, દાન અને ભેદ એ પ્રથમના ત્રણ ઉપાયોથી જો તેઓ (વિરોધ કરતા) ન અટકે, તો રાજાએ બળપૂર્વક દંડથી જ ધીમેધીમે તેઓને વશ કરવા. ૧૦૮

ચાર ઉપાયોમાં સામ તથા દંડ ઉત્તમ

सामादीनामुपायानां चतुर्णामपि पण्डिताः ।
सामदण्डौ प्रशंसन्ति नित्यं राष्ट्राभिवृद्धये ॥ १०९ ॥

દેશની આબાદી માટે સામ આદિ ચાર ઉપાયોમાં સામ અને દંડને પંડિતો નિત્ય વખાણે છે. ૧૦૯

દેશના રક્ષણ માટે શત્રુઓનો નાશ કરવો જ

यथोद्धरति निर्दाता कक्षं धान्यं च रक्षति ।
तथा रक्षेन्नृपो राष्ट्रं हन्याच्च परिपन्थिनः ॥११०॥

જેમ ખેતરોમાં ઘાસકચરો ઉખેડી નાખનાર ખેડૂત ઘાસ વગેરે ઉખેડી કાઢે છે અને ધાન્યનું રક્ષણ કરે છે, તેમ રાજાએ પણ શત્રુઓનો નાશ કરવો અને દેશનું રક્ષણ કરવું. ૧૧૦

પ્રજાને પીડે તે તરત મરે

मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षया ।
सोऽचिराद्भ्रश्यते राज्याज्जीविताच्च सबान्धवः ॥ १११ ॥

જે રાજા મૂર્ખાઈથી પોતાની પ્રજાને વગરવિચારે પીડે છે, તે ટૂંક વખતમાં કુટુંબ સાથે રાજ્યથી તથા જીવિતથી ભ્રષ્ટ થાય છે. ૧૧૧

દેશને પીડવાથી નાશ થાય

शरीरकर्षणात्प्राणाः क्षीयन्ते प्राणिनां यथा ।
तथा राज्ञामपि प्राणाः क्षीयन्ते राष्ट्रकर्षणात् ॥ ११२॥

જેમ શરીરને સૂકવવાથી પ્રાણીઓના પ્રાણ નાશ પામે છે, તેમ દેશને પીડવાથી રાજાના પ્રાણ પણ નાશ પામે છે. ૧૧૨

દેશની રક્ષા કરે તો સુખથી વધે

राष्ट्रस्य संग्रहे नित्यं विधानमिदमाचरेत् ।
सुसंगृहीतराष्ट्रो हि पार्थिवः सुखमेधते ॥ ११३ ॥

રાષ્ટ્રના રક્ષણ માટે રાજાએ નિત્ય એ (ઉપર કહેલી) વિધિ આચરવી; કેમકે જેનું રાજ્ય સુરક્ષિત હોય, તે રાજા સુખથી વધે છે. (આબાદી પામે છે.) ૧૧૩

રાજ્યના રક્ષણ માટેનાં થાણાં

द्वयोस्त्रयाणां पञ्चानां मध्ये गुल्ममधिष्ठितम् ।
तथा ग्रामशतानां च कुर्याद्राष्ट्रस्य संग्रहम् ॥ ११४ ॥

બે, ત્રણ, પાંચ અને સો ગામોની વચ્ચે થાણું રાખી રાજ્યનું રક્ષણ કરવું. ૧૧૪

જુદાજુદા અધિપતિ નીમવા

ग्रामस्याधिपतिं कुर्याद्दशग्रामपतिं तथा ।
विंशतीशं शतेशं च सहस्रपतिमेव च ॥ ११५ ॥

એક ગામનો, દશ ગામનો, વીસ ગામનો, સો ગામનો અને હજાર ગામનો (એક–એક) અધિપતિ નીમવો. ૧૧૫

તે તે અધિપતિનાં કામ

ग्रामदोषान्समुत्पन्नान्ग्रामिकः शनकैः स्वयम् ।
शंसेद् ग्रामदशेशाय दशेशो विंशतीशिने ॥ ११६ ॥
विंशतीशस्तु तत्सर्वं शतेशाय निवेदयेत् ।
शंसेद् ग्रामशतेशस्तु सहस्रपतये स्वयम् ॥ ११७ ॥

(એક) ગામના અધિપતિએ (પોતાના) ગામમાં થયેલા દોષો પોતે (ન અટકાવી શકે તો) ગુપ્ત રીતે દશ ગામના અધિપતિને જણાવવો; દશ ગામના અધિપતિએ તેની ખબર વીસ ગામના અધિપતિને આપવી; વીસ ગામના અધિપતિએ તે બધી ખબર સો ગામના અધિપતિને જણાવવી અને સો ગામના અધિપતિએ જાતે તે હજાર ગામના અધિપતિને જણાવવી. ૧૧૬,૧૧૭

એક ગામના અધિકારીની આજીવિકા

यानि राजप्रदेयानि प्रत्यहं ग्रामवासिभिः ।
अन्नपानेन्धनादीनि ग्रामिकस्तान्यवाप्नुयात् ॥ ११८ ॥

ગ્રામવાસીઓએ ખાન, પાન, ઇંધણાં વગેરે જે કાંઈ વસ્તુઓ દરરોજ રાજાને (તેના દૈનિક કરરૂપે) આપવાની હોય છે, તે વસ્તુઓ (એક) ગામનો અધિકારી (પોતાની આજીવિકા માટે) મેળવે. ૧૧૮

દશ, વીસ, સો અને હજાર ગામના અધિકારીની આજીવિકા

दशी कुलं तु भुञ्जीत विंशी पञ्च कुलानि च ।
ग्रामं ग्रामशताध्यक्षः सहस्राधिपतिः पुरम् ॥ ११९ ॥

દશ ગામનો અધિપતિ (પોતાના નિર્વાહ માટે) એક કુલ (એટલે છ બળદોનું એક હળ અને એવા બે હળથી ખેડાય એટલી જમીન પોતાની આજીવિકા માટે) ભોગવે, વીસ ગામનો અધિપતિ પાંચ કુલો જ ભોગવે, સો ગામનો અધિપતિ એક ગામ ભોગવે અને હજાર ગામનો અધિકારી એક નગર ભોગવે. ૧૧૯

તે અધિકારીઓ પર દેખરેખ રાખનાર મંત્રી

तेषां ग्राम्याणि कार्याणि पृथक्कार्याणि चैव हि ।
राज्ञोऽन्यः सचिवः स्निग्धस्तानि पश्येदतन्द्रितः ॥ १२० ॥

એ અધિકારીઓનાં ગામ સંબંધી તેમ જ બીજાં જે અલગ કાર્યો હોય, તેને રાજાનો બીજો સ્નેહપાત્ર મંત્રી સાવધાનીથી તપાસે. ૧૨૦

દરેક શહેરમાં એકએક ઉચ્ચ અમલદાર જોઈએ

नगरे नगरे चैकं कुर्यात्सर्वार्थचिन्तकम् ।
उच्चैःस्थानं घोररूपं नक्षत्राणामिव ग्रहम् ॥ १२१ ॥

રાજાએ દરેક નગરમાં સર્વ કાર્યોની તપાસ રાખનાર એકએક અધિકારી રાખવો; તે ઉચ્ચ કુલનો, સેના વગેરે પરના અધિકારથી ઉગ્ર અને નક્ષત્રોમાં શુક્ર જેવો તેજસ્વી હોય. ૧૨૧

પૂર્વોક્ત અમલદારનું કામ

स तानतुपरिक्रामेत्सर्वानेव सदा स्वयम् ।
तेषां वृत्तं परिणयेत्सम्यग्राष्ट्रेषु तच्चरैः ॥ १२२ ॥

તે અધિકારી ગામના તે સર્વ અધિકારીની પોતે જાતે પાછળથી તપાસ રાખે અને પોતાના જાસૂસો દ્વારા દેશો માંહેના તેમનાં વર્તનની જાણ મેળવે. ૧૨૨

લુચ્ચા અધિકારીઓથી પ્રજાના રક્ષણની જરૂર

राज्ञो हि रक्षाधिकृताः परस्वादायिनः शठाः ।
भृत्या भवन्ति प्रायेण तेभ्यो रक्षेदिमाः प्रजाः ॥ १२३ ॥

કેમકે રક્ષાના અધિકારે નિમાયેલા રાજાના તે અધિકારીઓ લગભગ પારકું ધન પડાવી લેનારા લુચ્ચા હોય છે; માટે તેઓથી પ્રજાનું રક્ષણ કરવું. ૧૨૩

લાંચિયાઓને દેશપારની શિક્ષા

ये कार्यिकेभ्योऽर्थमेव गृह्णीयुः पापचेतसः ।
तेषां सर्वस्वमादाय राजा कुर्यात्प्रवासनम् ॥ १२४ ॥

જે પાપી ચિત્તવાળાઓ કાર્યાર્થી (મુકદ્દમાવાળા)ઓ પાસેથી પૈસાની લાંચ લે, તેમનું રાજાએ સર્વસ્વ લઈ લેવું અને તેમને દેશપાર કરવા. ૧૨૪

અમુક-અમુકને રોજિંદી આજીવિકા આપવી

राजा कर्मसु युक्तानां स्त्रीणां प्रेष्यजनस्य च ।
प्रत्यहं कल्पयेद्वृत्तिं स्थानं कर्मानुरूपतः ॥ १२५ ॥

કામમાં રોકેલી સ્ત્રીઓને તેમજ સેવકોને તે તે કામ અને સ્થાનને અનુસરી રોજિંદી આજીવિકા બાંધી આપવી. ૧૨૫

કોને કેટલો પગાર આપવો?

पणो देयोऽवकृष्टस्य षडुत्कृष्टस्य वेतनम् ।
षाण्मासिकस्तथाच्छादो धान्यद्रोणस्तु मासिकः ॥ १२६ ॥

(વાળઝૂડ કરનારા અને પાણી ભરનારા જેવા) હલકા સેવકને રોજ એક પણ×નો પગાર, મહિનેમહિને એક દ્રોણ* અનાજ અને છ છ મહિને એક જોડ કપડાં આપવાં; ભારે કામ કરનાર મોટા સેવકને રોજ છ પણનો પગાર, મહિનેમહિને છ દ્રોણ અનાજ અને છ છ મહિને છ જોડ કપડાં આપવાં. ૧૨૬

વેપારી પાસેથી કર લેવાની રીત

क्रयविक्रयमध्वानं भक्तं च सपरिव्ययम् ।
योगक्षेमं च संप्रेक्ष्य वणिजो दापयेत्करान् ॥ १२७ ॥

ખરીદી, વેચાણ, માર્ગવ્યવહાર, ભાડુંભથ્થું, રક્ષાનો ખર્ચ અને નફો એ બધું જોઈને વેપારી પાસેથી કર લેવો. ૧૨૭

---

× પણ=એક પ્રાચીન સિક્કો

* દ્રોણનું કોઠક નીચે મુજબ છે: ૮ મૂઠી=૧ કૂંચી; ૮ કૂંચી=૧ પુષ્કલ; ૪ પુષ્કલ=૧ આઢક અને ૪ આઢક=૧ દ્રોણ; આમ, ૧૦૨૪ મૂઠી=૧ દ્રોણ.

લોકો પર કર નાખવાની પદ્ધતિ

यथा फलेन युज्येत राजा कर्ता च कर्मणाम् ।
तथावेक्ष्य नृपो राष्ट्रे कल्पयेत्सततं करान् ॥ १२८ ॥

જે રીતે રાજા અને ખેતી વગેરે કામ કરનારને પોતપોતાનાં કામનું ફળ મળે, તે રીતે સદા વિચાર કરી રાજાએ રાજ્ય ઉપર કર નાખવો. ૧૨૮

વાર્ષિક કર બહુ જ થોડો લેવો

यथाल्पाल्पमदन्त्याद्यं वार्योकोवत्सषट्पदाः ।
तथाल्पाल्पो ग्रहीतव्यो राष्ट्राद्राज्ञाब्दिकः करः ॥ १२९ ॥

જેમ જળો લોહીને, વાછરડું દૂધને અને ભમરો મધને થોડામાં થોડું પીએ છે, તેમ રાજાએ પણ દેશ પાસેથી થોડોથોડો વાર્ષિક કર લેવો. ૧૨૯

શામાંથી કેટલો ભાગ રાજાનો?

पञ्चाशद्भाग आदेयो राज्ञा पशुहिरण्ययोः ।
धान्यानामष्टमो भागः षष्ठो द्वादश एव वा ॥ १३० ॥

પશુ અને સોનાના નફામાંથી રાજાએ પચાસમો ભાગ લેવો અને અનાજ વગેરેના નફામાંથી છઠ્ઠો, આઠમો કે બારમો ભાગ લેવો. ૧૩૦

आददीताथ षड्भागं द्रुमांसमधुसर्पिषाम् ।
गन्धौषधिरसानां च पुष्पमूलफलस्य च ॥ १३१ ॥
पत्रशाकतृणानां च चर्मणां वैदलस्य च ।
मृण्मयानां च भाण्डानां सर्वस्याश्ममयस्य च ॥ १३२ ॥

વૃક્ષ, માંસ, મધ, ઘી, સુગંધી દ્રવ્યો, ઔષધિ, રસ, ફૂલ,

મૂળ, ફળ, પાંદડાં, શાક, ઘાસ, ચામડાં, વાંસની બનાવટો અને માટીનાં તથા પથ્થરનાં સર્વ વાસણોમાંથી રાજાએ છઠ્ઠો ભાગ લેવો. ૧૩૧, ૧૩૨

વેદ ભણેલા બ્રાહ્મણ પાસેથી કર ન જ લેવાય

म्रियमाणोऽप्याददीत न राजा श्रोत्रियात्करम् ।
न च क्षुधास्य संसीदेच्छ्रोत्रियो विषये वसन् ॥ १३३ ॥

ધન વિના પોતે મરી જતો હોય, તો યે રાજાએ વેદ ભણેલા શ્રોત્રિય બ્રાહ્મણ પાસેથી કર લેવો નહિ; તેમ જ તેના રાજ્યમાં વસતો શ્રોત્રિય ભૂખથી પીડાવો ન જોઈએ. ૧૩૩

જે રાજ્યમાં શ્રોત્રિય પીડાય તેનો તરત નાશ

यस्य राज्ञस्तु विषये श्रोत्रियः सीदति क्षुधा ।
तस्यापि तत्क्षुधा राष्ट्रमचिरेणैव सीदति ॥ १३४ ॥

જે રાજાના રાજ્યમાં શ્રોત્રિય બ્રાહ્મણ ભૂખથી રિબાય છે, તે રાજાનું રાજ્ય તરત જ ભૂખમરાથી નાશ પામે છે. ૧૩૪

શ્રોત્રિયની આજીવિકા બાંધી દઈ રક્ષા કરવી

श्रुतवृत्ते विदित्वास्य वृत्तिं धर्म्यां प्रकल्पयेत् ।
संरक्षेत्सर्वतश्चैनं पिता पुत्रमिवौरसम् ॥ १३५ ॥

એ બ્રાહ્મણનું શાસ્ત્રજ્ઞાન અને સદાચરણ જાણી લઈ રાજાએ એને ધર્મોદા આજીવિકા ઠરાવી દેવી; અને પિતા જેમ પોતાના સગા પુત્રનું રક્ષણ કરે છે, તેમ રાજાએ તેનું સર્વ રીતે રક્ષણ કરવું. ૧૩૫

શ્રોત્રિયના ધર્માચરણથી રાજાની આબાદી

संरक्ष्यमाणो राज्ञा यं कुरुते धर्ममन्वहम् ।
तेनायुर्वर्धते राज्ञो द्रविणं राष्ट्रमेव च ॥ १३६ ॥

રાજાથી રક્ષા કરાતો એ બ્રાહ્મણ રોજ જે ધર્મ આચરે છે, તેનાથી રાજાનું આયુષ, ધન ને રાજ્ય વૃદ્ધિ પામે છે. ૧૩૬

ગરીબો પાસેથી એક વર્ષે થોડો કર લેવો

यत्किंचिदपि वर्षस्य दापयेत्करसंज्ञितम् ।
व्यवहारेण जीवन्तं राजा राष्ट्रे पृथग्जनम् ॥ १३७ ॥

શાકપાન વહેંચી રોજી ચલાવતા રાજ્યના સામાન્ય માણસ પાસેથી પણ રાજાએ થોડો જ વાર્ષિક કર લેવો. ૧૩૭

કારીગરો–મજૂરો વગેરેનું શું ?

कारुकाञ्छिल्पिनश्चैव शूद्रांश्चात्मोपजीविनः ।
एकैकं कारयेत्कर्म मासि मासि महीपतिः ॥ १३८ ॥

કારીગરો, શિલ્પીઓ અને શ્રમજીવી શૂદ્રોની પાસે રાજાએ મહિનેમહિને એકએક દિવસ કામ કરાવવું. ૧૩૮

પોતાનાં કે પારકાં મૂળ ન ઉખેડવાં

नोच्छिन्द्यादात्मनो मूलं परेषां चातितृष्णया ।
उच्छिन्दन्ह्यात्मनो मूलमात्मानं तांश्च पीडयेत् ॥ १३९ ॥

રાજાએ અતિ તૃષ્ણાથી પોતાનું કે પારકાંનું મૂળ ન ઉખેડવું; કેમકે પોતાનું મૂળ ઉખેડતો રાજા પોતાને અને પારકાને પીડે છે.+ ૧૩૯

+ અહીં આ આશય છે: પ્રજા ઉપરના સ્નેહથી રાજા કોઈની પાસેથી પણ કોઈ જાતનો કરવેરો ન લે, તો પોતે પોતાનું જ મૂળ ઉખેડે છે; તેમ જ અતિશય લોભથી લોકો પાસેથી પુષ્કળ પ્રમાણમાં કરવેરા લે, તો સમસ્ત પ્રજાનાં મૂળ તે ઉખેડી રહ્યો છે. (कुल्लूक)

રાજાએ કોમળ ને કઠોર પણ થવું

तीक्ष्णश्चैव मृदुश्च स्यात्कार्यं वीक्ष्य महीपतिः ।
तीक्ष्णश्चैव मृदुश्चैव राजा भवति संमतः ॥ १४० ॥

કાર્ય જોઈને રાજાએ કોમળ અને કઠોર પણ થવું; (યોગ્ય સમયે) કોમળ અને કઠોર થનારો રાજા સર્વને માન્ય થાય છે. ૧૪૦

મુખ્ય પ્રધાન રાજાના આસને ક્યારે?

अमात्यमुख्यं धर्मज्ञं प्राज्ञं दान्तं कुलोद्गतम् ।
स्थापयेदासने तस्मिन्खिन्नः कार्येक्षणे नृणाम् ॥ १४१ ॥

પ્રજાનાં કાર્યો તપાસવામાં રાજા થાકે, ત્યારે તેણે ધર્મ જાણનાર, વિશેષ જાણકાર, જિતેંદ્રિય અને કુળવાન એવા મુખ્ય મંત્રીને તે આસને સ્થાપવો. ૧૪૧

પ્રજારક્ષણની કાળજી

एवं सर्वं विधायेदमितिकर्तव्यमात्मनः ।
युक्तश्चैवाप्रमत्तश्च परिरक्षेदिमाः प्रजाः ॥ १४२ ॥

એમ પોતાનું આ સર્વ કર્તવ્ય કરી રાજાએ પ્રમાદરહિત અને કાર્યપરાયણ રહી, આ પ્રજાઓનું રક્ષણ કરવું. ૧૪૨

કેવો રાજા જીવતાં મરેલો ગણાય?

विक्रोशन्त्यो यस्य राष्ट्राद्ध्रियन्ते दस्युभिः प्रजाः ।
संपश्यतः सभृत्यस्य मृतः स न तु जीवति ॥ १४३ ॥

સેવકો સહિત પોતાના દેખતાં જેના રાજ્યમાં ચોરડાકુઓ કકળતી પ્રજાને હરી જાય, તે રાજાને મરેલો જ જાણવો; એવો રાજા જીવે છે, એમ ગણાય જ નહિ. ૧૪૩

પ્રજારક્ષણ એ જ ક્ષત્રિયનો ધર્મ છે

क्षत्रियस्य परो धर्मः प्रजानामेव पालनम् ।
निर्दिष्टफलभोक्ता हि राजा धर्मेण युज्यते ॥ १४४ ॥

પ્રજાઓનું પાલન એ જ ક્ષત્રિયનો પરમધર્મ છે; કારણ કે શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે (કર વગેરે) ફળ ભોગવનાર રાજા ધર્મ સાથે જોડાય છે. ૧૪૪

સભાપ્રવેશ પહેલાંનું કર્તવ્ય

उत्थाय पश्चिमे यामे कृतशौचः समाहितः ।
हुताग्निर्ब्राह्मणांश्चार्च्य प्रविशेत्स शुभां सभाम् ॥ १४५ ॥

રાજાએ રાત્રિને પાછલે પહોરે ઊઠવું, શૌચથી પરવારવું, સ્વસ્થચિત્ત થવું, અગ્નિમાં હોમ કરવો, બ્રાહ્મણોનો સત્કાર કરવો અને પછી ઉત્તમ રાજસભામાં પ્રવેશ કરવો. ૧૪૫

સભાપ્રવેશ પછીનું કાર્ય

तत्र स्थितः प्रजाः सर्वाः प्रतिनन्द्य विसर्जयेत् ।
विसृज्य च प्रजाः सर्वा मन्त्रयेत्सह मन्त्रिभिः ॥ १४६ ॥

સભામાં બેસી રાજાએ સર્વ પ્રજાજનોને આનંદથી સત્કારી વિદાય આપવી; અને વિદાય કર્યા પછી મંત્રીઓ સાથે મંત્રણા કરવી. ૧૪૬

મંત્રણા ગુપ્ત હોવી જોઈએ

गिरिपृष्ठं समारुह्य प्रासादं वा रहोगतः ।
अरण्ये निःशलाके वा मन्त्रयेदविभावितः ॥ १४७ ॥

પર્વત ઉપર કે મહેલમાં બેસીને અથવા એકાંત જગ્યામાં કે ઝાડઝાંખરાં વિનાના જંગલમાં કોઈ ન જાણે એમ મંત્રણા કરવી.

શુભ મંત્રણાનું ફળ

यस्य मन्त्रं न जानन्ति समागम्य पृथग्जनाः ।
स कृत्स्नां पृथिवीं भुङ्क्ते कोशहीनोऽपि पार्थिवः ॥ १४८ ॥

સાધારણ માણસો (એકઠા મળી) જેની મંત્રણાને જાણી શકતા નથી, તે રાજાનો ખજાનો ખૂટી પડ્યો હોય, તોપણ તે સમગ્ર પૃથ્વી ભોગવે છે. ૧૪૮

મંત્રણા વખતે ખાસ દૂર કરવા જેવા

जडमूकान्धबधिरांस्तैर्यग्योनान्वयोतिगान् ।
स्त्रीम्लेच्छव्याधितव्यङ्गान्मन्त्रकालेऽपसारयेत् ॥ १४९ ॥

બુદ્ધિવગરના, મૂંગા, આંધળા, બહેરા, પોપટ વગેરે પંખીઓ, અતિવૃદ્ધો, સ્ત્રીઓ, મ્લેચ્છો, રોગીઓ અને જેઓ શરીરે ખોડ-ખાંપણવાળા હોય, તેઓને મંત્રણા વખતે દૂર કરવા.૧૪૯

भिन्दन्त्यवमता मन्त्रं तैर्यग्योनास्तथैव च ।
स्त्रियश्चैव विशेषेण तस्मात्तत्राद्दतो भवेत् ॥ १५० ॥

કારણકે એ લોકો જ્યારે અપમાન પામે ત્યારે મંત્રણાનો ભેદ ખુલ્લો કરી દે છે; તેમ જ પોપટ વગેરે પંખીઓ અને સ્ત્રીઓ પણ મંત્રનો ભેદ ખુલ્લો કરી નાખે છે;આથી તેવા સમયે તેમને દૂર કરવામાં કાળજી રાખવી. ૧૫૦

ધર્મ, અર્થ અને કામનું ચિંતન

मध्यंदिनेऽर्धरात्रे वा विश्रान्तो विगतक्लमः ।
चिन्तयेद्धर्मकामार्थान्सार्धं तैरेक एव वा ॥ १५१ ॥

બપોરે અથવા અરધી રાત્રે વિશ્રાંતિ લઈ, થાક ઉતારીને રાજાએ તે મંત્રીઓ સાથે અથવા એકલા ધર્મ, અર્થ અને

કામનું ચિંતન કરવું. ૧૫૧

ખાસ વિચારવાની બાબતો

परस्परविरुद्धानां तेषां च समुपार्जनम् ।
कन्यानां संप्रदानं च कुमाराणां च रक्षणम् ॥ १५२ ॥

પરસ્પર વિરુદ્ધ જેવા (જણાતા) તે ધર્માદિનો વિરોધ ટાળી તેમને ઉપાર્જન કરવાનો, કન્યાઓને પરણાવવાનો, તેમ જ કુમારોને (શિક્ષણરૂપ) રક્ષણ આપવાનો તેણે વિચાર કરવો. ૧૫૨

दूतसंप्रेषणं चैव कार्यशेषं तथैव च ।
अन्तःपुरप्रचारं च प्रणिधीनां च चेष्टितम् ॥ १५३ ॥

દૂતો મોકલવા વિષે, બાકી રહેલાં કામો વિષે, રાણી-વાસની હિલચાલ વિષે, તેમ જ શત્રુ રાજાઓ તરફ મોકલેલા જાસૂસોની ચેષ્ટા જાણવાની તેણે કાળજી રાખવી. ૧૫૩

कृत्स्नं चाष्टविधं कर्म पञ्चवर्गं च तत्त्वतः ।
अनुरागापरागौ च प्रचारं मण्डलस्य च ॥ १५४ ॥

વળી તેણે આઠ* પ્રકારનું કર્મ સંપૂર્ણ વિચારવું અને પાંચ×

* આ આઠ કર્મોના ત્રણ પ્રકાર છે: (૧) યોગ્ય કાર્યોનો આરંભ, આરંભેલાં કાર્યોને ચાલુ રાખવાં, તેમનો વિસ્તાર કરવો અને તેમનાં ફળ મેળવવાં; એ ચાર ઉપરાંત સામ, દાન, દંડ અને ભેદ; (૨) વેપાર, પૂલ બાંધવા, કિલ્લાઓ કરવા, દુર્ગોની મરામત કરવી, હાથીખાનાં કરવાં, ખાણો ખોદાવવી, ઊજ્જડ જગામાં વસવાટ અને જંગલોમાં મુકામ; અને (૩) વૈશ્ય વગેરે પાસેથી કર, નોકરોને પગાર, દુષ્ટોનો ત્યાગ, ભારે ખર્ચનો અટકાવ, ફોગટ પ્રવૃત્તિ બંધ કરવી, ધર્મકર્મની તપાસ, દંડ અને પ્રાયશ્ચિત.

× પાંચ વર્ગો આ પ્રમાણે છે: કાપટિક (કપટથી બીજાઓનાં

વર્ગોનો બરાબર વિચાર કરવો; તેમ જ મંત્રીઓની પ્રીતિ-અપ્રીતિ અને રાજમંડળની હકીકત જાણવી. ૧૫૪

જાસૂસોની યોજના

[ वने वनेचराः कार्याः श्रमणाटविकादयः ।
परप्रवृत्तिज्ञानार्थं शीघ्राचारपरंपराः ॥
परस्य चैते बोद्धव्यास्तादृशैरेव तादृशाः ।
चारसञ्चारिणः संस्थाः शठाश्चागूढसंज्ञिताः ॥

ઝટ સમાચાર મેળવી શકે એવા વનમાં ફરનારા સાધુને તથા રખડુ વગેરે લોકોને શત્રુની પ્રવૃત્તિ જાણવા વનમાં રાખવા; વળી જાહેરમાં લુચ્ચાઈ કરતા, છૂપા જાસૂસો તરીકે ફરતા અથવા થાણું નાખી રહેતા શત્રુના દૂતોને તેવા જ પોતાના દૂતો મારફત જાણવા. ]

ચાર મૂળ રાજપ્રકૃતિ

मध्यमस्य प्रचारं च विजिगीषोश्च चेष्टितम् ।
उदासीनप्रचारं च शत्रोश्चैव प्रयत्नतः ॥ १५५ ॥

મધ્યમ+ રાજાના પ્રચારને, જીતની ઇચ્છાવાળા ×રાજાના

રહસ્ય જાણી લેનારો, સાહસિક, ચતુર અને ભણીને તરત આવેલો વિદ્યાર્થી ); ઉદાસ્થિત (સંન્યસ્તઆશ્રમ છોડી ધર્મ સંબંધમાં દોષ પામેલો છતાં રાજ્યભક્ત એવો ભ્રષ્ટ સંન્યાસી ); ગૃહપતિ ( આજીવિકા માટે બીજા રાજ્યમાંથી આવીને વસેલો ખેડૂત); વૈદેહિક (રાજાનું ધન લઈ વેપાર કરનારો બીજા રાજ્યનો વેપારી) અને તાપસ ( આજીવિકા ઇચ્છનો વેશધારી તપસ્વી ).

+ મધ્યમ રાજા તે આ છે: જે રાજા શત્રુને જીતવા ઇચ્છતો હોય, તેની જમીનના સીમાડે જ જેનું રાજ્ય હોય, અંદરઅંદર મળેલા

ઉદ્યમને, ઉદાસીન ÷રાજાના પ્રચારને તેમ જ શત્રુ રાજાના પ્રચારને કાળજીથી જાણવા. ૧૫૫

આઠ શાખા-પ્રકૃતિ

एताः प्रकृतयो मूलं मण्डलस्य समासतः ।
अष्टौ चान्याः समाख्याता द्वादशैव तु ताः स्मृताः ॥१५६॥

(ઉપર જણાવેલી) આ ચાર (રાજાઓની) પ્રકૃતિઓ, ટૂંકમાં (બીજા પ્રધાનો વગેરેના) મંડળનું મૂળ છે; અને બીજી આઠ પ્રકૃતિ કહી છે; તે સાથે તે કુલ બાર* ગણાય છે. ૧૫૬

---

બીજા બે રાજાને મદદ કરવા જે સમર્થ હોય અને નહિ મળેલા બીજા બે રાજાઓને શિક્ષા કરવા જે સમર્થ હોય (તેવો રાજા, કે જે બીજા બેની વચ્ચે રહી લવાદી કરી શકે તેવો હોય.)

× જીતની ઇચ્છાવાળો રાજા 'વિજિગીષુ' કહેવાય છે; તે બુદ્ધિ તથા ઉત્સાહના ગુણથી પ્રધાનમંડળ તથા પ્રજામંડળ ઉપર પોતાનો કાબૂ ધરાવતો હોય છે.

÷ જે રાજા ઉપર જણાવેલા વિજિગીષુ તથા મધ્યમ રાજાઓ અંદરઅંદર જો મળી ગયા હોય, તો તેઓને મદદ કરવા સમર્થ હોય અથવા જો ન મળેલા હોય તો તેઓને શિક્ષા કરવા સમર્થ હોય, તે 'ઉદાસીન' કહેવાય છે. (कुल्लूक)

* રાજમંડળની બાર પ્રકૃતિઓ નીચે પ્રમાણે છે:
(૧) વિજિગીષુ (પ્રજાની ઉન્નતિવાળો, ઉત્સાહી અને વિજયશીલ), (૨) અરિ (શત્રુ), (૩) અરિસેવિત (શત્રુ જેને અનુકૂળ વર્તે તે), (૪) અરિમિત્ર (શત્રુનો મિત્ર), (૫) પાર્ષ્ણિગ્રાહ (વિજિગીષુ રાજા ચઢાઈ કરે તે વખતે જેનો ચઢી આવવાનો સંભવ હોય એવો રાજા), (૬) પાર્ષ્ણિગ્રાહાસાર (પાર્ષ્ણિગ્રાહના રાજ્ય પછીના દેશનો રાજા), (૭) વિજિગીષુનો મિત્ર, (૮) વિજિગીષુના મિત્રનો મિત્ર, (૯) આક્રંદ (પાર્ષ્ણિગ્રાહના પછીના રાજ્યનો રાજા), (૧૦) આક્રંદાસાર (પાર્ષ્ણિગ્રાહાસારના પછીના રાજ્યનો રાજા), (૧૧) મધ્યમ

પાંચ દ્રવ્ય-પ્રકૃતિ

अमात्यराष्ट्रदुर्गार्थदण्डाख्याः पञ्च चापराः ।
प्रत्येकं कथिता ह्येताः संक्षेपेण द्विसप्ततिः ॥ १५७॥

અમાત્ય, રાષ્ટ્ર, દુર્ગ, કોશ અને દંડ; એ બીજી પાંચ (દ્રવ્ય) પ્રકૃતિ પણ છે; (ઉપરની બાર પ્રકૃતિ) અને એ દરેકની આ પાંચ પ્રકૃતિ (એકંદર સાઠ હોઈ ઉપરની બાર સાથે મળી) સંક્ષેપમાં બોતેર કહી છે. ૧૫૭

શત્રુ, મિત્ર અને ઉદાસીન રાજા

अनन्तरमरिं विद्यादरिसेविनमेव च ।
अरेरनन्तरं मित्रमुदासीनं तयोः परम् ॥ १५८॥

સીમાડા ઉપર રહેતા રાજાને શત્રુ જાણવો, શત્રને સેવનાર રાજા પણ શત્રુ જાણવો, શત્રુના સીમાડા ઉપર રહેનાર રાજામિત્ર જાણવો અને એ બેયથી અળગો રહેનાર ઉદાસીન જાણવો. ૧૫૮

ઉદાસીન; વિજિગીષુ અને મધ્યમ

[ विप्रकृष्टेष्वन्यभूत उदासीनो बलान्वितः ।
विजिगीषुर्मंडलार्यो यस्मिञ्ज्ञेयः स मध्यमः ॥

બાર રાજમંડળમાં ભાગ ન લેનારો રાજા ઉદાસીન છે, બળવાન રાજા વિજિગીષુ છે અને રાજમંડળનો જે નિગ્રહ

(વિજિગીષુ અને અરિ, એ બે જુદાજુદા હોય તો તેમને કબજે કરવામાં અથવા મેળવવામાં સમર્થ અને તે બે એકઠા હોય તો તેમ કરવામાં અસમર્થ એવો રાજા), અને (૧૨) ઉદાસીન (વિજિગીષુ, અરિ અને મધ્યમ રાજાઓ એકઠા થયા ન હોય તો તેમનો નિગ્રહ અને અનુગ્રહ કરવાને સમર્થ હોય, પણ તે એકઠા થયા હોય તો તેમ કરવા અસમર્થ હોય એવો રાજા).

તથા અનુગ્રહ કરી શકે છે તે મધ્યમ છે. ]

શત્રુ વગેરેને વશ કરવાના ઉપાયો

तान्सर्वानभिसंदध्यात्सामादिभिरुपक्रमैः ।
व्यस्तैश्चैव समस्तैश्च पौरुषेण नयेन च ॥ १५९ ॥

આ સર્વ શત્રુ આદિ રાજાઓને સામ આદિ સામટા ઉપાયોથી કે છૂટાછૂટા ઉપાયથી,* પુરુષાર્થથી અને રાજનીતિથી વશ કરવો. ૧૫૯

૭ ગુણો

संधिं च विग्रहं चैव यानमासनमेव च ।
द्वैधीभावं संश्रयं च षड्गुणांश्चिन्तयेत्सदा ॥ १६० ॥

સંધિ, વિગ્રહ, યાન (શત્રુ ઉપર ચડાઈ), આસન (કિલ્લામાં ભરાઈ રહેવું), દ્વૈધીભાવ (સેનાના બે ભાગ કરવા) અને સંશ્રય (બીજા સમર્થનો આશ્રય), એ ૭ ગુણોનો રાજાએ હમેશાં વિચાર કરવો. ૧૬૦

કાર્ય પ્રમાણે તે ગુણોનો ઉપયોગ

आसनं चैव यानं च संधिं विग्रहमेव च ।
कार्यं वीक्ष्य प्रयुञ्जीत द्वैधं संश्रयमेव च ॥ १६१ ॥

(પોતાની વૃદ્ધિ અને શત્રુની હાનિરૂપ) કાર્યો જોઈને આસન, યાન, સંધિ, વિગ્રહ, દ્વૈધીભાવ અને સંશ્રયનો પ્રયોગ કરવો.

છયે ગુણોના બે બે પ્રકાર

संधिं तु द्विविधं विद्याद्राजा विग्रहमेव च ।
उभे यानासने चैव द्विविधः संश्रयः स्मृतः ॥ १६२ ॥

* આ સંબંધી કહ્યું છે : ' सामदण्डौ प्रशंसन्ति नित्यं राष्ट्राभिवृद्धये । રાજ્યની આબાદી માટે સામ તથા દંડ એ બે જ વખણાય છે.' (कुल्लूक)

સંધિ, વિગ્રહ, યાન, આસન, દ્વૈધીભાવ અને સંશ્રય; એ દરેકને રાજાએ બબ્બે પ્રકારનાં જાણવાં. ૧૬૨

બે પ્રકારની સંધિ

समानयानकर्मा च विपरीतस्तथैव च ।
तदात्वायतिसंयुक्तः संधिर्ज्ञेयो द्विलक्षणः ॥ १६३ ॥

તાત્કાલિક કે ભવિષ્યના ફળવાળી સંધિ બે પ્રકારની જાણવી: એક સમાનયાનકર્મા (જેમાં મિત્ર રાજાઓની સાથે મળીને બીજા એક ઉપર ચડાઈ કરવાની હોય); અને બીજી તેથી ઊલટી અસમાનયાનકર્મા (જેમાં એક મિત્ર રાજાએ અમુક રાજા ઉપર અને બીજાએ બીજા રાજા ઉપર ચડાઈ લઈ જવાની હોય). ૧૬૩

વિગ્રહના બે પ્રકાર

स्वयंकृतश्च कार्यार्थमकाले काल एव वा ।
मित्रस्य चैवापकृते द्विविधो विग्रहः स्मृतः ॥ १६४ ॥

વિગ્રહ બે પ્રકારનો કહ્યો છે: યોગ્ય કે અયોગ્ય વખતે પોતાના વિજયરૂપ પ્રયોજન માટે જાતે જ વિગ્રહ કરવો તે પહેલો વિગ્રહ; અને (બીજા રાજાએ પોતાના) મિત્ર રાજાનું બૂરું કરવામાં આવતાં (મિત્રની રક્ષા માટે) વિગ્રહ માંડવામાં આવે, તે બીજો વિગ્રહ. ૧૬૪

બે પ્રકારનું યાન

एकाकिनश्चात्ययिके कार्ये प्राप्ते यदृच्छया ।
संहतस्य च मित्रेण द्विविधं यानमुच्यते ॥ १६५ ॥

યાન (ચડાઈ) બે પ્રકારનું કહ્યું છે: એક તો અકસ્માત્

શત્રુ દુઃખ વગેરેમાં આવી પડે ત્યારે પોતે જો શક્તિમાન હોય તો એકલાએ ચડાઈ કરવી તે; અને બીજું પોતે જો અશક્ત હોય તો મિત્ર સાથે મળીને ચડાઈ લઈ જવી તે. ૧૬૫

બે પ્રકારનું આસન

क्षीणस्य चैव क्रमशो दैवात्पूर्वकृतेन वा ।
मित्रस्य चानुरोधेन द्विविधं स्मृतमासनम् ॥ १६६ ॥

દૈવથી કે પૂર્વકર્મના કારણે નબળા થયેલા રાજાએ ચૂપ-ચાપ બેસી રહેવું તે એક પ્રકાર; અને મિત્રને અનુસરી (તેનું કામ નહિ બગાડી દેવા) છાના બેસી રહેવું તે બીજો પ્રકાર; એમ બે જાતનાં આસન કહ્યાં છે. ૧૬૬

બે પ્રકારનો દ્વૈધીભાવ

बलस्य स्वामिनश्चैव स्थितिः कार्यार्थसिद्धये ।
द्विविधं कीर्त्यते द्वैधं षाड्गुण्यगुणवेदिभिः ॥ १६७ ॥

કાર્ય અને હેતુની સિદ્ધિ માટે રાજાએ (શત્રુનો ઉપદ્રવ શમાવવા સારુ) થોડી સેનાને અમુક જગ્યાએ રાખવી; અને બાકીના થોડા સૈન્ય સાથે પોતે અમુક રક્ષિત ભાગમાં રહેવું; એમ દ્વૈધીભાવને છ ગુણના ગુણ જાણનારાઓ બે પ્રકારનો કહે છે. ૧૬૭

બે પ્રકારનો સંશ્રય

अर्थसंपादनार्थं च पीड्यमानस्य शत्रुभिः ।
साधुषु व्यपदेशार्थं द्विविधः संश्रयः स्मृतः ॥ १६८ ॥

શત્રુઓથી પીડાઈ રહેલો રાજા પોતાનો હેતુ સિદ્ધ કરવા બીજા બળવાન રાજાનો આશ્રય કરે તે; અને પોતાનો પરાભવ થશે, એવી શંકાથી ('આ રાજાએ અમુક મહાબળવાન રાજાનો

આશ્રય કર્યો છે' એવી) સારા લોકોમાં જાહેરાત કરવા બીજા રાજાને આશ્રય લેવો; એમ બે જાતનો સંશ્રય કહ્યો છે. ૧૬૮

સંધિ ક્યારે?

यदावगच्छेदायत्यामाधिक्यं ध्रुवमात्मनः ।
तदात्वे चाल्पिकां पीडां तदा संधिं समाश्रयेत् ॥ १६९ ॥

ભવિષ્યમાં જે પોતાની અધિકતા નક્કી જણાય; અને તે વખતે તાત્કાલિક જે ઓછું નુકસાન લાગે, તો સંધિનો આશ્રય લેવો. ૧૬૯

વિગ્રહ ક્યારે ?

यदा प्रहृष्टा मन्येत सर्वास्तु प्रकृतीर्भृशम् ।
अत्युच्छ्रितं तथात्मानं तदा कुर्वीत विग्रहम् ॥ १७० ॥

જ્યારે પોતાનું મંત્રી આદિ સર્વ પ્રકૃતિ–મંડળ અસંત પ્રસન્ન લાગે અને પોતાને અસંત ઉન્નત થયેલો જાણે, ત્યારે રાજાએ વિગ્રહ કરવો. ૧૭૦

શત્રુ સામે ચઢાઈ ક્યારે ?

यदा मन्येत भावेन हृष्टं पुष्टं बलं स्वकम् ।
परस्य विपरीतं च तदा यायाद्रिपुं प्रति ॥ १७१ ॥

જ્યારે પોતાના સૈન્યને (ધનાદિ) ભાવથી હષ્ટપુષ્ટ જાણે અને શત્રુના સૈન્યને તેથી ઊલટું જાણે, ત્યારે રાજાએ શત્રુની સામે ચઢાઈ કરવી. ૧૭૧

આસન ક્યારે ?

यदा तु स्यात्परिक्षीणो वाहनेन बलेन च ।
तदासीत प्रयत्नेन शनकैः सान्त्वयन्नरीन् ॥ १७२ ॥

જ્યારે પોતે વાહન અને સૈન્યમાં નબળો હોય, ત્યારે શત્રુઓને પ્રયત્નપૂર્વક ધીમેધીમે શાંત રાખી રાજાએ બેસી રહેવું.

દ્વૈધીભાવ ક્યારે?

मन्येतारिं यदा राजा सर्वथा बलवत्तरम् ।
तदा द्विधा बलं कृत्वा साधयेत्कार्यमात्मनः ॥ १७३ ॥

જ્યારે શત્રુને સર્વ પ્રકારે વધારે બળવાન જાણે, ત્યારે રાજાએ પોતાના સૈન્યના બે ભાગ કરી દ્વૈધીભાવથી પોતાનું કાર્ય સાધી લેવું. ૧૭૩

બળવાનનો આશ્રય ક્યારે કરવો?

यदा परबलानां तु गमनीयतमो भवेत् ।
तदा तु संश्रयेत्क्षिप्रं धार्मिकं बलिनं नृपम् ॥ १७४ ॥

જ્યારે શત્રુનાં સૈન્યો પોતાને અત્યંત તાબે કરી લેશે એમ લાગે, ત્યારે રાજાએ તરત જ બીજા ધાર્મિક અને બળવાન રાજાનો આશ્રય કરવો. ૧૭૪

એ બળવાન રાજા કેવો હોવો જોઈએ?

निग्रहं प्रकृतीनां च कुर्याद्योऽरिबलस्य च ।
उपसेवेत तं नित्यं सर्वयत्नैर्गुरुं यथा ॥ १७५ ॥

જે રાજા મંત્રી આદિ પ્રકૃતિને અને શત્રુના સૈન્યને વશ કરી શકે એવો હોય, તેવા (એ બળવાન) રાજાની (શરણે ગયેલા રાજાએ) નિત્ય ગુરુની જેમ સર્વ પ્રયત્ને સેવા કરવી. ૧૭૫

એમાંય દોષ જણાય તો યુદ્ધ

यदि तत्रापि संपश्येद्दोषं संश्रयकारितम् ।
सुयुद्धमेव तत्रापि निर्विशङ्कः समाचरेत् ॥ १७६ ॥

આશ્રય કરવાથી એમાં પણ જો દોષ દેખાય, તો નિઃશંક થઈ (પોતાની) તે દુર્બળ સ્થિતિકાળે પણ ઉત્તમ યુદ્ધ કરવું.૧૭

ખાસ રાજનીતિ

सर्वोपायैस्तथा कुर्यान्नीतिज्ञः पृथिवीपतिः ।
यथास्याभ्यधिका न स्युर्मित्रोदासीनशत्रवः ॥ १७७ ॥

નીતિ જાણનાર રાજાએ સર્વ ઉપાયોથી એવું કાર્ય કરવું, કે જેથી તેના મિત્રો, ઉદાસીનો અને શત્રુઓ પોતાથી અધિક ન થઈ જાય. ૧૭૭

आयतिं सर्वकार्याणां तदात्वं च विचारयेत् ।
अतीतानां च सर्वेषां गुणदोषौ च तत्त्वतः ॥ १७८ ॥

સર્વ કાર્યોના ભવિષ્યકાળનું પરિણામ અને વર્તમાન કાળનો રાજાએ વિચાર કરવો; તેમ જ ભૂતકાળનાં સર્વ કાર્યોના ગુણદોષો બરાબર તપાસવા. ૧૭૮

आयत्यां गुणदोषज्ञस्तदात्वे क्षिप्रनिश्चयः ।
अतीते कार्यशेषज्ञः शत्रुभिर्नाभिभूयते ॥ १७९ ॥

કેમકે ભવિષ્યકાળના (કાર્યોના) ગુણદોષો જાણનારો, વર્તમાનકાળના કાર્યમાં તત્કાળ નિર્ણય કરનારો અને ભૂતકાળનાં કાર્યોના બાકી રહેલા ભાગને સમજનારો રાજા શત્રુઓથી પરાભવ પામતો નથી. ૧૭૯

ટૂંકી નીતિ

यथैनं नाभिसंदध्युर्मित्रोदासीनशत्रवः ।
तथा सर्वं संविदध्यादेष सामासिको नयः ॥ १८० ॥

મિત્રો, ઉદાસીનો અને શત્રુઓ પોતાને જે રીતે પીડી શકે

નહિ, તે રીતે રાજાએ સઘળા ઉપાય કરવા. આ ટૂંકી નીતિ છે.

ચઢાઈની રીત

यदा तु यानमातिष्ठेदरिराष्ट्रं प्रति प्रभुः ।
तदानेन विधानेन यायादरिपुरं शनैः ॥ १८१ ॥

રાજાએ જ્યારે શત્રુના દેશ ઉપર ચઢાઈ કરવી હોય, ત્યારે આ(નીચેના) ઉપાયોથી ધીમેધીમે શત્રુના નગર તરફ જવું. ૧૮૧

ચઢાઈનો સમય

मार्गशीर्षे शुभे मासि यायाद्यात्रां महीपतिः ।
फाल्गुनं वाथ चैत्रं वा मासौ प्रति यथाबलम् ॥ १८२ ॥

રાજાએ પોતાના સૈન્યબળ પ્રમાણે શુભ માગશર માસમાં અથવા ફાગણ માસમાં અથવા ચૈત્ર માસમાં શત્રુ ઉપર ચઢાઈ કરવી. ૧૮૨

अन्येष्वपि तु कालेषु यदा पश्येद् ध्रुवं जयम् ।
तदा यायाद्विगृह्यैव व्यसने चोत्थिते रिपोः ॥ १८३ ॥

જો પોતાનો વિજય ચોક્કસ દેખાતો હોય અને શત્રુને સંકટ ઊભું થયું હોય, તો ઉપર જણાવેલા સિવાયના બીજા સમયે પણ તેણે ચઢાઈ લઈ જવી. ૧૮૩

આટલું કર્યા પછી શત્રુનગર તરફ જવું

कृत्वा विधानं मूले तु यात्रिकं च यथाविधि ।
उपगृह्यास्पदं चैव चारान्सम्यग्विधाय च ॥ १८४ ॥
संशोध्य त्रिविधं मार्गं षड्विधं च बलं स्वकम् ।
सांपरायिककल्पेन यायादरिपुरं शनैः ॥ १८५ ॥

પોતાના મૂળરૂપ રાજધાનીમાં વ્યવસ્થા કરીને, યુદ્ધયાત્રા

માટેનાં સર્વ સાધનો વિધિપૂર્વક મેળવીને, શત્રુનાં સ્થાન–તેના સેવક પક્ષના લોકોને વશ કરી, પોતાના ગુપ્ત દૂતો બરાબર ગોઠવીને, ત્રણ જાતના (પોતાના જંગલ, આનૂપ અને આટવિક) માર્ગોને બરાબર શોધી–સાફ કરી, તેમ જ છ પ્રકારનાં પોતાનાં સૈન્યને બરાબર સજ્જ કરીને રાજાએ ધીમેધીમે સંગ્રામની વિધિ પ્રમાણે શત્રુનગર તરફ જવું. ૧૮૪, ૧૮૫

કોનાથી ખાસ સાવધ રહેવું?

शत्रुसेविनि मित्रे च गूढे युक्ततरो भवेत् ।
गतप्रत्यागते चैव स हि कष्टतरो रिपुः ॥ १८६ ॥

છૂપી રીતે શત્રુ સેવનારા (પોતાના) મિત્રને વિષે, તેમ જ એકવાર નીકળી ફરી આવેલા પોતાના ચાકર વિષે ખાસ સાવધ રહેવું; કેમકે તે મોટા કષ્ટરૂપ (વશ કરવાને અતિશય મુશ્કેલ) શત્રુ છે. ૧૮૬

ચડાઈના વ્યૂહો

दण्डव्यूहेन तन्मार्गं यायात्तु शकटेन वा ।
वराहमकराभ्यां वा सूच्या वा गरुडेन वा ॥ १८७ ॥

(ચડાઈ ઇચ્છતા) તે રાજાએ દંડના, શકટના, વરાહના, મકરના, સૂચીના કે ગરુડના આકારે વ્યૂહો રચી તે માર્ગે ચાલવું. ૧૮૭

રાજાએ પદ્મવ્યૂહમાં રહેવું

यतश्च भयमाशङ्केत्ततो विस्तारयेद्बलम् ।
पद्मेन चैव व्यूहेन निविशेत सदा स्वयम् ॥ १८८ ॥

જે દિશામાંથી ભયની શંકા આવે, તે જ દિશામાં જ

સેનાનો વિસ્તાર કરવો અને રાજાએ પોતે હમેશાં પદ્માકાર વ્યૂહમાં રહેવું. ૧૮૮

યુદ્ધની દિશા

सेनापतिबलाध्यक्षौ सर्वदिक्षु निवेशयेत् ।
यतश्च भयमाशङ्केत्प्राचीं तां कल्पयेद्दिशम् ॥ १८९ ॥

સર્વ દિશાઓમાં સેનાપતિ અને સેનાધ્યક્ષોને ગોઠવી દેવા; અને જે દિશાએથી ભયની શંકા હોય, તે દિશાને પૂર્વ (મોખરાની) દિશા કલ્પવી. ૧૮૯

ચોતરફ લશ્કરી થાણાં ગોઠવવાં

गुल्मांश्च स्थापयेदाप्तान्कृतसंज्ञान्समन्ततः ।
स्थाने युद्धे च कुशलानभीरूनविकारिणः ॥ १९० ॥

સ્થાનમાં અને યુદ્ધમાં કુશળ, નિર્ભય, અડગ તથા વિશ્વાસુ લશ્કરી થાણાં સંકેત આપીને ચારેબાજુ ગોઠવવાં. ૧૯૦

સૂચીવ્યૂહ તથા વજ્રવ્યૂહથી યુદ્ધ

संहतान्योधयेदल्पान्कामं विस्तारयेद्बहून् ।
सूच्या वज्रेण चैवैतान्व्यूहेन व्यूह्य योधयेत् ॥ १९१ ॥

પોતાના સૈનિકો થોડા હોય, તો તેમને વિસ્તારવા અને તેમને સૂચીવ્યૂહ તથા વજ્રવ્યૂહમાં ગોઠવી યુદ્ધ કરાવવું. ૧૯૧

કયા પ્રદેશમાં કયા સાધને યુદ્ધ?

स्यन्दनाश्वैः समे युद्ध्येदनूपे नौद्विपैस्तथा ।
वृक्षगुल्मावृते चापैरसिचर्मायुधैः स्थले ॥ १९२ ॥

સપાટ જમીન પર રથ અને ઘોડાઓથી લડવું, અનૂપ (પાણીવાળા) પ્રદેશમાં નૌકા અને હાથીઓથી લડવું; ઝાડ-

ઝાંખરાંવાળા ભાગમાં બાણોથી લડવું અને (ખાડા, કાંકરા ને પથરાવિનાની) જમીન પર તલવાર, ઢાલ તથા (ભાલા વગેરે) હથિયારોથી લડવું. ૧૯૨

કેવા માણસો મોખરે?

कुरुक्षेत्रांश्च मत्स्यांश्च पञ्चालाञ्शूरसेनजान् ।
दीर्घाँल्लघुंश्चैव नरानग्रानीकेषु योजयेत् ॥ १९३ ॥

કુરુક્ષેત્ર, મત્સ્ય, પંચાલ અને શૂરસેન દેશોમાં જન્મેલા લાંબા અને ટૂંકા માણસોને સેનાના મોખરે રાખવા. ૧૯૩

પોતાના યોદ્ધાની પણ બારીક તપાસ

प्रहर्षयेद्बलं व्यूह्य तांश्च सम्यक्परीक्षयेत् ।
चेष्टाश्चैव विजानीयादरीन्योधयतामपि ॥ १९४ ॥

સેનાને વ્યૂહમાં ગોઠવી યોદ્ધાઓને ઉત્સાહ આપવો, તેમની બરાબર પરીક્ષા કરવી અને શત્રુઓ સાથે લડી રહેલા હોય છતાં તે યોદ્ધાઓની ચેષ્ટાઓ જાણવી. ૧૯૪

શત્રુને ઘેરી લઈ શું કરવું?

उपरुध्यारिमासीत राष्ट्रं चास्योपपीडयेत् ।
दूषयेच्चास्य सततं यवसान्नोदकेन्धनम् ॥ १९५ ॥

શત્રુને ચોતરફથી ઘેરી લઈ પડી રહેવું, એના દેશને ખેદાન-મેદાન કરવો અને એનાં ઘાસ, અનાજ, પાણી તેમ જ ઇંધણાં હમેશાં ખરાબ કરવાં. ૧૯૫

भिन्द्याच्चैव तडागानि प्राकारपरिखास्तथा ।
समवस्कन्दयेच्चैनं रात्रौ वित्रासयेत्तथा ॥ १९६ ॥

તેનાં જળાશયો, કિલ્લા અને ખાઈઓ તોડી નાખવાં; તેના પર અણધાર્યાં આક્રમણ કરવાં તેમ જ રાત્રે (નોબતો,

રણશિંગાં વગેરે વગડાવી) તેને ત્રાસ આપવો. ૧૯૬

उपजप्यानुपजपेद्बुद्ध्येतैव च तत्कृतम् ।
युक्ते च दैवे युद्ध्येत जयप्रेप्सुरपेतभीः ॥ १९७ ॥

શત્રુના ફૂટી શકે એવા માણસોને ફોડવા અને તેમની પાસેથી શત્રુની યોજના જાણી લેવી; તે પછી ગ્રહદશા વગેરેથી શુભ ફળવાળું દૈવ અનુકૂળ હોય, ત્યારે નિર્ભય થઈ જય ઇચ્છનાર રાજાએ યુદ્ધ કરવું. ૧૯૭

બની શકે ત્યાંસુધી યુદ્ધ ન જ કરવું

साम्ना दानेन भेदेन समस्तैरथवा पृथक् ।
विजेतुं प्रयतेतारीन्न युद्धेन कदाचन ॥ १९८ ॥

રાજાએ સામ, દાન અને ભેદ, એ ત્રણેનો એકીસાથે અથવા અલગઅલગ પ્રયોગ કરી શત્રુઓને જીતવા પ્રયત્ન કરવો; પણ (એકદમ) યુદ્ધથી જીતવા પ્રયત્ન કરવો નહિ. ૧૯૮

अनित्यो विजयो यस्माद्दृश्यते युद्ध्यमानयोः ।
पराजयश्च संग्रामे तस्माद्युद्धं विवर्जयेत् ॥ १९९ ॥

કેમકે લડી રહેલા બન્ને રાજાઓનો વિજય અને પરાજય અચોક્કસ દેખાય છે, તેથી યુદ્ધ છોડી જ દેવું. ૧૯૯

વિના છૂટકે જ યુદ્ધ કરવું

त्रयाणामप्युपायानां पूर्वोक्तानामसंभवे ।
तथा युद्ध्येत संपन्नो विजयेत रिपून्यथा ॥ २०० ॥

પણ ઉપર કહેલા ત્રણે ઉપાયો જો નિષ્ફળ જાય, તો રાજાએ જે રીતે શત્રુઓને જીતી શકાય, એ રીતે બરાબર તૈયાર થઈને યુદ્ધ કરવું. ૨૦૦

### વિજય પછીનું કર્તવ્ય

जित्वा संपूजयेद्देवान्ब्राह्मणांश्चैव धार्मिकान् ।
प्रदद्यात्परिहारांश्च ख्यापयेदभयानि च ॥ २०१ ॥

જીત્યા પછી રાજાએ (જીતેલા દેશના) દેવો અને ધાર્મિક બ્રાહ્મણોનું* પૂજન કરવું, (જીતેલી પ્રજાને) અમુક ખતપત્રો અથવા કરવેરામાં છૂટછાટ આપવી અને (સૌને) અભય આપ્યાની જાહેરાત કરવી. ૨૦૧

### જીતેલા રાજ્ય પર તેના વારસને સ્થાપવો

सर्वेषां तु विदित्वैषां समासेन चिकीर्षितम् ।
स्थापयेत्तत्र तद्वंश्यं कुर्याच्च समयक्रियाम् ॥ २०२ ॥

(જિતાયેલા શત્રુરાજા તથા તેના મંત્રી આદિ) એ સૌના અભિપ્રાયને ટૂંકમાં જાણી લઈ ત્યાં તે (માર્યા ગયેલા) રાજાના કોઈ વંશજને (ગાદીએ) સ્થાપવો; તેમ જ તેની સાથે (અમુક) શરતો કરવી. ૨૦૨

### એ રાજાનો પોતે સત્કાર કરવો

प्रमाणानि च कुर्वीत तेषां धर्म्यान्यथोदितान् ।
रत्नैश्च पूजयेदेनं प्रधानपुरुषैः सह ॥ २०३ ॥

(દેશધર્મરૂપે) શાસ્ત્રમાં માન્ય કરેલા તેમના ધાર્મિક આચારોને પ્રમાણરૂપ કરવા અને (રાજ્ય પર) અભિષિક્ત થયેલા એ રાજાનો મુખ્ય પુરુષો સાથે રત્નોથી સત્કાર કરવો. ૨૦૩

---

* યાજ્ઞવલ્ક્ય આ સંબંધી કહે છેઃ 'जातः परतरो धर्मो नृपाणां यद् रणार्जितम् । विप्रेभ्यो दीयते द्रव्यं प्रजाभ्यश्चाभयं सदा ॥ રાજાએ રણ-સંગ્રામમાં જે દ્રવ્ય જીતે, તેનું બ્રાહ્મણોને દાન કરી દે; અને જિતાયેલા દેશની પ્રજાઓને અભય આપે; એનાથી શ્રેષ્ઠ બીજો કોઈ ધર્મ નથી.

લેવું-દેવું સમયે શોભે

आदानमप्रियकरं दानं च प्रियकारकम् ।
अभीप्सितानामर्थानां काले युक्तं प्रशस्यते ॥ २०४ ॥

જેકે કોઈ પાસેથી તેની ઇષ્ટ વસ્તુઓ લઈ લેવી, એ અપ્રિયકારી છે; અને તે આપવી એ પ્રિયકારી છે; તોપણ યોગ્ય કાળે તે લેવું-આપવું વખણાય છે. ૨૦૪

માનવી વિધાન જરૂરી છે

सर्वं कर्मेदमायत्तं विधाने दैवमानुषे ।
तयोर्दैवमचिन्त्यं तु मानुषे विद्यते क्रिया ॥ २०५ ॥

આ સર્વ કર્મ (પૂર્વજન્મનાં પુણ્યપાપરૂપ) દૈવી વિધાન અને માનવી વિધાન(વ્યાપાર)ને આધીન છે; પણ તેમાં દૈવી વિધાન વિચારવું અશક્ય છે, (પરંતુ માનુષી વિધાન વિચારી શકાય છે,) તેથી માનવી વિધાનમાં ક્રિયા હોઈ શકે છે. (એટલે મનુષ્યોના વ્યાપાર દ્વારા જ કાર્યસિદ્ધિ માટે યત્ન કરવો જોઈએ.) ૨૦૫

પુરુષાર્થથી જ કાર્યસિદ્ધિ

[दैवेन विधिनाऽयुक्तं मानुष्यं यत्प्रवर्तते ।
परिक्लेशेन महता तदर्थस्य समाधकम् ॥

દૈવની વિધિ-અનુકૂળતાથી યુક્ત ન હોવા, છતાં જે માનુષી પુરુષાર્થ ચાલુ થાય છે, તે મહાક્લેશે પણ કાર્યની સિદ્ધિ કરાવી આપે છે.]

પુરુષાર્થ વિના કાર્યસિદ્ધિ ન થાય

[ संयुक्तस्यापि दैवेन पुरुषकारेण वर्जितम् ।
विना पुरुषकारेण फलं क्षेत्रं न यच्छति ॥

દૈવની અનુકૂળતા હોવા છતાં જે પુરુષાર્થથી રહિત હોય, તે ક્ષેત્ર પુરુષાર્થ વિના ફળ આપતું નથી. ]

[ चंद्रार्काद्या ग्रहा वायुरग्निरापस्तथैव च ।
इह दैवेन साध्यन्ते पौरुषेण प्रयत्नतः ॥

ચંદ્ર, સૂર્ય આદિ ગ્રહો, વાયુ, અગ્નિ તેમ જ જળ; એ બધાં પ્રયત્નથી દૈવ અને પુરુષાર્થ દ્વારા આ લોકમાં સાધ્ય થાય છે. ]

सह वापि व्रजेद्युक्तः संधिं कृत्वा प्रयत्नतः ।
मित्रं हिरण्यं भूमिं वा संपश्यंस्त्रिविधं फलम् ॥ २०६ ॥

રાજાએ શત્રુ સાથે યુદ્ધ કરવું; અથવા તે શત્રુ મિત્ર બને અને સોનું તથા જમીન આપે, તો એ ત્રણ પ્રકારનું યુદ્ધયાત્રાનું ફળ જોઈ તેની સાથે પ્રયત્નપૂર્વક સંધિ કરી પાછા આવવું. ૨૦૬

पार्ष्णिग्राहं च संप्रेक्ष्य तथाक्रन्दं च मण्डले ।
मित्रादथाप्यमित्राद्वा यात्राफलमवाप्नुयात् ॥ २०७ ॥

વિજયેચ્છુ રાજાએ રાજમંડળમાંના પાર્ષ્ણિગ્રાહ તથા આક્રંદ, એ બે રાજાઓ તરફ ધ્યાન રાખી શત્રુ કે મિત્ર થયેલા રાજા પાસેથી પણ ચઢાઈ કર્યાનું ફળ મેળવી લેવું. ૨૦૭

રાજાને મિત્રરાજાની ખાસ જરૂર

हिरण्यभूमिसंप्राप्त्या पार्थिवो न तथैधते ।
यथा मित्रं ध्रुवं लब्ध्वा कृशमप्यायतिक्षमम् ॥ २०८ ॥

સોનું અને જમીન મેળવી રાજા, તેવી વૃદ્ધિ પામતો નથી, કે જેવી (હમણાં) દુર્બળ હોવા છતાં ભવિષ્યમાં આબાદીવાળા સ્થિર મિત્રને મેળવી તે વૃદ્ધિ પામે છે. ૨૦૮

કેવો મિત્ર વખાણવા લાયક છે?

धर्मज्ञं च कृतज्ञं च तुष्टप्रकृतिमेव च ।
अनुरक्तं स्थिरारम्भं लघुमित्रं प्रशस्यते ॥ २०९ ॥

ધર્મ જાણનાર, કરેલો ઉપકાર યાદ રાખનાર, જેનું પ્રધાનમંડળ અને પ્રજામંડળ સંતુષ્ટ હોય, જે પ્રેમી હોય અને જેનો આરંભ સ્થિર હોય, એવો નાનો મિત્ર પણ વખણાય છે. ૨૦૯

કેવો શત્રુ કષ્ટસાધ્ય છે?

प्राज्ञं कुलीनं शूरं च दक्षं दातारमेव च ।
कृतज्ञं धृतिमन्तं च कष्टमाहुररिं बुधाः ॥ २१० ॥

વિદ્વાન, કુળવાન, શૂરો, ચતુર, દાતા, કરેલો ઉપકાર યાદ રાખનાર અને ધીરજવાળો શત્રુ કષ્ટસાધ્ય છે,× એમ પંડિતો કહે છે. ૨૧૦

ઉદાસીન રાજાની ગુણસામગ્રી

आर्यता पुरुषज्ञानं शौर्यं करुणवेदिता ।
स्थौललक्ष्यं च सततमुदासीनगुणोदयः ॥ २११ ॥

સજ્જનતા, પુરુષપરીક્ષા, શૂરવીરતા, દયાળુતા અને હંમેશનું અતિશય દાતાપણું, એ ઉદાસીન રાજાની ગુણસામગ્રી છે.÷ ૨૧૧

આત્મરક્ષણ જ મુખ્ય સમજવું

क्षेम्यां सस्यप्रदां नित्यं पशुवृद्धिकरीमपि ।
परित्यजेन्नृपो भूमिमात्मार्थमविचारयन् ॥ २१२ ॥

× એટલે એવા શત્રુ સાથે તો સંધિ જ કરવી.

÷ માટે એવા ઉદાસીન રાજાનો આશ્રય કરી હરકોઈ શત્રુ સાથે લડી શકાય છે.

રાજાએ કલ્યાણકારી, ધાન્યદાયી અને નિત્ય પશુની વૃદ્ધિ કરનારી એવી પણ જમીન વિચાર કર્યા વિના પોતાની રક્ષા માટે ત્યજી દેવી. ૨૧૨

आपदर्थं धनं रक्षेद्दारान् रक्षेद्धनैरपि ।
आत्मानं सततं रक्षेद्दारैरपि धनैरपि ॥ २१३ ॥

આપત્તિ (દૂર કરવા) માટે ધનની રક્ષા કરવી; ધનથી પણ પત્નીની રક્ષા કરવી અને ધન તેમ જ પત્નીથી પણ હમેશાં પોતાની રક્ષા કરવી. ૨૧૩

સામટી આપત્તિઓ સામે સર્વ ઉપાયો

सह सर्वाः समुत्पन्नाः प्रसमीक्ष्यापदो भृशम् ।
संयुक्तांश्च वियुक्तांश्च सर्वोपायान्सृजेद्बुधः ॥ २१४ ॥

શાસ્ત્રવેત્તા રાજાએ બધી આપત્તિઓને એકસામટી જથ્થામાં ઉપજેલી જોઈ ને, સામટા કે છૂટાછવાયા સર્વ ઉપાયો કરવા. (પણ ગભરાઈ જવું નહિ.) ૨૧૪

કાર્યસિદ્ધિ માટે ત્રણનો આશ્રય

उपेतारमुपेयं च सर्वोपायांश्च कृत्स्नशः ।
एतत्त्रयं समाश्रित्य प्रयतेतार्थसिद्धये ॥ २१५ ॥

રાજાએ ઉપાય કરનારા પોતાનો, ઉપાયયોગ્ય વસ્તુનો અને સામ આદિ સર્વ ઉપાયોનો—એમ ત્રણેનો સંપૂર્ણ આશ્રય કરી કાર્યસિદ્ધિ માટે પ્રયત્ન કરવો. ૨૧૫

રાજાનો ભોજનસમય

एवं सर्वमिदं राजा सह संमन्त्र्य मन्त्रिभिः ।
व्यायम्याप्लुत्य मध्याह्ने भोक्तुमन्तःपुरं विशेत् ॥ २१६ ॥

રાજાએ મંત્રીઓ સાથે એમ આ સર્વની મંત્રણા કર્યા પછી કસરત કરવી અને પછી સ્નાન કરી બપોરે જમવા માટે અંતઃપુરમાં પ્રવેશ કરવો. ૨૧૬

રાજાની ભોજનવિધિ

तत्रात्मभूतैः कालज्ञैरहार्यैः परिचारकैः ।
सुपरीक्षितमन्नाद्यमद्यान्मन्त्रैर्विषापहैः ॥ २१७ ॥

ત્યાં (જઈને) રાજાએ પોતાના જેવા, સમયને જાણનારા અને ફોડ્યા ફૂટે નહિ એવા (રસોઇયા) સેવકોએ રાંધેલું અને સારી રીતે પરીક્ષા* કરેલું અન્ન, વિષનાશક મંત્રોચ્ચારપૂર્વક જમવું. ૨૧૭

ઝેરથી સાવધ રહેવું

विषघ्नैरगदैश्चास्य सर्वद्रव्याणि योजयेत् ।
विषघ्नानि च रत्नानि नियतो धारयेत्सदा ॥ २१८ ॥

રાજાના ભોજનના સર્વ પદાર્થોમાં વિષનાશક ઔષધિઓ નાખવી અને રાજાએ નિયમપૂર્વક સદા વિષનાશક રત્નો ધારણ કરવાં. ૨૧૮

ભોજન વખતે સ્ત્રીઓ રાજાની સેવા કરે

परीक्षिताः स्त्रियश्चैनं व्यजनोदकधूपनैः ।
वेषाभरणसंशुद्धाः स्पृशेयुः सुसमाहिताः ॥ २१९ ॥

પરીક્ષા કરેલી, વસ્ત્ર અને આભૂષણવડે અતિશય શુદ્ધ

* ચકોર પક્ષીને ખવરાવવાથી રાંધેલા અન્ન માહેના ઝેરની પરીક્ષા કરાય છે; કેમકે ઝેરવાળું અન્ન દેખતાં જ ચકોર પક્ષીની આંખ લાલ થઈ જાય છે.

અને ઘણી જ સાવધ મનવાળી સ્ત્રીઓ પંખો, પાણી તેમ જ સુગંધી ધૂપથી એ રાજાની સેવા કરે. ૨૧૯

एवं प्रयत्नं कुर्वीत यानशय्यासनाशने ।
स्नाने प्रसाधने चैव सर्वालंकारकेषु च ॥ २२० ॥

વાહન, શય્યા, આસન, ભોજન, સ્નાન, શણગાર તેમ જ સર્વ અલંકારો વિષે પણ રાજાએ એમ (પરીક્ષા કરવા) પ્રયત્ન કરવો. ૨૨૦

ભોજન પછીનું કાર્ય

भुक्तवान्विहरेच्चैव स्त्रीभिरन्तःपुरे सह ।
विहृत्य तु यथाकालं पुनः कार्याणि चिन्तयेत् ॥ २२१ ॥

જમ્યા પછી રાજાએ રાણીવાસમાં સ્ત્રીઓ સાથે વિહાર કરવો; પણ ફરી સમય પ્રમાણે પોતાનાં કાર્યો વિચારવાં. ૨૨૧

अलंकृतश्च संपश्येदायुधीयं पुनर्जनम् ।
वाहनानि च सर्वाणि शस्त्राण्याभरणानि च ॥ २२२ ॥

પછી રાજાએ અલંકાર ધારણ કરી આયુધધારી યોદ્ધાઓને, સર્વ વાહનોને, શસ્ત્રોને અને આભૂષણોને તપાસવાં. ૨૨૨

સાંજે સંધ્યા કર્યા પછી

संध्यां चोपास्य शृणुयादन्तर्वेश्मनि शस्त्रभृत् ।
रहस्याख्यायिनां चैव प्रणिधीनां च चेष्टितम् ॥ २२३ ॥

પછી (સાંજે) સંધ્યોપાસના કરી રાજાએ મહેલની અંદર જઈ, શસ્ત્ર ધારણ કરી, ખાનગી ખબરો લાવનારા દૂતોનાં તેમ જ એલચીઓનાં કામો સાંભળવાં. ૨૨૩

ભોજન માટે રાણીવાસમાં

गत्वा कक्षान्तरं त्वन्यत्समनुज्ञाप्य तं जनम् ।
प्रविशेद्भोजनार्थं च स्त्रीवृतोऽन्तःपुरं पुनः ॥ २२४ ॥

પછી તે દૂતને તથા એલચીને જવાની આજ્ઞા આપી, તેણે બીજા ખંડમાં જવું અને (ત્યાંથી) સ્ત્રીઓની સાથે રહી ફરી ભોજન માટે રાણીવાસમાં પ્રવેશ કરવો. ૨૨૪

જમ્યા પછી નિદ્રા લઈ યોગ્ય સમયે ઊઠવું

तत्र भुक्त्वा पुनः किंचित्तूर्यघोषैः प्रहर्षितः ।
संविशेत्तु यथाकालमुत्तिष्ठेच्च गतक्लमः ॥ २२५ ॥

ત્યાં રાજાએ ફરી થોડુંક જમી લઈ વાજિંત્રોના નાદથી આનંદિત થઈ તેણે યોગ્ય સમયે સૂઈ જવું અને વિશ્રામ લઈ યોગ્ય વખતે ઊઠવું. ૨૨૫

અસ્વાસ્થ્ય સિવાય રાજાએ પોતે રાજ્યકાર્ય કરવાં

एतद्विधानमातिष्ठेदरोगः पृथिवीपतिः ।
अस्वस्थः सर्वमेतत्तु भृत्येषु विनियोजयेत् ॥ २२६ ॥

નીરોગી રાજાએ એમ જાતે આ (પ્રજારક્ષણ વગેરે) કાર્ય કરવાં; પણ પોતે જો અસ્વસ્થ હોય, તો તેણે તે સર્વ કાર્યો સેવકોને સોંપવાં. ૨૨૬

इति श्रीमानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां सप्तमोऽध्यायः ॥
ઇતિ શ્રીમાનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૭મો સમાપ્ત

# અધ્યાય ૮મો

વ્યવહાર તપાસવા રાજાએ સભામાં જવું

**व्यवहारान्दिदृक्षुस्तु ब्राह्मणैः सह पार्थिवः ।**
**मन्त्रज्ञैर्मन्त्रिभिश्चैव विनीतः प्रविशेत्सभाम् ॥ १ ॥**

વ્યવહાર[×] જોવા ઇચ્છતા રાજાએ બ્રાહ્મણો તથા મસલત કરી જાણનારા મંત્રીઓ સાથે[*] વિનયયુક્ત થઈ સભા–(રાજસભા–અદાલત–કોર્ટ)માં પ્રવેશ કરવો. ૧

સભામાં કેવી રીતે કાર્યો તપાસવાં?

**तत्रासीनः स्थितो वापि पाणिमुद्यम्य दक्षिणम् ।**
**विनीतवेषाभरणः पश्येत्कार्याणि कार्यिणाम् ॥ २ ॥**

ત્યાં વિનીત વેષાલંકારવાળા તેણે જમણો હાથ ઊંચો રાખી

---

× અહીં 'વ્યવહાર' શબ્દ ખાસ નોંધપાત્ર છે. એના અનેક અર્થો થાય છે. દાખલા તરીકે દાવો, ન્યાય, નિર્ણય વગેરે. એક અર્થ આવો છે વાદીપ્રતિવાદી જે પોતપોતાના પક્ષો રજૂ કરે, તેને અંગે જે સંદેહ ઊભો થાય, તેને દૂર કરનારો વિચાર. સરખાવો કાત્યાયનનો અર્થ: 'वि नानार्थेऽव संदेहे हरण हार उच्यते। नानासंदेहहरणाद्व्यवहार इति स्मृत ॥ 'વ્યવહાર' શબ્દમાં ત્રણ શબ્દો છે: 'वि' 'अव' 'हार'। 'वि–જુદાજુદા, अव–સંદેહો, हार–દૂર કરવા' તે વ્યવહાર કહેવાય છે.' આમ અનેક સંદેહો દૂર કરવા, એવો વ્યવહાર શબ્દનો અર્થ છે.(कुल्लूक)

* વાણી, હાથ, પગ વગેરેની ચપળતા છોડી ઉદ્ધતાઈ વિના રાજાએ ન્યાયસભા–કોર્ટ–કચેરીમાં પ્રવેશ કરવો; કેમકે રાજા જો ઉદ્ધત થઈ કોર્ટમાં દાખલ થાય, તો વાદી–પ્રતિવાદીઓની બુદ્ધિ (ક્ષોભ પામી) બરાબર કામ ન કરે અને તેથી જેમનેમ બોલાઈ જવાથી ખરી બાબતનો નિર્ણય ન થઈ શકે. (कुल्लूक)

બેઠાંબેઠાં કે ઊભાંઊભાં કાર્યો (પક્ષકારોના દાવા) તપાસવાં. ૨

प्रत्यहं देशदृष्टैश्च शास्त्रदृष्टैश्च हेतुभिः ।
अष्टादशसु मार्गेषु निबद्धानि पृथक्पृथक् ॥ ३ ॥

અઢાર બાબતોમાં પડતાં એ કાર્યો (દાવાઓ) રોજ દેશ-વ્યવહાર અને શાસ્ત્રવ્યવહારના હેતુઓ દ્વારા અલગઅલગ તપાસવાં. ૩

વિવાદનાં બે સ્થાન

[ हिंसां यः कुरुते कश्चिद्देयं वा न प्रयच्छति ।
स्थाने ते द्वे विवादस्य भिन्नोऽष्टादशधा पुनः ॥

( જે હિંસા કરે છે, અથવા જે દેણું આપતો નથી, તે બે વિવાદ( દાવા )નાં સ્થાન છે; વળી એ વિવાદ અઢાર જાતનો છે.]

અઢાર જાતના વ્યવહાર

तेषामाद्यमृणादानं निक्षेपोऽस्वामिविक्रयः ।
संभूय च समुत्थानं दत्तस्यानपकर्म च ॥ ४ ॥
वेतनस्यैव चादानं संविदश्च व्यतिक्रमः ।
क्रयविक्रयानुशयो विवादः स्वामिपालयोः ॥ ५ ॥
सीमाविवादधर्मश्च पारुष्ये दण्डवाचिके ।
स्तेयं च साहसं चैव स्त्रीसंग्रहणमेव च ॥ ६ ॥
स्त्रीपुंधर्मो विभागश्च द्यूतमाह्वय एव च ।
पदान्यष्टादशैतानि व्यवहारस्थिताविह ॥ ७ ॥

તેઓમાં પહેલું દેણું ન આપવું, તે પછી ધરાણે મૂકવું, પોતે માલિક ન હોવા છતાં પારકી વસ્તુ વેચવી, ભાગિયો વેપાર કરવો, આપેલું દાન પાછું ઝૂંટવી લેવું, ઠરાવેલા પગાર

કે રોજી ન આપવી, કરેલો કરાર તોડવો, ખરીદીવેચાણમાં કજિયો થવો, ઢોરના માલિક અને ઢોર પાળનાર વચ્ચે ટંટો, સીમનો ઝઘડો, ગાળાગાળી અને મારપીટ, ચોરી, જોરજબરાઈ, પારકી સ્ત્રી લઈ લેવી, સ્ત્રીપુરુષના ધર્મની વ્યવસ્થા, મિલકતની વહેંચણી, જુગાર અને અમુક હોડ પૂર્વક પશુપક્ષી લડાવવાં, એ અઢાર બાબતો માણસોના દાવા–કજિયાનાં કારણ છે. ૪–૭

ધર્મ દ્વારા ન્યાય આપવો

एषु स्थानेषु भूयिष्ठं विवादं चरतां नृणाम् ।
धर्मं शाश्वतमाश्रित्य कुर्यात्कार्यविनिर्णयम् ॥ ८ ॥

લગભગ આ કારણો ઉપર વિવાદ કરતા માણસોનાં કાર્યો( દાવાઓ )નો નિર્ણય; રાજાએ અનાદિ પરંપરાથી ચાલતા સનાતન ધર્મનો આશ્રય લઈ કરવો: ૮

પોતાથી ન થઈ શકે તો વિદ્વાન બ્રાહ્મણ નીમવો

यदा स्वयं न कुर्यात्तु नृपतिः कार्यदर्शनम् ।
तदा नियुञ्ज्याद्विद्वांसं ब्राह्मणं कार्यदर्शने ॥ ९ ॥

( કોઈ કારણથી ) રાજા પોતે એ કામની તપાસ ન કરી શકે, તો તેણે એ કામની તપાસ માટે વિદ્વાન બ્રાહ્મણ નીમવો. ૯

તે બ્રાહ્મણે ત્રણ સભ્યો સાથે રાખવા

सोऽस्य कार्याणि संपश्येत्सभ्यैरेव त्रिभिर्वृतः ।
सभामेव प्रविश्याग्र्यामासीनः स्थित एव वा ॥ १० ॥

તે વિદ્વાને ત્રણ સભ્યોની સાથે જ ઉત્તમ રાજસભામાં જઈ બેઠાંબેઠાં કે ઊભાંઊભાં જ તે કાર્યો સારી રીતે તપાસવાં.

એ સભાને બ્રહ્માની સભા કહે છે

यस्मिन्देशे निषीदन्ति विप्रा वेदविदस्त्रयः ।
राज्ञश्चाधिकृतो विद्वान्ब्राह्मणस्तां सभां विदुः ॥ ११ ॥

જે સ્થાને (ત્રણ) વેદ જાણનારા ત્રણ બ્રાહ્મણો તેમ જ રાજાએ નીમેલો વિદ્વાન બ્રાહ્મણ બેસે છે, તેને પંડિતો (ચાર મોઢાંવાળા) બ્રહ્માની સભા કહે છે. ૧૧

એ સભામા અધર્મ ઘૂસવો ન જોઈએ

धर्मो विद्धस्त्वधर्मेण सभां यत्रोपतिष्ठते ।
शल्यं चास्य न कृन्तन्ति विद्धास्तत्र सभासदः ॥ १२ ॥

જે સભામાં અધર્મથી ધર્મ વીંધાઈ જાય, ત્યાં સભાસદો પણ અધર્મથી વીંધાઈ જઈ ધર્મને ભોંકાયેલી શૂળ જેવો અધર્મ દૂર કરી શકતા નથી. ૧૨

સભાપ્રવેશ સામાન્ય નથી

सभां वा न प्रवेष्टव्यं वक्तव्यं वा समञ्जसम् ।
अब्रुवन्विब्रुवन्चापि नरो भवति किल्बिषी ॥ १३ ॥

અથવા (પંડિતે) સભામાં જવું જ નહિ; અને જો જવું તો સત્ય જ કહેવું, કેમકે (સભામાં ગયા પછી) ચૂપ રહેવાથી કે જૂઠું બોલવાથી મનુષ્ય પાપી થાય છે. ૧૩

ધર્મ તથા સત્યના નાશથી સભાસદોનો નાશ

यत्र धर्मो ह्यधर्मेण सत्यं यत्रानृतेन च ।
हन्यते प्रेक्षमाणानां हतास्तत्र सभासदः ॥ १४ ॥

જે સભામાં સર્વના દેખતા, અધર્મથી ધર્મનો અને અસત્યથી સત્યનો નાશ કરાય છે, તે સભામાં (એ પાપથી)

સભાસદો માર્યા જાય છે. ૧૪

ધર્મનો નાશ ન કરવો

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ।
तस्माद्धर्मो न हन्तव्यो मा नो धर्मो हतोऽवधीत् ॥ १५ ॥

હણાયેલો ધર્મ જ હણે છે અને રક્ષાયેલો ધર્મ રક્ષા જ કરે છે; તેથી હણાયેલો ધર્મ આપણો નાશ ન કરે, તે માટે ધર્મને ન હણવો. ૧૫

ધર્મનો નાશ કરનાર જ શદ્ર છે

वृषो हि भगवान्धर्मस्तस्य यः कुरुते ह्यलम् ।
वृषलं तं विदुर्देवास्तस्माद्धर्मं न लोपयेत् ॥ १६ ॥

ભગવાન ધર્મ જ 'વૃષ' કહેવાય છે; જે માણસ એ 'વૃષ'નો નિષેધ અથવા નાશ કરે છે, તેને દેવો 'વૃષલ' અર્થાત્ શદ્ર કહે છે; માટે ધર્મનો નાશ કરવો નહિ. ૧૬

ધર્મ એક જ સાચો મિત્ર

एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः ।
शरीरेण समं नाशं सर्वमन्यद्धि गच्छति ॥ १७ ॥

એક ધર્મ જ મિત્ર છે, જે મરણકાળે પણ પાછળ આવે છે; કારણકે બીજું બધું તો શરીરની સાથે જ નાશ પામે છે. ૧૭

અધર્મ ચાર ભાગે વહેંચાય છે

पादोऽधर्मस्य कर्तारं पादः साक्षिणमृच्छति ।
पादः सभासदः सर्वान्पादो राजानमृच्छति ॥ १८ ॥

અધર્મનો એક ભાગ તેના કરનારને, બીજો ભાગ તેને નજરે જોનારને, ત્રીજો ભાગ સભાસદોને અને ચોથો ભાગ

રાજાને પ્રાપ્ત થાય છે. ૧૮

પાપ તેના કરનારને નથી જ છોડતું

राजा भवत्यनेनास्तु मुच्यन्ते च सभासदः ।
एनो गच्छति कर्तारं निन्दार्हो यत्र निन्द्यते ॥ १९ ॥

પણ જે સભામાં (બરાબર ન્યાય થતાં) નિંદાપાત્ર નિંદાય છે, ત્યાં રાજા અને સભાસદો પાપરહિત થાય છે અને પાપ તેના કરનારને જ લાગે છે. ૧૯

ન્યાયાધીશ કોણ હોઈ શકે?

जातिमात्रोपजीवी वा कामं स्याद्ब्राह्मणब्रुवः ।
धर्मप्रवक्ता नृपतेर्न तु शूद्रः कथंचन ॥ २० ॥

માત્ર પોતાની જાતિથી જ જીવનારો (બ્રાહ્મણકર્મથી રહિત) અથવા માત્ર કહેવાનોજ એવો+ બ્રાહ્મણ પણ રાજાનો ધર્મપ્રવક્તા (ન્યાયાધીશ) થઈ શકે; પરંતુ શૂદ્ર તો કોઈ રીતે ન જ થઈ શકે. ૨૦

---

+ ખરી રીતે તો વિદ્વાન અને યોગ્ય બ્રાહ્મણ જ રાજાનો ન્યાયાધીશ થઈ શકે, છતાં એવો યોગ્ય બ્રાહ્મણ ન મળે, તો માત્ર બ્રાહ્મણ જાતિનો પણ કર્મથી રહિત છતાં ન્યાયાધીશપણું કરી શકે એવો ન્યાયાધીશ થઈ શકે છે, પરંતુ શૂદ્ર ધાર્મિક કે વ્યવહારકુશળ હોવા છતાં તે ન્યાયાધીશ ન જ થઈ શકે; પરંતુ તેવી યોગ્યતાવાળો બ્રાહ્મણ ન જ મળે તો યોગ્યતા ધરાવનાર ક્ષત્રિય કે વૈશ્ય પણ ન્યાયાધીશ થઈ શકે છે. કાત્યાયને લખ્યું છે, કે 'यत्र विप्रो न विद्वान् स्यात् क्षत्रियं तत्र योजयेत् । वैश्यं वा धर्मशास्त्रज्ञं शूद्रं यत्नेन वर्जयेत् ॥ જ્યાં વિદ્વાન બ્રાહ્મણ ન મળી શકે, ત્યાં ધર્મશાસ્ત્ર જાણનાર ક્ષત્રિય કે વૈશ્યને ન્યાયાધીશ તરીકે નીમવો; પણ શૂદ્રને કોઈ પણ હિસાબે ન્યાયાધીશ બનાવવો ન જોઈએ.' (कुल्लूक)

શૂદ્ર જો ન્યાયાધીશ બને તો દેશનો નાશ

यस्य शूद्रस्तु कुरुते राज्ञो धर्मविवेचनम् ।
तस्य सीदति तद्राष्ट्रं पङ्के गौरिव पश्यतः ॥ २१ ॥

જે રાજાનું ધર્મવિવેચન (ન્યાયનિર્ણય) શૂદ્ર કરે છે, તે રાજાનો દેશ તેના જોતાં જ નાશ પામે છે. ૨૧

કેવું રાજ્ય નાશ પામે ?

यद्राष्ट्रं शूद्रभूयिष्ठं-नास्तिकाक्रान्तमद्विजम् ।
विनश्यत्याशु तत्कृत्स्नं दुर्भिक्षव्याधिपीडितम् ॥ २२ ॥

જે રાજ્યમાં શૂદ્રો ઘણા હોય, જે નાસ્તિકોથી દબાયું હોય અને જેમાં (બ્રાહ્મણાદિ) દ્વિજવર્ણો ન હોય, તે સમગ્ર રાજ્ય દુકાળ અને વ્યાધિથી પીડાઈ તત્કાલ નાશ પામે છે.[×] ૨૨

કાર્યદર્શનનો આરંભ

धर्मासनमधिष्ठाय संवीताङ्गः समाहितः ।
प्रणम्य लोकपालेभ्यः कार्यदर्शनमारभेत् ॥ २३ ॥

ધર્માસન ઉપર બેસી, સર્વ અંગોને ઢાંકી, સ્વસ્થચિત્તે લોકપાલોને પ્રણામ કરી રાજાએ કામોની તપાસ આરંભવી. ૨૩

× કારણકે 'अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते । आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ (मैत्रायण्युपनिषद्–६–३७) અગ્નિમાં હોમેલી આહુતિઓ બરાબર સૂર્યમંડળમાં પહોંચે છે, સૂર્યમંડળમાંથી (એ આહુતિઓના પ્રભાવે) વરસાદ થાય છે, વરસાદથી અનાજ પેદા થાય છે અને અનાજથી પ્રજા જન્મે છે' એટલે (નાસ્તિકોના રાજ્યમાં) યજ્ઞયાગ વગેરે શાંતિકાર્યો બંધ પડી જતાં વરસાદ નહિ થવાથી દુકાળ, રોગ વગેરે ઉપદ્રવો ફાટી નીકળે છે, જેથી આખા રાજ્યનો નાશ થાય છે. (કુલ્લૂક)

ફરિયાદીની તપાસ

अर्थानर्थावुभौ बुद्ध्वा धर्माधर्मौ च केवलौ ।
वर्णक्रमेण सर्वाणि पश्येत्कार्याणि कार्यिणाम् ॥ २४ ॥

અર્થ અને અનર્થ જાણી, તેમ જ કેવળ ધર્મ અને અધર્મ વિચારીને, વર્ણના ક્રમથી તેણે કાર્યાર્થી (દાવાવાળા)નાં સર્વ કામો તપાસવાં. ૨૪

દરેકના મનના ભાવો જાણવાનાં સાધનો

बाह्यैर्विभावयेल्लिङ्गैर्भावमन्तर्गतं नृणाम् ।
स्वरवर्णेङ्गिताकारैश्चक्षुषा चेष्टितेन च ॥ २५ ॥

અવાજ, રંગ, નીચે જોવું વગેરે ચેષ્ટાઓ, આકાર, આંખ તેમ જ હાથ અફાળવા વગેરે ચાળાથી અને બહારનાં ચિહ્નો ઉપરથી તેણે માણસોની અંદરના ભાવ જાણી લેવા. ૨૫

आकारैरिङ्गितैर्गत्या चेष्टया भाषितेन च ।
नेत्रवक्त्रविकारैश्च गृह्यतेऽन्तर्गतं मनः ॥ २६ ॥

કેમકે રોમાંચ આદિ આકારોથી, નીચી નજર કરવી વગેરે ચેષ્ટાથી, હાલચાલથી, ચાળાથી, બોલવાથી અને આંખ તથા મોંના ફેરફારોથી મનનો ભાવ જણાય છે. ૨૬

અનાથ બાળકની મિલકતનું રક્ષણ

बालदायादिकं रिक्थं तावद्राजानुपालयेत् ।
यावत्स स्यात्समावृत्तो यावच्चातीतशैशवः ॥ २७ ॥

(અનાથ) બાળકની વારસા આદિની મિલકતનું રાજાએ ત્યાંસુધી રક્ષણ કરવું, કે જ્યાંસુધી તે બાલ્યાવસ્થા ઓળંગી જાય અને સમાવર્તન સંસ્કાર પામી ચૂકે. ૨૭

स्त्रीधननी रक्षा

वशाऽपुत्रासु चैवं स्याद्रक्षणं निष्कुलासु च ।
पतिव्रतासु च स्त्रीषु विधवास्वातुरासु च ॥ २८ ॥

वांझणी, पुत्रविनानी, કુટુંબીઓવિનાની, પતિવ્રતા, વિધવા અને રોગી સ્ત્રીઓના ધનની રક્ષા પણ એ રીતે (અનાથ) બાળકના ધનની જેમ કરવી. ૨૮

પતિત સ્ત્રીઓની પણ રક્ષા

[ एवमेव विधिः कुर्याद्योषित्सु पतितास्वपि ।
वस्त्रान्नपानं देयं च वसेयुश्च गृहान्तिके ॥

પતિત થયેલી સ્ત્રીઓ વિષે પણ એ જ રીતે કરવું અને તેમને વસ્ત્ર તથા અન્નપાન આપવાં; વળી એ સ્ત્રીઓએ (પતિના) ઘરની બાજુમાં જ વસવું. ]

સ્ત્રીધન લઈ લેનારાને ચોરીની સજા

जीवन्तीनां तु तासां ये तद्धरेयुः स्वबान्धवाः ।
ताञ्छिष्याच्चौरदण्डेन धार्मिकः पृथिवीपतिः ॥ २९ ॥

તે સ્ત્રીઓના જીવતાં જ તેમનાં કોઈ સગાંવહાલાં તેમની મિલકત લઈ લે, તો તેમને ધાર્મિક રાજાએ ચોરીની શિક્ષા પ્રમાણે સજા કરવી. ૨૯

નધણિયાતી મિલકતનું રક્ષણ

प्रणष्टस्वामिकं रिक्थं राजा त्र्यब्दं निधापयेत् ।
अर्वाक् त्र्यब्दाद्धरेत्स्वामी परेण नृपतिर्हरेत् ॥ ३० ॥

જે મિલકતનો ધણી જણાતો ન હોય, તે મિલકતને રાજાએ ત્રણ વર્ષ સુધી સુરક્ષિત રાખવી; એ ત્રણ વર્ષમાં

તેના ધણીનો પત્તો લાગે, તો તે તેને આપી દેવી; અને પત્તો ન મળે, તો ત્રણ વર્ષ પછી પોતે લઈ લેવી. ૩૦

દાવાદારની પૂરતી તપાસ

ममेदमिति यो ब्रूयात्सोऽनुयोज्यो यथाविधि ।
संवाद्य रूपसंख्यादीन्स्वामी तद्द्रव्यमर्हति ॥ ३१ ॥

જો કોઈ કહે, કે 'આ મિલકત મારી છે' તો તેને રાજાએ વિધિપૂર્વક પૂછપરછ કરવી; મિલકતની વસ્તુનાં રૂપ, સંખ્યા વગેરેની તેની પાસે ખાતરી કરાવ્યા પછી જ તેનો ધણી તે દ્રવ્યને (લેવા) યોગ્ય થઈ શકે છે. ૩૧

ખોટો દાવો કરનારને શિક્ષા

अवेदयानो नष्टस्य देशं कालं च तत्त्वतः ।
वर्णं रूपं प्रमाणं च तत्समं दण्डमर्हति ॥ ३२ ॥

પણ જો દાવાદાર એ ગૂમ થયેલી વસ્તુનાં રંગ, રૂપ અને પ્રમાણને તેમ જ તેના દેશકાળને બરાબર પુરવાર ન કરી શકે, તો એનો તે વસ્તુની કિંમત જેટલો દંડ કરવો ઘટે છે. ૩૨

કોઈની ખોવાયેલી–સાચવેલી વસ્તુમાં રાજાનો હિસ્સો

आददीताथ षड्भागं प्रणष्टाधिगतान्नृपः ।
दशमं द्वादशं वापि सतां धर्ममनुस्मरन् ॥ ३३ ॥

ખોવાયેલી જે વસ્તુ રાજા પાસે આવે, તેમાંથી સત્પુરુષોના ધર્મને જાણનારો રાજા (તેના રક્ષણાદિ નિમિત્તે) તેમાંથી છઠો, દશમો કે બારમો ભાગ લે. ૩૩

કોઈનું ખોવાયેલું, રાજાના રક્ષણ તળેથી લૂંટી લેનારા ચોરોને સજા

प्रणष्टाधिगतं द्रव्यं तिष्ठेद्युक्तैरधिष्ठितम् ।
यांस्तत्र चौरान्गृह्णीयात्तान्राजेभेन घातयेत् ॥ ३४ ॥

ખોવાયેલું જે દ્રવ્ય રાજા પાસે આવ્યું હોય, તે પહેરેગીરોના રક્ષણ તળે રહેવું જોઈએ; ત્યાંથી જે ચોરો તેને લઈ જાય, તેમને રાજાએ હાથીથી મારી નાખવા. ૩૪

કોઈને મળેલા ખજાનામાં રાજાનો હિસ્સો

ममायमिति यो ब्रूयान्निधिं सत्येन मानवः ।
तस्याददीत षड्भागं राजा द्वादशमेव वा ॥ ३५ ॥

જે માણસ સત્યપૂર્વક કહે, કે 'આ (મળેલો) ધનભંડાર મારો છે', તેમાંથી રાજાએ તેનો છઠ્ઠો કે બારમો ભાગ જ લેવો. (અને બાકીનો તેને આપી દેવો.) ૩૫

જૂઠું બોલનારનો દંડ

अनृतं तु वदन्दण्ड्यः स्ववित्तस्यांशमष्टमम् ।
तस्यैव वा निधानस्य संख्यायाल्पीयसीं कलाम् ॥ ३६ ॥

પણ જો કોઈ જાડેજૂઠું જ એ પ્રમાણે કહે, તો તેની મિલકતમાંથી આઠમા ભાગનો અથવા તે ભંડારનો જ અતિશય થોડો ભાગ ગણી લઈ તેટલો તેનો દંડ કરવો. ૩૬

વિદ્વાન બ્રાહ્મણને મળેલો ખજાનો તેનો જ

विद्वांस्तु ब्राह्मणो दृष्ट्वा पूर्वोपनिहितं निधिम् ।
अशेषतोऽप्याददीत सर्वस्याधिपतिर्हि सः ॥ ३७ ॥

વિદ્વાન બ્રાહ્મણને પહેલાં કોઈએ દાટેલો ધનભંડાર જો જડી આવે, તો તેણે તે બધો ય લઈ લેવો; કેમકે બ્રાહ્મણ સર્વધનનો સ્વામી છે. ૩૭

રાજાને મળેલા ખજાના સંબંધી

यं तु पश्येन्निधिं राजा पुराणं निहितं क्षितौ ।
तस्माद्द्विजेभ्यो दत्त्वाऽर्धमर्धं कोशे प्रवेशयेत् ॥ ३८ ॥

પણ જમીનમાં દટાયેલો પુરાણો ધનભંડાર જો રાજાને મળી આવે, તો તે ભંડારમાંથી અર્ધો ભાગ તેણે બ્રાહ્મણોને આપવો અને બાકીનો અર્ધો ભાગ (પોતાના) ખજાનામાં લઈ જવો. ૩૮

રાજાનો અર્ધભાગ કેમ?

निधीनां तु पुराणानां धातूनामेव च क्षितौ ।
अर्धभाग्रक्षणाद्राजा भूमेरधिपतिर्हि सः ॥ ३९ ॥

ભૂમિમાંના પુરાણા ધનભંડારો અને ધાતુઓના અર્ધા ભાગનો રાજા હકદાર છે; કેમકે ભૂમિનું રક્ષણ કરવાથી તે તેનો અધિપતિ છે. ૩૯

ચોરોએ ચોરેલું રાજાથી ન લેવાય

दातव्यं सर्ववर्णेभ्यो राज्ञा चौरैर्हृतं धनम् ।
राजा तदुपयुञ्जानश्चौरस्याप्नोति किल्बिषम् ॥ ४० ॥

ચોરોએ ચોરેલું ધન રાજાએ (તેના તેના માલિક) સૌ

---

હરકોઈને મળે, તો તેનો માલિક રાજા છે, પણ તે ખજાનો બ્રાહ્મણને મળે, તો તેનો માલિક બ્રાહ્મણ જ છે, રાજા નહિ.' યાજ્ઞવલ્ક્યનો પણ એ જ મત છે: 'राजा लब्ध्वा निधिं दद्याद् द्विजेभ्योऽर्धं द्विजः पुनः । विद्वानशेषमादद्यात्स सर्वस्य प्रभुर्यतः – (હરકોઈને મળેલો ખજાનો) રાજાએ લઈ લેવો, પણ તેમાંથી અર્ધો ખજાનો તેણે બ્રાહ્મણોને આપી દેવો; પરંતુ વિદ્વાન બ્રાહ્મણને ખજાનો મળી આવે, તો તેનો માલિક એ બ્રાહ્મણ જ ગણાય છે; (રાજા નહિ) કેમકે વિદ્વાન બ્રાહ્મણ સર્વ વસ્તુનો માલિક છે.' (कुल्लूक)

વર્ણોને પાછું આપવું; ચોરોએ ચોરેલું રાજાથી ન લેવાય; કારણકે રાજા તે ધનનો જો ઉપયોગ કરે, તો તેને ચોરનું પાપ લાગે છે. ૪૦

રાજાએ ધર્મો તપાસી નિર્ણય આપવો

जातिजानपदान्धर्मान्श्रेणीधर्मांश्च धर्मवित् ।
समीक्ष्य कुलधर्मांश्च स्वधर्मं प्रतिपादयेत् ॥ ४१ ॥

જાતિધર્મો, દેશધર્મો, શ્રેણીધર્મો તથા કુલધર્મોને બરાબર જાણીને ધર્મ જાણનાર રાજાએ ન્યાયનિર્ણય કરવો. ૪૧

પોતપોતાનાં કર્મો કરનારા લોકપ્રિય થાય

स्वानि कर्माणि कुर्वाणा दूरे सन्तोऽपि मानवाः ।
प्रिया भवन्ति लोकस्य स्वे स्वे कर्मण्यवस्थिताः ॥ ४२ ॥

પોતાના ધર્મોને આચરતા અને પોતપોતાનાં નિત્યકર્મો કરતા માણસો દૂર હોય તોપણ લોકોને પ્રિય થાય છે. ૪૨

રાજા અને તેના અધિકારીઓની ખાસ ફરજ

नोत्पादयेत्स्वयं कार्यं राजा नाप्यस्य पूरुषः ।
न च प्रापितमन्येन ग्रसेदर्थं कथंचन ॥ ४३ ॥

રાજાએ પોતે અને તેના અધિકારીએ પણ કોઈ ખટલો (ધનના લોભ વગેરે કારણે) ઊભો કરવો[+] નહિ; તેમજ બીજાએ માંડેલો દાવો (ધન આદિના લોભથી) કોઈ રીતે

+ આ વાત કાત્યાયન પણ જણાવે છે: 'न राजा तु वशित्वेन धनलोभेन वा पुनः । स्वयं कर्माणि कुर्वीत नराणामविवादिनाम् ॥ પોતે જાતે વાદવિવાદ અથવા દાવાઓ નહિ કરતા લોકોમાં, રાજાએ કોઈને વશ થઈ અથવા ધનના લોભથી પોતે જાતે વાદવિવાદ કે દાવા ઊભા કરવા નહિ.' (कुल्लूक)

માંડી વાળવો નહિં. ૪૩

ધર્મનું રહસ્ય શોધી કાઢવું

यथा नयत्यसृक्पातैर्मृगस्य मृगयुः पदम् ।
नयेत्तथाऽनुमानेन धर्मस्य नृपतिः पदम् ॥ ४४ ॥

જેમ શિકારી પડેલાં લોહીનાં ટીપાં ઉપરથી (શસ્ત્રથી પોતે મારેલા) મૃગનું સ્થાન શોધી કાઢે છે, તેમ રાજાએ અનુમાનથી ધર્મનું રહસ્ય (ન્યાયનિર્ણય) તારવી કાઢવું. ૪૪

દાવાઓની તપાસ કયા માર્ગે ?

सत्यमर्थं च संपश्येदात्मानमथ साक्षिणः ।
देशं रूपं च कालं च व्यवहारविधौ स्थितः ॥ ४५ ॥

દાવાની તપાસમાં બેઠેલા રાજાએ સત્ય જોવું, (ધનાદિ) અર્થ જોવો, (સાચો ફેંસલો અપાશે, તો પોતાને સ્વર્ગાદિ ફળ મળશે, એમ) પોતાનો વિચાર કરવો, સાક્ષીઓ તપાસવા તેમ જ દેશ, (દાવાનું) સ્વરૂપ અને સમયનો વિચાર કરવો.૪૫

सद्भिराचरितं यत्स्याद्धार्मिकैश्च द्विजातिभिः ।
तद्देशकुलजातीनामविरुद्धं प्रकल्पयेत् ॥ ४६ ॥

સત્પુરુષોએ તથા ધર્મનિષ્ઠ બ્રાહ્મણોએ જે આચરણ કર્યું હોય, તેને દેશ, કુળ અને જાતિથી અવિરુદ્ધ જાણવું. (અને તેને અનુસરી ફેંસલો આપવો.) ૪૬

લેણદેણના દાવા વિષે

अधमर्णार्थसिद्ध्यर्थमुत्तमर्णेन चोदितः ।
दापयेद्धनिकस्यार्थमधमर्णाद्विभावितम् ॥ ४७ ॥

કરજદાર પાસેથી ધન વસૂલ કરવા લેણદારે દાવો

માંડ્યો હોય, તો તે લેણદારનું સાબિત થયેલું લેણું દેવાદાર પાસેથી તેને અપાવવું. ૪૭

લેણદારનું લેણું વસૂલ કરાવવાના ઉપાયો

यैर्यैरुपायैरर्थं स्वं प्राप्नुयादुत्तमर्णिकः ।
तैस्तैरुपायैः संगृह्य दापयेदधमर्णिकम् ॥ ४८ ॥

લેણદાર જે ઉપાયોથી પોતાનું ધન મેળવી શકે એમ હોય, તે ઉપાયો વડે રાજાએ તેને દેવાદાર પાસેથી તે અપાવવું.૪૮

धर्मेण व्यवहारेण छलेनाचरितेन च ।
प्रयुक्तं साधयेदर्थं पञ्चमेन बलेन च ॥ ४९ ॥

ધર્મ, વ્યવહાર, છળ, લાંઘણ વગેરે દબાણ અને પાંચમું બળ, એ ઉપાય વડે લેણદારનું લેણું વસૂલ કરાવવું. ૪૯

यः स्वयं साधयेदर्थमुत्तमर्णोऽधमर्णिकात् ।
न स राज्ञाऽभियोक्तव्यः स्वकं संसाधयन्धनम् ॥५० ॥

જે લેણદાર પોતે જ દેવાદાર પાસેથી પોતાનું લેણું ધન મેળવી લે; તો તેનું પોતાનું ધન મેળવી લેનારા એ લેણદારને રાજાએ રોકવો નહિ. ૫૦

દેવાદાર છટકી જવા ધારે તો?

अर्थेऽपव्ययमानं तु करणेन विभावितम् ।
दापयेद्धनिकस्यार्थं दण्डलेशं च शक्तितः ॥५१ ॥

પણ લેણા વિષે દેવાદાર ના પાડે અને તપાસથી લેણું સાબિત થાય, તો લેણદારને તેનું લેણું અપાવવું અને દેવાદારનો તેની શક્તિ અનુસાર થોડો દંડ પણ કરવો. ૫૧

જો કોઈ પુરાવો ન મળે તો?

[ यत्र न स्यात्कृतं यत्र करणं च न विद्यते ।
न चोपलम्भपूर्वोक्तिस्तत्र दैवी क्रिया भवेत् ॥

જ્યાં કંઈ લખાણ કરાયું ન હોય અને કોઈ પુરાવો કે દસ્તાવેજ ન હોય, ત્યાં ઉપર કહેલી તપાસ ન કરતાં દૈવી ક્રિયા જ (ધાર્મિક પુસ્તક તથા સોગંદ અથવા ઘીનો દીવો ઉપડાવવો વગેરે) કરવી.]

દેવાદાર નામુકર જાય તો?

अपह्नवेऽधमर्णस्य देहीत्युक्तस्य संसदि ।
अभियोक्ता दिशेद्देश्यं करणं वाऽन्यदुद्दिशेत् ॥ ५२ ॥

'આપી દે' એમ ન્યાયસભામાં કહેવા છતાં દેવાદાર દેણું છુપાવે, તો લેણદાર વાદીએ સાક્ષીઓ અથવા બીજાં ખત વગેરે પુરાવા રજૂ કરવા. ૫૨

કેવા માણસો દાવા હારી જાય?

अदेश्यं यश्च दिशति निर्दिश्यापह्नुते च यः ।
यश्चाधरोत्तरानर्थान्विगीतान्नावबुद्ध्यते ॥ ५३ ॥
अपदिश्यापदेश्यं च पुनर्यस्त्वपधावति ।
सम्यक्प्रणिहितं चार्थं पृष्टः सन्नाभिनन्दति ॥ ५४ ॥
असंभाष्ये साक्षिभिश्च देशे संभाषते मिथः ।
निरुच्यमानं प्रश्नं च नेच्छेद्यश्चापि निष्पतेत् ॥ ५५ ॥
ब्रूहीत्युक्तश्च न ब्रूयादुक्तं च न विभावयेत् ।
न च पूर्वापरं विद्यात्तस्मादर्थात्स हीयते ॥ ५६ ॥

જે ઠેકાણાવિનાના (ખોટા) સાક્ષીપુરાવા આપે, જે સાક્ષી-

ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્રોને વાદી જો સાક્ષી તરીકે બોલાવે; તો તેઓ સાક્ષીપણામાં યોગ્ય ગણાય છે, પણ આપત્તિરહિત તે (લેણદેણ-ના) પ્રસંગોમાં હરકોઈ માણસો સાક્ષી થઈ શકે નહિ. (મારામારી વગેરે આપત્તિના પ્રસંગોમાં હરકોઈ સાક્ષી થઈ શકે છે.) ૬૨

आप्ताः सर्वेषु वर्णेषु कार्याः कार्येषु साक्षिणः ।
सर्वधर्मविदोऽलुब्धा विपरीतांस्तु वर्जयेत् ॥ ६३ ॥

સર્વ વર્ણોમાં જેઓ સાચું બોલનારા હોય, સર્વ ધર્મોને જાણનારા હોય અને લોભરહિત હોય, તેમને જ દાવાઓમાં સાક્ષીઓ કરવા, એથી વિપરીત ગુણવાળાઓને તો છોડી જ દેવા.

કેવા સાક્ષી ન કરવા?

नार्थसंबन्धिनो नाप्ता न सहाया न वैरिणः ।
न दृष्टदोषाः कर्तव्या न व्याध्यार्ता न दूषिताः ॥ ६४ ॥

લેણામાં જેમનો સંબંધ હોય, જેઓ સ્નેહીસંબંધી હોય, સહાયક હોય, વેરી હોય, જેમણે જૂઠી સાક્ષી પૂરી હોય, જેઓ રોગથી પીડાયેલા હોય, તેમજ જેઓ દૂષિત થયેલા હોય, તેમને સાક્ષી કરવા નહિ. ૬૪

न साक्षी नृपतिः कार्यो न कारुककुशीलवौ ।
न श्रोत्रियो न लिङ्गस्थो न सङ्गेभ्यो विनिर्गतः ॥ ६५ ॥

રાજા, કારીગર, નટ વગેરે ધંધાદારીઓ, શ્રોત્રિય, બ્રહ્મચારી અને સંગરહિત સંન્યાસી—એમને સાક્ષી કરવા નહિ. ૬૫

नाध्यधीनो न वक्तव्यो न दस्युर्न विकर्मकृत् ।
न वृद्धो न शिशुर्नैको नान्त्यो न विकलेन्द्रियः ॥ ६६ ॥

અત્યંત પરતંત્ર દાસ વગેરે, નિંદાપાત્ર, ચોરડાકુ, અવળાં

કામો કરનાર, વૃદ્ધ, બાળક, ચંડાળ અને અપંગને સાક્ષી કરવા નહિ. ૬૬

नार्तो न मत्तो नोन्मत्तो न क्षुत्तृष्णोपपीडितः ।
न श्रमार्तो न कामार्तो न क्रुद्धो नापि तस्करः ॥ ६७ ॥

દુઃખી, નશામાં પડેલો, ઉન્મત્ત ( ગાંડો ) થયેલો, ભૂખ-તરસથી પીડાયેલો, શ્રમથી થાકેલો, કામથી પીડાયેલો, ક્રોધે ભરાયેલો અને ચોર, એ પણ સાક્ષી ન થઈ શકે. ૬૭

જાતિ અનુસાર સાક્ષી

स्त्रीणां साक्ष्यं स्त्रियः कुर्युर्द्विजानां सदृशा द्विजाः ।
शूद्राश्च सन्तः शूद्राणामन्त्यानामन्त्ययोनयः ॥ ६८ ॥

સ્ત્રીઓની સાક્ષી સ્ત્રીઓ પૂરે, દ્વિજોની સાક્ષી દ્વિજો આપે, શૂદ્રોની સાક્ષી શૂદ્રો પૂરે અને ચંડાળોની સાક્ષી ચંડાળો આપે.

હરકોઈ જાણકાર સાક્ષી ક્યારે ?

अनुभावि तु यः कश्चित्कुर्यात्साक्ष्यं विवादिनाम् ।
अन्तर्वेश्मन्यरण्ये वा शरीरस्यापि चात्यये ॥ ६९ ॥

ઘરની અંદર, જંગલમાં કે શરીરના ઘાતના સંબંધમાં જે કોઈ જાણકાર હોય, તે વાદીપ્રતિવાદીઓનો સાક્ષી થઈ શકે છે. (પણ લેણદેણની બાબતમાં હરકોઈ સાક્ષી થઈ શકે નહિ.) ૬૯

સ્ત્રી વગેરે પણ સાક્ષી થઈ શકે

स्त्रियाऽप्यसंभवे कार्यं बालेन स्थविरेण वा ।
शिष्येण बन्धुना चापि दासेन भृतकेन वा ॥ ७० ॥

એનો* અસંભવ હોય, તો સ્ત્રી, બાળક, વૃદ્ધ, શિષ્ય, કુટુંબી, દાસ અને ચાકર પણ સાક્ષી થઈ શકે. ૭૦

કામો કરનાર, વૃદ્ધ, બાળક, ચંડાળ અને અપંગને સાક્ષી કરવા નહિ. ૬૬

नार्तो न मत्तो नोन्मत्तो न क्षुत्तृष्णोपपीडितः ।
न श्रमार्तो न कामार्तो न क्रुद्धो नापि तस्करः ॥ ६७ ॥

દુઃખી, નશામાં પડેલો, ઉન્મત્ત (ગાંડો) થયેલો, ભૂખતરસથી પીડાયેલો, શ્રમથી થાકેલો, કામથી પીડાયેલો, ક્રોધે ભરાયેલો અને ચોર, એ પણ સાક્ષી ન થઈ શકે. ૬૭

જાતિ અનુસાર સાક્ષી

स्त्रीणां साक्ष्यं स्त्रियः कुर्युर्द्विजानां सदृशा द्विजाः ।
शूद्राश्च सन्तः शूद्राणामन्त्यानामन्त्ययोनयः ॥ ६८ ॥

સ્ત્રીઓની સાક્ષી સ્ત્રીઓ પૂરે, દ્વિજોની સાક્ષી દ્વિજો આપે, શૂદ્રોની સાક્ષી શૂદ્રો પૂરે અને ચંડાળોની સાક્ષી ચંડાળો આપે.

હરકોઈ જાણકાર સાક્ષી ક્યારે ?

अनुभावि तु यः कश्चित्कुर्यात्साक्ष्यं विवादिनाम् ।
अन्तर्वेश्मन्यरण्ये वा शरीरस्यापि चात्यये ॥ ६९ ॥

ઘરની અંદર, જંગલમાં કે શરીરના ઘાતના સંબંધમાં જે કોઈ જાણકાર હોય, તે વાદીપ્રતિવાદીઓનો સાક્ષી થઈ શકે છે. (પણ લેણદેણની બાબતમાં હરકોઈ સાક્ષી થઈ શકે નહિ.) ૬૯

સ્ત્રી વગેરે પણ સાક્ષી થઈ શકે

स्त्रियाऽप्यसंभवे कार्यं बालेन स्थविरेण वा ।
शिष्येण बन्धुना वापि दासेन भृतकेन वा ॥ ७० ॥

એનો* અસંભવ હોય, તો સ્ત્રી, બાળક, વૃદ્ધ, શિષ્ય, કુટુંબી, દાસ અને ચાકર પણ સાક્ષી થઈ શકે. ૭૦

બાળક વગેરેની વાણી તપાસવી

बालवृद्धातुराणां च साक्ष्येषु वदतां मृषा ।
जानीयादस्थिरां वाचमुत्सिक्तमनसां तथा ॥ ७१ ॥

બાળક, વૃદ્ધ, રોગી અને ચંચળ ચિત્તવાળાઓ, સાક્ષીપણામાં જો જૂઠું બોલી નાખે, તો રાજાએ તેમની વાણીને અસ્થિર જાણી લેવી. ૭૧

અમુક બાબતોમાં સાક્ષીઓની પરીક્ષા બિનજરૂરી

साहसेषु च सर्वेषु स्तेयसंग्रहणेषु च ।
वाग्दण्डयोश्च पारुष्ये न परीक्षेत साक्षिणः ॥ ७२ ॥

સાહસકાર્ય, ચોરી, છિનાળું, ગાળાગાળી અને મારામારી; એવી સર્વ બાબતોમાં સાક્ષીઓની પરીક્ષા ના કરવી. ૭૨

કેવું સાક્ષીપણું માન્ય કરવું?

बहुत्वं परिगृह्णीयात्साक्षिद्वैधे नराधिपः ।
समेषु तु गुणोत्कृष्टान् गुणिद्वैधे द्विजोत्तमान् ॥ ७३ ॥

(બે ય પક્ષના) સાક્ષીઓમાં પરસ્પર વિરોધ હોય, તો ઘણા સાક્ષીઓનું કહેવું રાજાએ માન્ય કરવું; બધા સાક્ષીઓ વિરુદ્ધ વાત જણાવે, તો રાજાએ ગુણવાન સાક્ષીઓની વાત સ્વીકારવી; પણ ગુણવાન સાક્ષીઓમાં યે બે મત જણાય, ત્યારે તેણે ઉત્તમ દ્વિજોની સાક્ષી માન્ય રાખવી. ૭૩

સાક્ષીએ સાચું કહેવું

समक्षदर्शनात्साक्ष्यं श्रवणाच्चैव सिद्ध्यति ।
तत्र सत्यं ब्रुवन्साक्षी धर्मार्थाभ्यां न हीयते ॥ ७४ ॥

(દેખવાનું) નજરોનજર દેખવાથી અને (સાંભળવાનું)

કાનોકાન સાંભળવાથી સાક્ષીપણું સિદ્ધ થાય છે ( કરી શકાય છે ). તેમાં સત્ય બોલનારો સાક્ષી ધર્મ અને અર્થથી ભ્રષ્ટ થતો નથી. ૭૪

સાક્ષી જૂઠું બોલે તો નરકે જાય

साक्षी दृष्टश्रुतादन्यद्विब्रुवन्नार्यसंसदि ।
अवाङ्नरकमभ्येति प्रेत्य स्वर्गाच्च हीयते ॥ ७५ ॥

જે સાક્ષી પોતે જોયું હોય અને સાંભળ્યું હોય તેથી ઊલટું જ આર્યસભામાં કહે છે, તે મરણ પછી ઊંધે માથે નરકમાં જાય છે અને મર્યા પછી સ્વર્ગથી ભ્રષ્ટ થાય છે. ૭૫

જોયા-સાંભળ્યા પ્રમાણે સાક્ષી કહે

यत्रानिबद्धोऽपीक्षेत शृणुयाद्वापि किंचन ।
दृष्टस्तत्रापि तद्ब्रूयाद्यथादृष्टं यथाश्रुतम् ॥ ७६ ॥

સાક્ષી તરીકે નહિ બંધાયેલો માણસ પણ એ ( લેણદેણ કે મારામારી વગેરે ) બાબતમાં જે કંઈ જોઈ શકે કે સાંભળી શકે; તો એને પૂછવામાં આવતાં એણે પણ પોતે જેવું જોયું કે સાંભળ્યું હોય તેવું જ કહેવું. ૭૬

સાક્ષી લોભી ન હોવો જોઈએ

एकोऽलुब्धस्तु साक्षी स्याद्बह्व्यः शुच्योऽपि न स्त्रियः ।
स्त्रीबुद्धेरस्थिरत्वात्तु दोषैश्चान्येऽपि ये वृताः ॥ ७७ ॥

એક પણ લોભવિનાનો સાક્ષી બસ-પૂરતો થાય; પણ સ્ત્રીબુદ્ધિની અસ્થિરતાને લીધે અનેક પવિત્ર સ્ત્રીઓ પણ સાક્ષી તરીકે પૂરતી ન ગણાય; તેમ જ બીજાઓ, જે ( ચોરી આદિ ) દોષોથી ઘેરાયેલા હોય છે, તેઓ પણ સાક્ષી તરીકે પૂરતા

ગણાતા નથી. ૭૭

સાક્ષીઓનું સ્વાભાવિક વચન માન્ય

स्वभावेनैव यद्ब्रूयुस्तद्ग्राह्यं व्यावहारिकम् ।
अतो यदन्यद्विब्रूयुर्धर्मार्थं तदपार्थकम् ॥ ७८ ॥

સાક્ષીઓ જે સ્વાભાવિક કહે, તે દાવાને અંગે માન્ય કરવું; પણ તે (કોઈ કારણથી) જે અવળસવળ બોલે, તેને ન્યાય માટે નકામું જાણવું. ૭૮

ન્યાયાધીશે સાક્ષીઓને સાંત્વનપૂર્વક પૂછવું

सभान्तः साक्षिणः प्राप्तानर्थिप्रत्यर्थिसंनिधौ ।
प्राड्विवाकोऽनुयुञ्जीत विधिना तेन सान्त्वयन् ॥७९॥

વાદીપ્રતિવાદીઓની સમક્ષ સભામાં આવેલા સાક્ષીઓને ન્યાયાધીશે નીચેની વિધિથી સાંત્વનપૂર્વક પૂછવું: ૭૯

સાચું કહેજો, તમે સાક્ષી છો

यद्द्वयोरनयोर्वेत्थ कार्येऽस्मिंश्चेष्टितं मिथः ।
तद् ब्रूत सर्वं सत्येन युष्माकं ह्यत्र साक्षिता ॥ ८० ॥

આ (વાદીપ્રતિવાદી)ના કામમાં એ બન્નેનું જે કંઈ પરસ્પર ચેષ્ટિત થયું છે, તેને તમે જાણો છો; માટે તમે તે બધું સત્યપૂર્વક કહેજો; કેમકે એમાં તમારું સાક્ષીપણું છે. ૮૦

સત્યવાણી બ્રહ્મા વડે પૂજાઈ છે

सत्यं साक्ष्ये ब्रुवन्साक्षी लोकानाप्नोति पुष्कलान् ।
इह चानुत्तमां कीर्तिं वागेषा ब्रह्मपूजिता ॥ ८१ ॥

જે સાક્ષી સાક્ષીપણામાં સત્ય બોલે છે, તે ઘણા ઉત્તમ લોકોને પામે છે અને આ લોકમાં સર્વોત્કૃષ્ટ કીર્તિ મેળવે છે;

માટે આ સત્યવાણી બ્રહ્મા વડે પૂજાઈ છે. ૮૧

જૂઠો સાક્ષી સો જન્મો સુધી બંધાય છે

साक्ष्येऽनृतं वदन्पाशैर्बद्धयते वारुणैर्भृशम्।
विवशः शतमाजातीस्तस्मात्साक्ष्यं वदेदृतम् ॥ ८२ ॥

સાક્ષીપણામાં જે અસત્ય બોલે છે, તે વરુણના પાશોથી અતિશય બંધાય છે અને સો જન્મો સુધી પરાધીન થાય છે; આથી સાક્ષીપણામાં સત્ય જ કહેવું. ૮૨

ધર્મોમાં સત્ય ઉત્તમ છે

[ ब्राह्मणो वै मनुष्याणामादित्यस्तेजसां दिवि।
शिरो वा सर्वगात्राणां धर्माणां सत्यमुत्तमम् ॥

આકાશ માંહેના તેજસ્વી પદાર્થોમાં જેમ સૂર્ય શ્રેષ્ઠ છે, મનુષ્યોમાં જેમ બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, સર્વ અંગોમાં જેમ મસ્તક શ્રેષ્ઠ છે, તેમ ધર્મોમાં સત્ય શ્રેષ્ઠ છે. ]

સત્ય જ શ્રેષ્ઠ ધર્મ છે

[ नास्ति सत्यात्परो धर्मो नानृतात्पातकं परम् ।
साक्षिधर्मे विशेषेण तस्मात्सत्यं विशिष्यते ॥

સત્યથી શ્રેષ્ઠ કોઈ ધર્મ નથી, અસત્યથી મોટું કોઈ પાપ નથી અને સાક્ષીના ધર્મમાં તો સત્ય અતિશય શ્રેષ્ઠ છે. ]

સત્ય સ્વર્ગની સીડી છે

[ एक एवाद्वितीयं तु प्रब्रुवन्नावबुध्यते ।
सत्यं स्वर्गस्य सोपानं पारावारस्य नौरिव ॥

'બ્રહ્મ એક જ અદ્વિતીય છે' એમ (ખાલી) બોલતો માણસ બ્રહ્મને જાણી શકતો નથી. (પણ તેને જાણવા જે યત્ન કરે છે,

તે જ બ્રહ્મ જાણે છે.) મહાસાગરમાં નાવ જેમ (તરવાની) સીડી છે, તેમ સત્ય સ્વર્ગે જવાની સીડી છે. (તેથી સત્ય બોલનાર જ સ્વર્ગે જઈ શકે છે.)]

માટે સાક્ષીએ સત્ય જ બોલવું જોઈએ

सत्येन पूयते साक्षी धर्मः सत्येन वर्धते ।
तस्मात्सत्यं हि वक्तव्यं सर्ववर्णेषु साक्षिभिः ॥८३॥

સત્યથી સાક્ષી પવિત્ર થાય છે અને સત્યથી ધર્મ વધે છે; તેથી સર્વ વર્ણો વિષે સાક્ષીઓએ સત્ય જ બોલવું. ૮૩

તું સાક્ષી હોઈ આત્માને અવગણીશ મા

आत्मैव ह्यात्मनः साक्षी गतिरात्मा तथात्मनः ।
मावमंस्थाः स्वमात्मानं नृणां साक्षिणमुत्तमम् ॥८४॥

પોતે જ પોતાનો સાક્ષી છે અને પોતે જ પોતાની ગતિ છે; માટે માણસોના સાક્ષી પોતાના ઉત્તમ આત્માને અવગણીશ મા. ૮૪

અંતર્યામી બધું દેખે છે

मन्यन्ते वै पापकृतो न कश्चित्पश्यतीति नः ।
तांस्तु देवाः प्रपश्यन्ति स्वस्यैवान्तरपूरुषः ॥८५॥

પાપ કરનારાઓ માને છે કે 'અમને કોઈ જોતું નથી;' પણ દેવો અને તેમનો પોતાનો જ અંતર્યામી આત્મા (બધું) જુએ જ છે. ૮૫

૧૩ બધું દેખે છે

द्यौर्भूमिरापो हृदयं चन्द्रार्काग्नियमानिलाः ।
रात्रिः संध्ये च धर्मश्च वृत्तज्ञाः सर्वदेहिनाम् ॥८६॥

આકાશ, ભૂમિ, જળ, હૃદય, ચંદ્ર, સૂર્ય, અગ્નિ, યમ,

વાયુ, રાત્રિ, બે સંધ્યાઓ, તેમ જ ધર્મ—એ સર્વ પ્રાણીઓનાં વર્તન જાણે છે. ૮૬

સાક્ષીપણું પૂછવાની વિધિ

देवब्राह्मणसांनिध्ये साक्ष्यं पृच्छेदृतं द्विजान् ।
उदङ्मुखान्प्राङ्मुखान्वा पूर्वाह्णे वै शुचिः शुचीन् ॥ ८७ ॥

દિવસના પહેલા ભાગમાં શુદ્ધ થઈ (ન્યાયાધીશે) દેવ અને બ્રાહ્મણની સમક્ષ, ઉત્તર કે પૂર્વ તરફ મોં રાખી રહેલા (ત્રણે) પવિત્ર દ્વિજવર્ણોને સત્ય સાક્ષીપણું (આ રીતે) પૂછવું. ૮૭

ब्रूहीति ब्राह्मणं पृच्छेत्सत्यं ब्रूहीति पार्थिवम् ।
गोबीजकाञ्चनैर्वैश्यं शूद्रं सर्वैस्तु पातकैः ॥ ८८ ॥

બ્રાહ્મણને 'કહો' એમ કહી પૂછવું, ક્ષત્રિયને 'સાચું કહો' એમ કહી પૂછવું; વૈશ્યને ગાય, અનાજ અને સોનાની ચોરીનું પાપ બતાવી પૂછવું અને શૂદ્રોને સર્વ પાપો બતાવી પૂછવું. ૮૮

જૂઠું બોલનારને પાપી લોકોની પ્રાપ્તિ

ब्रह्मघ्नो ये स्मृता लोका ये च स्त्रीबालघातिनः ।
मित्रद्रुहः कृतघ्नस्य ते ते स्युर्ब्रुवतो मृषा ॥ ८९ ॥

જે જે લોક બ્રહ્મહત્યારા, સ્ત્રીહત્યારા, બાલહત્યારા, મિત્રદ્રોહી અને કૃતઘ્ની માટે કહ્યા છે, તે તે લોક જૂઠું બોલનારને મળે છે. ૮૯

જૂઠું બોલે, તેનું પુણ્ય કૂતરાને જાય

जन्मप्रभृति यत्किंचित्पुण्यं भद्र त्वया कृतम् ।
तत्ते सर्वं शुनो गच्छेद्यदि ब्रूयास्त्वमन्यथा ॥ ९० ॥

ભલા ભાઈ! જન્મથી માંડી તેં જે કાંઈ પુણ્ય કર્યું હશે, તે બધું જો તું જૂઠું બોલશે, તો કૂતરાને જશે. ૯૦

પરમાત્મા હૃદયમાં જ છે

एकोऽहमस्मीत्यात्मानं यत्त्वं कल्याण मन्यसे ।
नित्यं स्थितस्ते हृद्येष पुण्यपापेक्षिता मुनिः ॥ ९१ ॥

ભલા ભાઈ! તું માને છે, કે 'હું એકલો જ જીવાત્મારૂપે છું;' પણ (એમ તું ન માન; કારણકે) તારા હૃદયમાં પુણ્યપાપ જોનારો આ પરમાત્મા નિત્ય રહ્યો છે. ૯૧

ગંગા કે કુરુક્ષેત્રની યાત્રા જરૂરી નથી

यमो वैवस्वतो देवो यस्तवैष हृदि स्थितः ।
तेन चेदविवादस्ते मा गङ्गां मा कुरून्गमः ॥ ९२ ॥

એ વૈવસ્વત યમદેવ (પરમાત્મા) તારા હૃદયમાં જ રહ્યા છે; તેમની સાથે તારે (સત્ય બોલવા વિષે) જો વિવાદ ન હોય, તો તો તું ગંગાએ ન જઈશ અને કુરુક્ષેત્રમાં પણ ન જઈશ. ૯૨

જૂઠો સાક્ષી ભિખારી બને

नग्नो मुण्डः कपालेन भिक्षार्थी क्षुत्पिपासितः ।
अन्धः शत्रुकुलं गच्छेद्यः साक्ष्यमनृतं वदेत् ॥ ९३ ॥

જે જૂઠી સાક્ષી આપે છે, તે નાગો, બોડકો, ભૂખ્યો, તરસ્યો અને આંધળો થઈ, ખપ્પર લઈ, શત્રુને ઘેર ભીખ માગવા જાય છે (રઝળતો ભિખારી થઈ જાય છે). ૯૩

ખોટો સાક્ષી નરકે જાય

अवाक्शिरास्तमस्यन्धे किल्बिषी नरकं व्रजेत् ।
यः प्रश्नं वितथं ब्रूयात्पृष्टः सन् धर्मनिश्चये ॥ ९४ ॥

ન્યાયના નિર્ણય વિષે પુછાય, ત્યારે જે સાક્ષી પ્રશ્નનો જવાબ ખોટો આપે છે, તે પાપિયો ઊંધે માથે અંધારિયા નરકમાં પડે છે. ૯૪

જૂઠો સાક્ષી કાંટાવાળાં માછલાં ખાય

अन्धो मत्स्यानिवाश्नाति स नरः कण्टकैः सह ।
यो भाषतेऽर्थवैकल्यमप्रत्यक्षं सभां गतः ॥ ९५ ॥

ન્યાયસભામાં જઈ, જે ગોટાળાભર્યો અર્થવાળું જુઠાણું કહે છે, તે માણસ આંધળાની જેમ કાંટાઓ સાથે માછલાં ખાય છે. ૯૫

સાચું બોલનાર જેવો શ્રેષ્ઠ બીજો કોઈ નથી.

यस्य विद्वान् हि वदतः क्षेत्रज्ञो नाभिशङ्कते ।
तस्मान्न देवाः श्रेयांसं लोकेऽन्यं पुरुषं विदुः ॥ ९६ ॥

જે બોલનારાનો વિદ્વાન (સર્વજ્ઞ) અંતર્યામી આત્મા આ (સાચું બોલશે કે જૂઠું?) એવી શંકા કરતો નથી, તે પુરુષ કરતાં બીજા કોઈને દેવો, આ લોકમાં ચડિયાતો માનતા નથી. ૯૬

જૂઠો સાક્ષી પોતાનાં સગાંઓને પણ નરકમાં પાડે

यावतो बान्धवान्यस्मिन्हन्ति साक्ष्येऽनृतं वदन् ।
तावतः संख्यया तस्मिञ्छृणु सौम्यानुपूर्वशः ॥ ९७ ॥

હે સૌમ્ય! જે સાક્ષીપણામાં અસત્ય બોલનારો માણસ પોતાના જેટલા બાંધવોને નરકમાં પાડે છે, તેટલાની સંખ્યા તું અનુક્રમે સાંભળ. ૯૭

જૂઠો સાક્ષી સર્વભ્રષ્ટ બને

[ एवं संबन्धनात्तस्मान्मुच्यते नियतावृतः ।
पशुन्गोश्वपुरुषाणां हिरण्यं भूर्यथाक्रमम् ॥

એમ પશુ, ગાય, ઘોડા, પુરુષ, સોનું અને ભૂમિના સંબંધમાં જૂઠું બોલવાથી માણસ તે તે પદાર્થોથી કાયમ મુક્ત હોય, તોપણ તેથી ભ્રષ્ટ થાય છે. ]

કયું અસત્ય બોલી કેટલાને નરકમાં નાખે?

पञ्च पश्वनृते हन्ति दश हन्ति गवानृते ।
शतमश्वानृते हन्ति सहस्रं पुरुषानृते ॥ ९८ ॥

પશુ સંબંધી અસત્ય બોલી પાંચ બાંધવોને, ગાય સંબંધી અસત્ય બોલી દશ બાંધવોને, ઘોડા સંબંધી અસત્ય બોલી સો બાંધવોને અને પુરુષ સંબંધી અસત્ય બોલી હજાર બાંધવોને તે નરકમાં નાખે છે. ૯૮

हन्ति जातानजातांश्च हिरण्यार्थेऽनृतं वदन् ।
सर्वं भूम्यनृते हन्ति मा स्म भूम्यनृतं वदीः ॥ ९९ ॥

સોના માટે અસત્ય બોલનારો જન્મેલા અને ન જન્મેલા બાંધવોને નરકમાં પાડે છે અને જમીન માટે અસત્ય કહેનારો સર્વ પ્રાણીઓને નરકમાં પાડે છે; તેથી જમીન માટે તું અસત્ય ન બોલીશ. ૯૯

अप्सु भूमिवदित्याहुः स्त्रीणां भोगे च मैथुने ।
अब्जेषु चैव रत्नेषु सर्वेष्वश्ममयेषु च ॥ १०० ॥

જળાશયો વિષે, સ્ત્રીઓના ભોગ–મૈથુન વિષે, મોતી વગેરે વિષે, રત્નો વિષે, તેમ જ સર્વ પથ્થરના પદાર્થો વિષે, જૂઠી સાક્ષી આપનારને જમીન માટેના અસત્ય જેવો દોષ લાગે છે; એમ ઋષિઓ કહે છે. ૧૦૦

[ पशुवत्क्षौद्रघृतयोर्यानेषु च तथाऽश्ववत् ।
गोवद्रजतवस्त्रेषु धान्ये ब्राह्मणवद्विधिः ॥

મધ અને ઘીના સંબંધમાં જૂઠું બોલનારને પશુને લગતું, વાહનો સંબંધમાં જૂઠું બોલનારને ઘોડાને લગતું, ચાંદી અને

વસ્ત્રના સંબંધમાં જૂઠું બોલનારને ગાયને લગતું અને ધાન્યના સંબંધમાં જૂઠું બોલનારને બ્રાહ્મણને લગતું પાપ લાગે છે.]

જેવું સાંભળ્યું કે જોયું હોય તેવું કહેજે

एतान्दोषानवेक्ष्य त्वं सर्वाननृतभाषणे ।
यथाश्रुतं यथादृष्टं सर्वमेवाञ्जसा वद ॥ १०१ ॥

અસત્ય બોલવામાં રહેલા એ સર્વ દોષો જોઈને તેં જેવું જોયું કે સાંભળ્યું હોય, તેવું બધું તું સાચું કહેજે. ૧૦૧

આવા હલકટ બ્રાહ્મણો શૂદ્ર જેવા

गोरक्षकान्वाणिजिकांस्तथा कारुकुशीलवान् ।
प्रेष्यान्वार्धुषिकांश्चैव विप्राञ्शूद्रवदाचरेत् ॥ १०२ ॥

ઢોર ચારનારા, વેપાર કરનારા, કારીગરો, ગવૈયા, નટ આદિ-ધંધા કરનારા, ચાકરો અને વ્યાજ લેવાનો ધંધો ચલાવતા બ્રાહ્મણો તરફ રાજાએ શૂદ્રના જેવો આચાર રાખવો. (અર્થાત્ એવું હલકું જીવન જીવતા બ્રાહ્મણો સાક્ષીપણામાં ઊભા થાય, તો તેમને શૂદ્ર પેઠે પૂછવું.) ૧૦૨

[ येऽप्यतीताः स्वधर्मेभ्यः परपिण्डोपजीविनः ।
द्विजत्वमभिकाङ्क्षन्ति तांश्च शूद्रानिवाचरेत् ॥

વળી જેઓ પોતાના ધર્મથી ભ્રષ્ટ થયા હોય અને પારકું અન્ન ખાઈ જીવતા હોય છતાં બ્રાહ્મણપણું ઇચ્છે, તેમના તરફ પણ રાજાએ શૂદ્રના જેવો વર્તાવ કરવો. ]

ધર્મના કારણે અસત્ય બોલાય

तद्वदन् धर्मतोऽर्थेषु जानन्नप्यन्यथा नरः ।
न स्वर्गाच्च्यवते लोकाद्दैवीं वाचं वदन्ति ताम् ॥ १०३ ॥

દાવાની બાબતમાં જાણતો હોય, છતાં જે માણસ (દયા વગેરે) ધર્મના કારણે ઊલટું કે અસત્ય બોલે, તે સ્વર્ગલોકથી ભ્રષ્ટ થતો નથી; ઋષિઓ તે વાણીને દૈવી કહે છે. ૧૦૩

અહિંસા માટેનું અસત્ય સત્યથી વધે

शूद्रविट्क्षत्रविप्राणां यत्रर्तोक्तौ भवेद्वधः ।
तत्र वक्तव्यमनृतं तद्धि सत्याद्विशिष्यते ॥ १०४ ॥

સત્ય બોલવાથી જ્યાં શૂદ્ર, વૈશ્ય, ક્ષત્રિય કે બ્રાહ્મણનો વધ થાય એમ હોય, ત્યાં અસત્ય ભલે બોલવું; કેમકે તે અસત્ય સત્ય કરતાં ઉત્તમ છે.* ૧૦૪

છતાં એ અસત્યનું આ પ્રાયશ્ચિત્ત છે જ

वाग्दैवत्यैश्च चरुभिर्यजेरंस्ते सरस्वतीम् ।
अनृतस्यैनसस्तस्य कुर्वाणा निष्कृतिं पराम् ॥ १०५ ॥

તેવા અસત્યના પાપનું ઉત્તમ પ્રાયશ્ચિત્ત કરનારે વાણી-દેવતાને ઉદ્દેશી ચરુઓ બનાવી તેના વડે સરસ્વતીનું યજન કરવું જોઈએ. ૧૦૫

* ભૂલ કે ગફલત વગેરેના કારણે અધર્મ થઈ ગયો હોય અને તેથી બ્રાહ્મણ વગેરે માર્યો જતો હોય, તે જ વખતે આ અસત્ય બોલવાની છૂટ સમજવાની છે; આ સંબંધી ગૌતમ પણ આમ કહે છે : 'नानृतवचने दोषो यज्जीवनं चेत् तदधीनं न तु पापीयसो जीवनम् – જ્યાં અસત્ય બોલવાથી જ કોઈનું જીવન બચી જતું હોય, ત્યાં જૂઠું બોલવામાં દોષ નથી; પણ એ જીવન ઘોર પાપીનું બચતું હોવું ન જોઈએ; અર્થાત ઘોર પાપી માણસનું જીવન બચાવવા ખાતર જૂઠું બોલાય જ નહિ.' (कुल्लूक)

कूष्माण्डैर्वापि जुहुयाद्घृतमग्नौ यथाविधि ।
उदित्यृचा वा वारुण्या त्र्यृचेनाब्दैवतेन वा ॥ १०६ ॥

અથવા કૂષ્માંડમંત્રો (यद्देवा देवहेडनम् ઇત્યાદિ) વડે અગ્નિમાં, વિધિ પ્રમાણે ઘીનો હોમ કરવો; અથવા વરુણદેવના 'उदुत्तमं वरुणपाशं' એ મંત્ર વડે કે 'आपो हिष्ठा' આદિ જળદેવતાની ત્રણ ઋચાઓ વડે અગ્નિમાં હોમ કરવો. ૧૦૬

સાક્ષી પણ ક્યારે દંડાય?

त्रिपक्षादब्रुवन्साक्ष्यमृणादिषु नरोऽगदः ।
तदृणं प्राप्नुयात्सर्वं दशबन्धं च सर्वतः ॥ १०७ ॥
यस्य दृश्येत सप्ताहादुक्तवाक्यस्य साक्षिणः ।
रोगोऽग्निर्ज्ञातिमरणमृणं दाप्यो दमं च सः ॥१०८ ॥

લેણદેણના દાવાઓમાં કરજદારનો સાક્ષી નીરોગી હોય, છતાં જો ત્રણ પખવાડિયાં સુધી સાક્ષીપણું ન આપે, તો લેણાની બધી રકમ લેણદાર મળે ને તે લેણાની રકમનો દશમો ભાગ રાજાને (તે સાક્ષી) દંડ આપે. સાક્ષીપણું આપી ગયેલા સાક્ષીને જો સાત દિવસમાં રોગ, આગ કે સંબંધીનું મરણ આવી પડેલું જણાય, તો રાજાએ કરજદાર પાસેથી લેણદારને તેનું લેણું અપાવવું અને તે સાક્ષીનો દંડ કરવો. ૧૦૭,૧૦૮

સાક્ષીઓ ન હોય તેમાં સોગંદ

असाक्षिकेषु त्वर्थेषु मिथो विवदमानयोः ।
अविन्दंस्तत्त्वतः सत्यं शपथेनापि लम्भयेत् ॥ १०९ ॥

જે દાવાઓમાં પરસ્પર વિવાદ કરનારાઓના સાક્ષીઓ ન હોય અને ખરું સત્ય જાણી શકાતું ન હોય, તેમાં સોગંદ

આપીને પણ સત્ય જાણવું. ૧૦૯

વસિષ્ઠે પણ સોગંદ લીધા હતા

महर्षिभिश्च देवैश्च कार्यार्थं शपथाः कृताः ।
वसिष्ठश्चापि शपथं शेपे पैजवने नृपे ॥ ११० ॥

દેવો અને મહર્ષિઓએ પણ સંદેહવાળી બાબતોના નિર્ણય માટે સોગંદ લીધા હતા અને વસિષ્ઠે પણ પિજવનના પુત્ર સુદાસરાજાની આગળ સોગંદ લીધા હતા.× ૧૧૦

ખોટા સોગંદ લેનારો નાશ પામે

न वृथा शपथं कुर्यात्स्वल्पेऽप्यर्थे नरो बुधः ।
वृथा हि शपथं कुर्वन्प्रेत्य चेह च नश्यति ॥ १११ ॥

ડાહ્યા માણસે નાની બાબતમાં પણ ખોટા સોગંદ ન લેવા; કેમકે ખોટા સોગંદ લેનારો માણસ આ લોક ને પરલોકમાં નાશ પામે છે. ૧૧૧

અમુક બાબતોમાં ખોટા સોગંદ લે, તો એ પાપ ન લાગે

कामिनीषु विवाहेषु गवां भक्ष्ये तथेन्धने ।
ब्राह्मणाभ्युपपत्तौ च शपथे नास्ति पातकम् ॥ ११२ ॥

કામિનીઓ સાથેના વિલાસો માટે, વિવાહો વિષે, ગાયો કંઈ ખાઈ ગઈ હોય ત્યારે તેમ જ યજ્ઞનાં ઇંધણાં સંબંધી અને બ્રાહ્મણની રક્ષા માટે ધન વગેરે કંઈ લીધું હોય, તેવા પ્રસંગે (ખોટા) સોગંદ લેવામાં પાપ નથી. ૧૧૨

× 'આ વસિષ્ઠ મારા સો પુત્રો ખાઈ ગયો છે' એવું વિશ્વામિત્રે વસિષ્ઠ ઉપર જ્યારે હત્યાનું આળ ચઢાવ્યું, ત્યારે વસિષ્ઠે પોતાની નિર્દોષતા જાહેર કરવા સુદાસરાજાની પાસે સોગંદ લીધા હતા. (कुल्लूक)

સોગંદવિધિ

सत्येन शापयेद्विप्रं क्षत्रियं वाहनायुधैः ।
गोबीजकाञ्चनैर्वैश्यं शूद्रं सर्वैस्तु पातकैः ॥ ११३॥

બ્રાહ્મણને સત્યના, ક્ષત્રિયને વાહન અને આયુધના, વૈશ્યને ગાય, ધાન્ય તેમ જ સુવર્ણના અને શૂદ્રને સર્વ પાપોના સોગંદ લેવડાવવા. ૧૧૩

अग्निं वाहारयेदेनमप्सु चैनं निमज्जयेत् ।
पुत्रदारस्य वाप्येनं शिरांसि स्पर्शयेत्पृथक् ॥ ११४॥

અથવા એની પાસે દેવતા ઉપડાવવો અથવા એને પાણીમાં ડુબકી લેવડાવવી અથવા એની પત્ની કે પુત્રના માથા પર જુદોજુદો હાથ મુકાવવો. ૧૧૪

સોગંદમાં કોને શુદ્ધ જાણવો?

यमिद्धो न दहत्यग्निरापो नोन्मज्जयन्ति च ।
न चार्तिमृच्छति क्षिप्रं स ज्ञेयः शपथे शुचिः ॥ ११५॥

જેને ધગધગતો દેવતા બાળે નહિ, જેને પાણી ડુબાડી દે નહિ અને જે તત્કાળ મોટી પીડા ન પામે, તેને સોગંદમાં શુદ્ધ જાણવો. ૧૧૫

સાચા સોગંદમાં વત્સઋષિ અગ્નિથી બળ્યા ન હતા

वत्सस्य ह्यभिशस्तस्य पुरा भ्रात्रा यवीयसा ।
नाग्निर्ददाह रोमापि सत्येन जगतः स्पशः ॥ ११६ ॥

પૂર્વે વત્સઋષિને તેના (ઓરમાન) નાનાભાઈએ દોષ લગાડ્યો હતો (કે તું શૂદ્ર છે, બ્રાહ્મણ નથી, ત્યારે 'મારા પરનો આ દોષ ખોટો છે' એમ સાબિત કરી આપવા તેમણે અગ્નિમાં

પ્રવેશ કર્યો હતો), ત્યારે સત્યના કારણે જગતનું બધું જાણનાર જાસૂસ સરખા અગ્નિએ તેનું રુંવાડું પણ બાળ્યું ન હતું. ૧૧૬

ખોટા સાક્ષીવાળા દાવા ફરી ચલાવવા

यस्मिन्यस्मिन्विवादे तु कौटसाक्ष्यं कृतं भवेत् ।
तत्तत्कार्यं निवर्तेत कृतं चाप्यकृतं भवेत् ॥ ११७ ॥

જે જે દાવાના કાર્યમાં ખોટી સાક્ષી અપાયેલી હોય, તે તે કાર્ય ફરી ચલાવવું અને તેમાં જે થયેલું હોય તેને ન થયેલું ગણવું. ૧૧૭

ખોટી સાક્ષીનાં કારણો

लोभान्मोहाद्भयान्मैत्रात्कामात्क्रोधात्तथैव च ।
अज्ञानाद्बालभावाच्च साक्ष्यं वितथमुच्यते ॥ ११८ ॥

લોભ, મોહ, ભય, મિત્રતા, કામ, ક્રોધ, અજ્ઞાન અને બાળપણાને લીધે (મૂર્ખાઈથી) ખોટી સાક્ષી અપાય છે. ૧૧૮

ખોટી સાક્ષીના કારણ અનુસાર દંડ

एषामन्यतमे स्थाने यः साक्ष्यमनृतं वदेत् ।
तस्य दण्डविशेषांस्तु प्रवक्ष्याम्यनुपूर्वशः ॥ ११९ ॥

આમાંથી ગમે તે કારણે જે જૂઠી સાક્ષી પૂરે, તેના કયા ખાસ દંડ કરાય, તે હું અનુક્રમે કહું છું: ૧૧૯

लोभात्सहस्रं दण्ड्यस्तु मोहात्पूर्वं तु साहसम् ।
भयाद्द्वौ मध्यमौ दण्डौ मैत्रात्पूर्वं चतुर्गुणम् ॥ १२० ॥

લોભને લીધે એક હજાર (ચાલુ અધ્યાયના ૧૩૬મા શ્લોકમાં બતાવેલ) પણનો દંડ થાય; મોહને લીધે (આગળ કહેવાશે તે) પ્રથમ સાહસનો, ભયને લીધે બે મધ્યમ સાહસનો અને મિત્રતાને લીધે પ્રથમ સાહસનો ચોગણો દંડ થાય. ૧૨૦

कामाद्दशगुणं पूर्वं क्रोधात्तु त्रिगुणं परम् ।
अज्ञानाद्द्वे शते पूर्णे बालिश्याच्छतमेव तु ॥ १२१ ॥

(સ્ત્રીસંભોગરૂપ) કામને કારણે પ્રથમ સાહસથી દશગણો, ક્રોધને કારણે મધ્યમ સાહસથી ત્રણગણો, અજ્ઞાનને કારણે બસો પણનો અને મૂર્ખાઈના કારણે સો પણનો દંડ કરવો. ૧૨૧

एतानाहुः कौटसाक्ष्ये प्रोक्तान्दण्डान्मनीषिभिः ।
धर्मस्याव्यभिचारार्थमधर्मनियमाय च ॥ १२२ ॥

ધર્મની જાળવણી માટે અને અધર્મ અટકાવવા માટે વિદ્વાનોએ (એકવારની) સાક્ષી સંબંધી આ દંડો કહ્યા છે. ૧૨૨

વારંવાર ખોટી સાક્ષી આપનારને સજા

कौटसाक्ष्यं तु कुर्वाणांस्त्रीन्वर्णान्धार्मिको नृपः ।
प्रवासयेद्दण्डयित्वा ब्राह्मणं तु विवासयेत् ॥ १२३ ॥

(વારંવાર) ખોટી સાક્ષી પૂરનાર (બ્રાહ્મણ સિવાયના) ત્રણ વર્ણોનાને ધાર્મિક રાજાએ (ઉપર કહ્યા પ્રમાણે) દંડ કરી દેશવટો આપવો; પણ બ્રાહ્મણને (ધનનો દંડ કર્યા વિના) માત્ર દેશનિકાલ કરવો. ૧૨૩

ત્રણ વર્ણો જ દંડપાત્ર છે, બ્રાહ્મણ નહિ

दश स्थानानि दण्डस्य मनुः स्वायंभुवोऽब्रवीत् ।
त्रिषु वर्णेषु यानि स्युरक्षतो ब्राह्मणो व्रजेत् ॥ १२४ ॥

મનુએ દંડનાં જે દશ સ્થાનો કહ્યાં છે, તે બ્રાહ્મણ સિવાય ત્રણ વર્ણો માટે છે; બ્રાહ્મણ તો (મોટો અપરાધી હોય તોપણ શરીરે ઇજા પહોંચાડ્યા સિવાય તેના ધન સાથે) દેશનિકાલ જ કરાય. ૧૨૪

સજાનાં દશ સ્થાનો

उपस्थमुदरं जिह्वा हस्तौ पादौ च पञ्चमम् ।
चक्षुर्नासा च कर्णौ च धनं देहस्तथैव च ॥ १२५ ॥

(ગુહ્ય ઇંદ્રિય) ઉપસ્થ, પેટ, જીભ, બે હાથ, બે પગ, એ પાંચ; તેમ જ બે આંખ, નાક, બે કાન, ધનસંપત્તિ અને શરીર, એમ શિક્ષાનાં દશ સ્થાનો છે. ૧૨૫

બરાબર વિચાર કર્યા પછી સજા કરવી

अनुबन्धं परिज्ञाय देशकालौ च तत्त्वतः ।
सारापराधौ चालोक्य दण्डं दण्ड्येषु पातयेत् ॥ १२६ ॥

વારંવારના અપરાધો, તેમના દેશકાલ, અપરાધીની સહનશક્તિ તેમ જ અપરાધ; એ બધાંનો બરાબર વિચાર કર્યા પછી રાજાએ શિક્ષાપાત્રોને શિક્ષા કરવી. ૧૨૬

અન્યાયી સજા ન કરાય

अधर्मदण्डनं लोके यशोघ्नं कीर्तिनाशनम् ।
अस्वर्ग्यं च परत्रापि तस्मात्तत्परिवर्जयेत् ॥ १२७ ॥

અધર્મથી સજા કરતાં આ લોકમાં યશ અને કીર્તિનો નાશ થાય છે; તેમ જ પરલોકમાં સ્વર્ગથી ભ્રષ્ટ થવાય છે; માટે અન્યાયી સજા ન કરવી. ૧૨૭

अदण्ड्यान्दण्डयन्राजा दण्ड्यांश्चैवाप्यदण्डयन् ।
अयशो महदाप्नोति नरकं चैव गच्छति ॥ १२८ ॥

જે રાજા શિક્ષાપાત્ર ન હોય એવાને શિક્ષા કરે છે અને શિક્ષાપાત્રને શિક્ષા કરતો નથી, તે મોટો અપયશ પામે છે અને નરકમાં જાય છે. ૧૨૮

સજાઓના ક્રમ

वाग्दण्डं प्रथमं कुर्याद्धिग्दण्डं तदनन्तरम् ।
तृतीयं धनदण्डं तु वधदण्डमतः परम् ॥ १२९ ॥

પ્રથમ વાણીથી સજા કરવી, પછી ધિક્કારથી સજા કરવી, એ પછી ધનનો દંડ કરવો અને છેલ્લે માર મારવાનો દંડ કરવો.

એ ચારે સજા સાથે ક્યારે કરાય?

वधेनापि यदा त्वेतान्निग्रहीतुं न शक्नुयात् ।
तदैषु सर्वमप्येतत्प्रयुञ्जीत चतुष्टयम् ॥ १३० ॥

શારીરિક દંડથી પણ જો તે અપરાધીઓને કબજે ન કરી શકાય, તો તેમને વિષે ઉપરની ચારે સજાઓનો સાથે પ્રયોગ કરવો. ૧૩૦

વ્યવહારુ વજનો

लोकसंव्यवहारार्थं याः संज्ञाः प्रथिता भुवि ।
ताम्ररूप्यसुवर्णानां ताः प्रवक्ष्याम्यशेषतः ॥ १३१ ॥

લોકના વહેવાર માટે જગતમાં તાંબાનાં, રૂપાનાં અને સોનાનાં જે વજનો અથવા નાણાંનામો પ્રસિદ્ધ છે, તે બધાં હું કહું છું: ૧૩૧

ત્રસરેણુનું માપ

जालान्तरगते भानौ यत्सूक्ष्मं दृश्यते रजः ।
प्रथमं तत्प्रमाणानां त्रसरेणुं प्रचक्षते ॥ १३२ ॥

જાળિયામાં પડેલાં સૂર્યનાં કિરણોમાં જે સૂક્ષ્મ રજ દેખાય છે, તેને વજનોમાં પહેલું વજન ત્રસરેણુ કહે છે. ૧૩૨

લીખ અને સરસવનું માપ

त्रसरेणवोऽष्टौ विज्ञेया लिक्षैका परिमाणतः ।
ता राजसर्षपस्तिस्रस्ते त्रयो गौरसर्षपः ॥ १३३ ॥

આઠ ત્રસરેણુઓને વજનમાં એક લિક્ષા (લીખ) જાણવી; એ ત્રણ લિક્ષાનો એક રાજસર્ષપ (સરસવનો દાણો) અને ત્રણ રાજસર્ષપનો એક ગૌરસર્ષપ (સફેદ સરસવ) બને છે.૧૩૩

જવ, રતી, માસો અને સુવર્ણનું માપ

सर्षपाः षड् यवो मध्यस्त्रियवं त्वेककृष्णलम् ।
पञ्चकृष्णलको माषस्ते सुवर्णस्तु षोडश ॥ १३४ ॥

છ સરસવનો એક મધ્યમ યવ થાય છે; ત્રણ યવની એક કૃષ્ણલ (રતી) થાય છે; પાંચ રતીનો એક માષ (માસો) થાય છે અને સોળ માસાનું એક સુવર્ણ થાય છે. ૧૩૪

પલ, ધરણ અને રૌપ્યમાષકનું માપ

पलं सुवर्णाश्चत्वारः पलानि धरणं दश ।
द्वे कृष्णले समधृते विज्ञेयो रौप्यमाषकः ॥ १३५ ॥

ચાર સુવર્ણનો એક પલ થાય, દશ પલનો એક ધરણ થાય અને બે કૃષ્ણલ એકઠી થતાં એક રૌપ્યમાષક (ચાંદીનો માસો) જાણવો. ૧૩૫

પુરાણ અને કાર્ષાપણનું માપ

ते षोडश स्याद्धरणं पुराणश्चैव राजतः ।
कार्षापणस्तु विज्ञेयस्ताम्रिकः कार्षिकः पणः ॥ १३६ ॥

એ સોળ માસાનો ચાંદીનો એક ધરણ કે પુરાણ થાય; તાંબાના કાર્ષિક પણને કાર્ષાપણ જાણવો. (પલનો ચોથો ભાગ તે આ કાર્ષાપણ અથવા પણ છે.) ૧૩૬

શતમાન તથા નિષ્કનું માપ

धरणानि दश ज्ञेयः शतमानस्तु राजतः ।
चतुःसौवर्णिको निष्को विज्ञेयस्तु प्रमाणतः ॥ १३७ ॥

ચાંદીનાં દશ ધરણને એક શતમાન જાણવો અને ચાર સુવર્ણનો એક નિષ્ક જાણવો.૧૩૭

સાહસ નામે માપ

पणानां द्वे शते सार्धे प्रथमः साहसः स्मृतः ।
मध्यमः पञ्च विज्ञेयः सहस्रं त्वेव चोत्तमः ॥ १३८ ॥

બસોપચાસ પણનો પ્રથમ સાહસ કહેવાય છે, પાંચસો પણનો મધ્યમ સાહસ જાણવો અને હજાર પણનો ઉત્તમ સાહસ કહેવાય છે. ૧૩૮

દેવાદારનો દંડ

ऋणे देये प्रतिज्ञाते पञ्चकं शतमर्हति ।
अपह्नवे तद्द्विगुणं तन्मनोरनुशासनम् ॥ १३९ ॥

(જો કોર્ટમાં દેવાદાર) દેવું આપવા કબૂલ કરે તો એ દેવાદાર પાંચ ટકા દંડને યોગ્ય ગણાય છે, પણ તે છુપાવે અને દેવું સાબિત થાય, તો તેનો બમણો દંડ થાય, એવી મનુની આજ્ઞા છે. ૧૩૯

વાજબી વ્યાજ

वसिष्ठविहितां वृद्धिं सृजेद्वित्तविवर्धिनीम् ।
अशीतिभागं गृह्णीयान्मासाद्वार्धुषिकः शते ॥ १४० ॥

વ્યાજ લઈ ધીરધાર કરનારો માણસ, (પોતે ધીરેલી મૂડીમાં વધારો કરવા) મહર્ષિ વસિષ્ઠે ઠરાવેલી વ્યાજની રકમ વ્યાજ તરીકે લઈ શકે; એટલે કે, વ્યાજ લેનારો દર માસે દર સેંકડે

એંશીમો ભાગ (સવા ટકો) વ્યાજ લઈ શકે. ૧૪૦

द्विकं शतं वा गृह्णीयात्सतां धर्ममनुस्मरन् ।
द्विकं शतं हि गृह्णानो न भवत्यर्थकिल्बिषी ॥ १४१ ॥

અથવા સજ્જનોના ધર્મને યાદ રાખી સેંકડે બે ટકા પણ વ્યાજ લઈ શકે; કેમકે સેંકડે બે ટકા લેનારો નાણાંની બાબતમાં પાપી થતો નથી. ૧૪૧

द्विकं त्रिकं चतुष्कं च पञ्चकं च शतं समम् ।
मासस्य वृद्धिं गृह्णीयाद्वर्णानामनुपूर्वशः ॥ १४२ ॥

બ્રાહ્મણ વગેરે ચાર વર્ણોનું અનુક્રમે બે ટકા, ત્રણ ટકા, ચાર ટકા અને પાંચ ટકા દર સેંકડે દર મહિને વ્યાજ લેવાય.* ૧૪૨

કંઈ ગીરો લઈ વ્યાજ ન લેવાય

न त्वेवाधौ सोपकारे कौसीदीं वृद्धिमाप्नुयात् ।
न चाधेः कालसंरोधान्निसर्गोऽस्ति न विक्रयः ॥ १४३ ॥

નાણાંના અવેજમાં ઘરેણાં, જમીન વગેરે કંઈ વસ્તુ લેણદારને ત્યાં જો ગીરો મુકાઈ હોય, તો લેણદાર દેણદાર પાસેથી વ્યાજનો વધારો મેળવી ન શકે; તેમજ (ઠરાવેલી મુદત કરતાં)

* શ્લોક ૧૪૦થી ૧૪૨ સુધીમાં વ્યાજની જે વાત લખી છે, તે વાચકને સંદેહમાં નાખે એવી છે. આમાંથી તાત્પર્ય આ નીકળે છે, કે શાહુકાર જો દર મહિને દર સેંકડે સવા ટકો વ્યાજ લેવા છતાં પોતાની આજીવિકા ચલાવી ન શકે, તો તેણે દર મહિને દર સેંકડે બે ટકા વ્યાજ લેવું. યાજ્ઞવલ્ક્ય આ સંબંધમાં જણાવે છે: 'अशीतिभागो वृद्धिः स्यान्मासि मासि सबन्धके । वर्णक्रमाच्छतं द्वित्रिचतुष्पञ्चकमन्यथा ॥' એટલે અવેજવાળી રકમોમાં દર મહિને દર સેંકડે સવા ટકો વ્યાજ લેવાય; પણ વગરઅવેજની રકમોમાં બ્રાહ્મણ આદિ વર્ણોની ક્રમેથી અનુક્રમે બે, ત્રણ, ચાર અને પાંચ ટકા વ્યાજ લેવાય. (कुल्लूक)

વધારે મુદત થઈ જાય, તોપણ તે લેણદાર ગીરો આવેલી તે વસ્તુ કોઈને આપી શકે નહિ, તેમ વેચી પણ શકે નહિ.૧૪૩

ગીરો મુકાયેલું બળથી ન ભોગવાય

न भोक्तव्यो बलादाधिर्भुञ्जानो वृद्धिमुत्सृजेत् ।
मूल्येन तोषयेच्चैनमाधिस्तेनोऽन्यथा भवेत् ॥ १४४ ॥

ગીરો આવેલી વસ્તુને લેણદાર બળાત્કારે ભોગવી ન શકે; છતાં તે ભોગવે, તો તેણે વ્યાજ છોડી દેવું. એવા ભોગવટાથી તે ગીરવી વસ્તુ બગડી ગઈ હોય, તો લેણદારે દેવાદારને એની કિંમત આપી સંતોષ પમાડવો; નહિ તો તે લેણદાર ચોર ઠરે છે. ૧૪૪

ગીરો કે થાપણની મુદત બાબત

आधिश्चोपनिधिश्चोभौ न कालात्ययमर्हतः ।
अवहार्यौ भवेतां तौ दीर्घकालमवस्थितौ ॥ १४५ ॥

ગીરવી મિલકતને તેમ જ સોંપેલી થાપણને મુદતનો બાધ લાગતો નથી. એ બન્ને વસ્તુ રાખનારને ત્યાં તે લાંબી મુદત રહે, તોપણ મૂળ ધણી માગે, ત્યારે તેને તે સોંપી દેવી જોઈએ.

ગીરો મુકાયેલાં પ્રાણીઓ બાબત

संप्रीत्या भुज्यमानानि न नश्यन्ति कदाचन ।
धेनुरुष्ट्रो वहन्नश्वो यश्च दम्यः प्रयुज्यते ॥ १४६ ॥

ગાય, ઊંટ, સવારી કરતો ઘોડો અને બળદ વગેરે પ્રાણી જે ગીરો મુક્યાં હોય અને પ્રીતિથી વાપરવાં દીધાં હોય, તેથી તેઓ ગીરો મૂકનાર મૂળધણીની માલિકીનાં મટી જતાં નથી. (અર્થાત્ તેઓ પર તેમના મૂળ માલિકની માલિકી રહે જ છે.)૧૪૬

દશ વર્ષનો ભોગવટો થાય તો માલિકી રદ

यत्किञ्चिद्दश वर्षाणि सन्निधौ प्रेक्षते धनी ।
भुज्यमानं परैस्तूष्णीं न स तल्लब्धुमर्हति ॥ १४७ ॥

માલિકના દેખતાં અને તેની હાજરીમાં (પ્રાણી સિવાય) તેની વસ્તુને બીજાઓ જો દશ વર્ષ સુધી ભોગવ્યા કરે અને માલિક એ વિશે ચૂપ રહે, તો માલિક તે વસ્તુ પાછી મેળવવા અધિકારી રહેતો નથી. ૧૪૭

अजडश्चेदपोगण्डो विषये चास्य भुज्यते ।
भग्नं तद्व्यवहारेण भोक्ता तद्द्रव्यमर्हति ॥ १४८ ॥

ધણી ગાંડો અથવા (સોળ વર્ષથી નાનો) સગીર ન હોય અને બીજો માણસ જો તેની મિલકતને તેના દેખતાં જ ઉપર મુજબ દશ વર્ષ સુધી ભોગવે, તો તે મિલકત ઉપર એ ધણીની માલિકી રદ થાય છે અને ભોગવટો કરનાર તેનો હકદાર થાય છે. ૧૪૮

પણ આ વસ્તુઓ તેની માલિકીની ન મટે

आधिः सीमा-बालधनं निक्षेपोपनिधिः स्त्रियः
राजस्वं श्रोत्रियस्वं च न भोगेन प्रणश्यति ॥ १४९ ॥

ગીરવી મૂકેલી મિલકત, સીમ, બાળકનું ધન, ઘરેણાં આદિની અનામત અથવા સીલબંધ થાપણ, દાસી વગેરે સ્ત્રીઓ, રાજધન અને બ્રાહ્મણધનનો ભોગવટો થાય, તોપણ તે ઉપરની તેના મૂળ માલિકની માલિકી નાશ પામતી નથી.૧૪૯

[ यद्विनागममत्यन्तं भुक्तं पूर्वैस्त्रिभिर्भवेत् ।
न तच्छक्यमपाहर्तुं क्रमात्रिपुरुषागतम् ॥

કોઈ મિલકતનું લેખ કે લખાણ ન હોય, છતાં ત્રણ પેઢીથી તે ભોગવાતી આવી હોય, તો તે, ત્રણ પેઢીના પુરુષોથી ઊતરેલી આવેલી હોવાથી (રાજા વડે) લઈ શકાતી નથી. ]

માલિકની રજા વિના ગીરો વસ્તુ ભોગવે તો?

यः स्वामिनाऽननुज्ञातमाधिं भुङ्क्तेऽविचक्षणः ।
तेनार्धवृद्धिर्मोक्तव्या तस्य भोगस्य निष्कृतिः ॥ १५० ॥

જે મૂર્ખ માણસ મિલકતના માલિકની રજા વિના તેની ધરાણે મુકાયેલી ચીજ ભોગવે, તો તેણે ભોગવટાના પ્રાયશ્ચિત્ત બદલ અર્ધું વ્યાજ છોડી દેવું. ૧૫૦

મૂળ રકમથી બેવડું વ્યાજ ક્યારે?

कुसीदवृद्धिर्द्वैगुण्यं नात्येति सकृदाहृता ।
धान्ये सदे लवे वाह्ये नातिक्रामति पञ्चताम् ॥ १५१ ॥

એકસામટું વ્યાજ લેવામાં આવે, તો તે વ્યાજ મૂળ રકમથી બમણા કરતાં વધારે હોવું ન જોઈએ; તેમ જ ધાન્ય, ફળ, ઊન અને વાહનો, એ મૂળ સાથે પાંચગણા કરતાં વધારે ન લઈ શકાય. ૧૫૧

વધારેમાં વધારે પાંચ ટકા વ્યાજ લેવાય

कृतानुसारादधिका व्यतिरिक्ता न सिद्धयति ।
कुसीदपथमाहुस्तं पञ्चकं शतमर्हति ॥ १५२ ॥

ઠરાવ્યા વિધિ પ્રમાણેના વ્યાજ કરતાં વધુ એવું શાસ્ત્રબાહ્ય વ્યાજ ન લઈ શકાય; પંડિતો તેને અધમ માર્ગ કહે છે. બહુ બહુ તો, દર માસે દર સેંકડે પાંચ ટકા વ્યાજ યોગ્ય ગણાય.

અમુક વ્યાજો ન જ લેવાં

नातिसांवत्सरीं वृद्धिं न चादृष्टां पुनर्हरेत् ।
चक्रवृद्धिः कालवृद्धिः कारिता कायिका च या ॥ १५३॥

વ્યાજને એક વર્ષથી વધુ ચડવા ન દેવું; તેમ જ શાસ્ત્રની વિરુદ્ધ પણ વ્યાજ ન લેવું; વળી ચક્રવૃદ્ધિ (વ્યાજનું વ્યાજ), કાલવૃદ્ધિ (મુદતે વધતું શરતી વ્યાજ), કારિતાવૃદ્ધિ (દેણદારે ગરજના માર્યા કબૂલેલું વ્યાજ), કાયિકાવૃદ્ધિ (કાયાથી કામ કરાવવારૂપ વ્યાજ), એ વ્યાજો પણ લેવાં નહિ. ૧૫૩

દેવાદાર દેવું ભરવા અશક્ત થાય તો?

[अथ शक्तिविहीनः स्याद् ऋणी कालविपर्ययात् ।
प्रेक्ष्यश्च तमृणं दाप्यः काले देशे यथोदयम् ॥

સમય પલટાવાથી દેવાદાર જે દેવું આપવા અશક્ત થાય, તો દેશકાળ ફરતાં એનો ઉદય થાય એ જોતા રહી તેની પાસે તે દેવું ભરાવવું.]

ऋणं दातुमशक्तो यः कर्तुमिच्छेत्पुनः क्रियाम् ।
स दत्त्वा निर्जितां वृद्धिं करणं परिवर्तयेत् ॥ १५४ ॥

જે દેવું આપવા અશક્ત હોય અને લેખકરાર કરવા ઇચ્છતો હોય, તે ચડેલું વ્યાજ આપી લખાણ ફેરવી શકે. ૧૫૪

अदर्शयित्वा तत्रैव हिरण्यं परिवर्तयेत् ।
यावती संभवेद्वृद्धिस्तावतीं दातुमर्हति ॥ १५५ ॥

ચડેલું વ્યાજ આપ્યા વિના પણ તે લખાણ ફેરવી શકે. જેટલું વ્યાજ ચડ્યું હોય, તેટલું તેણે આપવું જોઈએ. (એ નવા ખાતામાં એ વ્યાજ ચઢાવી આપે.) ૧૫૫

વાહનભાડા બાબત

चक्रवृद्धिं समारूढो देशकालव्यवस्थितः ।
अतिक्रामन्देशकालौ न तत्फलमवाप्नुयात् ॥ १५६ ॥

જે અમુક સ્થળે અને અમુક વખતે ગાડાં વગેરેથી અમુક માલ પહોંચાડી દેવા વાહનભાડું ઠરાવે અને પછી તે જગ્યાએ તેજ સમયે માલ પહોંચાડી ન શકે, તો તે ધણીને ઠરાવેલું પૂરું વાહનભાડું ન મળે. ૧૫૬

समुद्रयानकुशला देशकालार्थदर्शिनः ।
स्थापयन्ति तु यां वृद्धिं सा तत्राधिगमं प्रति ॥ १५७ ॥

જળસ્થળની યાત્રામાં કુશળ અને દેશ તથા કાળને અનુસરી ધનલાભ જાણનારા વેપારીઓ જે ભાડું અથવા વ્યાજ નક્કી કરે, તે તેમાં પ્રમાણરૂપ ગણાય. ૧૫૭

જામીન થયેલાની જવાબદારી

यो यस्य प्रतिभूस्तिष्ठेद्दर्शनायेह मानवः ।
अदर्शयन्स तं तस्य प्रयच्छेत्स्वधनादृणम् ॥ १५८ ॥

જે માણસ જે દેવાદારને હાજર કરવા જામીન થાય, તે જો તેને હાજર ન કરી શકે, તો તેણે પોતાના ધનમાંથી લેણદારનું લેણું ચૂકવી આપવું. ૧૫૮

પિતાનું કર્યું દેવું પુત્ર ન ભરે?

प्रातिभाव्यं वृथादानमाक्षिकं सौरिकं च यत् ।
दण्डशुल्कावशेषं च न पुत्रो दातुमर्हति ॥ १५९ ॥

જામીનગીરી પેટેનું ધન, અમસ્તું કરેલું દાન, જુગાર નિમિત્તે દેણું, મદ્યપાન નિમિત્તે દેવું, તેમ જ દંડભરણાની અને

જકાત વગેરેની બાકી રહેલી રકમ આપવા (પિતાના મૃત્યુ પછી) પુત્ર બંધાયેલો નથી. ૧૫૯

પિતાનું કયું દેવું પુત્રે ભરવું?

दर्शनप्रातिभाव्ये तु विधिः स्यात्पूर्वचोदितः ।
दानप्रतिभुवि प्रेते दायादानपि दापयेत् ॥ १६० ॥

ઉપર કહેલો વિધિ દેણદારને હાજર કરવા જામીન થયેલા માટે જ છે; પણ દેવું અપાવવા જે જામીન થયો હોય, તે જો મરણ પામે, તો તે દેવાની રકમ તેના વારસો પાસેથી પણ અપાવવી. ૧૬૦

જામીન ગુજરી જાય તો?

अदातरि पुनर्दाता विज्ञातप्रकृतावृणम् ।
पश्चात्प्रतिभुवि प्रेते परीप्सेत्केन हेतुना ॥ १६१ ॥

દેવાદાર દેવું આપે નહિ અને લેણદેણની ખરી વાત જાણનારો જામીન ગુજરી જાય, તો લેણદારે પાછળથી કયા કારણે લેણું મેળવવા ઇચ્છવું? ૧૬૧

निरादिष्टधनश्चेत्तु प्रतिभूः स्यादलंधनः ।
स्वधनादेव तद्दद्यान्निरादिष्ट इति स्थितिः ॥ १६२ ॥

જો એ જામીન પાસે દેવાદારે જામીનગીરી પેટે કંઈ ધન સોંપ્યું હોય અને જામીન પાસે જો આપવા જોગ ધન હોય, તો એ જામીનના પુત્રે પોતાના ધનમાંથી તે દેવું ભરપાઈ કરી આપવું, એવી શાસ્ત્રમર્યાદા છે. ૧૬૨

અમુક સાથે કરેલા લેણદેણનો વ્યવહાર ફોક જાય

मत्तोन्मत्तार्ताध्यधीनैर्बालेन स्थविरेण वा ।
असंबद्धकृतश्चैव व्यवहारो न सिद्ध्यति ॥ १६३ ॥

નશાખોર, ગાંડા, દુખિયારા, પરતંત્ર, બાળક, વૃદ્ધ તેમ જ અસ્વતંત્ર સાથે કરેલો (લેણદેણનો) વ્યવહાર સાચો ન ઠરે.

सत्या न भाषा भवति यद्यपि स्यात्प्रतिष्ठिता ।
बहिश्चेद्भाष्यते धर्मान्नियताद्व्यावहारिकात् ॥ १६४ ॥

એવો વ્યવહાર બરાબર લખાઈ ને પાકો થયો હોય, છતાં જો તે નિશ્ચિત ધર્મવ્યવહારથી બહાર જતો હોય, તો તેનો કરાર કે લેખ સાચો ન ગણાય. ૧૬૪

કેવો દાવો રાજાએ રદ કરવો?

योगाधमनविक्रीतं योगदानप्रतिग्रहम् ।
यत्र वाप्युपधिं पश्येत्तत्सर्वं विनिवर्तयेत् ॥ १६५ ॥

કોઈ વસ્તુ કપટથી ગીરો મૂકી હોય, વેચી હોય, દાનમાં આપી હોય, દાનમાં લીધી હોય અથવા જેમાં કપટ દેખાતું હોય, તે વસ્તુનો દાવો રાજાએ રદ કરવો. ૧૬૫

વારસદારોએ ખાસ ભરવાનું કરજ

ग्रहीता यदि नष्टः स्यात्कुटुम्बार्थे कृतो व्ययः ।
दातव्यं बान्धवैस्तत्स्यात्प्रविभक्तैरपि स्वतः ॥ १६६ ॥

કરજ કરનારો જો મરી જાય અને એ ખર્ચ જો કુટુંબ માટે કરાયું હોય, તો ભાઈભાંડુઓ અલગ થઈ ગયા હોય તોપણ તેમણે તે કરજ ભરી દેવું જોઈએ. ૧૬૬

નોકરનો કયો વ્યવહાર માલિકે માન્ય રાખવો?

कुटुम्बार्थेऽध्यधीनोऽपि व्यवहारं समाचरेत् ।
स्वदेशे वा विदेशे वा तं ज्यायान्न विचालयेत् ॥ १६७ ॥

પોતાને અધીન નોકર પણ સ્વદેશમાં કે પરદેશમાં સ્વામીના

કુટુંબ માટે જે વ્યવહાર કરે, તે સ્વામીએ ઉથાપવો નહિ. (કબૂલ રાખવો.) ૧૬૭

બળથી કરાવેલું બધું વ્યર્થ

बलाद्दत्तं बलाद्भुक्तं बलाद्यच्चापि लेखितम् ।
सर्वान्बलकृतानर्थानकृतान्मनुरब्रवीत् ॥ १६८ ॥

બળાત્કારે આપેલું, બળાત્કારે ભોગવેલું; બળાત્કારે લખાવી લીધેલું અને બળાત્કારે કરાવેલું હરકોઈ કામ ન કર્યા જેવું–વ્યર્થ સમજવું, એમ મનુએ કહ્યું છે. ૧૬૮

त्रयः परार्थे क्लिश्यन्ति साक्षिणः प्रतिभूः कुलम् ।
चत्वारस्तूपचीयन्ते विप्र आढ्यो वणिङ्नृपः ॥ १६९ ॥

સાક્ષી, જમીન અને પંચ અથવા લવાદ; એ ત્રણ પારકા માટે ક્લેશ અનુભવે છે;+ ત્યારે બ્રાહ્મણ, ધનાઢ્ય લેણદાર, વેપારી અને રાજા, એ ચાર બીજાઓથી ધનવૃદ્ધિ પામે છે.× ૧૬૯

રાજાએ ન લેવાનું લેવાય નહિ અને લેવા જેવું છોડાય નહિ

अनादेयं नाददीत परिक्षीणोऽपि पार्थिवः ।
न चादेयं समृद्धोऽपि सूक्ष्ममप्यर्थमुत्सृजेत् ॥ १७० ॥

રાજા નિર્ધન હોય તોપણ તેણે ન લેવાય તેવું–અણઘટતું ધન લેવું નહિ, તેમ જ સમૃદ્ધ હોય છતાં લેવાય એવી ઘટતી નજીવી વસ્તુ પણ છોડવી નહિ. ૧૭૦

+ માટે તેઓ પાસે બળજબરીથી સાક્ષીપણું, જામીનગીરી તથા વ્યવહારની તપાસ ન કબુલાવાય.

× માટે બ્રાહ્મણે દાતા પાસે, લેણદારે દેવાદાર પાસે, વેપારીએ ખરીદનાર પાસે અને રાજાએ દાવા માંડનારા પાસે બળથી કંઈ ન કરાવવું. (कुल्लूक)

ઉપરની બાબતમાં કારણ

अनादेयस्य चादानादादेयस्य च वर्जनात् ।
दौर्बल्यं ख्याप्यते राज्ञः स प्रेत्येह च नश्यति ॥ १७१ ॥

જે રાજા અણઘટતું ધન લે અને ઘટતું મૂકી દે, તેની દુર્બળતા જાહેર થાય છે અને તે આ લોકમાં તથા પરલોકમાં નાશ પામે છે. ૧૭૧

રાજા શાથી વધે ?

स्वादानाद्वर्णसंसर्गादबलानां च रक्षणात् ।
बलं सञ्जायते राज्ञः स प्रेत्येह च वर्धते ॥ १७२ ॥

ન્યાયપૂર્વક ધન લેવાથી, સજાતીય વર્ણો સાથે સંબંધ રાખવાથી, તેમ જ નિર્બળોનું રક્ષણ કરવાથી રાજાનું બળ વધે છે અને આ લોકમાં તથા પરલોકમાં તે વૃદ્ધિ પામે છે. ૧૭૨

યમદેવ જેવી વૃત્તિએ રાજા વર્તે

तस्माद्यम इव स्वामी स्वयं हित्वा प्रियाप्रिये ।
वर्तेत याम्यया वृत्त्या जितक्रोधो जितेन्द्रियः ॥ १७३ ॥

તેથી રાજાએ યમની જેમ પોતાનું ગમતું-ન ગમતું છોડી દઈ, ક્રોધને જીતી, જિતેંદ્રિય રહીને યમના જેવી વૃત્તિએ-સમદૃષ્ટિથી વર્તવું. ૧૭૩

કેવા રાજાને શત્રુઓ વશ કરે છે ?

यस्त्वधर्मेण कार्याणि मोहात्कुर्यान्नराधिपः ।
अचिरात्तं दुरात्मानं वशे कुर्वन्ति शत्रवः ॥ १७४ ॥

જે રાજા મોહથી અધર્મપૂર્વક કાર્યો કરે છે, તે દુરાત્માને ટૂંક વખતમાં જ શત્રુઓ વશ કરે છે. ૧૭૪

કેવા રાજાને પ્રજાઓ અનુસરે ?

कामक्रोधौ तु संयम्य योऽर्थान्धर्मेण पश्यति ।
प्रजास्तमनुवर्तन्ते समुद्रमिव सिन्धवः ॥ १७५ ॥

પણ જે રાજા કામ ને ક્રોધ કાબૂમાં રાખી ધર્મપૂર્વક કાર્યો સંભાળે છે, તેને નદીઓ જેમ સાગરને અનુસરે છે, તેમ પ્રજાઓ અનુસરે છે. ૧૭૫

રાજાનો વહાલો દેવાદાર ખોટી ફરિયાદ કરે તો?

यः साधयन्तं छन्देन वेदयेद्धनिकं नृपे ।
स राज्ञा तच्चतुर्भागं दाप्यस्तस्य च तद्धनम् ॥ १७६ ॥

કરજદાર માણસ રાજાનો વહાલો હોઈ (રાજા આગળ ખોટું) જણાવે, કે લેણદાર બળજબરીથી લેણું વસૂલ કરે છે, તો રાજાએ લેણદારને તેનું લેણું અપાવવું અને કરજદારનો તે રકમના ચોથા ભાગનો દંડ કરવો. ૧૭૬

દેવું ભરપાઈ કરવાનો છેલ્લો માર્ગ

कर्मणापि समं कुर्याद्धनिकायाधमर्णिकः ।
समोऽवकृष्टजातिस्तु दद्याच्छ्रेयांस्तु तच्छनैः ॥ १७७ ॥

દેણદાર લેણદારની જાતનો કે તેનાથી ઊતરતી જાતનો હોય (અને દેવું ભરપાઈ કરવાનું નાણું તેની પાસે ન હોય) તો તેણે કામ કરીને પણ લેણદારને (ઠરાવ પ્રમાણે) નાણું ચૂકવી આપવું; પણ તે જો લેણદારથી ઊંચી જાતનો હોય, તો તેણે તે ધીમેધીમે ભરપાઈ કરવું. ૧૭૭

अनेन विधिना राजा मिथो विवदतां नृणाम् ।
साक्षिप्रत्ययसिद्धानि कार्याणि समतां नयेत् ॥ १७८ ॥

એ રીતે રાજાએ પરસ્પર વિવાદ કરતા માણસોની સાક્ષી-

પુરાવાથી સિદ્ધ થયેલી બાબતોનો નિર્ણય આપવો. ૧૭૮

થાપણ બાબત

**कुलजे वृत्तसंपन्ने धर्मज्ञे सत्यवादिनि ।**
**महापक्षे धनिन्यार्ये निक्षेपं निक्षिपेद्बुधः ॥ १७९ ॥**

કુળવાન, સદાચારસંપન્ન, ધર્મજ્ઞ, સત્યવાદી, કુટુંબકબીલાવાળા અને ધનાઢ્ય એવા સજ્જનને ત્યાં ડાહ્યા માણસે થાપણ મૂકવી. ૧૭૯

થાપણ જેમ મુકાય તેમ લેવાય

**यो यथा निक्षिपेद्धस्ते यमर्थं यस्य मानवः ।**
**स तथैव ग्रहीतव्यो यथा दायस्तथा ग्रहः ॥ १८० ॥**

જે માણસ જેના હાથમાં જે રીતે જે થાપણ મૂકે, તેણે તે જ રીતે તે થાપણ પાછી લેવી; કેમકે જેમ અપાય તેમ જ લેવાય.

થાપણ રાખનાર માગ્યા છતાં તે ન આપે તો?

**यो निक्षेपं याच्यमानो निक्षेप्तुर्न प्रयच्छति ।**
**स याच्यः प्राड्विवाकेन तन्निक्षेप्तुरसंनिधौ ॥ १८१ ॥**

થાપણ મૂકનાર થાપણ પાછી માગે, ત્યારે થાપણ લેનાર જો તે પાછી ન આપે, તો ન્યાયાધીશે તે થાપણ મૂકનારની ગેરહાજરીમાં થાપણ લેનાર પાસે માગણી કરવી. ૧૮૧

થાપણ મૂકનારનો કોઈ સાક્ષી ન હોય તો?

**साक्ष्यभावे प्रणिधिभिर्वयोरूपसमन्वितैः ।**
**अपदेशैश्च संन्यस्य हिरण्यं तस्य तत्त्वतः ॥ १८२ ॥**

થાપણ મૂકનારનો જો કોઈ સાક્ષી ન હોય, તો થાપણ લેનારને ત્યાં રાજાએ અમુક બહાને ઉંમર તથા રૂપવાળા દૂતો

દ્વારા પોતાનું સોનું સારી રીતે થાપણ મુકાવવું.× ૧૮૨

स यदि प्रतिपद्येत यथान्यस्तं यथाकृतम् ।
न तत्र विद्यते किंचिद्यत्परैरभियुज्यते ॥ १८३ ॥

તે જો એ થાપણ મૂકેલું સોનું જે રીતે અને જે સ્થિતિમાં સોંપાયું હોય તે જ રીતે તે જ સ્થિતિમાં (દૂતોને)પાછું આપે, તો બીજાઓ આના ઉપર ( ખોટા ) આરોપ મૂકે છે, તેમાં કાંઈ જ સાચું નથી, એમ જાણવું. ૧૮૩

तेषां न दद्याद्यदि तु तद्धिरण्यं यथाविधि ।
उभौ निगृह्य दाप्यः स्यादिति धर्मस्य धारणा ॥ १८४ ॥

પણ જો તે તેમને તે સોનું બરાબર વિધિ પ્રમાણે ન આપે, તો તે બન્ને થાપણો કબજે કરી તેની તેને અપાવવી, આવો ધર્મનિર્ણય છે. ૧૮૪

થાપણ તેના મૂકનારને જ અપાય

निक्षेपोपनिधी नित्यं न देयौ प्रत्यनन्तरे ।
नश्यतो विनिपाते तावनिपाते त्वनाशिनौ ॥ १८५ ॥

નિક્ષેપ ( ગણીને ખુલ્લી મૂકેલી થાપણ ) અને ઉપનિધિ ( સીલબંધ મૂકેલી થાપણ ), એ બેય થાપણો જો મૂકનાર જીવતો હોય, તો તેના વારસને કદી પાછી ન આપવી; કેમકે તે મરી જાય, તો થાપણો નાશ પામે છે; અને જીવતો રહે તો તે અવિનાશી રહે છે.* ૧૮૫

× અને પછી તે જ દૂતો દ્વારા તે સોનું એ થાપણ લેનાર પાસેથી ન્યાયાધીશે મંગાવવું. ( कुल्लूक )

* થાપણ લઈ જનાર વારસ ભલે મરી ન જાય, પણ તેની

થાપણ મૂકનારો મરી ગયા પછી

स्वयमेव तु यो दद्यान्मृतस्य प्रत्यनन्तरे ।
न स राज्ञा नियोक्तव्यो न निक्षेप्तुश्च बन्धुभिः ॥ १८६ ॥

થાપણ રાખનારો જો પોતાની મેળે જ મરનાર–થાપણ મૂકનારના વારસને તે થાપણ પાછી આપે, તો રાજાએ તેમ જ થાપણ મૂકનારના સગાઓએ તેના ઉપર 'આથી પણ બીજું વધારે તારે ત્યાં મુકાયું છે' એવો આક્ષેપ કરવો નહિ. ૧૮૬

થાપણ પાછી લેવાની રીત

अच्छलेनैव चान्विच्छेत्तमर्थं प्रीतिपूर्वकम् ।
विचार्य तस्य वा वृत्तं साम्नैव परिसाधयेत् ॥ १८७ ॥

તે થાપણની મિલકત ( સંબંધી જો ભ્રાંતિ થાય તો યે ) નિષ્કપટભાવે પ્રીતિપૂર્વક જ (તપાસ કરી) મેળવવા ઇચ્છવી, ( પણ એકદમ સોગંદ વગેરે ન આપવા ) અથવા થાપણ રાખનારના સદાચારનો વિચાર કરી સુલેહસંપથી જ તે (તપાસી) મેળવવી. ૧૮૭

निक्षेपेष्वेषु सर्वेषु विधिः स्यात्परिसाधने ।
समुद्रे नाप्नुयात्किंचिद्यदि तस्मान्न संहरेत् ॥ १८८ ॥

સર્વ થાપણો (સીલવિનાની) પાછી મેળવવા સંબંધી આ (પૂર્વોક્ત) વિધિ છે, પણ સીલબંધ થાપણમાંથી જો કાંઈ

દાનત બગડતાં એ થાપણ તેના મૂળ ધણીને તે આપે જ નહિ, તો એ થાપણ નાશ પામતી નથી; એટલે મૂળ ધણીની તે માટેની માગણી એમની એમ ઊભી રહે છે, એવો ભાવ છે; અર્થાત્ મૂકેલી થાપણ તેના મૂકનાર સિવાય બીજા કોઈ–તેના વારસ વગેરેને ન આપવી, તે જ યોગ્ય છે. (कुल्लूक)

કાઢી ન લેવાયું હોય, તો તે વિષે કાંઈ દોષ ન અપાય. ૧૮૮

ચોર વગેરે દ્વારા થાપણ નાશ પામે તો?

चौरैर्हृतं जलेनोढमग्निना दग्धमेव वा ।
न दद्याद्यदि तस्मात्स न संहरति किंचन ॥ १८९ ॥

જે થાપણને ચોરો ચોરી ગયા હોય, પાણી તાણી ગયું હોય અથવા આગે બાળી નાખી હોય, પણ તેના રાખનારે જો એમાંથી કંઈ પણ લીધું ન હોય, તો તે થાપણ એને આખરે ભરી આપવાની ન હોય. ૧૮૯

થાપણ ઓળવનાર તથા તેનો ખોટો દાવો કરનાર માટે

निक्षेपस्यापहर्तारमनिक्षेप्तारमेव च ।
सर्वैरुपायैरन्विच्छेच्छपथैश्चैव वैदिकैः ॥ १९० ॥

થાપણ દબાવી બેસનારને તેમ જ તેનો ખોટો દાવો કરનારને (સામ આદિ) સર્વ ઉપાયોથી અને (અગ્નિ ઉપડાવવો વગેરે) વૈદિક સોગંદોથી તપાસવા. ૧૯૦

यो निक्षेपं नार्पयति यश्चानिक्षिप्य याचते ।
तावुभौ चौरवच्छास्यौ दाप्यौ वा तत्समं दमम् ॥ १९१ ॥

જે થાપણ આપે નહિ અને જે તેને મૂક્યા વિના (ખોટી) માગણી કરે, તે બન્નેને ચોરની જેમ શિક્ષા કરવી અથવા તેમનો થાપણ જેટલો દંડ કરવો. ૧૯૧

निक्षेपस्यापहर्तारं तत्समं दापयेद्दमम् ।
तथोपनिधिहर्तारमविशेषेण पार्थिवः ॥ १९२ ॥

ખુલ્લી થાપણ ઓળવનારનો તથા સીલબંધ થાપણ પચાવી પાડનારનો રાજાએ તે મિલકતની કિંમત જેટલો દંડ કરવો.

કપટથી પારકું ધન પડાવનારને સજા

उपधाभिश्च यः कश्चित्परद्रव्यं हरेन्नरः ।
ससहायः स हन्तव्यः प्रकाशं विविधैर्वधैः ॥ १९३ ॥

જે માણસ÷ છળપ્રપંચો કરી પારકું ધન પડાવે છે, તેને તેના સહાયકો સાથે જાહેરમાં વિવિધ પ્રકારના મારથી મારવો.

થાપણ જેટલી હોય તેટલી જ ગણાય

निक्षेपो यः कृतो येन यावांश्च कुलसंनिधौ ।
तावानेव स विज्ञेयो विब्रुवन्दण्डमर्हति ॥ १९४ ॥

• જેણે સાક્ષીની હાજરીમાં જેટલી થાપણ મૂકી હોય, તેટલી જ તે કબૂલ રખાય; એમાં ઊંધું બોલનારો શિક્ષાપાત્ર છે. ૧૯૪

•

થાપણ જેમ મૂકી હોય તેમ અપાય

मिथो दायः कृतो येन गृहीतो मिथ एव वा ।
मिथ एव प्रदातव्यो यथा दायस्तथा ग्रहः ॥ १९५ ॥

જે થાપણ એકાંતમાં મૂકી હોય અને જે એકાંતમાં સ્વીકારી હોય, તે એકાંતમાં જ પાછી સોંપાય; જેમ અપાય તેમ જ લેવાય. ૧૯૫

થાપણ રાખનારને રાજાએ ખોટી રીતે હેરાન કરવો નહિ

निक्षिप्तस्य धनस्यैवं प्रीत्योपनिहितस्य च ।
राजा विनिर्णयं कुर्यादक्षिण्वन्न्यासधारिणम् ॥ १९६ ॥

થાપણ મૂકેલું ખુલ્લું ધન, સીલબંધ થાપણ અને પ્રેમથી (અમુક વખત વાપરવા) આપેલા ધન સંબંધી રાજાએ એવો

÷ તારા પર રાજા ગુસ્સે થયો છે, માટે જો તું મને અમુક રકમ આપે, તો હું તને બચાવું, વગેરે ખોટું કહી કમાઈ કરવી વગેરે.

માલનો મૂળ ધણી ખરીદનાર પાસેથી તે માલ (અર્ધી કિંમતે) પાછો મેળવી શકે.+ ૨૦૨

વસ્તુઓ વેચવા સંબંધી

नान्यदन्येन संसृष्टरूपं विक्रयमर्हति ।
न चासारं न च न्यूनं न दूरेण तिरोहितम् ॥ २०३ ॥

એક ચીજને બીજી (ભળતી) ચીજ સાથે સેળભેળ કરી વેચવી નહિ; ખરાબ વસ્તુને સારી કહી વેચવી નહિ; ઓછા વજનની, ખરીદનારથી દૂર-પરોક્ષ રહેલી તથા સ્નેહ વગેરેના કારણે જેનું સાચું સ્વરૂપ છુપાવ્યું હોય એવી વસ્તુઓ પણ વેચવી નહિ. ૨૦૩

સારી કન્યાને બદલે ખરાબ કન્યા કોઈ પરણાવે તો?

अन्यां चेद्दर्शयित्वाऽन्या वोढुः कन्या प्रदीयते ।
उमे ते एकशुल्केन वहेदित्यब्रवीन्मनुः ॥ २०४ ॥

---

+ આ સંબંધી બૃહસ્પતિનો પણ આવો જ મત છે: 'वणिग्वीथीपरिगतं विज्ञातं राजपूरुषैः । अविज्ञाताश्रयात् क्रीतं विक्रेता यत्र वा मृतः ॥ स्वामी दत्त्वाऽर्धमूल्यं तु प्रगृह्णीयात् स्वकं धनम् । अर्धं द्वयोरपहृतं तत्र स्याद् व्यवहारतः ॥ (કોઈની ખોવાયેલી) જે વસ્તુ વેપારીઓની બજારમાં વેચાવા આવી હોય અને તે (જેને જડી હોય, તેવા) અજાણ્યા વેચનાર પાસેથી કોઈથી વેચાતી લેવાઈ હોય, પણ તે વસ્તુ અમુક કોઈની માલિકીની છે, એમ પાછળથી રાજપુરુષોના જાણવામાં આવ્યું હોય અને તેનો વેચનારો જો મરી ગયો હોય (અથવા પરદેશી હોઈ પરદેશમાં જતો રહ્યો હોય,) તે પોતાની વસ્તુને એનો મૂળ માલિક તે જેટલી કિંમતે કોઈએ વેચાણ રાખી હોય, તેનાથી અર્ધી કિંમત તે(ખરીદનાર)ને આપી પોને પાછી લઈ શકે છે; એટલે વ્યવહારદૃષ્ટિએ તે ખરીદનારનું તથા મૂળ ધણીનું અર્ધું અર્ધું ધન જાય છે.' (कुल्लूक)

(પ્રથમ) એક કન્યા (સારી) બતાવી બીજી (ખરાબ) કન્યા આપવામાં આવે, તો પરણનારો એક જ મૂલે બન્ને કન્યાઓને પરણી શકે, એમ મનુએ કહ્યું છે. (એટલે એક કન્યા માટે જે ધન આપવાનું ઠરાવ્યું હોય, તે જ ધનથી બીજી કન્યાને પણ વર પરણી શકે.) ૨૦૪

नोन्मत्ताया न कुष्ठिन्या न च या स्पृष्टमैथुना ।
पूर्वं दोषानभिख्याप्य प्रदाता दण्डमर्हति ॥ २०५॥

ગાંડી, કોઢવાળી અને મૈથુન પામી ચૂકેલી કન્યાના દોષો પ્રથમ જણાવીને જે તેનું દાન કરે છે, તે દાતા દંડને પાત્ર નથી. (પણ તે દોષો પ્રથમ જણાવ્યા વિના જે તેવી દોષવાળી કન્યા પરણાવી દે, તે તો શિક્ષાપાત્ર ઠરે જ છે.) ૨૦૫

ઋત્વિજની દક્ષિણા સંબંધી

ऋत्विग्यदि वृतो यज्ञे स्वकर्म परिहापयेत् ।
तस्य कर्मानुरूपेण देयोंऽशः सह कर्तृभिः ॥ २०६॥

યજ્ઞકર્મમાં વરણ પામેલો ઋત્વિજ (માંદગી વગેરેના કારણે) જે પોતાનું કર્મ છોડી દે, તો તેની સાથે કામ કરનારા બીજા ઋત્વિજોએ તેને પણ તેના કામ પ્રમાણે દક્ષિણાનો ભાગ આપવો જોઈએ. ૨૦૬

दक्षिणासु च दत्तासु स्वकर्म परिहापयन् ।
कृत्स्नमेव लभेतांशमन्येनैव च कारयेत् ॥ २०७॥

(દક્ષિણા સમયે) દક્ષિણા અપાઈ ગઈ હોય, ત્યારે (રોગ વગેરેના કારણે) ઋત્વિજ જો પોતાનું (અધૂરું) કામ છોડી દે, તો તેને પૂરો દક્ષિણાભાગ મળે; તેમ જ તેનું બાકી રહેતું યજ્ઞકાર્ય

નિર્ણય આપવો, કે જે અનામત રાખનારને નુકસાનકારક ન હોય. ૧૯૬

ધણીની રજા વિના પારકો માલ વેચી નાખનાર વિષે

विक्रीणीते परस्य स्वं योऽस्वामी स्वाम्यसंमतः ।
न तं नयेत साक्ष्यं तु स्तेनमस्तेनमानिनम् ॥ १९७ ॥

પારકી ચીજનો પોતે માલિક ન હોય, છતાં જે તેના મૂળ માલિકની રજા વિના જ તે ચીજ વેચી નાખે તે ચોર જ છે; છતાં પોતાને શાહુકાર માનનારા એ ચોરને રાજાએ (કોઈ) સાક્ષીકામમાં ન લેવો. ૧૯૭

अवहार्यो भवेच्चैव सान्वयः षट्शतं दमम् ।
निरन्वयोऽनवसरः प्राप्तः स्याच्चौरकिल्बिषम् ॥ १९८ ॥

એમ તફડાવી પારકી ચીજ વેચી નાખનારો જો મૂળ માલિકના કુળનો સગોસંબંધી હોય, તો તેનો છસો પણનો દંડ કરવો; પણ જો તેનો તેવો સગોસંબંધી ન હોય, તેમ જ લેવું-વેચવું વગેરે કોઈ જાતનો પણ તે ધન ઉપર તેનો કંઈ હક્ક ન ન હોય, તો તેને ચોરીનો અપરાધી ગણવો. (એટલે તેને ચોર જેવી જ સજા કરવી.) ૧૯૮

માલિક ન હોય તેનું આપ્યું-વેચ્યું ગણાય નહિ

अस्वामिना कृतो यस्तु दायो विक्रय एव वा ।
अकृतः स तु विज्ञेयो व्यवहारे यथा स्थितिः ॥ १९९ ॥

માલિક ન હોય એવા મનુષ્યે જે આપ્યું-વેચ્યું હોય, તે અપાયું-વેચાયું નથી, એમ જાણવું; કેમકે વ્યવહારમાં જેવી મર્યાદા છે, તે પ્રમાણે તે કરાયેલું હોતું નથી. ૧૯૯

[अनेन विधिना शास्ता कुर्वन्नस्वामिविक्रयम् ।
अज्ञानाज्ज्ञानपूर्वन्तु चौरवद्दण्डमर्हति ॥

માલિકી ન હોય છતાં જે અજાણતાં એવું વેચાણ કરે, તે ઉપરની વિધિએ શિક્ષાપાત્ર થાય છે; પણ જે એ વેચાણ જાણીજોઈને કરે તો તે ચોરના જેવી સજાને પાત્ર થાય છે.]

ભોગવટો માલિકી માટે પ્રમાણ ન ગણાય

संभोगो दृश्यते यत्र न दृश्येतागमः क्वचित् ।
आगमः कारणं तत्र न संभोग इति स्थितिः ॥ २०० ॥

જ્યાં (કોઈ વસ્તુનો) ભોગવટો જણાતો હોય, પણ તે આવ્યાનું કારણરૂપ પ્રમાણ ન જણાતું હોય, ત્યાં તે ભોગવટો પ્રમાણરૂપ ન ગણાય, પણ કારણ જ પ્રમાણરૂપ ગણાય, એવી શાસ્ત્રમર્યાદા છે. ૨૦૦

જાહેરમાં વેચાણ લીધેલું શુદ્ધ મનાય

विक्रयाद्यो धनं किंचिद्गृह्णीयात्कुलसंनिधौ ।
क्रयेण स विशुद्धं हि न्यायतो लभते धनम् ॥ २०१ ॥

જે માણસ બજારમાં વેપારીઓની સમક્ષ કંઈ ધન-વસ્તુ વેચાણ લે, તે માણસ ખરીદીના કારણે તે શુદ્ધ જ ધન-વસ્તુ ન્યાયથી પ્રાપ્ત કરે છે. ૨૦૧

अथ मूलमनाहार्यं प्रकाशक्रयशोधितः ।
अदण्डयो मुच्यते राज्ञा नाष्टिको लभते धनम् ॥ २०२ ॥

(કોઈનો જે માલ ચોરાયેલો ન હોય, પણ ખોવાયો હોય તેને) ખરીદનાર જો જાહેરમાં તે ખરીદ્યાનું સાબિત કરી આપે, તો રાજાએ તેને દંડપાત્ર નહિ ગણતાં છોડી દેવો; પછી ભલે તે ખરીદનારો વેચનાર ધણીને રજૂ ન કરી શકે. એ ખોવાયેલા

બીજા પાસે કરાવી લેવું. ૨૦૭

પ્રત્યંગ દક્ષિણાઓ કોણે લેવી?

यस्मिन्कर्मणि यास्तु स्युरुक्ताः प्रत्यङ्गदक्षिणाः ।
स एव ता आददीत भजेरन्सर्व एव वा ॥ २०८ ॥

જે કર્મોમાં પ્રત્યેક અંગ વિષે જે દક્ષિણાઓ કહી છે; તે દક્ષિણાઓ કર્મ કરાવનારા ઋત્વિજે લેવી કે સૌએ વહેંચી લેવી!

ઉપરના સંશયનું સમાધાન

रथं हरेत चाध्वर्युर्ब्रह्माधाने च वाजिनम् ।
होता वापि हरेदश्वमुद्गाता चाप्यनः क्रये ॥ २०९ ॥

આધાનકર્મમાં અધ્વર્યુ રથ લે, બ્રહ્મા ઘોડો લે, હોતા પણ ઘોડો લે અને ઉદ્‌ગાતા સોમની ખરીદી માટેનું ગાડું લે. ૨૦૯

સોળ ઋત્વિજોના દક્ષિણા-વિભાગ

सर्वेषामर्धिनो मुख्यास्तदर्धेनार्धिनोऽपरे ।
तृतीयिनस्तृतीयांशाश्चतुर्थांशाश्च पादिनः ॥ २१० ॥

(સોળ ઋત્વિજોમાંના હોતા, અધ્વર્યુ, બ્રહ્મા અને ઉદ્‌ગાતા એ ચાર) મુખ્ય ઋત્વિજો સર્વ દક્ષિણાઓના અર્ધા ભાગના અધિકારી છે; બીજા (ચાર–મૈત્રાવરુણ, પ્રાતપ્રસ્થાતા, બ્રાહ્મણાચ્છંસી અને પ્રસ્તોતા) એ પ્રથમના ચારની અર્ધી દક્ષિણાના હકદાર છે; ત્રીજા (ચાર–અચ્છાવાક, નેષ્ટા, આગ્નીધ્ર અને પ્રતિહર્તા) એ પ્રથમના ચારની ત્રીજા ભાગની દક્ષિણાના હકદાર છે; અને ચોથા (ચાર–ગ્રાવસ્તુત્, ઉન્નેતા, પોતા અને સુબ્રહ્મણ્ય) એ પ્રથમના ચારની ચોથા ભાગની દક્ષિણાના હકદાર છે. (આમ કુલ સોળ ઋત્વિજો થાય; તેમાં પ્રથમના ચારને ૪૮

ગાયોની દક્ષિણા મળે; એટલે ક્રમ આ પ્રમાણે આવે: ૪૮, ૨૪, ૧૬, ૧૨=૧૦૦) ૨૧૦

સાથે કામ કરનારાઓએ તે રીતે જ ભાગ લેવા

संभूय स्वानि कर्माणि कुर्वद्भिरिह मानवैः ।
अनेन विधियोगेन कर्तव्यांऽशप्रकल्पना ॥ २११ ॥

આ લોકમાં સાથે મળી પોતાનાં કામ કરનારા માણસોએ, આ વિધિયોગ (એટલે પૂર્વોક્ત દક્ષિણાના વિભાગ) પ્રમાણે (પોતપોતાનાં વિજ્ઞાન અને કામના પ્રમાણમાં મહેનતાણાના) ભાગ કલ્પવા. ૨૧૧

ધર્માદા આપેલા ધન સંબંધી

धर्मार्थं येन दत्तं स्यात्कस्मैचियाचते धनम् ।
पश्चाच्च न तथा तत्स्यान्न देयं तस्य तद्भवेत् ॥ २१२ ॥

કોઈએ કોઈ યાચકને ધર્મક્રિયા માટે કંઈ ધન આપ્યું હોય (અથવા આપવા કહ્યું હોય) અને પછીથી તે યાચક તે ધર્મક્રિયા કરે નહિ, તો આપેલું કે આપવા કહેલું તે ધન તે યાચકનું થાય નહિ. ૨૧૨

यदि संसाधयेत्तत्तु दर्पाल्लोभेन वा पुनः ।
राज्ञा दाप्यः सुवर्णं स्यात्तस्य स्तेयस्य निष्कृतिः ॥ २१३ ॥

છતાં તે યાચક ગર્વથી કે લોભથી જો તે ધન પાછું ન આપે અથવા દાવો નોંધાવે, તો રાજાએ તે ચોરીના પાપની શુદ્ધિ માટે તેનો એક સુવર્ણ દંડ કરવો. (અને તેણે ધર્માદા લીધેલું ધન તેના આપનારને પાછું અપાવવું.) ૨૧૩

નોકરોના પગાર સંબંધી

दत्तस्यैषोदिता धर्म्या यथावदनपक्रिया ।
अत ऊर्ध्वं प्रवक्ष्यामि वेतनस्यानपक्रियाम् ॥ २१४॥

આપેલું (અથવા આપવા કબૂલેલું) ધન ન આપવા સંબંધી એ ધર્મયુક્ત ન્યાય બરાબર કહ્યો; હવે પછી પગાર ન આપવા સંબંધી હું કહું છું. ૨૧૪

નોકર સાજો હોય છતાં તેનું કામ ન કરે તો?

भृतो नार्तो न कुर्याद्यो दर्पात्कर्म यथोदितम् ।
स दण्ड्यः कृष्णलान्यष्टौ न देयं चास्य वेतनम् ॥ २१५॥

માંદો ન હોય છતાં જે નોકર ગર્વથી તેને કહ્યા પ્રમાણેનું કામ ન કરે, તો તેનો આઠ રતી દંડ કરવો અને તેનો પગાર ન આપવો. ૨૧૫

માંદા નોકરને તો પગાર મળવો જ જોઈએ

आर्तस्तु कुर्यात्स्वस्थः सन्यथाभाषितमादितः ।
स दीर्घस्यापि कालस्य तल्लभेतैव वेतनम् ॥ २१६॥

પણ તે જો માંદો પડે અને સાજો થયા પછી પ્રથમ કબૂલ્યા પ્રમાણે કામ કરે, તો તે પોતાના લાંબા કાળનો પણ ચડતો પગાર મેળવી શકે. ૨૧૬

દાંડાઈ કરે તે નોકરને કંઈ ન અપાય

यथोक्तमार्तः सुस्थो वा यस्तत्कर्म न कारयेत् ।
न तस्य वेतनं देयमल्पोनस्यापि कर्मणः ॥ २१७॥

પણ જે માંદો કે સાજો હોઈ તેનું ઠરાવેલું કામ ન કરે અથવા ન કરાવે, તેને જે કામ તેણે કરેલું થોડું બાકી રહ્યું હોય તેનો પણ પગાર ન અપાય. ૨૧૭

પ્રતિજ્ઞાભંગ સંબંધી

एष धर्मोऽखिलेनोक्तो वेतनादानकर्मणः ।
अत ऊर्ध्वं प्रवक्ष्यामि धर्मं समयभेदिनाम् ॥ २१८॥

પગાર ન આપવા બાબતનો આ સમગ્ર ધર્મ કહ્યો; હવે પ્રતિજ્ઞાનો ભંગ કરનારા સંબંધી ધર્મ કહીશ. ૨૧૮

કરાર તોડનારને દેશનિકાલની સજા

यो ग्रामदेशसङ्घानां कृत्वा सत्येन संविदम् ।
विसंवदेन्नरो लोभात्तं राष्ट्राद्विप्रवासयेत् ॥ २१९॥

જે માણસ ગામ, દેશ અને સંઘના (કોઈ) સંકેતને (અથવા કરારને) સત્ય વગેરેના સોગંદપૂર્વક કબૂલ્યા પછી લોભને લીધે જે ફરી જાય, તે માણસને રાજાએ દેશનિકાલ કરવો. ૨૧૯

અથવા તેને કેદની કે દંડની સજા

निगृह्य दापयेच्चैनं समयव्यभिचारिणम् ।
चतुःसुवर्णान्षण्निष्कांश्छतमानं च राजतम् ॥ २२० ॥

અથવા એ કરાર તોડનારાને કેદ કરવો અને તેનો ચાર સુવર્ણ, છ નિષ્ક અને ચાંદીના એક શતમાનનો છૂટક કે સામટો દંડ કરવો. ૨૨૦

एतद्दण्डविधिं कुर्याद्धार्मिकः पृथिवीपतिः ।
ग्रामजातिसमूहेषु समयव्यभिचारिणाम् ॥ २२१ ॥

ગામ અને જાતિસમૂહોમાં જેઓ પ્રતિજ્ઞાભંગ કરનારા હોય, તેમનો ધાર્મિક રાજાએ એ પ્રમાણે એ દંડ કરવો. ૨૨૧

ખરીદેલી વસ્તુને રદ કરવા વિષે નિર્ણય

क्रीत्वा विक्रीय वा किंचिद्यस्येहानुशयो भवेत् ।
सोऽन्तर्दशाहात्तद्द्रव्यं दद्याच्चैवाददीत च ॥ २२२ ॥

કોઈ વસ્તુ ખરીદીને કે વેચીને જેને આ લોકમાં કંઈ પસ્તાવો થાય, તે દશ દિવસની અંદર તે વસ્તુ પાછી આપી શકે કે પાછી લઈ શકે. ૨૨૨

परेण तु दशाहस्य न दद्यान्नापि दापयेत् ।
आददानो ददच्चैव राज्ञा दण्डयः शतानि षट् ॥ २२३ ॥

પણ દશ દિવસ પછી તે પાછી ન અપાય કે પાછી ન લેવાય; છતાં તેમ કોઈ આપે કે લે, તો રાજાએ તેનો છસો પણ દંડ કરવો. ૨૨૩

દોષવાળી કન્યાના દાન વિષે દંડ

यस्तु दोषवतीं कन्यामनाख्याय प्रयच्छति ।
तस्य कुर्यान्नृपो दण्डं स्वयं षण्णवतिं पणान् ॥ २२४ ॥

જે માણસ કન્યાની ખોડખાંપણ કહ્યા વિના જ તેનું દાન કરે, તેનો રાજાએ જાતે છન્નુ પણ દંડ કરવો. ૨૨૪

કન્યાને પણ જે અકન્યા કહે તેનો દંડ

अकन्येति तु यः कन्यां ब्रूयाद्द्वेषेण मानवः ।
स शतं प्राप्नुयाद्दण्डं तस्या दोषमदर्शयन् ॥ २२५ ॥

જે માણસ દ્વેષથી કોઈ કન્યાને પણ તે અકન્યા (ક્ષતયોનિ) છે, એમ કહે અને તે કન્યાનો દોષ ન બતાવી શકે, તેનો રાજાએ સો પણ દંડ કરવો. ૨૨૫

ઉપર બતાવેલા દંડનું કારણ

पाणिग्रहणिका मन्त्राः कन्यास्वेव प्रतिष्ठिताः ।
नाकन्यासु क्वचिन्नृणां लुप्तधर्मक्रिया हि ताः ॥ २२६ ॥

મનુષ્યોના પાણિગ્રહણ સંબંધી ('अर्यमणंनु देवं कन्या अग्निमयक्षत ' ઇત્યાદિ) મંત્રો, અક્ષતયોનિ કન્યાઓના વિષયમાં જ સ્થાપિત છે; પણ ક્ષતયોનિ અકન્યાઓ વિષે તે ક્યારે ય લાગુ પડતા નથી;[×] કેમકે તે અકન્યાઓની ધર્મક્રિયાઓ તો નાશ જ

× આ નિષેધથી, જે કન્યા ક્ષતયોનિ (પુરુષસંભોગવાળી) થઈ ચૂકી હોય, તેના સંબંધી વિવાહના મંત્રોચ્ચારપૂર્વક હોમક્રિયા વગેરે કંઈ થઈ શકે જ નહિ, એમ નથી સમજવાનું; કેમકે મનુ, પોતે જ ૯મા અધ્યાયના ૧૭૨, ૧૭૩મા શ્લોકમાં જે ક્ષતયોનિ થઈ ચૂકેલી હોય તેનો પણ વિવાહસંસ્કાર જણાવે છે. દેવલ તો, 'गान्धर्वेषु विवाहेषु पुनर्वैवाहिको विधिः। कर्तव्यश्च त्रिभिर्वर्णैः समयेनाग्निसाक्षिकः ॥ ત્રણે વર્ણોના લોકોએ ગાંધર્વવિવાહોમાં, સંકેત પ્રમાણે અગ્નિની સાક્ષીએ ફરી વિવાહવિધિ કરવો ' એમ કહી ગાંધર્વ વિવાહોમાં (ક્ષતયોનિ થઈ ચૂકેલી માટે પણ) હોમ-મંત્રો વગેરે-પૂર્વકનો વિવાહવિધિ જણાવ્યો છે; અને ગાંધર્વવિવાહમાં (લગ્નવિધિ પહેલાં જ) પુરુષ સાથેનો કન્યાનો સંભોગ થઈ ચૂક્યો જ હોય છે, એ વિવાહને મનુએ ક્ષત્રિયોના સંબંધમાં જ ઉત્તમ ધર્મરૂપ ગણ્યો છે; માટે આ શ્લોકમાં જે આ ક્ષતયોનિના વિવાહને જે અધર્મરૂપ કહ્યો છે, તે સામાન્ય-વિશેષ ન્યાયને અનુસરી બીજા વિષયમાં કહેલ છે. (અર્થાત્ જે સ્ત્રી, કન્યા અવસ્થામાં જે પુરુષના સમાગમથી ક્ષતયોનિ થઈ હોય, તે જ પુરુષ સાથે લગ્ન કરવા તૈયાર થઈ હોય, તો તે કન્યાનો વિવાહ રીતસર વિવાહ સંબંધી મંત્રોચ્ચાર પૂર્વક હોમાદિ ક્રિયા સાથે થઈ શકે છે, પણ જે આ કન્યા અવસ્થામાં જે પુરુષના સમાગમથી ક્ષતયોનિ થઈ હોય, તે સિવાયના બીજા પુરુષ સાથે જો વિવાહ કરવા તૈયાર થાય, તો તે વિવાહ રીતસરનો ગણાય નહિ અને તેમાં વિવાહ સંબંધી મંત્રોચ્ચારપૂર્વકનો હોમાદિ વિધિ કદી થાય જ નહિ—એવો જ ક્ષતયોનિનો વિવાહ, અહીં અધર્મરૂપ જણાવ્યો છે.) (कुल्लूक)

પામી ચૂકી* છે(અકન્યાઓનો વિવાહ ધાર્મિક ગણાતો જ નથી.)

વિવાહવિધિમાં સાતમે પગલે કન્યા પત્ની થઈ ચૂકે છે

पाणिग्रहणिका मन्त्रा नियतं दारलक्षणम् ।
तेषां निष्ठा तु विज्ञेया विद्वद्भिः सप्तमे पदे ॥ २२७॥

પાણિગ્રહણના મંત્રો કન્યામાં પત્નીનું લક્ષણ ચોક્કસ કરનારા છે; પણ વિદ્વાનોએ તેમની પૂરી સિદ્ધિ, સપ્તપદીના સાતમે પગલે જાણવી. ૨૨૭

એ વિધિએ ધર્મમાર્ગે સ્થાપન

यस्मिन्यस्मिन्कृते कार्ये यस्येहानुशयो भवेत् ।
तमनेन विधानेन धर्मे पथि निवेशयेत् ॥ २२८॥

જે જે કાર્ય કર્યા પછી જેને તે તે સંબંધી પસ્તાવો થાય, તેને રાજાએ એ વિધિએ ધર્મમાર્ગે મૂકવો. ૨૨૮

પશુ સંબંધી વિવાદનિર્ણય

पशुषु स्वामिनां चैव पालानां च व्यतिक्रमे ।
विवादं संप्रवक्ष्यामि यथावद्धर्मतत्त्वतः ॥ २२९॥

પશુઓના સંબંધમાં તેમના માલિકો અને પાળનારા વચ્ચે ઠરાવ તૂટે, ત્યારે ધર્મના તત્ત્વપૂર્વક તેની જે રીતે બરાબર પતાવટ થાય, તે હું સારી રીતે કહું છું. ૨૨૯

---

* એટલે જે માણસ કન્યા હોય તેને પણ ખોટી રીતે અકન્યા કહે અને ખોટી રીતે વિવાહવિધિથી ભ્રષ્ટ કરવા પ્રયત્ન કરે તેને ગુનેગાર સમજી રાજાએ ઉપરના શ્લોકમાં કહ્યા પ્રમાણે દંડવો જ જોઈએ ને? ( कुल्लूक )

પશુઓ માટેની જવાબદારી

दिवा वक्तव्यता पाले रात्रौ स्वामिनि तद्गृहे।
योगक्षेमेऽन्यथा चेत्तु पालो वक्तव्यतामियात् ॥ २३० ॥

પશુઓના સંબંધમાં દિવસે રખેવાળની જવાબદારી રહે છે અને રાત્રે ધણીના ઘરમાં તે ધણીની રહે; પણ એથી ઊલટું—રાત્રે પણ જો રખેવાળને પશુઓ સોંપાતાં હોય તો પશુના યોગક્ષેમના સંબંધમાં (જો કંઈ વિપરીત થાય, તો) તેની જવાબદારી રખેવાળને માથે જાય. ૨૩૦

ગોવાળનો પગાર

गोपः क्षीरभृतो यस्तु स दुह्याद्दशतो वराम्।
गोस्वाम्यनुमते भृत्यः सा स्यात्पालेऽभृते भृतिः ॥ २३१ ॥

જે ગોવાળ પગારપેટે દૂધથી પોષાતો હોય, તે ગાયોના સ્વામીની સંમતિથી દશ ગાયોમાંથી એક સારી ગાય દોહી શકે; બિનપગાર ગોવાળનો એ પગાર ગણાય. ૨૩૧

ખોવાઈ ગયેલું વગેરે પશુ ગોવાળ આપે

नष्टं विनष्टं कृमिभिः श्वहतं विषमे मृतम्।
हीनं पुरुषकारेण प्रदद्यात्पाल एव तु ॥ २३२ ॥

ઢોર ગૂમ થાય, કીડાઓથી ખવાઈ જાય, તેને કૂતરાં કરડી ખાય, ખાડા વગેરેમાં પડી તે મરી જાય અથવા ગોવાળિયાના પુરુષાર્થના અભાવે નાશ પામે, તો ગોવાળે જ (તેના બદલામાં બીજું) ઢોર આપવું જોઈએ. ૨૩૨

ચોરાયેલું પશુ ગોવાળ ન આપે

विघुष्य तु हृतं चौरैर्न पालो दातुमर्हति।
यदि देशे च काले च स्वामिनः स्वस्य शंसति ॥ २३३ ॥

પણ ( ઘણા જોરદાર ) ચોરો શોરબકોર કરી પશુને હરી જાય, તો ગોવાળે તે બદલ બીજું આપવાનું ન હોય; પરંતુ આ શરતે, કે તે સ્થાને અને તે જ સમયે તે પોતાના સ્વામીને તે વાત જો કહી બતાવે તો. ૨૩૩

પશુ મરી જાય તે પછી

कर्णौ चर्म च वालांश्च वस्ति स्नायुं च रोचनाम् ।
पशुषु स्वामिनां दद्यान्मृतेष्वङ्कानि दर्शयेत् ॥ २३४॥

પશુ મરી જાય, ત્યારે ગોવાળિયાએ તેનાં ચિહ્નો સ્વામીને બતાવવાં અને તેને પશુનાં કાન, ચામડું, વાળ, બસ્તિભાગ, સ્નાયુ તથા રોચના આપી દેવાં. ૨૩૪

જંગલમાં પશુઓને વરુઓ મારી નાખે તો રખેવાળનો દોષ

अजाविके तु संरुद्धे वृकैः पाले त्वनायति ।
यां प्रसह्य वृको हन्यात्पाले तत्किल्बिषं भवेत् ॥ २३५॥

( ટાં ચરતાં) ઘેટાંબકરાંને વરુઓ ઘેરી લે, ત્યારે રખેવાળ તેને છોડાવવા ન જાય અને વરુઓ તે ઘેટાંબકરાંને બળજબરીથી મારી નાખે, તો તેનો દોષ રખેવાળને લાગે. ૨૩૫

રખેવાળનો દોષ ક્યારે ન ગણાય?

तासां चेदवरुद्धानां चरन्तीनां मिथो वने ।
यामुत्प्लुत्य वृको हन्यान्न पालस्तत्र किल्बिषी ॥ २३६॥

પણ તે ઘેટાંબકરાં વનમાં રખેવાળે રોથી નિયમિત રાખેલાં એકઠાં થઈને ચરતાં હોય, ત્યારે જો વરુ છલંગ મારી ( તેમાંના એકાદને ) મારીફાડી નાખે, તો તે બદલ રખેવાળ દોષિત ન ગણાય. ૨૩૬

પશુઓને ચરવા માટે કેટલી જમીન રાખવી ?

धनुःशतं परीहारो ग्रामस्य स्यात्समन्ततः ।
शम्यापातास्त्रयो वापि त्रिगुणो नगरस्य तु ॥ २३७॥

ગામડાંની ચારેબાજુ સો ધનુષ (ચારસો હાથ) જેટલી અથવા તો ત્રણ વાર ફેંકેલી લાકડી જેટલી દૂર જાય, તેટલી જમીન ઢોરને ચરવા માટે કોઈ જાતના વાવેતરવિનાની રાખવી; પણ શહેરની ચોપાસ એ ગોચરની જમીન ઉપર કહી તેથી ત્રણગણી રાખવી. ૨૩૭

એ જમીનમાં ચરવાની પશુઓને છૂટ

तत्रापरिवृतं धान्यं विहिंस्युः पशवो यदि ।
न तत्र प्रणयेद्दण्डं नृपतिः पशुरक्षिणाम् ॥ २३८॥

એ જમીનમાં વાડ વિના ખુલ્લા વાવેલા ધાન્યને જો પશુઓ ખાઈ જાય, તો રાજાએ તે માટે ઢોરના રખવાળોનો દંડ ન કરવો. ૨૩૮

ત્યાંનું ખેતર વાડવાળું કરવું

वृतिं तत्र प्रकुर्वीत यामुष्ट्रो न विलोकयेत् ।
छिद्रं च वारयेत्सर्वं श्वसूकरमुखानुगम् ॥ २३९ ॥

તે ખેતરને એવી વાડ કરવી, કે જેને ઊંટ પણ જોઈ શકે નહિ; તેનું જે કોઈ છીંડું કૂતરાં અને ભૂંડનાં મોં જેમાં આવી શકે એવું હોય, તે સર્વ પુરાવી દેવું જોઈએ. ૨૩૯

વાડવાળાં ખેતરમાં પશુઓને પેસતાં રોકી શકાય

पथि क्षेत्रे परिवृते ग्रामान्तीयेऽथवा पुनः ।
सपालः शतदण्डार्हो विपालान्वारयेत्पशून् ॥ २४० ॥

રસ્તા ઉપરનાં અથવા ગામની પાસેનાં વાડવાળાં ખેતરમાં ઢોર રંજાડ કરે, ત્યારે એ ઢોર જો રખેવાળની સાથે હોય, તો રખેવાળનો સો પણ દંડ કરવો; પણ ઢોર જો રખેવાળવિનાનાં હોય, તો તેમને માત્ર હાંકી કાઢવાં. ૨૪૦

પશુ માટેની જમીન સિવાયનાં ખેતરો માટે

क्षेत्रेष्वन्येषु तु पशुः सपादं पणमर्हति ।
सर्वत्र तु सदो देयः क्षेत्रिकस्येति धारणा ॥ २४१ ॥

પરંતુ જો ઢોર એથી બીજાં ખેતરોમાં નુકસાન કરે, તો રખેવાળનો સવા પણ દંડ કરવો; પરંતુ ખેતરના માલિકને હરકોઈ ખેતરમાં નુકસાનની ભરી જ આપવી જોઈએ, એવો ઠરાવ છે. ૨૪૧

કેવાં પશુ દંડપાત્ર નથી?

अनिर्दशाहां गां सूतां वृषान्देवपशूंस्तथा ।
सपालान्वा विपालान्वा न दण्ड्यान्मनुरब्रवीत् ॥ २४२ ॥

દશ દહાડામાં વિયાયેલી ગાય, સાંઢિયો તેમ જ દેવને અર્પાયેલાં પશુઓ, રખેવાળ સાથે હોય કે રખેવાળ વિના હોય અને કંઈ રંજાડ કરે, છતાં તે દંડપાત્ર નથી, એમ મનુએ કહ્યું છે.

ખેતરના માલિકને સજા ક્યારે?

क्षेत्रियस्यात्यये दण्डो भागाद्दशगुणो भवेत् ।
ततोऽर्धदण्डो भृत्यानामज्ञानात्क्षेत्रिकस्य तु ॥ २४३ ॥

ખેતરના માલિકનાં પોતાનાં પશુઓ ધાન્ય ખાઈ જાય અથવા અયોગ્ય કાળે વાવણી—વગેરે તેની ગફલતથી તેના પાકને નુકસાન થાય, તો રાજભાગને થયેલી નુકસાનીથી દશગણી

રકમનો તેનો દંડ કરવો; પણ ખેતરના ધણીના નોકરોના અજ્ઞાનથી નુકસાન થયું હોય, તો ઉપરની રકમથી અર્ધી રકમનો દંડ કરવો. ૨૪૩

एतद्विधानमातिष्ठेद्धार्मिकः पृथिवीपतिः ।
स्वामिनां च पशूनां च पालानां च व्यतिक्रमे ॥ २४४ ॥

ધણી, ઢોર અને રખેવાળોના અપરાધો હોય, ત્યારે ધાર્મિક રાજાએ (ઉપર જણાવેલું) એ કર્તવ્ય આચરવું. ૨૪૪

સીમાડાનો નિર્ણય

सीमां प्रति समुत्पन्ने विवादे ग्रामयोर्द्वयोः ।
ज्येष्ठे मासि नयेत्सीमां सुप्रकाशेषु सेतुषु ॥ २४५ ॥

બે ગામના સીમાડા સંબંધી વિવાદ ઊભો થાય, ત્યારે જેઠ મહિનામાં પાળ વગેરે ચિહ્નો સારી રીતે ખુલ્લાં હોય, તે વખતે સીમા નક્કી કરવી. ૨૪૫

સીમાડા માટેનાં ઝાડ

सीमावृक्षांश्च कुर्वीत न्यग्रोधाश्वत्थकिंशुकान् ।
शाल्मलीन् शालतालांश्च क्षीरिणश्चैव पादपान् ॥ २४६ ॥
गुल्मान्वेणूंश्च विविधाञ्छमीवल्लीस्थलानि च ।
शरान्कुब्जकगुल्मांश्च तथा सीमा न नश्यति ॥ २४७ ॥

વડ, પીપળો, ખાખરો, શીમળો, સાગ, તાડ, દૂધવાળાં ઝાડ, ગુચ્છાદાર વૃક્ષો, વિવિધ વાંસો, ખીજડી, વેલા, ટીંબા, બાણો અને કુબ્જકનાં ઝાંખરાં રોપાવવાં (અને હદ ઠેરવવી); એથી સીમા નાશ ન પામે. ૨૪૬, ૨૪૭

સીમાડાની સાંધ ઉપર તળાવો વગેરે

तडागान्युदपानानि वाप्यः प्रस्रवणानि च ।
सीमासंधिषु कार्याणि देवतायतनानि च ॥ २४८ ॥

તળાવ, કૂવા, વાવો, ઝરણાં અને દેવસ્થાનો સીમાડાના સંધિભાગ ઉપર બાંધવાં. ૨૪૮

ગુપ્ત સામાચિહ્નો

उपच्छन्नानि चान्यानि सीमालिङ्गानि कारयेत् ।
सीमाज्ञाने नृणां वीक्ष्य नित्यं लोके विपर्ययम् ॥ २४९ ॥

સીમાના જ્ઞાન બાબતમાં લોકમાં નિત્ય ફેરફારી હોય છે, એ જોઈ રાજાએ બીજાં ગુપ્ત સીમાચિહ્નો કરાવવાં. ૨૪૯

अश्मनोऽस्थीनि गोवालांस्तुषान्भस्म कपालिकाः ।
करीषमिष्टकाङ्गाराञ्छर्करा वालुकास्तथा ॥ २५० ॥
यानि चैवंप्रकाराणि कालाद्भूमिर्न भक्षयेत् ।
तानि संधिषु सीमायामप्रकाशानि कारयेत् ॥ २५१ ॥

પથરા, હાડકાં, ગાયના વાળ, ફુસકા, રાખ, ઠીંકરાં, અડાયાં, ઈંટો, કોયલા, પથ્થરની કપચી અને રેતી; એ અને એવી જાતની બીજી વસ્તુઓ, કે જેમને લાંબે ગાળે પણ જમીન ખાઈ ન જાય, તેમને સીમાના સંધિભાગો ઉપર છૂપી રીતે રખાવવી. ૨૫૦, ૨૫૧

સીમા નક્કી કરવાના ત્રણ ઉપાય

एतैर्लिङ्गैर्नयेत्सीमां राजा विवदमानयोः ।
पूर्वभुक्त्या च सततमुदकस्यागमेन च ॥ २५२ ॥

બે ગામના લોકો સીમ અંગે વિવાદ કરતા હોય, ત્યારે રાજાએ એ ચિહ્નો ઉપરથી, પ્રથમના ભોગવટા ઉપરથી, તેમ જ પાણી આવવાના માર્ગ ઉપરથી સીમા નક્કી કરવી. ૨૫૨

છેલ્લે સાક્ષીઓથી સીમાનિર્ણય

यदि संशय एव स्याल्लिङ्गानामपि दर्शने ।
साक्षिप्रत्यय एव स्यात्सीमावादविनिर्णयः ॥ २५३ ॥

નિશાનીઓ જોયા છતાં જો સંશય રહે, તો સાક્ષીઓની ખાતરી ઉપરથી જ સીમાના વિવાદનો નિર્ણય થાય. ૨૫૩

ग्रामीयककुलानां च समक्षं सीम्नि साक्षिणः ।
प्रष्टव्याः सीमलिङ्गानि तयोश्चैव विवादिनोः ॥ २५४ ॥

સીમા સંબંધી તે વિવાદીઓ અને ગામના કુળવાન પંચો સમક્ષ સાક્ષીઓને સીમાચિહ્નો પૂછવાં. ૨૫૪

ते पृष्टास्तु यथा ब्रूयुः समस्ताः सीम्नि निश्चयम् ।
निबध्नीयात्तथा सीमां सर्वांस्तांश्चैव नामतः ॥ २५५ ॥

પુછાયેલા તે બધા સાક્ષીઓ જે રીતે સીમાનો નિર્ણય આપે, તે રીતે સીમા બાંધવી અને તેમનાં નામ નોંધી લેવાં.

એ સાક્ષીઓની સોગંદવિધિ

शिरोभिस्ते गृहीत्वोर्वीं स्रग्विणो रक्तवाससः ।
सुकृतैः शापिताः स्वैस्स्वैर्नयेयुस्ते समञ्जसम् ॥ २५६ ॥

માળા ધારણ કરેલા અને લાલ વસ્ત્ર પહેરેલા તે સાક્ષીઓએ માથે માટીનાં ઢેફાં લઈ પોતપોતાનાં પુણ્યના સોગંદ ખાઈ બરાબર સીમાનિર્ણય આપવો. ૨૫૬

ખોટી સાક્ષી આપે તો દંડ

यथोक्तेन नयन्तस्ते पूयन्ते सत्यसाक्षिणः ।
विपरीतं नयन्तस्तु दाप्याः स्युर्द्विशतं दमम् ॥ २५७ ॥

શાસ્ત્રોક્ત રીતે નિર્ણય કરનારા તે સાચા સાક્ષીઓ પાપ-રહિત રહે છે; પણ એથી ઊલટું કહેનારા (ખોટા) સાક્ષીઓ બસો પણના દંડને યોગ્ય થાય છે. ૨૫૭

સાક્ષીઓ પણ ન હોય તો ?

साक्ष्यभावे तु चत्वारो ग्रामाः सामन्तवासिनः ।
सीमाविनिर्णयं कुर्युः प्रयता राजसंनिधौ ॥ २५८ ॥

સાક્ષીઓ પણ ન હોય તો ચોપાસનાં ગામોમાં રહેનારા ચાર આગેવાનો રાજાની હાજરીમાં પ્રયત્નપૂર્વક સીમાનો નિર્ણય કરે. ૨૫૮

આગેવાનો પણ ન મળે તો ?

सामन्तानामभावे तु मौलानां सीम्नि साक्षिणाम् ।
इमानप्यनुयुञ्जीत पुरुषान्वनगोचरान् ॥ २५९ ॥
व्याधाञ्छाकुनिकान्गोपान्कैवर्तान्मूलखानकान् ।
व्यालग्राहानुञ्छवृत्तीनन्यांश्च वनचारिणः ॥ २६० ॥

ચોપાસના એ આગેવાનો જેઓ સીમા વિશે અસલથી જાણકાર હોય, એવા માણસો ન મળે, તો વનમાં ફરનારા આ નીચેના માણસોને પણ સાક્ષીમાં લેવા: પારધીઓ, પક્ષી મારી જીવનારા, ગોવાળિયા, માછીમારો, મૂળિયાં ઉખેડી આજીવિકા કરતારા, સર્પ પકડનારા, ઉંછવૃત્તિથી જીવનારા અને બીજા જંગલી લોકો. ૨૫૯, ૨૬૦

તેમના કહેવા પ્રમાણે સીમાનિર્ણય

ते पृष्टास्तु यथा ब्रूयुः सीमासंधिषु लक्षणम् ।
तत्तथा स्थापयेद्राजा धर्मेण ग्रामयोर्द्वयोः ॥ २६१ ॥

પૂછવામાં આવેલા તેઓ સીમાસંધિ વિષે જે લક્ષણ કહે, તે પ્રમાણે રાજાએ ન્યાયપૂર્વક બે ગામો વચ્ચેની સીમા સ્થાપવી. ૨૬૧

ખેતર વગેરેની હદનો નિર્ણય

क्षेत्रकूपतडागानामारामस्य गृहस्य च ।
सामन्तप्रत्ययो ज्ञेयः सीमासेतुविनिर्णयः ॥ २६२ ॥

ખેતર, કૂવા, તળાવ, બગીચા અને ઘરની સીમાનો નિર્ણય, પાસે રહેનારાઓની સાક્ષી ઉપરથી કરવો. ૨૬૨

પાસે રહેનારા જૂઠું બોલે તો તેમનો દંડ

सामन्ताश्चेन्मृषा ब्रूयुः सेतौ विवदतां नृणाम् ।
सर्वे पृथक्पृथग्दण्ड्या राज्ञा मध्यमसाहसम् ॥ २६३ ॥

સીમાડાનાં ચિહ્‌ન વિષે લોકો વિવાદ કરે, ત્યારે સીમાની પાસે રહેનારાઓ જો ખોટી જુબાની આપે, તો તે દરેકનો રાજાએ અલગ-અલગ મધ્યમ સાહસનો ( પાંચસો પણ ) દંડ કરવો. ૨૬૩

દમદાટીથી ઘર વગેરે પડાવી લેનારનો દંડ

गृहं तडागमारामं क्षेत्रं वा भीषया हरन् ।
शतानि पञ्च दण्ड्यः स्यादज्ञानाद्विशतो दमः ॥ २६४ ॥

જે માણસ બીક બતાવીને ઘર, તળાવ, બાગ કે ખેતરને પડાવી લે, તેનો પાંચસો પણનો દંડ કરવો; પણ તે અજ્ઞાનથી

તેમ કરે, તો તેનો રાજાએ બસો પણનો દંડ કરવો. ૨૬૪

સીમાડાની સાબિતી ન મળે તો રાજાએ પોતે ફેંસલો આપવો

सीमायामविषह्यायां स्वयं राजैव धर्मवित् ।
प्रदिशेद्भूमिमेतेषामुपकारादिति स्थितिः ॥ २६५ ॥

સીમા સંબંધી ખાતરીલાયક પ્રમાણ ન મળે, તો ધર્મજ્ઞ રાજાએ પોતે જ એ વાદીપ્રતિવાદીઓના ઉપકાર માટે તેમની જમીન નક્કી કરી આપવી; એવી ધર્મમર્યાદા છે. ૨૬૫

સીમાના પાંચ પ્રકાર

[ध्वजिनी मत्सिनी चैव निधानी भयवर्जिता ।
राजशासननीता च सीमा पंचविधा स्मृता ॥

ધ્વજિની, મત્સિની, નિધાની, ભયવર્જિતા અને રાજશાસનનીતા, એ પાંચ પ્રકારની સીમા કહી છે.+]

एषोऽखिलेनाभिहितो धर्मः सीमाविनिर्णये ।
अत ऊर्ध्वं प्रवक्ष्यामि वाक्पारुष्यविनिर्णयम् ॥ २६६ ॥

સીમા સંબંધી નિર્ણય વિષે એ ધર્મ સંપૂર્ણ કહ્યો; હવે વાક્પારુષ્ય (ગાળાગાળી) સંબંધી નિર્ણય કહીશ. ૨૬૬

ગાળાગાળી માટેના દંડ

शतं ब्राह्मणमाक्रुश्य क्षत्रियो दण्डमर्हति ।
वैश्योऽप्यर्धशतं द्वे वा शूद्रस्तु वधमर्हति ॥ २६७॥

ક્ષત્રિય જો બ્રાહ્મણને ગાળ આપે, તો તેનો સો પણ દંડ

+ ધ્વજિની–જેના ઉપર ધજા ઊભી કરી હોય; મત્સિની–જેના ઉપર માછલું લટકાવ્યું હોય; નિધાની–જેમાં છૂપી નિશાની દાટી હોય; ભયવર્જિતા–જેના ઉપર નદી અને પર્વત વગેરે હોય; અને રાજશાસનનીતા–જેનો રાજાએ નિર્ણય કર્યો હોય.

ઘટે; વૈશ્ય જો બ્રાહ્મણને ગાળ આપે, તો તેનો દોઢસો કે બસો પણ દંડ થાય; પણ શૂદ્ર બ્રાહ્મણને ગાળ આપે, તો તેને મારની શિક્ષા થાય. ૨૬૭

पञ्चाशद्ब्राह्मणो दण्डचः क्षत्रियस्याभिशंसने ।
वैश्ये स्यादर्धपञ्चाशच्छूद्रे द्वादशको दमः ॥ २६८ ॥

બ્રાહ્મણ જો ક્ષત્રિયને ગાળ દે તો તેનો પચાસ પણ; વૈશ્યને ગાળ દે તો તેનો પચીસ પણ અને શૂદ્રને ગાળ દે તો તેનો બાર પણ દંડ થાય. ૨૬૮

समवर्णे द्विजातीनां द्वादशैव व्यतिक्रमे ।
वादेष्ववचनीयेषु तदेव द्विगुणं भवेत् ॥ २६९ ॥

દ્વિજવર્ણોમાંનો કોઈ માણસ તેની પોતાની જ જાતવાળાનેગાળ દે, તો તેનો બાર પણ દંડ કરાય; પણ તે જો ભૂંડી ગાળો દે, તો આ જ દંડ બેવડો થાય. ૨૬૯

[ विप्रक्षत्रियवत्कार्यो दण्डो राजन्यवैश्ययोः ।
वैश्यक्षत्रिययोः शूद्रे विप्रे यः क्षत्रशूद्रयोः ॥

ક્ષત્રિય વૈશ્યને ગાળ દે, તો તેનો બ્રાહ્મણ ક્ષત્રિયને ગાળ દે ત્યારે જે દંડ થાય, તે ( પચાસ પણનો ) દંડ કરવો; વૈશ્ય ક્ષત્રિયને ગાળ દે, તો તેનો ક્ષત્રિય બ્રાહ્મણને ગાળ દે ત્યારે જે દંડ થાય તે ( સો પણનો ) દંડ કરવો; ક્ષત્રિય કે વૈશ્ય શૂદ્રને ગાળ દે, તો તેનો બ્રાહ્મણ શૂદ્રને ગાળ દે ત્યારે જે દંડ થાય તે ( બાર પણનો ) દંડ કરવો; અને શૂદ્ર ક્ષત્રિય કે વૈશ્યને ગાળ દે, તો તેનો શૂદ્ર બ્રાહ્મણને ગાળ દે ત્યારે જે દંડ થાય તે (મારની સજા) કરવો. ]

एकजातिर्द्विजातींस्तु वाचा दारुणया क्षिपन् ।
जिह्वायाः प्राप्नुयाच्छेदं जघन्यप्रभवो हि सः ॥ २७० ॥

પણ જે શૂદ્ર દ્વિજવર્ણનાને ભયંકર ગાળો ભાંડે, તે જીભના છેદની શિક્ષા પામે કેમકે તે હલકી જાતનો છે. ૨૭૦

नामजातिग्रहं त्वेषामभिद्रोहेण कुर्वतः ।
निक्षेप्योऽयोमयःशङ्कुर्ज्वलन्नास्ये दशाङ्गुलः ॥ २७१ ॥

જે શૂદ્ર એ દ્વિજવર્ણનાં નામ અને જાતિ ઉચ્ચારી એમને ભાંડે તો એના મોંમાં દશ આંગળનો લોઢાનો ધગધગતો સળિયો ઘુસાડી દેવો. ૨૭૧

શૂદ્ર ગર્વથી બ્રાહ્મણોને ધર્મોપદેશ કરે તો?

धर्मोपदेशं दर्पेण विप्राणामस्य कुर्वतः ।
तप्तमासेचयेत्तैलं वक्त्रे श्रोत्रे च पार्थिवः ॥ २७२ ॥

કોઈ શૂદ્ર જો ગર્વથી બ્રાહ્મણોને ધર્મોપદેશ કરે, તો રાજાએ તેના મોંમાં અને કાનમાં તપાવેલું ખળખળતું તેલ રેડાવવું. ૨૭૨

ગર્વથી ખોટા આક્ષેપ કરનારનો દંડ

श्रुतं देशं च जातिं च कर्म शारीरमेव च ।
वितथेन ब्रुवन्दर्पाद्दाप्यः स्याद्द्विशतं दमम् ॥ २७३ ॥

જે કોઈ ગર્વથી બીજાનાં વેદજ્ઞાન, દેશ, જાતિ અને શરીરનાં સંસ્કારરૂપ કર્મ વિષે (આક્ષેપો કરી) જૂઠું બોલે, તેનો બસો પણ દંડ કરવો. ૨૭૩

સાચી ખોડ પણ જાહેરમાં કહેનારનો દંડ

काणं वाप्यथवा खञ्जमन्यं वापि तथाविधम् ।
तथ्येनापि ब्रुवन्दाप्यो दण्डं कार्षापणावरम् ॥ २७४ ॥

જે કોઈ બીજાને કાણો, લંગડો કે એવી બીજી ખોડવાળો (જાહેરમાં) કહે અને જો એ સાચું હોય, તોપણ તેનો ઓછામાં ઓછો એક કાર્ષાપણનો દંડ કરવો. ૨૭૪

ગુરુ તથા માતાપિતા વગેરેનું અપમાન કરનારનો દંડ

मातरं पितरं जायां भ्रातरं तनयं गुरुम् ।
आक्षारयञ्छतं दाप्यः पन्थानं चाददुरोः ॥ २७५ ॥

મા, બાપ, પત્ની, ભાઈ, પુત્ર અને ગુરુ–એમને ગાળ દેનારનો તેમ જ ગુરુને માર્ગ ન આપનારનો સો પણ દંડ કરવો.

બ્રાહ્મણાદિ વર્ણો અંદરોઅંદર ગાળાગાળી કરે તો?

ब्राह्मणक्षत्रियाभ्यां तु दण्डः कार्यो विजानता ।
ब्राह्मणे साहसः पूर्वः क्षत्रिये त्वेव मध्यमः ॥ २७६ ॥

બ્રાહ્મણ અને ક્ષત્રિય અંદરોઅંદર ગાળાગાળી કરે, તો સમજુ રાજાએ બ્રાહ્મણનો પૂર્વસાહસ (અઢીસો પણ) અને ક્ષત્રિયનો મધ્યમસાહસ (પાંચસો પણ) દંડ કરવો. ૨૭૬

विट्शूद्रयोरेवमेव स्वजातिं प्रति तत्त्वतः ।
छेदवर्जं प्रणयनं दण्डस्येति विनिश्चयः ॥ २७७ ॥

એ જ પ્રમાણે વૈશ્ય અને શૂદ્ર પોતપોતાની જાતવાળાને સામાસામી ગાળ દે, તો તેમનો જીભના છેદ સિવાયનો દંડ કરવો, એવો નિર્ણય છે. (એટલે વૈશ્યનો અઢીસો પણ અને શૂદ્રનો પાંચસો પણ દંડ થાય.) ૨૭૭

વટલેલાને વટલેલો અને ચોરને ચોર પણ ન કહેવાય

[पतितं पतितेत्युक्त्वा चौरं चौरेति वा पुनः ।
वचनात्तुल्यदोषः स्यान्मिथ्या द्विर्दोषतां व्रजेत् ॥

પતિતને પતિત કહેનારનો અને ચોરને ચોર કહેનારનો તેના એ વચનથી ઉપર જણાવેલા જેવો જ દોષ ગણવો; (એટલે ઉપર પ્રમાણે જ દંડ કરવો;) પણ તે એ ખોટેખોટું જ કહે, તો ઉપર જણાવેલ કરતાં બેવડો દોષ તેને લાગે. (તેથી તેનો બમણો દંડ કરવો.) ]

મારામારીનો નિર્ણય

एष दण्डविधिः प्रोक्तो वाक्पारुष्यस्य तत्त्वतः ।
अत ऊर्ध्वं प्रवक्ष्यामि दण्डपारुष्यनिर्णयम् ॥ २७८ ॥

ગાળાગાળી માટેનો આ તત્ત્વદષ્ટિથી–જેવો છે તેવો જ દંડવિધિ કહ્યો; હવે મારામારી બાબતનો દંડનિર્ણય કહીશ. ૨૭૮

અંગછેદની આજ્ઞા

येन केनचिदङ्गेन हिंस्याच्चेच्छ्रेष्ठमन्त्यजः ।
छेत्तव्यं तत्तदेवास्य तन्मनोरनुशासनम् ॥ २७९ ॥

જો અંત્યજ પોતાના ગમે તે અવયવથી શ્રેષ્ઠ પુરુષને મારે, તો રાજાએ તેનો તે અવયવ છેદી નંખાવવો, એવી મનુની આજ્ઞા છે. ૨૭૯

पाणिमुद्यम्य दण्डं वा पाणिच्छेदनमर्हति ।
पादेन प्रहरन्कोपात्पादच्छेदनमर्हति ॥ २८० ॥

તે હાથ કે લાકડી ઉગામી મારે, તો રાજાએ તેનો હાથ કપાવી નાખવો ઘટે; તે ક્રોધ કરી પગવડે પ્રહાર કરે, તો તેના પગ કપાવી નાખવા યોગ્ય છે. ૨૮૦

ઉચ્ચ વર્ણવાળાની સાથે હલકો એકઆસને બેસી ન શકે

सहासनमभिप्रेप्सुरुत्कृष्टस्यापकृष्टजः ।
कट्यां कृताङ्को निर्वास्यः स्फिचं वाऽस्यावकर्तयेत् ॥ २८१ ॥

હલકા વર્ણનો માણસ જો ઉચ્ચ વર્ણના માણસ સાથે (અભિમાનથી) એક આસને બેસવા ચાહે, તો તેને કેડ ઉપર ડામ દઈ દેશનિકાલ કરવો અથવા તેના ફૂલા કતરાવી નાખવા.

હલકો ઉચ્ચ વર્ણ પર થૂંકે, મૂતરે કે પાદે તો?

अवनिष्ठीवतो दर्पाद्द्वावोष्ठौ छेदयेन्नृपः ।
अवमूत्रयतो मेढ्रमवशर्धयतो गुदम् ॥ २८२ ॥

નીચ વર્ણનો મનુષ્ય અહંકારથી ઉચ્ચ વર્ણના ઉપર થૂંકે, મૂતરે કે પાદે, તો રાજાએ અનુક્રમે તેના બન્ને હોઠ, તેનું લિંગ કે ગુદા કપાવી નાખવાં. ૨૮૨

કયા અપરાધે હાથ કપાવી નાખવા?

केशेषु गृह्णतो हस्तौ छेदयेदविचारयन् ।
पादयोर्दाढिकायां च ग्रीवायां वृषणेषु च ॥ २८३ ॥

હલકી જાતિનો મનુષ્ય ઉચ્ચ જાતિના મનુષ્યના વાળ, પગ, દાઢી, ગરદન કે વૃષણ પકડે, તો વિનાવિચારે તેના બે ય હાથ કાપી નખાવવા. ૨૮૩

દંડની સજા કયારે?

त्वग्भेदकः शतं दण्ड्यो लोहितस्य च दर्शकः ।
मांसभेत्ता तु षण्निष्कान्प्रवास्यस्त्वस्थिभेदकः ॥ २८४ ॥

સમાન વર્ણવાળાની ચામડી ચીરનારનો તથા તેને લોહી કાઢનારનો સો પણ અને તેનું માંસ વીંધનારનો છ નિષ્ક દંડ કરવો; અને તેનાં હાડકાં ભાંગનારને દેશનિકાલ કરવો. ૨૮૪

વનસ્પતિઓનો નાશ કરે તો દંડનિર્ણય

वनस्पतीनां सर्वेषामुपभोगं यथा यथा ।
तथा तथा दमः कार्यो हिंसायामिति धारणा ॥ २८५ ॥

સર્વ વનસ્પતિઓનો જેવોજેવો ઉત્તમ, મધ્યમ આદિ ઉપભોગ થતો હોય, તે તે પ્રમાણે એ વનસ્પતિઓનો નાશ કરે ત્યારે (એ ઉપભોગના પ્રમાણમાં ઉત્તમ, સાહસ આદિ) દંડ કરવો, એવી ન્યાયમર્યાદા છે.× ૨૮૫

માણસો કે પશુઓને ઈજા કરનારનો દંડ

मनुष्याणां पशूनां च दुःखाय प्रहृते सति ।
यथा यथा महद्दुःखं दण्डं कुर्यात्तथा तथा ॥ २८६ ॥

મનુષ્યોને અને પશુઓને દુઃખ કરવા માટે જો માર માર્યો હોય, ત્યારે જેવુંજેવું મહાદુઃખ ઉપજાવ્યું હોય તેવોતેવો દંડ કરવો. ૨૮૬

ઈજા કરનારે ઈજા પામનારને ખર્ચ ભરપાઈ કરવો

अङ्गावपीडनायां च व्रणशोणितयोस्तथा ।
समुत्थानव्ययं दाप्यः सर्वदण्डमथापि वा ॥ २८७ ॥

કોઈ મનુષ્ય કોઈના હાથપગ આદિ અંગોને પીડે, તેને જખમ કરે અથવા લોહી કાઢે, તો રાજાએ તે (ઈજા પામનાર) સાજો થાય, ત્યાંસુધીનો ખર્ચ તે મારનાર પાસેથી અપાવવો અથવા તેના (ધનદંડ, શરીરદંડ વગેરે) સર્વ જાતના દંડ કરવા. ૨૮૭

× આવો જ વિષ્ણુનો અભિપ્રાય છે: 'જે વૃક્ષનો ઉપયોગ ફળોથી થતો હોય, તેને કાપનારનો ઉત્તમ સાહસ; જેનો ઉપયોગ પુષ્પોથી થતો હોય, તેને કાપનારનો મધ્યમ સાહસ; વેલા, ગુચ્છા કે વેલડીઓને જે કાપી નાખે તેનો સો કાર્ષાપણ અને ઘાસને જે કાપી નાખે, તેનો એક કાર્ષાપણ દંડ કરવો.' અહીં કાર્ષાપણ શબ્દનો અર્થ મનુએ જે કહ્યો છે, તે જ 'પણ' સમજવાનો છે. (कुल्लूक)

કોઈના માલને કોઈ નુકસાન કરે તો?

द्रव्याणि हिंस्याद्यो यस्य ज्ञानतोऽज्ञानतोऽपि वा ।
स तस्योत्पादयेत्तुष्टिं राज्ञे दद्याच्च तत्समम् ॥ २८८ ॥

જે માણસ જાણતાં કે અજાણતાં જેના માલને નુકસાન કરે, તેણે માલધણી પ્રસન્ન થાય તેમ કરવું અને રાજાને તે નુકસાન જેટલો દંડ ભરવો. ૨૮૮

અમુક વસ્તુઓની નુકસાનીમાં પાંચગણો દંડ

चर्मचार्मिकभाण्डेषु काष्ठलोष्ठमयेषु च ।
मूल्यात्पञ्चगुणो दण्डः पुष्पमूलफलेषु च ॥ २८९ ॥

ચામડાને કે ચામડાનાં, લાકડાનાં અને માટીનાં વાસણને તેમ જ ફૂલ, મૂળ અને ફળને નુકસાન કરનાર પાસેથી તે તે વસ્તુની કિંમતથી પાંચગણો દંડ લેવો. ૨૮૯

વાહન તથા હાંકનાર વગેરે કયારે દંડપાત્ર નથી?

यानस्य चैव यातुश्च यानस्वामिन एव च ।
दशातिवर्तनान्याहुः शेषे दण्डो विधीयते ॥ २९० ॥

વાહન, વાહન ચલાવનાર અને વાહનનો ધણી, એમનો નીચેનાં દશ કારણોમાં દંડ કરાતો નથી; બાકીનામાં દંડ કરાય.

એ દશ કારણો

छिन्ननास्ये भग्नयुगे तिर्यक्प्रतिमुखागते ।
अक्षभङ्गे च यानस्य चक्रभङ्गे तथैव च ॥ २९१ ॥
छेदने चैव यन्त्राणां योक्त्ररश्म्योस्तथैव च ।
आक्रन्दे चाप्यपैहीति न दण्डं मनुरब्रवीत् ॥ २९२ ॥

*૧ નાથ તૂટી જાય, ધૂંસરી ભાંગી જાય, ઊંચીનીચી જમીનને લીધે વાહન તીરછાં ચાલે, કે તે અવળાં પડી જાય; વાહનનાં

પૈડાં તૂટી જાય, ચામડાની નાધરી કપાઈ જાય, જોતરું કે દોર-લગામ તૂટી જાય અને 'દૂર ખસો' એમ બૂમ પાડ્યાં છતાં) કોઈને ઈજા થાય, તો કોઈનો દંડ ન થાય, એમ મનુએ કહ્યું છે.

હાંકનાર અણઘડ હોય તો માલિકનો દંડ

यत्रापवर्तते युग्यं वैगुण्यात् प्राजकस्य तु ।
तत्र स्वामी भवेद्दण्ड्यो हिंसायां द्विशतं दमम् ॥ २९३ ॥

પણ હાંકનારની અણઆવડતને લીધે વાહન આડું અવળું જતું રહે અને નુકસાન કરે, તો વાહનના ધણીનો બસો પણ દંડ કરવો. ૨૯૩

હાંકનાર વગેરેનો દંડ

प्राजकश्चेद्भवेदाप्तः प्राजको दण्डमर्हति ।
युग्यस्थाः प्राजकेऽनाप्ते सर्वे दण्ड्याः शतं शतम् ॥ २९४ ॥

હાંકનારો જો હોશિયાર હોય, (છતાં કંઈ નુકસાન કરે) તો હાંકનાર દંડપાત્ર થાય; તે હોશિયાર ન હોય તો વાહનમાં બેઠેલા દરેકનો સો સો પણ દંડ કરવો. ૨૯૪

આ સ્થિતિમાં હાંકનારનો ખાસ દંડ

स चेत्तु पथि संरुद्धः पशुभिर्वा रथेन वा ।
प्रमापयेत्प्राणभृतस्तत्र दण्डोऽविचारितः ॥ २९५ ॥

ઢોરઢાંખરને લીધે કે સામે આવતા રથને કારણે તે હાંકનાર રસ્તામાં અટકી પડ્યો હોય, છતાં વાહન આગળ ચલાવે અને એમ કરતાં કોઈ પ્રાણીને મારી નાખે, તો રાજાએ વિનાવિચાર્યે તેનો નીચે પ્રમાણે દંડ કરવો. ૨૯૫

मनुष्यमारणे क्षिप्रं चौरवत्किल्बिषं भवेत् ।
प्राणभृत्सु महत्स्वर्धं गोगजोष्ट्रहयादिषु ॥ २९६ ॥

જો માણસને મારી નાખે તો તે હાંકનારનો ચોરની પેઠે તરત અપરાધ ગણાય; (તેથી ૧૦૦૦ પણ દંડ કરવો;) પણ એમાં જો ગાય, હાથી, ઊંટ અને ઘોડો વગેરે મોટાં પ્રાણીઓ માર્યાં ગયાં હોય, તો તેથી અર્ધો દંડ (૫૦૦ પણ) કરવો. ૨૯૬

क्षुद्रकाणां पशूनां तु हिंसायां द्विशतो दमः ।
पञ्चाशत्तु भवेद्दण्डः शुभेषु मृगपक्षिषु ॥ २९७ ॥

નાનાંનાનાં પશુઓ માર્યાં જાય, તો બસો પણ દંડ કરવો; અને સારાં મૃગો કે પક્ષીઓ માર્યાં જાય, તો પચાસ પણ દંડ કરવો. ૨૯૭

*गर्दभाजाविकानां तु दण्डः स्यात्पञ्चमाषिकः ।
माषकस्तु भवेद्दण्डः श्वसूकरनिपातने ॥ २९८ ॥

ગધેડાં કે મેંઢાંબકરાં માર્યાં જાય, તો પાંચ માષાનો દંડ કરવો; પણ કૂતરાં કે ભૂંડ માર્યાં ગયાં હોય તો એક માષાનો દંડ કરવો. ૨૯૮

સ્ત્રી, પુત્ર વગેરેના ગુનામાં શિક્ષા

भार्या पुत्रश्च दासश्च प्रेष्यो भ्राता च सोदरः ।
प्राप्तापराधास्ताड्याः स्यू रज्ज्वा वेणुदलेन वा ॥ २९९ ॥

પત્ની, પુત્ર, દાસ, નોકર કે નાનોભાઈ અપરાધ કરે, ત્યારે તેમને દોરડાથી અથવા વાંસની લાકડીથી મારવાં. ૨૯૯

ઉપર જણાવ્યા વિરુદ્ધ શિક્ષા કરે તેને સજા

*☞ पृष्ठतस्तु शरीरस्य नोत्तमाङ्गे कथंचन ।
अतोऽन्यथा तु प्रहरन्प्राप्तः स्याच्चौरकिल्बिषम् ॥ ३०० ॥

પણ એ માર વાંસા ઉપર મારવો; પરંતુ મસ્તક આદિ ઉત્તમ અંગ ઉપર કદી મારવો નહિ; એથી ઊલટી રીતે (મારનાર) કરનારને ચોરની પેઠે સજા થાય. ૩૦૦

ચોરને શિક્ષા કરવાનો નિર્ણય

एषोऽखिलेनाभिहितो दण्डपारुष्यनिर्णयः ।
स्तेनस्यातः प्रवक्ष्यामि विधिं दण्डविनिर्णये ॥ ३०१ ॥

આ મારામારી સંબંધી નિર્ણય સંપૂર્ણ કહ્યો; હવે ચોરના સંબંધી શિક્ષાનિર્ણય વિષેની વિધિ કહીશ. ૩૦૧

ચોરોને વશ કરવાથી, રાજ્યની આબાદી

परमं यत्नमातिष्ठेत्स्तेनानां निग्रहे नृपः ।
स्तेनानां निग्रहादस्य यशो राष्ट्रं च वर्धते ॥ ३०२ ॥

રાજાએ ચોરોને સજા કરવામાં ખાસ યત્ન કરવો; કેમકે ચોરોને સજા કરવાથી રાજાનો યશ અને રાજ્ય વધે છે. ૩૦૨

ચોરોને સજા કરવી એ જ પ્રજાને અભયદાન

अभयस्य हि यो दाता स पूज्यः सततं नृपः ।
सत्रं हि वर्धते तस्य सदैवाभयदक्षिणम् ॥ ३०३ ॥

જે રાજા (પ્રજાને) અભયદાન કરે છે, તે નિરંતર પૂજાય છે; તે રાજાનો અભયરૂપી દક્ષિણાવાળો યજ્ઞ હમેશાં વધે છે. ૩૦૩

પ્રજાના ધર્મઅધર્મમાં રાજાનો છઠ્ઠો ભાગ

सर्वतो धर्मषड्भागो राज्ञो भवति रक्षतः ।
अधर्मादपि षड्भागो भवत्यस्य ह्यरक्षतः ॥ ३०४ ॥

પ્રજાની રક્ષા કરતા રાજાને સર્વ પ્રજાના ધર્મનો છઠ્ઠો ભાગ મળે છે અને રક્ષા નહિ કરતા રાજાને (પ્રજાના) અધર્મમાંથી પણ છઠ્ઠો ભાગ મળે છે. ૩૦૪

यदधीते यद्यजते यद्ददाति यदर्चति ।
तस्य षड्भागभाग्राजा सम्यग्भवति रक्षणात् ॥ ३०५ ॥

(પ્રજા) જે અધ્યયન, યજ્ઞ, દાન અને પૂજન કરે છે, તેનો છઠ્ઠો ભાગ, પ્રજાનું સારી રીતે રક્ષણ કરવાથી રાજાને મળે છે.

પ્રજાપાલનથી રાજાને રોજ યજ્ઞોનું ફળ

रक्षन् धर्मेण भूतानि राजा वध्यांश्च घातयन् ।
यजतेऽहरहर्यज्ञैः सहस्रशतदक्षिणैः ॥ ३०६ ॥ १००,०००

પ્રાણીઓનું ધર્મથી પાલન કરતો અને *શિક્ષાપાત્રોને યોગ્ય શિક્ષા કરતો રાજા રોજ એક લાખ (ગાયો)ની દક્ષિણાવાળા યજ્ઞો કરે છે. (એમ સમજવું.) ૩૦૬

પ્રજાપાલન નહિ કરતો રાજા નરકે જાય

योऽरक्षन्बलिमादत्ते करं शुल्कं च पार्थिवः ।
प्रतिभागं च दण्डं च स सद्यो नरकं व्रजेत् ॥ ३०७ ॥

જે રાજા પ્રજાનું રક્ષણ ન કરે છતાં (પ્રજાનાં) ધાન્ય વગેરેનો છઠ્ઠો ભાગ, કર, દાણ અને દંડ લે છે, તે તત્કાળ નરકે જાય છે. ૩૦૭

રક્ષણ ન કરનારો રાજા બધાંનાં પાપ લે છે

अरक्षितारं राजानं बलिषड्भागहारिणम् ।
तमाहुः सर्वलोकस्य समग्रमलहारकम् ॥ ३०८ ॥

પ્રજાનું રક્ષણ ન કરે છતાં જે રાજા ધાન્યનો છઠ્ઠો ભાગ લે છે, તેને સર્વ લોકોનાં સર્વ પાપનો લેનાર કહે છે. ૩૦૮

કેવો રાજા અધોગતિ પામે ?

अनपेक्षितमर्यादं नास्तिकं विप्रलुम्पकम् ।
अनपेक्षितारमचारं नृपं विद्यादधोगतिम् ॥ ३०९ ॥

શાસ્ત્રમર્યાદાની દરકાર નહિ રાખનારો, નાસ્તિક, પ્રજાને લૂંટનારો અને રક્ષણ ન કરે છતાં (કર વગેરે) હોઈયાં કરી જનારો રાજા અધોગતિ પામે છે, એમ જાણવું. ૩૦૯

રાજાએ અધર્મીને ત્રણ રીતે સજા કરવી

अधार्मिकं त्रिभिर्न्यायैर्निगृह्णीयात्प्रयत्नतः ।
निरोधनेन बन्धेन विविधेन वधेन च ॥ ३१० ॥

નિરોધન (કેદ), બંધ (બેડી) અને જાતજાતના માર, એ ત્રણ ઉપાયોથી રાજાએ (ચોર આદિ) અધર્મીને પ્રયત્નથી શિક્ષા કરવી. ૩૧૦

રાજાઓ શાથી રોજ પવિત્ર થાય છે?

निग्रहेण हि पापानां साधूनां सङ्ग्रहेण च ।
द्विजातय इवेज्याभिः पूयन्ते सततं नृपाः ॥ ३११ ॥

જેમ દ્વિજાતિઓ યજ્ઞાદિથી પવિત્ર થાય છે, તેમ રાજાઓ પાપીઓને સજા કરવાથી અને સજ્જનોનું રક્ષણ કરવાથી નિરંતર પવિત્ર થાય છે. ૩૧૧

રાજાએ કોને રોજ ક્ષમા આપવી?

क्षन्तव्यं प्रभुणा नित्यं क्षिपतां कार्यिणां नृणाम् ।
बालवृद्धातुराणां च कुर्वता हितमात्मनः ॥ ३१२ ॥

દાવાના વાદીપ્રતિવાદી માણસો, બાળકો, વૃદ્ધો તેમ જ રોગિયાઓ કંઈ આક્ષેપ કરે, તો પોતાનું હિત ઇચ્છતા રાજાએ તેમને નિત્ય ક્ષમા આપવી. ૩૧૨

એવી ક્ષમા-અક્ષમાનું ફળ

यः क्षिप्तो मर्षयत्यार्तैस्तेन स्वर्गे महीयते ।
यस्त्वैश्वर्यान्न क्षमते नरकं तेन गच्छति ॥ ३१३ ॥

દુ:ખી લોકોએ આક્ષેપ કર્યા છતાં જે રાજા તે સહન કરી લેછે, તે સ્વર્ગમાં પૂજાય છે; પણ જે રાજા (પોતાના) ઐશ્વર્યને લીધે તેઓને ક્ષમા આપતો નથી, તે નરકમાં જાય છે. ૩૧૩

ચોરે જાતે રાજા પાસે હાજર થવું

राजा स्तेनेन गन्तव्यो मुक्तकेशेन धावता ।
आचक्षाणेन तत्स्तेयमेवंकर्मास्मि शाधि माम् ॥ ३१४ ॥
स्कन्धेनादाय मुसलं लगुडं वापि खादिरम् ।
शक्तिं चोभयतस्तीक्ष्णामायसं दण्डमेव वा ॥ ३१५ ॥

મૂશળ, ખેરની લાકડી, બેધારી તીક્ષ્ણ બરછી અથવા લોખંડી ધોકો, ખાંધ ઉપર રાખી ચોરે છટાવાળે દોડતાં રાજા પાસે જવું અને કહેવું, કે 'અમુક ચોરી મેં કરી છે, મને શિક્ષા કરો.' ૩૧૪,૩૧૫

ચોર મારથી અને બ્રાહ્મણ તપથી જ શુદ્ધ થાય

[ गृहीत्वा मुसलं राजा सकृद्धन्यात्तु तं स्वयम् ।
वधेन शुध्यति स्तेनो ब्राह्मणस्तपसैव वा ॥

રાજાએ પોતે તે મૂશળ લઈ તેને એકવાર પ્રહાર કરવો; કેમકે ચોર મારથી અને બ્રાહ્મણ તપથી જ શુદ્ધ થાય છે. ]

ચોરને સજા ન કરે તો રાજાને ચોરનું પાપ લાગે

शासनाद्वा विमोक्षाद्वा स्तेनः स्तेयाद्विमुच्यते ।
अशासित्वा तु तं राजा स्तेनस्याप्नोति किल्बिषम् ॥ ३१६ ॥

શિક્ષા કરવાથી કે છોડી દેવાથી ચોર તે ચોરી(ના

પાપ)માંથી છૂટી જાય છે+; પણ તે ચોરને સજા ન કરવાથી રાજા ચોરનું પાપ પામે છે. ૩૧૬

કોનાં પાપ ક્યાં ધોવાય છે?

अन्नादे भ्रूणहा मार्ष्टि पत्नौ भार्यापचारिणी ।
गुरौ शिष्यश्च याज्यश्च स्तेनो राजनि किल्बिषम् ॥ ३१७॥

ગર્ભહત્યા કરનારો જેનું અન્ન ખાય છે, ત્યાં વ્યભિચારિણી પત્ની પતિમાં, શિષ્ય ગુરુમાં અને યજમાન પોતાના ગોરમાં જેમ પોતાનાં પાપ ધૂએ છે, તેમ ચોર 'રાજાને વિષે પોતાનું પાપ ધૂએ છે.× ૩૧૭

+ યાજ્ઞવલ્ક્ય પણ આમજ લખે છે: 'मृतकल्पः प्रहारार्तो जीवन्नपि विशुद्ध्यति। (રાજાએ અપરાધની સજા તરીકે કરેલા) પ્રહારથી પીડાયેલો તે ચોર મરી જાય અથવા મૂએલા જેવો થઈ બચી જાય તો એ પોતાનાં પાપથી છૂટી જાય છે,' પણ દયા વગેરેના કારણે રાજા તેને જો મારે નહિ, તો એ ચોરનું પાપ રાજાને જ લાગે છે. (कुल्लूक)

× અર્થાત્ ગર્ભહત્યા જેણે કરી હોય, તેનું એ પાપ જાણવામાં આવે, છતાં જે તેને અન્ન ખવડાવે તેને; પોતાની પત્ની વ્યભિચાર કરે છે, એ વાત ચોક્કસ જાણ્યા છતાં તેનો પતિ આંખ આડા કાન કરી સહન કર્યા કરે તેને; શિષ્ય સંધ્યાવંદન-અગ્નિહોમ વગેરે ન કરે અને ગુરુ તે વાત જાણવા છતાં સહન કરે, તે ગુરુને; અને યજમાન કોઈ યજ્ઞવિધિ ઓળંગે, તે છતાં તેને યજ્ઞ કરાવનાર-તેનો ગોર વગેરે તેવું ચાલવા દે અને અમુક ચોર ચોરી કરે છે, એમ જાણ્યા છતાં રાજા તેને સજા ન કરે, તો તેમને તેઓના પાપનો સંબંધ થાય છે, પણ તેથી ગર્ભહત્યા કરનાર, વ્યભિચારિણી પત્ની, દુષ્ટ શિષ્ય, ખરાબ યજમાન અને ચોર તો પોતપોતાનાં પાપથી છૂટતા જ નથી, એમ સમજવું. (कुल्लूक)

રાજદંડનો મહિમા

राजभिः कृतदण्डास्तु कृत्वा पापानि मानवाः ।
निर्मलाः स्वर्गमायान्ति सन्तः सुकृतिनो यथा ॥ ३१८ ॥

પાપ કરીને રાજાઓ દ્વારા સજા પામેલા માણસો નિર્મળ થઈ પુણ્યશાળીઓની જેમ સ્વર્ગમાં જાય છે. ૩૧૮

કૂવા પરથી દોરડું કે ઘડો ચોરનાર અને પરબ ભાંગનારને સજા

यस्तु रज्जुं घटं कूपाद्धरेद्भिन्द्याच्च यः प्रपाम् ।
स दण्डं प्राप्नुयान्माषं तं च तस्मिन्समाहरेत् ॥ ३१९ ॥

જે કૂવા પરથી દોરડું કે ઘડો ચોરી જાય અથવા પરબને તોડી નાખે, તેનો એક માષો દંડ કરવો અને તે દોરડું વગેરે કૂવા ઉપર પાછાં મુકાવવાં (અને પરબ ચાલુ કરાવવી). ૩૧૯

અનાજની ચોરી કરનારને સજા

धान्यं दशभ्यः कुम्भेभ्यो हरतोऽभ्यधिकं वधः ।
शेषेऽप्येकादशगुणं दाप्यस्तस्य च तद्धनम् ॥ ३२० ॥

દશ કુંભ÷ કરતાં વધારે ધાન્યની જે ચોરી કરે, તેને ભારે મારની સજા કરવી; એથી ઓછા ધાન્યની જે ચોરી કરે, તેનો ધાન્યના મૂલ્યથી અગિયારગણો દંડ કરવો અને ધણીનો તે માલ પાછો અપાવવો. ૩૨૦

સોનું વગેરે તથા કપડાં ચોરનારને સજા

तथा धरिममेयानां शतादभ्यधिके वधः ।
सुवर्णरजतादीनामुत्तमानां च वाससाम् ॥ ३२१ ॥

વળી ત્રાજવે તોળવા યોગ્ય સોનું અને ચાંદી વગેરેની તેમ જ ઉત્તમ વસ્ત્રોની ચોરી સો પલથી વધુ વજનની હોય,

÷ બસો પલનો એક દ્રોણ અને વીસ દ્રોણનો એક કુંભ.

તો ચોરનારને મારની શિક્ષા ઘટે. ૩૨૧

पञ्चाशतस्त्वभ्यधिके हस्तच्छेदनमिष्यते ।
शेषे त्वेकादशगुणं मूल्याद्दण्डं प्रकल्पयेत् ॥ ३२२ ॥

તે ચોરી પચાસ પલ કરતાં વધુ વજનની હોય, તો તે ચોરનારના હાથ કાપી નખાવવા; પણ તેથી ઓછા વજનની હોય, તો તેનો માલની કિંમતથી અગિયારગણો દંડ કરવો.

પુરુષ, સ્ત્રી તથા રત્નો ચોરનારને સજા

पुरुषाणां कुलीनानां नारीणां च विशेषतः ।
मुख्यानां चैव रत्नानां हरणे वधमर्हति ॥ ३२३ ॥

કુલીન પુરુષોનું અને ખાસ કરી સ્ત્રીઓનું તેમ જ ઉત્તમ રત્નોનું હરણ કરનારને (અંગછેદન વગેરે) મારની શિક્ષા ઘટે છે. ૩૨૩

મોટાં પશુ, શસ્ત્રો તથા ઔષધ ચોરનારને સજા

महापशूनां हरणे शस्त्राणामौषधस्य च ।
कालमासाद्य कार्यं च दण्डं राजा प्रकल्पयेत् ॥ ३२४ ॥

મોટાં પશુઓના, શસ્ત્રોના અને ઔષધના હરણમાં સમય તથા અપરાધ જોઈ ને રાજાએ દંડ કરવો. ૩૨૪

અર્ધો પગ કાપી નખાવવાની સજા

गोषु ब्राह्मणसंस्थासु छुरिकायाश्च भेदने ।
पशूनां हरणे चैव सद्यः कार्योऽर्धपादिकः ॥ ३२५ ॥

બ્રાહ્મણની ગાયો ચોરવા માટે, ગાયને નાથ નાખી હળે જોડવા માટે તથા મેંઢાં બકરાં વગેરે પશુઓ હરવા માટે અપરાધીનો અર્ધો પગ તરત જ કાપી નખાવવો. ૩૨૫

નીચેની આ ચીજો ચોરનારનો દંડ

सूत्रकार्पासकिण्वानां गोमयस्य गुडस्य च ।
दध्नः क्षीरस्य तक्रस्य पानीयस्य तृणस्य च ॥ ३२६ ॥
वेणुवैदलभाण्डानां लवणानां तथैव च ।
मृन्मयानां च हरणे मृदो भस्मन एव च ॥ ३२७ ॥
मत्स्यानां पक्षिणां चैव तैलस्य च घृतस्य च ।
मांसस्य मधुनश्चैव यच्चान्यत्पशुसंभवम् ॥ ३२८ ॥
अन्येषां चैवमादीनां मद्यानामोदनस्य च ।
पक्वान्नानां च सर्वेषां तन्मूल्याद्द्विगुणो दमः ॥ ३२९ ॥

દોરા; કપાસ, કેફનાં બીજ, છાણ, ગોળ, દહીં, દૂધ, છાશ, પીણું, ઘાસ, વાંસના ટોપલા વગેરે પાત્રો, મીઠું, માટીનાં વાસણો, માટી, રાખ, માછલાં, પંખીઓ, તેલ, ઘી, માંસ, મધ, પશુમાં થતી શિંગડાં વગેરે ચીજો, બાર જાતનાં મદ્યો, રાંધેલા ભાત, તેમ જ સર્વ પ્રકારનાં પકવાન્નો વગેરેની ચોરી કરનારને તે તે ચીજની કિંમતથી બમણો દંડ કરવો. ૩૨૬-૩૨૯

પુષ્પો વગેરે ચોરનારનો દંડ

पुष्पेषु हरिते धान्ये गुल्मवल्लीनगेषु च ।
अन्येष्वपरिपूतेषु दण्डः स्यात्पञ्चकृष्णलः ॥ ३३० ॥

ફૂલો, લીલાં ધાન્ય, ગુચ્છા, વેલીઓ, વૃક્ષો અને સાફ-સૂફ કરી તૈયાર ન કરેલાં બીજાં ધાન્યોની ચોરી કરનારને પાંચ કૃષ્ણલનો દંડ કરવો. ૩૩૦

સાફ કરેલું ધાન્ય વગેરે ચોરનારનો દંડ

परिपूतेषु धान्येषु शाकमूलफलेषु च ।
निरन्वये शतं दण्डः सान्वयेऽर्धशतं दमः ॥ ३३१ ॥

સાફ કરેલાં ધાન્ય, શાક, મૂળ અને ફળ સંબંધી ચોરી કરનાર જો માલધણીનો સંબંધી હોય, તો તેનો પચાસ પણ અને સંબંધી ન હોય તો સો પણનો દંડ કરવો. ૩૩૧

સાહસ–ચોરીની વ્યાખ્યા

स्यात्साहसं त्वन्वयवत्प्रसभं कर्म यत्कृतम् ।
निरन्वयं भवेत्स्तेयं हृत्वाऽपव्ययते च यत् ॥ ३३२ ॥

ધણીની નજર આગળ જે કામ બળજબરીથી કરવામાં આવે, તે સાહસ ગણાય; અને જે તેની નજર બહાર તફડાવવામાં આવે, તે ચોરી ગણાય. ૩૩૨

અગ્નિની ચોરી કરનારનો દંડ

यस्त्वेतान्युपक्लृप्तानि द्रव्याणि स्तेनयेन्नरः ।
तमाद्यं दण्डयेद्राजा यश्चाग्निं चोरयेद्गृहात् ॥ ३३३ ॥

જે માણસ (દોરા વગેરે) આ ઉપર કહેલી તૈયાર વસ્તુઓને તેમ જ ઘરમાંથી અગ્નિને ચોરી જાય, તેનો રાજાએ પ્રથમ સાહસનો દંડ કરવો. ૩૩૩

જે જે અંગથી ગુનો તે તે અંગનું છેદન

येन येन यथाऽङ्गेन स्तेनो नृषु विचेष्टते ।
तत्तदेव हरेत्तस्य प्रत्यादेशाय पार्थिवः ॥ ३३४ ॥

ચોર પોતાનાં જે જે અંગ વડે માણસોમાં ચોરી વગેરે ગુનો કરે, તેનાં તે તે અંગોને રાજાએ ફરી તેવો ગુનો અટકાવવા માટે હરી લેવાં. ૩૩૪

શિક્ષાપાત્ર પિતા વગેરેને પણ રાજા શિક્ષા કરે

पिताऽऽचार्यः सुहृन्माता भार्या पुत्रः पुरोहितः ।
नादण्ड्यो नाम राज्ञोऽस्ति यः स्वधर्मे न तिष्ठति ॥ ३३५ ॥

પિતા, આચાર્ય, મિત્ર, માતા, પત્ની, પુત્ર અને પુરોહિત પ્રણ જો સ્વધર્મમાં ન રહે, તો તેમને પણ રાજા શિક્ષા કરી શકે છે. ૩૩૫

રાજા ગુનો કરે તો તે બીજાઓ કરતાં હજારગણો શિક્ષાપાત્ર

कार्षापणं भवेद्दण्ड्यो यत्रान्यः प्राकृतो जनः ।
तत्र राजा भवेद्दण्ड्यः सहस्रमिति धारणा ॥ ३३६ ॥

જે અપરાધ માટે બીજો સામાન્ય માણસ એક કાર્ષાપણનો દંડપાત્ર થાય, તે જ અપરાધ માટે રાજા પોતે એક હજારનો દંડપાત્ર થાય, એવી શાસ્ત્રમર્યાદા છે. ૩૩૬

ઉચ્ચ વર્ણ અનુક્રમે અધિક અપરાધી

अष्टापाद्यं तु शूद्रस्य स्तेये भवति किल्बिषम् ।
षोडशैव तु वैश्यस्य द्वात्रिंशत्क्षत्रियस्य च ॥ ३३७ ॥
ब्राह्मणस्य चतुःषष्टिः पूर्णं वापि शतं भवेत् ।
द्विगुणा वा चतुःषष्टिस्तद्दोषगुणविद्धि सः ॥ ३३८ ॥

ચોરીમાં તેના ગુણદોષ જાણનાર શૂદ્રને આઠગણું, વૈશ્યને સોળગણું અને ક્ષત્રિયને બત્રીસગણું પાપ લાગે છે; પણ બ્રાહ્મણ તેના ગુણદોષને (ખાસ) જાણનારો છે, એટલે તેને ચોસઠગણું, પૂરું સોગણું કે એકસોઅઠાવીશગણું પાપ લાગે છે. ૩૩૭,૩૩૮

કઈ વસ્તુ લેવામાં ચોરી ન ગણાય?

वानस्पत्यं मूलफलं दार्वग्न्यर्थं तथैव च ।
तृणं च गोभ्यो ग्रासार्थमस्तेयं मनुरब्रवीत् ॥ ३३९ ॥

વનસ્પતિનાં મૂળ, ફળ, અગ્નિ માટેનાં લાકડાં અને ગાયને ખાવા સારુ ઘાસ લેવું, એમાં ચોરી નથી, (અધર્મ પણ નથી) એમ મનુએ કહ્યું છે. ૩૩૯

ચોરને યજ્ઞાદિ કરાવી તેની પાસેથી ધન લેનાર બ્રાહ્મણ પણ ચોર

योऽदत्तादायिनो हस्ताल्लिप्सेत ब्राह्मणो धनम् ।
याजनाध्यापनेनापि यथा स्तेनस्तथैव सः ॥ ३४० ॥

જે બ્રાહ્મણ ચોરને યજ્ઞ અને વેદાધ્યયન કરાવી તેની પાસેથી ધન મેળવવા ઇચ્છે છે, તે ચોર જેવો જ છે. (માટે તેને ચોર જેવી જ સજા થાય.) ૩૪૦

કયો દ્વિજ શિક્ષાપાત્ર નથી?

द्विजोऽध्वगः क्षीणवृत्तिर्द्वाविक्षू द्वे च मूलके ।
आददानः परक्षेत्रान्न दण्डं दातुमर्हति ॥ ३४१ ॥

વટેમાર્ગુ દ્વિજજાતિ જો ભાતું ખૂટી ગયું હોય, તેથી પારકા ખેતરમાંથી શેલડીના બે સાંઠા તથા બે મૂળા તે લે, તો તેનો દંડ કરવો ન ઘટે. ૩૪૧

નીચે બતાવેલ આ ચોર જેવો જ ગુનેગાર થાય

असंदितानां संदाता संदितानां च मोक्षकः ।
दासाश्वरथहर्ता च प्राप्तः स्याच्चोरकिल्बिषम् ॥ ३४२ ॥

જે માણસ બીજાનાં છૂટાં પશુઓ (ગર્વથી) બાંધી લે અને બાંધેલાંને છોડી મૂકે; તેમ જ દાસ, ઘોડા તથા રથને જે હરી લે, તે ચોર જેવો અપરાધી થાય. ૩૪૨

ચોરને વશ રાખનાર રાજા યશસ્વી અને સુખી થાય

अनेन विधिना राजा कुर्वाणः स्तेननिग्रहम् ।
यशोऽस्मिन्प्राप्नुयाल्लोके प्रेत्य चानुत्तमं सुखम् ॥ ३४३ ॥

એ રીતે જે રાજા ચોરને વશ રાખે છે, તે આ લોકમાં યશ પામે છે અને પરલોકમાં પરમ ઉત્તમ સુખ મેળવે છે. ૩૪૩

લૂંટફાટ કરનારને રાજાએ લગારે ન સાંખવો

ऐन्द्रं स्थानमभिप्रेप्सुर्यशश्चाक्षयमव्ययम् ।
नोपेक्षेत क्षणमपि राजा साहसिकं नरम् ॥ ३४४ ॥

ઇંદ્રના સ્થાનને અને અખૂટ અવિનાશી ખ્યાતિ પામવા ઇચ્છતા રાજાએ (લૂંટ વગેરે) સાહસકર્મ કરનાર માણસને એક ક્ષણ પણ ન સાંખવો. ૩૪૪

લૂંટફાટ કરનાર મહાપાપી

वाग्दुष्टात्तस्कराच्चैव दण्डेनैव च हिंसतः ।
साहसस्य नरः कर्ता विज्ञेयः पापकृत्तमः ॥ ३४५ ॥

ગાળ આપનાર, ચોરી કરનાર અને લાકડીથી માર મારનાર કરતાં પણ સાહસકર્મી—લૂંટારા માણસને વિશેષ પાપ કરનારો સમજવો. ૩૪૫

લૂંટારુને સાંખનાર રાજા તરત નાશ પામે

साहसे वर्तमानं तु यो मर्षयति पार्थिवः ।
स विनाशं व्रजत्याशु विद्वेषं चाधिगच्छति ॥ ३४६ ॥

જે રાજા સાહસ—લૂંટફાટકરનારાને સાંખ્યા કરે છે, તે તત્કાળ નાશ પામે છે અને (પ્રજાની) અપ્રીતિ પામે છે. ૩૪૬

લૂંટારુને કોઈ પણ કારણે ન છોડવા

न मित्रकारणाद्राजा विपुलाद्वा धनागमात् ।
समुत्सृजेत्साहसिकान्सर्वभूतभयावहान् ॥ ३४७ ॥

પ્રાણીમાત્રને ભય આપનારા સાહસિકને—લૂંટારુઓને રાજાએ મિત્રતાને લીધે કે પુષ્કળ ધનની આવકના કારણે પણ કદી છોડવા નહિ. ૩૪૭

ત્રણે દ્વિજોએ શસ્ત્ર ક્યારે ધારણ કરવાં ?

शस्त्रं द्विजातिभिर्ग्राह्यं धर्मो यत्रोपरुध्यते ।
द्विजातीनां च वर्णानां विप्लवे कालकारिते ॥ ३४८ ॥
आत्मनश्च परित्राणे दक्षिणानां च संगरे ।
स्त्रीविप्राभ्युपपत्तौ च घ्नन्धर्मेण न दुष्यति ॥ ३४९ ॥

જ્યારે ધર્મમાં અટકાયત થતી હોય અને કાળના કારણે (નાસ્તિકોનું રાજ્ય થતાં) જ્યારે બ્રાહ્મણ આદિ વર્ણ (તથા આશ્રમના ધર્મ) સંબંધી વિનાશ જાગે, ત્યારે ત્રણે દ્વિજવર્ણોએ શસ્ત્ર ધારણ કરવાં; તેમ જ પોતાની રક્ષા માટે, યજ્ઞની દક્ષિણાના (રક્ષણ) માટેના યુદ્ધ પ્રસંગે તથા સ્ત્રીઓ અને બ્રાહ્મણો ઉપરના સંકટ સમયે (વહાર કરવા જે ધર્મયુદ્ધ થાય તેમાં) હિંસા કરતા દ્વિજને દોષ લાગતો નથી. ૩૪૮,૩૪૯

હરકોઈ આતતાયીને મારી જ નાખવો

गुरुं वा बालवृद्धौ वा ब्राह्मणं वा बहुश्रुतम् ।
आततायिनमायान्तं हन्यादेवाविचारयन् ॥ ३५० ॥

ગુરુ, બાળક, વૃદ્ધ અને બહુશ્રુત બ્રાહ્મણ; એમાંનો (પણ) જે કોઈ આતતાયી થઈ મારવા ચડી આવે (અને પોતાની રક્ષાનો કોઈ ઉપાય જ ન હોય) તો વિનાવિચારે તેને મારી જ નાખવો.* ૩૫૦

---

* આથી જ શુક્રાચાર્ય કહે છે: 'शस्त्रिणमाततायिनं हत्वा न दोषः।' શસ્ત્રધારી-આતતાયી માણસ, જો મારવા ધસી આવે, તો તેને મારવાથી દોષ લાગતો નથી.' કાત્યાયન પણ મનુના આ વચનને જ ટેકો કરે છે: 'आततायिनि चोत्कृष्टे तपःस्वाध्यायजन्मतः। वधस्तत्र तु नैव स्यात् पापे हीने वधो भृगुः' ॥ આતતાયી થઈ મારવા

આતતાયી કોણ ?

[ अग्निदो गरदश्चैव शस्त्रपाणिर्धनापहः ।
क्षेत्रदारहरश्चैव षडेते ह्याततायिनः ॥

આગ લગાડનારો, ઝેર દેનારો, હાથમાં હથિયાર લઈ મારવા ધસી આવતો, ધન લૂંટી લેતો, ખેતર તફડાવનારો અને સ્ત્રીહરણ કરનારો—એ છ આતતાયીઓ છે. ]

નીચેના આ પણ આતતાયી ગણાય

[ उद्यतासिर्विषाग्निभ्यां शापोद्यतकरस्तथा ।
आथर्वणेन हन्ता च पिशुनश्चापि राजनि ॥
भार्यारिक्थापहारी च रन्ध्रान्वेषणतत्परः ।
एवमाद्यान्विजानीयात् सर्वानेवाततायिनः ॥

ઉગામેલી તલવારવાળો, ઝેર આપતો, આગ લગાડતો, શાપ આપવા ( તૈયાર થઈ ) હાથ ઊંચો કરનારો, અથર્વવેદના અભિચારમંત્રથી મારનારો, રાજા પાસે ચાડી ખાનારો, પત્નીનું હરણ કરનારો, મિલકત હરી જનારો અને છિદ્રો શોધવામાં તત્પર રહેનારો—એ સૌને આતતાયી જાણવા. ]

આતતાયીને મારવામાં દોષ નથી

नाततायिवधे दोषो हन्तुर्भवति कश्चन ।
प्रकाशं वाऽप्रकाशं वा मन्युस्तं मन्युमृच्छति ॥ ३५१ ॥

છૂપી કે ખુલ્લી રીતે મારવા તૈયાર થયેલા આતતાયીનો નાશ કરવામાં હણનારને કંઈ દોષ લાગતો નથી; કેમકે એકનો

ધસી આવતો માણસ કદાચ તપ, સ્વાધ્યાય-વિદ્વત્તા કે ઉંમરે મોટો હોય, તોપણ તેનો વધ કરવાથી નાનાને પણ પાપ લાગતું નથી.' (कुल्लूक)

ક્રોધ બીજાના ક્રોધને વધારે છે. ૩૫૧

પરસ્ત્રીલંપટોને સજા

परदाराभिमर्शेषु प्रवृत्तान्नृन्महीपतिः ।
उद्वेजनकरैर्दण्डैश्छिन्नयित्वा प्रवासयेत् ॥ ३५२ ॥

પરસ્ત્રી સાથે સંભોગ માટે તત્પર થયેલા પુરુષોને રાજાએ ઉદ્વેગ કરાવે એવી શિક્ષા કરી નાક, કાન આદિ કપાવી (નિશાનીવાળા કરી) દેશનિકાલ કરવા. ૩૫૨

વ્યભિચાર એ સર્વવિનાશક અધર્મ છે

तत्समुत्थो हि लोकस्य जायते वर्णसंकरः ।
येन मूलहरोऽधर्मः सर्वनाशाय कल्पते ॥ ३५३ ॥

કારણકે વ્યભિચારથી ઉત્પન્ન થયેલી લોકની પ્રજા વર્ણ-સંકર થાય છે; અને જેથી જગતના મૂળનો નાશ કરનારો અધર્મ સર્વનો નાશ કરી નાખે છે. ૩૫૩

વ્યભિચારી પુરુષ પરસ્ત્રી સાથે એકાંત કરે તો યે દંડ

परस्य पत्न्या पुरुषः संभाषां योजयन्रहः ।
पूर्वमाक्षारितो दोषैः प्राप्नुयात्पूर्वसाहसम् ॥ ३५४ ॥

અગાઉના વ્યભિચારાદિ દોષોથી દૂષિત થયેલો કોઈ પુરુષ (યોગ્ય કારણ વિના) પારકાની પત્ની સાથે એકાંતમાં વાત-ચીત કરે, તો તેનો પ્રથમ સાહસ દંડ કરવો. ૩૫૪

નિર્દોષ પુરુષ કારણને લીધે એમ વાત કરે તો અપરાધી નથી

यस्त्वनाक्षारितः पूर्वमभिभाषेत कारणात् ।
न दोषं प्राप्नुयात्किंचिन्न हि तस्य व्यतिक्रमः ॥ ३५५ ॥

પણ જેને અગાઉ એવો દોષ લાગ્યો ન હોય, એવો પુરુષ

કોઈ કારણથી એ પ્રમાણે વાત કરે, તો તેને કંઈ દોષ ન લાગે, તેમ જ તેનો તે અપરાધ પણ ન ગણાય. ૩૫૫

અમુક સ્થળે તો પરસ્ત્રી સાથે વાત ન જ થાય

परस्त्रियं योऽभिवदेत्तीर्थेऽरण्ये वनेऽपि वा ।
नदीनां वापि संभेदे स संग्रहणमाप्नुयात् ॥ ३५६ ॥

જો કોઈ માણસ તીર્થ, અરણ્ય, વન કે નદીના સંગમ આગળ પરસ્ત્રી સાથે વાતચીત કરે, તો તેને સ્ત્રીસંગ્રહણ-(પરસ્ત્રી ભોગવ્યા)નો દોષ લાગે. ૩૫૬

નીચેનું આ બધું સ્ત્રીસંભોગ જ ગણાય

उपचारः क्रिया केलिः स्पर्शो भूषणवाससाम् ।
सह खट्वासनं चैव सर्वं संग्रहणं स्मृतम् ॥ ३५७ ॥

(સ્ત્રીને) માલાચંદનાદિ ઉપચારો આપવા, તેની સાથે હાસ્ય અને આલિંગન વગેરે કરવાં, તેનાં વસ્ત્રાભૂષણોને સ્પર્શ કરવો અને તેની સાથે એક ખાટલે બેસવું, એ બધું સંગ્રહણ (સંભોગ) કહેવાય છે. ૩૫૭

स्त्रियं स्पृशेददेशे यः स्पृष्टो वा मर्षयेत्तया ।
परस्परस्यानुमते सर्वं संग्रहणं स्मृतम् ॥ ३५८ ॥

એકબીજાની સંમતિથી પુરુષ જો સ્ત્રીનાં અને સ્ત્રી જો પુરુષ ન અડકવા લાયક સ્થાનોને સ્પર્શ કરે, તેમ જ બંને એવા સ્પર્શને સહી લે, તો તે બધું સંગ્રહણ (સંભોગ જ) કહેવાય છે.

પરસ્ત્રી-સંગ્રહણમાં સજા

अब्राह्मणः संग्रहणे प्राणान्तं दण्डमर्हति ।
चतुर्णामपि वर्णानां दारा रक्ष्यतमाः सदा ॥ ३५९ ॥

બ્રાહ્મણ જાતિ સિવાયનો (કોઈ પર) પુરુષ (એમ) સ્ત્રીસંગ્રહણ (સંભોગ) કરે, તો તે દેહાંતદંડની શિક્ષાને પાત્ર થાય છે; (કેમકે) ચારે વર્ણોની સ્ત્રીઓ હંમેશાં અતિશય રક્ષણને યોગ્ય છે. ૩૫૯

નીચેના લોકો પરસ્ત્રી સાથે છૂટથી વાત કરી શકે

भिक्षुका वन्दिनश्चैव दीक्षिताः कारवस्तथा ।
संभाषणं सह स्त्रीभिः कुर्युरप्रतिवारिताः ॥ ३६० ॥

ભિક્ષુકો, ભાટચારણો, યજ્ઞમાં દીક્ષા લેનારાઓ, રસોઇયા તથા કારીગરો પરસ્ત્રીઓ સાથે વગરરોકયે—છૂટથી વાત કરી શકે છે. ૩૬૦

ધણીની રજા વિના તેની સ્ત્રી સાથે વાત ન થાય

न संभाषां परस्त्रीभिः प्रतिषिद्धः समाचरेत् ।
निषिद्धो भाषमाणस्तु सुवर्णं दण्डमर्हति ॥ ३६१ ॥

જેને (ધણીએ) નિષેધ કર્યો હોય, તેવાએ પરસ્ત્રી સાથે વાતચીત કરવી નહિ; નિષેધ કર્યા છતાં તે જો વાતચીત કરે, તો તેનો એક સુવર્ણનો દંડ કરવો ઘટે. ૩૬૧

નટઅવૈયા વગેરેની સ્ત્રીઓ સંબંધી પૂર્વોક્ત વિધિ નથી

नैष चारणदारेषु विधिर्नात्मोपजीविषु ।
सज्जयन्ति हि ते नारीर्निगूढाश्चारयन्ति च ॥ ३६२ ॥

પરંતુ નાચનારો, ગાવાબજાવવાવાળા તેમ જ બૈરી ઉપર પેટ ભરનારા લોકોની પત્નીઓના સંબંધમાં એ નિષેધ લાગુ પડતો નથી; કારણકે એ લોકો જાતે જ પોતાની સ્ત્રીઓને પરપુરુષો સાથે ભેટાવે છે અને ગુપ્ત રીતે પરપુરુષોમાં ફેરવે છે.

છતાં થોડો દંડ તો કરવો જ

किंचिदेव तु दाप्यः स्यात्संभाषां ताभिराचरन् ।
प्रैष्यासु चैकभक्तासु रहः प्रव्रजितासु च ॥ ३६३ ॥

છતાં વેવી સ્ત્રીઓ સાથે તથા કોઈની રખાત દાસી સાથે અને વેરાગણ (સાધ્વી કે બાવી) સાથે જે એકાંતમાં વાતચીત કરે; તેનો કંઈક દંડ તો કરવો જ. ૩૬૩

કન્યાને બગાડનારને સજા

योऽकामां दूषयेत्कन्यां स सद्यो वधमर्हति ।
सकामां दूषयंस्तुल्यो न वधं प्राप्नुयान्नरः ॥ ३६४ ॥

જે પુરુષ નહિ ઇચ્છતી કન્યાને બગાડે, તેને તત્કાલ (લિંગ કપાવી) મારી નાખવો ઘટે; પણ (સજાતીય) પુરુષ, ઇચ્છતી કન્યાને બગાડે; તો તેને મારી નાખવાની સજા ન કરાય. ૩૬૪

કન્યાને સજા

कन्यां भजन्तीमुत्कृष्टं न किंचिदपि दापयेत् ।
जघन्यं सेवमानां तु संयतां वासयेद्गृहे ॥ ३६५ ॥

ઉચ્ચ વર્ણના પુરુષને ભજતી કન્યાનો કંઈ પણ દંડ ન કરવો, પણ ઊતરતા વર્ણના પુરુષને સેવતી કન્યાને તો ઘરમાં કબજે રાખવી. ૩૬૫

ઉચ્ચ વર્ણની કન્યાને બગાડનારને વધની શિક્ષા

उत्तमां सेवमानस्तु जघन्यो वधमर्हति ।
शुल्कं दद्यात्सेवमानः समामिच्छेत्पिता यदि ॥ ३६६ ॥

હલકી જાતિનો પુરુષ ઉત્તમ જાતિની (ઇચ્છતી કે નહિ

ઇચ્છતી ) કન્યાને સેવે, તો તે મારી નાખવાને યોગ્ય છે; પણ તે પોતાની જ જાતની કન્યાને સેવે, તો તે કન્યાનો પિતા જો ઇચ્છે, તો તે કન્યાનું મૂલ્ય આપે (અને તેને જ પરણે). ૩૬૬

બળાત્કારે આંગળીથી કન્યાને બગાડનારને સજા

अभिषह्य तु यः कन्यां कुर्याद्दर्पेण मानवः ।
तस्याशु कर्त्ये अङ्गुल्यौ दण्डं चार्हति षट्शतम् ॥३६७॥

જે માણસ બળજબરીથી અહંકારપૂર્વક કન્યાને (આંગળીથી) બગાડે, તેની બન્ને આંગળીઓ તરત જ કાપી નંખાવવી અને તેનો છસો પણ દંડ કરવો. ૩૬૭

બળાત્કાર વિના બગાડનારનો દંડ

सकामां दूषयंस्तुल्यो नाङ्गुलिच्छेदमाप्नुयात् ।
द्विशतं तु दमं दाप्यः प्रसङ्गविनिवृत्तये ॥ ३६८ ॥

જે સજાતીય પુરુષ કામેચ્છાવાળી કન્યાને (આંગળીથી) બગાડે, તેને આંગળીઓ કપાવવાની શિક્ષા ન કરવી, પણ (તેની) અત્યાસક્તિ (અટકાવવા માટે) તેનો બસો પણ દંડ કરવો. ૩૬૮

કન્યા જ કન્યાને આંગળીથી બગાડે તો !

कन्यैव कन्यां या कुर्यात्तस्याः स्याद्द्विशतो दमः ।
शुल्कं च द्विगुणं दद्याच्छिफाश्चैवाप्नुयाद्दश ॥ ३६९ ॥

જે કન્યા જ બીજી કન્યાને ( આંગળીથી ) બગાડે, તેનો બસો પણ દંડ કરવો; ઉપરાંત દૂષિત કરાયેલી કન્યાના પિતાને તેણે બમણું મૂલ્ય આપવું અને દૂષિત કરનારીને દશ ચાબખાનો માર મારવો. ૩૬૯

જો કોઈ સ્ત્રી એ રીતે કન્યાને બગાડે તો?

या तु कन्यां प्रकुर्यात्स्त्री सा सद्यो मौण्ड्यमर्हति ।
अङ्गुल्योरेव वा छेदं खरेणोद्वहनं तथा ॥ ३७० ॥

પણ જે સ્ત્રી કન્યાને (આંગળીથી) દૂષિત કરે, તેનું તરત જ માથું મુંડાવી નાખવું ઘટે, તેની આંગળીઓ કાપી નંખાવવી અને તેને ગધેડે બેસાડી ફેરવવી. ૩૭૦

ધણીને અવગણનારી સ્ત્રીને કૂતરાંને ખવડાવી દેવી

भर्तारं लङ्घयेद्या तु स्त्री ज्ञातिगुणदर्पिता ।
तां श्वभिः खादयेद्राजा संस्थाने बहुसंस्थिते ॥ ३७१ ॥

જે સ્ત્રી પોતાનાં સગાંવહાલાંના તથા સૌંદર્યાદિ ગુણોના ઘમંડને લીધે (પરપુરુષ સાથે ચાલી) પોતાના સ્વામીનો અનાદર કરે, તેને રાજાએ ઘણા માણસોના મેળાની (વચ્ચેની) જગ્યાએ કૂતરાંને ખવડાવી દેવી. ૩૭૧

વ્યભિચારી પુરુષને બળાવી નાખવો

पुमांसं दाहयेत्पापं शयने तप्त आयसे ।
अभ्यादध्युश्च काष्ठानि तत्र दह्येत पापकृत् ॥ ३७२ ॥

(વ્યભિચારનું) પાપ કરનાર પુરુષને રાજાએ લોઢાના ધગધગતા ખાટલા ઉપર બાળી નખાવવો અને તે પાપ કરનારો ત્યાં બળીને ખાખ થઈ જાય તે સારુ તેના ઉપર (તેને મારી નાખનારા લોકોએ) લાકડાં મૂકવાં. ૩૭૨

ફેર વ્યભિચારીનો બેવડો દંડ!

संवत्सराभिशस्तस्य दुष्टस्य द्विगुणो दमः ।
व्रात्यया सह संवासे चाण्डाल्या तावदेव तु ॥ ३७३ ॥

એક જ વર્ષમાં જેના પર ફરી વ્યભિચારનો આરોપ

આવે, તે દુષ્ટનો બમણો દંડ કરવો; વ્રાત્ય ( શૂદ્ર ) જાતિની સ્ત્રી અને ચંડાળણ સાથે સંભોગ કરનારનો પણ તેટલો જ બમણો દંડ કરવો. ૩૭૩

વ્યભિચારી શૂદ્રનો દંડ

शूद्रो गुप्तमगुप्तं वा द्वैजातं वर्णमावसन् ।
अगुप्तमङ्गसर्वस्वैर्गुप्तं सर्वेण हीयते ॥ ३७४ ॥

કોઈ શૂદ્ર દ્વિજજાતિની કોઈ ધણિયાતી કે નધણિયાતી સ્ત્રીને ભોગવે, તો નધણિયાતી સ્ત્રીને ભોગવ્યા બદલ તેનું લિંગ કપાવી નાખવું અને ધણિયાતી સ્ત્રીને ભોગવ્યા બદલ તેનાં સર્વ અંગો કપાવી નાખવાં તથા તેનું સર્વ ધન લઈ લેવું.

વ્યભિચારી વૈશ્ય તથા ક્ષત્રિયનો દંડ

वैश्यः सर्वस्वदण्डः स्यात्संवत्सरनिरोधतः ।
सहस्रं क्षत्रियो दण्डयो मौण्डयं मूत्रेण चार्हति ॥ ३७५ ॥

વૈશ્ય જો ધણિયાતી બ્રાહ્મણસ્ત્રી સાથે સંભોગ કરે, તો તેને એક વર્ષની કેદ આપવી; અને જો ક્ષત્રિય તે પ્રમાણે કરે, તો તેનો એક હજાર પણનો દંડ કરવો અને (ગધેડાના) મૂતરથી તેનું માથું મુંડાવવું. ૩૭૫

ब्राह्मणीं यद्यगुप्तां तु गच्छेतां वैश्यपार्थिवौ ।
वैश्यं पञ्चशतं कुर्यात्क्षत्रियं तु सहस्रिणम् ॥ ३७६ ॥

જો વૈશ્ય અને ક્ષત્રિય નધણિયાતી બ્રાહ્મણીને ભોગવે, તો વૈશ્યનો પાંચસો પણ અને ક્ષત્રિયનો એક હજાર પણ દંડ કરવો. ૩૭૬

उभावपि तु तावेव ब्राह्मण्या गुप्तया सह ।
विप्लुतौ शूद्रवद्दण्ड्यौ दग्धव्यौ वा कटाग्निना ॥ ३७७ ॥

તે બન્ને જો કોઈ ધણિયાતી બ્રાહ્મણી સાથે સંભોગ કરે, તો તેમનો શૂદ્રના જેવો દંડ કરવો અથવા તેમને કટ જાતના ઘાસના અગ્નિ વડે બાળી નાખવા. ૩૭૭

વ્યભિચારી બ્રાહ્મણનો દંડ

सहस्रं ब्राह्मणो दण्ड्यो गुप्तां विप्रां बलाद्व्रजन् ।
शतानि पञ्च दण्ड्यः स्यादिच्छन्त्या सह संगतः ॥ ३७८ ॥

જો કોઈ બ્રાહ્મણ રક્ષિત (ધણિયાતી) બ્રાહ્મણીને બળાત્કારે ભોગવે, તો તેનો એક હજાર પણ દંડ કરવો; પણ જો તે બ્રાહ્મણીની ઇચ્છાથી તેનો તે સમાગમ કરે, તો તેનો પાંચસો પણ દંડ કરવો. ૩૭૮

બ્રાહ્મણ તથા બીજાઓની દેહાંત સજામાં ફરક

मौण्ड्यं प्राणान्तिको दण्डो ब्राह्मणस्य विधीयते ।
इतरेषां तु वर्णानां दण्डः प्राणान्तिको भवेत् ॥ ३७९ ॥

(વ્યભિચારના અપરાધમાં) બ્રાહ્મણનું માથું મુંડી નખાવવું, એ જ એને માટે દેહાંતદંડ ગણાય છે, પણ બીજા વર્ણોને તો (એ અપરાધ બદલ) દેહાંતદંડની જ શિક્ષા હોય. ૩૭૯

હરકોઈ અપરાધમાં બ્રાહ્મણને મારી ન નાખવો

न जातु ब्राह्मणं हन्यात्सर्वपापेष्वपि स्थितम् ।
राष्ट्रादेनं बहिः कुर्यात्समग्रधनमक्षतम् ॥ ३८० ॥

બ્રાહ્મણ ભલે બધાં ય પાપોમાં ડૂબ્યો હોય, તોપણ તેને દેહાંતદંડની શિક્ષા ન કરવી; પરંતુ તેને તો સમગ્ર ધન સાથે

અક્ષત શરીરે દેશપાર જ કરવો. ૩૮૦

બ્રાહ્મણવધ એ મોટો અધર્મ

न ब्राह्मणवधाद्भूयानधर्मो विद्यते भुवि ।
तस्मादस्य वधं राजा मनसाऽपि न चिन्तयेत् ॥ ३८१ ॥

પૃથ્વી પર બ્રાહ્મણવધથી મોટો કોઈ અધર્મ નથી, તેથી રાજાએ એના વધનો મનથી પણ વિચાર કરવો નહિ ૩૮૧

ક્ષત્રિય તથા વૈશ્ય અમુક વ્યભિચારમાં અમુક દંડને પાત્ર

वैश्यश्चेत्क्षत्रियां गुप्तां वैश्यां वा क्षत्रियो व्रजेत् ।
यो ब्राह्मण्यामगुप्तायां तावुभौ दण्डमर्हतः ॥ ३८२ ॥

વૈશ્ય જો ધણિયાતી ક્ષત્રાણીને ભોગવે અથવા ક્ષત્રિય જો ધણિયાતી વૈશ્ય સ્ત્રીને ભોગવે, તો નધણિયાતી બ્રાહ્મણીને ભોગવનારનો જેટલો દંડ થાય, તેટલો આ બેયનો પણ થાય.

બ્રાહ્મણની સજામાં ફરક

[ क्षत्रियां चैव वैश्यां च गुप्तां तु ब्राह्मणो व्रजन् ।
न मूत्रमुण्डः कर्तव्यो दाप्यस्तूत्तमसाहसम् ॥

જે બ્રાહ્મણ ધણિયાતી ક્ષત્રિયાણી કે વૈશ્યાનો સંગ કરે, તેનું માથું મૂતરથી ન મુંડાવવું, પણ તેનો ઉત્તમ સાહસ દંડ કરવો. ]

બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય જો અમુક જાતનો વ્યભિચાર કરે તો ?

सहस्रं ब्राह्मणो दण्डं दाप्यो गुप्ते तु ते व्रजन् ।
शूद्रायां क्षत्रियविशोः साहस्रो वै भवेद्दमः ॥ ३८३ ॥

ક્ષત્રિય કે વૈશ્યની ધણિયાતી સ્ત્રીને જો બ્રાહ્મણ ભોગવે, તો તેનો એક હજાર પણ દંડ કરવો; જો ક્ષત્રિય કે વૈશ્ય ધણિયાતી શૂદ્ર સ્ત્રીને ભોગવે તો તેનો પણ એક હજાર પણ દંડ થાય. ૩૮૩

વૈસ્ય તથા ક્ષત્રિયના અમુક વ્યભિચાર વિષે

क्षत्रियायामगुप्तायां वैश्ये पञ्चशतं दमः ।
मूत्रेण मौण्ड्यमिच्छेत्तु क्षत्रियो दण्डमेव वा ॥ ३८४ ॥

વૈશ્ય જો નધણિયાતી ક્ષત્રાણીને ભોગવે તો તેનો પાંચસો પણ દંડ કરવો; પણ ક્ષત્રિય જો નધણિયાતી ક્ષત્રિયાણીને ભોગવે તો મૂતરથી તેનું મુંડન કરાવવું અથવા તેનો પાંચસો પણ દંડ જ કરવો. ૩૮૪

બ્રાહ્મણના અમુક વ્યભિચાર વિષે

अगुप्ते क्षत्रियावैश्ये शूद्रां वा ब्राह्मणो व्रजन् ।
शतानि पञ्च दण्ड्यः स्यात्सहस्रं त्वन्त्यजस्त्रियम् ॥ ३८५ ॥

બ્રાહ્મણ જો નધણિયાતી ક્ષત્રિયાણી, વૈશ્યા કે શૂદ્ર સ્ત્રીને ભોગવે તો તેનો પાંચસો પણ દંડ કરવો; પણ તે જો અંત્યજ સ્ત્રીને ભોગવે, તો તેનો એક હજાર પણ દંડ કરવો. ૩૮૫

અમુક દંડરૂપે આવેલા ધનની વ્યવસ્થા

[ शूद्रोत्पन्नांशपापीयान्न वै मुच्येत किल्बिषात् ।
तेभ्यो दण्डाहृतं द्रव्यं न कोशे संप्रवेशयेत् ॥
अयाजिकं तु तद्राजा दद्याद्भृतकवेतनम् ।
यथा दण्डगतं वित्तं ब्राह्मणेभ्यस्तु लम्भयेत् ॥

શૂદ્ર દ્વારા ઊંચા વર્ણની સ્ત્રીમાં ઉત્પન્ન થયેલો પાપી પુરુષ પાપમુક્ત થતો નથી; તેમની પાસેથી દંડરૂપે લીધેલું ધન ભંડારમાં દાખલ ન કરવું. જેમ દંડમાં આવેલું ધન બ્રાહ્મણોને અપાવવામાં આવે છે, તેમ યતયાગમાં અનુપયોગી તે ધન રાજાએ નોકરચાકરોને પગાર પેટે આપી દેવું. ]

કેવો રાજા ઇંદ્રલોકને ભોગવે?

यस्य स्तेनः पुरे नास्ति नान्यस्त्रीगो न दुष्टवाक् ।
न साहसिकदण्डघ्नौ स राजा शक्रलोकभाक् ॥ ३८६ ॥

જે રાજાના નગરમાં ચોર નથી, પરસ્ત્રીગામી નથી, અપશબ્દ બોલનારો નથી, સાહસકર્મી નથી, તેમ મારામારી કરનારો નથી, તે રાજા ઇંદ્રલોક ભોગવે છે. ૩૮૬

ઉપર જણાવેલા પાંચને વશ રાખવાથી રાજાને ફળ

एतेषां निग्रहो राज्ञः पञ्चानां विषये स्वके ।
साम्राज्यकृत्सजात्येषु लोके चैव यशस्करः ॥ ३८७ ॥

પોતાના દેશમાં એ પાંચેને વશ રાખવા, તે, રાજાને પોતાના સમાન રાજાઓમાં સામ્રાજ્ય અને લોકમાં યશ કરનાર થાય છે. ૩૮૭

યજમાન તથા તેના ગોર સંબંધી

ऋत्विजं यस्त्यजेद्याज्यो याज्यं चर्त्विक्त्यजेद्यदि ।
शक्तं कर्मण्यदुष्टं च तयोर्दण्डः शतं शतम् ॥ ३८८ ॥

જે યજમાન કર્મ કરાવી શકે એવા શક્તિમાન ઋત્વિજને છોડી દેઅને જે ઋત્વિજ કર્મ કરાવવા યોગ્ય નિર્દોષ યજમાનને ત્યજી દે, તો તે બન્નેનો સો સો પણ દંડ કરવો. ૩૮૮

માતાપિતા આદિનો જે ત્યાગ કરે તેનો દંડ

न माता न पिता न स्त्री न पुत्रस्त्यागमर्हति ।
त्यजन्नपतितानेतान्राज्ञा दण्ड्यः शतानि षट् ॥ ३८९ ॥

માતા, પિતા, પત્ની અને પુત્ર ત્યાગને યોગ્ય નથી. જે (માણસ) અપતિત એવાં તેઓને ત્યજે છે, તેનો રાજાએ છસો. પણ દંડ કરવો. ૩૮૯

રાજાએ પોતે શાસ્ત્રીય ધર્મનિર્ણય ન આપી દેવો

आश्रमेषु द्विजातीनां कार्ये विवदतां मिथः ।
न विब्रूयान्नृपो धर्मं चिकीर्षन्हितमात्मनः ॥ ३९० ॥
यथार्हमेतानभ्यर्च्य ब्राह्मणैः सह पार्थिवः ।
सान्त्वेन प्रशमय्यादौ स्वधर्मं प्रतिपादयेत् ॥ ३९१ ॥

બ્રાહ્મણ આદિ ત્રણે વર્ણો ગૃહસ્થાદિ આશ્રમો સંબંધી પોતાનાં કાર્યો વિષે ('શાસ્ત્રનો અર્થ આ છે, આ નથી' એવો) પરસ્પર વિવાદ કરતા હોય, ત્યારે પોતાનું હિત ઇચ્છતા રાજાએ (વચ્ચે પડી) ધર્મનિર્ણય ન કહી નાખવો; પણ (બીજા) બ્રાહ્મણોને સાથે રાખી તેમનો યોગ્ય સત્કાર કરવો; પ્રથમ તેમને સાંત્વન આપી શાંત પાડવા અને પછી તેમને સ્વધર્મ સમજાવવો. ૩૯૦,૩૯૧

અમુક બ્રાહ્મણ ભોજનમાં બે પાડોશી તો ન જ છોડાય

प्रातिवेश्यानुवेश्यौ च कल्याणे विंशतिद्विजे ।
अर्हावभोजयन्विप्रो दण्डमर्हति माषकम् ॥ ३९२ ॥

મંગલ પ્રસંગે વીસ બ્રાહ્મણોને ભોજન અપાતું હોય, ત્યારે જે બ્રાહ્મણ ઘરને અડીને રહેનારા અને તેના એક ઘરથી આંતરે રહેતા—બે યોગ્ય પાડોશી બ્રાહ્મણોને ન જમાડે, તેનો (રૂપાનો) એક માસો દંડ કરવો. ૩૯૨

સારા પ્રસંગે શ્રોત્રિયે શ્રોત્રિયને જમાડવો જોઈએ

श्रोत्रियः श्रोत्रियं साधुं भूतिकृत्येष्वभोजयन् ।
तदन्नं द्विगुणं दाप्यो हिरण्यं चैव माषकम् ॥ ३९३ ॥

જે શ્રોત્રિય બ્રાહ્મણ ઉત્સવકાર્યોમાં ઉત્તમ શ્રોત્રિયને ન

જમાડે, તેનું બમણું અન્ન અને એક સુવર્ણ માષ, એટલો દંડ (રાજાએ પેલા શ્રોત્રિયને) અપાવવો. ૩૯૩

કોની પાસેથી રાજાએ કર ન લેવો?

अन्धो जडः पीठसर्पी सप्तत्या स्थविरश्च यः ।
श्रोत्रियेषूपकुर्वंश्च न दाप्याः केनचित्करम् ॥ ३९४ ॥

આંધળો, બહેરો, પાંગળો, સિત્તેર વર્ષનો ઘરડો અને જે શ્રોત્રિયોનો ઉપકાર કરનાર હોય, એટલા પાસેથી કોઈ રાજાએ કર ન લેવો. ૩૯૪

રાજાએ સદા સત્કારવા યોગ્ય કોણ?

श्रोत्रियं व्याधितार्तौ च बालवृद्धावकिञ्चनम् ।
महाकुलीनमार्यं च राजा संपूजयेत्सदा ॥ ३९५ ॥

શ્રોત્રિય, રોગી, દુઃખી, બાળક, વૃદ્ધ, નિર્ધન, મહાકુલીન અને સજ્જન; એમનો રાજાએ હમેશાં સત્કાર કરવો. ૩૯૫

ધોબી સંબંધી

शाल्मलीफलके श्लक्ष्णे नेनिज्यान्नेजकः शनैः ।
न च वासांसि वासोभिर्निर्हरेन्न च वासयेत् ॥ ३९६ ॥

ધોબીએ શીમળાના લીસા પાટિયા ઉપર ધીમેધીમે લુગડાં ધોવાં; વળી તેણે એકબીજાનાં લુગડાં અદલબદલ કરવાં નહિ, તેમ બીજાને પહેરવા પણ આપવાં નહિ. ( છતાં એમ તે ન વર્તે, તો રાજાએ તેનો દંડ કરવો. ) ૩૯૬

વણકર સંબંધી

तन्तुवायो दशपलं दद्यादेकपलाधिकम् ।
अतोऽन्यथा वर्तमानो दाप्यो द्वादशकं दमम् ॥ ३९७ ॥

વણકરે દશ પલ સૂતર લઈ ( ખેળ સાથે) અગિયાર પલ તે પાછું આપવું; છતાં જો તેથી ઓછું આપે, તો તેનો બાર પણ દંડ કરવો. ૩૯૭

માલ પર કેટલી જકાત રાજા લઈ શકે ?

शुल्कस्थानेषु कुशलाः सर्वपण्यविचक्षणाः ।
कुर्युरर्घं यथापण्यं ततो विंश नृपो हरेत् ॥ ३९८ ॥

જળ અને જમીનના માર્ગે આવતાજતા માલની જકાત લેવામાં કુશળ અને દરેક માલની બાબતમાં હોશિયાર એવા વેપારીઓ જે મૂલ્ય ઠરાવે, તેનો વીસમો ભાગ રાજાએ દાણ અથવા જકાત તરીકે લેવો. ૩૯૮

રાજાએ કોનું બધું લઈ લેવું ?

राज्ञः प्रख्यातभाण्डानि प्रतिषिद्धानि यानि च ।
तानि निर्हरतो लोभात्सर्वहारं हरेन्नृपः ॥ ३९९ ॥

( હાથી, ઘોડા વગેરે ) જે વસ્તુઓ રાજાના પોતાના કામની જાહેર થઈ હોય અને જે વસ્તુઓને પરદેશમાં મોકલવાની રાજાએ બંધી કરી હોય, તેને જે કોઈ વેપારી લોભથી પરદેશમાં મોકલી દે, તેનું સર્વસ્વ રાજાએ લઈ લેવું. ૩૯૯

આઠગણો દંડ કોનો કરવો ? .

शुल्कस्थानं परिहरन्नकाले क्रयविक्रयी ।
मिथ्यावादी च संख्याने दाप्योऽष्टगुणमत्ययम् ॥ ४०० ॥

જે દાણનાં નાકાં (લુચ્ચાઈથી છાનાં)છોડી જાય, જે કવખતે ખરીદી-વેચાણ કરે અને જે માલનો ખોટો આંકડો આપે, તેનો રાજાએ માલની કિંમતથી આઠગણો દંડ કરવો. ૪૦૦

માલનાં ખરીદી–વેચાણ સંબંધી

आगमं निर्गमं स्थानं तथा वृद्धिक्षयावुभौ ।
विचार्य सर्वपण्यानां कारयेत्क्रयविक्रयौ ॥ ४०१ ॥

માલની આયાત અને નિકાસ, તેનાં સ્થાન તેમ જ તેનો નફોતોટો–એ બન્ને વિચારી સર્વ માલનાં ખરીદી–વેચાણ કરાવવાં. (તે એ રીતે કે જેથી વેપારીઓને તથા ખરીદનારાઓને પીડા–હરકત–નુકસાન કે મુશ્કેલી ન થાય.) ૪૦૧

માલના ભાવતાલ અમુક સમયે નક્કી કર્યા કરવા

पञ्चरात्रे पञ्चरात्रे पक्षे पक्षेऽथवा गते ।
कुर्वीत चैषां प्रत्यक्षमर्घसंस्थापनं नृपः ॥ ४०२ ॥

રાજાએ પાંચ–પાંચ દિવસે કે પખવાડિયે–પખવાડિયે એ સર્વ માલના ભાવ એની કિંમત (જાણનાર) વેપારી વગેરેની હાજરીમાં ઠેરવવા. ૪૦૨

तुलामानं प्रतीमानं सर्वं च स्यात्सुलक्षितम् ।
षट्सु षट्सु च मासेषु पुनरेव परीक्षयेत् ॥ ४०३ ॥

તમામ કાંટા ને માપિયાં બરાબર તપાસેલાં હોવાં જોઈએ અને છ–છ મહિને તેમની ફરીફરી પરીક્ષા કરાવવી. ૪૦૩

નૌકામાં બેસી નદીપાર જનારાઓ પાસેથી શું લેવું?

पणं यानं तरे दाप्यं पौरुषोऽर्धपणं तरे ।
पादं पशुश्च योषिच्च पादार्धं रिक्तकः पुमान् ॥ ४०४ ॥

(નદીના સામા) પાર ઊતરવા માટે ખાલી વાહનનો એક પણ, ભાર સાથેના પુરુષનો અર્ધો પણ, પશુ તથા સ્ત્રીનો એક ચતુર્થાંશ પણ અને ભારવિનાના પુરુષનો એક અષ્ટમાંશ

કુદરતી નુકસાન ખલાસીઓ ન ભરે

एष नौयायिनामुक्तो व्यवहारस्य निर्णयः ।
दाशापराधतस्तोये दैविके नास्ति निग्रहः ॥ ४०९ ॥

વહાણથી જનારાઓના વ્યવહારનો આ નિર્ણય તેમાં પાણીની અંદર ખલાસીઓની કસૂર થઈ હોય, તે તેમણે નુકસાની ભરી આપવાની હોય; પણ કુદરતી-ખ તોફાન વગેરેથી થયેલું નુકસાન ખલાસીઓએ ભરી આ ન હોય. ૪૦૯

વૈશ્ય તથા શૂદ્ર પાસે શું કરાવવું ?

वाणिज्यं कारयेद्वैश्यं कुसीदं कृषिमेव च ।
पशूनां रक्षणं चैव दास्यं शूद्रं द्विजन्मनाम् ॥ ४१० ॥

વૈશ્ય પાસે રાજાએ વેપાર, વ્યાજવટું, ખેતી અને પશુ કરાવવાં; અને શૂદ્ર પાસે દ્વિજવર્ણોની સેવા કરાવવી. ૪૧

અમુક સમયની બ્રાહ્મણની ફરજ

क्षत्रियं चैव वैश्यं च ब्राह्मणो वृत्तिकर्शितौ ।
बिभृयादानृशंस्येन स्वानि कर्माणि कारयन् ॥ ४११ ॥

ક્ષત્રિયો અને વૈશ્યો જે આજીવિકા ચલાવવામાં દુઃખ થયા હોય, તો (શક્તિમાન) બ્રાહ્મણે કૂરપણું કર્યા વિ દયાથી પોતાનાં કર્મો તેમની પાસે કરાવી તેમનું ભરણપોષ કરવું.[+] ૪૧૧

બ્રાહ્મણ પણ દંડપાત્ર ક્યારે?

दास्यं तु कारयल्लोभाद्ब्राह्मणः संस्कृतान्द्विजान् ।
अनिच्छतः प्राभवत्याद्राज्ञा दण्ड्यः शतानि षट् ॥ ४१२ ॥

જે બ્રાહ્મણ સંસ્કારી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય પાસે તેમની ઇચ્છા ન હોય છતાં પોતાના પ્રભુત્વ અથવા સામર્થ્યના જોરથી લોભને લીધે દાસકર્મ કરાવે, તેનો રાજાએ છસો પણ દંડ કરવો. ૪૧૨

શૂદ્ર પાસે બ્રાહ્મણ દાસકર્મ કરાવી શકે

शूद्रं तु कारयेद्दास्यं क्रीतमक्रीतमेव वा ।
दास्यायैव हि सृष्टोऽसौ ब्राह्मणस्य स्वयंभुवा ॥ ४१३ ॥

ખરીદેલા કે ન ખરીદેલા શૂદ્ર પાસે તો બ્રાહ્મણ દાસકર્મ કરાવી શકે; કેમકે સ્વયંભૂ-બ્રહ્માએ શૂદ્રને બ્રાહ્મણના દાસપણા માટે જ સર્જ્યો છે. ૪૧૩

શૂદ્રનું દાસપણું સ્વાભાવિક

न स्वामिना निसृष्टोऽपि शूद्रो दास्याद्विमुच्यते ।
निसर्गजं हि तत्तस्य कस्तस्मात्तदपोहति ॥ ४१४ ॥

(કોઈ) સ્વામીએ શૂદ્રને દાસપણામાંથી મુક્ત કર્યો હોય, તોપણ તે શૂદ્ર (બ્રાહ્મણના) દાસપણામાંથી મુક્ત થઈ શકતો નથી; કેમકે એ તેનું દાસપણું સ્વભાવસિદ્ધ છે; તેમાંથી એને કોણ હઠાવી શકે? ૪૧૪

સાત પ્રકારના દાસ

ध्वजाहृतो भक्तदासो गृहजः क्रीतदत्रिमौ ।
पैत्रिको दण्डदासश्च सप्तैते दासयोनयः ॥ ४१५ ॥

ધ્વજાહૃત (યુદ્ધમાં જીતી આણેલો), ભક્તદાસ (ખાવા બદલ રહેલો), ગૃહજ (ઘરની દાસીમાં જન્મેલો), ક્રીત (વેચાતો લીધેલો), દત્રિમ (કોઈએ દાનમાં આપેલો), પૈત્રિક (પેઢીથી ચાકરી કરતો) અને દંડદાસ (દંડ ભરવાની અશક્તિને લીધે ચાકરી કરતો), એમ આ સાત કારણપૂર્વકના દાસો છે. ૪૧૫

ત્રણ જ નિર્ધન કહેવાય છે

भार्या पुत्रश्च दासश्च त्रय एवाधनाः स्मृताः ।
यत्ते समधिगच्छन्ति यस्य ते तस्य तद्धनम् ॥ ४१६ ॥

પત્ની, પુત્ર અને દાસ એ ત્રણને જ અધન (ધનની માલિકી વિનાનાં) કહ્યાં છે; કેમકે તેઓ જે ધન મેળવે છે, તે જેમનાં તેઓ હોય તેમનું થાય છે. ૪૧૬

આપત્તિકાળે બ્રાહ્મણ શૂદ્રનું ધન લઈ શકે

विस्रब्धं ब्राह्मणः शूद्राद्द्रव्योपादानमाचरेत् ।
नहि तस्यास्ति किंचित्स्वं भर्तृहार्यधनो हि सः ॥ ४१७ ॥

બ્રાહ્મણ (આપત્તિસમયે પોતાના દાસ) શૂદ્ર પાસેથી તેનું દ્રવ્ય કોઈ શંકા કર્યા વિના લઈ શકે; કેમકે તે શૂદ્રનું પોતાનું કંઈ જ દ્રવ્ય નથી; એનું જે કંઈ ધન હોય તે સ્વામીથી લઈ શકાય છે. (એટલે કે આપત્તિસમયે બ્રાહ્મણ બળથી પણ શૂદ્ર પાસેથી ધન લઈ લે, તોપણ રાજા તેને શિક્ષા ન કરી શકે.) ૪૧૭

વૈશ્ય અને શૂદ્ર પાસે તેનાં કામ રાજા કરાવ્યે જ રાખે

वैश्यशूद्रौ प्रयत्नेन स्वानि कर्माणि कारयेत् ।
तौ हि च्युतौ स्वकर्मभ्यः क्षोभयेतामिदं जगत् ॥ ४१८ ॥

રાજાએ વૈશ્યો પાસે (ખેતીવાડી, વેપાર વગેરે) તેનાં કર્મ કરાવ્યા કરવાં અને શૂદ્રોની પાસે (સેવા વગેરે) તેનાં કર્મ કરાવ્યાં જ કરવાં; કેમકે સ્વકર્મોથી ભ્રષ્ટ થયેલા (અને અવળા માર્ગે ધન કમાઈને મદોન્મત્ત બનેલા) તેઓ આ જગતને ખળભળાવી મૂકે છે. ૪૧૮

રાજાની પોતાની ફરજ

अहन्यहन्यवेक्षेत कर्मान्तान्वाहनानि च।
आयव्ययौ च नियतावाकरान्कोशमेव च॥४१९॥

રાજાએ રોજરોજ આરંભેલાં કામોનાં પરિણામોની, વાહનોની, નિયમિત આવકજાવકની, ખાણોની તેમ જ ભંડારોની પાસ રાખ્યા કરવી. ૪૧૯

એમ વર્તનાર રાજાની પરમ ગતિ

एवं सर्वानिमान्राजा व्यवहारान्समापयन्।
व्यपोह्य किल्बिषं सर्वं प्राप्नोति परमां गतिम्॥४२०॥

એમ આ સર્વ વ્યવહારોને સંપૂર્ણ સમાપ્ત કરતો રાજા સર્વ પાપોનો નાશ કરી પરમગતિ પામે છે. ૪૨૦

इति श्रीमानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां अष्टमोऽध्यायः॥

ઇતિ શ્રીમાનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૮મો સમાપ્ત

# અધ્યાય ૯મો

પુરુષ તથા સ્ત્રીના ધર્મો

पुरुषस्य स्त्रियाश्चैव धर्म्ये वर्त्मनि तिष्ठतोः ।
संयोगे विप्रयोगे च धर्मान्वक्ष्यामि शाश्वतान् ॥ १ ॥

ધર્મમાર્ગે રહેતો પુરુષ અને સ્ત્રી જ્યારે સાથે હોય અને (કોઈ કાળે) જ્યારે છૂટાં પડ્યાં હોય, તે સમયના તેમના સનાતન ધર્મો હું કહું છું. ૧

સ્ત્રીઓને સ્વતંત્ર થવા ન દેવી

अस्वतन्त्राः स्त्रियः कार्याः पुरुषैः स्वैर्दिवानिशम् ।
विषयेषु च सज्जन्त्यः संस्थाप्या आत्मनो वशे ॥ २ ॥

પુરુષોએ સ્ત્રીઓને રાતદિવસ સ્વતંત્ર ન કરવી; પોતાને વશ જ રાખવી ) વળી ( શાસ્ત્રીય ) વિષયોમાં આસક્ત રહેતી હોય, તેવી સ્ત્રીઓને પણ પોતાને વશ જ રાખવી. ૨

સ્ત્રીનું રક્ષણ સર્વ કાળે જરૂરી

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्यमर्हति ॥ ३ ॥

સ્ત્રીને કુમારાવસ્થામાં પિતા રક્ષે, યુવાવસ્થામાં પતિ રક્ષે અને ઘડપણમાં પુત્રો રક્ષે; (પણ કોઈ કાળે) સ્ત્રીને સ્વતંત્રતા ન ઘટે. ૩

સ્ત્રીના સંબંધમાં નિંદાપાત્ર કોણ?

कालेऽदाता पिता वाच्यो वाच्यश्चानुपयन्पतिः ।
मृते भर्तरि पुत्रस्तु वाच्यो मातुररक्षिता ॥ ४ ॥

યોગ્યકાળે ( એટલે ઋતુકાળ પહેલાં ) કન્યાદાન ન કરનાર

પિતા, ઋતુકાળે પત્નીગમન ન કરનાર પતિ અને ધણી મરી ગયા પછી માતાનું રક્ષણ ન કરનારો પુત્ર નિંદાપાત્ર થાય છે. ૪

કરેકોઈ પ્રસંગે સ્ત્રીને સાચવવી

सूक्ष्मेभ्योऽपि प्रसङ्गेभ्यः स्त्रियो रक्ष्या विशेषतः ।
द्वयोर्हि कुलयोः शोकमावहेयुररक्षिताः ॥ ५ ॥

( દુરાચાર તરફ ઘસડી જાય એવા હરકોઈ ) સૂક્ષ્મ પ્રસંગથી પણ સ્ત્રીઓને ખાસ સાચવવી જોઈએ; ( તો મોટા પ્રસંગોએ તો કહેવું જ શું ? ) કેમકે સાચવણી અથવા દેખરેખ વિનાની ( સ્વતંત્ર બનેલી ) તે સ્ત્રીઓ પિયર અને સાસરું—એ બન્ને કુળને સંતાપ પમાડે છે. ૫

સ્ત્રીની સાચવણીથી બધું સચવાય

[ भार्यायां रक्ष्यमाणायां प्रजा भवति रक्षिता ।
प्रजायां रक्ष्यमाणायामात्मा भवति रक्षितः ॥

સ્ત્રી સચવાય તો પ્રજા સચવાય છે; અને પ્રજા સચવાય તો પોતે સુરક્ષિત બને છે. ]

સ્ત્રીની સાચવણી એ ઉત્તમ ધર્મ

इमं हि सर्ववर्णानां पश्यन्तो धर्ममुत्तमम् ।
यतन्ते रक्षितुं भार्यां भर्तारो दुर्बला अपि ॥ ६ ॥

સર્વ વર્ણો માટે આ સ્ત્રીરક્ષણરૂપી ધર્મને ઉત્તમ જોતા પતિઓ પોતે દુર્બળ હોય, તોપણ પત્નીનું રક્ષણ કરવા કાળજી રાખે છે. ૬

સ્ત્રીને સાચવનારો બધું સાચવી શકે

स्वां प्रसूतिं चरित्रं च कुलमात्मानमेव च ।
स्वं च धर्मं प्रयत्नेन जायां रक्षन्हि रक्षति ॥ ७ ॥

જે પુરુષ પોતાની પત્નીને સાચવે છે, તે જ પોતાનાં સંતાનની, ચારિત્રની, કુળની, પંડની તેમ જ ધર્મની પણ પ્રયત્નથી રક્ષા કરી શકે છે. ૭

પિતા જ પુત્રરૂપે પત્નીમાં જન્મે છે

पतिर्भार्यां संप्रविश्य गर्भो भूत्वेह जायते ।
जायायास्तद्धि जायात्वं यदस्यां जायते पुनः ॥ ८ ॥

પતિ પત્નીમાં (વીર્યરૂપે) પ્રવેશી ગર્ભરૂપ (પુત્રરૂપે) થઈ આ લોકમાં (ફરી) જન્મે છે; આમ પુરુષ ફરીને પત્નીમાં જન્મે છે, તે જ જાયા(પત્ની)નું જાયાપણું છે. ૮

સારી સંતતિ માટે પણ સ્ત્રીની સાચવણી જરૂરી

यादृशं भजते हि स्त्री सुतं सूते तथाविधम् ।
तस्मात्प्रजाविशुद्ध्यर्थं स्त्रियं रक्षेत्प्रयत्नतः ॥ ९ ॥

સ્ત્રી જેવા પુરુષને સેવે છે, તેવા જ પુત્રને તે જન્મ આપે છે; તેથી પ્રજાની વિશુદ્ધિ માટે પણ સ્ત્રીને કાળજીથી સાચવવી. ૯

સ્ત્રીની સાચવણી અઘરી તો છે

न कश्चिद्योषितः शक्तः प्रसह्य परिरक्षितुम् ।
एतैरुपाययोगैस्तु शक्यास्ताः परिरक्षितुम् ॥ १० ॥

કોઈ પણ માણસ બળજબરાઈથી સ્ત્રીને સાચવી ન શકે; પરંતુ નીચેના ઉપાયો કરવાથી સ્ત્રીઓને સાચવી શકાય છે. ૧૦

સ્ત્રીરક્ષણના ઉપાય

अर्थस्य संग्रहे चैनां व्यये चैव नियोजयेत् ।
शौचे धर्मेऽन्नपक्त्यां च पारिणाह्यस्य वेक्षणे ॥ ११ ॥

ધનના સંગ્રહમાં, તેના ખર્ચમાં, સ્નાન આદિ શૌચ

કાર્યમાં, પૂજા આદિ ધર્મમાં, રસોઈનાં અને ઘરવખરીની સંભાળ વગેરે-કામોમાં સ્ત્રીને જોડી રાખવી. ૧૧

સ્ત્રીઓ પોતે જ પોતાનું રક્ષણ કરી શકે છે

अरक्षिता गृहे रुद्धाः पुरुषैराप्तकारिभिः ।
आत्मानमात्मना यास्तु रक्षेयुस्ताः सुरक्षिताः ॥ १२ ॥

હિતેચ્છુ અને આજ્ઞાધીન માણસો દ્વારા ઘરમાં ગોંધી રાખવાથી પણ સ્ત્રીઓ સુરક્ષિત થતી નથી; પણ જે સ્ત્રીઓ પોતે જ પોતાને રક્ષે છે, તે જ સ્ત્રીઓ સુરક્ષિત રહી શકે છે.[×] ૧૨

સ્ત્રીને બગાડનારાં છ

पानं दुर्जनसंसर्गः पत्या च विरहोऽटनम् ।
स्वप्नोऽन्यगेहवासश्च नारीसंदूषणानि षट् ॥ १३ ॥

મદ્યપાન, દુર્જનની સોબત, પતિનો વિયોગ, રખડરઝળ, ઊંઘણશીપણું અને પારકે ઘેર રહેવું; એ છ સ્ત્રીઓને બગાડનારાં છે. ૧૩

'પુરુષ છે ને!' એટલું જ સ્ત્રી જુએ

नैता रूपं परीक्षन्ते नासां वयसि संस्थितिः ।
सुरूपं वा विरूपं वा पुमानित्येव भुञ्जते ॥ १४ ॥

( દુરાચારિણી ) સ્ત્રીઓ ( સુંદર ) રૂપની પરીક્ષા કરતી નથી; તેમ જ ( જુવાની ) વગેરે ઉંમર માટે પણ તેમને આદર હોતો નથી. રૂપાળો કે કદરૂપો 'પુરુષ છે ને!' એટલું જ જોઈને તેને તેઓ ભોગવે છે. ૧૪

× અર્થાત્ ધર્મ તથા અધર્મનું ફળ સ્વર્ગ તથા નરક છે, વગેરે ઉપદેશ આપ્યા કરવો, એ જ સ્ત્રીરક્ષણનો મુખ્ય ઉપાય છે. (कुल्लूक)

ધણી તરફ સ્ત્રીના અણગમાનાં કારણો

पौंश्चल्याच्चलचित्ताच्च नैस्नेह्याच्च स्वभावतः ।
रक्षिता यत्नतोऽपीह भर्तृष्वेता विकुर्वते ॥ १५ ॥

વ્યભિચારીપણું; ચિત્તની ચંચળતા તેમ જ સ્વાભાવિક સ્નેહનો અભાવ, એ કારણોને લીધે સ્ત્રીઓ, કાળજીથી રક્ષાયેલી હોય, તોપણ પોતાના પતિ વિષે અભાવ રાખે છે; ૧૫

માટે જ સ્ત્રીના રક્ષણની પુરુષે કાળજી રાખવી

एवं स्वभावं ज्ञात्वाऽऽसां प्रजापतिनिसर्गजम् ।
परमं यत्नमातिष्ठेत्पुरुषो रक्षणं प्रति ॥ १६ ॥

સ્ત્રીઓનો એવો સ્વભાવ બ્રહ્માની સૃષ્ટિ સાથે જન્મ્યો છે, એમ જાણી પુરુષે તેમના રક્ષણ માટે અતિશય પ્રયત્ન કરવો. ૧૬

સ્ત્રીનાં કાર્ય

शय्यासनमलंकारं कामं क्रोधमनार्जवम् ।
द्रोहभावं कुचर्यां च स्त्रीभ्यो मनुरकल्पयत् ॥ १७ ॥

શય્યા, આસન, અલંકાર, કામ, ક્રોધ, કુટિલતા, દ્રોહભાવ અને દુરાચાર; એ મનુએ સ્ત્રીઓ માટે કલ્પ્યાં છે. (તેથી સ્ત્રીનું રક્ષણ બહુ જરૂરી છે.) ૧૭

સ્ત્રીઓ અસત્ય જેવી અશુભ છે

नास्ति स्त्रीणां क्रिया मन्त्रैरिति धर्मे व्यवस्थितिः ।
निरिन्द्रिया ह्यमन्त्राश्च स्त्रियोऽनृतमिति स्थितिः ॥ १८ ॥

સ્ત્રીઓની વૈદિક મંત્રોથી (જાતકર્માદિ) સંસ્કારક્રિયા થઈ શકે નહિ, એવી ધર્મશાસ્ત્રોની વ્યવસ્થા છે; તેમને શ્રુતિ અને સ્મૃતિનો તેમ જ મંત્રોનો અધિકાર નથી; આથી તેઓ અસત્યના જેવી અશુભ છે. (અને તેથી જ તેની સાચવણી બહુ જરૂરી છે.)

સ્ત્રીઓના વ્યભિચારી સ્વભાવમાં ઘણી વૈદિક શ્રુતિનો પુરાવો

तथा च श्रुतयो बह्वयो निगीता निगमेष्वपि ।
स्वालक्षण्यपरीक्षार्थं तासां शृणुत निष्कृतीः ॥ १९ ॥

સ્ત્રીઓના વ્યભિચારી સ્વભાવની પરીક્ષા માટે વેદોમાં પણ અનેક શ્રુતિઓ× ગવાઈ છે, તેમાંની પ્રાયશ્ચિત્ત તરીકેની શ્રુતિઓ તમે સાંભળો. ૧૯

માતાનો વ્યભિચાર જાણતા પુત્રનું વચન

'यन्मे माता प्रलुलुभे विचरन्त्यपतिव्रता ।
तन्मे रेतः पिता वृक्ता'मित्यस्यैतन्निदर्शनम् ॥ २० ॥

'મારી માતા અપતિવ્રતા હોઈ પરપુરુષની કામનાવાળી જે થઈ હતી, તેથી મારા પિતા તેના રજને શુદ્ધ કરો'—આ (વેદમંત્ર) તેનું (એટલે સ્ત્રીના વ્યભિચારી સ્વભાવનું) ઉદાહરણ છે. (માતાના માનસિક વ્યભિચારને જાણતા કોઈ પુત્રનું આ વચન છે.) ૨૦

સ્ત્રીના માનસિક વ્યભિચારમાં એ પુરાવો

ध्यायत्यनिष्टं यत्किंचित्पाणिग्राहस्य चेतसा ।
तस्यैष व्यभिचारस्य निह्नवः सम्यगुच्यते ॥ २१ ॥

સ્ત્રી મનથી પણ પોતાના પતિનું જે કાંઈ અનિષ્ટ (અર્થાત્ પરપુરુષનું ગમન) ચિંતવે છે, તે માનસિક વ્યભિચારનું આ (મંત્રમાં) સારી રીતે પ્રાયશ્ચિત્ત કહ્યું છે. ૨૧

× જેવી કે 'न चैतद् विद्मो ब्राह्मणाः स्मोऽब्राह्मणा वा—અમે નથી જાણતા કે અમે બ્રાહ્મણ છીએ કે બ્રાહ્મણરહિત છીએ?' અર્થાત્ સ્ત્રીઓનાં મન ચંચળ હોય છે, તેથી અમે વ્યભિચારથી જન્મેલા બીજી જાતના તો નહિ હોઈએ! (कुल्लूक)

જેવો પતિ તેવી પત્ની બને

यादृग्गुणेन भर्त्रा स्त्री संयुज्येत यथाविधि ।
तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा ॥ २२ ॥

નદી જેમ સમુદ્ર સાથે સમુદ્રના જેવા ગુણવાળી (મીઠી મટી ખારી) થાય છે, તેમ સ્ત્રી જેવા ગુણવાળા પતિને પરણે છે, તેવા ગુણવાળી થાય છે. ૨૨

ઉપર્યુક્ત બાબતમાં દષ્ટાંત

अक्षमाला वसिष्ठेन संयुक्ताऽधमयोनिजा ।
शारङ्गी मन्दपालेन जगामाभ्यर्हणीयताम् ॥ २३ ॥

નીચ જાતિમાં જન્મેલી અક્ષમાલા વસિષ્ઠ સાથે અને શારંગી મન્દપાલ સાથે લગ્નથી જોડાઈ પૂજ્યપણાને પામી હતી. ૨૩

એવાં તો ઘણાં દષ્ટાંતો છે

एताश्चान्याश्च लोकेऽस्मिन्नपकृष्टप्रसूतयः ।
उत्कर्षं योषितः प्राप्ताः स्वैः स्वैर्भर्तृगुणैः शुभैः ॥ २४ ॥

આ લોકમાં એ ને બીજી હીન જાતિમાં જન્મેલી સ્ત્રીઓ પોતપોતાના સ્વામીઓના શુભ ગુણોને લીધે ઉત્કર્ષ પામી છે.

પ્રજાના ધર્મો કહેવાની પ્રતિજ્ઞા

एषोदिता लोकयात्रा नित्यं स्त्रीपुंसयोः शुभा ।
प्रेत्येह च सुखोदर्कान्प्रजाधर्मान्निबोधत ॥ २५ ॥

સ્ત્રીપુરુષનો આ નિત્યનો શુભ લોકવ્યવહાર કહ્યો; હવે આ લોક તથા પરલોકમાં ઉત્તમ સુખ પમાડનારા સંતતિના ધર્મો તમે સાંભળો. ૨૫

સ્ત્રીનાં ગુણગાન : સ્ત્રી અને લક્ષ્મી સરખાં

प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन ॥ २६ ॥

પ્રજાની ઉત્પત્તિ માટે સ્ત્રીઓ મહાભાગ્યવાળી, પૂજાપાત્ર અને ઘરના પ્રકાશરૂપ છે; સ્ત્રીઓ ઘરમાં લક્ષ્મી છે; માટે સ્ત્રી અને લક્ષ્મીમાં કોઈ તફાવત નથી.‡ ૨૬

સાંસારિક બધી બાબત સ્ત્રીને અધીન

उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् ।
प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्रीनिबन्धनम् ॥ २७ ॥

સંતાન ઉત્પન્ન કરવું, થયેલી સંતતિને ઉછેરી મોટી કરવી અને નિત્યનો લોકવ્યવહાર ચલાવવો, એ પ્રત્યક્ષ સ્ત્રીઓને અધીન છે. ૨૭

સ્વર્ગ પણ સ્ત્રીને અધીન!

अपत्यं धर्मकार्याणि शुश्रूषा रतिरुत्तमा ।
दाराधीनस्तथा स्वर्गः पितृणामात्मनश्च ह ॥ २८ ॥

સંતાન, ધર્મકાર્યો, સેવા, ઉત્તમ પ્રીતિ અને પોતાનું તથા પિતૃઓનું સ્વર્ગ પણ સ્ત્રીઓને અધીન છે. ૨૮

‡ જો કે ઉપર, સ્ત્રીઓના રક્ષણ માટે તેમના દોષો કહ્યા છે, તોપણ એ દોષોને દૂર કરવાના ઉપાયો છે; તેથી એ દોષો ન ગણાય, એ અભિપ્રાયથી અહીં સ્ત્રીઓને ઘણો જ ઉપકાર કરનારી, ગર્ભની ઉત્પત્તિ માટેનું અતિ કલ્યાણકારક પાત્ર અને વસ્ત્રઆભૂષણ વગેરે આપીને સન્માન કરવા યોગ્ય બતાવી છે. સ્ત્રીઓ અને લક્ષ્મી ઘરમાં શોભા કરનારી છે, તેથી તેઓ બંનેમાં કોઈ તફાવત નથી; જેમ લક્ષ્મીવિનાનું ઘર શોભતું નથી, તેમ સ્ત્રીવિનાનું ઘર પણ શોભતું નથી. (कुल्लूक)

કેવી સ્ત્રી સાધ્વી કહેવાય છે?

पतिं या नाभिचरति मनोवाग्देहसंयता ।
सा भर्तृलोकानाप्नोति सद्भिः साध्वीति चोच्यते ॥ २९ ॥

મન, વાણી અને દેહના સંયમવાળી જે સ્ત્રી પતિનું ઉલ્લંઘન (અથવા વિરુદ્ધ વર્તન) કરતી નથી, તે પતિલોકને પામે છે અને સત્પુરુષો તેને સાધ્વી કહે છે. ૨૯

વ્યભિચારથી સ્ત્રી શિયાળ થાય!

व्यभिचारात्तु भर्तुः स्त्री लोके प्राप्नोति निन्द्यताम् ।
शृगालयोनिं प्राप्नोति पापरोगैश्च पीड्यते ॥ ३० ॥

પણ જે સ્ત્રી સ્વામીથી આડો વ્યવહાર રાખે છે, તે, આ લોકમાં નિંદા પામે છે; મરણ પછી શિયાળની યોનિમાં જન્મે છે તથા (ક્ષય, કોઢ વગેરે) પાપી રોગોથી પીડાય છે. ૩૦

પુત્ર સંબંધી પ્રાચીન મહર્ષિઓના વિચારો

पुत्रं प्रत्युदितं सद्भिः पूर्वजैश्च महर्षिभिः ।
विश्वजन्यमिमं पुण्यमुपन्यासं निबोधत ॥ ३१ ॥

સત્પુરુષોએ અને પૂર્વના મહર્ષિઓએ પુત્ર સંબંધી જે વિશ્વહિતકારી પવિત્ર વિચાર કહ્યો છે, તે તમે સાંભળો. ૩૧

પુત્ર પિતાનો ગણાય છે

भर्तुः पुत्रं विजानन्ति श्रुतिद्वैधं तु भर्तरि ।
आहुरुत्पादकं केचिदपरे क्षेत्रिणं विदुः ॥ ३२ ॥

કેટલાક (મુનિઓ) પુત્રને ભર્તાનો (પિતાનો) માને છે, પણ ભર્તા સંબંધી બે જાતની શ્રુતિ છે: કેટલાક પુત્રને તેના ઉત્પાદકનો (એટલે પુત્રની માતાને પોતે જે પરણ્યો ન હોય

છતાં તેમાં જેણે તેને ઉત્પન્ન કર્યો હોય તેનો) માને છે; ત્યારે બીજા (મુનિઓ) તેને જેની સ્ત્રીમાં તે જન્મ્યો હોય, તેનો (ઉત્પન્ન નહિ કરનારનો) માને છે. ૩૨

સ્ત્રી ખેતર જેવી અને પુરુષ બી જેવો

क्षेत्रभूता स्मृता नारी बीजभूतः स्मृतः पुमान् ।
क्षेत्रबीजसमायोगात्संभवः सर्वदेहिनाम् ॥ ३३ ॥

સ્ત્રીને ખેતર જેવી કહી છે અને પુરુષને બી જેવો કહ્યો છે; ક્ષેત્ર–ખેતર અને બીજના સાથે જોડાવાથી સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે. ૩૩

જ્યાં બંને સમાન ત્યાં ઉત્તમ પ્રજા

विशिष्टं कुत्रचिद्बीजं स्त्रीयोनिस्त्वेव कुत्रचित् ।
उभयं तु समं यत्र सा प्रसूतिः प्रशस्यते ॥ ३४ ॥

કોઈક સ્થળે બીજ ઉત્તમ ગણાય છે, તો ક્યાંક સ્ત્રીની યોનિરૂપ જ ક્ષેત્ર ઉત્તમ ગણાય છે; પણ જ્યાં બીજ અને ક્ષેત્ર બંને સમાન હોય છે, ત્યાં પ્રજા પ્રશંસાપાત્ર ગણાય છે. ૩૪

બીજની જ ઉત્કૃષ્ટતા

बीजस्य चैव योन्याश्च बीजमुत्कृष्टमुच्यते ।
सर्वभूतप्रसूतिर्हि बीजलक्षणलक्षिता ॥ ३५ ॥

બીજ અને યોનિ એ બેમાં બીજ ઉત્કૃષ્ટ કહેવાય છે; કારણકે પ્રાણીમાત્રની ઉત્પત્તિ બીજનાં (રૂપ, રંગ, રચના ઇત્યાદિ) લક્ષણોવાળી દેખાય છે. ૩૫

જેવું બીજ તેવી તેની ઉત્પત્તિ

यादृशं तूप्यते बीजं क्षेत्रे कालोपपादिते ।
तादृग्रोहति तत्तस्मिन्बीजं स्वैर्व्यञ्जितं गुणैः ॥ ३६ ॥

સમયે તૈયાર કરાયેલા ખેતરમાં જે જાતનું બી વાવવામાં આવે છે, તે જાતનું તે બી પોતાના ગુણો સાથે પ્રકટ થઈને ક્ષેત્રમાં (છોડરૂપે) ઊગે છે. ૩૬

જમીનના ગુણ બીમાં નથી આવતા

इयं भूमिर्हि भूतानां शाश्वती योनिरुच्यते ।
न च योनिगुणान्कांश्चिद्बीजं पुष्यति पुष्टिषु ॥ ३७॥

આ ભૂમિને પ્રાણીઓની સનાતન યોનિ (ઉત્પત્તિસ્થાન) કહી છે; છતાં બીજ(માંથી ઊગેલો છોડ પોતાની) પુષ્ટિરૂપ કોઈ અવસ્થાઓમાં જમીનના યોનિરૂપ કોઈ ગુણને ધારણ કરતું નથી. ૩૭

એક જ ક્યારામાં વાવેલાં જુદાંજુદાં બી જુદાંજુદાં ઊગે છે

भूमावप्येककेदारे कालोप्तानि कृषीवलैः ।
नानारूपाणि जायन्ते बीजानीह स्वभावतः ॥ ३८॥

જમીનમાં પણ એક જ ક્યારામાં ખરી મોસમે ખેડૂતોએ જે જુદાંજુદાં બી વાવ્યાં હોય છે, તે પોતાના સ્વભાવને લીધે જુદીજુદી જાતનાં અહીં ઊગે છે. ૩૮

व्रीहयः शालयो मुद्गास्तिला माषास्तथा यवाः ।
यथाबीजं प्ररोहन्ति लशुनानीक्षवस्तथा ॥ ३९॥

સાઠી અને કલમની ડાંગર, મગ, તલ, અડદ, જવ, લસણ અને શેરડી વગેરે પોતપોતાનાં બીજ પ્રમાણે ઊગે છે. ૩૯

વાવ્યું હોય જુદું ને ઊગે જુદું, એમ નથી બનતું

अन्यदुप्तं जातमन्यदित्येतन्नोपपद्यते ।
उप्यते यद्धि यद्बीजं तत्तदेव प्ररोहति ॥ ४०॥

વાવ્યું હોય તે બીજું હોય અને ઊગે તે બીજું હોય-એમ બનતું નથી; જે જે બીજ વવાય છે, તે તે જ ઊગે છે. ૪૦

માટે સમજુ પુરુષે પરસ્ત્રીમાં બીજ ન વાવવું

तस्मात्प्राज्ञेन विनीतेन ज्ञानविज्ञानवेदिना ।
आयुष्कामेन वप्तव्यं न जातु परयोषिति ॥ ४१ ॥

તેથી (લાંબા) આયુષની ઇચ્છાવાળા બુદ્ધિમાન, વિનયવાન અને જ્ઞાનવિજ્ઞાનના જાણકાર પુરુષે પરસ્ત્રીમાં કદી પણ બીજ વાવવું નહિ. (પ્રજા ઉત્પન્ન કરવી નહિ.) ૪૧

ઉપરની સૂચના પર વાયુએ ગાયેલી ગાથાઓ

अत्र गाथा वायुगीताः कीर्तयन्ति पुराविदः ।
यथा बीजं न वप्तव्यं पुंसा परपरिग्रहे ॥ ४२ ॥

આ બાબતમાં પુરાણવેત્તાઓ વાયુએ ગાયેલી ગાથાઓ કહે છે, કે પુરુષે કદાપિ પરસ્ત્રીમાં બીજ ન રોપવું. (ગર્ભાધાન કરવું નહિ.) ૪૨

પરસ્ત્રીમાં નાખેલું બીજ નિષ્ફળ

नश्यतीषुर्यथा विद्धः खे विद्धमनुविद्धयतः ।
तथा नश्यति वै क्षिप्तं बीजं परपरिग्रहे ॥ ४३ ॥

એક પુરુષના બાણથી વીંધાઈ ચૂકેલા મૃગને બીજો તે જ છેદમાં બાણથી ફરી વીંધે, તો તેનું બાણ જેમ નકામું જાય છે, તેમ પરસ્ત્રીમાં નાખેલું બીજ પણ ચોક્કસ નિષ્ફળ જાય છે.+૪૩

+ કેમકે ગર્ભધારણ થઈ ગયા પછી એ સંતતિરૂપ ફળ તો જે પુરુષની એ પત્ની હોય છે, તેને જ મળનારું છે.

પૂર્વોક્ત બાબતે દૃષ્ટાંત

पृथोरपीमां पृथिवीं भार्यां पूर्वविदो विदुः ।
स्थाणुच्छेदस्य केदारमाहुः शल्यवतो मृगम् ॥ ४४ ॥

પૂર્વવેત્તાઓ આ પૃથ્વીને (અનેક રાજાઓએ ભોગવેલી છતાં) પણ પૃથુની પત્ની જાણે છે; જે ખેતરને ખેડી સાફ કરે છે, તેનો જ ક્યારો કહે છે અને જે મૃગને પ્રથમ વીંધે છે, તેનું જ એ મૃગ કહે છે.× ૪૪

ભર્તા એ જ ભાર્યા

एतावानेव पुरुषो यज्जायात्मा प्रजेति ह ।
विप्राः प्राहुस्तथा चैतद्यो भर्ता सा स्मृताङ्गना ॥ ४५ ॥

પત્ની, પોતે અને પ્રજા, એ ત્રણે મળી એક પુરુષ કહેવાય છે. વિપ્રો કહે છે, કે 'જે ભર્તા છે તે જ ભાર્યા છે.'+ ૪૫

પતિની પત્ની કોઈ રીતે મટે નહિ

न निष्क्रयविसर्गाभ्यां भर्तुर्भार्या विमुच्यते ।
एवं धर्मं विजानीमः प्राक्प्रजापतिनिर्मितम् ॥ ४६ ॥

× એ જ પ્રમાણે સ્ત્રીને પુરુષ પ્રથમ પરણ્યો હોય છે, એ જ તેનો સ્વામી ગણાય, તેથી તેનું સંતાન પણ એ જ પુરુષનું કહેવાય છે.

+ આ શ્લોકનો જે ભાવ છે, તે જ વાજસનેય બ્રાહ્મણની આ શ્રુતિમાં કહ્યો છે: 'अर्धो ह वा एष आत्मनस्तस्माद्यज्जायां न विन्दते, नैतावत् प्रजायते असर्वो हि तावद् भवति, अथ यदैव जायां विन्दतेऽथ प्रजायते तर्हि सर्वो भवति तथा चैतद्वेदविदो विप्रा वदन्ति यो भर्ता सैव भार्या स्मृतेति । જ્યાંસુધી પુરુષ પત્ની મેળવતો નથી, ત્યાંસુધી તે અર્ધો જ છે; તેમ જ પત્નીને મેળવ્યા પછી પણ જ્યાં સુધી તેમાં પ્રજા ઉત્પન્ન કરતો નથી ત્યાંસુધી પણ તે અધૂરો જ છે; માટે જ્યારે પત્નીને મેળવે છે, ત્યારે જ તે સંપૂર્ણ થાય છે. આ કારણથી જે ભર્તા તે જ ભાર્યા કહેવાય છે.'

વેચી દેવાથી કે ત્યાગ કરવાથી પત્ની પતિની મટી જતી નથી, એમ પ્રજાપતિએ પૂર્વે નિર્માણ કરેલા ધર્મને અમે જાણીએ છીએ.‡ ૪૬

ત્રણ વસ્તુ સજ્જનો માટે એક જ વાર

सकृदंशो निपतति सकृत्कन्या प्रदीयते ।
सकृदाह ददामीति त्रीण्येतानि सतां सकृत् ॥ ४७ ॥

વારસાભાગ એક જ વાર પડે (તેમાં પાછળથી ફેરફાર ન થાય); કન્યાદાન એક જ વાર થાય (પછી એ જ કન્યાનું બીજીવાર દાન થાય નહિ) અને 'હું આપું છું' એવું વચન એક જ વાર કહેવાય. (એટલે કે એકવાર કોઈને કંઈ આપવાનું કહી ફરી ન જવાય.) સત્પુરુષો આ ત્રણે બાબતો એક જ વાર કરે છે. ૪૭

પરસ્ત્રીમાં ઉત્પન્ન કરેલી પ્રજા પોતાની ન જ ગણાય

यथा गोऽश्वोष्ट्रदासीषु महिष्यजाविकासु च ।
नोत्पादकः प्रजाभागी तथैवान्याङ्गनास्वपि ॥ ४८ ॥

જેમ ગાય, ઘોડી, ઊંટડી, દાસી, ભેંસ, બકરી અને ઘેટી વગેરેમાં પ્રજા ઉત્પન્ન કરનારો (બળદ, ઘોડો વગેરે) પ્રજાનો સ્વામી થતો નથી, તેમ પરસ્ત્રીમાં પ્રજા ઉત્પન્ન કરનારો (પરપુરુષ એ) પ્રજાનો ધણી ગણાતો નથી. ૪૮

‡ એટલે કે પારકી સ્ત્રીને વેચાતી લઈને પણ પોતાની કરી હોય, તોપણ એ સ્ત્રીમાં ઉત્પન્ન કરેલું સંતાન એ સ્ત્રીના મૂળ સ્વામીનું જ ગણાય; પણ તેમાં સંતતિ ઉત્પન્ન કરનાર પાછળના પુરુષનું ન જ ગણાય. (कुल्लूक)

પારકા ખેતરમાં વાવેલું પોતાનું ધાન્ય પણ પોતાનું નથી ગણાતું

येऽक्षेत्रिणो बीजवन्तः परक्षेत्रप्रवापिणः ।
ते वै सस्यस्य जातस्य न लभन्ते फलं क्वचित् ॥ ४९ ॥

જેઓ ક્ષેત્રના સ્વામી ન હોય પણ બીજના જ માલિક હોય, તેઓ પારકાના ખેતરમાં વાવણી કરે, તો પણ ઊગેલા ધાન્યનું ફળ કદી પામતા નથી. (કેમકે ખેતર પારકું છે, તેથી તે ઊગેલું ધાન્ય પણ પારકું જ ગણાય.) ૪૯

પારકી ગાયોમાં આખલો વાછરડાં પેદા કર્યો કરે, તેમાં એને શું?

यदन्यगोपु वृषभो वत्सानां जनयेच्छतम् ।
गोमिनामेव ते वत्सा मोघं स्कन्दितमार्षभम् ॥ ५० ॥

(કદી કોઈનો) આખલો પારકી ગાયોમાં જોકે સેંકડો વાછરડાં પેદા કરે, તોપણ તે વાછરડાં ગાયના ધણીનાં જ ગણાય અને એ સાંઢનું વીર્યસિંચન નિષ્ફળ જાય છે. ૫૦

તેમ પારકી સ્ત્રીમાં પ્રજા ઉત્પન્ન કરે, તેમાં એનું શું?

तथैवाक्षेत्रिणो बीजं परक्षेत्रप्रवापिणः ।
कुर्वन्ति क्षेत्रिणामर्थं न बीजी लभते फलम् ॥ ५१ ॥

તે જ પ્રમાણે, ક્ષેત્રનો (પરસ્ત્રીનો) સ્વામી ન હોય એવો જે પુરુષ એ પરક્ષેત્રમાં બીજની રોપણી કરે છે, તે પરક્ષેત્રના સ્વામીનું જ કામ કરી આપે છે; બીજનો માલિક–વાવનાર તેનું ફળ પામતો નથી. ૫૧

બીજ કરતાં યોનિનું ગૌરવ

फलं त्वनभिसंधाय क्षेत्रिणां बीजिनां तथा ।
प्रत्यक्षं क्षेत्रिणामर्थो बीजाद्योनिर्गरीयसी ॥ ५२ ॥

ક્ષેત્રવાળાઓ તથા બીજવાળાઓના ફળ સંબંધી કંઈ નિયમ નક્કર્યો હોય, તો પ્રત્યક્ષ (ફળ ૨૫૯) રીતે ક્ષેત્ર સ્વામીનુંજ ગણાય છે; કેમકે બીજ કરતાં યોનિ વિશેષ ગૌરવવાળી છે. ૫૨

ક્ષેત્રસ્વામી તથા બીજસ્વામીનો સંતાન પર સમાન હક્ક ક્યારે?

क्रियाभ्युपगमात्त्वेतद्बीजार्थं यत्प्रदीयते ।
तस्येह भागिनौ दृष्टौ बीजी क्षेत्रिक एव च ॥ ५३ ॥

પણ (આમાં જે સંતાન થશે, તે આપણા બેયનું ગણાશે, એમ) ક્રિયાફળ વિષે ઠરાવ કરી જો તે ક્ષેત્રને બીજ માટે આપવામાં આવે, તો ક્ષેત્રસ્વામી અને બીજસ્વામી બંને તેના ફળના ભાગિયા ગણાય છે. ૫૩

જેનું ખેતર તેનું જ બી

ओघवाताहृतं बीजं यस्य क्षेत्रे प्ररोहति ।
क्षेत्रिकस्यैव तद्बीजं न वप्ता लभते फलम् ॥ ५४ ॥

પ્રવાહથી કે પવનથી તણાઈ આવેલું જે બી, જેના ખેતરમાં ઊગી આવે છે, તે એ ખેતરના ધણીનું જ થાય છે, પણ વાવનારને તેનું ફળ મળતું નથી. (તેમ ભ્રમણાથી પોતાની પત્ની જાણી પારકી સ્ત્રીમાં મૈથુન કરીને 'આ સંતાન મારું થશે' એમ સમજે, તોપણ તે સંતાન તો પરસ્ત્રીના ધણીનું જ ગણાય.) ૫૪

આ જ ધર્મ આ સંતાનો માટે પણ છે

एष धर्मो गवाश्वस्य दास्युष्ट्राजाविकस्य च ।
विहंगमहिषीणां च विज्ञेयः प्रसवं प्रति ॥ ५५ ॥

ગાય, ઘોડી, દાસી, ઊંટડી, બકરી, ઘેટી, પક્ષી, ભેંસ વગેરેની ઓલાદના સંબંધમાં પણ આ જ ધર્મ જાણવો. ૫૫

સ્ત્રીઓના આપદ્ધર્મ

एतद्वः सारफल्गुत्वं बीजयोन्योः प्रकीर्तितम् ।
अतः परं प्रवक्ष्यामि योषितां धर्ममापदि ॥ ५६ ॥

બીજ અને યોનિની આ મુખ્યતા અને અમુખ્યતા તમને કહી; હવે સ્ત્રીઓનો આપદ્ધર્મ હું કહીશ. ૫૬

મોટા તથા નાનાભાઈની પત્નીઓ સંબંધી

भ्रातुर्ज्येष्ठस्य भार्या या गुरुपत्न्यनुजस्य सा ।
यवीयसस्तु या भार्या स्नुषा ज्येष्ठस्य सा स्मृता ॥ ५७ ॥

મોટાભાઈની વહુ તે નાનાભાઈને ગુરુપત્નીરૂપ અને નાનાભાઈની વહુ તે મોટાભાઈને પુત્રવધૂરૂપ (મુનિઓએ) ગણી છે. ૫૭

મોટો કે નાનો ભાઈ ક્યારે પતિત થાય?

ज्येष्ठो यवीयसो भार्यां यवीयान्वाऽग्रजस्त्रियम् ।
पतितौ भवतो गत्वा नियुक्तावप्यनापदि ॥ ५८ ॥

આપત્કાળ ન હોય (એટલે પોતપોતાનાં સંતાન હોય) છતાં જો મોટાભાઈ નાનાભાઈની પત્નીમાં અને જો નાનોભાઈ મોટાભાઈની પત્નીમાં નિયોગગમન કરે છે, તે બંને પતિત થાય છે. ૫૮

સંતાન ન હોય તો નિયોગગમન થાય

देवराद्वा सपिण्डाद्वा स्त्रिया सम्यङ्नियुक्तया ।
प्रजेप्सिताऽधिगन्तव्या संतानस्य परिक्षये ॥ ५९ ॥

સંતાન બિલકુલ ન હોય, તો પ્રજાની ઇચ્છાવાળી સ્ત્રીએ દિયર કે સપિંડી સાથે વિધિપૂર્વક નિયોગગમન કરી ઇચ્છિત પ્રજા મેળવવી. ૫૯

નિયોગ પામેલો પુરુષ એક જ પુત્ર ઉત્પન્ન કરે

विधवायां नियुक्तस्तु घृताक्तो वाग्यतो निशि ।
एकमुत्पादयेत्पुत्रं न द्वितीयं कथंचन ॥ ६० ॥

વિધવામાં નિયોગની આજ્ઞા પામેલા પુરુષે શરીરે ઘી ચોપડવું, વાણીને સંયમમાં રાખી રાત્રે સંગ કરવો; એ રીતે તેણે એક જ પુત્ર ઉત્પન્ન કરવો; બીજા પુત્રની ઉત્પત્તિ કદી કરવી નહિ. ૬૦

કેટલાક આચાર્યોનો મત

द्वितीयमेके प्रजनं मन्यन्ते स्त्रीषु तद्विदः ।
अनिर्वृतं नियोगार्थं पश्यन्तो धर्मतस्तयोः ॥ ६१ ॥

નિયોગવિધિ જાણનારા કેટલાક આચાર્યો ('એક પુત્રવાળો પુત્રરહિત જ છે' એમ) 'એક પુત્રથી સ્ત્રીપુરુષના નિયોગનું પ્રયોજન સિદ્ધ થતું નથી,' એમ જુએ છે; તેથી તેઓ સ્ત્રીઓ વિષે ધર્મપૂર્વક બીજો પુત્ર ઉત્પન્ન કરવો,'એમ માને છે. ૬૧

નિયોગ પતી ગયા પછી તો મૂળ વ્યવહાર

विधवायां नियोगार्थे निर्वृत्ते तु यथाविधि ।
गुरुवच्च स्नुषावच्च वर्तेयातां परस्परम् ॥ ६२ ॥

વિધવા વિષે નિયોગનું પ્રયોજન વિધિ પ્રમાણે સિદ્ધ થઈ ગયા પછી, તે પુરુષે તે સ્ત્રી પ્રત્યે પુત્રવધૂની જેમ અને તે સ્ત્રીએ એ પુરુષ પ્રત્યે ગુરુની જેમ પરસ્પર વર્તન રાખવું. ૬૨

નિયોગ પામેલા જો કામી બને તો પતિત થાય

नियुक्तौ यौ विधिं हित्वा वर्तेयातां तु कामतः ।
तावुभौ पतितौ स्यातां स्नुषागगुरुतल्पगौ ॥ ६३ ॥

નિયોગમન કરનાર જે બે ભાઈઓ, વિધિને ઓળંગી કામવશ થઈ વર્તે છે, તે બંને પતિત થાય છે અને પુત્રવધૂ સાથે કે ગુરુપત્ની સાથે ગમન કરનાર જેવા પાપી થાય છે. ૬૩

નિયોગ એ ધર્મ તો નથી જ

नान्यस्मिन्विधवा नारी नियोक्तव्या द्विजातिभिः ।
अन्यस्मिन्हि नियुञ्जाना धर्मं हन्युः सनातनम् ॥ ६४ ॥

'ખરી રીતે દ્વિજાતિઓએ વિધવા સ્ત્રીનો બીજા પરપુરુષ સાથે નિયોગ ન કરાવવો જોઈએ; કારણકે પરપુરુષ સાથે નિયોગ કરાવનારાઓ, (એક પતિપણારૂપ) સનાતનધર્મનો નાશ કરે છે. ૬૪

વેદમંત્રોમાં ક્યાંય નિયોગ કહ્યો નથી

नोद्वाहिकेषु मन्त्रेषु नियोगः कीर्त्यते क्वचित् ।
न विवाहविधावुक्तं विधवावेदनं पुनः ॥ ६५ ॥

(વેદના) વૈવાહિક મંત્રોમાં ક્યાંયે નિયોગ કહેવાતો નથી; તેમજ વિવાહવિધિમાં વિધવાનું પુનર્લગ્ન પણ કહ્યું નથી. ૬૫

નિયોગ એ પશુધર્મ છે

अयं द्विजैर्हि विद्वद्भिः पशुधर्मो विगर्हितः ।
मनुष्याणामपि प्रोक्तो वेने राज्यं प्रशासति ॥ ६६ ॥

વિદ્વાન દ્વિજોએ આ( નિયોગ )ને પશુધર્મરૂપે નિંદ્યો છે; એ પશુધર્મ તો વેનરાજા રાજ્ય કરતો હતો, ત્યારે મનુષ્યોમાં પણ કહેવાયો હતો. ૬૬

એ વર્ણસંકરતા વેનરાજાએ ચાલુ કરી છે

स महीमखिलां भुञ्जन्राजर्षिप्रवरः पुरा ।
वर्णानां संकरं चक्रे कामोपहतचेतनः ॥ ६७ ॥

પૂર્વે આખી પૃથ્વીને ભોગવતા તે શ્રેષ્ઠ રાજર્ષિએ કામથી મૂઢચિત્ત થઈ આ વર્ણોની સંકરતા (નિયોગરૂપે) ચલાવી હતી. ૬૭

સજ્જનો એને નિંદે છે.

ततः प्रभृति यो मोहात्प्रमीतपतिकां स्त्रियम् ।
नियोजयत्यपत्यार्थं तं विगर्हन्ति साधवः ॥ ६८ ॥

ત્યારથી માંડી જે પુરુષ મોહને લીધે વિધવા સ્ત્રીને સંતતિ માટે (પરપુરુષ સાથે) નિયોગમાં યોજે છે, તેને સત્પુરુષો નિંદે છે.×

× આ સંબંધી બૃહસ્પતિ જણાવે છે:

'उक्तो नियोगो मुनिना निषिद्धः स्वयमेव तु ।
युगक्रमादशक्योऽयं कर्तुमन्यैर्विधानतः ॥
तपोज्ञानसमायुक्ताः कृतत्रेतायुगे नराः ।
द्वापरे च कलौ नृणां शक्तिहानिर्हि निर्मिता ॥
अनेकधा कृताः पुत्रा ऋषिभिश्च पुरातनैः ।
न शक्यन्तेऽधुना कर्तुं शक्तिहीनैरिदंतनैः ॥

મનુએ નિયોગ કહ્યો છે અને પાછો તેમણે પોતે જ તેનો નિષેધ કર્યો છે; તેનું કારણ આ છે, કે યુગના ક્રમ પ્રમાણે (યુગ બદલાતાં) બીજા તે તે દરેક યુગના લોકો એ નિયોગને વિધિપૂર્વક કરી શકતા નથી. સત્યયુગ તથા ત્રેતાયુગમાં તો માણસો તપ તથા જ્ઞાનથી યુક્ત હોય છે; પરંતુ દ્વાપર તથા કલિયુગમાં લોકોની (એ તપ તથા જ્ઞાનની) શક્તિ ઓછી થઈ જાય છે. પૂર્વકાળના ઋષિઓએ અનેક પ્રકારે પુત્રો ઉત્પન્ન કર્યા હતા, પણ હાલના દ્વાપર તથા કલિયુગના લોકો શક્તિવિનાના હોઈ અનેક રીતે પુત્રો કરી શકે નહિ. આમ યુગવિશેષની વ્યવસ્થા અહીં સમજવી જોઈએ.' (कुल्लूक)

જેનું માત્ર વાગ્દાન કર્યું હોય તેવી કન્યાનો પતિ મરી જાય તો?

यस्या म्रियेत कन्याया वाचा सत्ये कृते पतिः ।
तामनेन विधानेन निजो विन्देत देवरः ॥ ६९ ॥

જે કન્યાના દાનનો વાણીથી (માત્ર) સંકલ્પ થયો હોય, તે કન્યાનો પતિ મરી જાય, તો તેનો દિયર નીચેની આ વિધિથી તેને પરણી શકે. ૬૯

દિયર તેને પરણે

यथाविध्यधिगम्यैनां शुक्लवस्त्रां शुचिव्रताम् ।
मिथो भजेताप्रसवात्सकृत्सकृदृतावृतौ ॥ ७० ॥

ધોળાં વસ્ત્રવાળી અને પવિત્ર વ્રતવાળી તે કન્યાને દિયરે વિધિપૂર્વક પરણીને તેને સંતાન થાય ત્યાંસુધી દરેક ઋતુકાળે એકાંતમાં તેની સાથે એકએક વાર સંગ કરવો.+ ૭૦

વચનથી એકને કન્યાદાન આપ્યા પછી તે કન્યા બીજાને ન અપાય

न दत्त्वा कस्यचित्कन्यां पुनर्दद्याद्विचक्षणः ।
दत्त्वा पुनः प्रयच्छन्हि प्राप्नोति पुरुषानृतम् ॥ ७१ ॥

સમજુ માણસે કોઈ એકને કન્યા આપીને ફરી તે કન્યા બીજા કોઈને આપવી નહિ; કેમકે એમ કન્યાને ફરી આપનારો પુરુષ જુઠાણું કર્યાનો દોષ પામે છે.÷ ૭૧

+ એમ કન્યાનો નિયોગ પ્રકાર (હરકોઈ યુગમાં) છે અને તેની સાથે પણ વિવાહનો આગ્રહ રાખીને જ (તેનો દિયર સંતતિ માટે) ગમન કરી શકે છે, છતાં તેમાં જે સંતાન ઉત્પન્ન થાય, તે તો પ્રથમ જે (મરનાર) પુરુષને તે કન્યાનું વાગ્દાન કર્યું હતું, તેનું જ ગણાય છે. (कुल्लूक)

÷ લગ્નવિધિમાં સપ્તપદીકરણ જ્યાંસુધી થયું ન હોય, ત્યાંસુધી કન્યા કોઈની પત્ની થઈ જતી નથી, તેથી એવી કન્યાનું વાગ્દાન થયું

વાગ્દાનથી સ્વીકારેલી કન્યા પણ આ સ્થિતિમાં છોડી શકાય:

विधिवत्प्रतिगृह्यापि त्यजेत्कन्यां विगर्हिताम् ।
व्याधितां विप्रदुष्टां वा छद्मना चोपपादिताम् ॥ ७२ ॥

કન્યાને ( વાગ્દાનની ) વિધિપૂર્વક સ્વીકાર્યા છતાં તે જો નિંદિત, રોગી કે દૂષિત હોય અથવા છળકપટથી અપાયેલી હોય, તો તેને ત્યજી શકાય છે.* ૭૨

કેવું કન્યાદાન ફોક કરી શકાય છે?

यस्तु दोषवतीं कन्यामनाख्यायोपपादयेत् ।
तस्य तद्वितथं कुर्यात्कन्यादातुर्दुरात्मनः ॥ ७३ ॥

જે માણસ પોતાની દોષવાળી કન્યાને દોષયુક્ત કહ્યા વિના જ આપી દે છે, તે દુરાત્મા કન્યાદાતાનું એ કન્યાદાન વ્યર્થ કરી શકાય છે. ( એટલે તે કન્યા તેને પાછી સોંપી દે, તો તેમાં દોષ નથી લાગતો.) ૭૩

મુસાફરી કરતા પુરુષને સૂચના

विधाय वृत्तिं भार्यायाः प्रवसेत्कार्यवान्नरः ।
अवृत्तिकर्षिता हि स्त्री प्रदुष्येत्स्थितिमत्यपि ॥ ७४ ॥

કાર્યવાળા માણસે પત્નીના ભરણપોષણની જોગવાઈ

---

હોય, તોપણ બીજાને આપવામાં શો વાંધો છે? એવી શંકાના સમાધાન તરીકે આ વચન છે. ( અર્થાત્ જેનું વાગ્દાન થઈ ગયું હોય તેવી કન્યા ફરી બીજાને અપાય જ નહિ.) (कुल्लूक)

* અર્થાત્ સપ્તપદીકરણ પહેલાં એ કન્યા એવી ખરાબ કે નિંદ્ય જણાઈ હોય, તો તેનો ત્યાગ કરવાથી દોષ નથી લાગતો, એમ જ અહીં સૂચવ્યું છે; પરંતુ તેનો ત્યાગ જ કરી દેવો, એમ જણાવ્યું નથી. (कुल्लूक)

કરીને જ પ્રવાસે જવું; કેમકે સદાચારી સ્ત્રી પણ આજીવિકાની સાંકડમાં આવતાં ( પરપુરુષ સાથે ) દૂષિત થઈ જાય છે. ૭૪

પતિ પ્રવાસે ગયા પછીનું પત્નીનું જીવન

विधाय प्रोषिते वृत्तिं जीवेन्नियममास्थिता ।
प्रोषिते त्वविधायैव जीवेच्छिल्पैरगर्हितैः ॥ ७५ ॥

જે સ્ત્રીનો પતિ ભરણપોષણની જોગવાઈ કરીને પ્રવાસે જાય, તે સ્ત્રીએ નિયમપરાયણ રહી જીવન જીવવું; અને જેનો પતિ એવી જોગવાઈ કર્યા વિના જ પ્રવાસે જાય, તેણે ( પણ કાંતવું, સીવવું, ભરવું, ગૂંથવું વગેરે ) નિંદારહિત કારીગીરીઓ દ્વારા જીવન જીવવું. ૭૫

પરદેશ ગયેલા પતિની પત્ની ક્યાંસુધી વાટ જુએ?

प्रोषितो धर्मकार्यार्थं प्रतीक्ष्योऽष्टौ नरः समाः ।
विद्यार्थं षट् यशोऽर्थं वा कामार्थं त्रींस्तु वत्सरान् ॥ ७६ ॥

પતિ જો ધર્મકાર્ય સારુ પરદેશ ગયો હોય, તો પત્નીએ આઠ વર્ષ સુધી તેની રાહ જોવી; તે જો વિદ્યા માટે કે યશ સારુ ગયો હોય, તો છ વર્ષ સુધી રાહ જોવી; પણ તે જો કામભોગ સારુ પરદેશ ગયો હોય, તો પત્નીએ ત્રણ વર્ષ સુધી તેની રાહ જોવી.† ૭૬

† તે છતાં પતિ ઘેર ન આવે, તો પત્નીએ તેની પાસે જતા રહેવું. આ સંબંધી વસિષ્ઠ કહે છે: 'प्रोषितपत्नी पञ्चवर्षाणि उपासीत, ऊर्ध्वं पतिसकाशं गच्छेत्। પરદેશ ગયેલા પુરુષની પત્ની, પાંચ વર્ષ સુધી તેની રાહ જોતી ઘેર રહે; પણ તે પછી તેણે પતિ પાસે જતા રહેવું. (कुल्लूक)

દ્વેષ કરતી પત્નીને પતિ ક્યાંસુધી સાંખે?

संवत्सरं प्रतीक्षेत द्विषन्तीं योषितं पतिः ।
ऊर्ध्वं संवत्सरात्त्वेनां दायं हृत्वा न संवसेत् ॥ ७७ ॥

પતિએ દ્વેષ કરતી પત્નીને એક વર્ષ સુધી સહન કરવી; એક વર્ષ પછી ( પણ તે સુધરે નહિ તો ) તેણે તેનાં ઘરેણાંગાંઠાં લઈ લેવાં અને તેની સાથે સહવાસ ન કરવો. ૭૭

અપમાન કરતી પત્નીનો ત્રણ મહિના ત્યાગ

अतिक्रामेत्प्रमत्तं या मत्तं रोगार्तमेव वा ।
सा त्रीन्मासान्परित्याज्या विभूषणपरिच्छदा ॥ ७८ ॥

જે સ્ત્રી પ્રમાદી, નશાખોર અને રોગાતુર પતિનું ઉલ્લંઘન (અવગણના કે અપમાન ) કરે, તેનાં ઘરેણાં અને રાચરચીલાં છીનવી લેવાં; તેમ જ ત્રણ માસ સુધી તેનો ત્યાગ કરવો. ૭૮

પણ આવી પત્ની ન તજાય

उन्मत्तं पतितं क्लीबमबीजं पापरोगिणम् ।
न त्यागोऽस्ति द्विषन्त्याश्च न च दायापवर्तनम् ॥ ७९ ॥

પણ જે સ્ત્રી-ઉન્મત્ત, પતિત, નપુંસક, બીજરહિત અને (કોઢ વગેરે) પાપરોગી એવા પતિનો દ્વેષ અથવા અનાદર કરે, તો તેનો ત્યાગ કરી શકાય નહિ, તેમ જ તેની મિલકત પણ લઈ લેવાય નહિ. ૭૯

કેવી સ્ત્રી ઉપર બીજી પત્ની કરાય?

मद्यपाऽसाधुवृत्ता च प्रतिकूला च या भवेत् ।
व्याधिता वाऽधिवेत्तव्या हिंस्राऽर्थघ्नी च सर्वदा ॥ ८० ॥

જે સ્ત્રી સદા દારૂડિયણ, દુરાચારિણી, આડું વર્તનારી,

રોગિણી, મારકણી અને પૈસો ઉડાવનારી હોય, તે સ્ત્રી ઉપર પતિએ બીજી પત્ની કરવી. ૮૦

वंध्याऽष्टमेऽधिवेद्याऽब्दे दशमे तु मृतप्रजा ।
एकादशे स्त्रीजननी सद्यस्त्वप्रियवादिनी ॥ ८१ ॥

ઋતુમતી થયા પછી જે સ્ત્રી આઠ વર્ષ સુધી વાંઝણી રહે, તેના પર પતિએ બીજી સ્ત્રી કરવી; તેમ જે સ્ત્રીની સંતતિ જીવતી ન હોય અને જે સ્ત્રી માત્ર પુત્રીને જ જન્મ આપતી હોય, તેના સંબંધી અનુક્રમે દશ અને અગિયાર વર્ષ સુધી રાહ જોઈને બીજી સ્ત્રી કરવી, પણ જે સ્ત્રી કડવાબોલી હોય, તેના પર તો તરત જ બીજી પત્ની કરવી. ૮૧

નવી પત્ની કર્યા પછી જૂનીનું અપમાન કદી ન કરાય

या रोगिणी स्यात्तु हिता संपन्ना चैव शीलतः ।
साऽनुज्ञाप्याऽधिवेत्तव्या नावमान्या च कर्हिचित् ॥ ८२ ॥

જે સ્ત્રી રોગિણી હોય છતાં હિતકારિણી અને શીલવતી હોય, તેની સલાહ લઈને પતિએ બીજી સ્ત્રી કરવી; પણ એ જૂની પત્નીનું ક્યારે ય અપમાન કરવું નહિ. ૮૨.

જૂની સ્ત્રી રિસાઈને જતી રહે તો?

अधिविन्ना तु या नारी निर्गच्छेद्रुषिता गृहात् ।
सा सद्यः संनिरोद्धव्या त्याज्या वा कुलसंनिधौ ॥ ८३ ॥

જે સ્ત્રીના ઉપર બીજી સ્ત્રી કરી હોય, તે (જૂની સ્ત્રી) જો રોષ કરીને ઘર બહાર નીકળી પડે, તો તેને તરત જ અટકાવવી અથવા કુટુંબીઓ સમક્ષ તેનો ત્યાગ કરવો. ૮૩

રાજાએ કેવી સ્ત્રીનો દંડ કરવો?

*प्रतिषिद्धापि चेद्या तु मद्यमभ्युदयेष्वपि ।
प्रेक्षासमाजं गच्छेद्वा सा दण्ड्या कृष्णलानि षट् ॥ ८४ ॥

રોક્યા છતાં જે સ્ત્રી ઉત્સવપ્રસંગોએ પણ મદિરાપાન કરે, અથવા નાટકચેટક તથા લોકોનાં ટોળામાં ભળે, તો (રાજાએ) તેનો છ કૃષ્ણલ દંડ કરવો. ૮૪

અનેક સ્ત્રીઓનો તેમની જાત પ્રમાણે આદર-સત્કાર

यदि स्वाश्चापराश्चैव विन्देरन् योषितो द्विजाः ।
तासां वर्णक्रमेण स्याज्ज्यैष्ठ्यं पूजा च वेश्म च ॥ ८५ ॥

દ્વિજો પોતાની જાતિની કે પરજાતિની જે જે સ્ત્રીઓને પરણે, તે તે સ્ત્રીઓને તેમની તેમની જાતના ક્રમ પ્રમાણે મોટાઈ, સન્માન અને ઘર હોય. ૮૫

પોતાની જાતની પત્નીજ પતિસેવા આદિ કરી શકે

भर्तुः शरीरशुश्रूषां धर्मकार्यं च नैत्यकम् ।
स्वा चैव कुर्यात्सर्वेषां नास्वजातिः कथंचन ॥ ८६ ॥

એ સૌ સ્ત્રીઓમાં સ્વામીના શરીરની સેવા તથા તેનું નિત્યનું ધર્મકાર્ય તો પોતાની જાતિની સ્ત્રી જ કરે; પરજાતિની સ્ત્રીઓએ તે કદી ન કરવાં. ૮૬

પરજાતિની સ્ત્રી પાસે કામ કરાવનાર ચંડાળ

यस्तु तत्कारयेन्मोहात्सजात्या स्थितयाऽन्यया ।
यथा ब्राह्मणचाण्डालः पूर्वदृष्टस्तथैव सः ॥ ८७ ॥

પોતાની જાતિની સ્ત્રી હોય છતાં જે પુરુષ મોહથી બીજી જાતિની સ્ત્રી પાસે તે કામો કરાવે, તેને પૂર્વના ઋષિઓએ જેવો

કહ્યો છે, તેવો–બ્રાહ્મણીમાં શૂદ્રથી ઉત્પન્ન થયેલો ચંડાળ જાણવો.

યોગ્ય વર મળતાં તરત કન્યાદાન કરવું

उत्कृष्टायाभिरूपाय वराय सदृशाय च ।
अप्राप्तामपि तां तस्मै कन्यां दद्याद्यथाविधि ॥ ८८ ॥

ઉત્કૃષ્ટ, સુંદર અને યોગ્ય એવો વર મળી આવે, તો તેને વિધિ પ્રમાણે કન્યા આપી દેવી; પછી ભલે તે કન્યા ઉંમરે ન આવી હોય. ૮૮

ઋતુકાળ પહેલાં કન્યાદાન કરવું

[ प्रयच्छेन्नग्निकां कन्यामृतुकालभयान्वितः ।
ऋतुमत्यां हि तिष्ठन्त्यामेनो दातारमृच्छति ॥

ઋતુકાલના ભયવાળાએ કન્યાને તેની નગ્નિકાવયમાં જ પરણાવી દેવી; કેમકે તે ઋતુમતી થઈ જાય તો તેનું દાન કરનારને પાપ લાગે છે. ]

ગુણરહિતને કન્યા ન દેવી

काममामरणात्तिष्ठेद् गृहे कन्यर्तुमत्यपि ।
न चैवैनां प्रयच्छेत्तु गुणहीनाय कर्हिचित् ॥ ८९ ॥

કન્યા ઋતુમતી થતી હોય તો યે ભલે તે મરણ સુધી ઘેર રહે, પણ તેને ગુણહીન વરને કદી ન જ આપવી. ૮૯

ઋતુમતી કન્યા ત્રણ વર્ષ સુધી રાહ જુએ

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ।
ऊर्ध्वं तु कालादेतस्माद्विन्देत सदृशं पतिम् ॥ ९० ॥

ઋતુમતી કુમારિકા ત્રણ વર્ષ સુધી રાહ જુએ. એ વખત પછી તેણે પોતે જ લાયક વર મેળવી લેવો. ૯૦

યોગ્ય સમયે પોતાની મેળે લગ્ન કરનાર વરકન્યાને પાપ નથી

अदीयमाना भर्तारमधिगच्छेद्यदि स्वयम् ।
नैनः किंचिदवाप्नोति न च यं साऽधिगच्छति ॥ ९१ ॥

( સમય થયા છતાં ) કોઈને ન દેવાતી કન્યા એ પોતે જ પતિ મેળવી લે, તો તે કન્યાને તેમ જ તે જેને પરણે તેને કશું પાપ લાગતું નથી. ૯૧

પોતાની મેળે વરનારી કન્યા પિતા વગેરેનાં ઘરેણાં ન લે

अलंकारं नाददीत पित्र्यं कन्या स्वयंवरा ।
मातृकं भ्रातृदत्तं वा स्तेना स्याद्यदि तं हरेत् ॥ ९२ ॥

(એ રીતે) ઇચ્છાવર કરનારી કન્યાએ પિતા, માતા અથવા ભાઈ તરફનાં ઘરેણાં ન લેવાં; જો તે લઈ જાય તો ચોર ઠરે છે. (અર્થાત્ પોતાની પસંદગી પ્રમાણે વરનારી કન્યાએ પોતે વરને સ્વીકાર્યા પહેલાંનાં પિતા વગેરેનાં ઘરેણાં તેમને સોંપી દેવાં.)

ઋતુમતી થતી કન્યાને સ્વીકારનારો તેનું મૂલ્ય ન આપે

पित्रे न दद्याच्छुल्कं तु कन्यामृतुमतीं हरन् ।
स हि स्वाम्यादतिक्रामेदृतूनां प्रतिरोधनात् ॥ ९३ ॥

ઋતુમતી કન્યાને લઈ જનારે કન્યાના પિતાને મૂલ્ય આપવું નહિ; કેમકે કન્યાના ઋતુકાલોને રોકવાથી કન્યા-ઉપરનું તે પિતાનું સ્વામીપણું જતું રહે છે. ૯૩

પુરુષે કેટલી ઉંમરની કન્યા પરણવી?

त्रिंशद्वर्षो वहेत्कन्यां हृद्यां द्वादशवार्षिकीम् ।
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥ ९४ ॥

ત્રીસ વર્ષના પુરુષે બાર વરસની મનગમતી કન્યા પરણવી;

અથવા ચોવીસ વર્ષનાએ આઠ વર્ષની કન્યા વરવી; અથવા ધર્મમાં હાનિ થતી હોય, તો જલદી પરણવું.+ ૯૪

સદાચારી પત્નીનું પોષણ એ પતિની ફરજ

देवदत्तां पतिर्भार्यां विन्दते नेच्छयाऽऽत्मनः ।
तां साध्वीं बिभृयान्नित्यं देवानां प्रियमाचरन् ॥ ९५ ॥

દેવોએ દીધેલી પત્નીને પતિ પરણે છે, સ્વેચ્છાએ પરણતો નથી; તેથી દેવોનું પ્રિય આચરતા તેણે તે સદાચારી પત્નીનું નિત્ય પોષણ કરવું. ૯૫

પતિ-પત્નીનું સંયુક્ત ધર્માચરણ વેદોક્ત છે

प्रजनार्थं स्त्रियः सृष्टाः संतानार्थं च मानवाः ।
तस्मात्साधारणो धर्मः श्रुतौ पत्न्या सहोदितः ॥ ९६ ॥

ગર્ભધારણ માટે સ્ત્રીઓ સર્જાઈ છે અને ગર્ભાધાન માટે પુરુષો સર્જાયા છે, તેથી પતિએ સાધારણ ધર્માચરણ પત્ની સાથે કરવું, એમ વેદમાં કહ્યું છે. ૯૬

જે કન્યાનું મૂલ્ય અપાયું હોય તે સંબંધી

कन्यायां दत्तशुल्कायां म्रियेत यदि शुल्कदः ।
देवराय प्रदातव्या यदि कन्याऽनुमन्यते ॥ ९७ ॥

જે કન્યાનું મૂલ્ય આપ્યું હોય, તે (નહિ પરણેલી) કન્યાનો મૂલ્ય આપનાર પતિ (પરણ્યા પહેલાં) જો મરી જાય ને કન્યા જો સંમત હોય, તો તેના દિયરને તે આપવી. ૯૭

+ આ શ્લોકમાં પુરુષને પરણવાનો યોગ્ય કાળ જ બતાવ્યો છે, તેવો ખાસ નિયમ જણાવ્યો નથી; એ સમયે વેદાધ્યયન સમાપ્ત થઈ જાય અને પોતાના કરતાં લગભગ ત્રણ ભાગે ઓછી ઉંમરની કન્યા યુવાન પુરુષને યોગ્ય ગણાય, એવું સૂચન છે. (कुल्लूक)

ખરી રીતે કન્યાનું મૂલ્ય ન લેવાય

आददीत न शूद्रोऽपि शुल्कं दुहितरं ददत् ।
शुल्कं हि गृह्णन्कुरुते छन्नं दुहितृविक्रयम् ॥ ९८ ॥

દીકરીનું દાન કરતા શૂદ્રે પણ દીકરીનું મૂલ્ય ન લેવું; જે પુત્રીના પૈસા લે છે, તે છૂપી રીતે પુત્રીનું વેચાણ કરે છે. ૯૮

એકને કન્યા આપવાનું કહી બીજાને ન અપાય

एतत्तु न परे चक्रुर्नापरे जातु साधवः ।
यदन्यस्य प्रतिज्ञाय पुनरन्यस्य दीयते ॥ ९९ ॥

એકને (આપવાનું) વચન આપી બીજાને કન્યા અપાય, એવું પૂર્વ કાળના સત્પુરુષોએ કદી કર્યું નથી કે હમણાંના તેઓ કરતા નથી. ૯૯

नानुशुश्रुम जात्वेतत्पूर्वेष्वपि हि जन्मसु ।
शुल्कसंज्ञेन मूल्येन छन्नं दुहितृविक्रयम् ॥ १०० ॥

શુલ્ક નામે મૂલ્ય લઈ છાનું દીકરીનું વેચાણ થતું હોય, એવું અમે પૂર્વજન્મોમાં પણ કદી સાંભળ્યું નથી. ૧૦૦

પતિપત્નીનો ઉત્કૃષ્ટ ધર્મ

अन्योन्यस्याव्यभीचारो भवेदामरणान्तिकः ।
एष धर्मः समासेन ज्ञेयः स्त्रीपुंसयोः परः ॥ १०१ ॥

મરણ પર્યંત સ્ત્રી અને પુરુષે પરસ્પર અવ્યભિચારી (સર્વ ધર્મ, અર્થ તથા કામમાં સાથે જ) રહેવું, એ સ્ત્રીપુરુષનો પરમ શ્રેષ્ઠ ધર્મ ટૂંકમાં જાણવો. ૧૦૧

પતિપત્નીએ કદી વિખૂટાં ન પડવું

तथा नित्यं यतेयातां स्त्रीपुंसौ तु कृतक्रियौ ।
यथा नाभिचरेतां तौ वियुक्तावितरेतरम् ॥ १०२ ॥

વિવાહસંસ્કાર પામેલાં સ્ત્રીપુરુષે નિત્ય એવો યત્ન કરવો, કે જેથી તેઓ બન્ને (કોઈપણ ધર્મ, અર્થ કે કામમાં) એકમેકથી વિખૂટાં પડી ન જાય. (અર્થાત્ હરકોઈ બાબતે એકબીજાને અનુકૂળ જ રહેવું.). ૧૦૨

પિતા વગેરેની મિલકતના ભાગ

एष स्त्रीपुंसयोरुक्तो धर्मो वो रतिसंहितः।
आपद्यपत्यप्राप्तिश्च दायभागं निबोधत ॥१०३॥

સ્ત્રીપુરુષનો આ પ્રીતિયુક્ત ધર્મ મેં તમને કહ્યો, તેમજ આપત્કાલે સંતતિપ્રાપ્તિ વિષે પણ કહ્યું. હવે દાયભાગ વિષે તમે સાંભળો. ૧૦૩

માતાપિતાના મરણ પછી તેમની મિલકત ભાઈઓ વહેંચી લે

ऊर्ध्वं पितुश्च मातुश्च समेत्य भ्रातरः समम्।
भजेरन्पैतृकं रिक्थमनीशास्ते हि जीवतोः ॥१०४॥

માતાપિતાના મરણ પછી ભાઈઓ એકઠા મળી તેમની મિલકત સરખે ભાગે વહેંચી લે; પણ માતાપિતાનાં જીવતાં તેઓ તેમના ધનના માલિક નથી * ૧૦૪

ખરી રીતે મોટો ભાઈ જ પિતાની મિલકત લઈ લે

ज्येष्ठ एव तु गृह्णीयात्पित्र्यं धनमशेषतः।
शेषास्तमुपजीवेयुर्यथैव पितरं तथा ॥१०५॥

* અર્થાત્ માતાપિતાના જીવતાં તેમની મિલકત તેમની ઇચ્છા વિરુદ્ધ ભાઈઓ વહેંચી લઈ શકે નહિ; કેમકે તેમના જીવતાં તેમની મિલકતમાં ભાઈઓનો કોઈ હક નથી, છતાં યાજ્ઞવલ્ક્ય કહે છે, તેમ- 'विभागं चेत् पिता कुर्यादिच्छया विभजेत् सुतान्। જો પિતા પોતે જ પોતાની મિલકતમાંથી ભાઈઓના ભાગ પાડી દેવા ઇચ્છે, તો પોતાની ઇચ્છા પ્રમાણે તે પોતાના પુત્રોને વહેંચી દઈ શકે છે.' (कुल्लूक)

મોટો પુત્ર જ પિતાનું બધું ધન લઈ લે; અને બીજા ભાઈઓ તો, પિતાની જેમ મોટાભાઈને વશ રહી આજીવિકા ચલાવે.(એમ મોટાભાઈની આજ્ઞામાં બધાએ સાથે જ રહેવું.)૧૦૫

મોટો પુત્ર જ બધી મિલકતનો અધિકારી

ज्येष्ठेन जातमात्रेण पुत्रीभवति मानवः ।
पितॄणामनृणश्चैव स तस्मात्सर्वमर्हति ॥ १०६ ॥

મોટા પુત્રના જન્મવાથી જ મનુષ્ય પુત્રવાળો થાય છે અને તે મોટા પુત્રથી જ તે પિતૃઓના ઋણમાંથી મુક્ત થાય છે; આથી તે મોટો પુત્ર જ (પિતાનું) સર્વ ધન મેળવવાને યોગ્ય છે.×

મોટો પુત્ર ધર્મપુત્ર, બીજા કામપુત્ર

यस्मिन्नृणं सन्नयति येन चानन्त्यमश्नुते ।
स एव धर्मजः पुत्रः कामजानितरान्विदुः ॥१०७॥

જે પુત્રને વિષે પિતા પોતાનું પિતૃઋણ અર્પણ કરે છે અને જે પુત્ર વડે તે મોક્ષ પામે છે, તે પુત્ર જ ધર્મથી ઉત્પન્ન થયો છે; બીજા પુત્રોને તો કામથી ઉત્પન્ન થયેલા વિદ્વાનો સમજે છે.* ૧૦૭

× 'प्रजया पितृभ्यः', 'पुत्रेण जातमात्रेण पितॄणामनृणश्च सः'। સંતતિથી માણસ પિતૃઓના દેવામાંથી છૂટે છે અને 'પુત્ર જેવો જન્મે છે કે તુરત જ માણસ પિતૃઓનાં દેવામાંથી છૂટે છે' ઇત્યાદિ શ્રુતિઓથી મોટો પુત્ર જ પિતા વગેરેની બધી મિલકતનો અધિકારી ઠરે છે અને નાનાભાઈઓએ તેની સાથે યોગ્ય વર્તન રાખી (તેનું માન જાળવી) વર્તવું જોઈએ. (कुल्लूक)

* આવો જ અભિપ્રાય આ શ્રુતિ પણ જણાવે છે: 'ऋणमस्मिन् समुन्नयत्यमृतत्वं च गच्छति। पिता पुत्रस्य जातस्य पश्येच्चेज्जीवतो मुखम् ।'

મોટાભાઈની ફરજ

पितेव पालयेत्पुत्राञ्ज्येष्ठो भ्रातॄन्यवीयसः।
पुत्रवच्चापि वर्तेरञ्ज्येष्ठे भ्रातरि धर्मतः ॥ १०८॥

મોટાભાઈએ પિતાની જેમ નાનાભાઈઓનું પાલન કરવું; અને નાનાભાઈઓએ મોટાભાઈ તરફ પોતે તેના પુત્રો હોય તેમ વર્તવું. ૧૦૮

મોટા પુત્રની પ્રશંસા

ज्येष्ठः कुलं वर्धयति विनाशयति वा पुनः।
ज्येष्ठः पूज्यतमो लोके ज्येष्ठः सद्भिरगर्हितः॥ १०९॥

મોટો પુત્ર જ (બરાબર વર્તે તો) કુલને વધારે છે અને તે જ (બરાબર ન વર્તે તો) કુલનો નાશ પણ કરે છે. મોટો પુત્ર જ લોકમાં પરમ પૂજ્ય હોય છે અને સત્પુરુષો તેની પ્રશંસા કરે છે. ૧૦૯

મોટો ભાઈ માતાપિતા જેવો

यो ज्येष्ठो ज्येष्ठवृत्तिः स्यान्मातेव स पितेव सः।
अज्येष्ठवृत्तिर्यस्तु स्यात्स संपूज्यस्तु बन्धुवत् ॥ ११० ॥

જે મોટાભાઈ મોટાભાઈ તરીકેનું ધર્મવર્તન રાખતો હોય, તો તે માતા અને પિતા જેવો (માનને લાયક) છે; પરંતુ તે જો મોટાભાઈ તરીકેનું ધર્મવર્તન રાખતો ન હોય, તો તેને (સાધારણ) બંધુ જેટલું જ માન ઘટે. ૧૧૦

---

જો પિતા પોતાના જન્મેલા પુત્રનું મોઢું જીવતાં જુએ છે, તો એના -પર પોતાનું દેવું છોડી શકે છે અને પોતે મોક્ષ પામે છે.' (कुल्लूक)

ભાઈઓએ સાથે અથવા અલગ પણ રહી શકાય

एवं सह वसेयुर्वा पृथग्वा धर्मकाम्यया।
पृथग्विवर्धते धर्मस्तस्माद्धर्म्या पृथक्क्रिया॥ १११॥

એમ સૌ ભાઈઓએ સાથે રહેવું અથવા ધર્મની ઇચ્છાથી જુદાજુદા રહેવું; જુદા રહેવાથી ધર્મક્રિયા વધે+ છે, તેથી જુદા રહેવું, એ ધર્મયુક્ત છે. ૧૧૧

વધારાનો ભાગ કોને કેટલો?

ज्येष्ठस्य विंश उद्धारः सर्वद्रव्याच्च यद्वरम्।
ततोऽर्धं मध्यमस्य स्यात्तुरीयं तु यवीयसः॥ ११२॥

મોટા પુત્રને વારસાની સર્વ મિલકતમાંથી વીસમો ભાગ વધારાનો આપવો, તેમ જ જે શ્રેષ્ઠ વસ્તુ હોય તે પણ તેને આપવી; વચલાને તેનો અર્ધ ભાગ એટલે મિલકતનો ચાળીસમો ભાગ વધારાનો આપવો; અને સૌથી નાનાને મોટાનો ચોથો ભાગ એટલે મિલકતનો એંશીમો ભાગ વધારાનો આપવો. (પછી બાકી રહેલી મિલકત બધાયે સરખે હિસ્સે વહેંચી લેવી.) ૧૧૨

ज्येष्ठश्चैव कनिष्ठश्च संहरेतां यथोदितम्।
येऽन्ये ज्येष्ठकनिष्ठाभ्यां तेषां स्यान्मध्यमं धनम्॥ ११३॥

+ આ વાત બૃહસ્પતિ પણ કહે છે: 'एकपाकेन वसतां पितृदेवद्विजार्चनम्। एकं भवेद्विभक्तानां तदेव स्याद् गृहेगृहे। એક રસોડે-સાથે રહેતા ભાઈઓ, પિતૃઓનું, દેવોનું તથા બ્રાહ્મણોનું પૂજન એક જ કરે છે (અલગઅલગ કરી શકે નહિ), તેથી તે જ ભાઈઓ જો અલગઅલગ રહે તો એ જ પિતૃ આદિનું પૂજન ઘેરઘેર અલગ થઈ શકે.' (જેથી ધર્મક્રિયામાં વધારો થાય છે.) (कुल्लूक)

મોટાએ તેમ જ નાનાએ ઉપર કહ્યા પ્રમાણે પોતાના ભાગ લેવા; મોટા અને નાના સિવાયના બીજા જે વચેટ ભાઈઓ હોય, તેઓને (વચલાની જેમ) મધ્યમ–ચાળીસમા ભાગે ધન મળે. ૧૧૩

બધી મિલકતમાં શ્રેષ્ઠ હોય તે મોટાનું

सर्वेषां धनजातानामाददीताऽग्र्यमग्रजः ।
यच्च सातिशयं किंचिद्दशतश्चाप्नुयाद्वरम् ॥११४॥

સર્વ ધન કે મિલકતમાં જે શ્રેષ્ઠ હોય, તે મોટા પુત્ર (વધારે) લે; તેમ જ ગાય આદિ દશ પશુઓમાં જે કંઈ ઉત્તમ હોય તે પણ તે લે.× ૧૧૪

બધા ભાઈઓ સમાન ગુણવાન હોય તો?

उद्धारो न दशस्वस्ति संपन्नानां स्वकर्मसु ।
यत्किंचिदेव देयं तु ज्यायसे मानवर्धनम् ॥११५॥

બધા ભાઈઓ પોતાનાં કર્મોમાં સમાન ગુણવાળા હોય, તો મોટાભાઈને આ દશ પશુઓમાંથી વધારા તરીકે ન અપાય; છતાં તેનું માન વધારનારું કંઈક તો તેને દેવું જોઈએ. ૧૧૫

બાકીની મિલકત સરખે ભાગે

एवं समुद्धृतोद्धारे समानंशान्प्रकल्पयत् ।
उद्धारेऽनुद्धृते त्वेषामियं स्यादंशकल्पना ॥११६॥

એ પ્રમાણે વધારે આપવાનો ભાગ કાઢી લીધા પછી બાકી રહેલી મિલકત સરખા ભાગે વહેંચી લેવી; પણ એ

× આ વાત-મોટો પુત્ર જો બધા કરતાં ગુણવાન હોય અને બીજા નાના પુત્રો ગુણરહિત હોય તો તેને અનુસરી કહી છે.

ભાગ જુદો કાઢવામાં ન આવ્યો હોય, તો નીચે પ્રમાણે ભાગ વહેંચણી કરવી. ૧૧૬

ભાઈ–ભાગ વહેંચણી

एकाधिकं हरेज्ज्येष्ठः पुत्रोऽध्यर्धं ततोऽनुजः ।
अंशमंशं यवीयांस इति धर्मो व्यवस्थितः ॥ ११७॥

મોટાએ બે ભાગ લેવા, તેનાથી નાનાએ દોઢ ભાગ લેવો અને તેથી નાનાએ એકએક ભાગ લેવો, આવી ધર્મવ્યવસ્થા છે. ૧૧૭

ભાઈઓ પોતપોતાના ભાગમાંથી કુંવારી બહેનોને આપે

स्वेभ्योंऽशेभ्यस्तु कन्याभ्यः प्रदद्युर्भ्रातरः पृथक् ।
स्वात्स्वादंशाच्चतुर्भागं पतिताः स्युरदित्सवः ॥ ११८॥

ભાઈઓ પોતપોતાના અલગ ભાગોમાંથી ચોથો ભાગ પોતાની કુંવારી બહેનોને (સંસ્કારી કરવા માટે) આપે. જે ભાઈઓ પોતાના ભાગમાંથી એ ચોથો ભાગ આપવા ઇચ્છતા નથી, તેઓ પતિત થાય છે. ૧૧૮

ભાગ ન થઈ શકે એવાં ઘેટાંબકરાં મોટાભાઈનાં

अजाविकं सैकशफं न जातु विषमं भजेत् ।
अजाविकं तु विषमं ज्येष्ठस्यैव विधीयते ॥११९॥

બકરાં, ઘેટાં વગેરે એક ખરીવાળાં પશુઓ કદી સરખી સંખ્યામાં ન હોય, તો તેના ભાગ ન પાડવા, પણ તે ભાગ ન થઈ શકે એવી સંખ્યાનાં બકરાંઘેટાં, સૌથી મોટા ભાઈને જ આપવાં.+ ૧૧૯

+ પણ તે ઘેટાંબકરાંની કિંમતનું ધન અથવા તે બદલ બીજી કોઈ વસ્તુ આપીને કે તે ઘેટાંબકરાં વહેંચી નાખી તેનાં નાણાં કરી તે સરખે ભાગે વહેંચી ન લેવાય. (कुल्लूक)

મોટાભાઈની વહુમાં નાનોભાઈ પુત્ર ઉત્પન્ન કરે તો?

यवीयाञ्ज्येष्ठभार्यायां पुत्रमुत्पादयेद्यदि ।
समस्तत्र विभागः स्यादिति धर्मो व्यवस्थितः ॥ १२० ॥

નાનોભાઈ જો મોટાભાઈની પત્નીમાં ( નિયોગથી ) પુત્ર ઉત્પન્ન કરે, તો તે પુત્રને તેને ઉત્પેન્ન કરનાર કાકાના જેટલો ( સરખો ) ભાગ મળે, એવી ધર્મમર્યાદા છે. ૧૨૦

એ પુત્રને વધારાનો ભાગ ન મળે

उपसर्जनं प्रधानस्य धर्मतो नोपपद्यते ।
पिता प्रधानं प्रजने तस्माद्धर्मेण तं भजेत् ॥ १२१ ॥

(એ ક્ષેત્રજ પુત્રને) પ્રધાન( મોટા પિતા )ના જેટલો ભાગ ધર્મ પ્રમાણે ન ઘટે; કેમકે પુત્રોત્પત્તિમાં પિતા જ મુખ્ય ગણાય છે; તેથી ક્ષેત્રજ પુત્ર ઉપર કહેલા ધર્મ પ્રમાણે જ ભાગ પામે. ૧૨૧

બે પત્નીમાં જન્મેલા પુત્રો સંબંધી

पुत्रः कनिष्ठो ज्येष्ठायां कनिष्ठायां च पूर्वजः ।
कथं तत्र विभागः स्यादिति चेत्संशयो भवेत् ॥ १२२ ॥

પ્રથમની સ્ત્રીમાં જન્મેલો પુત્ર નાનો હોય અને પછીની સ્ત્રીમાં જન્મેલો પુત્ર મોટો હોય, તો તે વખતે સંશય થાય ત્યારે ભાગ કેવી રીતે પાડવો? ૧૨૨

માતાના વિવાહ પ્રમાણે પુત્રો મોટા-નાના

एकं वृषभमुद्धारं संहरेत स पूर्वजः ।
ततोऽपरेऽज्येष्ठवृषास्तदूनानां स्वमातृतः ॥ १२३ ॥

પ્રથમની પત્નીમાં જન્મેલા પુત્રે એક શ્રેષ્ઠ બળદ વધારાનો

લેવો અને તે પુત્રના તેજ માતાથી થયેલા બીજા નાનાભાઈ-
ઓએ સાધારણ બળદો લેવા. ૧૨૩

મોટીમાં જન્મેલા મોટા પુત્રનો ભાગ

ज्येष्ठस्तु जातो ज्येष्ठायां हरेद्वृषभषोडशाः ।
ततः स्वमातृतः शेषा भजेरन्निति धारणा ॥ १२४ ॥

મોટી પત્નીમાં જન્મેલા મોટા પુત્રે એક બળદ અને પંદર
ગાયો લેવી; બાકીના પુત્રોએ પોતાની બે માતાના અધિકાર
પ્રમાણે મિલકતભાગ લેવા, એવો ધર્મનિર્ણય છે. ૧૨૪

સમાન જાતિની સ્ત્રીઓમાં જન્મેલા પુત્રો સંબંધી

सदृशस्त्रीषु जातानां पुत्राणामविशेषतः ।
न मातृतो ज्यैष्ठ्यमस्ति जन्मतो ज्यैष्ठ्यमुच्यते ॥ १२५ ॥

પણ સમાન જાતિની સ્ત્રીઓમાં જન્મેલા પુત્રોની જાતિ
સમાન હોવાથી માતાના હિસાબે મોટાપણું હોતું નથી; પણ
એ મોટાપણું તો તેમના જન્મક્રમ પ્રમાણે કહેવાય છે. ૧૨૫

ઉપરની બાબતમાં પ્રમાણ

जन्मज्येष्ठेन चाह्वानं सुब्रह्मण्यास्वपि स्मृतम् ।
यमयोश्चैव गर्भेषु जन्मतो ज्येष्ठता स्मृता ॥ १२६ ॥

સુબ્રહ્મણ્ય મંત્રમાં પણ જન્મથી મોટાના નામપૂર્વક
આહ્વાન કહ્યું છે. જોડકાં બાળકોમાં જે પ્રથમ જન્મે છે તે
મોટો કહેવાય છે. ૧૨૬

પુત્રવિનાનો હોય તે દીકરીના દીકરાને દીકરો કરે

अपुत्रोऽनेन विधिना सुतां कुर्वीत पुत्रिकाम् ।
यदपत्यं भवेदस्यां तन्मम स्यात्स्वधाकरम् ॥ १२७ ॥

જેને પુત્ર ન હોય તેણે આ વિધિએ પોતાની પુત્રીને પુત્રિકા કરવી– 'આને વિષે જે બાળક જન્મે તે મારી શ્રાદ્ધાદિ ઉત્તરક્રિયા કરે.' ૧૨૭

[ अभ्रातृकां प्रदास्यामि तुभ्यं कन्यामलंकृताम् ।
अस्यां यो जायते पुत्रः स मे पुत्रो भवेदिति ॥
'ભાઈવિનાની આ શણગારેલી કન્યા હું તને આપું છું; તેને વિષે જે પુત્ર જન્મે તે મારો પુત્ર થાય.' ]

દક્ષ પ્રજાપતિએ પોતે એમ કર્યું હતું

अनेन तु विधानेन पुरा चक्रेऽथ पुत्रिकाः ।
विवृद्धयर्थं स्ववंशस्य स्वयं दक्षः प्रजापतिः ॥ १२८॥

પૂર્વે દક્ષ પ્રજાપતિએ પોતે પોતાના વંશની વૃદ્ધિ માટે એ વિધાન પ્રમાણે પુત્રિકાઓ કરી હતી. (અર્થાત્ દીકરીઓના દીકરાઓને પોતાના પુત્રોરૂપે સ્વીકાર્યા હતા.) ૧૨૮

ददौ स दश धर्माय कश्यपाय त्रयोदश ।
सोमाय राज्ञे सत्कृत्य प्रीतात्मा सप्तविंशतिम् ॥ १२९ ॥

તેણે (પુત્રીઓના પુત્રો પોતાને આપી દેવા, એવા કરારથી) પ્રસન્નચિત્તે ધર્મને દશ, કશ્યપને તેર અને સોમરાજાને સત્તાવીસ પુત્રીઓ આપી હતી. ૧૨૯

પુત્ર અને પુત્રી સરખાં

यथैवात्मा तथा पुत्रः पुत्रेण दुहिता समा ।
तस्यामात्मनि तिष्ठन्त्यां कथमन्यो धनं हरेत् ॥ १३० ॥

જેવો પોતાનો આત્મા છે, તેવો પોતાનો પુત્ર છે; પુત્રી

(પણ) પુત્રની સમાન છે; આમ આત્મારૂપ પુત્રી હોય છતાં બીજો ધન કેમ લઈ શકે? ૧૩૦

માતાના મોસાળનું ધન પુત્રીનું

मातुस्तु यौतकं यत्स्यात्कुमारीभाग एव सः ।
दौहित्र एव च हरेदपुत्रस्याखिलं धनम् ॥ १३१ ॥

મોસાળથી માતાને જે ધન મળ્યું હોય, તે દીકરીના જ ભાગનું છે. દીકરીનો દીકરો જ અપુત્ર આજા(માના બાપ)નું સમગ્ર ધન લે. ૧૩૧

પુત્રરહિત પિતાનું ધન દીકરીનો દીકરો લે

दौहित्रो ह्यखिलं रिक्थमपुत्रस्य पितुर्हरेत् ।
स एव दद्याद् द्वौ पिण्डौ पित्रे मातामहाय च ॥ १३२ ॥

એ દીકરીનો દીકરો પુત્રરહિત પિતાની પણ સમગ્ર સંપત્તિ મેળવે અને તે પિતાને તથા આજાને એકએક પિંડ આપે.૧૩૨

પુત્રનો પુત્ર અને દીકરીનો દીકરો સમાન

पौत्रदौहित्रयोर्लोके न विशेषोऽस्ति धर्मतः ।
तयोर्हि मातापितरौ संभूतौ तस्य देहतः ॥ १३३ ॥

આ લોકમાં પુત્રનો પુત્ર અને પુત્રીનો પુત્ર, એ બેમાં ધર્માનુસાર કોઈ તફાવત નથી; કેમકે તે બન્નેનાં માતાપિતા, તેના દેહથી ઉત્પન્ન થયાં છે. ૧૩૩

પુત્રીના પુત્રને ખોળે લીધા પછી પુત્ર જન્મે તો?

पुत्रिकायां कृतायां तु यदि पुत्रोऽनुजायते ।
समस्तत्र विभागः स्याज्ज्येष्ठता नास्ति हि स्त्रियाः ॥ १३४ ॥

પુત્રિકા કર્યા પછી (એટલે દીકરીના દીકરાને ખોળે લીધા

પછી ) જો-પુત્રજન્મ થાય, તો પુત્ર અને દીકરીનો દીકરો—એ બેયના સરખા ભાગ પડે; તેમાં (જન્મદાની) સ્ત્રીનું મોટાપણું ન ગણાય. ૧૩૪

જેનો પુત્ર લેવા નક્કી કર્યું હોય તે પુત્રી જો પુત્રરહિત મરી જાય તો?

अपुत्रायां मृतायां तु पुत्रिकायां कथंचन ।
धनं तत्पुत्रिकाभर्ता हरेतैवाविचारयन् ॥ १३५ ॥

જેનો પુત્ર લેવા ઠરાવ્યું હોય તે-પુત્રિકા કરાયેલી પુત્રી, જો કદી પુત્રરહિત મરી જાય, તો તે પુત્રિકાનો સ્વામી તેનું ધન, વગરવિચારે લઈ જ લે. ૧૩૫

ગમે તેમ પણ છોકરીનો છોકરો પુત્રરહિતનો જ ગણાય

अकृता वा कृता वापि यं विन्देत्सदृशात्सुतम् ।
पौत्री मातामहस्तेन दद्यात् पिण्डं हरेद्धनम् ॥ १३६ ॥

પુત્રીને પુત્રિકા કરી હોય કે ન કરી હોય, તોપણ તે પુત્રીને સમાન જાતિના પતિથી જે પુત્ર થાય, તેથી માતામહ પૌત્રવાન ગણાય છે અને તે પુત્ર તેને પિંડ આપે તેમ જ તેનું ધન લે. ૧૩૬

પૌત્રથી સૂર્યલોક મળે

पुत्रेण लोकाञ्जयति पौत्रेणानन्त्यमश्नुते ।
अथ पुत्रस्य पौत्रेण ब्रध्नस्याप्नोति विष्टपम् ॥ १३७ ॥

પુરુષ પુત્રથી સ્વર્ગલોક જીતે છે, પૌત્રથી (ત્યાં) અનંત સુખ ભોગવે છે અને પુત્રના પૌત્રથી સૂર્યલોકને પામે છે. ૧૩૭

'પુત્ર' શબ્દની વ્યાખ્યા

पुन्नाम्नो नरकायस्मात्त्रायते पितरं सुतः ।
तस्मात्पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयंभुवा ॥ १३८ ॥

પુત્ર પિતાને 'પુત્' નામના નરકથી ત્રાણ (રક્ષણ) કરે છે, તેથી સ્વયંભૂએ પોતે જ તેને 'પુત્ર' એમ કહ્યો છે. ૧૩૮

દીકરીનો દીકરો પણ દીકરાના દીકરાની જેમ તારે

पौत्रदौहित्रयोर्लोके विशेषो नोपपद्यते ।
दौहित्रोऽपि ह्यमुत्रैनं संतारयति पौत्रवत् ॥ १३९ ॥

લોકમાં દીકરાનો દીકરો અને દીકરીનો દીકરો—એ બેમાં કોઈ ફરક નથી. દીકરીનો દીકરો પણ દીકરાના દીકરાની જેમ એ માતામહને પરલોકમાં તારે છે. ૧૩૯

પુત્રિકા-પુત્રનું પિંડપ્રદાન

मातुः प्रथमतः पिण्डं निर्वपेत्पुत्रिकासुतः ।
द्वितीयं तु पितुस्तस्यास्तृतीयं तत्पितुः पितुः ॥ १४० ॥

પુત્રિકાના પુત્રે પહેલો પિંડ માતાને આપવો, બીજો પિંડ માતામહને આપવો અને ત્રીજો પ્રમાતામહને આપવો. ૧૪૦

દત્તકપુત્ર ખોળે લેનારનો જ ગણાય

उपपन्नो गुणैः सर्वैः पुत्रो यस्य तु दत्त्रिमः ।
स हरेतैव तद्रिक्थं संप्राप्तोऽप्यन्यगोत्रतः ॥ १४१ ॥

જે દત્તકપુત્ર સર્વ ગુણોથી યુક્ત હોય, તે બીજા ગોત્રમાંથી આવ્યો હોય છતાં દત્તક લેનાર પિતાની બધી મિલકત લઈ જ શકે છે. ૧૪૧

દત્તક છોકરો પોતાના મૂળ પિતાનો મટી જ જાય

गोत्ररिक्थे जनयितुर्न हरेद्दत्त्रिमः क्वचित् ।
गोत्ररिक्थानुगः पिण्डो व्यपैति ददतः स्वधा ॥ १४२ ॥

ખોળે ગયેલો પુત્ર પોતાને ઉત્પન્ન કરનાર પિતાના ગોત્રને

તથા મિલકતને કદી ન લઈ શકે; કેમકે તે જેનાં ગોત્ર અને મિલકતને સ્વીકારે છે, તેને જ તે પિંડદાન કરી શકે છે. જે પિતા પુત્રને દત્તક તરીકે આપી દે છે, તેનો તેની પાસેથી શ્રાદ્ધ લેવાનો અધિકાર (પણ) જતો રહે છે. ૧૪૨

વ્યભિચાર તથા કામવાસનાથી થયેલા છોકરા મિલકતના અધિકારી ન ગણાય

अनियुक्तासुतश्चैव पुत्रिण्याप्तश्च देवरात् ।
उभौ तौ नार्हतो भागं जारजातककामजौ ॥ १४३ ॥

નિયોગ ન પામેલી સ્ત્રીનો પુત્ર તેમ જ પુત્રવાળી સ્ત્રીએ દિયરથી મેળવેલો પુત્ર—એ બન્ને મિલકતના ભાગના અધિકારી નથી; (કેમકે) તેમાં પહેલો જારથી જન્મ્યો છે ને બીજો કામથી થયેલો છે. (અર્થાત્ વ્યભિચાર તથા કામવાસનાથી તેઓ જન્મેલા હોઈ મિલકતના વારસ ન થઈ શકે.) ૧૪૩

વિધિ વિના નિયોગ પામેલી સ્ત્રીનો પુત્ર પણ મિલકતનો અધિકારી નથી

नियुक्तायामपि पुमान्नार्यां जातोऽविधानतः ।
नैवार्हः पैतृकं रिक्थं पतितोत्पादितो हि सः ॥ १४४ ॥

નિયોગ પામેલી સ્ત્રીમાંયે જે પુત્ર (ઘી ચોપડવું વગેરે) વિધિ વિના જન્મ્યો હોય, તે બાપીકી મિલકતનો હકદાર નથી; કેમકે તેને પતિત પુરુષે ઉત્પન્ન કર્યો છે. ૧૪૪

વિધિપૂર્વક નિયોગ પામેલી સ્ત્રીનો પુત્ર સગા પુત્ર જેવો

हरेत्तत्र नियुक्तायां जातः पुत्रो यथौरसः ।
क्षेत्रिकस्य तु तद्बीजं धर्मतः प्रसवश्च सः ॥ १४५ ॥

પણ વિધિપૂર્વક નિયોગ પામેલી સ્ત્રીમાં જે પુત્ર જન્મ્યો

હોય છે, તે સગા પુત્ર સમાન છે; કારણ કે તેમાં ક્ષેત્રસ્વામીનું બીજ છે, અને તે પુત્રોત્પત્તિ ધર્મયુક્ત છે. ૧૪૫

धनं यो बिभृयात् भ्रातुर्मृतस्य स्त्रियमेव च ।
सोऽपत्यं भ्रातुरुत्पाद्य दद्यात्तस्यैव तद्धनम् ॥ १४६ ॥

જે પુરુષ મરી ગયેલા ભાઈની સ્ત્રીનું પોષણ કરે અને તેનું ધન સાચવે, તેણે તે સ્ત્રી વિષે નિયોગથી ભાઈનો પુત્ર ઉત્પન્ન કરી તેને તેનું ધન આપી દેવું. ૧૪૬

નિયોગ પામેલી પણ કામવાસનાથી પુત્ર ઉત્પન્ન કરે તે વ્યર્થ છે

या नियुक्ताऽन्यतः पुत्रं देवराद्वाऽप्यवाप्नुयात् ।
तं कामजमरिक्थीयं वृथोत्पन्नं प्रचक्षते ॥ १४७ ॥

જે સ્ત્રી (વડીલો દ્વારા) નિયોગની આજ્ઞા પામી હોય, છતાં જો કામવશ થઈ દિયર કે કોઈ બીજા પુરુષથી પુત્ર મેળવે, તો શાસ્ત્રવેત્તાઓ તે પુત્રને કામથી જન્મેલો ગણી મિલકતનો અનધિકારી અને વ્યર્થ જન્મેલો કહે છે.* ૧૪૭

અનેક જાતની સ્ત્રીઓમાં એક પતિથી જન્મેલા પુત્ર સંબંધી

एतद्विधानं विज्ञेयं विभागस्यैकयोनिषु ।
बह्वीषु चैकजातानां नानास्त्रीषु निबोधत ॥ १४८ ॥

* વિધિસર નિયોગ પામેલીનો પુત્ર પણ કામવાસનાથી જન્મેલો ન હોય, તો જ મિલકતનો અધિકારી ઠરે છે. આ સંબંધી નારદ આમ કહે છેઃ 'मुखान्मुखं परिहरन् गात्रैर्गात्राण्यसंस्पृशन् । कुले तदवशेषे च संतानार्थं न कामतः । પોતાના કુળમાં અથવા તે કુળના અવશેષમાં (નિયોગ પામેલી સ્ત્રી સાથે નિયોગ પામેલા પુરુષે) એ સ્ત્રીના મોઢાથી પોતાના મોઢાને દૂર રાખી શરીરના અવયવોને પણ સ્પર્શ કર્યા વિના કેવળ સંતાનની ઇચ્છાથી મૈથુન કરવું, પણ કામવાસનાથી નહિ.' (कुल्लूक)

: એક જાતિની સ્ત્રીઓમાં એક પતિથી થયેલા પુત્રોના ભાગ વિષે આ વિધાન જાણવું. હવે જુદીજુદી જાતિની અનેક સ્ત્રીઓમાં એક પતિથી ઉત્પન્ન થયેલા પુત્રોના ભાગ વિષે તમે સાંભળો. ૧૪૮

બ્રાહ્મણની ચારે વર્ણોની પત્નીઓના પુત્ર સંબંધી

ब्राह्मणस्यानुपूर्व्येण चतस्रस्तु यदि स्त्रियः ।
तासां पुत्रेषु जातेषु विभागेऽयं विधिः स्मृतः ॥ १४९ ॥

બ્રાહ્મણને અનુક્રમે જો ચારે વર્ણની સ્ત્રીઓ હોય, તો તેમને થયેલા પુત્રોના વિભાગ વિષે આ (નીચેનો) વિધિ કહ્યો છે:

બ્રાહ્મણીના પુત્રને વધારો આપવો

कीनाशो गोवृषो यानमलङ्कारश्च वेश्म च ।
विप्रस्यौद्धारिकं देयमेकांशश्च प्रधानतः ॥ १५० ॥

ખેડૂત, ખૂંટ, વાહન, અલંકાર, ઘર તેમ જ બીજી સંપત્તિમાં જે એક ભાગ મુખ્ય હોય, તે બ્રાહ્મણીના પુત્રને વધારા તરીકે આપવો. ૧૫૦

બાકીની મિલકતના ભાગ

त्र्यंशं दायाद्धरेद्विप्रो द्वावंशौ क्षत्रियासुतः ।
वैश्याजः सार्धमेवांशमंशं शूद्रासुतो हरेत् ॥ १५१ ॥

બ્રાહ્મણીના પુત્રે ત્રણ ભાગ, ક્ષત્રિયાણીના પુત્રે બે ભાગ, વૈશ્ય સ્ત્રીના પુત્રે દોઢ ભાગ અને શૂદ્ર સ્ત્રીના પુત્રે એક ભાગ—એમ મિલકતના ભાગ લેવા. ૧૫૧

અથવા બધી મિલકતના આવા ભાગ

सर्वं वा रिक्थजातं तद्दशधा परिकल्प्य च ।
धर्म्यं विभागं कुर्वीत विधिनाऽनेन धर्मवित् ॥ १५२ ॥

અથવા આખી મિલકતના દશ ભાગ કલ્પવા અને ધર્મ જાણનાર પુરુષે (નીચેની) આ વિધિએ ધર્માનુસાર ભાગો પાડવા: ૧૫૨

चतुरोंऽशान्हरेद्विप्रस्त्रीनंशान्क्षत्रियासुतः ।
वैश्यापुत्रो हरेद्द्वयंशमंशं शूद्रासुतो हरेत् ॥ १५३ ॥

બ્રાહ્મણીનો પુત્ર ચાર ભાગ અને ક્ષત્રિયાણીનો પુત્ર ત્રણ ભાગ લે; વૈશ્યસ્ત્રીનો પુત્ર બે ભાગ લે અને શૂદ્રસ્ત્રીનો પુત્ર એક ભાગ લે. ૧૫૩

यद्यपि स्यात्तु सत्पुत्रोऽप्यसत्पुत्रोऽपि वा भवेत् ।
नाधिकं दशमाद्दद्याच्छूद्रापुत्राय धर्मतः ॥ १५४ ॥

બ્રાહ્મણને દ્વિજાતિ (બ્રાહ્મણી, ક્ષત્રિયાણી અને વાણિયણ) સ્ત્રીઓથી પુત્ર હોય કે ન હોય, તોપણ શૂદ્રસ્ત્રીના પુત્રને ધર્મ-પૂર્વક દશમા ભાગથી વધારે ન અપાય. ૧૫૪

શૂદ્ર સ્ત્રીનો પુત્ર ખરી રીતે ભાગીદાર નથી

ब्राह्मणक्षत्रियविशां शूद्रापुत्रो न रिक्थभाक् ।
यदेवास्य पिता दद्यात्तदेवास्य धनं भवेत् ॥ १५५ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યને શૂદ્રસ્ત્રીથી જે પુત્ર થાય, તે મિલકતનો ભાગિયો છે જ નહિ; પિતા પોતાની ઇચ્છાથી તેને જે આપે તે જ તેનું ધન થાય છે. ૧૫૫

સમાન જાતિના પુત્રોમાં મોટાને વધારો આપવો જ

समवर्णासु ये जाताः सर्वे पुत्रा द्विजन्मनाम् ।
उद्धारं ज्यायसे दत्त्वा भजेरन्नितरे समम् ॥ १५६ ॥

દ્વિજોને સમાન જાતિની સ્ત્રીઓમાં જે પુત્રો જન્મ્યા હોય,

તે સૌએ, મોટાભાઈને અમુક ઉત્તમ ભાગ વધારા તરીકે આપી, બાકીની મિલકત સરખે ભાગે વહેંચી લેવી. ૧૫૬

શૂદ્રના પુત્રો વિષે

शूद्रस्य तु सवर्णैव नान्या भार्या विधीयते ।
तस्यां जाताः समांशाः स्युर्यदि पुत्रशतं भवेत् ॥ १५७॥

શૂદ્રને તો પોતાના જ વર્ણની સ્ત્રી હોવી જોઈએ; એને માટે બીજા વર્ણની પત્નીનું વિધાન નથી; તે-શૂદ્ર સ્ત્રીમાં તેને સો પુત્રો થાય, તોપણ તે સૌને સરખો હિસ્સો મળે. ૧૫૭

બાર જાતના પુત્રો

पुत्रान्द्वादश यानाह नृणां स्वायंभुवो मनुः ।
तेषां षड्बन्धुदायादाः षडदायादबान्धवाः ॥ १५८॥

બ્રહ્માના પુત્ર-સ્વાયંભુવ મનુએ મનુષ્યોના જે બાર (જાતના) પુત્રો કહ્યા છે, તેમાં પહેલા છ બાંધવો દાયાદો (વારસાના અધિકારી) છે, પણ પાછલા છ બાંધવો અદાયાદો (વારસાના અધિકારવિનાના) છે. ૧૫૮

બારમાંથી છ વારસદાર

औरसः क्षेत्रजश्चैव दत्तः कृत्रिम एव च ।
गूढोत्पन्नोऽपविद्धश्च दायादा बान्धवाश्च षट् ॥ १५९॥

ઔરસ, ક્ષેત્રજ, દત્તક, કૃત્રિમ, ગૂઢોત્પન્ન અને અપવિદ્ધ-એ છ બાંધવો દાયાદો (વારસાના અધિકારી) છે. ૧૫૯

જે વારસદાર નથી, તે ૭

कानीनश्च सहोढश्च क्रीतः पौनर्भवस्तथा ।
स्वयंदत्तश्च शौद्रश्च षडदायादबान्धवाः ॥ १६०॥

કાનીન, સહોઢ, ક્રીત, પૌનર્ભવ, સ્વયંદત્ત અને શૌદ્ર-એ છ બાંધવો[+] અદાયાદો (વારસાના અધિકારવિનાના) છે. ૧૬૦

ખરાબ છોકરો ભાંગેલી નાવ જેવો

यादृशं फलमाप्नोति कुप्लवैः संतरञ्जलम् ।
तादृशं फलमाप्नोति कुपुत्रैः संतरंस्तमः ॥ १६१ ॥

ભાંગેલી હોડીઓથી પાણીને તરતો માણસ જેવું ફળ પામે છે, તેવું ફળ કુપુત્રોથી તમસ(સંસાર)ને પાર કરતો માણસ મેળવે છે.÷ ૧૬૧

ઔરસ અને ક્ષેત્રજમાં ઔરસ મુખ્ય

यद्येकरिक्थिनौ स्यातामौरसक्षेत्रजौ सुतौ ।
यस्य यत्पैतृकं रिक्थं स तद्गृह्णीत नेतरः ॥ १६२ ॥

જો એક મિલકતના ભાગીદાર ઔરસ અને ક્ષેત્રજ-એમ બે પુત્રો હોય, તો તે મિલકત જેના પિતાની હોય, તે તે મિલકતને લે, બીજો ક્ષેત્રજ પુત્ર એ ન લે. ૧૬૨

બાપના ધનનો અધિકારી ઔરસ જ

एक एवौरसः पुत्रः पित्र्यस्य वसुनः प्रभुः ।
शेषाणामानृशंस्यार्थं प्रदद्यात्तु प्रजीवनम् ॥ १६३ ॥

---

+ આ છ ભાઈઓ ભલે વારસાના અધિકારી નથી, છતાં તેઓ સગાભાઈ તરીકે તો ગણાય જ છે. આ સંબંધી બૌધાયન આમ કહે છે: 'कानीनं च सहोढं च क्रीतं पौनर्भवं तथा । स्वयंदत्तं निषादं च गोत्रभाजः प्रचक्षते । કાનીન, સહોઢ, ક્રીત, પૌનર્ભવ, સ્વયંદત્ત અને નિષાદ-એ છ પુત્રોને ભાઈઓ તો કહ્યા જ છે.' (कुल्लूक)

÷ અર્થાત્ જેમ ભાંગેલી હોડીથી પાણીને તરવા જતો માણસ ડૂબે છે, તેમ ખરાબ પુત્રથી સંસારને તરવા ઇચ્છતો ડૂબે છે.

પિતાની ધનસંપત્તિનો સ્વામી એક ઔરસ પુત્ર જ હોય, છતાં ક્ષેત્રજ આદિ બાકીના પુત્રોને પણ તેણે દયા કરી આજીવિકા પૂરતું આપવું જોઈએ. ૧૬૩

છઠ્ઠો કે પાંચમો ભાગ ક્ષેત્રજનો

षष्ठं तु क्षेत्रजस्यांशं प्रदद्यात्पैतृकाद्धनात् ।
औरसो विभजन्दायं पित्र्यं पञ्चममेव वा ॥ १६४ ॥

ઔરસ પુત્રે બાપીકા વારસાનો ભાગ પાડતાં, પિતાના ધનમાંથી ક્ષેત્રજ પુત્રને છઠ્ઠો કે પાંચમો ભાગ આપવો. ૧૬૪

પિતાના ધનના ભાગીદાર બે પુત્રો

औरसक्षेत्रजौ पुत्रौ पितृरिक्थस्य भागिनौ ।
दशापरे तु क्रमशो गोत्ररिक्थांशभागिनः ॥ १६५ ॥

ઔરસ અને ક્ષેત્રજ–એ બે પુત્રો બાપીકી મિલકતના ભાગિયા છે; બીજા દશ પુત્રો તો અનુક્રમે ગોત્ર અને મિલકતના અંશભાગી છે. ૧૬૫

ઔરસ પુત્ર કયો ?

स्वक्षेत्रे संस्कृतायां तु स्वयमुत्पादयेद्धि यम् ।
तमौरसं विजानीयात्पुत्रं प्रथमकल्पितम् ॥ १६६ ॥

સંસ્કારપૂર્વક પરણેલી પોતાના સમાન વર્ણની પોતાની પત્નીમાં પોતે જે પુત્રને ઉત્પન્ન કરે, તેને પ્રથમ કહેલો 'ઔરસ' પુત્ર જાણવો. ૧૬૬

ક્ષેત્રજ પુત્ર કયો ?

यस्तल्पजः प्रमीतस्य क्लीबस्य व्याधितस्य वा ।
स्वधर्मेण नियुक्तायां स पुत्रः क्षेत्रजः स्मृतः ॥ १६७ ॥

જેનો સ્વામી મરી ગયો હોય, નપુંસક હોય અથવા રોગી હોય, તે ધર્માનુસાર નિયોગ પામેલી સ્ત્રીમાં જે પુત્ર થાય, તે 'ક્ષેત્રજ' પુત્ર કહેવાય છે. ૧૬૭

દત્તક પુત્ર કેયો?

माता पिता वा दद्यातां यमद्भिः पुत्रमापदि ।
सदृशं प्रीतिसंयुक्तं स ज्ञेयो दत्त्रिम सुतः ॥ १६८ ॥

આપત્કાળે માતાપિતા પોતાની જાતિવાળાને પ્રસન્નતાપૂર્વક અને પાણીના સંકલ્પ સાથે જે પુત્ર આપી દે, તે 'દત્રિમ' (દત્તક) પુત્ર જાણવો. ૧૬૮

કૃત્રિમ પુત્ર કયો?

सदृशं तु प्रकुर्याद्यं गुणदोषविचक्षणम् ।
पुत्रं पुत्रगुणैर्युक्तं स विज्ञेयश्च कृत्रिमः ॥ १६९ ॥

પોતાની જાતના, ગુણદોષને જાણનારા અને પુત્રના ગુણોથી યુક્ત એવા જે પુત્રને માણસ પોતાનો પુત્ર કરી રાખે તેને 'કૃત્રિમ' પુત્ર જાણવો. ૧૬૯

ગૂઢોત્પન્ન પુત્ર કયો?

उत्पद्यते गृहे यस्य न च ज्ञायेत कस्य सः ।
स गृहे गूढ उत्पन्नस्तस्य स्याद्यस्य तल्पजः ॥ १७० ॥

જેના ઘરમાં (રહેલી પોતાની જ) અમુક સ્ત્રીને પુત્ર જન્મે (અને તે પુત્ર સજાતીય હોવા) છતાં તે કયા પુરુષનો છે, એની ભાળ ન મળે, ત્યારે ઘરમાં ગુપ્ત રીતે જન્મેલો એ 'ગૂઢોત્પન્ન' પુત્ર કહેવાય અને જેની પત્નીમાં તે જન્મ્યો હોય તેનો જ એ પુત્ર ગણાય. ૧૭૦

અપવિદ્ધ પુત્ર કયો ?

मातापितृभ्यामुत्सृष्टं तयोरन्यतरेण वा ।
यं पुत्रं परिगृह्णीयादपविद्धः स उच्यते ॥ १७१ ॥

માતાપિતાએ (મળીને) અથવા તેમનામાંના કોઈ એક પુત્રને તજી દીધો હોય અને બીજો કોઈ પુરુષ તેને સ્વીકારી લે, તો તે પુત્ર તેને સ્વીકારનારનો 'અપવિદ્ધ' પુત્ર કહેવાય છે. ૧૭૧

કાનીન પુત્ર કયો ?

पितृवेश्मनि कन्या तु यं पुत्रं जनयेद्रहः ।
तं कानीनं वदेन्नाम्ना वोढुः कन्यासमुद्भवम् ॥ १७२ ॥

જે કન્યા પિતાને ઘેર એકાંતમાં જે પુત્રને જન્મ આપે, તે કન્યાને થયેલા એ પુત્રને 'કાનીન' નામે કહે છે અને એ પુત્ર તે કન્યાને પરણનારનો પુત્ર ગણાય છે. ૧૭૨

સહોઢ પુત્ર કયો ?

या गर्भिणी संस्क्रियते ज्ञाताज्ञातापि वा सती ।
वोढुः स गर्भो भवति सहोढ इति चोच्यते ॥ १७३ ॥

ગર્ભવતી તરીકે જાણીતી કે અજાણીતી રહેલી જે સ્ત્રીનો વિવાહસંસ્કાર થાય, તેનો તે ગર્ભ, તે સ્ત્રીને પરણનાર પતિનો થાય અને તે 'સહોઢ' પુત્ર કહેવાય. ૧૭૩

ક્રીતક પુત્ર કયો ?

क्रीणीयाद्यस्त्वपत्यार्थं मातापित्रोर्यमन्तिकात् ।
स क्रीतकः सुतस्तस्य सदृशोऽसदृशोऽपि वा ॥ १७४ ॥

જે સજાતિ કે પરજાતિ પુત્રને તેનાં માતાપિતા પાસેથી પુત્ર કરવા માટે વેચાતો લેવાય, તે 'ક્રીતક' પુત્ર કહેવાય છે. ૧૭૪

પૌનર્ભવ પુત્ર કયો?

या पत्या वा परित्यक्ता विधवा वा स्वयेच्छया ।
उत्पादयेत्पुनर्भूत्वा स पौनर्भव उच्यते ॥ १७५ ॥

પતિ વડે ત્યજાયેલી અથવા વિધવા થયેલી જે સ્ત્રી સ્વેચ્છાથી પુનર્લગ્ન કરી જે પુત્રને જન્મ આપે, તે પુત્ર 'પૌનર્ભવ' કહેવાય છે. ૧૭૫

એ સ્રીનો ફરી વિવાહસંસ્કાર થવો જોઈએ

सा चेदक्षतयोनिः स्याद्गतप्रत्यागतापि वा ।
पौनर्भवेन भर्त्रा सा पुनः संस्कारमर्हति ॥ १७६ ॥

તે સ્રી જો અક્ષતયોનિ હોય તો પુનર્લગ્ન કરનાર પતિ સાથે તે ફરી વિવાહસંસ્કારને યોગ્ય છે; અથવા તે એક પતિને છોડી બીજા પાસે ગઈ હોય અને પાછી મૂળ પતિ પાસે આવી હોય, તોપણ મૂળ પતિ સાથે તે ફરી વિવાહ-સંસ્કારને યોગ્ય છે. ૧૭૬

સ્વયંદત્ત પુત્ર કયો?

मातापितृविहीनो यस्त्यक्तो वा स्यादकारणात् ।
आत्मानं स्पर्शयेद्यस्मै स्वयंदत्तस्तु स स्मृतः ॥ १७७ ॥

જે પુત્ર માતાપિતા વિનાનો હોય અથવા જે વગરકારણે ત્યજાયેલો હોય, તે પુત્ર પોતે જ પોતાને કોઈને અર્પણ કરી દે, તેને 'સ્વયંદત્ત' પુત્ર કહ્યો છે. ૧૭૭

શૌદ્ર અથવા પારશવ પુત્ર કયો?

यं ब्राह्मणस्तु शूद्रायां कामादुत्पादयेत्सुतम् ।
स पारयन्नेव शवस्तस्मात्पारशवः स्मृतः ॥ १७८ ॥

બ્રાહ્મણ કામને વશ થઈ (પોતાને પરણેલી જ) શૂદ્ર સ્ત્રીમાં જે પુત્ર પેદા કરે, તે જીવતાં છતાં મરેલા જેવો હોઈ 'પારશવ' કહેવાય છે. ૧૭૮

શૂદ્રનો પુત્ર પણ ભાગીદાર છે

दास्यां वा दासदास्यां वा यः शूद्रस्य सुतो भवेत् ।
सोऽनुज्ञातो हरेदंशमिति धर्मो व्यवस्थितः ॥ १७९ ॥

દાસીમાં કે દાસની દાસીમાં શૂદ્રનો જે પુત્ર જન્મે, તે પિતાની આજ્ઞાથી મિલકતનો ભાગ લે, એવી ધર્મવ્યવસ્થા છે.

ક્ષેત્રજ વગેરે પુત્રો પુત્રના પ્રતિનિધિરૂપ

क्षेत्रजादीन्सुतानेतानेकादश यथोदितान् ।
पुत्रप्रतिनिधीनाहुः क्रियालोपान्मनीषिणः ॥ १८० ॥

ક્ષેત્રજ આદિ જે આ અગિયાર પુત્રો કહ્યા છે, તેમને વિદ્વાનોએ શ્રાદ્ધાદિ ક્રિયાઓનો લોપ ન થાય, તે સારુ પુત્રના પ્રતિનિધિરૂપ ગણ્યાં છે. ૧૮૦

જેનું બીજ તેના એ અગિયારે પુત્રો

य एतेऽभिहिताः पुत्राः प्रसङ्गादन्यबीजजाः ।
यस्य ते बीजतो जातास्तस्य ते नेतरस्य तु ॥ १८१ ॥

બીજાના બીજથી જન્મેલા આ જે પુત્રો પ્રાસંગિક કહ્યા છે, તે જેના બીજથી જન્મ્યા હોય તેના જ પુત્રો છે, બીજાના નથી જ.† ૧૮૧

† જો કે એ અગિયારમાંના પૌનર્ભવ તથા શૌદ્ર એ બે પુત્રો પોતાના વીર્યથી જન્મેલા હોય છે, છતાં તેઓને પણ પોતાના પુત્રો તરીકે ન ગણવા. આ અભિપ્રાયથી જ બૃહસ્પતિ કહે છે: 'आज्यं

ભાઈના પુત્રથી બધા ભાઈ પુત્રવાળા ગણાય

भ्रातॄणामेकजातानामेकश्चेत्पुत्रवान्भवेत् ।
सर्वांस्तांस्तेन पुत्रेण पुत्रिणो मनुरब्रवीत् ॥ १८२ ॥

એક માતાપિતાથી જન્મેલા ભાઈઓમાં જો એક જ પુત્રવાળો હોય, તો તે એક પુત્રથી (પણ) સર્વ ભાઈઓ પુત્રવાળા છે, એમ મનુએ કહ્યું છે. ૧૮૨

શોકના એક પુત્રથી પણ બધી શોક પુત્રવાળી છે

सर्वासामेकपत्नीनामेका चेत्पुत्रिणी भवेत् ।
सर्वास्तास्तेन पुत्रेण प्राह पुत्रवतीर्मनुः ॥ १८३ ॥

એકની સર્વ પત્નીઓમાં જો એક જ પુત્રવાળી હોય, તો તે પુત્રથી તે સર્વ પત્નીઓ પુત્રવાળી છે, એમ મનુએ કહ્યું છે.

વારસાની યોગ્યતાનો વિષય

श्रेयसः श्रेयसोऽलाभे पापीयान्रिक्थमर्हति ।
बहवश्चेत्तु सदृशाः सर्वे रिक्थस्य भागिनः ॥ १८४ ॥

શ્રેષ્ઠ–શ્રેષ્ઠ પુત્ર ન હોય તો ઊતરતા–ઊતરતા પુત્ર વારસાના અધિકારી છે; પણ ઘણા પુત્રો એકસરખા હોય, તો તે બધાયે મિલકતના સરખા ભાગિયા થાય. ૧૮૪

विना यथा घृतं तैलं प्रतिनिधिः स्मृतः । तथैकादश पुत्रास्तु पुत्रिकौरसयोर्विना । જેમ ઘી ન હોય ત્યારે તેલને ઘીનું પ્રતિનિધિ ગણાય છે, તેમ ઔરસ (સગો) પુત્ર કે છોકરીનો છોકરો દત્તક લીધેલો ન હોય, તો આ ક્ષેત્રજ વગેરે અગિયાર પુત્રોને પુત્રના પ્રતિનિધિ તરીકે ગણી શકાય છે.' (कुल्लूक)

પિતાની મિલકતના અધિકારી પુત્રો જ

न भ्रातरो न पितरः पुत्रा रिक्थहराः पितुः ।
पिता हरेदपुत्रस्य रिक्थं भ्रातर एव च ॥ १८५ ॥

પુત્રો જ પિતાની મિલકતના અધિકારી છે, ભાઈઓ કે બીજા પિતૃપક્ષીઓ નથી; છતાં અપુત્રની મિલકત તેનો પિતા અને તેના ભાઈઓ જ લે. ૧૮૫

અપુત્ર દાદા વગેરેની મિલકતમાં ક્ષેત્રજ પુત્ર વગેરેનો પણ હક્ક

त्रयाणामुदकं कार्यं त्रिषु पिण्डः प्रवर्तते ।
चतुर्थः संप्रदातैषां पञ्चमो नोपपद्यते ॥ १८६ ॥

પિતા, પિતામહ અને પ્રપિતામહ એ ત્રણને જલદાન અને પિંડદાન અપાય છે; તેમ જ ચોથો તે પિંડ આપનારો હોય છે; આમાં પાંચમો કોઈ ઘટતો જ નથી.x ૧૮૬

સંતતિવિનાની પત્નીઓ પણ હક્કદાર

[ असुतास्तु पितुः पत्न्यः समानांशाः प्रकीर्तिताः ।
पितामह्यश्च ताः सर्वा मातृकल्पाः प्रकीर्तिताः ॥

સંતતિવિનાની પિતાની બીજી પત્નીઓ પણ સમાન ભાગીદાર છે; અને તે બધી દાદીમા છે અને તેમને માતાના જેવી (અધિકારવાળી) કહી છે. ]

---

x અહીં કહેવાનો ભાવ આ છે, કે પુત્રરહિત દાદા વગેરેની મિલકતમાં ક્ષેત્રજ વગેરે ગૌણ (મુખ્ય ન ગણાય તેવા) પુત્રોનો પણ અધિકાર હોઈ શકે છે. ઔરસ પુત્ર તથા પૌત્રનો અધિકાર તો 'पुत्रेण लोकाञ्जयति' એ ૧૩૭મા શ્લોકમાં જ કહેવાઈ ગયો છે. (कुल्लूक)

એકંદર વારસદારો

*अनन्तरः सपिण्डाद्यस्तस्य तस्य धनं भवेत् ।
अत ऊर्ध्वं सकुल्यः स्यादाचार्यः शिष्य एव वा ॥ १८७ ॥

જે સપિંડીઓમાં નજીકનો સંબંધી (પુરુષ કે સ્ત્રી હરકોઈ) હોય, તેનું (એ અપુત્રી મરેલાનું) ધન થાય છે; પણ તે ન હોય તો કુળનો પુરુષ વારસ થાય છે; તેના અભાવે આચાર્ય અને આચાર્ય ન હોય તો શિષ્ય, એમ વારસદાર થાય છે.*

* આ શ્લોકમાં સામાન્ય વારસદારો જણાવ્યા છે, નહિ કે ખાસ વારસદાર-ઔરસ વગેરેને ઉદ્દેશી અહીં કહેલું છે; તેથી જેઓનો વારસાહક્ક હજી સુધી જણાવ્યો નથી, તે પત્ની વગેરેનો પણ વારસાહક્ક છે, એમ જણાવવાનો આ શ્લોકમાં મુખ્ય અભિપ્રાય છે. તેમાં 'एक एवौरसः पुत्रः ।' એમ ચાલુ અધ્યાયના ૧૬૩મા શ્લોકમાં કહેલું હોવાથી ખરી રીતે તો મરેલા પિતા વગેરેના ધનનો મુખ્ય અધિકારી તો એક ઔરસ પુત્ર જ છે; ક્ષેત્રજ તથા ગુણવાન દત્તક પુત્રને તો મિલકતનો પાંચમો કે છઠ્ઠો ભાગ જ આપવાનો છે અને કૃત્રિમ આદિ પુત્રોને તો તેમની આજીવિકા પૂરતું જ આપવાનું છે, એમ પણ કહેવાઈ ગયું છે; પરંતુ ઔરસ પુત્ર જો ન હોય, તો દત્તક લીધેલો દીકરીનો દીકરો જ મરેલા પિતા આદિનું ધન લે એમ 'दौहित्र एव च हरेदपुत्रस्याखिलं धनम् ।' આ અધ્યાયના ૧૩૧મા શ્લોકમાં કહ્યું છે અને ત્યાં 'अपुत्रस्य' એ પદનો અર્થ 'ઔરસ પુત્રવિનાનો' એવો જ સમજવાનો છે; પરંતુ એ દીકરીનો દીકરો પણ ન હોય તો ક્ષેત્રજ વગેરે અગિયાર પુત્રો, અનુક્રમે પિતાના ધનના અધિકારી સમજવા. પરણેલી શૂદ્ર જાતિની સ્ત્રીનો પુત્ર જો થયો હોય, તો એ આખી મિલકતના દશમા ભાગનો જ માત્ર અધિકારી છે, એમ 'नाधिकं दशमाद्दद्याच्छूद्रापुत्राय ।' આ અધ્યાયના ૧૫૪મા શ્લોકમાં કહેવાયું છે. એ દશમો ભાગ તેને આપતાં જે

કોઈ પણ વારસદાર ન હોય તો બ્રાહ્મણો વારસદાર

सर्वेषामप्यभावे तु ब्राह्मणा रिक्थभागिनः ।
त्रैविद्याः शुचयो दान्तास्तथा धर्मो न हीयते ॥ १८८ ॥

(ઉપરના) બધા—વારસદારો પણ જો ન હોય, તો બ્રાહ્મણો મિલકતના હકદાર થાય છે; તે બ્રાહ્મણો ત્રણ વેદોને જાણનારા; પવિત્ર અને જિતેન્દ્રિય હોય, તો (શ્રાદ્ધાદિક) ધર્મનો નાશ થતો નથી. ૧૮૮

બ્રાહ્મણ સિવાય બીનવારસીનું ધન રાજા લઈ શકે

अहार्यं ब्राह्मणद्रव्यं राज्ञा नित्यमिति स्थितिः ।
इतरेषां तु वर्णानां सर्वाभावे हरेन्नृपः ॥ १८९ ॥

(બીનવારસી) બ્રાહ્મણનું ધન રાજાએ કદી ન લેવું, એવી ધર્મની કાયમી મર્યાદા છે; પણ બીજા વર્ણોના કોઈને જો કોઈ પણ વારસ ન હોય, તો તેનું ધન રાજાએ લઈ લેવું. ૧૮૯

નિયોગથી જન્મેલો પુત્ર વારસદાર

संस्थितस्यानपत्यस्य सगोत्रात्पुत्रमाहरेत् ।
तत्र यद्रिक्थजातं स्यात्तत्तस्मिन्प्रतिपादयेत् ॥ १९० ॥

કોઈ પુત્રરહિત મરી જાય તો (તેની પત્ની) તેના સગોત્રી પુરુષથી નિયોગધર્મ વડે પુત્ર ઉત્પન્ન કરે અને મરનારનું જે ધન હોય તે તેને સુપરત કરે. ૧૯૦

---

મિલકત બાકી વધે, તે નજીકનો જે સપિંડ અથવા સગોત્રી હોય, તેણે લેવી; પરંતુ જો તેર પ્રકારના પુત્રોમાંથી એકે પુત્ર હયાત ન હોય, તો મરેલા પતિની બધી મિલકતની વારસદાર તેની પત્ની જ ગણાય છે. (कुल्लूक)

બે પુરુષોથી એક સ્ત્રીમાં બે પુત્રો જન્મ્યા હોય તો?

द्वौ तु यौ विवदेयातां द्वाभ्यां जातौ स्त्रिया धने ।
तयोर्यद्यस्य पित्र्यं स्यात्तत्स गृह्णीत नेतरः ॥ १९१ ॥

એક સ્ત્રીમાં બે પુરુષોથી થયેલા બે પુત્રો જો મિલકત માટે ઝઘડો કરે, તો જે ધન જેના પિતાનું હોય તેને તે લે; બીજો પુત્ર તે ન લે.× ૧૯૧

મરેલી માતાની મિલકતના વારસદારો

जनन्यां संस्थितायां तु समं सर्वे सहोदराः ।
भजेरन्मातृकं रिक्थं भगिन्यश्च सनाभयः ॥ १९२ ॥

માતા ગુજરી જતાં, સર્વ સગા ભાઈઓએ તથા બહેનોએ માતાની મિલકત સરખે ભાગે વહેંચી લેવી. (બહેનો જે પરણેલી હોય, તેઓનો તો મિલકતના પ્રમાણમાં સત્કાર જ કરવો.)+ ૧૯૨

× શ્લોક ૧૬૨માં ઔરસ તથા ક્ષેત્રજ પુત્ર સંબંધી કહેવાયું છે; જ્યારે આ શ્લોકમાં ઔરસ તથા પૌનર્ભવ (નાતરે ગયા પછી થયેલા) પુત્ર સંબંધી કહેવાયું છે. પ્રથમ જન્મેલા ઔરસ પુત્રનો (મૂળ) પિતા મરી જાય, ત્યારે એ બાળક પુત્રને તથા પોતાના એ (મૂળ) પતિના ધનને સાથે લઈ તે વિધવા સ્ત્રી નાતરે જાય કે પુનર્લગ્ન કરે, ત્યારે તે બીજા પુરુષથી જો બીજો પુત્ર થાય અને તેનો પિતા (બીજો પતિ) પણ મરી જાય, તો તેનું ધન પણ એ સ્ત્રીને જ મળેલું હોય; ત્યારે એ બંને પુત્રો મોટા થયા પછી એ સ્ત્રીના તાબામાં રહેલા એ બંને તરફના ધન માટે જો વિવાદ કરે, તો તે માટે અહીં નિર્ણય આપ્યો છે. (कुल्लूक)

+ આ શ્લોકમાં કહ્યા પ્રમાણે બૃહસ્પતિ પણ કહે છે: 'स्त्री धनं स्यादपत्यानां दुहिता च तदंशिनी । अपुत्रा चेत् समूढा तु लभते मान-

દીકરીઓની દીકરીઓને પણ કંઈક આપવું

यास्तासां स्युर्दुहितरस्तासामपि यथार्हतः ।
मातामह्या धनात्किंचित्प्रदेयं प्रीतिपूर्वकम् ॥ १९३ ॥

તે બહેનોને જે દીકરીઓ હોય, તેમને પણ યોગ્યતા પ્રમાણે આજી(માની મા)ના ધનમાંથી કંઈક પ્રીતિપૂર્વક આપવું. ૧૯૩

સ્ત્રીધન ૭ પ્રકારનું

अध्यग्न्यध्यावाहनिकं दत्तं च प्रीतिकर्मणि ।
भ्रातृमातृपितृप्राप्तं षड्विधं स्त्रीधनं स्मृतम् ॥ १९४ ॥

અધ્યગ્નિ* (વિવાહ વખતે અગ્નિ સમક્ષ પિતા આદિએ આપેલું) ધન, અધ્યાવાહનિક÷ (લગ્ન પછી સાસરે જતી વખતે મળેલું) ધન; (પતિ વગેરેએ) પ્રીતિપૂર્વક આપેલું

---

मात्रकम् । સ્ત્રીનું ધન તેનાં સંતાનોનું જ ગણાય છે; તેથી (ન પરણેલી) દીકરી પણ તે ધનમાં ભાગીદાર મનાય છે; પરંતુ જો દીકરી પરણેલી હોય અને તે જો પુત્રવિનાની હોય તો (મિલકતના પ્રમાણમાં) માત્ર તે સત્કારજ મેળવે. (પણ ભાગીદારી ન મેળવે.)' (कुल्लूक)

* કાત્યાયન કહે છે:
'विवाहकाले यत् स्त्रीभ्यो दीयते ह्यग्निसंनिधौ ।
तदध्यग्नि कृतं सद्भिः स्त्रीधनं परिकीर्तितम्' ॥
વિવાહ સમયે અગ્નિની સમક્ષ જે ધન સ્ત્રીઓને અપાય છે; તેને સત્પુરુષો 'અધ્યગ્નિ' નામનું સ્ત્રીધન કહે છે. (कुल्लूक)

÷ આ સંબંધી કાત્યાયન પણ કહે છે: 'यत् पुनर्लभते नारी नीयमाना तु पैतृकात् । अध्यावाहनिकं नाम तत् स्त्रीधनमुदाहृतम् । પરણેલી સ્ત્રીને પિતાને ઘેરથી જ્યારે સાસરે લઈ જવામાં આવે, ત્યારે જે ધન તેને મળે છે, તે ધન અધ્યાવાહનિક કહેવાય છે.' (कुल्लूक)

ધન; ભાઈ તરફથી, માતા તરફથી અને પિતા તરફથી મળેલું ધન—એમ છ પ્રકારનું સ્ત્રીધન કહ્યું છે. ૧૯૪

સ્ત્રીધન તેની સંતતિનું

अन्वाधेयं च यद्दत्तं पत्या प्रीतेन चैव यत् ।
पत्यौ जीवति वृत्तायाः प्रजायास्तद्धनं भवेत् ॥ १९५ ॥

અન્વાધેય‡ (વિવાહ પછી પિયરિયાં કે સાસરિયાં તરફથી મળેલું) ધન તથા પતિએ પ્રીતિપૂર્વક આપેલું ધન, એ (બધું) પતિના જીવતાં સ્ત્રી ગુજરી જાય, તો તે સ્ત્રીની પ્રજાનું થાય.

કયું સ્ત્રીધન તેના પતિનું થાય?

ब्राह्मदैवार्षगान्धर्वप्राजापत्येषु यद्वसु ।
अप्रजायामतीतायां भर्तुरेव तदिष्यते ॥ १९६ ॥

બ્રાહ્મ, દૈવ, આર્ષ, ગાન્ધર્વ અને પ્રાજાપત્ય એ (પાંચ) વિવાહોમાં સ્ત્રીને જે ધન મળ્યું હોય, તે એ સ્ત્રી જો સંતાનરહિત ગુજરી જાય, તો તેના સ્વામીનું જ ગણાય છે. ૧૯૬

કયું સ્ત્રીધન તેનાં માતાપિતાનું થાય?

यत्त्वस्याः स्याद्धनं दत्तं विवाहेष्वासुरादिषु ।
अप्रजायामतीतायां मातापित्रोस्तदिष्यते ॥ १९७ ॥

પણ આસુરાદિ (આસુર, રાક્ષસ તથા પૈશાચ) વિવાહોમાં

‡ આ સંબંધી પણ કાત્યાયન કહે છે: 'विवाहात् परतो यत्तु लब्धं भर्तृकुले स्त्रिया । अन्वाधेयं तदुक्तं तु सर्वबन्धुकुले तथा ॥ વિવાહ થઈ ગયા પછી સ્ત્રીએ, ધણીને ઘેર જે ધન મેળવ્યું હોય તેમ જ પોતાના સર્વ ભાઈઓને ઘેર જે ધન મેળવ્યું હોય, તે અન્વાધેય કહેવાય છે. (कुल्लूक)

સ્ત્રીને જે ધન મળ્યું હોય, તે તે સ્ત્રી સંતાનવિનાની મરી જાય, તો તેનાં માતાપિતાનું ગણાય છે. ૧૯૭

કઈ સ્ત્રીનું ધન તેનાં શોકનાં સંતાનને મળે?

स्त्रियां तु यद्भवेद्वित्तं पित्रा दत्तं कथंचन ।
ब्राह्मणी तद्धरेत्कन्या तदपत्यस्य वा भवेत् ॥ १९८ ॥

(બ્રાહ્મણને બ્રાહ્મણી ઉપરાંત બીજી જે સ્ત્રીઓ હોય, તેમાંની કોઈ સંતાનવિનાની મરણ પામે, તો તે) સ્ત્રી પાસે તેના પિતાએ આપેલું જે કંઈ ધન હોય, તે ધન બ્રાહ્મણીની કન્યાને અથવા તેના પુત્રને મળે. ૧૯૮

સ્ત્રીઓ ધનસંગ્રહ ન કરી શકે

न निर्हारं स्त्रियः कुर्युः कुटुम्बाद्बहुमध्यगात् ।
स्वकादपि च वित्ताद्धि स्वस्य भर्तुरनाज्ञया ॥ १९९ ॥

વિશાળ કુટુંબના મઝિયારા ધનમાંથી સ્ત્રીઓએ ધનસંગ્રહ ન કરાય; તેમ જ પોતાના ધનમાંથી પણ પતિની આજ્ઞા વિના કંઈ (ઘરેણાંગાંઠાં) ન કરાવાય. ૧૯૯

ધણીના જીવતાં સ્ત્રીએ પહેરેલા દાગીના ભાગમાં ન લેવાય

पत्यौ जीवति यः स्त्रीभिरलङ्कारो धृतो भवेत् ।
न तं भजेरन्दायादा भजमानाः पतन्ति ते ॥ २०० ॥

પતિના જીવતાં જે અલંકારો સ્ત્રીઓએ પહેર્યા હોય, તેઓને વારસદારો (એ સ્ત્રીના મરી ગયા પછી ભાગ પાડતી વેળા) ભાગમાં લઈ ન શકે; છતાં તેના પણ જો તેઓ ભાગ પાડે તો પતિત થાય છે. ૨૦૦

આ બધા વારસદાર નથી

अनंशौ क्लीबपतितौ जात्यन्धबधिरौ तथा ।
उन्मत्तजडमूकाश्च ये च केचिन्निरिन्द्रियाः ॥ २०१॥

નપુંસક, પતિત, જન્માંધ, બહેરો, ગાંડો, બેવકૂફ, મૂગો અને જે ઇન્દ્રિયરહિત હોય, તેઓ પિતાની મિલકતના વારસદાર થઈ શકતા નથી. ૨૦૧

છતાં તેમને જીવનપૂરતું આપવું

सर्वेषामपि तु न्याय्यं दातुं शक्त्या मनीषिणा ।
ग्रासाच्छादनमत्यन्तं पतितो ह्यददद्भवेत् ॥ २०२॥

તોપણ વિદ્વાને યથાશક્તિ એ સૌને જીવતાં સુધી ખાનપાન અને વસ્ત્રાદિ આપવાં તે યોગ્ય છે; છતાં તે ન આપે તો પાપી જ થાય છે. ૨૦૨

એ નપુંસક આદિનાં ક્ષેત્રજનાં સંતાન ભાગીદાર હોઈ શકે

यद्यर्थिता तु दारैः स्यात्क्लीबादीनां कथंचन ।
तेषामुत्पन्नतन्तूनामपत्यं दायमर्हति ॥ २०३॥

જો નપુંસક આદિ પણ કોઈ રીતે* પત્ની કરવા ઇચ્છે, તો તેમના થયેલા ક્ષેત્રજ પુત્રોના પુત્રને વારસાનો ભાગ મળવો ઘટે છે. ૨૦૩

મોટો મેળવે તેમાં નાનાનો ભાગ

यत्किंचित्पितरि प्रेते धनं ज्येष्ठोऽधिगच्छति ।
भागो यवीयसां तत्र यदि विद्यानुपालितः ॥ २०४॥

પિતા મરી જતાં (સાથે રહેતો) મોટોભાઈ જે કંઈ

* આમ કહી સૂચવ્યું છે કે એ નપુસક વગેરે ખરી રીતે વિવાહને યોગ્ય જ નથી, છતાં તેમને વિવાહની ઇચ્છા થાય તો.

(પોતાની કમાણીનું) ધન મેળવે, તેમાં નાનાભાઈઓનો ભાગ હોય; પરંતુ તે નાનાભાઈઓ જો વિદ્યાભ્યાસી હોય તો. (વિદ્યાભ્યાસી ન હોય તો તેમને ભાગ ન મળે.) ૨૦૪

મજિયારા ઉદ્યોગની આવક સરખે હિસ્સે

अविद्यानां तु सर्वेषामीहातश्चेद्धनं भवेत् ।
समस्तत्र विभागः स्यादपित्र्य इति धारणा ॥ २०५ ॥

પણ સૌ અવિદ્વાન ભાઈઓને (મજિયારા કોઈ) ઉદ્યોગથી જો ધન પ્રાપ્ત થતું હોય, તો પિતાના ધન સિવાય તે ધનના સરખા ભાગ પડાય, એવો શાસ્ત્રનિશ્ચય છે. ૨૦૫

કયું ધન આગવું જ ગણાય?

विद्याधनं तु यद्यस्य तत्तस्यैव धनं भवेत् ।
मैत्र्यमौद्वाहिकं चैव माधुपर्किकमेव च ॥ २०६ ॥

વિદ્યા, મૈત્રી, વિવાહ અને મધુપર્ક, એ અંગે જેને જે ધન મળ્યું હોય તે તેનું જ થાય.× ૨૦૬

× આ શ્લોકમાં જણાવેલું વિદ્યાધન કયું? તે સંબંધી કાત્યાયન જણાવે છે:

'परभक्तप्रदानेन प्राप्ता विद्या यदाऽन्यतः ।
तया प्राप्तं च विधिना विद्याप्राप्तं तदुच्यते ॥
उपन्यस्ते च यल्लब्धं विद्यया पणपूर्वकम् ।
विद्याधनं तु तद् विद्याद् विभागे न विभज्यते ॥
शिष्यादार्त्विज्यतः प्रश्नात् संदिग्धप्रश्ननिर्णयात् ।
स्वज्ञानशंसनाद् वादाल्लब्धं प्राज्यधनाच्च यत् ।
विद्याधनं तु तत्प्राहुर्विभागे न विभज्यते '॥

બીજાને ખોરાક આપી તેની પાસેથી જે વિદ્યા મેળવી હોય તે વિદ્યા વડે વિધિપૂર્વક પ્રાપ્ત કરેલું ધન; વિદ્યાથી શરત કરવા

ભાઈઓનું ધન જે ન ઇચ્છે તેના વિષે

भ्रातॄणां यस्तु नेहेत धनं शक्तः स्वकर्मणा ।
स निर्भाज्यः स्वकादंशात्किंचिद्दत्त्वोपजीवनम् ॥ २०७ ॥

(રાજાને અનુસરવું વગેરે) પોતાના કર્મથી ધન કમાવા સમર્થ એવો જે ભાઈ, ભાઈઓના (મજિયારા) ધનની ઇચ્છા ન કરે, તેને તેના પોતાના ભાગમાંથી આજીવિકા પૂરતું કંઈક આપી અલગ થવા દેવો. (જેથી તેના પુત્રો કોઈ કાળે દાવો ન કરી શકે.) ૨૦૭

જાતમહેનતે કમાયેલો પોતાનું કંઈ ન આપે તો ચાલે

अनुपघ्नन् पितृद्रव्यं श्रमेण यदुपार्जितम् ।
स्वयमीहितलब्धं तन्नाकामो दातुमर्हति ॥ २०८ ॥

પિતાના દ્રવ્યને હાનિ પહોંચાડ્યા વિના જેણે પોતાના શ્રમથી કંઈ કમાઈ કરી હોય, તે પોતે જો ઇચ્છતો ન હોય તો પોતાનું રળેલું એ ધન ભાઈઓને ન પણ આપે. ૨૦૮

બાપદાદાની કંઈ મિલકત પિતા પુત્રોને ન આપવી હોય તો ન આપે?

पैतृकं तु पिता द्रव्यमनवाप्तं यदाप्नुयात् ।
न तत्पुत्रैर्भजेत्सार्धमकामः स्वयमर्जितम् ॥ २०९ ॥

(મેળવવી મુશ્કેલ હોઈ) ન મળી શકેલી વડવાઓની

---

પૂર્વક વાક્યનો આરંભ કે વાક્યપ્રયોગ કર્યો હોય, તેથી જે ધન મળ્યું હોય; તેમ જ શિષ્ય પાસેથી, ગોરપદું કરવાથી, પ્રશ્ન કરવાથી, સંદેહવાળા પ્રશ્નોનો નિર્ણય આપવાથી, પોતાનું જ્ઞાન જાહેર કરવાથી અને વાદ કરવાથી જે ધન મોટા ધનવાન પાસેથી મેળવ્યું હોય, તેને 'વિદ્યાધન' કહે છે અને તેમાંથી ભાઈઓના ભાગ પડે નહિ.' (कुल्लूक)

મિલકતને જ્યારે પિતા મેળવે, ત્યારે તે જો ઇચ્છતો ન હોય તો તે એણે પોતેજ મેળવેલી મિલકત પુત્રોને ન પણ વહેંચી આપે. ૨૦૯

ભાઈઓ જુદા થઈ ફરી ભેગા થાય તો?

विभक्ताः सह जीवन्तो विभजेरन्पुनर्यदि ।
समस्तत्र विभागः स्याज्ज्यैष्ठ्यं तत्र न विद्यते ॥ २१० ॥

(એકવાર ભાગ વહેંચી) જુદા થયેલાઓ ફરી ભેગા રહી સાથે જીવનનિર્વાહ કરે (મજિયારો ધંધો કરે) અને ફરી પાછા ભાગ વહેંચે, તો તેમાં વહેંચણી સરખે ભાગે થાય; (મોટાને વધારે કંઈ ન મળે કેમકે) મોટાપણું તેમાં રહેતું નથી.

મોટો કે નાનો ભાગમાંથી ઓછો થાય તો?

येषां ज्येष्ठः कनिष्ठो वा हीयेतांशप्रदानतः ।
म्रियेतान्यतरो वापि तस्य भागो न लुप्यते ॥ २११ ॥

ભાઈઓમાં મોટો કે નાનો ભાઈ ભાગની વહેંચણી વખતે મરી જાય કે સંન્યાસ વગેરે કારણે છૂટો પડે, તોપણ તેનો ભાગ નાશ પામતો નથી. ૨૧૧

એના ભાગને ભાઈબહેનો વહેંચી લે

सोदर्या विभजेरंस्तं समेत्य सहिताः समम् ।
भ्रातरो ये च संसृष्टा भगिन्यश्च सनाभयः ॥ २१२ ॥

પણ (તેનો પુત્ર, પત્ની કે માતાપિતા ન હોય તો) સગા ભાઈઓ (મજિયારું ધન રાખી સાથે ધંધો કરતા ને) સાથે રહેતા સાવકા ભાઈઓ અને સગી બહેનો એકઠાં મળી તેનો તે ભાગ સરખે હિસ્સે વહેંચી લે. ૨૧૨

મોટો નાનાભાઈઓને ઠગે તો?

यो ज्येष्ठो विनिकुर्वीत लोभाद्भ्रातॄन्यवीयसः ।
सोऽज्येष्ठः स्यादभागश्च नियन्तव्यश्च राजभिः ॥ २१३ ॥

જે મોટાભાઈ, લોભને લીધે નાનાભાઈઓને છેતરે, તે મોટાભાઈના માનને લાયક રહેતો નથી, તેને મોટાભાઈ તરીકેનો ભાગ પણ મળે નહિ અને રાજાએ તેને શિક્ષા કરવી. ૨૧૩

ખરાબ કામ કરનારા પુત્રો પિતાની મિલકતના અધિકારી નથી

सर्वे एव विकर्मस्था नार्हन्ति भ्रातरो धनम् ।
न चादत्त्वा कनिष्ठेभ्यो ज्येष्ठः कुर्वीत यौतकम् ॥ २१४ ॥

( જુગાર, વેશ્યાગમન વગેરે ) અયોગ્ય કર્મ કરવા લાગેલા સર્વ ભાઈઓ પિતાના ધનને યોગ્ય રહેતા નથી; તેમ જ ( એવો ) મોટાભાઈ પણ નાના ભાઈઓને તેમના ભાગ આપ્યા વિના પોતીકી મિલકત ન કરી શકે. ૨૧૪

કઈ સ્થિતિમાં પિતા પુત્રોને ઓછાવધતા ભાગ ન આપી શકે?

भ्रातॄणामविभक्तानां यद्युत्थानं भवेत्सह ।
न पुत्रभागं विषमं पिता दद्यात्कथंचन ॥ २१५ ॥

( પોતાની ) ભેગા રહેતા ભાઈઓની જો સાથે ( વ્યાપાર આદિ ) ઉન્નતિ થાય, તો પિતાએ પુત્રોને ઓછાવધતા ભાગ કોઈ રીતે ન આપવા. ૨૧૫

ભાગ પડ્યા પછી કોઈ જન્મે તો?

ऊर्ध्वं विभागाज्जातस्तु पित्र्यमेव हरेद्धनम् ।
संसृष्टास्तेन वा ये स्युर्विभजेत स तैः सह ॥ २१६ ॥

ભાગ વહેંચાયા પછી જન્મેલો પુત્ર પિતાની જ મિલકતનો

ભાગ લે; અથવા જે ભાઈઓ તેની સાથે રહેતા હોય તેમની સાથે સરખે ભાગે મિલકત વહેંચી લે. ૨૧૬

પુત્રવિનાનો પુત્ર મરી જતાં કોણ વારસ?

अनपत्यस्य पुत्रस्य माता दायमवाप्नुयात् ।
मातर्यपि च वृत्तायां पितुर्माता हरेद्धनम् ॥ २१७ ॥

પુત્રરહિત મરી ગયેલા પુત્રનો ભાગ તેની માતા+ મેળવે. માતા પણ ગુજરી ગઈ હોય, તો પિતાની માતા તે ધનની વારસ થાય. ૨૧૭

છેવટે કંઈ દેખાય તે પણ સમભાગે

ऋणे धने च सर्वस्मिन्प्रविभक्ते यथाविधि ।
पश्चाद्दृश्येत यत्किञ्चित्तत्सर्वं समतां नयेत् ॥ २१८ ॥

બધું લેણુંદેણું વિધિ પ્રમાણે વહેંચાઈ ગયા પછી કંઈ ધન-મિલકતની જાણ થાય, તો તે બધુંયે સરખે ભાગે વહેંચી લેવું

કઈ વસ્તુના ભાઈભાગ ન હોય?

वस्त्रं पत्रमलङ्कारं कृतान्नमुदकं स्त्रियः ।
योगक्षेमं प्रचारं च न विभाज्यं प्रचक्षते ॥ २१९ ॥

---

+ એટલે પિતા હયાત હોય તો પિતામાતા બન્ને વહેંચી લે. જુઓ અધ્યાય ૯, શ્લો. ૧૮૫. યાજ્ઞવલ્કયની જેમ વિષ્ણુ પણ એ જ સૂચવે છે: 'अपुत्रस्य धनं पत्न्यभिगामि, तदभावे दुहितृगामि, तदभावे पितृगामि । પુત્રવિનાનો માણસ મરી જાય ત્યારે તેનું ધન તેની પત્નીને, પત્ની હયાત ન હોય તો દીકરીને અને દીકરી પણ ન હોય તો તેનાં માતાપિતાને મળે;' એમ માતાપિતા બન્ને તેનાં વારસ હોઈ છે; પરંતુ એ બન્નેમાંથી પણ કોઈ ન હોય અને પત્ની, ભાઈ કે ભત્રીજો પણ ન હોય તો પિતાની માતા તે ધન લઈ શકે. (कुल्लूक)

વસ્ત્ર, વાહન, અલંકાર, રાંધેલું અનાજ, કૂવા વગેરેનું પાણી, દાસી, મંત્રી, પુરોહિત, છત્ર, ચામર અને ગાયો વગેરેનો પ્રચારમાર્ગ, એટલાના ભાગ ન પડાય, એમ શાસ્ત્રકારો કહે છે.×

જુગાર વિષે

अयमुक्तो विभागो वः पुत्राणां च क्रियाविधिः ।
क्रमशः क्षेत्रजादीनां द्यूतधर्मं निबोधत ॥ २२० ॥

આ ક્ષેત્રજ આદિ પુત્રોનો વારસો તેમ જ તેમની ક્રિયાવિધિ અનુક્રમે તમને કહ્યાં; હવે જુગાર સંબંધી વ્યવસ્થા તમે સાંભળો.

જુગાર અને સમાહ્વય રાજ્યમાં ન જોઈએ

द्यूतं समाह्वयं चैव राजा राष्ट्रान्निवारयेत् ।
राज्यान्तकरणावेतौ द्वौ दोषौ पृथिवीक्षिताम् ॥ २२१ ॥

× આ શ્લોકમાં જે જે વસ્તુના ભાગ ન પાડવા વિષે કહ્યું છે, તે બહુ જ કિંમતી ન હોય, તે સંબંધી સમજવાનું છે; પણ દાગીના વગેરે જે અતિશય કિંમતી હોય, તેના તો ભાગ પડે જ, એમ 'विक्रीय वस्त्राभरणम् ।' ઘણાં જ કિંમતી વસ્ત્રો તથા દાગીના વહેંચી નાખી તેના ભાગ પાડી શકાય છે. રાંધેલું અનાજ–ભાત, સાથવો વગેરેના ભાગ ન પડે, પણ તેમાં યે અતિશય ભારે કિંમતના સાથવો વગેરે હોય તે બદલ તેટલી જ કિંમતનું ધન ગણી લઈ વહેંચી લેવાય અથવા 'कृतान्नं चाकृतान्नेन परिवर्त्य विभज्यते । રાંધેલું અનાજ કાચા અનાજથી બદલી નાખી ભાગ પાડી શકાય છે." એમ બૃહસ્પતિ કહે છે. કૂવા વગેરેનું પાણી, જે સર્વને વાપરવા લાયક ગણાય છે, તેના તો ભાગ ન જ પડે, તેમ જ દાસી વગેરે સ્ત્રીઓમાં સમાન ભાગ થઈ શકે નહિ, તેથી તેમના પણ ભાગ ન પડાય; પરંતુ તેમની પાસે સરખે ભાગે કામ કરાવાય. મંત્રી, પુરોહિત વગેરે યોગક્ષેમનાં કારણ છે, તેથી તેમનો તથા ગાયો વગેરેના પ્રચારમાર્ગનો ભાગ ન પાડી શકાય. (कुल्लूक)

રાજાએ જુગાર અને સમાહ્‌વય એ બંનેને દેશમાંથી દૂર કરવાં; કેમકે રાજાઓના એ બન્ને દોષો તેના રાજ્યનો નાશ કરનારા છે. ૨૨૧

જુગાર અને સમાહ્‌વય બન્ને ઉઘાડી ચોરી

प्रकाशमेतत्तास्कर्यं यद्देवनसमाह्वयौ ।
तयोर्नित्यं प्रतीघाते नृपतिर्यत्नवान्भवेत् ॥ २२२ ॥

જુગાર અને સમાહ્‌વય એ બન્ને ઉઘાડી ચોરી છે; રાજાએ એમનો નાશ કરવામાં હમેશ પ્રયત્નશીલ રહેવું. ૨૨૨

જુગાર અને સમાહ્‌વય કોને કહેવાય?

अप्राणिभिर्यत्क्रियते तल्लोके द्यूतमुच्यते ।
प्राणिभिः क्रियते यस्तु स विज्ञेयः समाह्वयः ॥ २२३ ॥

પ્રાણરહિત વસ્તુઓથી (પાસા, સોગઠાં વગેરેથી), જે જૂગટું રમાય છે, તે જુગાર કહેવાય છે; અને પ્રાણીઓ (ગાય, બકરી વગેરે)થી જે હારજીત રમાય છે, તેને સમાહ્‌વય જાણવો.

જુગાર તથા સમાહ્‌વય માટે આકરી શિક્ષા

द्यूतं समाह्वयं चैव यः कुर्यात्कारयेत वा ।
तान्सर्वान्घातयेद्राजा शूद्रांश्च द्विजलिङ्गिनः ॥ २२४ ॥

જેઓ જુગાર કે સમાહ્‌વય પોતે રમે કે બીજાને રમાડે, તે સૌને તેમ જ બ્રાહ્મણવેશી શૂદ્રોને રાજાએ સખત સજા કરવી. ૨૨૪

આ બધાને શહેરમાંથી હાંકી કાઢવા:

कितवान्कुशीलवान् क्रूरान्पाषण्डस्थांश्च मानवान् ।
विकर्मस्थाञ्छौण्डिकांश्च क्षिप्रं निर्वासयेत्पुरात् ॥ २२५ ॥

જુગારી, ભવાયા, ઘાતકી, પાખંડી, અવળાં કામ કરનારા તથા દારૂડિયા લોકોને રાજાએ જલદી શહેરની બહાર કાઢવા.

છૂપા ચોર,

*एते राष्ट्रे वर्तमाना राज्ञः प्रच्छन्नतस्कराः ।
विकर्मक्रियया नित्यं बाधन्ते भद्रिकाः प्रजाः ॥ २२६ ॥

કેમકે રાજાના રાજ્યમાં તેઓ છૂપા ચોરરૂપે રહે છે અને પોતાનાં અવળાં આચરણોથી તેઓ સજ્જન પ્રજાને હમેશાં હેરાન કરે છે. ૨૨૬

જુગાર એ વેરનું મૂળ

द्यूतमेतत्पुरा कल्पे दृष्टं वैरकरं महत् ।
तस्माद् द्यूतं न सेवेत हास्यार्थमपि बुद्धिमान् ॥ २२७ ॥

પહેલાંના જમાનામાં યે આ જુગાર મહાવેર કરાવનારું અનુભવાયું છે, તેથી બુદ્ધિમાને વિનોદ માટે પણ જુગારનું સેવન કરવું નહિ. ૨૨૭

રાજાની ઇચ્છા પ્રમાણે જુગારીનો દંડ

प्रच्छन्नं वा प्रकाशं वा तन्निषेवेत यो नरः ।
तस्य दण्डविकल्पः स्याद्यथेष्टं नृपतेस्तथा ॥ २२८ ॥

જે માણસ છાનો કે જાહેરમાં જુગટું રમે, તેનો હરકોઈ દંડ રાજાની ઇચ્છા પ્રમાણે થઈ શકે છે. ૨૨૮

જેઓ દંડ ન ભરી શકે તેઓ માટે

क्षत्रविट्शूद्रयोनिस्तु दण्डं दातुमशक्नुवन् ।
आनृण्यं कर्मणा गच्छेद्विप्रो दद्याच्छनैः शनैः ॥ २२९ ॥

ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર જાતનો માણસ એ દંડ ન ભરી શકે, તો તેણે કામ કરી તે દંડ ભરપાઈ કરવો; પણ બ્રાહ્મણે તે દંડ ધીરેધીરે આપવો. ૨૨૯

ફટકા વગેરેની સજા કોને કરવી?

स्त्रीबालोन्मत्तवृद्धानां दरिद्राणां च रोगिणाम् ।
शिफाविदलरज्ज्वाद्यैर्विदध्यान्नृपतिर्दमम् ॥ २३० ॥

સ્ત્રી, બાળક, ગાંડો, વૃદ્ધ, દરિદ્રી અને રોગી; એમને રાજાએ દોરડાથી, વાંસની સોટીથી કે રસી વગેરેથી શિક્ષા કરવી. ૨૩૦

ધનની ગરમીવાળાને નિર્ધન કરવા

ये नियुक्तास्तु कार्येषु हन्युः कार्याणि कार्यिणाम् ।
धनोष्मणा पच्यमानास्तान्निःस्वान्कारयेन्नृपः ॥ २३१ ॥

જેઓ (લોકોનાં) કામો ઉપર નિમાયેલા હોય, તેઓ ધનની ગરમીથી ફદ્દફદ્દી ઊઠી કામોને નુકસાન કરે, તેમને રાજાએ નિર્ધન કરાવી નાખવા. ૨૩૧

દેહાંત સજાને પાત્ર

कूटशासनकर्तॄंश्च प्रकृतीनां च दूषकान् ।
स्त्रीबालब्राह्मणघ्नांश्च हन्याद्द्विट्सेविनस्तथा ॥ २३२ ॥

ફૂડકપટથી શાસન કરનારા, મંત્રીઓમાં બગાડ ઘાલનારા, સ્ત્રીઓ, બાળકો અને બ્રાહ્મણોને મારી નાખનારા તેમ જ શત્રુને સેવનારા માણસોને રાજાએ મારી નાખવા. ૨૩૨

અમુક કામ ફરી ન કરાવવાં

तीरितं चानुशिष्टं च यत्र क्वचन यद्भवेत् ।
कृतं तद्धर्मतो विद्यान्न तद्भूयो निवर्तयेत् ॥ २३३ ॥

જે કોઈ કામમાં ધર્માનુસાર સમાપ્તિ થઈ ચૂકી હોય, શાસ્ત્રવ્યવસ્થા પ્રમાણે નિર્ણય થઈ ચૂક્યો હોય અને દંડ સુધીનો ફેંસલો પણ અપાઈ ગયો હોય અથવા જેમાં આરોપીને શિક્ષા

પણ થઈ ચૂકી હોય; તે કામ ધર્મપૂર્વક સંપૂર્ણ થયેલું જાણવું; તેને ફરી ન કરાવવું. ૨૩૩

મંત્રીઓ તથા ન્યાયાધીશોના દંડ

अमात्याः प्राड्विवाको वा यत्कुर्युः कार्यमन्यथा ।
तत्स्वयं नृपतिः कुर्यात्तान्सहस्रं च दण्डयेत् ॥ २३४ ॥

મંત્રીઓ કે ન્યાયાધીશ જે કામ ઊલટી રીતે પતાવે, તેને રાજાએ પોતે (ફરી) ચલાવવું અને તે મંત્રીઓ કે ન્યાયાધીશોનો એક હજાર પણ દંડ કરવો. ૨૩૪

મહાપાપી માણસો

ब्रह्महा च सुरापश्च स्तेयी च गुरुतल्पगः ।
एते सर्वे पृथग्ज्ञेया महापातकिनो नराः ॥ २३५ ॥

બ્રહ્મહત્યા કરનાર, દારૂ પીનાર, ચોરી કરનાર અને ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનાર—આ સૌને અલગઅલગ મહાપાપી માણસો જાણવા. ૨૩૫

તેમને શારીરિક ડામની સજા

चतुर्णामपि चैतेषां प्रायश्चित्तमकुर्वताम् ।
शारीरं धनसंयुक्तं दण्डं धर्म्यं प्रकल्पयेत् ॥ २३६ ॥

આ ચારમાંના જેઓ પ્રાયશ્ચિત્ત ન કરે, તેમને રાજાએ ધર્મયુક્ત દંડ સાથે નીચેની શારીરિક સજા કરવી. ૨૩૬

गुरुतल्पे भगः कार्यः सुरापाने सुराध्वजः ।
स्तेये च श्वपदं कार्यं ब्रह्महण्यशिराः पुमान् ॥ २३७ ॥

ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનાર પુરુષને કપાળે સ્ત્રીની યોનિના આકારે ડામ દેવો, દારૂ પીનારને કલાલની ધજાના

આકારે ડામ દેવો, ચોરી કરનારને કૂતરાના પગના આકારે ડામ દેવો અને બ્રહ્મહત્યા કરનારને માથાવિનાના ધડના આકારનો ડામ દેવો. ૨૩૭

તેમનો સર્વ ધર્મોથી બહિષ્કાર

असंभोज्या ह्यसंयाज्या असंपाठ्याऽविवाहिनः ।
चरेयुः पृथिवीं दीनाः सर्वधर्मबहिष्कृताः ॥ २३८ ॥

તેવાઓ સાથે જમાય નહિ, તેમને યજ્ઞ કરાવાય નહિ, તેમની સાથે વેદાદિ પાઠ થાય નહિ; તેમ જ તેમની સાથે વિવાહ-સંબંધ પણ કરાય નહિ; સર્વ ધર્મથી બહિષ્કૃત થયેલા તેઓ રાંક હાલતે પૃથ્વી ઉપર ભલે ભટક્યા કરે. ૨૩૮

તેઓ સંબંધી મનુની ખાસ આજ્ઞા

ज्ञातिसंबन्धिभिस्त्वेते त्यक्तव्याः कृतलक्षणाः ।
निर्दया निर्नमस्कारास्तन्मनोरनुशासनम् ॥ २३९ ॥

સગાંસંબંધીઓએ અને જ્ઞાતિજનોએ તે ડામની નિશાની-વાળાઓનો ત્યાગ કરવો; તેમના ઉપર દયા ન કરવી તેમ જ તેમને નમસ્કાર પણ ન કરવો; એવી મનુની આજ્ઞા છે. ૨૩૯

જેઓ પ્રાયશ્ચિત્ત કરે તેમને ડામની સજા ન કરવી

प्रायश्चित्तं तु कुर्वाणाः सर्ववर्णा यथोदितम् ।
नाङ्क्या राज्ञा ललाटे स्युर्दाप्यास्तूत्तमसाहसम् ॥ २४० ॥

પણ જેઓ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરે, તે સર્વ વર્ણના માણસોને કપાળે રાજાએ ડામ ન દેવડાવવો, પણ તેમની પાસેથી તેણે ઉત્તમ સાહસનો દંડ લેવો. ૨૪૦

તેવા અપરાધી બ્રાહ્મણને સજા

आगःसु ब्राह्मणस्यैव कार्यो मध्यमसाहसः ।
विवास्यो वा भवेद्राष्ट्रात्सद्रव्यः सपरिच्छदः ॥ २४१ ॥

ઉપલા અપરાધમાં બ્રાહ્મણનો જ મધ્યમ સાહસ દંડ કરવો અથવા તેને કુટુંબ તથા ધનમાલ સાથે દેશનિકાલ કરવો. ૨૪૧

તેવા અપરાધી બીજા વર્ણને સજા

इतरे कृतवन्तस्तु पापान्येतान्यकामतः ।
सर्वस्वहारमर्हन्ति कामतस्तु प्रवासनम् ॥ २४२ ॥

પરંતુ ( બ્રાહ્મણ સિવાય ) બીજા વર્ણના પુરુષોએ અજાણતાં પણ એ પાપો કર્યાં હોય, તો તેમનું સર્વસ્વ લઈ લેવું; પણ જેઓએ જાણીજોઈને એ પાપો કર્યાં હોય, તેમને તો દેશનિકાલ કરવા. ૨૪૨

મહાપાપીનું ધન ધાર્મિક રાજા ન લે

नाददीत नृपः साधुर्महापातकिनो धनम् ।
आददानस्तु तल्लोभात्तेन दोषेण लिप्यते ॥ २४३ ॥

ધાર્મિક રાજાએ મહાપાપીનું ધન ન લેવું જોઈએ; છતાં લોભને લીધે તે ધન જો લે, તો તે રાજા પણ એના દોષથી ખરડાય છે. ૨૪૩

મહાપાપીના દંડની રકમનું શું ?

अप्सु प्रवेश्य तं दण्डं वरुणायोपपादयेत् ।
श्रुतवृत्तोपपन्ने वा ब्राह्मणे प्रतिपादयेत् ॥ २४४ ॥

દંડરૂપે આવેલા તે ધનને પાણીમાં નાખી દઈ વરુણદેવને અર્પણ કરવું અથવા વેદસંપન્ન સદાચારી બ્રાહ્મણને આપી દેવું. ૨૪૪

વરુણ તથા વેદપારંગત બ્રાહ્મણ તે દંડના સ્વામી

ईशो दण्डस्य वरुणो राज्ञां दण्डधरो हि सः ।
ईशः सर्वस्य जगतो ब्राह्मणो वेदपारगः ॥ २४५ ॥

એ દંડનો સ્વામી વરુણ છે; કેમકે તે રાજાઓને ય દંડ દેનારો છે; અને વેદમાં પારંગત થયેલો બ્રાહ્મણ સમગ્ર જગતનો સ્વામી છે. ૨૪૫

પાપીઓનું ધન છોડનાર રાજાના રાજ્યમાં લોકો લાંબો કાળ જીવે

यत्र वर्जयते राजा पापकृद्भ्यो धनागमम् ।
तत्र कालेन जायन्ते मानवा दीर्घजीविनः ॥ २४६ ॥

જ્યાં રાજા પાપ કરનારાઓ તરફથી આવતી ધનની આવક છોડી દે છે, ત્યાં માણસો કાળે કરી લાંબું જીવનારાં થાય છે. ૨૪૬

ત્યાં બધું ઠીક જ હોય

निष्पद्यन्ते च सस्यानि यथोप्तानि विशां पृथक् ।
बालाश्च न प्रमीयन्ते विकृतं न च जायते ॥ २४७ ॥

ત્યાં ખેડૂતોનાં જુદાંજુદાં ધાન્યો જમીનમાં બરાબર વાવ્યા પ્રમાણે બરાબર પાકે છે, ત્યાં બાળકો મરતાં નથી અને કોઈ ખોડખાંપણવાળું પણ જન્મતું નથી. ૨૪૭

બ્રાહ્મણોને પીડા કરનારને દેહાંત સજા

ब्राह्मणान्बाधमानं तु कामादवरवर्णजम् ।
हन्याच्चित्रैर्वधोपायैरुद्वेजनकरैर्नृपः ॥ २४८ ॥

બીજા વર્ણનો જે કોઈ માણસ જાણીજોઈને બ્રાહ્મણને પીડા કરે, તેને રાજાએ ઉદ્વેગ ઉપજાવે એવા અનેક મારવાના ઉપાયોથી મારી નાખવો. ૨૪૮

શું કરતાં રાજા અધર્મ તથા ધર્મ પામે?

यावानवध्यस्य वधे तावान्वध्यस्य मोक्षणे ।
अधर्मो नृपतेर्दृष्टो धर्मस्तु विनियच्छतः ॥ २४९ ॥

વધને અયોગ્ય માણસનો વધ કરતાં રાજાને જેટલો અધર્મ લાગે, તેટલો જ અધર્મ વધને યોગ્ય માણસને છોડી દેતાં લાગે છે; પરંતુ શાસ્ત્ર પ્રમાણે શિક્ષા કરવાથી રાજાને ધર્મ પ્રાપ્ત થાય છે. ૨૪૯

उदितोऽय विस्तरशो मिथो विवदमानयोः ।
अष्टादशसु मार्गेषु व्यवहारस्य निर्णयः ॥ २५० ॥

વ્યવહારના અઢાર પ્રકારો વિષે પરસ્પર વિવાદ કરનારાઓ માટે આ વિસ્તારપૂર્વક નિર્ણય કહ્યો. ૨૫૦

રાજાની ફરજ

एवं धर्म्याणि कार्याणि सम्यक्कुर्वन्महीपतिः ।
देशानलब्धांल्लिप्सेत लब्धांश्च परिपालयेत् ॥ २५१ ॥

એમ ધર્મયુક્ત કાર્યોને સારી રીતે કરનારો રાજા ન મેળવેલા દેશો મેળવવા ઇચ્છે અને મેળવેલા દેશોનું રક્ષણ કરે. ૨૫૧

કાંટા ઉખેડી કાઢવા માટે રાજા કાળજી રાખે

सम्यङ्निविष्टदेशस्तु कृतदुर्गश्च शास्त्रतः ।
कण्टकोद्धरणे नित्यमातिष्ठेद्यत्नमुत्तमम् ॥ २५२ ॥

દેશને સારી રીતે વસાવી તેમ જ (સાતમા અધ્યાયમાં કહેલા પ્રકારે) શાસ્ત્રપૂર્વક કિલ્લા કરી રાજાએ ચોર-ડાકુ વગેરે કાંટાઓને મૂળથી કાઢી નાખવા માટે નિત્ય ઉત્તમ યત્ન કરવો. ૨૫૨

શું કરવાથી રાજાઓ સ્વર્ગે જાય છે?

रक्षणादार्यवृत्तानां कण्टकानां च शोधनात् ।
नरेंद्रास्त्रिदिवं यान्ति प्रजापालनतत्पराः ॥ २५३ ॥

પ્રજાપાલનમાં તત્પર રહેતા રાજાઓ સદાચારી માણસોનું રક્ષણ કરવાથી તથા કાંટા જેવા દુષ્ટોને યોગ્ય શિક્ષા કરવાથી સ્વર્ગમાં જાય છે. ૨૫૩

કેવો રાજા સ્વર્ગથી ભ્રષ્ટ થાય છે?

अशासंस्तस्करान्यस्तु बलिं गृह्णाति पार्थिवः ।
तस्य प्रक्षुभ्यते राष्ट्रं स्वर्गाच्च परिहीयते ॥ २५४ ॥

પણ જે રાજા ચોરોને સજા કરતો નથી, છતાં કરવેરા લે છે, તેનું રાજ્ય ખળભળી ઊઠે છે અને તે સ્વર્ગથી ભ્રષ્ટ થાય છે. ૨૫૪

નિર્ભય રાજ્ય આબાદ બને

निर्भयं तु भवेद्यस्य राष्ट्रं बाहुबलाश्रितम् ।
तस्य तद्वर्धते नित्यं सिच्यमान इव द्रुमः ॥ २५५ ॥

પરંતુ જે રાજાના બાહુબળના આશ્રયવાળું રાજ્ય નિર્ભય થાય છે, તેનું એ રાજ્ય નિત્ય જળ સિંચાતા વૃક્ષની પેઠે વધે છે. ૨૫૫

જાતજાતના ચોર લોકોને રાજાએ પારખવા

द्विविधांस्तस्करान्विद्यात्परद्रव्यापहारकान् ।
प्रकाशांश्चाप्रकाशांश्च चारचक्षुर्महीपतिः ॥ २५६ ॥

પારકું દ્રવ્ય હરી લેનારા છાના ને ઉઘાડા બેય જાતના ચોરોને જાસૂસોરૂપી આંખવાળા રાજાએ પારખવા. ૨૫૬

ઉઘાડા અને છાના ચોર

प्रकाशवञ्चकास्तेषां नानापण्योपजीविनः ।
प्रच्छन्नवञ्चकास्त्वेते ये स्तेनाटविकादयः ॥ २५७ ॥

તેમાં જેઓ જાતજાતની દુકાનદારીથી જીવિકા ચલાવે છે, તેઓ (અયોગ્ય રીતે વેપાર કરતા) ઉઘાડા ચોર છે અને જેઓ જંગલ આદિમાં છુપાઈ રહેતા લૂંટારા છે, તેઓ છાના ચોરો છે.

લોકમાં રહેલા બીજા કાંટા

उत्कोचकाश्चोपधिका वञ्चकाः कितवास्तथा ।
मङ्गलादेशवृत्ताश्च भद्राश्चेक्षणिकैः सह ॥ २५८ ॥

असम्यक्कारिणश्चैव महामात्राश्चिकित्सकाः ।
शिल्पोपचारयुक्ताश्च निपुणाः पण्ययोषितः ॥ २५९ ॥

एवमादीन्विजानीयात्प्रकाशाँल्लोककण्टकान् ।
निगूढचारिणश्चान्याननार्यानार्यलिङ्गिनः ॥ २६० ॥

લાંચ લેનારા, ભય બતાવી પૈસા પડાવનારા, ઠગાઈ કરનારા, જુગારી, ખોટી મંગલ વાતો કહી પેટ ભરનારા, ઉપલક સારા દેખાવના છતાં છાના પાપી હોઈ પૈસા કઢાવનારા, હાથની રેખા ઉપરથી ફલાદેશ કહી ગુજરાન મેળવનારા, અવળાં કામો કરનારા મોટા અધિકારીઓ, ઠગ વૈદ્યો, (ચિત્રો કાઢવાં વગેરે) કારીગીરીના ધંધા કરી ધન ફોસલાવી લેનારાઓ અને હોશિયાર વેશ્યા સ્ત્રીઓ વગેરે લોકમાં ખુલ્લા કાંટા જેવા તેમજ (ઉપલક) સારો વેશ ધારણ કરનારા બીજા છૂપા ફરતા અનાર્ય-દુષ્ટોને રાજાએ જાણી લેવા. ૨૫૮-૨૬૦

એ બધાને કેદ કરવા

तान्विदित्वा सुचरितैर्गूढैस्तत्कर्मकारिभिः ।
चारैश्चानेकसंस्थानैः प्रोत्साद्य वशमानयेत् ॥ २६१ ॥

જાસૂસીના કામમાં કુશળ, સારાં ચરિત્રવાળા, ગુપ્ત અને અનેક સ્થાનોમાં રહેનારા જાસૂસો દ્વારા ઉપર કહેલા લોકોને જાણી લઈ તેમને (ચોર તરીકે આગળ લાવી) વશ કરવા (કેદ પકડવા.) ૨૬૧

તેમને અપરાધ પ્રમાણે સજા કરવી

तेषां दोषानभिख्याप्य स्वे स्वे कर्मणि तत्त्वतः ।
कुर्वीत शासनं राजा सम्यक्सारापराधतः ॥ २६२ ॥

રાજાએ તે ચોર વગેરેના જે જે અપરાધો હોય, તે સાચી રીતે જાહેર કરી તેમના અપરાધ પ્રમાણે તેમને બરાબર શિક્ષા કરવી. ૨૬૨

સજા વિના પાપીઓ સીધા ન થાય

न हि दण्डादृते शक्यः कर्तुं पापविनिग्रहः ।
स्तेनानां पापबुद्धीनां निभृतं चरतां क्षितौ ॥ २६३ ॥

પૃથ્વી ઉપર છાના ફરતા પાપી બુદ્ધિના ચોરોનાં પાપોને શિક્ષા સિવાય અંકુશમાં લાવી શકાતાં નથી. ૨૬૩

નીચેનાં સ્થાનો પર થાણાં તથા જાસૂસો ફેરવવા

सभाप्रपापूपशालावेशमद्यान्नविक्रयाः ।
चतुष्पथाश्चैत्यवृक्षाः समाजाः प्रेक्षणानि च ॥ २६४ ॥
जीर्णोद्यानान्यरण्यानि कारुकावेशनानि च ।
शून्यानि चाप्यगाराणि वनान्युपवनानि च ॥ २६५ ॥

एवंविधान्नृपो देशान्गुल्मैः स्थावरजङ्गमैः ।
तस्करप्रतिषेधार्थं चारैश्चाप्यनुचारयेत् ॥ २६६ ॥

સભા, પરબો, મીઠાઈની દુકાનો, વેશ્યાઘર, દારૂનાં પીઠાં, ..શીઓ, ચોરા, મોટાં પ્રસિદ્ધ વૃક્ષો, મેળા, નાટકઘરો, જૂના બગીચા, જંગલો, કારીગરોનાં મકાનો, સૂનાં ઘરો, વનો અને વાડીઓ, એ અને એવાં સ્થાનોમાં રાજાએ ચોરોની અટકાયત સારુ સ્થાવર અને જંગમ થાણાં રાખવાં તેમ જ દૂતો દ્વારા તપાસ રખાવવી. ૨૬૪–૨૬૬

ચોરોનાં મૂળ ઉખેડવાં

तत्सहायैरनुगतैर्नानाकर्मप्रवेदिभिः ।
विद्यादुत्सादयेच्चैव निपुणैः पूर्वतस्करैः ॥ २६७ ॥

ચોરોના સાગરીતો, તેમના અનુયાયીઓ, તેમનાં વિવિધ કામો જાણવાવાળા અને અગાઉ ચોરી કરી ચૂકેલા હોશિયાર ભેદુઓ દ્વારા તે ચોરોને જાણી લેવા અને તેમને ઉખેડી કાઢવા.

ચોર લોકોને કઈ રીતે ભેગા કરવા?

भक्ष्यभोज्योपदेशैश्च ब्राह्मणानां च दर्शनैः ।
शौर्यकर्मापदेशैश्च कुर्युस्तेषां समागमम् ॥ २६८ ॥

તે ભેદુઓ ખાનપાનનાં, નિમંત્રણનાં, બ્રાહ્મણોનાં દર્શનનાં અને બહાદુરીભર્યાં કામોના પ્રદર્શનનાં બહાનાં તળે તે ચોરોને ભેગા કરે. ૨૬૮

જે ચોરો ત્યાં ન આવે તથા જેઓ આ દૂતોથી સાવધ રહી અળગા રહે, તેઓ પર રાજાએ (તે ભેદુઓ દ્વારા જ જાણ મેળવી) બળથી આક્રમણ કરીને તેમના મિત્ર, નાતવાળા તથા બાંધવો સાથે તેમને મારી નાખવા. ૨૬૯

મુદ્દામાલ વિના ચોરને મારી ન નાખવો

न होढेन विना चौरं घातयेद्धार्मिको नृपः ।
सहोढं सोपकरणं घातयेदविचारयन् ॥ २७० ॥

ધાર્મિક રાજાએ ચોરને મુદ્દામાલ વિના મરાવી નાખવો નહિ, પણ મુદ્દામાલ તથા પુરાવા સાથે (ચોર તરીકે) સાબિત થાય, ત્યારે વિચાર કર્યા વિના તેને મારી નંખાવવો. ૨૭૦

ચોરને મદદ કરનારાઓનો પણ નાશ કરવો

ग्रामेष्वपि च ये केचिच्चौराणां भक्तदायकाः ।
भाण्डावकाशदाश्चैव सर्वांस्तानपि घातयेत् ॥ २७१ ॥

ગામોમાં પણ જે કોઈ ચોરોને ખાવાનું, સામાન કે આશરો આપનારા હોય, તે બધાયને મારી નંખાવવા. ૨૭૧

રક્ષણના અધિકારીઓ કાળજી ન રાખે તો તેમને ચોર જેવી સજા

राष्ट्रेषु रक्षाधिकृतान्सामन्तांश्चैव चोदितान् ।
अभ्याघातेषु मध्यस्थाञ्छिष्याच्चौरानिव द्रुतम् ॥ २७२ ॥

રાજ્યમાં રક્ષણના અધિકારીઓ તથા સીમાડા પર નિમાયેલાઓ ધાડ વખતે જે તટસ્થ રહે, તો તેમને ચોરોની જેમ તરત શિક્ષા કરવી. ૨૭૨

ન્યાયાધીશ પણ ન્યાયભ્રષ્ટ થાય તો સજાપાત્ર

यश्चापि धर्मसमयात्प्रच्युतो धर्मजीवनः ।
दण्डेनैव तमप्योषेत्स्वकाद्धर्माद्धि विच्युतम् ॥ २७३ ॥

જે ન્યાયાધીશ (બ્રાહ્મણ છતાં) ન્યાયમર્યાદાથી ભ્રષ્ટ થાય, સ્વધર્મથી ભ્રષ્ટ થયેલાને પણ દંડથીજ સંતાપ પમાડવો.

ફરજ ચૂકેલા રખેવાળો દેશનિકાલ

ग्रामघाते हिताभङ्गे पथि मोषाभिदर्शने ।
शक्तितो नाभिधावन्तो निर्वास्याः सपरिच्छदाः ॥ २७४ ॥

ગામ લૂંટાય, પૂલ વગેરે ભાંગે અને રસ્તામાં ચોરી થતી દેખાય, તે વખતે જે રખેવાળો શક્તિ પ્રમાણે (મદદ માટે) દોડી ન જાય, તેમને માલમિલકત સાથે દેશનિકાલ કરવા. ૨૭૪

ખજાનો લૂંટનાર વગેરેને સજા

राज्ञः कोशापहर्तॄंश्च प्रतिकूलेषु च स्थितान् ।
घातयेद्विविधैर्दण्डैररीणां चोपजापकान् ॥ २७५ ॥

રાજાનો ખજાનો ચોરી લેનાર, રાજાથી પ્રતિકૂળ વર્તનાર અને શત્રુને ફોડનારાઓને જાતજાતની સજાથી શિક્ષા કરવી. ૨૭૫

ઘરફાડુ ચોરોને સજા

संधिं छित्त्वा तु ये चौर्यं रात्रौ कुर्वन्ति तस्कराः ।
तेषां छित्त्वा नृपो हस्तौ तीक्ष्णे शूले निवेशयेत् ॥ २७६ ॥

જે ચોરો રાતે બાકાં-સુરંગ વગેરે પાડી ચોરી કરે, તેમના બન્ને હાથ રાજાએ કાપી નંખાવવા અને તેમને તીક્ષ્ણ શૂળી ઉપર ચડાવવા. ૨૭૬

ગાંસડીફાડુ ચોરને શિક્ષા

अंगुलीर्ग्रन्थिभेदस्य छेदयेत्प्रथमे ग्रहे ।
द्वितीये हस्तचरणौ तृतीये वधमर्हति ॥ २७७ ॥

ગાંસડીફાડુ ચોરના પહેલા અપરાધે તેની આંગળીઓ કાપી

નંખાવવી; બીજા અપરાધે તેના હાથપગ કાપી નંખાવવા અને ત્રીજા અપરાધે તેને મારી નાખવો યોગ્ય છે. ૨૭૭

ચોરને સહાય કરનારા ચોર જેવા શિક્ષાપાત્ર

अग्निदान्भक्तदांश्चैव तथा शस्त्रावकाशदान् ।
संनिधातॄंश्च मोषस्य हन्याच्चौरमिवेश्वरः ॥ २७८ ॥

જેઓ ચોરોને દેવતા, ભોજન, શસ્ત્ર અને જગ્યા આપે, તેમજ જેઓ ચોરીનો માલ સંઘરે, તેમને રાજાએ ચોરની જેમ સજા કરવી. ૨૭૮

જળાશય તોડનારને સજા

तडागभेदकं हन्यादप्सु शुद्धवधेन वा ।
यद्वापि प्रतिसंस्कुर्याद्दाप्यस्तूत्तमसाहसम् ॥ २७९ ॥

જે માણસ (પાળ તોડીને) જળાશય તોડે, તેને પાણીમાં ડુબાડીને કે બીજી શુદ્ધ રીતે મારી નંખાવવો; પણ જો તે જળાશય ફરી બંધાવી આપે, તો તેનો ઉત્તમ સાહસ દંડ કરવો. ૨૭૯

કોઠાર વગેરે તોડનાર તથા હાથી-ઘોડા વગેરે ચોરનારને સજા

कोष्ठागारायुधागारदेवतागारभेदकान् ।
हस्त्यश्वरथहर्तॄंश्च हन्यादेवाविचारयन् ॥ २८० ॥

જે કોઠાર, આયુધશાળા અને દેવમંદિરને તોડે, તેમજ હાથી, ઘોડા અને રથને ચોરી જાય, તેમને વિચાર કર્યા વિના રાજાએ મારીજ નાખવા. ૨૮૦

પાણી ચોરનાર તથા વહેળ્યુ ફોડનારનો દંડ

यस्तु पूर्वनिविष्टस्य तडागस्योदकं हरेत् ।
आगमं वाप्यपां भिंद्यात्स दाप्यः पूर्वसाहसम् ॥ २८१ ॥

જે આગળથી કરેલા જળાશયનું પાણી ચોરે અથવા પાણી-નાવ્હેણને ફોડે, તેનો રાજાએ અઢીસો પણ દંડ કરવો. ૨૮૧

રાજમાર્ગ પર ગંદવાડ નાખનારનો દંડ

समुत्सृजेद्राजमार्गे यस्त्वमेध्यमनापदि ।
स द्वौ कार्षापणौ दद्यादमेध्यं चाशु शोधयेत् ॥ २८२ ॥

જે સાજો હોવા છતાં રાજમાર્ગ ઉપર જો ગંદવાડ નાખે, તો તેનો બે કાર્ષાપણ દંડ કરવો અને તરતજ તેની પાસે ગંદવાડ સાફ કરાવવો. ૨૮૨

રોગી વગેરે તેમ કરે તો ઠપકો જ દેવાય

आपद्गतोऽथवा वृद्धो गर्भिणी बाल एव वा ।
परिभाषणमर्हन्ति तच्च शोध्यमिति स्थितिः ॥ २८३ ॥

રોગી, વૃદ્ધ, ગર્ભિણી અથવા બાળક એમ રાજમાર્ગ પર ગંદવાડ નાખે, તો તેને ઠપકો જ આપવો અને તેની પાસે તે ગંદવાડ સાફ કરાવવો, એવી મર્યાદા છે. ૨૮૩

ઊંટવૈદું કરનારને સજા

चिकित्सकानां सर्वेषां मिथ्याप्रचरतां दमः ।
अमानुषेषु प्रथमो मानुषेषु तु मध्यमः ॥ २८४ ॥

બધી જાતના વૈદ્યોમાં જે ખોટું વૈદું કરતો હોય, તેને શિક્ષા કરવી; તેણે મનુષ્યો સિવાય પશુ સંબંધમાં તેવું વૈદું કર્યું હોય, તો પ્રથમ સાહસનો અને મનુષ્યો સંબંધી તેવું વૈદું કર્યું હોય તો મધ્યમ સાહસનો તેનો દંડ કરવો. ૨૮૪

પુલ વગેરે ભાગનારનો દંડ

संक्रमध्वजयष्टीनां प्रतिमानां च भेदकः ।
प्रतिकुर्याच्च तत्सर्वं पञ्च दद्याच्छतानि च ॥ २८५ ॥

નાનો પૂલ, રાજધ્વજ, ધ્વજદંડ અથવા નાની પ્રતિમાઓને જે ભાંગે, તેની પાસે તે બધાં પાછાં કરાવવાં તેમ જ તેનો પાંચસો પણ દંડ કરવો. ૨૮૫

વસ્તુઓમાં બગાડ વગેરે કરનારનો દંડ

अदूषितानां द्रव्याणां दूषणे भेदने तथा ।
मणीनामपवेधे च दण्डः प्रथमसाहसः ॥ २८६ ॥

ચોખ્ખા પદાર્થોને ખરાબ કરનાર, કે ભાંગનાર તથા મણિઓમાં ખોટો વેધ પાડનારનો પ્રથમ સાહસ (અઢીસો પણ) દંડ કરવો. ૨૮૬

વસ્તુઓ તથા તેની યોગ્ય કિંમતમાં ફેરફાર કરનારનો દંડ

समैर्हि विषमं यस्तु चरेद्वै मूल्यतोऽपि वा ।
समाप्नुयाद्दमं पूर्वं नरो मध्यममेव वा ॥ २८७ ॥

જે સરખી કિંમત આપનાર સાથે ભારેઓછી કિંમતની વસ્તુ આપીને અયોગ્ય વ્યવહાર કરે અથવા જે સરખી કિંમતવાળી વસ્તુ આપીને કોઈની વધારે કે કોઈની ઓછી—એમ અયોગ્ય કિંમત લે, તે માણસ વસ્તુના મૂલ્ય પ્રમાણે કે મધ્યમ સાહસ દંડને પ્રાપ્ત થાય. ૨૮૭

કેદખાનાં જાહેર રસ્તા પર રાખવાં

बन्धनानि च सर्वाणि राजा मार्गे निवेशयेत् ।
दुःखिता यत्र दृश्येरन्विकृताः पापकारिणः ॥ २८८ ॥

રાજાએ બધાં કેદખાનાં રસ્તા ઉપર રાખવાં, તેથી તેમાંના દુઃખી અને વિકૃત (બેડોળ) પાપાચારીઓ લોકોની નજરે પડે.×

× કારણકે એથી લોકોને ખ્યાલ આવે કે ગુનો કરવાથી આવી સ્થિતિ ભોગવવી પડે છે.

જલદી દેશનિકાલ કરવા યોગ્ય ગુનેગારો

प्राकारस्य च भेत्तारं परिखाणां च पूरकम् ।
द्वाराणां चैव भङ्क्तारं क्षिप्रमेव प्रवासयेत् ॥ २८९ ॥

કોટકિલ્લા તોડનારા, ખાઈઓ પૂરી દેનારા અને દરવાજા ભાંગી નાખનારાને તરત જ દેશનિકાલ કરવા. ૨૮૯

મારણ, વશીકરણ વગેરે પ્રયોગો કરનારને સજા

अभिचारेषु सर्वेषु कर्तव्यो द्विशतो दमः ।
मूलकर्मणि चानाप्तेः कृत्यासु विविधासु च ॥ २९० ॥

(આપ્તજન સિવાયનાએ કરેલા) દરેક જાતના મારણ-પ્રયોગો, વશીકરણો અને વિવિધ ઉચ્ચાટનોમાં જો માણસ મરણ ન પામે, તો તે કરનારાનો બસો પણ દંડ કરવો, (પણ માણસ જો મરણ પામે, તો તેને મારી નાખવાની સજા થાય.) ૨૯૦

નાક, કાન વગેરે કાપી બેડોળ કરવાની સજા કોને?

अबीजविक्रयी चैव बीजोत्कृष्टं तथैव च ।
मर्यादाभेदकश्चैव विकृतं प्राप्नुयाद्वधम् ॥ २९१ ॥

ન ઊગે એવાં બી વેચનારો, નઠારાં બી સાથે થોડાં સારાં બી ભેળવી-આ બધાં સારાં છે, એમ કહી તે વેચનાર તેમ જ ગામ અને શહેરની સીમાને ભાંગનારો-એટલાને નાકકાન વગેરે કાપી બેડોળ કરવાની સજા પ્રાપ્ત થાય. ૨૯૧

મહાપાપી સોનીને બારે સજા

सर्वकण्टकपापिष्ठं हेमकारं तु पार्थिवः ।
प्रवर्तमानमन्याये छेदयेल्लवशः क्षुरैः ॥ २९२ ॥

સર્વ પાપીઓમાં અત્યંત પાપી એવો સોની જો અન્યાયે

પ્રવર્તે (અને સોના વગેરેની ચોરી કરે) તો રાજાએ છરાથી તેના ઝીણાઝીણા ટુકડેકુકડા કરાવી નંખાવવા. ૨૯૨

ખેતીનાં ઓજારો, હથિયારો કે દવાની ચોરી કરનારને સજા

सीताद्रव्यापहरणे शस्त्राणामौषधस्य च ।
कालमासाद्य कार्यं च राजा दण्डं प्रकल्पयेत् ॥ २९३ ॥

ખેતીનાં ઓજારો, તલવાર વગેરે હથિયારો તથા દવાઓની ચોરી કરનારને રાજાએ કાળ ને વખત જોઈ સજા કરવી. ૨૯૩

રાજ્યનાં સાત અંગ

स्वाम्यमात्यौ पुरं राष्ट्रं कोशदण्डौ सुहृत्तथा ।
सप्त प्रकृतयो ह्येताः सप्ताङ्गं राज्यमुच्यते ॥ २९४ ॥

રાજા, પ્રધાન, શહેર, દેશ, ખજાનો, લશ્કર અને મિત્ર; આ સાત પ્રકૃતિઓ (રાજ્યનાં મૂળ) છે; તેથી રાજ્ય આ સાત અંગવાળું કહેવાય છે. ૨૯૪

એ સાતમાં પહેલું-પહેલું ચઢિયાતું

सप्तानां प्रकृतीनां तु राज्यस्यासां यथाक्रमम् ।
पूर्वं पूर्वं गुरुतरं जानीयाद्व्यसनं महत् ॥ २९५ ॥

રાજ્યની આ સાત પ્રકૃતિઓમાં અનુક્રમે જે પહેલીપહેલી છે, તે પછીપછીના કરતાં ચડિયાતી છે અને તેના બગડવાથી મહાસંકટ જાણવું ૨૯૫

ખરી રીતે એ સાતેમાં કોઈ કોઈથી અધિક નથી

सप्ताङ्गस्येह राज्यस्य विष्टब्धस्य त्रिदण्डवत् ।
अन्योन्यगुणवैशेष्यान्न किंचिदतिरिच्यते ॥ २९६ ॥

એકબીજાના વિશેષ ગુણોને લીધે ત્રણ દંડની જેમ એક-

પ્રવર્તે (અને સોના વગેરેની ચોરી કરે) તો રાજાએ છરાથી તેના ઝીણાઝીણા ટુકડેટુકડા કરાવી નંખાવવા. ૨૯૨

ખેતીનાં ઓજારો, હથિયારો કે દવાની ચોરી કરનારને સજા

सीताद्रव्यापहरणे शस्त्राणामौषधस्य च ।
कालमासाद्य कार्यं च राजा दण्डं प्रकल्पयेत् ॥ २९३ ॥

ખેતીનાં ઓજારો, તલવાર વગેરે હથિયારો તથા દવાઓની ચોરી કરનારને રાજાએ કાળ ને વખત જોઈ સજા કરવી. ૨૯૩

રાજ્યનાં સાત અંગ

स्वाम्यमात्यौ पुरं राष्ट्रं कोशदण्डौ सुहृत्तथा ।
सप्त प्रकृतयो ह्येताः सप्ताङ्गं राज्यमुच्यते ॥ २९४ ॥

રાજા, પ્રધાન, શહેર, દેશ, ખજાનો, લશ્કર અને મિત્ર; આ સાત પ્રકૃતિઓ (રાજ્યનાં મૂળ) છે; તેથી રાજ્ય આ સાત અંગવાળું કહેવાય છે. ૨૯૪

એ સાતમાં પહેલું-પહેલું ચડિયાતું

सप्तानां प्रकृतीनां तु राज्यस्यासां यथाक्रमम् ।
पूर्वं पूर्वं गुरुतरं जानीयाद्व्यसनं महत् ॥ २९५ ॥

રાજ્યની આ સાત પ્રકૃતિઓમાં અનુક્રમે જે પહેલીપહેલી છે, તે પાછીપાછીના કરતાં ચડિયાતી છે અને તેના બગડવાથી મહાસંકટ જાણવું ૨૯૫

ખરી રીતે એ સાતેમાં કોઈ કોઈથી અધિક નથી

सप्ताङ्गस्येह राज्यस्य विष्टब्धस्य त्रिदण्डवत् ।
अन्योन्यगुणवैशेष्यान्न किंचिदतिरिच्यते ॥ २९६ ॥

એકબીજાના વિશેષ ગુણોને લીધે ત્રણ દંડની જેમ એક-

પ્રવર્તે (અને સોના વગેરેની ચોરી કરે) તો રાજાએ છરાથી તેના ઝીણાઝીણા ટુકડેકુકડા કરાવી નંખાવવા. ૨૯૨

ખેતીનાં ઓજારો, હથિયારો કે દવાની ચોરી કરનારને સજા

सीताद्रव्यापहरणे शस्त्राणामौषधस्य च ।
कालमासाद्य कार्यं च राजा दण्डं प्रकल्पयेत् ॥ २९३ ॥

ખેતીનાં ઓજારો, તલવાર વગેરે હથિયારો તથા દવાઓની ચોરી કરનારને રાજાએ કાળ ને વખત જોઈ સજા કરવી. ૨૯૩

રાજ્યનાં સાત અંગ

स्वाम्यमात्यौ पुरं राष्ट्रं कोशदण्डौ सुहृत्तथा ।
सप्त प्रकृतयो ह्येताः सप्ताङ्गं राज्यमुच्यते ॥ २९४ ॥

રાજા, પ્રધાન, શહેર, દેશ, ખજાનો, લશ્કર અને મિત્ર; આ સાત પ્રકૃતિઓ (રાજ્યનાં મૂળ) છે; તેથી રાજ્ય આ સાત અંગવાળું કહેવાય છે. ૨૯૪

એ સાતમાં પહેલું-પહેલું ચડિયાતું

सप्तानां प्रकृतीनां तु राज्यस्यासां यथाक्रमम् ।
पूर्वं पूर्वं गुरुतरं जानीयाद्व्यसनं महत् ॥ २९५ ॥

રાજ્યની આ સાત પ્રકૃતિઓમાં અનુક્રમે જે પહેલીપહેલી છે, તે પછીપછીના કરતાં ચડિયાતી છે અને તેના બગડવાથી મહાસંકટ જાણવું ૨૯૫

ખરી રીતે એ સાતેમાં કોઈ કોઈથી અધિક નથી

सप्ताङ्गस्येह राज्यस्य विष्टब्धस्य त्रिदण्डवत् ।
अन्योन्यगुणवैशेष्यान्न किंचिदतिरिच्यते ॥ २९६ ॥

એકબીજાના વિશેષ ગુણોને લીધે ત્રણ દંડની જેમ એક-

પ્રવર્તે (અને સોના વગેરેની ચોરી કરે) તો રાજાએ છરાથી તેના ઝીણાઝીણા ટુકડેકુકડા કરાવી નંખાવવા. ૨૯૨

ખેતીનાં ઓજારો, હથિયારો કે દવાની ચોરી કરનારને સજા

सीताद्रव्यापहरणे शस्त्राणामौषधस्य च ।
कालमासाद्य कार्यं च राजा दण्डं प्रकल्पयेत् ॥ २९३ ॥

ખેતીનાં ઓજારો, તલવાર વગેરે હથિયારો તથા દવાઓની ચોરી કરનારને રાજાએ કાળ ને વખત જોઈ સજા કરવી. ૨૯૩

રાજ્યનાં સાત અંગ

स्वाम्यमात्यौ पुरं राष्ट्रं कोशदण्डौ सुहृत्तथा ।
सप्त प्रकृतयो ह्येताः सप्ताङ्गं राज्यमुच्यते ॥ २९४ ॥

રાજા, પ્રધાન, શહેર, દેશ, ખજાનો, લશ્કર અને મિત્ર; આ સાત પ્રકૃતિઓ (રાજ્યનાં મૂળ) છે; તેથી રાજ્ય આ સાત અંગવાળું કહેવાય છે. ૨૯૪

એ સાતમાં પહેલું-પહેલું ચડિયાતું

सप्तानां प्रकृतीनां तु राज्यस्यासां यथाक्रमम् ।
पूर्वं पूर्वं गुरुतरं जानीयाद्व्यसनं महत् ॥ २९५ ॥

રાજ્યની આ સાત પ્રકૃતિઓમાં અનુક્રમે જે પહેલીપહેલી છે, તે પછીપછીના કરતાં ચડિયાતી છે અને તેના બગડવાથી મહાસંકટ જાણવું. ૨૯૫

ખરી રીતે એ સાતેમાં કોઈ કોઈથી અધિક નથી

सप्ताङ्गस्येह राज्यस्य विष्टब्धस्य त्रिदण्डवत् ।
अन्योन्यगुणवैशेष्यान्न किंचिदतिरिच्यते ॥ २९६ ॥

એકબીજાના વિશેષ ગુણોને લીધે ત્રણ દંડની જેમ એક-

બીજાના આધારે રહેલા આ સાતે રાજ્યનાં અંગોમાં કોઈ એક અંગ કોઈ બીજા અંગથી અધિક નથી. ૨૯૬

છતાં કાર્ય પરત્વે અમુક શ્રેષ્ઠ કહેવાય

तेषु तेषु तु कृत्येषु तत्तदङ्गं विशिष्यते ।
येन यत्साध्यते कार्यं तत्तस्मिञ्श्रेष्ठमुच्यते ॥ २९७ ॥

છતાં તે તે કાર્યોમાં તે તે અંગ વિશેષ છે; જે કામ જેનાથી સધાય, તે કામમાં તે અંગ શ્રેષ્ઠ કહેવાય છે. ૨૯૭

રાજાએ પોતાની તથા શત્રુની શક્તિ હમેશાં જાણવી

चारेणोत्साहयोगेन क्रिययैव च कर्मणाम् ।
स्वशक्तिं परशक्तिं च नित्यं विद्यान्महीपतिः ॥ २९८ ॥

જાસૂસો દ્વારા, ઉત્સાહના યોગથી, તેમ જ કાર્યોની ક્રિયાથી રાજાએ પોતાની અને શત્રુની શક્તિ હમેશાં જાણવી. ૨૯૮

કોઈ કાર્ય શરૂ કર્યા પહેલાં શું વિચારવું?

पीडनानि च सर्वाणि व्यसनानि तथैव च ।
आरभेत ततः कार्यं संचिन्त्य गुरुलाघवम् ॥ २९९ ॥

સર્વ જાતનાં દબાણ કે દુઃખો અને સંકટોનું ભારેપણું તથા હલકાપણું વિચાર્યા પછી રાજાએ કાર્ય શરૂ કરવું. ૨૯૯

કાર્યો શરૂ રાખનારને લક્ષ્મી મળે

आरभेतैव कर्माणि श्रान्तः श्रान्तः पुनः पुनः ।
कर्माण्यारभमाणं हि पुरुषं श्रीर्निषेवते ॥ ३०० ॥

થાક ઉપર થાક લાગે, તો યે રાજાએ ફરીફરી કાર્યો શરૂ જ કર્યા કરવાં; કેમકે કાર્યો શરૂ કર્યા કરતા પુરુષને જ લક્ષ્મી સેવે છે. ૩૦૦

રાજા જ યુગ કહેવાય છે

कृतं त्रेतायुगं चैव द्वापरं कलिरेव च।
राज्ञो वृत्तानि सर्वाणि राजा हि युगमुच्यते ॥ ३०१ ॥

સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ—એ સર્વ યુગો, રાજાના આચરણરૂપ જ છે; કેમકે રાજા જ યુગરૂપ કહેવાય છે. ૩૦૧

રાજાના કયા વર્તનથી કયો યુગ ચાલે?

कलिः प्रसुप्तो भवति स जाग्रद्द्वापरं युगम्।
कर्मस्वभ्युद्यतस्त्रेता विचरंस्तु कृतं युगम् ॥ ३०२ ॥

રાજા ઊંઘ્યા કરે (એટલે અજ્ઞાન તથા આળસથી ઉદ્યમ-રહિત બને), ત્યારે કલિયુગ થાય છે; તે જાગ્રત રહે, ત્યારે દ્વાપરયુગ થાય છે; તે કર્મમાં તત્પર રહે, ત્યારે ત્રેતાયુગ થાય છે; અને તે કામ કરતો ફર્યા કરે, ત્યારે સત્યયુગ છે. ૩૦૨

રાજાનું વર્તન ઇંદ્રાદિ દેવો જેવું ઉજ્જ્વળ જોઈએ

इन्द्रस्यार्कस्य वायोश्च यमस्य वरुणस्य च।
चन्द्रस्याग्नेः पृथिव्याश्च तेजोवृत्तं नृपश्चरेत् ॥ ३०३ ॥

ઇંદ્ર, સૂર્ય, વાયુ, યમ, વરુણ, ચંદ્ર, અગ્નિ અને પૃથ્વી; એમનાં જેવાં તેજસ્વી આચરણ રાજાએ આચરવાં. ૩૦૩

રાજાનું ઇંદ્ર જેવું વ્રત

वार्षिकांश्चतुरो मासान्यथेन्द्रोऽभिप्रवर्षति।
तथाभिवर्षेत्स्वं राष्ट्रं कामैरिन्द्रव्रतं चरन् ॥ ३०४ ॥

ઇંદ્ર જેમ ચોમાસાના ચાર મહિના વરસાદ વરસાવે છે, તેમ રાજાએ ઇંદ્ર જેવું વ્રત આચરી પોતાના રાજ્યમાં સર્વ કામનાઓનો વરસાદ વરસાવવો. ૩૦૪

રાજા જ યુગ કહેવાય છે

कृतं त्रेतायुगं चैव द्वापरं कलिरेव च ।
राज्ञो वृत्तानि सर्वाणि राजा हि युगमुच्यते ॥ ३०१ ॥

સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ—એ સર્વ યુગો, રાજાના આચરણરૂપ જ છે; કેમકે રાજા જ યુગરૂપ કહેવાય છે. ૩૦૧

રાજાના કયા વર્તનથી કયો યુગ ચાલે?

कलिः प्रसुप्तो भवति स जाग्रद्द्वापरं युगम् ।
कर्मस्वभ्युद्यतस्त्रेता विचरंस्तु कृतं युगम् ॥ ३०२ ॥

રાજા ઊંઘ્યા કરે (એટલે અજ્ઞાન તથા આળસથી ઉદ્યમ-રહિત બને), ત્યારે કલિયુગ થાય છે; તે જાગ્રત રહે, ત્યારે દ્વાપરયુગ થાય છે; તે કર્મમાં તત્પર રહે, ત્યારે ત્રેતાયુગ થાય છે; અને તે કામ કરતો ફર્યા કરે, ત્યારે સત્યયુગ છે. ૩૦૨

રાજાનું વર્તન ઇંદ્રાદિ દેવો જેવું ઉજ્જવળ જોઈએ

इन्द्रस्यार्कस्य वायोश्च यमस्य वरुणस्य च ।
चन्द्रस्याग्नेः पृथिव्याश्च तेजोवृत्तं नृपश्चरेत् ॥ ३०३ ॥

ઇંદ્ર, સૂર્ય, વાયુ, યમ, વરુણ, ચંદ્ર, અગ્નિ અને પૃથ્વી; એમનાં જેવાં તેજસ્વી આચરણ રાજાએ આચરવાં. ૩૦૩

રાજાનું ઇંદ્ર જેવું વ્રત

वार्षिकांश्चतुरो मासान्यथेन्द्रोऽभिप्रवर्षति ।
तथाभिवर्षेत्स्वं राष्ट्रं कामैरिन्द्रव्रतं चरन् ॥ ३०४ ॥

ઇંદ્ર જેમ ચોમાસાના ચાર મહિના વરસાદ વરસાવે છે, તેમ રાજાએ ઇંદ્ર જેવું વ્રત આચરી પોતાના રાજ્યમાં સર્વ કામનાઓનો વરસાદ વરસાવવો. ૩૦૪

રાજા જ યુગ કહેવાય છે

कृतं त्रेतायुगं चैव द्वापरं कलिरेव च ।
राज्ञो वृत्तानि सर्वाणि राजा हि युगमुच्यते ॥ ३०१ ॥

સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ—એ સર્વ યુગો, રાજાના આચરણરૂપ જ છે; કેમકે રાજા જ યુગરૂપ કહેવાય છે. ૩૦૧

રાજાના કયા વર્તનથી કયો યુગ ચાલે?

कलिः प्रसुप्तो भवति स जाग्रद्द्वापरं युगम् ।
कर्मस्वभ्युद्यतस्त्रेता विचरंस्तु कृतं युगम् ॥ ३०२ ॥

રાજા ઊંઘ્યા કરે (એટલે અજ્ઞાન તથા આળસથી ઉદ્યમ-રહિત બને), ત્યારે કલિયુગ થાય છે; તે જાગ્રત રહે, ત્યારે દ્વાપરયુગ થાય છે; તે કર્મમાં તત્પર રહે, ત્યારે ત્રેતાયુગ થાય છે; અને તે કામ કરતો ફર્યા કરે, ત્યારે સત્યયુગ છે. ૩૦૨

રાજાનું વર્તન ઇંદ્રાદિ દેવો જેવું ઉજ્જ્વળ જોઈએ

इन्द्रस्यार्कस्य वायोश्च यमस्य वरुणस्य च ।
चन्द्रस्याग्नेः पृथिव्याश्च तेजोवृत्तं नृपश्चरेत् ॥ ३०३ ॥

ઇંદ્ર, સૂર્ય, વાયુ, યમ, વરુણ, ચંદ્ર, અગ્નિ અને પૃથ્વી; એમનાં જેવાં તેજસ્વી આચરણ રાજાએ આચરવાં. ૩૦૩

રાજાનું ઇંદ્ર જેવું વ્રત

वार्षिकांश्चतुरो मासान्यथेन्द्रोऽभिप्रवर्षति ।
तथाभिवर्षेत्स्वं राष्ट्रं कामैरिन्द्रव्रतं चरन् ॥ ३०४ ॥

ઇંદ્ર જેમ ચોમાસાના ચાર મહિના વરસાદ વરસાવે છે, તેમ રાજાએ ઇંદ્ર જેવું વ્રત આચરી પોતાના રાજ્યમાં સર્વ કામનાઓનો વરસાદ વરસાવવો. ૩૦૪

સૂર્ય જેવું વ્રત

अष्टौ मासान्यथादित्यस्तोयं हरति रश्मिभिः ।
तथा हरेत्करं राष्ट्रान्नित्यमर्कव्रतं हि तत् ॥ ३०५ ॥

સૂર્ય જેમ પોતાનાં કિરણો દ્વારા આઠ મહિના પાણી લે છે, તેમ રાજાએ રાષ્ટ્ર પાસેથી નિત્ય કર લેવો—એ જ તેનું સૂર્યવ્રત છે. ૩૦૫

વાયુ જેવું વ્રત

प्रविश्य सर्वभूतानि यथा चरति मारुतः ।
तथा चारैः प्रवेष्टव्यं व्रतमेतद्धि मारुतम् ॥ ३०६ ॥

જેમ વાયુ સર્વ ભૂતોમાં પ્રવેશીને વિચરે છે, તેમ રાજાએ જાસૂસો દ્વારા બધે પ્રવેશવું—એ જ તેનું વાયુવ્રત છે. ૩૦૬

યમ જેવું વ્રત

यथा यमः प्रियद्वेष्यौ प्राप्ते काले नियच्छति ।
तथा राज्ञा नियन्तव्याः प्रजास्तद्धि यमव्रतम् ॥ ३०७ ॥

જેમ યમ પ્રિય કે અપ્રિયને સમય પ્રાપ્ત થતાં પોતાને વશ કરે છે, તેમ રાજાએ પણ પ્રજાને વશ રાખવી-તે જ એનું યમવ્રત છે. ૩૦૭

વરુણ જેવું વ્રત

वरुणेन यथा पाशैर्बद्ध एवाभिदृश्यते ।
तथा पापान्निगृह्णीयाद् व्रतमेतद्धि वारुणम् ॥ ३०८ ॥

જેમ પ્રાણી વરુણથી પાશો વડે બંધાયેલો જ જણાય છે, તેમ રાજાએ પણ પાપીઓને કબજે રાખવા—એ જ તેનું વરુણવ્રત છે. ૩૦૮

ચંદ્ર જેવું વ્રત

परिपूर्णं यथा चन्द्रं दृष्ट्वा हृष्यन्ति मानवाः ।
तथा प्रकृतयो यस्मिन्स चान्द्रव्रतिको नृपः ॥ ३०९ ॥

જેમ પરિપૂર્ણ ચંદ્રને જોઈ મનુષ્યો હર્ષ પામે છે, તેમ જે રાજા વિષે પ્રધાનો તથા પ્રજામંડળ આનંદ પામે છે, તેને ચંદ્ર જેવા વ્રતવાળો જાણવો. ૩૦૯

અગ્નિ જેવું વ્રત

प्रतापयुक्तस्तेजस्वी नित्यं स्यात्पापकर्मसु ।
दुष्टसामन्तहिंस्रश्च तदाग्नेयं व्रतं स्मृतम् ॥ ३१० ॥

જે રાજા પ્રતાપયુક્ત, પાપ કર્મ કરનારાઓ તરફ નિત્ય તેજસ્વી, ઉગ્ર અને દુષ્ટ સામંતોનો નાશ કરનાર હોય–તે એવું અગ્નિવ્રત કહ્યું છે. ૩૧૦

પૃથ્વી જેવું વ્રત

यथा सर्वाणि भूतानि धरा धारयते समम् ।
तथा सर्वाणि भूतानि बिभ्रतः पार्थिवं व्रतम् ॥ ३११ ॥

જેમ પૃથ્વી દરેક પ્રાણી–પદાર્થને સરખી રીતે ધારણ કરે છે, તેમ રાજા પ્રાણીઓને સમાન રીતે પાળેપોષે, એ તેનું પૃથ્વીવ્રત છે. ૩૧૧

એમ ચોરોને વશ કરવા

एतैरुपायैरन्यैश्च युक्तो नित्यमतन्द्रितः ।
स्तेनान् राजा निगृह्णीयात्स्वराष्ट्रे पर एव च ॥ ३१२ ॥

આ અને બીજા ઉપાયોથી યુક્ત એવા રાજાએ નિત્ય સાવધાન રહી પોતાના રાજ્યમાંના તેમ જ પરરાજ્યમાંના ચોરોને કબજે રાખવા. ૩૧૨

બ્રાહ્મણોને કોપાવવા નહિ

परामप्यापदं प्राप्तो ब्राह्मणान्न प्रकोपयेत् ।
ते ह्येनं कुपिता हन्युः सद्यः सबलवाहनम् ॥ ३१३ ॥

મોટી આપત્તિમાં આવી પડ્યો હોય, તોપણ રાજાએ બ્રાહ્મણોને કોપાવવા નહિ; કેમકે કુપિત થયેલા તેઓ સૈન્ય અને વાહન સહિત રાજાનો તરત નાશ કરે છે. ૩૧૩

બ્રાહ્મણોને કોપાવી કોણ નાશ ન પામે?

यैः कृतः सर्वभक्ष्योऽग्निरपेयश्च महोदधिः ।
क्षयी चाप्यायितः सोमः को न नश्येत्प्रकोप्य तान् ॥ ३१४ ॥

જેમણે અગ્નિને સર્વભક્ષી કર્યો છે, મહાસાગરને ન પિવાય એવો કર્યો છે અને ચંદ્રને ક્ષયવાળો કરી (પાછળથી) પૂર્ણ કલાવાન કર્યો છે, તે બ્રાહ્મણોને કોપાવી કોણ નાશ ન પામે? ૩૧૪

બ્રાહ્મણોને છંછેડી કોણ સમૃદ્ધિ પામે?

लोकानन्यान्सृजेयुर्ये लोकपालांश्च कोपिताः ।
देवान्कुर्युरदेवांश्च कः क्षिण्वंस्तान्समृध्नुयात् ॥ ३१५ ॥

છંછેડાયેલા જે બ્રાહ્મણો બીજા લોકોને અને લોકપાલોને સર્જી શકે છે અને દેવોને અદેવ કરી નાખે છે, તેમને સંતાપનારો કયો માણસ સમૃદ્ધિ પામી શકે? ૩૧૫

જીવવા ઇચ્છતો કોણ બ્રાહ્મણોને મારે?

यानुपाश्रित्य तिष्ठन्ति लोका देवाश्च सर्वदा ।
ब्रह्म चैव धनं येषां को हिंस्यात्ताञ्जिजीविषुः ॥ ३१६ ॥

લોકો અને દેવો જેમનો સદા આશ્રય કરી રહે છે, અને વેદ જ જેમનું ધન છે એવા બ્રાહ્મણોને કયો જીવવાની ઇચ્છાવાળો હણે? ૩૧૬

દરેકોઈ બ્રાહ્મણ મોટા દેવ જેવો

अविद्वांश्चैव विद्वांश्च ब्राह्मणो दैवतं महत् ।
प्रणीतश्चाप्रणीतश्च यथाऽग्निर्दैवतं महत् ॥ ३१७ ॥

અગ્નિ, વેદમંત્રોથી પ્રકટાવ્યો હોય કે વેદમંત્રો સિવાય પ્રકટાવ્યો હોય, તોપણ તે જેમ મોટા દેવરૂપ છે, તેમ બ્રાહ્મણ વિદ્વાન હોય કે અવિદ્વાન હોય, તોપણ તે મોટા દેવરૂપ છે. ૩૧૭

અગ્નિ અને બ્રાહ્મણ સર્વથા પૂજ્ય

श्मशानेष्वपि तेजस्वी पावको नैव दुष्यति ।
हूयमानश्च यज्ञेषु भूय एवाभिवर्धते ॥ ३१८ ॥
एवं यद्यप्यनिष्टेषु वर्तन्ते सर्वकर्मसु ।
सर्वथा ब्राह्मणाः पूज्याः परमं दैवतं हि तत् ॥ ३१९ ॥

તેજસ્વી અગ્નિ સ્મશાનમાં પણ જેમ અપવિત્ર થતો જ નથી, અને યજ્ઞોમાં હોમ ક્રિયાને પામતાં અધિક વધે જ છે, એ જ રીતે બ્રાહ્મણો સર્વ અનિષ્ટ કર્મોમાં વર્તે, તો પણ સર્વથા પૂજ્ય છે; કેમકે તે પરમ દેવતરૂપ જ છે. ૩૧૮-૩૧૯

છકેલા ક્ષત્રિયને બ્રાહ્મણ જ ઠેકાણે લાવે

क्षत्रस्यापि प्रवृद्धस्य ब्राह्मणान्प्रति सर्वशः ।
ब्रह्मैव संनियन्तृ स्यात्क्षत्रं हि ब्रह्मसंभवम् ॥ ३२० ॥

બ્રાહ્મણો પ્રત્યે સર્વ પ્રકારે અત્યંત છકી ગયેલા ક્ષત્રિયને બ્રાહ્મણ જ બરાબર વશમાં આણે; કેમકે ક્ષત્રિયો બ્રાહ્મણથી જ જન્મ્યા છે. ૩૨૦

ક્ષત્રિયનું તેજ બ્રાહ્મણ સામે શમી જાય

अद्भ्योऽग्निर्ब्रह्मतः क्षत्रमश्मनो लोहमुत्थितम् ।
तेषां सर्वत्रगं तेजः स्वासु योनिषु शाम्यति ॥ ३२१ ॥

રાજાનો આ સનાતન કર્મવિધિ સંપૂર્ણ કહ્યો; હવે આ (નીચે કહેવાય છે તે) વૈશ્ય અને શૂદ્રનો કર્મવિધિ ક્રમપૂર્વક જાણવો. ૩૨૫

વૈશ્યનું કર્મ

वैश्यस्तु कृतसंस्कारः कृत्वा दारपरिग्रहम् ।
वार्तायां नित्ययुक्तः स्यात्पशूनां चैव रक्षणे ॥ ३२६ ॥

જાતકર્માદિ સંસ્કાર પામેલા વૈશ્યે લગ્ન કરી ખેતીવાડી, વેપાર વગેરેમાં તથા ઢોરઢાંખરના પાલનમાં નિત્ય તત્પર રહેવું.

પશુપાલન એ વૈશ્યનું મુખ્ય કર્મ

प्रजापतिर्हि वैश्याय सृष्ट्वा परिददे पशून् ।
ब्राह्मणाय च राज्ञे च सर्वाः परिददे प्रजाः ॥ ३२७ ॥

કેમકે બ્રહ્માએ પશુઓ સર્જીને વૈશ્યને સોંપ્યાં છે અને સર્વ પ્રજાઓ બ્રાહ્મણ તથા ક્ષત્રિયને સોંપી છે. ૩૨૭

न च वैश्यस्य कामः स्यान्न रक्षेयं पशूनिति ।
वैश्ये चेच्छति नाऽन्येन रक्षितव्याः कथंचन ॥ ३२८ ॥

વૈશ્યને એવી ઇચ્છા થવી જ ન જોઈએ કે હું પશુઓનું રક્ષણ ન કરું. જ્યાંસુધી વૈશ્ય ઇચ્છે ત્યાંસુધી બીજા કોઈએ તે પશુપાલન કોઈ રીતે કરવું નહિ. ૩૨૮

મણિ, મોતી વગેરેના ભાવ વૈશ્યે જાણવા

मणिमुक्ताप्रवालानां लोहानां तान्तवस्य च ।
गन्धानां च रसानां च विद्यादर्घबलाबलम् ॥ ३२९ ॥

મણિઓ, મોતિઓ, પરવાળાં, લોઢું, વસ્ત્ર, સુગંધી દ્રવ્યો,

અને રસો, એમના ચડઊતર ભાવો વૈશ્યે જાણવા. ૩૨૯

બીની વાવણી વગેરે પણ વૈશ્યે જાણવું

बीजानामुप्तिविच्च स्यात्क्षेत्रदोषगुणस्य च ।
मानयोगं च जानीयात्तुलायोगांश्च सर्वशः ॥ ३३० ॥

તેમ જ બિયાં રોપવાની રીતનો તે જાણકાર હોઈ ખેતરના ગુણદોષો અને બધી જાતનાં માપિયાં અને કાટલાં પણ તે જાણે. ૩૩૦

વેપાર તથા પશુઓની ઉછેર વગેરે વૈશ્ય ખાસ જાણે

सारासारं च भाण्डानां देशानां च गुणागुणान् ।
लाभालाभं च पण्यानां पशूनां परिवर्धनम् ॥ ३३१ ॥

માલનું સારાસારપણું, મુલકના ગુણઅવગુણ, વેપારનો નફોતોટો તેમ જ પશુઓની ઉછેર—એ તેણે જાણવાં જોઈએ. ૩૩૧

બીજા આવશ્યક જ્ઞાનની જરૂર

भृत्यानां च भृतिं विद्याद्भाषाश्च विविधा नृणाम् ।
द्रव्याणां स्थानयोगांश्च क्रयविक्रयमेव च ॥ ३३२ ॥

નોકરચાકરોનો પગાર, માણસોની વિવિધ ભાષાઓ, માલની સાચવણ, ખરીદી તથા વેચાણ—એ તેણે જાણવાં જોઈએ.

ધર્મથી ધનવૃદ્ધિ તથા સર્વને અન્નદાન તેણે કરવું

धर्मेण च द्रव्यवृद्धावातिष्ठेद्यत्नमुत्तमम् ।
दद्याच्च सर्वभूतानामन्नमेव प्रयत्नतः ॥ ३३३ ॥

તેણે ધર્મથી દ્રવ્યવૃદ્ધિ કરવામાં ઉત્તમ યત્ન કરવો અને સર્વ પ્રાણીઓને કાળજીથી અન્ન આપતા જ રહેવું. ૩૩૩

સેવા એ જ શૂદ્રનો શ્રેષ્ઠ ધર્મ

विप्राणां वेदविदुषां गृहस्थानां यशस्विनाम् ।
शुश्रूषैव तु शूद्रस्य धर्मो नैश्रेयसः परः ॥ ३३४ ॥

વેદવેત્તા, ગૃહસ્થી અને યશસ્વી બ્રાહ્મણોની સેવા કરવી, એ જ શૂદ્રનો પરમ કલ્યાણકારી ધર્મ છે. ૩૩૪

આવો શૂદ્ર ઊંચી જાતિ પામે

शुचिरुत्कृष्टशुश्रूषुर्मृदुवागनहंकृतः ।
ब्राह्मणाद्याश्रयो नित्यमुत्कृष्टां जातिमश्नुते ॥ ३३५ ॥

પવિત્ર, ઊંચી સેવા કરનારો, કોમળ બોલનારો, અહંકારવિનાનો અને બ્રાહ્મણ આદિના આશ્રયવાળો શૂદ્ર નિત્ય ઊંચી જાતિ પામે છે. ૩૩૫

હવે ત્રણે વર્ણોના આપદ્ધર્મ

एषोऽनापदि वर्णानामुक्तः कर्मविधिः शुभः ।
आपद्यपि हि यस्तेषां क्रमशस्तन्निबोधत ॥ ३३६ ॥

આપત્તિરહિત કાળમાં આ સર્વ વર્ણોનો શુભ કર્મવિધિ કહ્યો; હવે આપત્કાળે તેમનો જે ધર્મ છે, તે અનુક્રમે તમે સાંભળો. ૩૩૬

**इति श्रीमानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां नवमोऽध्यायः ॥**

ઇતિ શ્રીમાનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૯મો સમાપ્ત

# અધ્યાય ૧૦મો

વેદનું અધ્યાપન બ્રાહ્મણ કરાવે

अधीयीरंस्त्रयो वर्णाः स्वकर्मस्था द्विजातयः ।
प्रब्रूयाद्ब्राह्मणस्त्वेषां नेतराविति निश्चयः ॥ १ ॥

પોતપોતાનાં કર્મમાં રહેલા ત્રણે દ્વિજજાતિ વર્ણોએ વેદાધ્યયન કરવું; પરંતુ એઓમાં બ્રાહ્મણ જ તે અધ્યયન કરાવે; બીજા બે વર્ણો તે ન કરાવે, આવો નિર્ણય છે. ૧

સર્વની આજીવિકાના ઉપાયો પણ બ્રાહ્મણો જ જાણે તથા બતાવે

सर्वेषां ब्राह्मणो विद्याद्वृत्त्युपायान्यथाविधि ।
प्रब्रूयादितरेभ्यश्च स्वयं चैव तथा भवेत् ॥ २ ॥

બ્રાહ્મણે સર્વ વર્ણોની આજીવિકાના ઉપાયો વિધિ પ્રમાણે જાણવા અને બીજાઓને તે કહેવા; તેમ જ પોતે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે વર્તવું. ૨

બ્રાહ્મણ વર્ણોનો પ્રભુ

वैशेष्यात्प्रकृतिश्रैष्ठ्यान्नियमस्य च धारणात् ।
संस्कारस्य विशेषाच्च वर्णानां ब्राह्मणः प्रभुः ॥ ३ ॥

વિશેષતા, સ્વાભાવિક શ્રેષ્ઠતા, નિયમની ધારણા, તેમ જ સંસ્કારની ઉત્તમતાને લીધે બ્રાહ્મણ વર્ણોનો પ્રભુ છે. ૩

ત્રણ વર્ણો દ્વિજાતિ ને શૂદ્ર એકજાતિ

ब्राह्मणः क्षत्रियो वैश्यस्त्रयो वर्णा द्विजातयः ।
चतुर्थ एकजातिस्तु शूद्रो नास्ति तु पञ्चमः ॥ ४ ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ વર્ણો દ્વિજાતિ છે; અને ચોથો શૂદ્ર એકજાતિ છે; પણ પાંચમો વર્ણ નથી. ૪

અનુલોમ પ્રજા

सर्ववर्णेषु तुल्यासु पत्नीष्वक्षतयोनिषु ।
आनुलोम्येन संभूता जात्या ज्ञेयास्त एव ते ॥ ५ ॥

બધા વર્ણોમાં પોતપોતાના વર્ણની અક્ષતયોનિ પત્નીઓમાં અનુલોમપણે ( એટલે બ્રાહ્મણથી બ્રાહ્મણીમાં, ક્ષત્રિયથી ક્ષત્રિયાણીમાં–એ ક્રમથી ) જે સંતાન જન્મે તે જ તે જાતનાં જાણવાં.+ ૫

અનુલોમ છતાં માતાના દોષોથી નિંદ્ય પ્રજા

स्त्रीष्वनन्तरजातासु द्विजैरुत्पादितान्सुतान् ।
सदृशानेव तानाहुर्मातृदोषविगर्हितान् ॥ ६ ॥

---

+ વ્યાસ પણ કહે છે કે ‘ ये तु जाताः समानासु संस्कार्याः स्युरतोऽन्यथा । જેઓને પોતાના સમાન વર્ણની ( પોતાની પરણેતર ) પત્નીમાં પુત્રો ઉત્પન્ન થાય છે, તેઓ જ સંસ્કારને યોગ્ય ( પોતાની જાતના ) ગણાય છે; પરંતુ એથી ઊલટું–પોતાના સમાન વર્ણની છતાં પારકી સ્ત્રીઓમાં તેના સમાન વર્ણના પુરુષે ઉત્પન્ન કર્યા હોય, તે પુત્રો સંસ્કારને યોગ્ય કે પોતાની જાતના ગણાય નહિ. ’ યાજ્ઞવલ્ક્ય પણ કહે છેઃ ‘ सवर्णेभ्यः सवर्णासु जायन्ते हि सजातयः । સમાન વર્ણના પુરુષોથી સમાન વર્ણની સ્ત્રીઓમાં જન્મેલા પુત્રો જ (તે ઉત્પન્ન કરનાર પુરુષની ) સમાન જાતિના ગણાય છે’ એમ કહી ‘ विन्नास्वेष विधिःस्मृतः । પોતાની પરણેતર પત્નીઓમાં જ તે પુત્રો જન્મેલા હોય, તો જ તેઓ સમાન જાતના ગણાય છે ’ એમ પોતાની ( સમાન વર્ણની ) પત્નીમાં ઉત્પન્ન કરેલા પુત્રને જ પોતાની બ્રાહ્મણાદિ જાતિવાળો નિશ્ચયથી જણાવે છે. ’ (कुल्लूक)

દ્વિજોએ એકએક ઊતરતી જાતિની સ્ત્રીઓમાં જ પુત્રો ઉત્પન્ન કર્યા હોય, તેઓ (પિતાની જાતના નહિ પણ) પિતાના સરખા જ ગણાય છે, છતાં માતાના દોષને લીધે (વિદ્વાનો) તેઓને નિંદિત કહે છે.* ૬

अनन्तरासु जातानां विधिरेष सनातनः ।
द्व्येकान्तरासु जातानां धर्म्यं विद्यादिमं विधिम् ॥ ७ ॥

એકએક ઊતરતી જાતિમાં જન્મેલાં સંતાન સંબંધી આ (ઉપર કહેલો) સનાતન વિધિ છે. હવે બબ્બે ઊતરતી જાતિની સ્ત્રીઓમાં જન્મેલાં સંતાનો સંબંધી આ (નીચે કહેવાતો) ધર્મયુક્ત વિધિ જાણવો. ૭

અમ્બષ્ઠ, નિષાદ કે પારશવ કોણ?

ब्राह्मणाद्वैश्यकन्यायामम्बष्ठो नाम जायते ।
निषादः शूद्रकन्यायां यः पारशव उच्यते ॥ ८ ॥

બ્રાહ્મણથી (પોતાની પરણેતર) વૈશ્ય કન્યામાં 'અંબષ્ઠ' નામે જન્મે છે; અને તેજ બ્રાહ્મણથી (પોતાની પરણેતર)

* અર્થાત્ બ્રાહ્મણથી (પોતાની પરણેતર) ક્ષત્રિયાણીમાં, ક્ષત્રિયથી (પોતાની પરણેતર) વૈશ્ય સ્ત્રીમાં અને વૈશ્ય જાતિના પુરુષથી (પોતાની પરણેતર) શૂદ્ર સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા પુત્રો પોતાની માતાની હલકી જાતના દોષને લીધે નિંદ્ય ગણાઈને પિતાના સરખા કહેવાય, પણ પિતાની સમાન જાતિના ન જ ગણાય, એમ મનુ વગેરે કહે છે. અહીં 'પિતાના સરખા' એમ કહેલું હોવાથી માતાની જાતિથી તેઓ ઉત્કૃષ્ટ કહેવાય, પણ પિતાની જાતિથી તેઓ ઊતરતા ગણાય, એમ સમજવું. (कुल्लूक)

શૂદ્ર કન્યામાં નિષાદ થાય છે, જે (બીજા નામે) 'પારશવ' કહેવાય છે. ૮

ઉગ્ર કોણ?

क्षत्रियाच्छूद्रकन्यायां क्रूराचारविहारवान् ।
क्षत्रशूद्रवपुर्जन्तुरुग्रो नाम प्रजायते ॥ ९ ॥

ક્ષત્રિયથી (પોતાની પરણેતર) શૂદ્ર કન્યામાં ક્રૂર આચાર અને વિહારવાળો તેમ જ ક્ષત્રિય તથા શૂદ્રના ભેગા શરીરવાળો 'ઉગ્ર' નામે જીવ જન્મે છે. ૯

બ્રાહ્મણ વગેરેના ૭ હલકા પુત્રો

विप्रस्य त्रिषु वर्णेषु नृपतेर्वर्णयोर्द्वयोः ।
वैश्यस्य वर्णे चैकस्मिन्षडेतेऽपसदाः स्मृताः ॥ १० ॥

બ્રાહ્મણને (પોતાની જાત સિવાય) બાકીની ત્રણ જાતિઓમાં, ક્ષત્રિયને બાકીની બે જાતિઓમાં અને વૈશ્યને બાકીની એક જાતિમાં; એમ જે ૭ પુત્રો થાય, તેમને 'અપસદ' (ઊતરતા–પોતાની જાતના ન ગણાય તેવા) કહ્યા છે. ૧૦

પ્રતિલોમ પ્રજા

क्षत्रियाद्विप्रकन्यायां सूतो भवति जातितः ।
वैश्यान्मागधवैदेहौ राजविप्राङ्गनासुतौ ॥ ११ ॥

ક્ષત્રિયથી બ્રાહ્મણ કન્યામાં સૂત જાતિનો, વૈશ્યથી બ્રાહ્મણીમાં વૈદેહ જાતિનો અને તે જ વૈશ્યથી ક્ષત્રિયાણીમાં માગધ જાતિનો (પુત્ર) થાય છે. ૧૧

વર્ણસંકર પ્રજા

शूद्रादायोगवः क्षत्ता चण्डालश्चाधमो नृणाम् ।
वैश्यराजन्यविप्रासु जायन्ते वर्णसंकराः ॥ १२ ॥

વૈશ્ય, ક્ષત્રિય અને બ્રાહ્મણ જાતિની સ્ત્રીઓમાં શૂદ્રથી અનુક્રમે *આયોગવ, ક્ષત્તા તથા મનુષ્યમાં અધમ એવો ચંડાળ* જન્મે છે; (તેઓ શૂદ્રથી ઉત્પન્ન થયેલા) વર્ણસંકર છે. ૧૨

એકના આંતરે પ્રતિલોમતાથી ક્ષત્તા અને વૈદેહ જન્મે

एकान्तरे त्वानुलोम्यादम्बष्ठोग्रौ यथा स्मृतौ ।
क्षत्तृवैदेहकौ तद्वत्प्रातिलोम्येऽपि जन्मनि ॥ १३ ॥

એકએકના આંતરાની જાતિમાં અનુલોમતાથી જન્મેલા જેમ અમ્બષ્ઠ અને ઉગ્ર કહેવાય છે, તેમ તે રીતે (એકએકના આંતરે) પ્રતિલોમતાથી જન્મેલા ક્ષત્તા અને વૈદેહ ગણાય છે.‡

અનુલોમતા છતાં માતા હલકી જાતની હોવાથી અનંતર નામ

पुत्रा येऽनन्तरस्त्रीजाः क्रमेणोक्ता द्विजन्मनाम् ।
ताननन्तरनाम्नस्तु मातृदोषात्प्रचक्षते ॥ १४ ॥

‡ અહીં આમ કહેવા માગે છે: એકના આંતરાવાળા વર્ણમાં પણ જેમ બ્રાહ્મણથી વૈશ્ય કન્યામાં અમ્બષ્ઠ, અને ક્ષત્રિયથી શૂદ્ર કન્યામાં ઉગ્ર જાતિ જન્મે છે; આ બંને અનુલોમતાને લીધે સ્પર્શ વગેરેમાં યોગ્ય ગણાય છે, તે જ રીતે એકને આંતરે પ્રતિલોમતાથી જન્મ પામેલા ઉપર જણાવેલા શૂદ્રથી ક્ષત્રિય સ્ત્રીમાં ક્ષત્તા અને વૈશ્યથી બ્રાહ્મણ સ્ત્રીમાં વૈદેહ—એ બન્ને પણ સ્પર્શ વગેરેમાં યોગ્ય જ ગણાય છે. એ રીતે એકને આંતરે ઉત્પન્ન થયેલા તેઓ બન્નેને સ્પર્શ વગેરેમાં જો છૂટ અપાઈ છે, તો પછી આંતરાવિનાની સ્ત્રીમાં જન્મેલા સૂત, માગધ તથા આયોગવ જાતિનાઓને સ્પર્શ વગેરે કરવામાં કંઈ જ વાંધો ન હોય, એ સિદ્ધ થાય છે; કેવળ એકલો ચાંડાલ જ પ્રતિલોમતાને લીધે સ્પર્શ વગેરેમાં અયોગ્ય ગણાય છે. (कुल्लूक)

દ્વિજોને અનુક્રમે પોતાનાથી લાગલી જ ઊતરતી, એકના આંતરે ઊતરતી તથા બેના આંતરે ઊતરતી જાતિઓની સ્ત્રીઓમાં જે પુત્રો (અનુલોમતાથી) જન્મેલા કહ્યા છે, તેઓને માતાના (હલકાપણારૂપ) દોષને લીધે 'અનંતર' નામે કહે છે. (અને તેઓને માતાની જાતિના સંસ્કાર વગેરે ધર્મ લાગુ પડે છે.) ૧૪

આવૃત, આભીર તથા ધિગ્વણ કોણ?

ब्राह्मणादुग्रकन्यायामावृतो नाम जायते ।
आभीरोऽम्बष्ठकन्यायामायोगव्यां तु धिग्वणः ॥ १५ ॥

બ્રાહ્મણથી ઉગ્ર× કન્યામાં આવૃત, અંબષ્ઠ+ કન્યામાં આભીર અને આયોગવી÷ કન્યામાં ધિગ્વણ પુત્ર જન્મે છે. ૧૫

આયોગવ, ક્ષત્તા અને ચાંડાલ અપસદ

आयोगवश्च क्षत्ता च चण्डालश्चाधमो नृणाम् ।
प्रातिलोम्येन जायन्ते शूद्रादपसदास्त्रयः ॥ १६ ॥

આયોગવ, ક્ષત્તા અને નરાધમ ચંડાળ—એ ત્રણ અપસદો શૂદ્રથી પ્રતિલોમતાએ જન્મે છે. ૧૬

માગધ, વૈદેહ તથા સૂત પણ અપસદ

वैश्यान्मागधवैदेहौ क्षत्रियात्सूत एव तु ।
प्रतीपमेते जायन्ते परेऽप्यपसदास्त्रयः ॥ १७ ॥

---

× ઉગ્ર કન્યા—ક્ષત્રિયથી શૂદ્ર સ્ત્રીમાં ઉત્પન્ન થયેલી કન્યા.
+ અમ્બષ્ઠ કન્યા—બ્રાહ્મણથી વૈશ્ય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલી કન્યા.
÷ આયોગવી કન્યા—શૂદ્રથી વૈશ્ય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલી કન્યા.
(कुल्लूक)

વૈશ્યથી (ક્ષત્રિયાણીમાં તથા બ્રાહ્મણીમાં) માગધ અને વૈદેહ; તથા ક્ષત્રિયથી (બ્રાહ્મણીમાં) સૂત જ થાય; એ પણ એ રીતે પ્રતિલોમતાથી બીજા ત્રણ અપસદો જન્મે છે. ૧૭

પુક્કસ તથા કુક્કુટક કોણ?

जातो निषादाच्छूद्रायां जात्या भवति पुक्कसः ।
शूद्राज्जातो निषाद्यां तु स वै कुक्कुटकः स्मृतः ॥ १८ ॥

નિષાદથી શૂદ્ર સ્ત્રીમાં થયેલો પુત્ર જાતિએ 'પુક્કસ' થાય છે; પણ શૂદ્રથી નિષાદીમાં થયેલો હોય તે 'કુક્કુટક' કહેવાય છે. ૧૮

શ્વપાક તથા વેણ કોણ?

क्षत्तुर्जातस्तथोग्रायां श्वपाक इति कीर्त्यते ।
वैदेहकेन त्वम्बष्ठयामुत्पन्नो वेण उच्यते ॥ १९ ॥

ક્ષત્તા×થી ઉગ્ર કન્યામાં થયેલો પુત્ર 'શ્વપાક' કહેવાય છે અને વૈદેહ+થી અમ્બષ્ઠ કન્યામાં ઉત્પન્ન થયેલો 'વેણ' કહેવાય છે. ૧૯

વ્રાત્ય કોણ?

द्विजातयः सवर्णासु जनयन्त्यव्रतांस्तु यान् ।
तान्सावित्रीपरिभ्रष्टान्व्रात्यानिति विनिर्दिशेत् ॥ २० ॥

દ્વિજવર્ણો પોતાની સમાન વર્ણની સ્ત્રીઓમાં જે પુત્રો ઉત્પન્ન કરે છે, તેઓ જો ઉપનયન આદિ વ્રતથી રહિત હોઈ ગાયત્રીથી ભ્રષ્ટ થયા હોય તો તેમને 'વ્રાત્ય' કહેવા. ૨૦

---

× શૂદ્રથી વૈશ્ય સ્ત્રીમાં જન્મેલો ક્ષત્તા અને ક્ષત્રિયથી શૂદ્ર સ્ત્રીમાં જન્મેલી કન્યા તે ઉગ્ર કન્યા—એ ક્ષત્તા તથા ઉગ્ર કન્યામાં.

+ વૈશ્યથી બ્રાહ્મણીમાં જન્મેલો વૈદેહ, અને બ્રાહ્મણથી વૈશ્ય સ્ત્રીમાં જન્મેલી કન્યા અમ્બષ્ઠ—તેમાં.

વ્રાત્ય બ્રાહ્મણથી જન્મેલાનાં નામ

व्रात्यात्तु जायते विप्रात्पापात्मा भूर्जकण्टकः ।
आवन्त्यवाटधानौ च पुष्पधः शैख एव च ॥ २१ ॥

વ્રાત્ય બ્રાહ્મણથી (વ્રાત્ય બ્રાહ્મણીમાં) પાપાત્મા 'ભૂર્જકંટક' જન્મે છે અને તેજ આવંત્ય, વાટધાન, પુષ્પધ તથા શૈખ પણ કહેવાય છે. ૨૧

વ્રાત્ય ક્ષત્રિયથી જન્મેલાનાં નામ

झल्लो मल्लश्च राजन्याद् व्रात्यान्निच्छिविरेव च ।
नटश्च करणश्चैव खसो द्रविड एव च ॥ २२ ॥

વ્રાત્ય ક્ષત્રિયથી ( વ્રાત્ય ક્ષત્રિયાણીમાં ) જન્મે છે, તે ઝલ્લ, મલ્લ, નિચ્છિવી, નટ, કરણ, ખસ કે દ્રવિડ કહેવાય છે. ૨૨

વ્રાત્ય વૈશ્યથી જન્મેલાનાં નામ

वैश्यात्तु जायते व्रात्यात्सुधन्वाचार्य एव च ।
कारुषश्च विजन्मा च मैत्रः सात्वत एव च ॥ २३ ॥

વ્રાત્ય વૈશ્યથી (વ્રાત્ય વૈશ્ય સ્ત્રીમાં) સુધન્વાચાર્ય, કારુષ, વિજન્મા, મૈત્ર કે સાત્વત નામે જન્મે છે. ૨૩

વર્ણસંકરો શાથી જન્મે છે?

व्यभिचारेण वर्णानामवेद्यावेदनेन च ।
स्वकर्मणां च त्यागेन जायन्ते वर्णसंकराः ॥ २४ ॥

વર્ણોના પરસ્પર વ્યભિચારથી, ( સગોત્ર આદિ ) અયોગ્ય લગ્નથી અને (જનોઈ વગેરે) સ્વકર્મના ત્યાગથી વર્ણસંકરો જન્મે છે. ૨૪

સમગ્ર વર્ણસંકર જાતિઓ

संकीर्णयोनयो ये तु प्रतिलोमानुलोमजाः ।
अन्योन्यव्यतिषक्ताश्च तान्प्रवक्ष्याम्यशेषतः ॥ २५ ॥

અનુલોમ અને પ્રતિલોમથી જન્મેલી તેમ જ તે પરસ્પરના સંબંધથી થયેલી જે વર્ણસંકર જાતિઓ છે, તે હું સમગ્ર કહું છું.

સૂત વગેરે છથી થતી પોતાના જેવી વર્ણસંકરતા

सूतो वैदेहकश्चैव चण्डालश्च नराधमः ।
मागधः क्षत्तजातिश्च तथाऽऽयोगव एव च ॥ २६ ॥
एते षट् सदृशान्वर्णाञ्जनयन्ति स्वयोनिषु ।
मातृजात्यां प्रसूयन्ते प्रवरासु च योनिषु ॥ २७ ॥

સૂત, વૈદેહક, નરાધમ ચંડાળ, માગધ, ક્ષત્તા અને આયોગવ; એ છ જ પોતાની જાતિની, માતાની જાતિની અને બીજી ચડિયાતી જાતિઓની સ્ત્રીઓમાં પોતાની સમાન જાતિના પુત્રો ઉત્પન્ન કરે છે. ૨૬,૨૭

શૂદ્રથી જન્મેલી પ્રતિલોમ પ્રજા કરતાં દ્વિજોથી
જન્મેલી પ્રતિલોમ પ્રજા ચડિયાતી

यथा त्रयाणां वर्णानां द्वयोरात्मास्य जायते ।
आनन्तर्यात्स्वयोन्यां तु तथा बाह्येष्वपि क्रमात् ॥ २८ ॥

જેમ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર–એ ત્રણ વર્ણમાંથી બે વર્ણમાં બ્રાહ્મણનો જે પુત્ર થાય, તે અનંતરપણાથી (એટલે અનુલોમપણાથી) દ્વિજ તરીકે જન્મે છે તથા પોતાની સજાતીય સ્ત્રીમાં પણ એ બ્રાહ્મણનો દ્વિજ પુત્ર જન્મે છે, તેમ બાહ્ય જાતિઓમાં

પણ (પ્રતિલોમતાના) ક્રમથી તેમ જાણવું. (અર્થાત્ બ્રાહ્મણને પોતાની જાતની સ્ત્રીમાં અને ક્ષત્રિય તથા વૈશ્ય જાતિની સ્ત્રીઓમાં પણ જે પુત્ર થાય, તે દ્વિજ ગણાય છે; પણ ક્ષત્રિયને બ્રાહ્મણ સ્ત્રીમાં તેમ જ વૈશ્યને બ્રાહ્મણ કે ક્ષત્રિય સ્ત્રીમાં જે સૂત, માગધ અને વૈદેહ નામે પ્રતિલોમ પુત્રો થાય છે, તે પોતાની જાતની સ્ત્રીમાં જન્મેલા પુત્રો કરતાં ઊતરતા છે; પરંતુ શૂદ્રથી ત્રણ વર્ણની સ્ત્રીમાં થયેલા પ્રતિલોમ પુત્રો કરતાં ચડિયાતા છે, છતાં તેમને ઉપનયનનો× અધિકાર તો નથી જ.) ૨૮

વર્ણસંકરોથી થતી પ્રજા અતિશય વર્ણસંકર

ते चापि बाह्यान्सुबहूंस्ततोऽप्यधिकदूषितान् ।
परस्परस्य दारेषु जनयन्ति विगर्हितान् ॥ २९ ॥

તે આયોગવ વગેરે છ જાતના વર્ણસંકરો પરસ્પરની સ્ત્રીઓમાં પોતાથી પણ અધિક દૂષિત એવા અનેક નિંદિત બાહ્ય (વર્ણસંકરો) ઉત્પન્ન કરે છે. ૨૯

यथैव शूद्रो ब्राह्मण्यां बाह्यं जन्तुं प्रसूयते ।
तथा बाह्यतरं बाह्यश्चातुर्वर्ण्ये प्रसूयते ॥ ३० ॥

જેમ શૂદ્ર બ્રાહ્મણીમાં બાહ્ય (ચંડાળ) પુત્ર પેદા કરે છે, તેમ ચંડાળો વળી ચારે વર્ણોમાં પોતાના યે કરતાં અધમ બાહ્યપુત્ર ઉત્પન્ન કરે છે. ૩૦

× કારણકે 'प्रतिलोमजास्तु धर्महीनाः'। પ્રતિલોમથી જન્મેલા ધર્મરહિત છે, એમ કહી ગૌતમે તેઓ માટે ઉપનયન સંસ્કારનો નિષેધ કર્યો છે.

એ બાહ્યતર પ્રજાની એકંદર ગણતરી

*प्रतिकूलं वर्तमाना बाह्या बाह्यतरान्पुनः ।
हीना हीनान्प्रसूयन्ते वर्णान्पञ्चदशैव तु ॥ ३१ ॥

વર્ણો પ્રતિકૂળ વર્તતા એટલે પ્રતિલોમથી જન્મેલા તે હલકા બાહ્યો (પોતાથી ચડિયાતી જાતિની કન્યાઓમાં) પોતાના કરતાં યે અતિશય હલકા–બાહ્યતર પુત્રોને પેદા કરે છે; તેમની પંદર* જ જાતિઓ થાય છે. ૩૧

સૈરિન્ધ્રની ઉત્પત્તિ તથા તેનું જીવન

प्रसाधनोपचारज्ञमदासं दासजीवनम् ।
सैरिन्ध्रं वागुरावृत्तिं सूते दस्युरयोगवे ॥ ३२ ॥

દસ્યુ જાતનો પુરુષ (આગળ ૪૫મા શ્લોકમાં કહેવાશે તે) આયોગવી (શૂદ્રથી વૈશ્ય સ્ત્રીમાં જન્મેલી) સ્ત્રીમાં સૈરિન્ધ્રને પેદા કરે છે, જે કેશશણગાર આદિ શણગારના ઉપચારો જાણે છે, દાસ ન હોવા છતાં દાસજીવન ગાળે છે અને જાળ વડે પશુઓ પકડી ગુજારો કરે છે. ૩૨

* જેમકે ચંડાળ આયોગવ, ક્ષત્તા, માગધ, વૈદેહ અને સૂત: એ પાંચ જાતિની કન્યાઓમાં પાંચ અતિશય હલકા પુત્રો પેદા કરે છે; ક્ષત્તા આયોગવ, વૈદેહ, માગધ ને સૂત કન્યાઓમાં ચાર અતિશય હલકા પુત્રો ઉત્પન્ન કરે છે; આયોગવ વૈદેહ, માગધ અને સૂત જાતિની કન્યાઓમાં ત્રણ અતિશય હલકા પુત્રોને જન્મ આપે છે; વૈદેહ માગધ અને સૂત જાતિની કન્યાઓમાં બે અતિશય હલકા પુત્રો પેદા કરે છે; અને માગધ સૂત કન્યામાં એક અતિશય હલકો પુત્ર પેદા કરે છે. આમ પંદર બાહ્યતર–અતિશય હલકી જાતના પુત્રો થાય છે.

મૈત્રેયકની ઉત્પત્તિ અને તેનું જીવન

मैत्रेयकं तु वैदेहो माधूकं संप्रसूयते ।
नृन्प्रशंसत्यजस्रं यो घण्टाताडोऽरुणोदये ॥ ३३ ॥

વૈદેહ જાતનો પુરુષ આયોગવી સ્ત્રીમાં મીઠાબોલા મૈત્રેયકને પેદા કરે છે, જે પરોઢિયે ઘંટા વગાડી (રાજા વગેરે) માણસોની હમેશાં (બિરદાવલિ ગાઈ) સ્તુતિ કરે છે. ૩૩

માર્ગવની ઉત્પત્તિ અને તેનું જીવન

निषादो मार्गवं सूते दासं नौकर्मजीविनम् ।
कैवर्तमिति यं प्राहुरार्यावर्तनिवासिनः ॥ ३४ ॥

(બ્રાહ્મણથી શૂદ્રસ્ત્રીમાં જન્મેલો) નિષાદ જાતિનો પુરુષ આયોગવી સ્ત્રીમાં માર્ગવ અથવા દાસને ઉત્પન્ન કરે છે, જે નાવ ચલાવી જીવિકા ચલાવે છે અને જેને આર્યાવર્તના નિવાસીઓ કૈવર્તક (ખલાસી અથવા ખારવા) કહે છે. ૩૪

માતા એક જાતની છતાં પિતાની જુદી જાતથી એ ત્રણ હીનજાતિ

मृतवस्त्रभृत्सु नारीषु गर्हितान्नाशनासु च ।
भवन्त्यायोगवीष्वेते जातिहीनाः पृथक् त्रयः ॥ ३५ ॥

મુડદાં પરનાં વસ્ત્રો પહેરનારી અને નિંદિત અન્ન ખાનારી (એ) આયોગવી સ્ત્રીઓમાં (પેદા કરનારા જુદીજુદી જાતના હોવાથી) ઉપરના ત્રણ જુદાજુદા હીન જાતિના પુત્રો જન્મે છે.૩૫

કારાવર, અન્ધ્ર તથા મેદનામે હીનજાતિ

कारावरो निषादात्तु चर्मकारः प्रसूयते ।
वैदेहिकादन्ध्रमेदौ बहिर्ग्रामप्रतिश्रयौ ॥ ३६ ॥

નિષાદથી (વૈદેહી સ્ત્રીમાં) 'કારાવર' નામે ચર્મકાર (મોચી) જન્મે છે અને વૈદેહિકથી તેમાં અંધ્ર તથા મેદ નામે ગામ બહાર વસનારા ઉત્પન્ન થાય છે. ૩૬

પાંડુસોપાક તથા આહિંડિક જાતિનો જન્મ

चण्डालात्पाण्डुसोपाकस्त्वक्सारव्यवहारवान् ।
आहिण्डिको निषादेन वैदेह्यामेव जायते ॥ ३७ ॥

વૈદેહી સ્ત્રીમાં ચંડાળથી પાંડુસોપાક જાતિનો પુત્ર જન્મે છે, જે ઝાડની છાલ તથા વાંસની બનાવટોથી ગુજારો કરે છે. નિષાદથી વૈદેહી સ્ત્રીમાં આહિંડક જાતનો પુત્ર જન્મે છે. ૩૭

સોપાકની ઉત્પત્તિ તથા જીવન

चण्डालेन तु सोपाको मूलव्यसनवृत्तिमान् ।
पुक्कस्यां जायते पापः सदा सज्जनगर्हितः ॥ ३८ ॥

(શૂદ્ર સ્ત્રીમાં નિષાદથી જન્મેલી) પુક્કસીમાં ચંડાલ જાતિના પુરુષથી સજ્જનો વડે સદા નિંદાયેલો, પાપી અને અપરાધીઓને (રાજાની આજ્ઞાથી) મારીને ગુજરાન ચલાવનારો 'સોપાક' (ફાંસિયો) જન્મે છે. ૩૮

અંત્યાવસાયી નામની હીનજાતિ

निषादस्त्री तु चण्डालात्पुत्रमन्त्यावसायिनम् ।
श्मशानगोचरं सूते बाह्यानामपि गर्हितम् ॥ ३९ ॥

ચંડાળથી નિષાદસ્ત્રી 'અંત્યાવસાયી' પુત્રને પેદા કરે છે, જે શ્મશાનમાં વસે છે અને બાહ્યો કરતાં યે નિંદિત છે. ૩૯

સંકર જાતિ તેનાં કર્મથી જણાય

सङ्करे जातयस्त्वेताः पितृमातृप्रदर्शिताः ।
प्रच्छन्ना वा प्रकाशा वा वेदितव्याः स्वकर्मभिः ॥ ४० ॥

પિતા અને માતાના ભેદપૂર્વક જણાવેલી આ વર્ણસંકર જાતિઓ છાની કે ઉઘાડી તેમનાં કર્મોથી જાણી લેવી. ૪૦

ઉપનયન સંસ્કારને યોગ્ય તથા અયોગ્ય કોણ?

सजातिजानन्तरजाः षट् सुता द्विजधर्मिणः ।
शूद्राणां तु सधर्माणः सर्वेऽपध्वंसजाः स्मृताः ॥ ४१ ॥

પોતાની જાતિની કન્યામાં તેમજ પોતાથી એકએક ઊતરતી જાતિની કન્યામાં (એમ અનુલોમથી) દ્વિજોએ ઉત્પન્ન કરેલા (એકંદર) છ પ્રકારના પુત્રો દ્વિજધર્મી (એટલે ઉપનયન સંસ્કારને યોગ્ય) ગણાય છે, પણ પ્રતિલોમવિધિથી ઉત્પન્ન થયેલા સર્વે પુત્રો શૂદ્ર સમાન (એટલે ઉપનયન સંસ્કારને અયોગ્ય) છે. ૪૧

સવર્ણઅસવર્ણ ઉન્નતિઅવનતિ પામે

तपोबीजप्रभावैस्तु ते गच्छन्ति युगे युगे ।
उत्कर्षं चापकर्षं च मनुष्येष्विह जन्मतः ॥ ४२ ॥

તે સવર્ણો તથા અસવર્ણો તપ અને બીજના પ્રભાવને લીધે યુગેયુગે અહીં માણસોમાં જન્મના કારણે ઉત્કર્ષ કે અપકર્ષ પામે છે. ૪૨

કયા ક્ષત્રિયો શૂદ્ર બન્યા છે?

शनकैस्तु क्रियालोपादिमाः क्षत्रियजातयः ।
वृषलत्वं गता लोके ब्राह्मणादर्शनेन च ॥ ४३ ॥

पौण्ड्रकाश्चौड्रद्रविडाः काम्बोजा यवनाः शकाः ।
पारदा पह्लवाश्चीनाः किराता दरदाः खशाः ॥ ४४ ॥

આ નીચેની ક્ષત્રિયજાતિઓ ધીરેધીરે ક્રિયાનો લોપ કર્યાથી તેમ જ બ્રાહ્મણનો સંગ ન રાખવાથી સંસારમાં શૂદ્રપણું પામી છે-પૌંડ્રક, ઔડ્ર, દ્રવિડ, કામ્બોજ, યવન, શક, પારદ, પ લવ, ચીન, કિરાત, દરદ અને ખશ. ૪૩,૪૪

દસ્યુ જાતિ કઈ?

मुखबाहूरुपज्जानां या लोके जातयो बहिः ।
म्लेच्छवाचश्चार्यवाचः सर्वे ते दस्यवः स्मृताः ॥ ४५ ॥

(પરમેશ્વરના) બાહુ, સાથળ અને પગ-એમાંથી અનુક્રમે થયેલા બ્રાહ્મણાદિ વર્ણોમાંથી લોકમાં જે બાહ્ય (વર્ણસંકર) જાતિઓ થઈ છે, તે બધી દસ્યુ કહેવાય છે; પછી ભલે તેઓ મ્લેચ્છ ભાષા કે આર્ય ભાષા બોલતી હોય. ૪૫

વર્ણસંકરોની આજીવિકા

ये द्विजानामपसदा ये चापध्वंसजाः स्मृताः ।
ते निन्दितैर्वर्तयेयुर्द्विजानामेव कर्मभिः ॥ ४६ ॥

દ્વિજોમાં જેઓ અપસદો છે તથા જેઓ પ્રતિલોમથી જન્મેલા કહેવાયા છે, તેઓએ દ્વિજોનાં જ નિંદિત કર્મોથી આજીવિકા ચલાવવી. ૪૬

सूतानामश्वसारथ्यमम्बष्ठानां चिकित्सनम् ।
वैदेहकानां स्त्रीकार्यं मागधानां वणिक्पथः ॥ ४७ ॥
मत्स्यघातो निषादानां त्वष्टिस्त्वायोगवस्य च ।
मेदान्ध्रचुञ्चुमद्गूनामारण्यपशुहिंसनम् ॥ ४८ ॥

क्षत्त्रुग्रपुक्कसानां तु बिलौकोवधबन्धनम् ।
धिग्वणानां चर्मकार्यं वेणानां भाण्डवादनम् ॥ ४९ ॥

સૂતોનું કામ ઘોડાનું સારથિપણું, અંબષ્ઠોનું વૈદાનું, વૈદેહકોનું રાણીવાસની સેવાનું, માગધોનું વેપારનું, નિષાદોનું માછલાં મારવાનું, આયોગવોનું લાકડાં ચીરવાનું; મેદ (વૈદેહક-નિષાદી), અંધ્ર (વૈદેહક-ચર્મકારી), ચુંચુ (બ્રાહ્મણ-વૈદેહકી) અને મદ્દગુ (બ્રાહ્મણ-માગધી)નું વનનાં પશુઓને હણવાનું; ક્ષત્તા, ઉગ્ર ને પુક્કસોનું દરમાં રહેતાં જનાવરોને મારવા-પકડવાનું, ધિગ્વણો (બ્રાહ્મણ-આયોગવી)નું ચામડાંનું અને વેણોનું ઝાંઝ વગેરે વાદ્યો વગાડવાનું-એમ તેમનાં આજીવિકાનાં કામો છે. ૪૭-૪૯

વર્ણસંકરોએ ક્યાં રહેવું ?

चैत्यद्रुमश्मशानेषु शैलेषूपवनेषु च ।
वसेयुरेते विज्ञाता वर्तयन्तः स्वकर्मभिः ॥ ५० ॥

પોતપોતાનાં કામથી આજીવિકા કરી પ્રસિદ્ધ થયેલા તેઓએ મોટાં વૃક્ષ નીચે, સ્મશાનમાં, પર્વતોમાં કે ઉપવનોમાં રહેવું. ૫૦

ચાંડાલ-ડેડભંગીઓના વાસ વગેરે

चण्डालश्वपचानां तु बहिर्ग्रामात्प्रतिश्रयः ।
अपपात्राश्च कर्तव्या धनमेषां श्वगर्दभम् ॥ ५१ ॥
वासांसि मृतचेलानि भिन्नभाण्डेषु भोजनम् ।
कार्ष्णायसमलंकारः परिव्रज्या च नित्यशः ॥ ५२ ॥

ચંડાલ અને શ્વપચોનો વાસ ગામ બહાર જ હોય; તેમનાં વાસણો હલકાં હોય; કૂતરાં ને ગધેડાં તેમનું ધન હોય; મુડદાં ઉપરનાં વસ્ત્રો જ તેમને પહેરવાનાં હોય; તેમનું ભોજન ભાંગેલાં વાસણોમાં હોય; તેમના દાગીના લોઢાના હોય અને તેઓ નિત્ય ફરતા રહે. ૫૧,૫૨

ધર્માચરણ સમયે તેમની સાથે કોઈ વ્યવહાર ન હોઈ શકે

न तैः समयमन्विच्छेत्पुरुषो धर्ममाचरन् ।
व्यवहारो मिथस्तेषां विवाहः सदृशैः सह ॥ ५३ ॥

ધર્માચરણ કરતો પુરુષ તેમની સાથે (બોલવા સરખો યે) પ્રસંગ ન કરે. તેમણે પોતાની જાતવાળાઓ સાથે જ પરસ્પર વ્યવહાર અને વિવાહસંબંધ કરવા. ૫૩

તેમને માટે બીજું ખાસ કર્તવ્ય

अन्नमेषां पराधीनं देयं स्याद्भिन्नभाजने ।
रात्रौ न विचरेयुस्ते ग्रामेषु नगरेषु च ॥ ५४ ॥
दिवा चरेयुः कार्यार्थं चिह्निता राजशासनैः ।
अबान्धवं शवं चैव निर्हरेयुरिति स्थितिः ॥ ५५ ॥
वध्यांश्च हन्युः सततं यथाशास्त्रं नृपाज्ञया ।
वध्यवासांसि गृह्णीयुः शय्याश्चाभरणानि च ॥ ५६ ॥

બીજાને હાથે અને જુદાં જ વાસણમાં તેમને અન્ન આપવું. તેઓ રાત્રે ગામ કે નગરમાં ન ફરે. તેઓ રાજશાસનનો પટો રાખી દિવસે કામપ્રસંગે ફરે. નધણિયાતાં મુડદાંને તેઓ ઠેકાણે કરે, એવી શાસ્ત્રમર્યાદા છે. વધની શિક્ષા પામેલાઓને તેઓ

રાજાની આજ્ઞાથી શાસ્ત્ર પ્રમાણે હમેશાં હણે અને એ વધ્ય મનુષ્યનાં વસ્ત્રો, શય્યાઓ તથા અલંકારો લઈ લે. ૫૪–૫૬

અનાર્યને કેવી રીતે જાણવા ?

वर्णापेतमविज्ञातं नरं कलुषयोनिजम् ।
आर्यरूपमिवानार्यं कर्मभिः स्वैर्विभावयेत् ॥ ५७ ॥

જાતિભ્રષ્ટ થયેલા, દૂષિત યોનિમાં જન્મેલા અને આર્ય જેવા જણાતા અજાણ્યા અનાર્યને તેનાં કર્મો ઉપરથી જાણી લેવા. ૫૭

સંકરજાતિની નિશાની

अनार्यता निष्ठुरता क्रूरता निष्क्रियात्मता ।
पुरुषं व्यञ्जयन्तीह लोके कलुषयोनिजम् ॥ ५८ ॥

અનાર્યપણું, કઠોરપણું, ક્રૂરતા અને નિષ્ક્રિયતા (એટલે શાસ્ત્રીય કર્મો ન કરવાં); એ જગતમાં ભ્રષ્ટજાતિ ( વર્ણસંકર ) પુરુષને પ્રકટ કરે છે. ૫૮

વર્ણસંકર પોતાનો સ્વભાવ ન ઢાંકી શકે

पित्र्यं वा भजते शीलं मातुर्वोभयमेव वा ।
न कथंचन दुर्योनिः प्रकृतिं स्वां नियच्छति ॥ ५९ ॥

એ ભ્રષ્ટજાતિ ( વર્ણસંકર ) મનુષ્ય પિતાના, માતાના કે બન્નેના શીલ ( એટલે મૂળસ્વભાવ )ને ભજે છે; પણ તે પોતાનો સ્વભાવ કોઈ રીતે ઢાંકી શકતો નથી. ૫૯

कुले मुख्येऽपि जातस्य यस्य स्याद्योनिसंकरः ।
संश्रयत्येव तच्छीलं नरोऽल्पमपि वा बहु ॥ ६० ॥

ઉત્તમ કુળમાં જન્મ્યા છતાં જેનો જાતિવટાળ થાય છે, તે માણસ તેને ઉત્પન્ન કરનારના શીલને થોડું કે ઘણું પણ સેવે જ છે. ૬૦

વર્ણસંકર પ્રજા દેશનો નાશ કરે

यत्र त्वेते परिध्वंसाज्जायन्ते वर्णदूषकाः ।
राष्ट्रिकैः सह तद्राष्ट्रं क्षिप्रमेव विनश्यति ॥ ६१ ॥

જે દેશમાં (વ્યભિચારરૂપ) ચોતરફના બગાડને લીધે આ વર્ણસંકરો જન્મે છે, તે દેશ ત્યાં વસનાર લોકો સાથે તરત જ નાશ પામે છે. (માટે રાજાએ વર્ણસંકરતા અવશ્ય દૂર કરવી.) ૬૧

વર્ણસંકરોના ઉદ્ધારનો માર્ગ

ब्राह्मणार्थे गवार्थे वा देहत्यागोऽनुपस्कृतः ।
स्त्रीबालाभ्युपपत्तौ च बाह्यानां सिद्धिकारणम् ॥ ६२ ॥

બ્રાહ્મણ, ગાય, સ્ત્રી કે બાળકની રક્ષા સારુ બાહ્ય વર્ણસંકરો, જો નિષ્કામ દેહત્યાગ કરે, તો તે તેમને સ્વર્ગપ્રાપ્તિનું કારણ થાય છે. ૬૨

ચારે વર્ણનો સંક્ષિપ્ત ધર્મ

अहिंसा सत्यमस्तेयं शौचमिन्द्रियनिग्रहः ।
एतं सामासिकं धर्मं चातुर्वर्ण्येऽब्रवीन्मनुः ॥ ६३ ॥

અહિંસા, સત્ય અસ્તેય*, શૌચ× અને ઇંદ્રિયનિગ્રહ—એ ચારે વર્ણોનો ટૂંકો ધર્મ છે, એમ મનુએ કહ્યું છે. ૬૩

* ચોરી ન કરવી—અન્યાયથી પારકું ધન ન લેવું તે.
× માટી તથા જળ વગેરેથી શરીર શુદ્ધ કરવુ તે શૌચ.

[ श्राद्धकर्मातिथेयं च दानमस्तेयमार्जवम् ।
प्रजनं स्वेषु दारेषु तथा चैवानसूयता ॥

શ્રાદ્ધકર્મ, અતિથિસત્કાર, દાન, અસ્તેય (ચોરી ન કરવી), સરલતા, પોતાની પત્નીમાં પ્રજા ઉત્પન્ન કરવી તથા ઈર્ષ્યારહિતપણું–એ ચારે વર્ણોનો ટૂંકો ધર્મ છે. ]

હલકી જાતિ પણ બ્રાહ્મણ ક્યારે થાય?

शूद्रायां ब्राह्मणाज्जातः श्रेयसा चेत्प्रजायते ।
अश्रेयान् श्रेयसीं जातिं गच्छत्यासप्तमाद्युगात् ॥ ६४ ॥

શૂદ્ર સ્ત્રીમાં બ્રાહ્મણથી જન્મેલો (પારશવ નામનો વર્ણ) જો કન્યારૂપે જન્મે અને તે કન્યા બ્રાહ્મણને પરણે અને તેથી તેને જે કન્યા થાય, તેને વળી બ્રાહ્મણ પરણે–એમ અનુક્રમે જે સાતમો પુરુષ જન્મે, તે બ્રાહ્મણજાતિને† પામે છે. ૬૪

બ્રાહ્મણ પણ શૂદ્ર થાય

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ।
क्षत्रियाज्जातमेवं तु विद्याद्वैश्यात्तथैव च ॥ ६५ ॥

† અર્થાત્ શૂદ્ર સ્ત્રીમાં બ્રાહ્મણથી જન્મેલો પારશવ જાતિનો શૂદ્ર જ ગણાય છે, છતાં તે જો કન્યા હોય અને તે કન્યાને જો બ્રાહ્મણ પરણે, અને તે બ્રાહ્મણે પરણેલી એ પારશવ જાતિની સ્ત્રી પણ પાછી કન્યા જ ઉત્પન્ન કરે અને એ કન્યાને પણ જો બ્રાહ્મણ જ પરણે અને તે સ્ત્રી પણ જો કન્યાને જ જન્મ આપે અને તે કન્યાને પણ જો બ્રાહ્મણ જ પરણે–એમ છેક સાતમા જન્મે તે પારશવ જાતિ પણ બ્રાહ્મણના જ વીર્યની મુખ્યતાને લીધે બ્રાહ્મણપણું પામે છે. (कुल्लूक)

એમ શૂદ્ર બ્રાહ્મણપણુ અને બ્રાહ્મણ શૂદ્રપણુ પામે છે,* તે જ રીતે ક્ષત્રિયથી તેમ જ વૈશ્યથી શૂદ્ર કન્યામા જન્મેલા પુરુષ વિષે જાણવુ ૬૫

* ઉપરના શ્લોકમા જ્હેની રીતિએ શૂદ્ર બ્રાહ્મણપણુ અને બ્રાહ્મણ શૂદ્રપણુ પામે, એમ અહી જણાવ્યુ છે તેમા બ્રાહ્મણ કયો સમજવો કે જે બ્રાહ્મણથી શૂદ્ર સ્ત્રીમા જન્મ્યો હોય, તે પારશવ જાતનો જ બ્રાહ્મણ અહી સમજવાનો છે તે જો પુરુષ જન્મ્યો હોય અને પાછો તે શૂદ્ર સ્ત્રીને જ પરણે અને શૂદ્ર સ્ત્રીમા પણ પાછો પુરુષ જ ઉત્પન્ન કરે, અને તે પુરુષ પણ પાછો કેવળ શૂદ્ર સ્ત્રીને જ પરણે અને તે પણ તે સ્ત્રીમા પાછો પુરુષ જ ઉત્પન્ન કરે અને તે પણ શૂદ્ર સ્ત્રીને જ પરણે-એમ તે પારશવ બ્રાહ્મણ સાતમે જન્મે વીર્યની હલકાઈને લીધે કેવળ શૂદ્રપણુ જ પામે છે એ રીતે ક્ષત્રિયથી અને વૈશ્યથી શૂદ્ર સ્ત્રીમા જન્મેલાનુ પણ ઊચનીચપણુ જાણવુ, પરંતુ જાતિની હલકાઈને અનુસરી સમજવુ જેમકે 'जात्युत्कर्षो युगे ज्ञेयः सप्तमे पञ्चमेऽपि वा । જાતિનુ શ્રેષ્ઠપણુ સાતમે કે પાચમે જન્મે સમજવુ એમ યાજ્ઞવલ્ક્ય કહેલુ હોવાથી ક્ષત્રિયથી જન્મેલાનુ પાચમે જન્મે ઉચ્ચનીચપણુ સમજવુ વૈશ્યથી જન્મેલાને તેથી પણ ઊચા ક્રમે સમજવુ તે માટે યાજ્ઞવલ્ક્યે પણ ઉપર જણાવેલા વાક્યમા 'वा' શબ્દ મૂકીને એ બીજો પક્ષ લીધો છે અને વૃદ્ધ પુરુષોની વ્યાખ્યાને જોતા પણ નક્કી થાય છે કે વૈશ્યથી જન્મેલાનુ ત્રીજે જન્મે ઉચ્ચનીચપણુ જાણવુ આ રીતે બ્રાહ્મણથી વૈશ્ય સ્ત્રીમા જન્મેલાને પાચમે જન્મે ઉચ્ચનીચપણુ પ્રાપ્ત થાય છે, પણ એ જ બ્રાહ્મણથી ક્ષત્રિય સ્ત્રીમા જન્મેલાને ત્રીજે જન્મે ઉચ્ચનીચપણું પ્રાપ્ત થાય છે, અને ક્ષત્રિયથી વૈશ્ય સ્ત્રીમા જન્મેલાને ત્રીજે જન્મે જ ઉચ્ચનીચપણુ સમજવાનુ છે (कुल्लूक)

બીજની શ્રેષ્ઠતા કે ક્ષેત્રની?

अनार्यायां समुत्पन्नो ब्राह्मणात्तु यदृच्छया ।
ब्राह्मण्यामप्यनार्यात्तु श्रेयस्त्वं क्वेति चेद्भवेत् ॥ ६६ ॥

દૈવસંયોગે અનાર્ય (નહિ પરણેલી શૂદ્ર) સ્ત્રીમાં બ્રાહ્મણથી જન્મેલો અને બ્રાહ્મણીમાં અનાર્ય–શૂદ્ર પુરુષથી પેદા થયેલો, તે બેમાં ચડિયાતાપણું કયામાં હોય? ૬૬

બીજની શ્રેષ્ઠતા ગણાય, ક્ષેત્રની નહિ

जातो नार्यामनार्यायामार्यादार्यो भवेद्गुणैः ।
जातोऽप्यनार्यादार्यायामनार्य इति निश्चयः ॥ ६७ ॥

અનાર્ય–શૂદ્ર સ્ત્રીમાં આર્ય (બ્રાહ્મણ)થી થયેલો પુત્ર ગુણોએ કરી આર્ય (શ્રેષ્ઠ) થાય છે; પરંતુ આર્ય (બ્રાહ્મણ) સ્ત્રીમાં અનાર્ય–શૂદ્ર પુરુષથી થયેલો પુત્ર અનાર્ય જ છે, એવો શાસ્ત્રનો નિર્ણય છે. ૬૭

એ બન્ને ઉપનયનસંસ્કારને યોગ્ય નથી

तावुभावप्यसंस्कार्याविति धर्मो व्यवस्थितः ।
वैगुण्याज्जन्मनः पूर्व उत्तरः प्रतिलोमतः ॥ ६८ ॥

પહેલો (પારશવ) જાતિની વિગુણતાને લીધે અને બીજો (ચાંડાલ) પ્રતિલોમતાથી જન્મ્યો હોવાથી, તે બન્ને ઉપનયન-સંસ્કારને યોગ્ય નથી, એવી ધર્મવ્યવસ્થા છે. ૬૮

બીજ તથા ક્ષેત્ર બન્ને ઉત્તમ હોય ત્યાં સંસ્કારની યોગ્યતા

सुबीजं चैव सुक्षेत्रे जातं संपद्यते यथा ।
तथाऽऽर्याज्जात आर्यायां सर्वं संस्कारमर्हति ॥ ६९ ॥

જેમ સારું બીજ સારા ક્ષેત્રમાં સારી રીતે ખીલે છે, તેમ આર્ય પુરુષથી આર્ય સ્ત્રીમાં જન્મેલો જ સર્વ સંસ્કારોને યોગ્ય છે. ૬૯

બીજનો અને ક્ષેત્રનો નિર્ણય

बीजमेके प्रशंसन्ति क्षेत्रमन्ये मनीषिणः ।
बीजक्षेत्रे तथैवान्ये तत्रेयं तु व्यवस्थितिः ॥ ७० ॥

કેટલાક ઋષિઓ બીજને, બીજા ક્ષેત્રને અને વળી ત્રીજા બીજ તથા ક્ષેત્ર બન્નેને વખાણે છે, પણ તે વિષે આ નીચેની વ્યવસ્થા જાણવી. ૭૦

બીજ અને ક્ષેત્ર બેય સારાં જોઈએ

अक्षेत्रे बीजमुत्सृष्टमन्तरैव विनश्यति ।
अबीजकमपि क्षेत्रं केवलं स्थण्डिलं भवेत् ॥ ७१ ॥

જેમ ખારી જમીનમાં નાખેલું બીજ અંદર જ નાશ પામે છે, અને બીજવિનાનું ક્ષેત્ર પણ કેવળ સાફ ચોતરો જ થઈ રહે છે. ( માટે પ્રત્યેકની નિંદા કરવા કરતાં બેયની મુખ્યતા કહેવી, તે જ ઠીક છે. ) ૭૧

છતા બીજ વખણાય છે

यस्माद्बीजप्रभावेण तिर्यग्जा ऋषयोऽभवन् ।
पूजिताश्च प्रशस्ताश्च तस्माद्बीजं प्रशस्यते ॥ ७२ ॥

બીજના પ્રભાવને લીધે ( મૃગલી વગેરે ) પશુજાતિમાં જન્મેલા ( ઋષ્યશૃંગ વગેરે ) પણ ઋષિઓ થયા અને પૂજા તથા પ્રશંસા પામ્યા, તેથી બીજ વખણાય છે. ૭૨

### વર્ણધર્મનો છેલ્લો ઉપદેશ

अनार्यमार्यकर्माणमार्यं चानार्यकर्मिणम् ।
संप्रधार्याब्रवीद्धाता न समौ नासमाविति ॥ ७३ ॥

આર્યકર્મી અનાર્ય અને અનાર્યકર્મી આર્ય–તે બન્ને સમાન નથી, તેમ અસમાન પણ નથી, એમ બ્રહ્માએ વિચારીને કહ્યું છે.+ ૭૩

### બ્રાહ્મણે ૭ કર્મોથી જીવવું

ब्राह्मणा ब्रह्मयोनिस्था ये स्वकर्मण्यवस्थिताः ।
ते सम्यगुपजीवेयुः षट्कर्माणि यथाक्रमम् ॥ ७४ ॥

સ્વકર્મમાં પરાયણ અને બ્રહ્મપ્રાપ્તિનું કારણ એવા બ્રહ્મ ધ્યાનમાં રહેતા જે બ્રાહ્મણો છે, તેઓ અનુક્રમે છ કર્મો પર સારી રીતે આજીવિકા ચલાવે. ૭૪

---

+ અહીં આવો આશય છે: કોઈ શૂદ્ર હોવા છતાં પોતે બ્રાહ્મણાદિ કોઈ પણ ત્રણ વર્ણને લગતું કામ કરે, તો યે તે બ્રાહ્મણાદિ ત્રણ વર્ણના જેવો કદી થતો નથી; કેમકે તેને માટે શાસ્ત્રમાં જે કર્મનો નિષેધ કર્યો છે, તેમાં તેને અધિકાર જ નથી. એ જ રીતે પોતે બ્રાહ્મણાદિ ત્રણ વર્ણ માંહેનો હોય છતાં જો શૂદ્રનાં કામ કરે, તોપણ તે શૂદ્ર જેવો થતો નથી; કેમકે પોતાને માટે નિષેધેલું શૂદ્રનું કર્મ ભલે તે કરે છે, છતાં તેની જાતિની જે શ્રેષ્ઠતા છે, તે તો જતી જ નથી, એમ તેઓ બે ય સમાન થતા નથી.

વળી તેઓ બંને અસમાન પણ નથી; કારણકે પોતા માટે શાસ્ત્રમાં નિષેધેલું કર્મ તેઓ કરી રહ્યા છે, તેથી તેઓ બંને એ દૃષ્ટિએ સમાન પણ છે; માટે જે કર્મ જેને માટે શાસ્ત્રમાં નિંદેલું છે, તે કર્મ તેણે કદી કરવું નહિ, એમ સંકરજાતિ સુધીના વર્ણધર્મનો ઉપદેશ અપાયો છે. ( कुल्लूक )

બ્રાહ્મણનાં ૭ કર્મો

अध्यापनमध्ययनं यजनं याजनं तथा ।
दानं प्रतिग्रहश्चैव षट्कर्माण्यग्रजन्मनः ॥ ७५ ॥

ભણવું, ભણાવવું, યજ્ઞ કરવો, યજ્ઞ કરાવવો, દાન લેવું અને દાન આપવું, એ બ્રાહ્મણનાં છ કર્મો છે. ૭૫

છમાંથી ત્રણ આજીવિકા માટે

षण्णां तु कर्मणामस्य त्रीणि कर्माणि जीविका ।
याजनाध्यापने चैव विशुद्धाच्च प्रतिग्रहः ॥ ७६ ॥

છ કર્મોમાં પણ યજ્ઞ કરાવવો, ભણાવવું અને+ વિશુદ્ધ જાતિ પાસેથી દાન લેવું, એ ત્રણ એની આજીવિકા માટે છે.

આ ત્રણ કર્મો બ્રાહ્મણ જ કરે:

त्रयो धर्मा निवर्तन्ते ब्राह्मणात्क्षत्रियं प्रति ।
अध्यापनं याजनं च तृतीयश्च प्रतिग्रहः ॥ ७७ ॥
वैश्यं प्रति तथैवैते निवर्तेरन्निति स्थितिः ।
न तौ प्रति हि तान्धर्मान्मनुराह प्रजापतिः ॥ ७८ ॥

ભણાવવું, યજ્ઞ કરાવવો અને ત્રીજું દાન લેવું, એ ત્રણ કર્મો કેવળ બ્રાહ્મણ માટે જ છે; પણ ક્ષત્રિય અને વૈશ્ય માટે નથી જ, એવી ધર્મમર્યાદા છે; કેમકે પ્રજાપતિ મનુએ તે કર્મો તે બે માટે કહ્યાં જ નથી. (ભણવું, યજ્ઞ કરવો અને દાન દેવું, એ ત્રણ કર્મો બ્રાહ્મણનાં જેમ ધર્મકર્મ છે, તેમ ક્ષત્રિય તથા વૈશ્યનાં પણ એ ત્રણ કર્મો ધર્મકર્મ તો છે જ.) ૭૭,૭૮

+ 'द्विजातिभ्यो धनं लिप्सेत् प्रशस्तेभ्यो द्विजः'। બ્રાહ્મણે ઉત્તમ વર્ણ–બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય પાસેથી ધન મેળવવા ઇચ્છા કરવી.

ક્ષત્રિય તથા વૈશ્યનાં કર્મ

शस्त्रास्त्रभृत्त्वं क्षत्रस्य वणिक्पशुकृषिर्विशः ।
आजीवनार्थं धर्मस्तु दानमध्ययनं यजिः ॥ ७९ ॥

ક્ષત્રિયે આજીવિકા માટે શસ્ત્રાસ્ત્ર ધારણ કરવાં; અને વૈશ્યે વેપાર, પશુપાલન તથા ખેતીવાડી કરવી; પણ દાન, અધ્યયન તથા યજ્ઞ કરવો, એ તો બંનેનો ધર્મ છે. ૭૯

ત્રણ વર્ણનાં જુદાંજુદાં ખાસ કર્મ

वेदाभ्यासो ब्राह्मणस्य क्षत्रियस्य च रक्षणम् ।
वार्ता कर्मैव वैश्यस्य विशिष्टानि स्वकर्मसु ॥ ८० ॥

વેદાભ્યાસ, પ્રજારક્ષણ અને પશુપાલનાદિ—એ અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનાં ખાસ સ્વકર્મ છે. ૮૦

બ્રાહ્મણનો આપદ્ધર્મ

अजीवंस्तु यथोक्तेन ब्राह्मणः स्वेन कर्मणा ।
जीवेत्क्षत्रियधर्मेण स ह्यस्य प्रत्यनन्तरः ॥ ८१ ॥

શાસ્ત્રે કહેલા સ્વકર્મથી બ્રાહ્મણ જો જીવી ન શકે, તો તેણે ક્ષત્રિયધર્મથી જીવવું; કેમકે તે ધર્મ તેની પછીના તરતના વર્ણનો છે. ૮૧

उभाभ्यामप्यजीवंस्तु कथं स्यादिति चेद्भवेत् ।
कृषिगोरक्षमास्थाय जीवेद्वैश्यस्य जीविकाम् ॥ ८२ ॥

બ્રાહ્મણ જો એ બન્ને કર્મોથી પણ જીવી ન શકે, તો તેણે ખેતીવાડી અને ગોરક્ષા કરી વૈશ્યની આજીવિકાથી જીવવું. ૮૨

ખરીરીતે હરકોઈ સ્થિતિમાં બ્રાહ્મણે કે ક્ષત્રિયે ખેતી ન કરવી

वैश्यवृत्त्यापि जीवंस्तु ब्राह्मणः क्षत्रियोऽपि वा ।
हिंसाप्रायां पराधीनां कृषिं यत्नेन वर्जयेत् ॥ ८३ ॥

વૈશ્યવૃત્તિથી જીવનનિર્વાહ કરતા બ્રાહ્મણે કે ક્ષત્રિયે પણ હિંસાભરી અને પરાધીન એવી ખેતીને યત્નપૂર્વક છોડવી. ૮૩

ખેતી નિંદનીય છે

कृषिं साध्विति मन्यन्ते सा वृत्तिः सद्विगर्हिता ।
भूमिं भूमिशयांश्चैव हन्ति काष्ठमयोमुखम् ॥ ८४ ॥

કેટલાક ખેતીને સારી માને છે, પણ સજ્જનો તે વૃત્તિને નિંદે છે; કેમકે લોઢાના મોંવાળું લાકડું (હળ) ભૂમિને તથા ભૂમિમાં રહેતા જીવોને હણે છે. ૮૪

ન છૂટકે શુદ્ધ વેપાર કરાય

इदं तु वृत्तिवैकल्यात्त्यजतो धर्मनैपुणम् ।
विट्पण्यमुद्धृतोद्धारं विक्रेयं वित्तवर्धनम् ॥ ८५ ॥

બ્રાહ્મણ અને ક્ષત્રિય જો સ્વકર્મથી જીવનનિર્વાહ ન કરી શકે અને આજીવિકાના અભાવે પોતાની ધર્મનિપુણતા છોડે, તો તેમણે વૈશ્યના વેપારમાલમાંથી નિષિદ્ધ પદાર્થો છોડી બાકીના ધનવૃદ્ધિ કરનારા પદાર્થોનું વેચાણ કરવું. ૮૫

આ પદાર્થો વેચાય નહિ:

सर्वान्रसानपोहेत कृतान्नं च तिलैः सह ।
अश्मनो लवणं चैव पशवो ये च मानुषाः ॥ ८६ ॥

તેણે સર્વ રસો, રાંધેલું અન્ન, (સરસવ) તલ, પથ્થર, મીઠું[×] અને મનુષ્યોને ઉપકારી એવાં પશુઓ[+] વેચવાં નહિ.

× મીઠું રસોમાં આવી જાય છતાં અલગ જણાવી સૂચવ્યું છે, તેને વેચવામાં ઘણો જ દોષ લાગે છે.

+ અથવા પશુઓ તથા મનુષ્યો વેચવાં નહિ. (कुल्लूक)

सर्वं च तान्तवं रक्तं शाणक्षौमाविकानि च ।
अपि चेत्स्युररक्तानि फलमूले तथौषधीः ॥ ८७॥
अपः शस्त्रं विषं मांसं सोमं गन्धांश्च सर्वशः ।
क्षीरं क्षौद्रं दधि घृतं तैलं मधु गुडं कुशान् ॥ ८८ ॥
आरण्यांश्च पशून्सर्वान्दंष्ट्रिणश्च वयांसि च ।
मद्यं नीलीं च लाक्षां च सर्वांश्चैकशफांस्तथा ॥ ८९ ॥

બધી જાતનાં રંગીન દોરાવાળાં વસ્ત્રો અને રંગ્યા વિનાનાં હોય તેવાં પણ શણ, અળસી અને ઊનનાં વસ્ત્રો, ફળ, મૂળ, ઔષધિ, પાણી, શસ્ત્ર, વિષ, માંસ, સોમ, સર્વ સુગંધી દ્રવ્યો, દૂધ, મધ, દહીં, ઘી, તેલ, મીણ, ગોળ, દર્ભ, જંગલી પશુઓ, દાઢવાળાં બધાં પશુઓ, પંખીઓ, દારૂ, ગળી, લાખ તેમ જ એક ખરીવાળાં બધાં પશુઓ તેણે વેચવાં નહિ. ૮૭–૮૯

[ त्रपु सीसं तथा लोहं तैजसानि च सर्वशः ।
बालान् चर्म तथाऽस्थीनि सस्नायूनि च वर्जयेत् ॥

તેમ જ લાખ, સીસું ને લોઢું વગેરે સર્વ ધાતુઓની તેમ જ વાળ, ચામડાં, હાડકાં તથા સ્નાયુઓની બધી બનાવટો તેણે ન વેચવી. ]

ખેડૂત ધર્મ માટે તલ વેચી શકે

काममुत्पाद्य कृष्यां तु स्वयमेव कृषीवलः ।
विक्रीणीत तिलाञ्छुद्धान्धर्मार्थमचिरस्थितान् ॥ ९० ॥

ખેડૂત પોતાની ઇચ્છાએ પોતે જ તલ ઉગાડે, તો તેણે શુદ્ધ તલને ઝાઝો વખત સંઘરી ન રાખતાં ધર્માર્થે વેચી શકે. ૯૦

તલનો ઉપયોગ ત્રણ જ પ્રકારે

भोजनाभ्यञ्जनाद्दानाद्यदन्यत्कुरुते तिलैः ।
कृमिभूतः श्वविष्ठायां पितृभिः सह मज्जति ॥ ९१ ॥

જે માણસ તલને ભોજન, સ્નાન અને દાન સિવાય બીજા કામમાં લે છે, તે કીડો થઈ પિતૃઓ સાથે કૂતરાની વિષ્ઠામાં ડૂબે છે. ૯૧

કઈ વસ્તુઓ વેચવાથી બ્રાહ્મણ શૂદ્ર થઈ જાય ?

सद्यः पतति मांसेन लाक्षया लवणेन च ।
त्र्यहेण शूद्रो भवति ब्राह्मणः क्षीरविक्रयात् ॥ ९२ ॥

બ્રાહ્મણ જો માંસ, લાખ અને મીઠું વેચે તો તત્કાલ પતિત થાય છે; દૂધ વેચવાથી ત્રણ દહાડામાં તે શૂદ્ર થઈ જાય છે. ૯૨

કઈ વસ્તુઓ વેચવાથી બ્રાહ્મણ વૈશ્ય થઈ જાય ?

इतरेषां तु पण्यानां विक्रयादिह कामतः ।
ब्राह्मणः सप्तरात्रेण वैश्यभावं नियच्छति ॥ ९३ ॥

એ સિવાય બીજા નિષિદ્ધ પદાર્થોને ઇચ્છાપૂર્વક વેચવાથી બ્રાહ્મણ સાત દિવસમાં વૈશ્યપણું પામે છે. ૯૩

કઈ વસ્તુઓની અદલબદલ કરાય—ન કરાય ?

रसा रसैर्निमातव्या न त्वेव लवणं रसैः ।
कृतान्नं चाकृतान्नेन तिला धान्येन तत्समाः ॥ ९४ ॥

ગોળ આદિ રસોને ઘી વગેરે રસો સાથે જ અદલબદલ કરાય, પણ રસો સાથે મીઠાની અદલાબદલી ન કરાય. રાંધેલાં

અન્નને કાચા અન્ન સાથે તથા તલને બીજાં ધાન્ય સાથે અદલબદલ કરી શકાય. ૯૪

ક્ષત્રિયનો આપદ્ધર્મ-ક્ષત્રિય, બ્રાહ્મણવૃત્તિ ન કરી શકે

जीवेदेतेन राजन्यः सर्वेणाप्यनयं गतः ।
न त्वेव ज्यायसीं वृत्तिमभिमन्येत कर्हिचित् ॥ ९५ ॥

ક્ષત્રિય આપત્તિમાં આવ્યો હોય, તો તેણે આ સર્વ ( બ્રાહ્મણ માટે નિષેધેલ રસાદિનું વેચાણ વગેરે ) વૈશ્યવૃત્તિથી જીવવું; પણ તેણે બ્રાહ્મણવૃત્તિનો કદી આશ્રય ન કરવો. ૯૫

નીચ જાતિનો માણસ ઉચ્ચ જાતિનાં કર્મો ન કરી શકે

यो लोभादधमो जात्या जीवेदुत्कृष्टकर्मभिः ।
तं राजा निर्धनं कृत्वा क्षिप्रमेव प्रवासयेत् ॥ ९६ ॥

હલકી જાતિનો જે માણસ લોભથી ઊંચી જાતિનાં કર્મોથી જીવિકા ચલાવે, તો રાજાએ તેને તરત જ નિર્ધન કરી દેશનિકાલ કરવો. ૯૬

સ્વધર્મ વિગુણ છતાં પરધર્મ કરતાં સારો

वरं स्वधर्मो विगुणो न पारक्यः स्वनुष्ठितः ।
परधर्मेण जीवन् हि सद्यः पतति जातितः ॥ ९७ ॥

ગુણે કરી ભલે ઓછો હોય, તોપણ સ્વધર્મ ચડિયાતો છે; પણ પારકો ધર્મ સારી રીતે આચર્યો હોય, તોપણ ચડિયાતો નથી; જે પરધર્મથી આજીવિકા કરે, તે તરત જ જાતિભ્રષ્ટ થાય છે. ૯૭

વૈશ્યનો આપદ્ધર્મ

वैश्योऽजीवन्स्वधर्मेण शूद्रवृत्त्याऽपि वर्तयेत् ।
अनाचरन्नकार्याणि निवर्तेत च शक्तिमान् ॥ ९८ ॥

સ્વધર્મથી આજીવિકા ન ચલાવી શકતા વૈશ્યે શૂદ્રની વૃત્તિથી આજીવિકા કરવી; પણ તેણે શૂદ્રનાં અયોગ્ય કાર્યો આચરવાં નહિ અને શક્તિમાન થતાં એ (શૂદ્ર) વૃત્તિથી પણ અટકવું. ૯૮

શૂદ્રનો આપદ્ધર્મ

अशक्नुवंस्तु शुश्रूषां शूद्रः कर्तुं द्विजन्मनाम् ।
पुत्रदारात्ययं प्राप्तो जीवेत्कारुककर्मभिः ॥ ९९ ॥

શૂદ્ર જો પુત્ર અને પત્નીની આપત્તિમાં આવી પડે (તેનાં બૈરી-છોકરાં ભૂખે ટળવળતાં હોય), અને તેથી પોતે દ્વિજ જાતિઓની સેવા કરવા શક્તિમાન ન હોય, તો તેણે કારીગરનાં કામથી (સુતારી, લુહારી વગેરેથી) જીવિકા ચલાવવી. ૯૯

તેની કારીગીરી વગેરે પણ ત્રણ વર્ણની સેવારૂપ હોય

यैः कर्मभिः प्रचरितैः शुश्रूष्यन्ते द्विजातयः ।
तानि कारुककर्माणि शिल्पानि विविधानि च ॥१००॥

જે કર્મો કર્યાથી (ત્રણે) દ્વિજવર્ણોની સેવા થઈ શકે છે, તેવાં અનેક પ્રકારનાં શિલ્પનાં અને કારીગીરીનાં કર્મો શૂદ્રે આપત્તિમાં કરવાં. ૧૦૦

ચુસ્ત બ્રાહ્મણનો આપદ્ધર્મ

वैश्यवृत्तिमनातिष्ठन्ब्राह्मणः स्वे पथि स्थितः ।
अवृत्तिकर्षितः सीदन्निमं धर्मं समाचरेत् ॥ १०१ ॥

આજીવિકા વિના દુઃખી થઈ હેરાન થાય છતાં જે બ્રાહ્મણ વૈશ્યવૃત્તિ ન સ્વીકારી કેવળ સ્વકર્મના માર્ગે જ અડગ રહે,

તેણે આ નીચેનો ધર્મ આચરવો. ૧૦૧

ચુસ્ત બ્રાહ્મણે દુઃખમાં હરકોઈ પાસેથી પ્રતિગ્રહ કરવો

सर्वतः प्रतिगृह्णीयाद्ब्राह्मणस्त्वनयं गतः ।
पवित्रं दुष्यतीत्येतद्धर्मतो नोपपद्यते ॥ १०२ ॥

દુઃખમાં આવી પડેલો બ્રાહ્મણ હરકોઈ પાસેથી દાન લઈ શકે; કેમકે પવિત્ર દૂષિત થાય, એ ધર્મદષ્ટિએ ઘટતું નથી. ૧૦૨

બ્રાહ્મણો અગ્નિ તથા જળ જેવા પવિત્ર

नाध्यापनाद्याजनाद्वा गर्हिताद्वा प्रतिग्रहात् ।
दोषो भवति विप्राणां ज्वलनाम्बुसमा हि ते ॥ १०३ ॥

આપત્તિકાલે નિંદિતોને ભણાવવાથી, તેમને યજ્ઞ કરાવવાથી અથવા તેમની પાસેથી દાન લેવાથી બ્રાહ્મણોને દોષ લાગતો નથી; કેમકે તેઓ અગ્નિ અને જલ જેવા પવિત્ર છે. ૧૦૩

ભૂખથી ટળવળતો માણસ જેવું-તેવું ખાઈ શકે

जीवितात्ययमापन्नो योऽन्नमत्ति यतस्ततः ।
आकाशमिव पङ्केन न स पापेन लिप्यते ॥ १०४ ॥

પ્રાણસંકટમાં જઈ પડેલો માણસ (વિના છૂટકે) જ્યાંત્યાંથી અન્ન જમે, તો યે આકાશ જેમ કાદવથી લેપાતું નથી, તેમ તે પાપથી લેપાતો નથી. ૧૦૪

ઉપરની બાબતમાં જૂનું દૃષ્ટાંત

अजीगर्तः सुतं हन्तुमुपासर्पद्बुभुक्षितः ।
न चालिप्यत पापेन क्षुत्प्रतीकारमाचरन् ॥ १०५ ॥

અજીગર્ત ઋષિ ભૂખના માર્યા પુત્ર( શુનઃશેપ )ને હણવા

તૈયાર થયા હતા, ભૂખને આમ ઉપાય કરતાં તેમને પાપ લાગ્યું નહોતું.[×] ૧૦૫

બીજુ વામદેવનુ દષ્ટાંત

श्वमांसमिच्छन्नार्तोऽत्तुं धर्माधर्मविचक्षणः ।
प्राणानां परिरक्षार्थं वामदेवो न लिप्तवान् ॥ १०६ ॥

ધર્માધર્મના જાણકાર વામદેવઋષિએ ભૂખથી પીડાતાં પ્રાણરક્ષા સારુ કૂતરાનુ માસ ખાના ઇચ્છયુ હતુ, છતાં તે પાપથી લેપાયા નહોતા. ૧૦૬

ત્રીજુ ભરદ્વાજનુ દષ્ટાંત

भरद्वाजः क्षुधार्तस्तु सपुत्रो विजने वने ।
बह्वीर्गाः प्रतिजग्राह वृधोस्तक्ष्णो महातपाः ॥ १०७ ॥

મહાતપસ્વી ભરદ્વાજઋષિએ પુત્ર સહિત ભૂખથી પીડાઈને નિર્જન વનમાં વૃધુ નામના સુથાર પાસેથી ઘણી ગાયો (દાનમાં) લીધી હતી ૧૦૭

ચોથુ વિશ્વામિત્રનુ દષ્ટાંત

क्षुधार्तश्चात्तुमभ्यागाद्विश्वामित्रः श्वजाङ्घनीम् ।
चण्डालहस्तादादाय धर्माधर्मविचक्षण. ॥ १०८ ॥

ધર્મ અને અધર્મના જાણકાર છતાં વિશ્વામિત્રઋષિ ભૂખને લીધે પીડા પામતા, ચ ડાલના હાથમાંથી કૂતરાની જાધ લઈને ખાવા તૈયાર થયા હતા ૧૦૮

× આ વાત બહ્‌વૃચ બ્રાહ્મણમા અજીગર્તના આખ્યાનમા સ્પષ્ટ કહી છે (कुल्लूक)

પ્રતિગ્રહ નિંદ્ય તો છે જ

प्रतिग्रहाद्याजनाद्वा तथैवाध्यापनादपि ।
प्रतिग्रहः प्रत्यवरः प्रेत्य विप्रस्य गर्हितः ॥ १०९ ॥

પ્રતિગ્રહ*, યાજન (યજ્ઞ કરાવવો) અને અધ્યાપન; એ બધામાં પ્રતિગ્રહ (દાન લેવું) એ સૌથી અધમ હોઈ બ્રાહ્મણને મરણ પછી પણ નિંદનીય (નરકનું કારણ) થાય છે. ૧૦૯

પ્રતિગ્રહના નિંદ્યપણામાં કારણ

याजनाध्यापने नित्यं क्रियेते संस्कृतात्मनाम् ।
प्रतिग्रहस्तु क्रियते शूद्रादप्यन्त्यजन्मनः ॥ ११० ॥

યજ્ઞ કરાવવો અને ભણાવવું એ તો નિત્ય સંસ્કારી લોકોને જ કરાવવામાં આવે છે, પણ પ્રતિગ્રહ તો શૂદ્ર અને અંત્યજ પાસેથી પણ (આપત્તિમાં) લેવાય છે. (માટે તે પહેલાંના બન્ને કરતાં વધારે ખરાબ છે). ૧૧૦

નિંદ્યકર્મનું પાપ શાથી દૂર થાય?

जपहोमैरपैत्येनो याजनाध्यापनैः कृतम् ।
प्रतिग्रहनिमित्तं तु त्यागेन तपसैव च ॥ १११ ॥

હલકાંને યજ્ઞ કરાવવા તથા ભણાવવાથી લાગેલું પાપ જપહોમથી નાશ પામે છે; પરંતુ હલકા પ્રતિગ્રહના નિમિત્તે

* આપત્તિકાળે પ્રથમ તો હલકા લોકોને ભણાવવાથી અથવા તેઓ પાસે યજ્ઞ કરાવવાથી બ્રાહ્મણે જીવવું; પરંતુ એ બન્ને જો ન બની શકે તો જ હલકા લોકો પાસેથી દાન લેવા વિચાર કરવો; કેમકે પ્રતિગ્રહ સૌથી નિંદનીય છે, એમ આ શ્લોકમાં કહેવા માગે છે. (कुल्लूक)

લાગેલું પાપ ત્યાગ( એટલે પ્રતિગ્રહથી લીધેલું દ્રવ્ય છોડી દેવા )થી તથા ( ૧૯૪મા શ્લોકમાં કહેલા ) તપથી જ દૂર થાય છે. ૧૧૧

બ્રાહ્મણ માટે આપત્તિમાં શિલોંછવૃત્તિ શ્રેષ્ઠ

शिलोञ्छमप्याददीत विप्रोऽजीवन्यतस्ततः ।
प्रतिग्रहाच्छिलः श्रेयांस्ततोऽप्युञ्छः प्रशस्यते ॥ ११२ ॥

જ્યાંત્યાંથી દાન લઈ જીવિકા ચલાવવા ન ઇચ્છતા બ્રાહ્મણે શિલોંછવૃત્તિ+ સ્વીકારવી; કેમકે પ્રતિગ્રહ કરતાં શિલવૃત્તિ શ્રેષ્ઠ છે, અને શિલ કરતાં યે ઉંછવૃત્તિ અતિશય શ્રેષ્ઠ છે. ૧૧૨

સ્નાતક બ્રાહ્મણો આપત્તિમાં રાજા પાસેથી પણ ધન ઇચ્છે

सीदद्भिः कुप्यमिच्छद्भिर्धनं वा पृथिवीपतिः ।
याच्यः स्यात्स्नातकैर्विप्रैरदित्संस्त्यागमर्हति ॥ ११३ ॥

આપત્તિમાં દુઃખી થતા અને ધાન્ય, વસ્ત્ર તથા (યજ્ઞાદિ અર્થે) ધન ઇચ્છતા સ્નાતક બ્રાહ્મણોએ રાજાને યાચવો; પણ જો તે આપવા ન ઇચ્છે, તો તેનો ત્યાગ કરવો. ૧૧૩

નિર્દોષ પ્રતિગ્રહ કયો ?

अकृतं च कृतात्क्षेत्राद्गौरजाविकमेव च ।
हिरण्यं धान्यमन्नं च पूर्वं पूर्वमदोषवत् ॥ ११४ ॥

ખેડેલા ખેતર કરતાં વગરખેડેલું ખેતર દોષરહિત છે; તેમ જ ગાય, બકરાં, ઘેટાં, સોનું, ધાન્ય અને રાંધ્યું અન્ન, એમાં પછીપછીનાં કરતાં પહેલાંપહેલાં વિશેષ દોષરહિત છે.

+ અનાજને ખેતરમાંથી ખળામાં લઈ જતાં જે ડૂંડાં ખેતરમાં રહે, તેનાથી જે જીવનનિભાવ કરવો તે શિલવૃત્તિ અને અનાજ ખળામાં ગયા પછી ખેતરમાં જે દાણા પડી રહે, તે વીણી ખાવા, એ ઉંછવૃત્તિ.

(એટલે એમાં પહેલુંપહેલું ન મળે તો જ બીજુંબીજું લેવાય.)૧૧૪

આ સાત માર્ગે ધનની આવક શ્રેષ્ઠ

सप्त वित्तागमा धर्म्या दायो लाभः क्रयो जयः ।
प्रयोगः कर्मयोगश्च सत्प्रतिग्रह एव च ॥ ११५ ॥

ધનની આવકના આ સાત માર્ગો ધર્મયુક્ત છે–વારસો, અકસ્માત્ (જમીનમાં રહેલાં વગેરેનો) લાભ, માલવેચાણ, રણમાં વિજય, વ્યાજ વગેરેનો પ્રયોગ, ખેતીવાડી વગેરેનાં કર્મયોગ અને સજ્જનો પાસેથી લેવાતું દાન.‡ ૧૧૫

આપત્તિમાં આ દશથી જીવવું

विद्या शिल्पं भृतिः सेवा गोरक्ष्यं विपणिः कृषिः ।
धृतिर्भैक्ष्यं कुसीदं च दश जीवनहेतवः ॥ ११६ ॥

વિદ્યા, કારીગીરી, નોકરી, સેવાચાકરી, પશુપાલન, દુકાનદારી, ખેતી, સંતોષપૂર્વક થોડાથી જીવવાની ધીરજ, ભિક્ષાવૃત્તિ અને વ્યાજવટું; એ દશ (આપત્તિમાં) જીવનનાં કારણ થઈ શકે છે. ૧૧૬

‡ ધન મેળવવાના આ સાત માર્ગો પૈકી પહેલા ત્રણ પ્રકાર ચારે વર્ણ માટે ઉત્તમ છે; ચોથો માર્ગ–રણમાં જીત–એ ક્ષત્રિય માટે, તે પછીના બે માર્ગો–ન્યાયપૂર્વકનું વ્યાજ અને ખેતી–વેપાર એ વૈશ્યો માટે અને છેલ્લો–સજ્જનો પાસેથી દાન લેવારૂપ પ્રતિગ્રહ–એ કેવળ બ્રાહ્મણ માટે જ ધર્મયુક્ત છે. એમ આ સાતે માર્ગોમાંથી વર્ણવિભાગ પ્રમાણે જે જે માર્ગ જેતેજેને માટે ઉત્તમ છે, તે તે માર્ગે તે તે વર્ણના મનુષ્યે ધન મેળવવું ધર્મયુક્ત છે. એ માર્ગો પણ ન હોય તો પછી આપત્તિમાં દર્શાવેલા માર્ગે આજીવિકા ચલાવવી જોઈએ, આવો અભિપ્રાય છે. (कुल्लूक)

બ્રાહ્મણ કે ક્ષત્રિયે વ્યાજનો ધંધો ન જ કરવો

ब्राह्मणः क्षत्रियो वापि वृद्धिं नैव प्रयोजयेत् ।
कामं तु खलु धर्मार्थं दद्यात्पापीयसेऽल्पिकाम् ॥११७॥

બ્રાહ્મણ કે ક્ષત્રિયથી ( આપત્તિમાં પણ ) વ્યાજવટું ન જ કરાય; છતાં નીચ લોકને ધર્મનિમિત્તે થોડે વ્યાજે ભલે તે ધન આપે. ૧૧૭

રાજાઓનો આપદ્‌ધર્મ

चतुर्थमाददानोऽपि क्षत्रियो भागमापदि ।
प्रजा रक्षन्परं शक्त्या किल्बिषात्प्रतिमुच्यते ॥ ११८ ॥

આપત્કાલમાં રાજા ચોથો ભાગ લઈને પણ પોતાની શક્તિ પ્રમાણે પ્રજાનું જો રક્ષણ કરે, તો તે ( ચોથો ભાગ લેવાના ) પાપમાંથી મુક્ત થાય છે. ૧૧૮

રાજાએ ધર્મમાર્ગે જ કર લેવો

स्वधर्मो विजयस्तस्य नाहवे स्यात्पराङ्मुखः ।
शस्त्रेण वैश्यान् रक्षित्वा धर्म्यमाहारयेद्बलिम् ॥ ११९ ॥

રણમાં વિજય તથા યુદ્ધમાં તેણે પીઠ ન બતાવવી એ તેનો સ્વધર્મ છે; અને શસ્ત્રોથી વૈશ્યોની રક્ષા કરી ધર્મમાર્ગે કર લેવો. ૧૧૯

કર લેવાના પ્રકાર

धान्येऽष्टमं विशां शुल्कं विंशं कार्षापणावरम् ।
कर्मोपकरणाः शूद्राः कारवः शिल्पिनस्तथा ॥ १२० ॥

( સામાન્ય આપત્કાળમાં ) વૈશ્યો પાસેથી તેણે ધાન્યનો આઠમો ભાગ કર તરીકે લેવો. (વધારે આપત્તિમાં) સુવર્ણ-

થી કાર્ષાપણ સુધીના ધનનો વીસમો ભાગ કર તરીકે લેવો અને શૂદ્રો, મજૂરો, તથા કારીગરો પાસેથી કામરૂપે જ*કર લેવો. ( બીજો કર તેઓ પાસેથી ન લેવો. ) ૧૨૦

શૂદ્રનો આજીવિકામાર્ગ

शूद्रस्तु वृत्तिमाकाङ्क्षन्क्षत्रमाराधयेद्यदि ।
धनिनं वाप्युपाराध्य वैश्यं शूद्रो जिजीविषेत् ॥१२१॥

જીવિકા ઇચ્છતો શૂદ્ર ભલે ક્ષત્રિયને સેવે અથવા ધનવાન વૈશ્યને સેવી ભલે ગુજારો કરવા ઇચ્છે. ૧૨૧

બ્રાહ્મણની સેવાથી શૂદ્ર કૃતાર્થ થાય

स्वर्गार्थमुभयार्थं वा विप्रानाराधयेत्तु सः ।
जातब्राह्मणशब्दस्य सा ह्यस्य कृतकृत्यता ॥ १२२ ॥

પણ સ્વર્ગ માટે અથવા આ લોક અને પરલોક બંને માટે તેણે બ્રાહ્મણોને જ સેવવા જોઈએ; કેમકે 'અમુક બ્રાહ્મણનો આ સેવક છે' એટલા શબ્દોથી પણ તેની કૃતાર્થતા થઈ જાય છે. ૧૨૨

બ્રાહ્મણસેવા જ શૂદ્રનું શ્રેષ્ઠ કર્મ

विप्रसेवैव शूद्रस्य विशिष्टं कर्म कीर्त्यते ।
यदतोऽन्यद्धि कुरुते तद्भवत्यस्य निष्फलम् ॥ १२३ ॥

બ્રાહ્મણની સેવા જ શૂદ્રનું શ્રેષ્ઠ કર્મ કહેવાય છે; એથી બીજું જે કંઈ તે કરે, તે એને માટે નિષ્ફળ થાય છે.+ ૧૨૩

+ બ્રાહ્મણોની સેવા એ શૂદ્રનું ઉત્તમ કર્મ છે, ઉપરાંત તેણે પોતાનાં બીજાં કર્તવ્ય કર્મ-જેવાં કે 'પાકયજ્ઞ' વગેરે (વૈદિક મંત્રોચ્ચાર વિના) પણ કરવાનાં જ છે. (कुल्लूक)

સેવક શૂદ્રોની આજીવિકા બ્રાહ્મણો ચલાવે

प्रकल्प्या तस्य तैर्वृत्तिः स्वकुटुम्बाद्यथार्हतः ।
शक्तिं चावेक्ष्य दाक्ष्यं च भृत्यानां च परिग्रहम् ॥ १२४ ॥

( શૂદ્ર ) સેવકોની શક્તિ, હોશિયારી તથા તેમનો આશ્રિત પરિવાર તપાસી તે બ્રાહ્મણોએ પોતાના કુટુંબમાંથી તેમને માટે યથાયોગ્ય આજીવિકા બાંધી આપવી. ૧૨૪

શૂદ્રને આપવાનું અન્ન વગેરે

उच्छिष्टमन्नं दातव्यं जीर्णानि वसनानि च ।
पुलाकाश्चैव धान्यानां जीर्णाश्चैव परिच्छदाः ॥ १२५ ॥

જમતાં બાકી રહેલું અન્ન, જૂનાં વસ્ત્રો, ધાન્યોનાં છાંટણ તેમ જ પુરાણી સાધનસામગ્રીઓ એ શૂદ્રને આપવી. ૧૨૫

શૂદ્રો માટે ખાસ

न शूद्रे पातकं किंचिन्न च संस्कारमर्हति ।
नास्याधिकारो धर्मेऽस्ति न धर्मात्प्रतिषेधनम् ॥ १२६ ॥

શૂદ્રને લસણ વગેરે ખાવાથી કંઈ જ પાપ લાગતું નથી; ઉપનયન ( જનોઈ ) આદિ સંસ્કારને પણ તે યોગ્ય નથી, તેમ જ અગ્નિહોત્રાદિ ધર્મનો તેને અધિકાર નથી, છતાં ( વૈદિક ) મંત્રવિનાના પાકયજ્ઞાદિ ધર્મનો તેને માટે નિષેધ નથી. ૧૨૬

મંત્ર વિના પાંચ મહાયજ્ઞો શૂદ્રે કરવા

धर्मेप्सवस्तु धर्मज्ञाः सतां वृत्तमनुष्ठिताः ।
मन्त्रवर्ज्यं न दुष्यन्ति प्रशंसां प्राप्नुवन्ति च ॥ १२७ ॥

ધર્મ જાણનારા અને સત્પુરુષોના આચારમાં રહેવાવાળા ધર્મેચ્છુ શૂદ્રો જો મંત્ર વિના પંચમહાયજ્ઞો કરે, તો તે દોષમાં પડતા નથી, પણ પ્રશંસા પામે છે. ૧૨૭

સદાચારી શૂદ્ર પણ સુખી થાય

यथा यथा हि सद्वृत्तमातिष्ठत्यनसूयकः ।
तथा तथेमं चामुं च लोकं प्राप्नोत्यनिन्दितः ॥ १२८ ॥

ઈર્ષ્યારહિત રહી જે શૂદ્ર જેમજેમ સદાચરણ સેવે તેમ-તેમ તે અનિંદિત થઈ આ લોક અને પરલોકમાં સુખ પામે છે. ૧૨૮

શૂદ્રે ધનસંગ્રહ ન કરવો

शक्तेनापि हि शूद्रेण न कार्यो धनसञ्चयः ।
शूद्रो हि धनमासाद्य ब्राह्मणानेव बाधते ॥ १२९ ॥

શક્તિમાન હોય તોપણ શૂદ્રે ધનસંગ્રહ કરવો નહિ; કેમકે ધન મેળવીને શૂદ્ર બ્રાહ્મણોને પીડા કરે છે. ૧૨૯

પૂર્વોક્ત ધર્માનુષ્ઠાનનું ફળ

एते चतुर्णां वर्णानामापद्धर्माः प्रकीर्तिताः ।
यान्सम्यगनुतिष्ठन्तो व्रजन्ति परमां गतिम् ॥ १३० ॥

ચારે વર્ણોના આ આપદ્ધર્મો કહ્યા, તેમને સારી રીતે પાળનારાઓ પરમગતિ પામે છે. ૧૩૦

હવે પછી પ્રાયશ્ચિત્તો

एष धर्मविधिः कृत्स्नश्चातुर्वर्ण्यस्य कीर्तितः ।
अतः परं प्रवक्ष्यामि प्रायश्चित्तविधिं शुभम् ॥ १३१ ॥

ચારે વર્ણનો આ સમગ્ર ધર્મવિધિ કહ્યો, હવે પ્રાયશ્ચિત્ત-નો ઉત્તમ વિધિ કહીશ. ૧૩૧

इति श्रीमानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां दशमोऽध्यायः॥
ઇતિ શ્રીમાનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૧૦મો સમાપ્ત

# અધ્યાય ૧૧મો

આ નવ સ્નાતક બ્રાહ્મણો દાનપાત્ર

सांतानिकं यक्ष्यमाणमध्वगं सर्ववेदसम् ।
गुर्वर्थं पितृमात्रर्थं स्वाध्यायार्थ्युपतापिनः ॥ १ ॥
न्नवैतान्स्नातकान्विद्याद्ब्राह्मणान्धर्मभिक्षुकान् ।
निःस्वेभ्यो देयमेतेभ्यो दानं विद्याविशेषतः ॥ २ ॥

સંતાનનિમિત્તે વિવાહ કરવા ઇચ્છતો, યજ્ઞયાગાદિ કરવા ઇચ્છતો, વટેમાર્ગુ, સર્વસ્વની દક્ષિણાવાળો, વિશ્વજિત્ યજ્ઞ કરનારો, ગુરુ અને માતાપિતા માટે ભોજનવસ્ત્ર ઇચ્છતો, સ્વાધ્યાય ઇચ્છતો-બ્રહ્મચારી અને રોગી—એ નવ બ્રાહ્મણોને ધર્મ-ભિક્ષુક સ્નાતક જાણવા; અને તે નિર્ધનોને તેમની વિદ્યાની વિશેષતા પ્રમાણે દાન આપવું. ૧,૨

એ બ્રાહ્મણો તથા બીજાઓને અન્નદાનમાં ભેદ

एतेभ्यो हि द्विजाग्र्येभ्यो देयमन्नं सदक्षिणम् ।
इतरेभ्यो बहिर्वेदि कृतान्नं देयमुच्यते ॥ ३ ॥

એ શ્રેષ્ઠ બ્રાહ્મણોને દક્ષિણા સાથે અન્ન આપવું અને બીજાઓને રાંધેલું અન્ન વેદિની બહાર આપવું, એમ કહેવાય છે.+ ૩

રાજાનું બ્રાહ્મણોને દાન

सर्वरत्नानि राजा तु यथार्हं प्रतिपादयेत् ।
ब्राह्मणान्वेदविदुषो यज्ञार्थं चैव दक्षिणाम् ॥ ४ ॥

+ અન્નદાન સંબંધી આવો નિયમ છે, પણ ધનદાન માટે આવો કોઈ નિયમ નથી.

વેદ જાણનાર બ્રાહ્મણોને રાજાએ યજ્ઞ માટે ઉપયોગી સર્વ રત્નો તથા દક્ષિણા (માટેનું ધન) યોગ્યતા પ્રમાણે આપવાં. ૪

કેવો બ્રાહ્મણ દાનપાત્ર નથી?

कृतदारोऽपरान्दारान्भिक्षित्वा योऽधिगच्छति ।
रतिमात्रं फलं तस्य द्रव्यदातुस्तु सन्ततिः ॥ ५ ॥

પત્નીવાળો છતાં જે (બ્રાહ્મણ) દ્રવ્ય માગીને બીજી (સંતાનના નિમિત્ત વિના) પત્નીઓ કરે છે, તેને માત્ર રતિ-(વિષયભોગ પૂરતું જ)ફળ મળે છે; કેમકે તેની સંતતિ તો તેને દ્રવ્યનું દાન કરનારની જ કહેવાય છે.‡ ૫

વેદ જાણનાર બ્રાહ્મણોને ધનદાન કરવાનું ફળ

धनानि तु यथाशक्ति विप्रेषु प्रतिपादयेत् ।
वेदवित्सु विविक्तेषु प्रेत्य स्वर्गं समश्नुते ॥ ६ ॥

વેદ જાણનાર અને પવિત્ર અથવા આસક્તિરહિત બ્રાહ્મણોને યથાશક્તિ ધન આપવું; તેથી (દાન કરનારને) મરણ પછી સ્વર્ગપ્રાપ્તિ થાય છે. ૬

સોમયાગ કોણ કરી શકે?

यस्य त्रैवार्षिकं भक्तं पर्याप्तं भृत्यवृत्तये ।
अधिकं वापि विद्येत स सोमं पातुमर्हति ॥ ७ ॥

પોષ્યવર્ગના ભરણપોષણ માટે જે બ્રાહ્મણ પાસે ત્રણ વર્ષ ચાલે એટલું અથવા તેથી અધિક અન્ન હોય, તે (કામ્ય)

‡ અર્થાત્ એવા બ્રાહ્મણથી બીજો વિવાહ કરાય નહિ અને એવાને ધનનું દાન પણ અયોગ્ય મનાય.

સોમયાગ કરવાને યોગ્ય છે.* ૭

કેવાને સોમયાગનું ફળ ન મળે?

अतः स्वल्पीयसि द्रव्ये यः सोमं पिबति द्विजः ।
स पीतसोमपूर्वोपि न तस्याप्नोति तत्फलम् ॥ ८ ॥

જે બ્રાહ્મણ પાસે એથી ઓછું દ્રવ્ય હોય, તે જો સોમયાગ કરે, તો તેણે જે પ્રથમ સોમપાન કર્યું હોય તેનું ફળ પણ તેને મળતું નથી. (અર્થાત્ તેણે પ્રથમ જે નિત્ય સોમયાગ કર્યા હોય છે, તેનું ફળ પણ તેને મળતું નથી, તો બીજા આ કામ્ય સોમયાગનું ફળ તો તેને ક્યાંથી મળે?) ૮

યશ માટેનું દાન નરકમાં નાખે

शक्तः परजने दाता स्वजने दुःखजीविनि ।
मध्वापातो विषास्वादः स धर्मप्रतिरूपकः ॥ ९ ॥

જે દાનશક્ત માણસ સ્વજનો દુઃખમાં જીવતાં હોય છતાં (તેમને ન આપતાં કેવળ યશ માટે) પરજનોને દાન આપે છે, તેનું (એ દાન) આરંભમાં મધ જેવું થાય છે, પણ પરિણામે વિષ ચાખવા જેવું છે અને તે ધર્મનો ઓળો-પડછાયો જ છે. (અર્થાત્ તેવા દાનનું ફળ છેવટે નરક જ છે, તેથી તેવું દાન ન કરવું.) ૯

* આ શ્લોકમાં જે નિષેધ કર્યો છે, તે કામ્ય સોમયાગને ઉદ્દેશી સમજવો; નિત્ય સોમયાગ તો તેણે અવશ્ય કરવાનો જ હોય છે. આ કારણે જ 'समान्ते सौमिकैर्मखैः' એમ નિત્ય સોમયાગ વિષે કહેવાયું છે.

આ ધર્મકાર્યો પણ દુઃખદાયી થાય

भृत्यानामुपरोधेन यत्करोत्यौर्ध्वदेहिकम् ।
तद्भवत्यसुखोदर्कं जीवतश्च मृतस्य च ॥ १० ॥

જે માણસ પોષ્યવર્ગને રિબાવી પારલૌકિક-ધર્મબુદ્ધિથી દાનાદિ કરે, તેનાં તેવાં ધર્મકાર્યો તેના જીવતાં અને મર્યા પછી દુઃખદાયી થાય છે. ૧૦

ખાસ પોષ્યવર્ગ

[ वृद्धौ च मातापितरौ साध्वी भार्या शिशुः सुतः ।
अप्यकार्यशतं कृत्वा भर्त्तव्या मनुरब्रवीत् ॥

ઘરડાં માબાપ, પતિવ્રતા પત્ની અને બાળક પુત્ર, એમનું ન કરવા જેવાં સેંકડો કામો કરીને પણ ભરણપોષણ કરવું, એમ મનુએ કહ્યું છે. ]

યજ્ઞ માટે કેવા વૈશ્યનું ધન લઈ લેવાય?

यज्ञश्चेत्प्रतिरुद्धः स्यादेकेनाङ्गेन यज्वनः ।
ब्राह्मणस्य विशेषेण धार्मिके सति राजनि ॥ ११ ॥
यो वैश्यः स्याद्बहुपशुर्हीनक्रतुरसोमपः ।
कुटुम्बात्तस्य तद्द्रव्यमाहरेद्यज्ञसिद्धये ॥ १२ ॥

રાજા ધાર્મિક હોય ત્યારે (યજ્ઞ કરતા કોઈ) યજમાનનો અને ખાસ કરી બ્રાહ્મણનો યજ્ઞ જો એક અંગ સારુ અટકી પડ્યો હોય તો જે વૈશ્ય ઘણાં ઢોરઢાંખરવાળો હોય અને યજ્ઞયાગ તથા સોમયજ્ઞ ન કરતો હોય, તેના કુટુંબમાંથી તે (અધૂરા) યજ્ઞની સિદ્ધિ માટે તેટલું ધન લઈ લેવું. ૧૧,૧૨

અતિશય અધૂરા યજ્ઞને પૂર્ણ કરવા શૂદ્રનું ધન લેવું

आहरेत्त्रीणि वा द्वे वा कामं शूद्रस्य वेश्मनः ।
न हि शूद्रस्य यज्ञेषु कश्चिदस्ति परिग्रहः ॥ १३ ॥

જો યજ્ઞનાં બે કે ત્રણ અંગ (અધૂરાં) રહ્યાં હોય, તો (તેને પૂર્ણ કરવા માટે) શૂદ્રને ઘેરથી (પણ) જોઈતું દ્રવ્ય (બળથી કે ચોરીથી) લઈ લેવું; કારણકે શૂદ્રને યજ્ઞો વિષે કંઈ સંબંધ જ નથી.+ ૧૩

આવાં કુટુંબોનું ધન પણ લઈ લેવું

योऽनाहिताग्निः शतगुरयज्वा च सहस्रगुः ।
तयोरपि कुटुम्बाभ्यामाहरेदविचारयन् ॥ १४ ॥

સો ગાયો છતાં જેણે અગ્નિહોત્ર ન રાખ્યું હોય અને હજાર ગાયો છતાં જેણે યજ્ઞ ન કર્યો હોય, તે બંનેનાં કુટુંબોમાંથી (યજ્ઞને પૂર્ણ કરવા માટે) વિચાર કર્યા વિના ધન લઈ લેવું. ૧૪

યજ્ઞ માટે આવા બ્રાહ્મણનું ધન પણ લેવાય

आदाननित्याच्चादातुराहरेदप्रयच्छतः ।
तथा यशोऽस्य प्रथते धर्मश्चैव प्रवर्धते ॥ १५ ॥

જે નિત્ય દાન લેતો હોય પણ દાન આપતો ન હોય, તેવો બ્રાહ્મણ (અધૂરા યજ્ઞને પૂર્ણ કરવા માટે ધનની માગણી કર્યા છતાં જો) ધન ન આપે, તો તેની પાસેથી પણ (બળથી કે ચોરીથી) ધન લઈ લેવું; તેમ કરવાથી એ ધન લાવનારનો યશ ફેલાય છે અને ધર્મ વૃદ્ધિ પામે છે. ૧૫

+ જુઓ અધ્યાય ૧૧, શ્લોક ૨૪ અર્થાત્ યજ્ઞ માટે શૂદ્રને ત્યાંથી ભીખ માગીને દ્રવ્ય લાવવું નહિ. (કુલ્લૂક)

ત્રણ દિવસનો ભૂખ્યો એક ટંક પૂરતું લઈ શકે

तथैव सप्तमे भक्त भक्तानि षडनश्नता ।
अश्वस्तनविधानेन हर्तव्यं हीनकर्मणः ॥ १६ ॥

તેમ જ જે માણસ ૭ ટંકથી ભૂખ્યો હોય તેણે ભોજનના સાતમા ટંકે, હલકાં કર્મ કરવાવાળાને ત્યાંથી પણ એક ટંકના ભોજનપૂરતું ધન (ચોરી વગેરેથી) લઈ લેવું. ૧૬

હરકોઈ રસ્તેથી તે લઈ શકે

खलात्क्षेत्रादगाराद्वा यतो वाऽप्युपलभ्यते ।
आख्यातव्यन्तु तत्तस्मै पृच्छते यदि पृच्छति ॥ १७ ॥

તેણે ખળામાંથી, ખેતરમાંથી, ઘરમાંથી અથવા જ્યાંથી મળે ત્યાંથી તે લઈ લેવું; પણ પૂછનાર (તેનો માલિક) એ પૂછે તો તેને સાચી વાત કહી દેવી. ૧૭

ક્ષત્રિયે બ્રાહ્મણનું ધન લેવું નહિ

ब्राह्मणस्वं न हर्तव्यं क्षत्रियेण कदाचन ।
दस्युनिष्क्रिययोस्तु स्वमजीवन्हर्तुमर्हति ॥ १८ ॥

ક્ષત્રિયે બ્રાહ્મણનું ધન કદી હરવું નહિ. પોતાની આજીવિકા ન ચાલતી હોય, તો લૂંટારાઓ અને ક્રિયારહિત લોકો પાસેથી ધન લઈ લેવું તે યોગ્ય છે. ૧૮

દુર્જનો પાસેથી લઈ ને સજ્જનોને આપનારો બેયનું ભલું કરે છે

योऽसाधुभ्योऽर्थमादाय साधुभ्यः संप्रयच्छति ।
स कृत्वा प्लवमात्मानं संतारयति तावुभौ ॥ १९ ॥

જે માણસ દુર્જનો પાસેથી ધન લઈ સજ્જનોને આપે છે, તે પોતાને નૌકારૂપ કરી એ બન્નેને તારે છે.* ૧૯

* અર્થાત્ દુર્જનો પાસેથી ધન પડાવી લઈ સજ્જનોને આપે

દૈવી ને આસુરી ધન

यद्धनं यज्ञशीलानां देवस्वं तद्विदुर्बुधाः ।
अयज्वनां तु यद्वित्तमासुरस्वं तदुच्यते ॥ २० ॥

યજ્ઞ કર્યા કરવાના સ્વભાવવાળાઓનું જે ધન છે, તેને પંડિતો દેવધન કહે છે, પણ યજ્ઞ ન કરનારાનું જે ધન છે, તે આસુરી ધન કહેવાય છે.* ૨૦

ક્ષત્રિયની મૂર્ખાઈથી બ્રાહ્મણ ભૂખે ટળવળે

न तस्मिन्धारयेद्दण्डं धार्मिकः पृथिवीपतिः ।
क्षत्रियस्य हि बालिश्याद्ब्राह्मणः सीदति क्षुधा ॥ २१ ॥

ઉપર કહેલા સંજોગોમાં ધનાદિ પડાવી લેનારને ધાર્મિક રાજાએ શિક્ષા ન કરવી; કેમકે ક્ષત્રિયની મૂર્ખાઈને લીધે જ બ્રાહ્મણ ભૂખે ટળવળે છે. ૨૧

રાજાએ સદાચારી બ્રાહ્મણની આજીવિકા બાંધી આપવી

तस्य भृत्यजनं ज्ञात्वा स्वकुटुम्बान्महीपतिः ।
श्रुतशीले च विज्ञाय वृत्तिं धर्म्यां प्रकल्पयेत् ॥ २२ ॥

રાજાએ તે બ્રાહ્મણનાં ભરણપોષણને યોગ્ય કુટુંબીઓને જાણી લઈ તેની વિદ્વત્તા તથા સદાચાર સમજી તેને ધર્મયુક્ત આજીવિકા બાંધી આપવી. ૨૨

દેનારો માણસ તે દુર્જનોનાં પાપનો નાશ કરે છે; (ધનના બળથી તેઓ જે કંઈ પાપકર્મ કરતા હોય તે કરી શકે નહિ, તેથી તેમને એ પાપકર્મથી થનારાં દુઃખનો તે નાશ કરે છે;) અને સજ્જન બ્રાહ્મણો વગેરેને તે ધન આપી દેવાથી તેઓની દરિદ્રતા વગેરેનો તે નાશ કરે છે; એમ બેયને તે દુઃખથી છોડાવે છે. (कुल्लूक)

* માટે તેવું આસુરી ધન પડાવી લઈ તેને દેવધન કરવું જોઈએ.

બ્રાહ્મણની રક્ષાથી રાજાને લાભ

कल्पयित्वाऽस्य वृत्तिं च रक्षेदेनं समन्ततः ।
राजा हि धर्मषड्भागं तस्मात्प्राप्नोति रक्षितात् ॥ २३॥

એને આજીવિકા બાંધી આપી એનું સર્વ રીતે રક્ષણ કરવું; કારણકે બ્રાહ્મણનું રક્ષણ કરવાથી રાજા તેના ધર્મનો છઠ્ઠો ભાગ મેળવે છે. ૨૩

યજ્ઞ માટે બ્રાહ્મણે શૂદ્ર પાસે ધન ન માગવું

न यज्ञार्थं धनं शूद्राद्विप्रो भिक्षेत कर्हिचित् ।
यजमानो हि भिक्षित्वा चण्डालः प्रेत्य जायते ॥ २४॥

બ્રાહ્મણે યજ્ઞ માટે શૂદ્ર પાસેથી ધન કદી માગવું નહિ; કારણકે એમ માગીને યજ્ઞ કરનારો મરણ પછી ચંડાળ જન્મે છે. ૨૪

કયો બ્રાહ્મણ મરીને કાગડો થાય?

यज्ञार्थमर्थं भिक्षित्वा यो न सर्वं प्रयच्छति ।
स याति भासतां विप्रः काकतां वा शतं समाः ॥ २५॥

જે બ્રાહ્મણ યજ્ઞ માટે ભિક્ષા માગીને તે બધું યજ્ઞમાં આપી દેતો નથી, તે (મરીને) સો વર્ષ સુધી ભાસપક્ષી કે કાગડાપણું પામે છે. ૨૫

દેવનું કે બ્રાહ્મણનું ધન ખાઈ જનારની દુર્ગતિ

देवस्वं ब्राह्मणस्वं वा लोभेनोपहिनस्ति यः ।
स पापात्मा परे लोके गृध्रोच्छिष्टेन जीवति ॥ २६ ॥

જે માણસ દેવધનને કે બ્રાહ્મણધનને લોભથી ઓળવે (અથવા ખાઈ જાય) છે, તે પાપાત્મા બીજા જન્મમાં ગીધનાં એઠાંથી જીવે છે. ૨૬

વૈશ્વાનર યજ્ઞવિધાન

इष्टिं वैश्वानरीं नित्यं निर्वपेदब्दपर्यये ।
क्लृप्तानां पशुसोमानां निष्कृत्यर्थमसंभवे ॥ २७ ॥

વર્ષ બદલાતાં સુધીમાં જે શાસ્ત્રીય પશુયાગ અને સોમયાગો ન થઈ શક્યા હોય, તો તે ન કરવાનો દોષ દૂર કરવા માટે બીજા વર્ષના આરંભમાં શૂદ્ર વગેરે પાસેથી ધન લઈને પણ નિત્ય વૈશ્વાનર યજ્ઞ કરવો. ૨૭

આપત્તિ ન હોય ત્યારે આપદ્ધર્મ ન હોય

आपत्कल्पेन यो धर्मं कुरुतेऽनापदि द्विजः ।
स नाप्नोति फलं तस्य परत्रेति विचारितम् ॥ २८ ॥

જે દ્વિજ આપત્તિ ન હોય તે વખતમાં પણ આપત્કાળનો ધર્મ આચરે છે, તે પરલોકમાં ધર્મનું ફળ પામતો નથી, એમ મનુએ વિચારી નક્કી કર્યું છે. ૨૮

આપદ્ધર્મ આપત્તિવેળા જ

विश्वैश्च देवैः साध्यैश्च ब्राह्मणैश्च महर्षिभिः ।
आपत्सु मरणाद्भीतैर्विधेः प्रतिनिधिः कृतः ॥ २९ ॥

મરણથી ભય પામેલા વિશ્વેદેવો, સાધ્યો, બ્રાહ્મણો અને મહર્ષિઓએ આપદ્ધર્મને ( આપત્તિવેળા જ ) મુખ્ય વિધિનો પ્રતિનિધિ કર્યો છે. ૨૯

સશક્ત છતાં ગૌણધર્મ આચરનારો ફળ ન પામે

प्रभुः प्रथमकल्पस्य योऽनुकल्पेन वर्तते ।
न सांपरायिकं तस्य दुर्मतेर्विद्यते फलम् ॥ ३० ॥

જે માણસ મુખ્ય વિધિ કરવાને સમર્થ હોય છતાં ગૌણ વિધિએ વર્તે, તે દુર્બુદ્ધિ પારલૌકિક ફળ ન પામે. ૩૦

બ્રાહ્મણ રાજા પાસે કોઈ ફરિયાદ ન કરે

न ब्राह्मणो वेदयेत किंचिद्राजनि धर्मवित् ।
स्ववीर्येणैव ताञ्छिष्यान्मानवानपकारिणः ॥ ३१ ॥

ધર્મ જાણનારો બ્રાહ્મણ રાજાને (કોઈના અપરાધ વિષે) કંઈ (ફરિયાદ) ન જણાવે; પણ પોતાના (મંત્રોના) સામર્થ્યથી જ પોતાનો અપરાધ કરનારા માણસોને શિક્ષા કરે. ૩૧

રાજાના બળ કરતાં બ્રાહ્મણનું મંત્રબળ અધિક

स्ववीर्याद्राजवीर्याच्च स्ववीर्यं बलवत्तरम् ।
तस्मात्स्वेनैव वीर्येण निगृह्णीयादरीन्द्विजः ॥ ३२ ॥

(બ્રાહ્મણનું) પોતાનું સામર્થ્ય અને રાજાનું સામર્થ્ય એ બેમાં પોતાનું (મંત્ર) સામર્થ્ય વિશેષ બળવાન છે; તેથી બ્રાહ્મણે પોતાના જ સામર્થ્યથી શત્રુઓને શિક્ષા કરવી. ૩૨

બ્રાહ્મણનું આ મંત્રબળ

श्रुतीरथर्वाङ्गिरसीः कुर्यादित्यविचारयन् ।
वाक्शस्त्रं वै ब्राह्मणस्य तेन हन्यादरीन्द्विजः ॥ ३३ ॥

તેણે વિચાર કર્યા વિના જ (શત્રુઓ સામે) અથર્વવેદના અંગિરાઋષિએ કહેલા મંત્રોનો (અભિચાર તરીકે) ઉપયોગ કરવો. (મંત્રરૂપ) વાણી એ જ બ્રાહ્મણનું શસ્ત્ર છે; તેનાથી

બ્રાહ્મણે શત્રુઓને હણવા. ૩૩

[ तदस्त्रं सर्ववर्णानामनिवार्यं च शक्तितः ।
तपोवीर्यप्रभावेण अवध्यानपि बाधते ॥

બ્રાહ્મણનું એ (આભિચારિક મંત્રોચ્ચારરૂપી) અસ્ત્ર, (એવું મહાબળવાન છે કે) હરકોઈ વર્ણના લોકોથી પોતાની શક્તિ દ્વારા રોકી શકાતું નથી; (એટલું જ નહિ પણ) તપરૂપી વીર્યના પ્રભાવથી એ અસ્ત્ર ન મારી શકાય એવા (મહાબળવાન) લોકોને પણ મારી નાખે છે.]*

ત્રણે વર્ણ પોતપોતાના બળથી આપત્તિ દૂર કરે

क्षत्रियो बाहुवीर्येण तरेदापदमात्मनः ।
धनेन वैश्यशूद्रौ तु जपहोमैर्द्विजोत्तमः ॥ ३४ ॥

ક્ષત્રિય બાહુબળથી પોતાની આપત્તિ દૂર કરે; વૈશ્ય અને શૂદ્ર ધનથી આપત્તિ દૂર કરે; પણ શ્રેષ્ઠ બ્રાહ્મણ (આભિચારિક) જપહોમોથી આપત્તિ દૂર કરે. ૩૪

બ્રાહ્મણ કોણ કહેવાય?

विधाता शासिता वक्ता मैत्रो ब्राह्मण उच्यते ।
तस्मै नाकुशलं ब्रूयान्न शुष्कां गिरमीरयेत् ॥ ३५ ॥

વેદોક્ત કર્મો કરનારો, પુત્ર તથા શિષ્ય આદિને શિક્ષણ આપનારો, પ્રાયશ્ચિત્ત વગેરે ધર્મો કહેનારો, તેમ જ બધાં પ્રાણીઓ વિષે મૈત્રી રાખનારો બ્રાહ્મણ કહેવાય છે. (આને શિક્ષા કરો, એમ) અનિષ્ટ કહેવું નહિ; તેમ જ તેને કઠોર વાણી

* નિર્ણયસાગરે છાપેલી કુલ્લૂકની ટીકાવાળી મનુસ્મૃતિની પાંચમી આવૃત્તિમાં આ ક્ષેપક શ્લોક મળે છે. કુલ્લૂકે તેના પર ટીકા લખી નથી.

કહેવી નહિ. ૩૫

આટલાં અગ્નિહોત્ર-હોમ ન કરી શકે

न वै कन्या न युवतिर्नाल्पविद्यो न बालिशः ।
होता स्यादग्निहोत्रस्य नार्तो नासंस्कृतस्तथा ॥ ३६ ॥

કન્યા, (પરણેલી છતાં) જુવાન સ્ત્રી, થોડું ભણેલો, મૂર્ખ, રોગી અને ઉપનયન (જનોઈના) સંસ્કારથી રહિત હોય તે; એટલાં અગ્નિહોત્રનો (સવારસાંજનો) હોમ કરનાર ન થઈ શકે. ૩૬

વેદપારંગત હોય તે જ હોમ કરનાર થાય

नरके हि पतन्त्येते जुह्वन्तः स च यस्य तत् ।
तस्माद्वैतानकुशलो होता स्याद्वेदपारगः ॥ ३७ ॥

છતાં તે કન્યા આદિ જે હોમ કરે, તો તેઓ અને જેના વતી તેઓ હોમ કરે, તે બધાં નરકમાં જ પડે છે; માટે શ્રૌતકર્મમાં કુશળ અને વેદમાં જે પારંગત હોય તે જ હોતા થાય.

ધનસંપત્તિવાળો બ્રાહ્મણ અગ્નિહોત્રનું ફળ ક્યારે મેળવે?

प्राजापत्यमदत्वाऽश्वमग्न्याधेयस्य दक्षिणाम् ।
अनाहिताग्निर्भवति ब्राह्मणो विभवे सति ॥ ३८ ॥

અગ્નિહોત્ર રાખીને જે બ્રાહ્મણ સંપત્તિ હોય છતાં પ્રજાપતિ દૈવતવાળા ઘોડાની દક્ષિણા આપતો નથી, તે અગ્નિહોત્ર રાખ્યા છતાં અગ્નિહોત્રનું ફળ પામતો નથી. (માટે અગ્નિહોત્ર રાખનારે તે દક્ષિણા દેવી જોઈએ.) ૩૮

બીજાં પુણ્યકર્મ કરે, પણ ઓછી દક્ષિણાવાળા યજ્ઞ ન કરે

पुण्यान्यन्यानि कुर्वीत श्रद्दधानो जितेन्द्रियः ।
न त्वल्पदक्षिणैर्यज्ञैर्यजेत्ते ह कथंचन ॥ ३९ ॥

શ્રદ્ધાળુ જિતેન્દ્રિય બ્રાહ્મણે ભલે બીજાં પુણ્યકાર્યો કરવાં, પણ (શાસ્ત્રમાં કહ્યાથી) ઓછી દક્ષિણાવાળા યજ્ઞોથી યજન ન કરવું. ૩૯

ઓછી દક્ષિણાવાળા યજ્ઞથી નુકસાન

इन्द्रियाणि यशः स्वर्गमायुः कीर्तिं प्रजाः पशून् ।
हन्त्यल्पदक्षिणो यज्ञस्तस्मान्नाल्पधनो यजेत् ॥ ४० ॥

ઓછી દક્ષિણાવાળો યજ્ઞ ઇન્દ્રિયો, યશ, સ્વર્ગ, આયુષ, કીર્તિ, પ્રજા અને પશુઓને હણે છે, તેથી થોડા ધનવાળાએ યજ્ઞ કરવો નહિ. ૪૦

અગ્નિહોત્રી હોમ ન કરે તો પ્રાયશ્ચિત્ત

+[ अन्नहीनो दहेद्राष्ट्रं मन्त्रहीनस्तु ऋत्विजः ।
दीक्षितं दक्षिणाहीनो नास्ति यज्ञसमो रिपुः ॥

[ યજ્ઞ જો અન્નદાનરહિત કરાયો હોય તો આખા દેશને બાળી નાખે; પણ જો મંત્રરહિત કરાયો હોય તો (એ યજ્ઞ કરાવનારા) બ્રાહ્મણોને બાળી નાખે અને જો દક્ષિણારહિત કરાયો હોય, તો એ યજ્ઞ કરવાની દીક્ષા લીધેલા-યજમાનને બાળી નાખે છે; આમ (કોઈ પણ અંગની ખામીવાળો) યજ્ઞ જેવો કોઈ શત્રુ નથી. ]

अग्निहोत्र्यपविध्याग्नीन्ब्राह्मणः कामकारतः ।
चान्द्रायणं चरेन्मासं वीरहत्यासमं हि तत् ॥ ४१ ॥

જે અગ્નિહોત્રી બ્રાહ્મણ, જાણીબૂઝીને સવારસાંજ અગ્નિમાં

+ નિર્ણયસાગરે છાપેલી મનુસ્મૃતિ( સંસ્કૃત ટીકાવાળી )ની પાંચમી આવૃત્તિમાં આ ક્ષેપક શ્લોક મળે છે. (એના ઉપર કુલ્લૂકની ટીકા નથી.)

હોમ ન કરે, તેણે એક મહિનો ચાંદ્રાયણવ્રત કરવું; કેમકે હોમત્યાગ, એ પુત્રહત્યા સમાન છે.÷ ૪૧

શૂદ્ર પાસેથી ધન મેળવી અગ્નિહોત્ર ન સેવાય

ये शूद्रादधिगम्यार्थमग्निहोत्रमुपासते ।
ऋत्विजस्ते हि शूद्राणां ब्रह्मवादिषु गर्हिताः ॥ ४२ ॥

જે બ્રાહ્મણો શૂદ્ર પાસેથી ધન લઈ અગ્નિહોત્ર સેવે છે, તેઓ શૂદ્રોના ઋત્વિજો હોઈ બ્રહ્મવાદીઓમાં નિંદાય છે.૪૨

એ અગ્નિહોત્રનું ફળ તે શૂદ્રને મળે

तेषां सततमज्ञानां वृषलाग्न्युपसेविनाम् ।
पदा मस्तकमाक्रम्य दाता दुर्गाणि संतरेत् ॥ ४३ ॥

એ શૂદ્રનો અગ્નિ સેવનારા અર્થાત્ શૂદ્રની પાસેથી ધન લઈ અશાસ્ત્રીય અગ્નિહોત્ર ઉપાસનારા તે અજ્ઞાની બ્રાહ્મણોનાં માથાંને (પેલો) શૂદ્ર દાતા પગથી દબાવીને એટલે તેના માથા પર નિરંતર પગ મૂકી પરલોકમાં સંકટો તરી જાય છે. (અર્થાત્ એ અગ્નિહોત્રનું ફળ તે અગ્નિહોત્રીઓને મળતું નથી, પણ શૂદ્ર દાતાને મળે છે.) ૪૩

પ્રાયશ્ચિત્ત કોણે કરવાનું?

अकुर्वन्विहितं कर्म निन्दितं च समाचरन् ।
प्रसक्तश्चेन्द्रियार्थेषु प्रायश्चित्तीयते नरः ॥ ४४ ॥

÷શ્રુતિ પણ આમ જ કહે છે: 'वीरहा वा एष देवानां भवति योऽग्निमुद्वासयते।' જે અગ્નિહોત્રના અગ્નિને ઉજ્જડ રાખે છે અર્થાત્ સવાર–સાંજ આપવાની આહુતિઓ ન આપે, તો એ અગ્નિહોત્રનો ઘાતક માણસ પુત્રહત્યારો થાય—તેને પુત્રહત્યા કરવાનું પાપ લાગે; અથવા તેના પુત્રનો નાશ જ થાય. (कुल्लूक)

જે માણુસ વેદશાસ્ત્રોક્ત કર્મ કરતો નથી અને નિંદિત કર્મ આચરે છે, તેમજ જે ઇંદ્રિયોના વિષયોમાં અતિશય આસક્ત રહે છે, તે પ્રાયશ્ચિત્તને પાત્ર ઠરે છે.* ૪૪

પ્રાયશ્ચિત્ત સંબંધી મતભેદ

अकामतः कृते पापे प्रायश्चित्तं विदुर्बुधाः ।
कामाकारकृतेऽप्याहुरेके श्रुतिनिदर्शनात् ॥ ४५ ॥

વિદ્વાનો અજાણતાં કરેલા પાપ માટે પ્રાયશ્ચિત્ત કહે છે; ત્યારે કેટલાક વિદ્વાનો શ્રુતિનું ઉદાહરણ÷ આપી જાણી જોઈને કરેલાં પાપ માટે પણ પ્રાયશ્ચિત્ત કહે છે. ૪૫

અજાણતાં ને જાણતાં કરેલાં પાપથી શુદ્ધિ

अकामतः कृतं पापं वेदाभ्यासेन शुद्ध्यति ।
कामतस्तु कृतं मोहात्प्रायश्चित्तैः पृथग्विधैः ॥ ४६ ॥

અજાણતાં કરેલાં પાપની શુદ્ધિ વેદના અભ્યાસથી થાય

* સંધ્યોપાસન આદિ નિત્યકર્મ અને મુડદાંનો સ્પર્શ વગેરે કરીને કરવાનું સ્નાનાદિ નૈમિત્તિક કર્મ જે ન કરે, તેમજ શાસ્ત્રે નિષેધેલાં હિંસા વગેરે નિંદ્ય કર્મ આચરે અને શાસ્ત્રે નહિ કહેલાં કે નહિ નિષેધેલાં વિષયસેવનમાં અતિશય જે આસક્ત રહે, તે માણુસ પ્રાયશ્ચિત્તને યોગ્ય ગણાય છે, એમ અહીં જણાવ્યું છે. (कुल्लूक)

÷ શ્રુતિનું તે ઉદાહરણ આ છે: 'इन्द्रो यतीन् सालावृकेभ्यः प्रायच्छत् तमश्लीला वागित्यावदत् स प्रजापतिमुपाधावत् तस्मात्तमुपहव्यं प्रायच्छत्। ઇન્દ્રે જાણી જોઈને યતિઓને કૂતરાઓને આપી દીધા; પછી તેના પ્રાયશ્ચિત્ત માટે તે બ્રહ્મદેવ પાસે ગયો; ત્યારે બ્રહ્મદેવે તેને ઉપહવ્ય નામનું કર્મ પ્રાયશ્ચિત્ત તરીકે કરવા કહ્યું.' આ ઉપરથી સાબિત થાય છે, કે જાણી જોઈને કરેલા પાપ માટે પણ પ્રાયશ્ચિત્ત કરવાનું છે જ. (कुल्लूक)

છે; પણ જાણીજોઈને મોહથી કરેલાં પાપની શુદ્ધિ તો જુદી-જુદી જાતનાં પ્રાયશ્ચિત્તોથી થાય છે.× ૪૬

પ્રાયશ્ચિત્તને પાત્ર બનેલો, તે કર્યા વિના સજ્જનો સાથે સંબંધ ન રાખી શકે

प्रायश्चित्तीयतां प्राप्य दैवात्पूर्वकृतेन वा ।
न संसर्गं व्रजेत्सद्भिः प्रायश्चित्तेऽकृते द्विजः ॥ ४७ ॥

જે દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય) દૈવયોગે પ્રમાદથી અથવા પૂર્વજન્મના કર્મને લીધે પ્રાયશ્ચિત્તને પાત્ર થાય છે, તેણે પ્રાયશ્ચિત્ત કર્યા વિના સજ્જનોની સાથે (કોઈ પણ) સંબંધ કરવો નહિ. ૪૭

પ્રાયશ્ચિત્તની વ્યાખ્યા

[ प्रायो नाम तपः प्रोक्तं चित्तं निश्चय उच्यते ।
तपो निश्चयसंयुक्तं प्रायश्चित्तमिति स्मृतम् ॥

'પ્રાય' એટલે 'તપ' કહેવાય છે અને 'ચિત્ત' એટલે 'નિશ્ચય' કહેવાય છે; તેથી નિશ્ચય સાથેના તપને જ 'પ્રાયશ્ચિત્ત' એ પ્રમાણે કહ્યું છે. ]

કર્મવિપાક બેડોળ રૂપનું કારણ

इह दुश्चरितैः केचित्केचित्पूर्वकृतैस्तथा ।
प्राप्नुवन्ति दुरात्मानो नरा रूपविपर्ययम् ॥ ४८ ॥

× અજાણતાં જે પાપ થઈ જાય તો નાનાં પ્રાયશ્ચિત્તનો અધિકારી બને છે અને જાણી જોઈને પાપકર્મ કરે તો તે મોટાં પ્રાયશ્ચિત્તનો અધિકારી થાય છે, એમ અધિકારીનું જ અહીં સૂચન છે; તે તે જાતનાં પ્રાયશ્ચિત્તો તો આગળ ઉપર બતાવાશે. (कुल्लूक)

કેટલાક દુષ્ટાત્મા માણસો આ જન્મમાં કરેલાં દુષ્ટ કૃત્યોથી અને કેટલાક પૂર્વ જન્મમાં કરેલાં દુરાચરણોથી રૂપની વિકૃતિ (બેડોળ રૂપ) પામે છે. ૪૮

જુદાંજુદાં પાપનાં પ્રત્યક્ષ ફળ

सुवर्णचौरः कौनख्यं सुरापः श्यावदन्तताम् ।
ब्रह्महा क्षयरोगित्वं दौश्चर्म्यं गुरुतल्पगः ॥ ४९ ॥
पिशुनः पौतिनासिक्यं सूचकः पूतिवक्त्रताम् ।
धान्यचौरोऽङ्गहीनत्वमातिरेक्यं तु मिश्रकः ॥ ५० ॥
अन्नहर्ताऽमयावित्वं मौक्यं वागपहारकः ।
वस्त्रापहारकः श्वैत्र्यं पङ्गुतामश्वहारकः ॥ ५१ ॥
एवं कर्मविशेषेण जायन्ते सद्विगर्हिताः ।
जडमूकान्धबधिरा विकृताकृतयस्तथा ॥ ५२ ॥

[ दीपहर्ता भवेदन्धः काणो निर्वापको भवेत् ।
×हिंसया व्याधिभूयस्त्वमरोगित्वमहिंसया ॥
દીવો ચોરનારો આંધળો થાય છે; દીવો બુઝાવી દેનારો કાણો થાય છે; હિંસા કરવાથી અનેક વ્યાધિઓ થાય છે અને અહિંસાથી નીરોગીપણું રહે છે. ]

શુદ્ધિ માટે પ્રાયશ્ચિત્ત જરૂરી

चरितव्यमतो नित्यं प्रायश्चित्तं विशुद्धये ।
निन्द्यैर्हि लक्षणैर्युक्ता जायन्तेऽनिष्कृतैनसः* ॥ ५३ ॥
આથી, વિશુદ્ધિ માટે નિત્ય પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ; કારણકે પાપનું પ્રાયશ્ચિત્ત ન કરનારાઓ નિંદ્ય લક્ષણો સાથે જન્મે છે. ૫૩

---

× આ ક્ષેપક શ્લોકનો ઉત્તરાર્ધ કુલ્લૂક ટીકાકાર આમ લખે છે : 'हिंसारुचिः सदारोगी वाताङ्गः पारदारिकः । હિંસા કરવામાં પ્રીતિવાળો માણસ હમેશાં રોગી રહે છે અને પારકી સ્ત્રીઓ સાથે વ્યભિચાર ખેલનારો વાયુના રોગવાળો થાય છે.' (कुल्लूक)

* અહીં 'अनिष्कृतैनसः' એ વિશેષણનો અર્થ આ છે : 'अनिष्कृतम्—अनाशितम् एनः यैस्ते—अकृतप्रायश्चित्ताः । જેઓએ પ્રાયશ્ચિત્તો દ્વારા પાપનો નાશ કર્યો નથી' તેઓ બીજા જન્મોમાં ભોગવેલાં પાપકર્મનાં ફળ બાકી રહેવાથી આ લોકમાં ઉપર શ્લો. ૪૯—૫૨માં જણાવેલાં નિંદ્ય લક્ષણોવાળા જન્મે છે; એટલે વિશુદ્ધિ થવા સારુ અને પાપ દૂર કરવા માટે (પાપી હોય તેણે) પ્રાયશ્ચિત્ત સદા કરવું જ જોઈએ. એ રીતે આ પ્રાયશ્ચિત્ત કર્મ તે નૈમિત્તિક નથી, પરંતુ 'अनिष्कृतैनसः' એવું વિશેષણ આ શ્લોકમાં ગ્રહણ કરેલું છે, તેથી વિશુદ્ધિ માટે અવશ્ય તે આચરવું જોઈએ; એવો ઉપદેશ કરેલો હોવાથી પાપનો નાશ જે ઇચ્છનાર એમાં અધિકારી ઠરે છે. (कुल्लूक)

મહાપાપ

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः ।
महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥ ५४ ॥

બ્રહ્મહત્યા*, મદ્યપાન, (સોના વગેરેની) ચોરી, ગુરુપત્ની સાથે વ્યભિચાર અને એ કરનારા સાથે સંબંધ રાખવો, એને મહાપાપો કહે છે. ૫૪

બ્રહ્મહત્યા જેવાં પાપ

अनृतं च समुत्कर्षे राजगामि च पैशुनम् ।
गुरोश्चालीकनिर्बन्धः समानि ब्रह्महत्यया ॥ ५५ ॥

(આપવડાઈ જણાવવા) જૂઠાણું હાંકવું, રાજા આગળ ચાડીચૂગલી કરવી અને ગુરુ પર ખોટો દોષ ચઢાવવો, એ પાપો બ્રહ્મહત્યા સમાન છે. ૫૫

મદ્યપાન જેવાં પાપ

ब्रह्मोज्झता वेदनिन्दा कौटसाक्ष्यं सुहृद्वधः ।
गर्हितानाद्ययोर्जग्धिः सुरापानसमानि षट् ॥ ५६ ॥

વેદ ભણી અભ્યાસ ન રાખવાથી તે ભૂલી જવા, વેદની નિંદા કરવી, ખોટી સાક્ષી પૂરવી, મિત્રનો વધ કરવો અને

---

* શાસ્ત્રદૃષ્ટિએ જે બ્રાહ્મણનો વધ કરનાર સાબિત થાય, તે જ બ્રાહ્મણનો વધ કરનાર ગણાય અને તેને જ બ્રહ્મહત્યા લાગે છે; આ અભિપ્રાય શાતાતપ જણાવે છે : 'गांभूर्हिरण्यमथवा स्त्रीसंबन्ध-कृतेऽपि वा । यमुद्दिश्य त्यजेत् प्राणांस्तमाहुर्ब्रह्मघातकम् ।' ગાય, જમીન કે સોનું કોઈ પડાવી લે અથવા પોતાની પત્ની સાથે (કોઈ બીજો ખરાબ) સંબંધ કરે, ત્યારે (એવું કરનાર) જે માણસને ઉદ્દેશી બ્રાહ્મણ પ્રાણ છોડે, તેને બ્રાહ્મણની હત્યા કરનાર જાણવો.' (કુલ્લૂક)

નિંદિત તથા નિષિદ્ધ વસ્તુઓ ખાવી—એ છ પાપો સુરાપાન સમાન (દારૂ પીવા જેવાં) છે. ૫૬

સોનું ચોરવા જેવાં પાપ

निक्षेपस्यापहरणं नराश्वरजतस्य च ।
भूमिवज्रमणीनां च रुक्मस्तेयसमं स्मृतम् ॥ ५७ ॥

કોઈની થાપણ ઓળવવી તથા મનુષ્ય, ઘોડો, ચાંદી, જમીન, હીરા કે મણિ પડાવી લેવા, એ સોનાની ચોરી કર્યા જેવું પાપ છે. ૫૭

ગુરુપત્ની સાથે વ્યભિચાર કર્યા જેવાં પાપ

रेतःसेकः स्वयोनीषु कुमारीष्वन्त्यजासु च ।
सख्युः पुत्रस्य च स्त्रीषु गुरुतल्पसमं विदुः ॥ ५८ ॥

સગી બહેનોમાં, કુંવારી કન્યાઓમાં, અંત્યજ સ્ત્રીઓમાં તેમ જ મિત્ર અને પુત્રની પત્નીઓમાં વીર્યસિંચન કરવું, એને ગુરુપત્ની સાથે વ્યભિચાર કર્યા જેવું પાપ કહે છે. ૫૮

ઉપપાતકો

गोवधोऽयाज्यसंयाज्यपारदार्यात्मविक्रयाः ।
गुरुमातृपितृत्यागः स्वाध्यायाग्न्योः सुतस्य च ॥ ५९ ॥
परिवित्तितानुजेऽनूढे परिवेदनमेव च ।
तयोर्दानं च कन्यायास्तयोरेव च याजनम् ॥ ६० ॥
कन्याया दूषणं चैव वार्धुष्यं व्रतलोपनम् ।
तडागारामदाराणामपत्यस्य च विक्रयः ॥ ६१ ॥
व्रात्यता चान्धवत्यागो भृत्याध्यापनमेव च ।
भृत्या चाध्ययनादानमपण्यानां च विक्रयः ॥ ६२ ॥

सर्वाकरेष्वधीकारो महायन्त्रप्रवर्तनम् ।
हिंसौषधीनां स्त्र्याजीवोऽभिचारो मूलकर्म च ॥ ६३ ॥
इन्धनार्थमशुष्काणां द्रुमाणामवपातनम् ।
आत्मार्थं च क्रियारम्भो निन्दितान्नादनं तथा ॥ ६४ ॥
अनाहिताग्निता स्तेयमृणानामनपक्रिया ।
असच्छास्त्राधिगमनं कौशीलव्यस्य च क्रिया ॥ ६५ ॥
धान्यकुप्यपशुस्तेयं मद्यपस्त्रीनिषेवणम् ।
स्त्रीशूद्रविट्क्षत्रवधो नास्तिक्यं चोपपातकम् ॥ ६६ ॥

ગાયનો વધ કરવો, યજ્ઞ કરવા યોગ્ય ન હોય એવાને યજ્ઞ કરાવવો, પરસ્ત્રી સાથે વ્યભિચાર કરવો, પોતાની જાતનું વેચાણ કરવું; ગુરુ, માતા, પિતા, વેદનો સ્વાધ્યાય, શ્રૌતસ્માર્ત્ત અગ્નિઓ તથા પુત્રનો ત્યાગ કરવો: મોટાભાઈને કુંવારો રાખી નાનાભાઈએ પરણી મોટાને પરિવિત્તિ* કરવો; આમ નાનાએ પરણીને અગ્નિહોત્ર રાખી પરિવેત્તા થવું; એ બન્નેને કન્યા આપવી, એ બેયને યજ્ઞ કરાવવા; કન્યાને દૂષિત કરવી, અયોગ્ય વ્યાજ લેવું, વ્રતનો લોપ કરવો; જળાશય, બાગ, પત્ની તથા પુત્રને વેચવાં; ઉપનયન આદિ સંસ્કારો ન કરવા, બાંધવોનો ત્યાગ કરવો, પગાર લઈ ભણાવવું, પગાર આપી ભણવું, વેચાણને અયોગ્ય એવી વસ્તુઓ વેચવી, સોનારૂપા વગેરેની બધી ખાણો ઉપર અધિકાર કરવો, મોટાં યંત્રો ચલાવવાં, ઔષધિઓ વાઢવી, સ્ત્રી ઉપર ગુજરાન ચલાવવું, મારણ પ્રયોગ કરવા, વશીકરણાદિ

* નાનો પરણે ને મોટો કુંવારો રહે, તો મોટો ભાઈ પરિવિત્તિ અને પરણનાર નાનો ભાઈ પરિવેત્તા કહેવાય છે.

કરવું, ઇંધણાં માટે લીલાં ઝાડ કાપી નાખવાં, કેવળ પોતાને માટે જ રસોઈ વગેરે ક્રિયા કરવી, નિંદિત અન્ન ખાવું, અગ્નિહોત્રનો ત્યાગ કરવો, ચોરી કરવી, કરજ ભરપાઈ ન કરવું, (વેદ વિરુદ્ધ) ખરાબ શાસ્ત્રોનું સેવન કરવું; નાચ, નાટક આદિ તમાશા કરવા; ધાન્ય, સોનાચાંદી સિવાયની ધાતુઓ અને પશુઓની ચોરી કરવી; દારૂડિયણ સ્ત્રીનો સંગ કરવો; સ્ત્રી, શૂદ્ર, વૈશ્ય તથા ક્ષત્રિયનો વધ કરવો અને નાસ્તિકતા—એ બધાં ઉપપાતકો છે. ૫૯–૬૬

જાતિથી ભ્રષ્ટ કરનાર પાપ

ब्राह्मणस्य रुजःकृत्या घ्रातिरघ्रेयमद्ययोः ।
जैह्म्यं च मैथुनं पुंसि जातिभ्रंशकरं स्मृतम् ॥ ६७ ॥

બ્રાહ્મણને (માર મારી) પીડા કરવી, ન સૂંઘવા જેવા પદાર્થો અને દારૂ સૂંઘવા, કુટિલતા (વાંકાઈ) અને પુરુષની સાથે મૈથુન—એને જાતિભ્રંશકર (જાતિથી ભ્રષ્ટ કરનાર) પાપ કહ્યાં છે. ૬૭

વર્ણસંકરતા કરનાર પાપ

खराश्वोष्ट्रमृगेभानामजाविकवधस्तथा ।
संकरीकरणं ज्ञेयं मीनाहिमहिषस्य च ॥ ६८ ॥

ગધેડાં, ઘોડાં, ઊંટ, હરણિયાં, હાથી, ઘેટાં, બકરાં, માછલાં, સાપ અને પાડાનો વધ કરવો, એને વર્ણસંકરતા કરનાર પાપ જાણવું. (એટલે તેઓનો વધ કરનારો વર્ણસંકર થાય છે.) ૬૮

અપાત્ર કરનાર પાપ

निन्दितेभ्यो धनादानं वाणिज्यं शूद्रसेवनम् ।
अपात्रीकरणं ज्ञेयमसत्यस्य च भाषणम् ॥ ६९ ॥

નિંદિતો પાસેથી ધન લેવું, વેપાર કરવો, શૂદ્રની સેવા કરવી અને અસત્ય બોલવું, એને અપાત્રીકરણ પાપ જાણવું. (અર્થાત્ એ કરનારને અપાત્ર જાણવો.) ૬૯

મલિનતા કરનાર પાપ

कृमिकीटवयोहत्या मद्यानुगतभोजनम् ।
फलैधःकुसुमस्तेयमधैर्यं च मलावहम् ॥ ७० ॥

કૃમિ, કીડા અને પક્ષીની હત્યા, દારૂ સાથે ભળેલું ભોજન; ફળ, લાકડાં અને ફૂલની ચોરી અને અધીરતા—એ મલિનીકરણ (મલિન કરનારાવાળાં) પાપો છે. ૭૦

પૂર્વોક્ત પાપોનાં પ્રાયશ્ચિત્ત

एतान्येनांसि सर्वाणि यथोक्तानि पृथक्पृथक् ।
यैर्यैर्व्रतैरपोह्यन्ते तानि सम्यङ्निबोधत ॥ ७१ ॥

આ જુદાંજુદાં સર્વ પાપો જે કહ્યાં, તે જે જે વ્રતોથી દૂર કરાય છે, તે બરાબર તમે સાંભળો. ૭૧

બ્રહ્મહત્યાનાં પ્રાયશ્ચિત્તો: પ્રકાર ૧લો, બ્રાહ્મણ માટે –

ब्रह्महा द्वादश समाः कुटीं कृत्वा वने वसेत् ।
भैक्षाश्यात्मविशुद्ध्यर्थं कृत्वा शवशिरोध्वजम् ॥ ७२ ॥

બ્રહ્મહત્યા× કરનારો (બ્રાહ્મણ) પોતાની વિશુદ્ધિ માટે બાર વર્ષ સુધી વનમાં ઝૂંપડી બાંધી રહે, મારી ગયેલા બ્રાહ્મણની ખોપરીનું (ઝૂંપડી પર) નિશાન રાખે અને ભિક્ષાનું ભોજન કરે.

× યમ બ્રહ્મહત્યા માટે આવું પ્રાયશ્ચિત્ત લખે છે:
'सप्तागारान्यपूर्वाणि यान्यसंकल्पितानि च ।
संविशेत्तानि शनकैर्विधूमे भुक्तवज्जने ॥

પ્રકાર ૨જો, ક્ષત્રિય માટે

लक्ष्यं शस्त्रभृतां वा स्याद्विदुषामिच्छयात्मनः ।
प्रास्येदात्मानमग्नौ वा समिद्धे त्रिरवाक्शिराः ॥ ७३ ॥

અથવા (જો તે હત્યા કરનાર ક્ષત્રિય હોય, તો તેણે) પોતાની ઇચ્છાથી શસ્ત્ર ધારણ કરનાર (અને 'આ પોતાના પાપનો નાશ કરવા માટે શસ્ત્રોનું નિશાન બન્યો છે' એમ જાણતા) પુરુષોનું નિશાન* થવું; અથવા પોતાના શરીરને

ब्रूण(ब्रह्म)घ्ने देहि मे भिक्षामित्येवं विख्याप्य संचरेत् ।
एककालं चरेद् भैक्ष्यं तदलब्ध्वोदकं पिबेत् ॥

બ્રહ્મહત્યા કરનારે ભિક્ષા માટે જેનો મનમાં સંકલ્પ પણ કર્યો ન હોય, એવાં જુદાંજુદાં સાત ઘેર ભિક્ષા લેવા જવું; તે પણ ધીમેથી, રસોઈ થઈ ગયા પછી અને ઘરનાં માણસો જમી લે, તે વખતે જવું; તેમ જ તે તે ઘરમાં દાખલ થઈ 'મને બ્રહ્મહત્યારાને ભિક્ષા આપો,' એમ પોતાનું પાપ જાહેર કરવું; એમ એક જ વખત ભિક્ષા માટે જવું અને કદાચ ભિક્ષા ન મળે, તો (તે દિવસે) પાણી પીને ચલાવી લેવું.'

ભવિષ્યપુરાણમાં કહ્યું છે:

'द्विगुणाः क्षत्रियाणां तु वैश्यानां त्रिगुणाः स्मृताः ।
चतुर्गुणास्तु शूद्राणां पर्षदुक्ता महात्मनाम् ॥
पर्षदुक्तव्रतं प्रोक्तं शूद्रेषु पापकर्मणाम् ।

બ્રાહ્મણોએ પોતાનાં પાપકર્મની વિશુદ્ધિ માટે વ્રત બનાવનારા જેટલા બ્રાહ્મણોની સભા બોલાવી હોય, તેથી બમણી સભા ક્ષત્રિયોએ, તેથી ત્રણગણી સભા વૈશ્યોએ અને તેથી ચારગણી સભા શૂદ્રોએ બોલાવવી.' આ વચનથી આમ સમજાય છે, કે ક્ષત્રિય આદિ ત્રણે વર્ણના બ્રહ્મહત્યારાએ અનુક્રમે બમણું, ત્રણગણું તથા ચારગણું પ્રાયશ્ચિત્ત સમજવું. (કુલ્લૂક)

• એવી રીતે નિશાન થવું કે જેથી પોતે મરી જાય અથવા

બળબળતા અગ્નિમાં ત્રણવાર ઊંધે માથે ઝંપલાવવું. ૭૩

-પ્રકાર ત્રીજો, ક્ષત્રિય માટે તથા ત્રણે વર્ણ માટે

यजेत वाऽश्वमेधेन स्वर्जिता गोसवेन वा ।
अभिजिद्विश्वजिद्भ्यां वा त्रिवृताग्निष्टुतापि वा ॥ ७४ ॥

અથવા તેણે અશ્વમેધ યજ્ઞ કરવો; અથવા (હરકોઈએ) સ્વર્ગજિત્, ગોસવ, અભિજિત્ કે વિશ્વજિત્ યજ્ઞ અથવા ત્રિવૃત્ કે અગ્નિષ્ટુત્ યજ્ઞ કરવો.+ ૭૪

પ્રકાર ચોથો, ત્રણ વર્ણ માટે

जपन् वाऽन्यतमं वेदं योजनानां शतं व्रजेत् ।
ब्रह्महत्यापनोदाय मितभुङ्नियतेन्द्रियः ॥ ७५ ॥

અથવા બ્રહ્મહત્યા ટાળવા સારુ (ત્રણે વર્ણે) ઇંદ્રિયોને

---

*મરણતોલ થઈ જાય; એમ કરવાથી તે શુદ્ધ થાય છે. યાજ્ઞવલ્ક્ય પણ એમ જ કહે છે: 'संग्रामे वा हतो लक्ष्यभूतः शुद्धिमवाप्नुयात् । मृतकल्पः प्रहारार्तो जीवन्नपि विशुद्ध्यति । અથવા લડાઈમાં તે માર્યો જાય અને એમ શસ્ત્રધારીઓનું જો નિશાન બને તો શુદ્ધિ પામે છે. એ રીતે નિશાન બનેલો તે પાપી શસ્ત્રપ્રહારથી પીડાઈને મૂઆ જેવો થઈ જાય, છતાં કદાચ જીવતો બચી જાય તોપણ પાપથી તો શુદ્ધ જ થાય છે.' અથવા ત્રણવાર તેણે અગ્નિમાં 'तथा प्रास्येत यथा म्रियेत । એ રીતે ઝંપલાવવું, કે જેથી મરણ નીપજે' એવું આપસ્તંબનું પણ વચન છે. (कुल्लूक)

-+ ભવિષ્યપુરાણમાં આના અનુસંધાનરૂપે જણાવ્યું છે કે: 'स्वर्जितादेश्च यद्द वीर कर्मणां श्रुतनापते । अनुष्ठानं द्विजातीनां वधे ह्यमतिपूर्वके । હે સેનાપતિ કાર્તિકસ્વામી! સ્વર્ગજિત્ વગેરે યજ્ઞો કરવાનું જે પ્રાયશ્ચિત્ત (મનુએ) કહ્યું છે, તે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય જો અજાણતાં બ્રાહ્મણનો વધ કરી બેસે, તો તેમને માટે સમજવાનું છે.' (कुल्लूक)

સંયમમાં રાખી તથા માપસર ભોજન કરી ગમે તે વેદનો જપ કરતાંકરતાં સો યોજન જવું.+ ૭૫

પ્રકાર પાંચમો, બ્રાહ્મણ માટે

सर्वस्वं वेदविदुषे ब्राह्मणायोपपादयेत् ।
धनं वा जीवनायालं गृहं वा सपरिच्छदम् ॥ ७६ ॥

અથવા (હત્યા કરનાર જો બ્રાહ્મણ હોય તો) તેણે વેદવેત્તા બ્રાહ્મણોને પોતાનું સર્વસ્વ આપી દેવું અથવા તેને જીવન માટે પૂરું ધન આપવું અથવા તેને બધા રાચરચીલા સાથે ઘર આપવું.× ૭૬

---

+ ભવિષ્યપુરાણમાં આ જ શ્લોક લખી તે ઉપર આવું વ્યાખ્યાન કર્યું છે: 'जातिमात्रं यदा विप्रं हन्यादमतिपूर्वकम् । वेदविच्चाग्निहोत्री च तदा तस्य भवेदिदम् । હરકોઈ (ત્રણે) વર્ણનો માણસ અજાણતાં માત્ર જાતિરૂપ બ્રાહ્મણને મારી નાખે અથવા તે (મારનાર) જો વેદ જાણનાર તથા અગ્નિહોત્રી હોય તો (પણ) તેને માટે આ પ્રાયશ્ચિત્ત કહેવાયું છે.' (कुल्लूक)

× આ પ્રાયશ્ચિત્ત બ્રાહ્મણ માટે છે; તે પણ તેનાથી જો અજાણતાં બ્રહ્મહત્યા થઈ જાય તો જ તે કરી શકે, એમ ભવિષ્યપુરાણમાં કહે છે:

'जातिमात्रं यदा हन्याद् ब्राह्मणं ब्राह्मणो गुह ।
वेदाभ्यासविहीनो वै धनवानग्निवर्जितः ॥
प्रायश्चित्तं तदा कुर्यादिदं पापविशुद्धये ।
धनं वा जीवनायालं गृहं वा सपरिच्छदम् ॥

હે કાર્તિક સ્વામી! જ્યારે કોઈ બ્રાહ્મણ માત્ર જાતિરૂપ (બ્રાહ્મણના ગુણવિનાના પણ) બ્રાહ્મણને મારી નાખે, ત્યારે તે (મારનાર) બ્રાહ્મણ વેદાભ્યાસવિનાનો હોઈ અગ્નિહોત્રથી પણ રહિત હોય છતાં જો ધનવાન હોય તો પાપની શુદ્ધિ માટે તેણે આ પ્રાયશ્ચિત્ત કરવું,

પ્રકાર છઠ્ઠો, બ્રાહ્મણ માટે જ

हविष्यभुग्वाऽनुसरेत्प्रतिस्रोतः सरस्वतीम् ।
जपेद्वा नियताहारस्त्रिर्वै वेदस्य संहिताम् ॥ ७७ ॥

અથવા તેણે હવિષ્યાન્નનું ભોજન રાખી, સરસ્વતીનદીના (નીકળવાના પ્રખ્યાત સ્થળથી માંડી) પ્રવાહ સાથે (છેક પશ્ચિમ સમુદ્ર સુધી) ચાલ્યા કરવું; અથવા નિયમિત આહારવાળા રહી ત્રણવાર વેદની સંહિતા જપવી.‡ ૭૭

પહેલા પ્રકારમાં વિકલ્પ

कृतवापनो निवसेद्ग्रामान्ते गोव्रजेऽपि वा ।
आश्रमे वृक्षमूले वा गोब्राह्मणहिते रतः ॥ ७८ ॥

- કોઈ વેદ જાણનાર-વિદ્વાન બ્રાહ્મણને તેના જીવન માટે પૂરતું ધન આપવું અથવા રાચરચીલા સાથે ઘર આપવું.' (कुल्लूक)

‡ આમ જ ભવિષ્યપુરાણમાં પણ કહે છે :

'जातिमात्रे हते विप्रे देवेन्द्र मतिपूर्वकम् ।
हत्वा यदा वेदहीनो धनेन च भवेद् युतः ॥
तदैतत् कल्पयेत् तस्य प्रायश्चित्तं निबोध मे ।
हविष्यभुक् चरेद्वापि प्रतिस्रोतः सरस्वतीम् ॥
अथवा परिमिताहारस्त्रीन् वारान् वेदसंहिताम् ॥

હે દેવોમાં શ્રેષ્ઠ ! માત્ર જાતિનો બ્રાહ્મણ જાણી જોઈને મારી નાખવામાં આવે, તો મારનારો (બ્રાહ્મણ) જો વેદ ભણેલો ન હોય, પણ ધનથી ભરપૂર હોય તો તેણે આ પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ; તે મારી પાસેથી તું સાંભળ: તેણે હવિષ્યાન્ન જમી સરસ્વતીનદીના પ્રવાહ સાથે ચાલ્યા કરવું; અથવા માપસર આહાર રાખી ત્રણવાર વેદસંહિતાનો એટલે કે ઋગ્વેદ, યજુર્વેદ કે સામવેદની સંહિતાનો પાઠ કર્યા કરવો.' (कुल्लूक)

અથવા (પહેલા પ્રકારના પ્રાયશ્ચિત્તના અધિકારીએ) મુંડન કરાવી ગાય અને બ્રાહ્મણના હિતમાં પરાયણ રહી તેણે (વનમાં ઝૂંપડી બાંધી ન રહેવું હોય તો) ગામને છેડે, ગોંદરે, આશ્રમમાં કે વૃક્ષના મૂળ પાસે વાસ કરવો. ૭૮

પ્રકાર ૧લામાં જ વિશેષ

ब्राह्मणार्थे गवार्थे वा सद्यः प्राणान्परित्यजेत् ।
मुच्यते ब्रह्महत्याया गोप्ता गोर्ब्राह्मणस्य च ॥ ७९ ॥

અથવા તેણે ગાય કે બ્રાહ્મણ(ના રક્ષણ) માટે તત્કાલ પ્રાણ ત્યજી દેવા; એથી ગાય અને બ્રાહ્મણનું રક્ષણ કરનારો બ્રહ્મહત્યાના પાપથી છૂટે છે.* ૭૯

પ્રકાર ૧લામાં જ બીજું

त्रिवारं प्रतिरोद्धा वा सर्वस्वमवजित्य वा ।
विप्रस्य तन्निमित्ते वा प्राणालाभे विमुच्यते ॥ ८० ॥

અથવા કોઈ ચોર વગેરે બ્રાહ્મણનું સર્વસ્વ હરી જતો હોય ત્યારે (બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત પોતે કરી રહ્યો) હોય તે ત્રણવાર તેનો સામનો કરે અથવા તે (લુટાતું) ધન જીતી લઈ મેળવી

* અર્થાત્ પ્રથમ પ્રકારના પ્રાયશ્ચિત્તના અધિકારીએ બાર વર્ષ સુધી કરવાનું પ્રાયશ્ચિત્ત શરૂ કરી દીધું હોય અને વચ્ચે અગ્નિ, જળ કે હિંસક પ્રાણી વગેરેથી જેનું મરણ થવાની તૈયારી હોય એવા કોઈ બ્રાહ્મણનું કે ગાયનું રક્ષણ કરવા જતાં તેના પ્રાણ છૂટી જાય, તો તેનું પ્રાયશ્ચિત્ત અધૂરું રહ્યા છતાં તે બ્રહ્મહત્યાથી છૂટી જાય છે; અથવા બ્રાહ્મણ કે ગાયનું રક્ષણ કરવા જઈ (તેમને બચાવીને) પોતે પણ બચી જાય અને તેનાં પ્રાયશ્ચિત્તનાં બાર વર્ષ હજી પૂરાં થયાં ન હોય, તોપણ બ્રહ્મહત્યાથી તે છૂટી જાય છે. (कुल्लूक)

આપવા પ્રયત્ન કરે અથવા તે નિમિત્તે પોતાના પ્રાણ ગુમાવે, તો તે પણ બ્રહ્મહત્યાના પાપથી છૂટે છે.× ૮૦

એમ બ્રહ્મહત્યાથી છૂટે

**एवं दृढव्रतो नित्यं ब्रह्मचारी समाहितः ।**
**समाप्ते द्वादशे वर्षे ब्रह्महत्यां व्यपोहति ॥ ८१ ॥**

એમ દૃઢ વ્રત કરતો, નિત્ય બ્રહ્મચર્ય પાળતો અને વશ ચિત્તવાળો તે (બ્રહ્મહત્યારો માણસ) બાર વર્ષ પૂરાં થયે બ્રહ્મહત્યાનો નાશ કરે છે. ૮૧

અથવા આ રીતે પણ બ્રહ્મહત્યાથી છૂટાય

**शिष्ट्वा वा भूमिदेवानां नरदेवसमागमे ।**
**स्वमेनोऽवभृथस्नातो हयमेधे विमुच्यते ॥ ८२ ॥**

અથવા અશ્વમેધ યજ્ઞનિમિત્તે (થયેલા) બ્રાહ્મણોના તથા રાજાઓના સંમેલનમાં પોતાનું પાપ જાહેર કરી જે અવભૃથ-સ્નાન કરે છે, તે પણ બ્રહ્મહત્યાના પાપથી છૂટી જાય છે.* ૮૨

× અહીં આમ કહેવા માગે છે: કોઈ લૂંટારા વગેરે બ્રાહ્મણનું ધન લૂંટી જતા હોય ત્યારે તે પોતે બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત જો કરી રહ્યો હોય, તે (જોઈ ન રહે, પણ એ લુંટાતા ધનને) લાવી આપવા કાળજીથી શક્તિ પ્રમાણે પ્રયત્ન કરે અને તેમાં યુદ્ધ કરવું પડે તો યુદ્ધ કરે અને તેમાં પોતે હારે તોપણ ત્રણવાર યુદ્ધ કરે, છતાં તે લુંટાતું બ્રાહ્મણધન લાવી ન શકે, તો યે બ્રહ્મહત્યાના પાપથી તે છૂટી જાય છે; અથવા એ લૂંટારુ સાથેના પહેલી જ વારના યુદ્ધમાં તેઓને હરાવી પોતે એ બ્રાહ્મણ ધન લાવીને તે બ્રાહ્મણને અર્પણ કરી દે તો યે પોતે બ્રહ્મહત્યાના પાપથી છૂટી જાય છે. (कुल्लूक)

* આ શ્લોકમાં બ્રહ્મહત્યાનું સ્વતંત્ર જ પ્રાયશ્ચિત્ત બતાવ્યું છે. (અને તે કેવળ બ્રાહ્મણ મારેતું જ છે.) ભવિષ્યપુરાણમાં પણ આ

એમ પાપ જણાવી શુદ્ધ થવામાં કારણ

धर्मस्य ब्राह्मणो मूलमग्रं राजन्य उच्यते ।
तस्मात्समागमे तेपामेनो विख्याप्य शुद्धयति ॥ ८३ ॥

બ્રાહ્મણ ધર્મનું મૂળ છે અને ક્ષત્રિય તેનો અગ્રભાગ કહેવાય છે; તેથી તેમના સંમેલનમાં પોતાનું પાપ જાહેર કરવાથી માણસ શુદ્ધ થાય છે. ૮૩

બ્રાહ્મણ દેવોનો પણ દેવ

ब्राह्मणः संभवेनैव देवानामपि दैवतम् ।
प्रमाणं चैव लोकस्य ब्रह्मात्रैव हि कारणम् ॥ ८४ ॥

બ્રાહ્મણ જન્મથી જ દેવોનો પણ દેવ છે અને લોકને પ્રમાણરૂપ છે; એમાં વેદ જ કારણરૂપ છે. ૮૪

વિદ્વાનોની વાણી પવિત્ર

तेपां वेदविदो ब्रूयुस्त्रयोऽप्येनः सुनिष्कृतिम् ।
सा तेपां पावनाय स्यात्पवित्रा विदुषां हि वाक् ॥ ८५ ॥

તેઓમાંથી ત્રણ વેદવેત્તાઓ પણ પાપનું જે પ્રાયશ્ચિત્ત કહે, તે પાપીઓને પાવન કરનાર થાય છે; કેમકે વિદ્વાનોની વાણી પાવન કરનારી છે.+ ૮૫

---

પ્રાયશ્ચિત્ત મળે છે: જેમકે 'यथा तु गुणवान् विप्रो हत्वा विप्रं तु निर्गुणम् । अकामतस्तदा गच्छेत्स्नानं चैवाश्वमेधिकम् । જ્યારે કોઈ ગુણવાન બ્રાહ્મણ અજાણતાં કોઈ નિર્ગુણ બ્રાહ્મણનો વધ કરી બેસે, ત્યારે તેણે અશ્વમેધ યજ્ઞમાં અવભૃથસ્નાન કરી લેવું.' (कुल्लूक)

+ બ્રહ્મહત્યા આદિના આ બધાં પ્રાયશ્ચિત્તો જો એક જ વાર તે તે પાપ કર્યાં હોય, તો જ તેને દૂર કરનારાં છે; પણ વારંવાર તે તે પાપો કરાય, તો વારંવાર તેનેતેને લગતાં તે તે પ્રાયશ્ચિત્તો

પૂર્વોક્ત હરકોઈ પ્રાયશ્ચિત્તથી બ્રહ્મહત્યા જાય

अतोऽन्यतममास्थाय विधिं विप्रः समाहितः ।
ब्रह्महत्याकृतं पापं व्यपोहत्यात्मवत्तया ॥ ८६ ॥

સાવધાનચિત્ત થઈ આમાંથી ગમે તે (પ્રાયશ્ચિત્તની) વિધિ આચરી બ્રાહ્મણ જિતેન્દ્રિયપણાને લીધે બ્રહ્મહત્યાથી લાગેલું પાપ દૂર કરે છે.† ૮૬

કરવાં જોઈએ, એમ 'एनसि गुरूणि गुरूणि लघूनि । મોટાં પાપમાં મોટાં પ્રાયશ્ચિત્તો અને નાનામાં નાનાં તે તે પ્રાયશ્ચિત્તો (ઘણાં પાપોનાં ઘણાં) કરવાં જોઈએ'। એ સંબંધી ગૌતમ કહે છેઃ ઘણાંની હિંસામાં ઘણું પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. જુઓ અધ્યાય ૧૧ શ્લોક ૧૪૦. જો એકી વખતે અજાણતાં અનેક બ્રાહ્મણોની હિંસા થઈ હોય તો ભવિષ્યપુરાણમાં કહેલો આ વિધિ સમજવો: 'ब्राह्मणो ब्राह्मणं वीर ब्राह्मणौ वा बहून् गुह । निहत्य युगपद् वीर एकं प्राणान्तिकं चरेत् । હે વીર કાર્તિકેય! જો કોઈ બ્રાહ્મણ એક, બે અથવા તેથી વધારે બ્રાહ્મણોની એકી વખતે હિંસા કરી બેસે, તો તેણે પોતાના પ્રાણોનો અંત આણવાનું જ એક પ્રાયશ્ચિત્ત કરી નાખવું જોઈએ.' વળી આગળ જતાં લખે છે કે 'कामतस्तु यदा हन्याद् ब्राह्मणान् सुरसत्तम । तदात्मानं दहेदग्नौ । હે દેવોમાં શ્રેષ્ઠ! જો ઇચ્છાપૂર્વક જાણી જોઈને અનેક બ્રાહ્મણોની હિંસા કરી નાખવામાં આવે, તો તેણે પોતાના શરીરને અગ્નિમાં વિધિપૂર્વક બાળી નાખવું જોઈએ,' તેમ જ 'अकामतो यदा हन्याद् ब्राह्मणान् ब्राह्मणो गुह । चरेद् वने तथा घोरे यावत्प्राणपरिक्षयम् । જો અજાણતાં કોઈ બ્રાહ્મણ અનેક બ્રાહ્મણોની હિંસા કરી બેસે, તો તેણે હે કાર્તિકસ્વામી! પોતાના પ્રાણનો અંત થાય ત્યાંસુધી ઘોર વનમાં ભટક્યા કરવું.'

† ભાવ આ છે, કે જગજાહેર પાપનું પ્રાયશ્ચિત્ત લેવા વિદ્વાનોની સભા બોલાવવી; પણ ખાનગી પાપ હોય તો તેના પ્રાયશ્ચિત્તમાં આ નિયમ નથી.

ગર્ભહત્યા વગેરેમાં પણ એ જ પ્રાયશ્ચિત્ત

हत्वा गर्भमविज्ञातमेतदेव व्रतं चरेत् ।
राजन्यवैश्यौ चेजानावात्रेयीमेव च स्त्रियम् ॥ ८७ ॥

(સ્ત્રી, પુરુષ કે નપુંસક તરીકે) અજાણ્યા ગર્ભનો, યજ્ઞમાં બેઠેલા ક્ષત્રિય કે વૈશ્યનો તેમ જ આત્રેયી* સ્ત્રી (રજસ્વલા, અથવા ગર્ભવતી, અથવા અત્રિ ગોત્રની)નો વધ કરીને પણ આ જ પ્રાયશ્ચિત્તવ્રત આચરવું. ૮૭

ખોટી સાક્ષી વગેરેનું પ્રાયશ્ચિત્ત

उक्त्वा चैवानृतं साक्ष्ये प्रतिरुद्ध्य गुरुं तथा ।
अपहृत्य च निःक्षेपं कृत्वा च स्त्रीसुहृद्वधम् ॥ ८८ ॥

ખોટી સાક્ષી પૂરીને, ગુરુ પર ખોટો દોષ ચઢાવીને, થાપણ ઓળવીને તેમ જ સ્ત્રી તથા મિત્રનો નાશ કરીને બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું. ૮૮

* આ આત્રેયી બ્રાહ્મણ સ્ત્રી સમજવી; કેમકે 'तथात्रेयीं च ब्राह्मणीम्। આત્રેયી-બ્રાહ્મણ સ્ત્રીને મારીને' એમ યમનું વચન છે. એવી આત્રેયી સ્ત્રીની હિંસા કરી બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું. જે બ્રાહ્મણ સ્ત્રી રજસ્વલા થઈ ઋતુસ્નાન કરેલી હોય તેને 'આત્રેયી' સમજવી, એમ 'रजस्वलाम् ऋतुस्नाताम् आत्रेयीम्' આવું વસિષ્ઠનું વચન છે; પરંતુ જે બ્રાહ્મણ સ્ત્રી આત્રેયી ન હોય તેની હિંસા થઈ જાય, તો તેને ઉપપાતક જ જાણવું. આ પછીના શ્લોકમાં 'સ્ત્રીની હિંસા કરી બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું' એમ કહેલું છે. તે અગ્નિહોત્રી બ્રાહ્મણની સ્ત્રીની હત્યા વિષે સમજવું; કેમકે અંગિરા પણ એમ જ કહે છે: 'आहिताग्नेर्ब्राह्मणस्य हत्वा पत्नीमनिन्दिताम् । ब्रह्महत्याव्रतं कुर्यादात्रेयीघ्नस्तथैव च। જે માણસ અગ્નિહોત્રી બ્રાહ્મણની અનિંદ્ય પત્નીને મારી નાખે, તેણે તથા જે માણસ આત્રેયી બ્રાહ્મણીને મારી નાખે, તેણે પણ બ્રહ્મહત્યાનું વ્રત (પ્રાયશ્ચિત્ત) કરવું.' (कुल्लूक)

ઇરાદાપૂર્વક કરેલી બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત મરણ જ

इयं विशुद्धिरुदिता प्रमाप्याकामतो द्विजम् ।
कामतो ब्राह्मणवधे निष्कृतिर्न विधीयते ॥ ८९ ॥

અનિચ્છાથી–વગરઇરાદે બ્રાહ્મણને માર્યો હોય, તો તેની એ ઉપર પ્રમાણે શુદ્ધિ કહી છે; પરંતુ ઇરાદાપૂર્વક–ઇચ્છાથી બ્રાહ્મણવધ કરવામાં આવ્યો હોય, તો તે માટે (મરણ સિવાય) પ્રાયશ્ચિત્તનું વિધાન જ નથી.× ૮૯

મદિરાપાનનું પ્રાયશ્ચિત્ત : પ્રકાર ૧લો

सुरां पीत्वा द्विजो मोहादग्निवर्णां सुरां पिबेत् ।
तया स काये निर्दग्धे मुच्यते किल्बिषात्ततः ॥ ९० ॥

બ્રાહ્મણ મોહને લીધે મદિરા‡ પીએ, તો તેણે અગ્નિના જેવી તપાવેલી–રાતીચોળ મદિરા પીવી; એમ પીવાથી તેની કાયા બળી જાય, ત્યારે તે મદિરાપાનના પાપથી છૂટે છે. ૯૦

× અહીં આવો આશય છે : ઇરાદાપૂર્વકની બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત ઘણું મોટું બેગણું, ત્રણગણું વગેરે કરવું જોઇએ, તેનું કંઈ પ્રાયશ્ચિત્ત જ નથી એવું નથી. જુઓ અ. ૧૧ શ્લો. ૪૧ (कुल्लूक).

‡ આ 'મદિરા'ને સૂચવતો મૂળમાંહેનો 'सुरा' શબ્દ લોટમાંથી બનતી 'પૈષ્ટી' નામની મુખ્ય મદિરા જણાવે છે, પણ ગોળની 'ગૌડી' કે મહુડાંની 'માધ્વી' નામની મદિરાને જણાવતો નથી. લોટની 'સુરા' નામની મદિરા બીજી ગૌડી તથા માધ્વી મદિરા કરતાં વિશેષ પાપ ઉપજાવનારી છે, એવું ભવિષ્યપુરાણમાં સૂચન છે. આ સુરા નામની મુખ્ય–પૈષ્ટી (લોટની) મદિરા જાણી જોઈને પીનાર માટે આવું જ પ્રાયશ્ચિત્ત બૃહસ્પતિ પણ જણાવે છે: 'सुरापाने कामकृते ज्वलन्तीं तां विनिःक्षिपेत् । मुखे तया स निर्दग्धो मृतः शुद्धिमवाप्नुयात् । ઇચ્છાપૂર્વક–જાણી જોઈને જે સુરાપાન કરે,

પ્રકાર ૨જો

गोमूत्रमग्निवर्णं वा पिबेदुदकमेव वा ।
पयो घृतं वाऽऽमरणाद्गोशकृद्रसमेव वा ॥ ९१ ॥

અથવા તેણે મરણ થઈ જાય ત્યાંસુધી ગાયનું મૂતર, પાણી, દૂધ, ઘી અથવા ગાયના છાણનો રસ તપાવી અગ્નિ જેવાં લાલચોળ કરી પીવાં. ૯૧

પ્રકાર ૩જો

कणान्वा भक्षयेदब्दं पिण्याकं वा सकृन्निशि ।
सुरापानापनुत्त्यर्थं वालवासा जटी ध्वजी ॥ ९२ ॥

અથવા સુરાપાનનું પાપ દૂર કરવા તેણે એક વર્ષ સુધી રાતે એકવાર ચોખાની કણકી અથવા તલનો ખોળ ખાવાં; તેમ જ (ગાય વગેરેના) વાળનાં વસ્ત્ર પહેરવાં, જટા રાખવી અને મદિરાપાનના ચિહ્નવાળી ધજા રાખવી.÷ ૯૨

ત્રણ વર્ણે સુરાપાન કરાય જ નહિ

सुरा वै मलमन्नानां पाप्मा च मलमुच्यते ।
तस्माद्ब्राह्मणराजन्यौ वैश्यश्च न सुरां पिबेत् ॥ ९३ ॥

સુરા એ અનાજનો મેલ છે અને મેલને પાપ કહેવાય છે; તેથી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યે સુરા પીવી નહિ. ૯૩

---

તેના મોઢામાં તપાવેલી બળબળતી સુરા રેડવી, જેથી તેનાવડે બળી જઈ મરણ પામીને તે શુદ્ધ થાય છે.' (कुल्लूक)

÷ આ શ્લોકમાં બતાવેલું મદિરાપાનનું પ્રાયશ્ચિત્ત હલકું છે, તેથી સમજવું, કે આ પ્રાયશ્ચિત્ત અજાણતાં અમુખ્ય (સામાન્ય) મદિરા પિવાઈ ગઈ હોય તે માટે છે.

હરકોઈ મદિરા ન જ પિવાય

गौडी पैष्टी च माध्वी च विज्ञेया त्रिविधा सुरा ।
यथैवैका तथा सर्वा न पातव्या द्विजोत्तमैः ॥ ९४ ॥

ગૌડી, પૈષ્ટી અને માધ્વી+—એ ત્રણ જાતની સુરા જાણવી. જેવી એક છે, તેવી જ બધી છે, તેથી ઉત્તમ દ્વિજવર્ણના લોકોએ તે ન જ પીવી. ૯૪

બ્રાહ્મણ માટે ખાસ અભક્ષ્ય

यक्षरक्षःपिशाचान्नं मद्यं मांसं सुरासवम् ।
तद्ब्राह्मणेन नात्तव्यं देवानामश्नता हविः ॥ ९५ ॥

મદ્ય, માંસ, સુરા અને આસવ—એ યક્ષ, રાક્ષસો અને પિશાચોનું ભોજન છે, તેથી દેવોનું હવિષ ખાતા બ્રાહ્મણે તે ખાવાંપીવાં નહિ.§ ૯૫

---

+ ગોળમાંથી જે દારૂ નીકળે તે ગૌડી; ઘઉં, ચોખા, જવ વગેરે લોટમાંથી જે નીકળે તે પૈષ્ટી; અને મહુડામાંથી જે થાય તે માધ્વી.

§ આ શ્લોકમાં બતાવેલા મદ્યના પૈષ્ટી, ગૌડી તથા માધ્વી સિવાયના બીજા નવ પ્રકાર પુલસ્ત્યે આમ બતાવ્યા છે:

'पानसद्राक्षमाध्वीकं खार्जूरं तालमैक्षवम् ।
माध्वीकं टाङ्कमार्द्वीकमैरेयं नालिकेरजम् ॥
सामान्यानि द्विजातीनां मद्यान्येकादशैव च ।
द्वादशं तु सुरामद्यं सर्वेषामधमं स्मृतम् ॥

ફણસનું, દ્રાક્ષનું, મહુડાનું, ખજૂરનું, તાડનું, શેરડીનું, માધ્વીક, ટાંક, માર્દ્વીક, મૈરેય તથા નાળિયેરનું- એમ ૧૧ જાતનાં સામાન્ય મદ્ય કહેવાય છે. એ બધાં ત્રણ વર્ણો માટે ખરાબ છે; અને તેઓના કરતાં યે બારમું સુરામદ્ય (લોટનું) ઘણું જ ખરાબ છે.' જેનો આથો તાજો હુરતનો હોય અને જેમાં મદ્યનો સ્વભાવ ન ઉપજ્યો

### મદિરાપાનના દોષ

अमेध्ये वा पतेन्मत्तो वैदिकं वाप्युदाहरेत् ।
अकार्यमन्यत्कुर्याद्वा ब्राह्मणो मदमोहितः ॥ ९६ ॥

(દારૂના) કેફથી ગાંડો થઈ બેભાન બનેલો બ્રાહ્મણ અપવિત્ર જગ્યાએ પડી જાય, ગમે તેમ વેદમંત્રો પણ બબડી નાખે અથવા બીજું ન કરવા જેવું પણ કરી બેસે. ૯૬

### દારૂ પીને બ્રાહ્મણ શૂદ્ર બની જાય

यस्य कायगतं ब्रह्म मद्येनाप्लाव्यते सकृत् ।
तस्य व्यपैति ब्राह्मण्यं शूद्रत्वं च स गच्छति ॥ ९७ ॥

જે બ્રાહ્મણના શરીરમાં રહેલો વેદ અથવા જીવ એકવાર પણ જો મદ્યથી ભિંજાય, (અર્થાત્ જે બ્રાહ્મણ એકવાર પણ દારૂ પીએ,) તેનું બ્રાહ્મણપણું નાશ પામે છે અને તે શૂદ્રપણું પામે છે. ૯૭

### સોનાની ચોરીનું પ્રાયશ્ચિત્ત

एषा विचित्राऽभिहिता सुरापानस्य निष्कृतिः ।
अत ऊर्ध्वं प्रवक्ष्यामि सुवर्णस्तेयनिष्कृतिम् ॥ ९८ ॥

મદિરાપાન સંબંધી આ જુદાંજુદાં પ્રાયશ્ચિત્ત કહ્યાં; હવે સોનાની ચોરીનાં પ્રાયશ્ચિત્ત કહીશ. ૯૮

હોય તે આસવ કહેવાય છે. તેનો પણ પુલસ્ત્યે નિષેધ કર્યો છે: 'द्राक्षेक्षुटंकखर्जूरपनसादेश्च यो रसः । सद्योजातं च पीत्वा तु त्र्यहाच्छुध्येद् द्विजोत्तमः ॥ દ્રાક્ષ, શેરડી, ટંક, ખજૂર અને ફણસ વગેરેનો જે રસ, તાજો આણ્યો હોય, તે પીને ઉત્તમ દ્વિજવર્ણ ત્રણ દિવસના ઉપવાસ કરી શુદ્ધ થાય છે.' (કુલ્લૂક)

સોનું ચોરનાર માટે પ્રાયશ્ચિત્ત

सुवर्णस्तेयकृद्विप्रो राजानमभिगम्य तु ।
स्वकर्म ख्यापयन्ब्रूयान्मां भवाननुशास्त्विति ॥ ९९ ॥

સોનાની ચોરી કરનાર બ્રાહ્મણે (અથવા હરકોઈએ) રાજા પાસે જઈ પોતે કરેલું સોનું ચોર્યાનું કામ જણાવી કહેવું કે 'આપ મને શિક્ષા કરો.' ૯૯

પ્રકાર ૧લો અને ૨જો

गृहीत्वा मुसलं राजा सकृद्धन्यात्तु तं स्वयम् ।
वधेन शुद्धयति स्तेनो ब्राह्मणस्तपसैव तु ॥ १०० ॥

રાજાએ પોતે હાથમાં સાંબેલું લઈ તેને એકવાર મારવો; જેથી (સોનાનો) ચોર (બ્રાહ્મણ સિવાય) મારથી શુદ્ધ થાય છે, પણ બ્રાહ્મણ તો તપથી જ શુદ્ધ થાય છે.× ૧૦૦

× આ શ્લોકના વ્યાખ્યાનરૂપે ભવિષ્યપુરાણમાં આ પ્રમાણે જણાવેલ છે:

'यदेतद् वचनं धीर 'ब्राह्मणस्तपसैव वा' ।
तत्रैव कारणाद् विद्वन् ब्राह्मणस्य सुराधिप ॥
तपसैवेत्यनेनेह प्रतिषेधो वधस्य तु ॥

હે દેવોના અધિપતિ! હે વિદ્વાન્ અને વીર કાર્તિકસ્વામી! મનુસ્મૃતિમાં જ 'બ્રાહ્મણ તપ વડે જ શુદ્ધ થાય છે' એમ જે કહ્યું છે, તેમાં આ કારણ છે, કે તેને મારવો ન જોઈએ; એમ તેને મારનો નિષેધ દર્શાવ્યો છે.' તે સિવાય ક્ષત્રિય વગેરે માટે પણ કહ્યું છે કે, 'इतरेषामपि विभो तपो न प्रतिषिध्यते । હે કાર્તિક! બ્રાહ્મણ સિવાયના બીજા લોકો માટે પણ તપનો કોઈ નિષેધ કર્યો નથી.'

અર્થાત્ તેઓ પણ જો તપ કરી શુદ્ધ થવા ઇચ્છતા હોય, તો થઈ શકે છે. (कुल्लूक)

तपसापनुनुत्सुस्तु सुवर्णस्तेयजं मलम् ।
चीरवासा द्विजोऽरण्ये चरेद्ब्रह्महणो व्रतम् ॥ १०१ ॥

સોનાની ચોરીને લીધે લાગેલા પાપને જે બ્રાહ્મણ (અથવા હરકોઈ) તપથી દૂર કરવા ઇચ્છતો હોય, તેણે જંગલમાં જઈ ચીંથરાં પહેરીને બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું. ૧૦૧

ગુરુપત્નીગમનનું પ્રાયશ્ચિત્ત

एतैर्व्रतैरपोहेत पापं स्तेयकृतं द्विजः ।
गुरुस्त्रीगमनीयं तु व्रतैरेभिरपानुदेत् ॥ १०२ ॥

ચોરીથી લાગેલા પાપને દ્વિજવર્ણે એ પ્રાયશ્ચિત્તવિધિથી દૂર કરવું; પણ ગુરુપત્ની સાથે ગમન કર્યાના પાપને આ નીચેનાં વ્રતોથી દૂર કરવું. ૧૦૨

પ્રકાર ૧ લો

गुरुतल्प्यभिभाष्यैनस्तप्ते स्वप्यादयोमये ।
सूर्मीं ज्वलन्तीं स्वाश्लिष्येन्मृत्युना स विशुद्ध्यति ॥१०३॥

ગુરુપત્ની સાથે ગમન કરનારે પોતાનું પાપ જાહેર કરી લોઢાની ધગધગતી શય્યા ઉપર સૂવું અને લાલચોળ તપેલી લોઢાની (બનાવેલી) સ્ત્રીને બરાબર ભેટવું; એમ મૃત્યુ પામી તે શુદ્ધ થાય છે. ૧૦૩

પ્રકાર ૨ જો

स्वयं वा शिश्नवृषणावुत्कृत्याधाय चाञ्जलौ ।
नैर्ऋतीं दिशमातिष्ठेदानिपातादजिह्मगः ॥ १०४ ॥

અથવા પોતે જ પોતાના લિંગને તથા વૃષણોને કાપી

નાખી તેમને ખોબામાં રાખી શરીર પડે ત્યાંસુધી નૈર્ઋત્ય ખૂણામાં સીધા ચાલ્યા જવું.÷ ૧૦૪

પ્રકાર ૩ જો

खट्वाङ्गी चीरवासा वा श्मश्रुलो विजने वने ।
प्राजापत्यं चरेत्कृच्छ्रमब्दमेकं समाहितः ॥ १०५ ॥

અથવા હાથમાં ખાટલાની ઈસ રાખી, ચીંથરાનાં કપડાં પહેરી અને પંચકેશ વધારીને તેણે નિર્જન વનમાં રહેવું અને સાવધાન ચિત્તે એક વર્ષ સુધી પ્રાજાપત્ય વ્રત કરવું.+ ૧૦૫

પ્રકાર ૪ થો

चान्द्रायणं वा त्रीन्मासानभ्यस्येन्नियतेन्द्रियः ।
हविष्येण यवाग्वा वा गुरुतल्पापनुत्तये ॥ १०६ ॥

અથવા ગુરુપત્ની સાથેના મૈથુનના પાપને દૂર કરવા જિતેન્દ્રિય રહી હવિષ્યાન્ન કે જવની રાબડી ખાઈને ત્રણ મહિના સુધી ચાન્દ્રાયણવ્રત કરવું. ૧૦૬

÷ આ શ્લોકનું તથા ઉપરના શ્લોકનું બેય પ્રકારનું પ્રાયશ્ચિત્ત આકરું હોવાથી પોતાની જાતની ગુરુપત્ની સાથે જાણી જોઈને મૈથુન કર્યું હોય, તે માટેનું સમજવું. (कुल्लूक)

+ અહીં પોતાની પત્ની વગેરેના ભ્રમથી અજાણતાં ગુરુપત્ની સાથે મૈથુન થઈ ગયું હોય, તો આ પ્રાજાપત્ય વ્રતનું પ્રાયશ્ચિત્ત કરવું, એમ સમજવાનું છે. ૧૦૬મા શ્લોકમાં બતાવાનું પ્રાયશ્ચિત્ત તો આના કરતાં યે હલકું હોવાથી ગુરુની પત્ની પોતે જ વ્યભિચારિણી અથવા પોતાના કરતાં હલકા વર્ણની હોય અને તેની સાથે જો મૈથુન કર્યું હોય, તો નીચે બતાવેલું પ્રાયશ્ચિત્ત કરવાનું છે: (कुल्लूक)

હવે ઉપપાતકોનાં પ્રાયશ્ચિત્ત

एतैर्व्रतैरपोहेयुर्महापातकिनो मलम् ।
उपपातकिनस्त्वेवमेभिर्नानाविधैर्व्रतैः ॥ १०७ ॥

મહાપાપ કરનારાઓ પોતાનાં પાપને એ વ્રતોથી દૂર કરે; પરંતુ ઉપપાતક કરનારાઓ નીચેનાં જુદાંજુદાં વ્રતોથી પાપ-મુક્ત થાય છે. ૧૦૭

ગોહત્યાનું પ્રાયશ્ચિત્ત

उपपातकसंयुक्तो गोघ्नो मासं यवान्पिबेत् ।
कृतवापो वसेद्गोष्ठे चर्मणा तेन संवृतः ॥ १०८ ॥
चतुर्थकालमश्नीयादक्षारलवणं मितम् ।
गोमूत्रेणाचरेत्स्नानं द्वौ मासौ नियतेन्द्रियः ॥ १०९ ॥
दिवाऽनुगच्छेद्गास्तास्तु तिष्ठन्नूर्ध्वं रजः पिबेत् ।
शुश्रूषित्वा नमस्कृत्य रात्रौ वीरासनं वसेत् ॥ ११० ॥
तिष्ठन्तीष्वनुतिष्ठेत्तु व्रजन्तीष्वप्यनुव्रजेत् ।
आसीनासु तथाऽऽसीनो नियतो वीतमत्सरः ॥ १११ ॥
आतुरामभिशस्तां वा चौरव्याघ्रादिभिर्भयैः ।
पतितां पङ्कलग्नां वा सर्वोपायैर्विमोचयेत् ॥ ११२ ॥
उष्णे वर्षति शीते वा मारुते वाति वा भृशम् ।
न कुर्वीतात्मनस्त्राणं गोरकृत्वा तु शक्तितः ॥ ११३ ॥
आत्मनो यदि वाऽन्येषां गृहे क्षेत्रेऽथवा खले ।
भक्षयन्तीं न कथयेत्पिबन्तं चैव वत्सकम् ॥ ११४ ॥
अनेन विधिना यस्तु गोघ्नो गामनुगच्छति ।
स गोहत्याकृतं पापं त्रिभिर्मासैर्व्यपोहति ॥ ११५ ॥

ગાયનો વધ કરનારા ઉપપાતકીએ એક મહિના સુધી જવ પીવા, અને મુંડન કરાવી (પોતે મારી નાખેલી) તે ગાયનું ચામડું ઓઢી ગાયના વાડામાં રહેવું; પછી બે મહિના સુધી તેણે ઇંદ્રિયોને વશ રાખી નિત્ય ગાયના મૂતરથી સ્નાન કરવું અને ચોથી વેળા (એક દિવસે સાંજે ખાઈ બીજે દિવસે સાંજે) ક્ષાર તથા લવણવિનાનું મોળું ને આપસર હવિષ્યાન્ન જમવું. દિવસે તેણે ગાયોની પાછળ-પાછળ જવું, ઊભાંઊભાં તેમની ઊડતી રજ પીવી, અર્થાત્ તેનો સ્વાદ લેવો; તેમની સેવાચાકરી કરવી, તેમને નમસ્કાર કરવા અને રાત્રે વીરાસન રાખી ચોકી કરવી. નિયમપરાયણ અને મત્સરરહિત રહી તેણે ગાયો ઊભી હોય ત્યારે પાછળ ઊભા રહેવું, તે ચાલતી હોય ત્યારે પાછળ ચાલવું અને બેઠી હોય ત્યારે પાછળ બેસવું. માંદી કે ચોર તથા વાઘ વગેરેના ભયથી ઘેરાયેલી અથવા પડી ગયેલી કે કાદવમાં ખૂંચી ગયેલી તે તે ગાયને તેણે સર્વ ઉપાયોથી તે તે સંકટોમાંથી છોડાવવી. તાપ, વરસાદ, ટાઢ અને સખત ફૂંકાતા પવનમાં ગાયનું શક્તિ પ્રમાણે રક્ષણ કર્યા વિના પોતાનું રક્ષણ કરવું નહિ. પોતાને કે પારકાને ઘેર, ખેતરમાં કે ખળામાં ખાઈ જતી ગાય વિષે તેમજ ધાવી જતા વાછરડા વિષે કોઈ ને કંઈ કહેવું નહિ. આ વિધિએ જે હત્યારો ગાયને સેવે તે ગોહત્યાથી લાગેલું પાપ ત્રણ મહિનામાં દૂર કરે છે. ૧૦૮-૧૧૫

ઉપરનું પ્રાયશ્ચિત્ત કર્યા પછી ગોદાન અથવા સર્વસ્વદાન

वृषभैकादशा गाश्च दद्यात्सुचरितव्रतः ।
अविद्यमाने सर्वस्वं वेदविद्भ्यो निवेदयेत् ॥ ११६ ॥

સારી રીતે પ્રાયશ્ચિત્તવ્રત કર્યા પછી એક બળદ અને દશ ગાયોનું તેણે દાન દેવું, પણ તે ન હોય તો વેદવેત્તા બ્રાહ્મણોને પોતાનું સર્વસ્વ અર્પણ કરવું. ૧૧૬

અથવા ચાન્દ્રાયણવ્રતનું પ્રાયશ્ચિત્ત

एतदेव व्रतं कुर्युरुपपातकिनो द्विजाः ।
अवकीर्णिवर्ज्यं शुद्ध्यर्थं चान्द्रायणमथापि वा ॥ ११७ ॥

અવકીર્ણિ સિવાયના ઉપપાતકી (ત્રણે વર્ણના) દ્વિજોએ શુદ્ધિ માટે આ (ઉપર જણાવેલું) જ પ્રાયશ્ચિત્તવ્રત કરવું અથવા ચાન્દ્રાયણવ્રત કરવું. ૧૧૭

અવકીર્ણીનું પ્રાયશ્ચિત્ત

अवकीर्णी तु काणेन गर्दभेन चतुष्पथे ।
पाकयज्ञविधानेन यजेत निर्ऋतिं निशि ॥ ११८ ॥

અવકીર્ણી (નીચે ૧૨૦મા શ્લોકમાં કહ્યા પ્રમાણે સ્ત્રી-સંગથી બ્રહ્મચર્ય ભાંગનાર) પુરુષે રાત્રે ચોરામાં આંખે કાણા ગધેડાથી પાકયજ્ઞના વિધિ પ્રમાણે નિર્ઋતિ દેવતાને ઉદ્દેશી યજ્ઞ કરવો. ૧૧૮

એ પ્રાયશ્ચિત્તમાં હોમવિધાન

हुत्वाऽग्नौ विधिवद्धोमानन्ततश्च समेत्यृचा ।
वातेन्द्रगुरुवह्नीनां जुहुयात्सर्पिषाहुतीः ॥ ११९ ॥

શાસ્ત્રવિધિ પ્રમાણે અગ્નિમાં (ગધેડાની ચરબીનો) હોમ કર્યા પછી છેવટે 'समासिञ्चन्तु मरुतः' એ ઋચાથી વાયુ, ઇન્દ્ર, બૃહસ્પતિ અને અગ્નિને ઉદ્દેશી ઘીની આહુતિઓ આપવી. ૧૧૯

અવકીર્ણી કોણ?

कामतो रेतसः सेकं व्रतस्थस्य द्विजन्मनः ।
अतिक्रमं व्रतस्याहुर्धर्मज्ञा ब्रह्मवादिनः ॥ १२० ॥

બ્રહ્મચર્યવ્રતમાં રહેલો (ત્રણે વર્ણનો હરકોઈ) દ્વિજ પુરુષ ઇચ્છાપૂર્વક (સ્ત્રીની યોનિમાં) વીર્યને સ્ખલિત કરે, તો ધર્મજ્ઞ બ્રહ્મવાદીઓ તેણે (અવકીર્ણ એટલે) વ્રતનો ભંગ કર્યો કહે છે.÷

અવકીર્ણીનું તેજ ચાલ્યું જાય

मारुतं पुरुहूतं च गुरुं पावकमेव च ।
चतुरो व्रतिनोऽभ्येति ब्राह्मं तेजोऽवकीर्णिनः ॥ १२१ ॥

અવકીર્ણી (વેદાધ્યયન માટેના બ્રહ્મચર્યવ્રતનો ભંગ કરનાર)નું (વેદાધ્યયન આદિનું) જે બ્રાહ્મતેજ હોય, તે ઇન્દ્ર, વાયુ, બૃહસ્પતિ તથા અગ્નિમાં જ ચાલ્યું જાય છે. ૧૨૧

અવકીર્ણી માટે જ ખાસ

एतस्मिन्नेनसि प्राप्ते वसित्वा गर्दभाजिनम् ।
सप्तागारांश्चरेद्भैक्षं स्वकर्म परिकीर्तयन् ॥ १२२ ॥

આ અવકીર્ણ નામનું પાપ લાગે, ત્યારે તે અવકીર્ણીએ ગધેડાનું ચામડું ઓઢી, પોતાનું પાપકર્મ કહેતાંકહેતાં સાત ઘેર ભિક્ષા માગવા ભમવું. ૧૨૨

એમ એક વર્ષે શુદ્ધ થાય

तेभ्यो लब्धेन भैक्षेण वर्तयन्नेककालिकम् ।
उपस्पृशंस्त्रिषवणं त्वब्देन स विशुद्ध्यति ॥ १२३ ॥

÷ બીજે ઠેકાણે પણ આમ કહ્યું છે: 'अवकीर्णी भवेद् गत्वा ब्रह्मचारी च योषितम् । જે બ્રહ્મચર્યવ્રતમાં રહ્યો હોવા છતાં સ્ત્રીગમન કરે તે 'અવકીર્ણી'-વ્રત ભંગ કરનાર પાપી ગણાય છે.'

તે ઘરોથી મળેલી ભિક્ષા વડે તેણે એક વેળા ભોજન કરવું અને રોજ ત્રણવાર સ્નાન કરતા રહેવું, જેથી તે (અવકીર્ણી) એક વર્ષે શુદ્ધ થાય છે. ૧૨૩

જાતિભ્રંશકરણનું પ્રાયશ્ચિત્ત

जातिभ्रंशकरं कर्म कृत्वाऽन्यतममिच्छया ।
चरेत्सांतपनं कृच्छ्रं प्राजापत्यमनिच्छया ॥ १२४ ॥

(આ અધ્યાયના ૬૭મા શ્લોકમાં કહેલ) કોઈ જાતિભ્રંશકર પાપ ઇરાદાપૂર્વક કરાય, તો તે કરનારે (હવે પછી ૨૧૨-મા શ્લોકમાં કહેવાશે તે) સાંતપનવ્રત કરવું; પણ તે પાપ જો અજાણતાં થઈ જાય, તો તેણે પ્રાજાપત્યવ્રત (આગળ જતાં ૨૧૧મા શ્લોકમાં કહેવાશે તે) કરવું. ૧૨૪

સંકરીકરણ, મલિનીકરણ તથા અપાત્રીકરણનું પ્રાયશ્ચિત્ત

संकरापात्रकृत्यासु मासं शोधनमैन्दवम् ।
मलिनीकरणीयेषु तप्तः स्याद्यावकैस्त्र्यहम् ॥ १२५ ॥

(આ અધ્યાયના ૬૮મા શ્લોકમાં કહેલ) સંકરીકરણ અને (૬૯ શ્લોકમાં કહેલ) અપાત્રીકરણ પાપોમાંથી કોઈ પાપ કર્યું હોય, તો શુદ્ધિ માટે એક માસ ચાન્દ્રાયણવ્રત કરવું; જો (૭૦મા શ્લોકમાં કહેલ) મલિનીકરણ પાપોમાંનું કોઈ પાપ કર્યું હોય, તો ત્રણ દહાડા સુધી જવની ઉકાળેલી રાબ પીવી. ૧૨૫

ક્ષત્રિયાદિની ઇચ્છાપૂર્વકની હત્યાનું પ્રાયશ્ચિત્ત

तुरीयो ब्रह्महत्यायाः क्षत्रियस्य वधे स्मृतः ।
वैश्येऽष्टमांशो वृत्तस्थे शूद्रे ज्ञेयस्तु षोडशः ॥ १२६ ॥

ક્ષત્રિયનો વધ કર્યો હોય તો બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત્તના ચોથા ભાગ( ત્રણ વર્ષ )નું પ્રાયશ્ચિત્ત કહ્યું છે; સદાચારી વૈશ્યના વધમાં તેના આઠમા ભાગ( દોઢ વર્ષ )નું છે અને શૂદ્રના વધમાં તેના સોળમા ભાગ( નવ માસ )નું જાણવું. ૧૨૬

અજાણતાં થયેલી ઉપર્યુક્ત હત્યાનું પ્રાયશ્ચિત્ત

अकामतस्तु राजन्यं विनिपात्य द्विजोत्तमः ।
वृषभैकसहस्रा गा दद्यात्सुचरितव्रतः ॥ १२७ ॥

ત્રણ વર્ણમાંનો કોઈ ઉત્તમ માણસ વગરઇચ્છાએ ક્ષત્રિયનો વધ કરી બેસે તો તેણે સારી રીતે પ્રાયશ્ચિત્તવ્રત આચરી એક બળદ અને એક હજાર ગાયોનું દાન (બ્રાહ્મણોને) દેવું. ૧૨૭

પ્રકાર ૨જો

त्र्यब्दं चरेद्वा नियतो जटी ब्रह्महणो व्रतम् ।
वसन्दूरतरे ग्रामाद्वृक्षमूलनिकेतनः ॥ १२८ ॥
एतदेव चरेदब्दं प्रायश्चित्तं द्विजोत्तमः ।
प्रमाप्य वैश्यं वृत्तस्थं दद्याच्चैकशतं गवाम् ॥ १२९ ॥

અથવા નિયમપરાયણ રહી, જટા રાખીને ગામથી ઘણે દૂર ઝાડના મૂળ પાસે રહી, તેણે ત્રણ વર્ષ સુધી બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું. સદાચારી વૈશ્યનો વધ કરીને ત્રણ વર્ણમાંનો કોઈ પણ ઉત્તમ માણસે એક વર્ષ સુધી એ જ પ્રાયશ્ચિત્ત કરવું અને એક સો એક ગાયનું દાન દેવું. ૧૨૮,૧૨૯

શૂદ્રની હત્યાનું પ્રાયશ્ચિત્ત

एतदेव व्रतं कृत्स्नं षण्मासान् शूद्रहा चरेत् ।
वृषभैकादशा वापि दद्याद्विप्राय गाः सिताः ॥ १३० ॥

એ જ રીતે શૂદ્રને મારનારા ત્રણ વર્ણમાંના માણસે પણ આ જ આખું વ્રત છ મહિના સુધી કરવું; અથવા તેણે એક બળદ અને દશ ધોળી ગાયોનું બ્રાહ્મણને દાન દેવું. ૧૩૦

અજાણતાં બિલાડાં વગેરેની હત્યા થયાનું પ્રાયશ્ચિત્ત

मार्जारनकुलौ हत्वा चाषं मण्डूकमेव च ।
श्वगोधोलूककाकांश्च शूद्रहत्याव्रतं चरेत् ॥ १३१ ॥
पयः पिबेत्त्रिरात्रं वा योजनं वाऽध्वनो व्रजेत् ।
उपस्पृशेत्स्रवन्त्यां वा सूक्तं वाऽब्दैवतं जपेत् ॥ १३२ ॥

બિલાડાં, નોળિયાં, દેડકાં, કૂતરાં, ચંદનઘો, ઘુવડ અને કાગડાને અજાણતાં મારી શૂદ્રની હત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું, અથવા ત્રણ રાત્રિ સુધી માત્ર દૂધ જ પીવું, અથવા જોજન જેટલો પંથ કરવો, અથવા નદીમાં સ્નાન કરવું, અથવા 'आपोहिष्ठा' વ૦ જળદેવતાના સૂક્તનો જપ કરવો.× ૧૩૧,૧૩૨

સર્પ તથા નપુંસકની હત્યાનું પ્રાયશ્ચિત્ત

अभ्रिं कार्ष्णायसीं दद्यात्सर्पं हत्वा द्विजोत्तमः ।
पलालभारकं षण्ढे सैसकं चैकमाषकम् ॥ १३३ ॥

સાપને મારી ઉત્તમ ત્રણ વર્ણે લોઢાના અણીદાર સળિયાનું દાન દેવું; અને નપુંસકને મારી તેણે એક ભાર પરાળ અથવા એક માસો સીસાનું દાન દેવું. ૧૩૩

× આ બધાં પ્રાયશ્ચિત્તમાં પહેલાંપહેલાં કરતાં પછીપછીનાં સહેલાં છે, તેથી પહેલાં પહેલાંન થઈ શકે, તો પછીપછીના કરવાનાં હોય છે. (कुल्लूक)

ભૂંડ વગેરેને માર્યાનું પ્રાયશ્ચિત્ત

घृतकुम्भं वराहे तु तिलद्रोणं च तित्तिरौ ।
शुके द्विहायनं वत्सं क्रौञ्चं हत्वा त्रिहायणम् ॥ १३४ ॥

ભૂંડને મારી ઘીનો ગાડવો, તેતરને મારી દ્રોણ ભાર તલ, પોપટને મારી બે વરસનો વાછરડો અને ક્રૌંચપક્ષીને મારી ત્રણ વરસનો વાછરડો, એમ દાન દેવાં. ૧૩૪

હંસ વગેરેને માર્યાનું પ્રાયશ્ચિત્ત

हत्वा हंसं बलाकां च बकं बर्हिणमेव च ।
वानरं श्येनभासौ च स्पर्शयेद्ब्राह्मणाय गाम् ॥ १३५ ॥

હંસ, બગલી, બગલો, મોર, વાંદરો, બાજ અને બાસ; એમાંના કોઈને મારી બ્રાહ્મણને ગાયનું દાન કરવું. ૧૩૫

ઘોડા, હાથી વગેરેને માર્યાનું પ્રાયશ્ચિત્ત

वासो दद्याद्धयं हत्वा पञ्च नीलान्वृषान्गजम् ।
अजमेषावनड्वाहं खरं हत्वैकहायनम् ॥ १३६ ॥

ઘોડાને મારી વસ્ત્રનું દાન કરવું, હાથીને મારી પાંચ કાળા બળદોનું દાન કરવું, ઘેટાંબકરાંને મારી એક બળદનું દાન દેવું અને ગધેડાને મારી એક વર્ષનો વાછરડો દાનમાં દેવો. ૧૩૬

હિંસક-અહિંસક પશુ માર્યાનું પ્રાયશ્ચિત્ત

क्रव्यादांस्तु मृगान्हत्वा धेनुं दद्यात्पयस्विनीम् ।
अक्रव्यादान्वत्सतरीमुष्ट्रं हत्वा तु कृष्णलम् ॥ १३७ ॥

માંસાહારી (હિંસક) પશુઓને મારી એક દૂધ દેતી ગાયનું દાન કરવું; માંસ ન ખાનારાં (અહિંસક) પશુઓને

મારી વાછરડીનું દાન દેવું અને ઊંટને મારી એક રતી સોનાનું દાન દેવું. ૧૩૭

વ્યભિચારી સ્ત્રીને માર્યાનું પ્રાયશ્ચિત્ત

जीनकार्मुकबस्तावीन्पृथग्दद्याद्विशुद्धये ।
चतुर्णामपि वर्णानां नारीर्हत्वाऽनवस्थिताः ॥ १३८ ॥

ચારે વર્ણોની વ્યભિચારી સ્ત્રીઓને મારી વિશુદ્ધિ માટે વર્ણક્રમે મૃગચર્મ, ધનુષ, બકરો અને ઘેટું દાનમાં દેવાં.૧૩૮

ત્રણ વર્ણમાંની સ્ત્રીની હત્યાનું પ્રાયશ્ચિત્ત

[ वर्णानामानुपूर्व्येण त्रयाणामविशेषतः ।
अमत्या च प्रमाप्य स्त्रीं शूद्रहत्याव्रतं चरेत् ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય, એ ત્રણ વર્ણોની સ્ત્રીને અજાણતાં મારી શૂદ્રની હત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું. ]

ઉપર્યુક્ત દાન દેવા જો અશક્ત હોય તો ?

दानेन वधनिर्णेकं सर्पादीनामशक्नुवन् ।
एकैकशश्चरेत्कृच्छ्रं द्विजः पापापनुत्तये ॥ १३९ ॥

સર્પાદિની હત્યાનું પ્રાયશ્ચિત્ત દાન વડે કરવા જે અસમર્થ હોય, તે ત્રણે વર્ણના માણસે પાપશુદ્ધિ માટે એક–એક કૃચ્છ્રવ્રત કરવું. ૧૩૯

હાડકાંવાળાં તથા હાડકાંવિનાનાં પ્રાણીને માર્યાનું પ્રાયશ્ચિત્ત

अस्थिमतां तु सत्त्वानां सहस्रस्य प्रमापणे ।
पूर्णे चानस्यनस्थ्नां तु शूद्रहत्याव्रतं चरेत् ॥ १४० ॥

હાડકાંવાળા એક હજાર પ્રાણી માર્યાં હોય અને હાડકાં-

વિનાનાં પ્રાણી એક ગાડું ભરીને માર્યાં હોય, તો શૂદ્રની હત્યાનું પ્રાયશ્ચિત્ત કરવું. ૧૪૦

પ્રકાર ૨જો

किंचिदेव तु विप्राय दद्यादस्थिमतां वधे ।
अनस्थ्नां चैव हिंसायां प्राणायामेन शुद्ध्यति ॥ १४१ ॥

હાડકાંવાળા જીવોને મારી બ્રાહ્મણને કંઈક પણ દાન દેવું જ; પણ હાડકાંવિનાના જીવોની હિંસામાં પ્રાણાયામથી જ શુદ્ધ થવાય છે. ૧૪૧

ઝાડ, વેલા વગેરે કાપ્યાનું પ્રાયશ્ચિત્ત

फलदानां तु वृक्षाणां छेदने जप्यमृक्शतम् ।
गुल्मवल्लीलतानां च पुष्पितानां च वीरुधाम् ॥ १४२ ॥

ફળ દેનારાં ઝાડોને, ગુચ્છાઓને, વેલાઓને, લતાઓને તેમ જ ફૂલવાળી વેલીઓને (એક જ વાર અજાણતાં) જો કાપેલ હોય તો (ગાયત્રી વગેરે) સો ઋચાનો જપ કરવો. ૧૪૨

અનાજ વગેરેનાં જીવડાંની હિંસા થતાં પ્રાયશ્ચિત્ત

अन्नाद्यजानां सत्त्वानां रसजानां च सर्वशः ।
फलपुष्पोद्भवानां च घृतप्राशो विशोधनम् ॥ १४३ ॥

અનાજમાં, રસમાં, ફળમાં અને ફૂલમાં થતા જીવોની હિંસા થાય, તો કેવળ ઘી ચાટી લેવાથી શુદ્ધિ થાય છે. ૧૪૩

ઔષધિઓને વ્યર્થ કાપવાથી પ્રાયશ્ચિત્ત

कृष्टजानामोषधीनां जातानां च स्वयं वने ।
वृथालम्भेऽनुगच्छेद्गां दिनमेकं पयोव्रतः ॥ १४४ ॥

ખેતીમાં થયેલી તથા વનમાં આપોઆપ થયેલી ઔષ-

ધિઓને જો વ્યર્થ કાપે, તો એક દિવસ માત્ર દૂધ પીને રહેવું અને ગાયની પાછળ ફરવું. ૧૪૪

હવે અભક્ષ્ય ભક્ષણનું પ્રાયશ્ચિત્ત

एतैर्व्रतैरपोह्यं स्यादेनो हिंसासमुद्भवम् ।
ज्ञानाज्ञानकृतं कृत्स्नं शृणुतानाद्यभक्षणे ॥ १४५ ॥

જાણ્યે-અજાણ્યે કરેલું હિંસાથી થયેલું જે કંઈ પાપ હોય, તે સઘળું ઉપરનાં વ્રતોથી દૂર કરી શકાય છે; હવે અભક્ષ્યના ભક્ષણમાં જે પાપ થાય છે, તેનું પ્રાયશ્ચિત્ત સાંભળો.૧૪૫

અજાણતાં કે જાણતાં મદિરાપાનનું પ્રાયશ્ચિત્ત

अज्ञानाद्वारुणीं पीत्वा संस्कारेणैव शुद्ध्यति ।
मतिपूर्वमनिर्देश्यं प्राणान्तिकमिति स्थितिः ॥ १४६ ॥

વારુણી નામની મદિરા અજાણ્યે પીને ફરી સંસ્કાર કરવાથી જ શુદ્ધિ થાય છે, પણ જાણીજોઈને તે પિવાય તો પ્રાણાન્તિક પ્રાયશ્ચિત્ત બતાવાય નહિ, (પણ ૯૨મા શ્લોકમાં જણાવેલું 'એક વર્ષ સુધી રાત્રે ચોખાની કણકી ખાવી અથવા તલનો ખોળ ખાવો' એ પ્રાયશ્ચિત્ત કરવું.) એવી શાસ્ત્રમર્યાદા છે.*

* આ શ્લોકમાં બતાવેલું મદિરાપાનનું પ્રાયશ્ચિત્ત, પહેલાં બતાવેલાં મહાપાપનાં પ્રકરણથી દૂર અહીં બીજાં પ્રકરણના આંતરે બતાવ્યું છે; તેથી આ પ્રાયશ્ચિત્તનો વિષય, લોટની મુખ્ય (પૈષ્ટી-સુરા નામની) મદિરા નથી; પરંતુ તે સિવાયની બીજી (ગોળની તથા મહુડાંની-ગૌડી અને માધ્વી) મદિરા જ આ પ્રાયશ્ચિત્તનો વિષય છે. ગૌતમ કહે છે:' अमत्या मद्यपाने पयो घृतमुदकं वायुं प्रत्यहं तप्तकृच्छ्रस्ततोऽन्यः संस्कारः । અજાણતાં મદ્ય પિવાઈ જાય તો દરરોજ દૂધ, ઘી, પાણી તથા વાયુ એ એક એક ઉપર જ રહી (૧૨ દિવસનું અથવા ચાર દિવસનું) તપ્તકૃચ્છ્ર વ્રત કર્યા પછી ફરી સંસ્કાર કરવો.' (कुल्लूक)

દારૂના વાસણનું પાણી પિવાઈ જાય તો એ પ્રાયશ્ચિત્ત

अपः सुराभाजनस्था मद्यभाण्डस्थितास्तथा ।
पञ्चरात्रं पिबेत्पीत्वा शङ्खपुष्पीशृतं पयः ॥ १४७ ॥

સુરાના કે મદ્યના વાસણમાં રહેલું પાણી પીધું હોય, તો પાંચ રાત્રિ સુધી તેણે શંખાવલી નાખી ઉકાળેલું પાણી પીવું.

દારૂને અડી જવું, વગેરેનું પ્રાયશ્ચિત્ત

स्पृष्ट्वा दत्त्वा च मदिरां विधिवत्प्रतिगृह्य च ।
शूद्रोच्छिष्टाश्च पीत्वापः कुशवारि पिबेत्त्र्यहम् ॥ १४८ ॥

મદિરાને અડીને અથવા કોઈને આપીને અથવા વિધિપૂર્વક તેને સ્વીકારીને તેમ જ શૂદ્રનું એઠું પાણી પીને ત્રણ દિવસ સુધી દર્ભ નાખી ઉકાળેલું પાણી પીવું. ૧૪૮

દારૂડિયાની ગંધ લેવાઈ જાય તો એ પ્રાયશ્ચિત્ત

ब्राह्मणस्तु सुरापस्य गन्धमाघ्राय सोमपः ।
प्राणानप्सु त्रिरायम्य घृतं प्राश्य विशुद्ध्यति ॥ १४९ ॥

સોમપાન કરનારો બ્રાહ્મણ જો મદિરા પીનારની ગંધ લે, તો તે પાણીમાં રહી, ત્રણ પ્રાણાયામ કરીને તેમ જ ઘી ચાટીને શુદ્ધ થાય છે. ૧૪૯

વિષ્ઠા, મૂત્ર કે દારૂના સ્પર્શવાળું ખવાઈ જાય તો પ્રાયશ્ચિત્ત

अज्ञानात्प्राश्य विण्मूत्रं सुरासंस्पृष्टमेव च ।
पुनः संस्कारमर्हन्ति त्रयो वर्णा द्विजातयः ॥ १५० ॥

ત્રણે દ્વિજ વર્ણોનો કોઈ માણસ વિષ્ઠા, મૂત્ર કે મદિરાના સ્પર્શવાળી કોઈ ચીજ અજાણતાં ખાય, તો તેને ફરી જનોઈનો સંસ્કાર કરવો ઘટે છે. ૧૫૦

ફરી સંસ્કારકર્મમાં આ બિનજરૂરી

वपनं मेखलादण्डौ भैक्षचर्या व्रतानि च ।
निवर्तन्ते द्विजातीनां पुनःसंस्कारकर्मणि ॥ १५१ ॥

ત્રણે વર્ણના દ્વિજોનાં ફરીનાં સંસ્કારકર્મોમાં મુંડન, મેખલાબંધન, દંડધારણ, ભિક્ષાચરણ તથા વ્રતો જરૂરી નથી. ૧૫૧

અભક્ષ્યભક્ષણનાં પ્રાયશ્ચિત્તો

अभोज्यानां तु भुक्त्वाऽन्नं स्त्रीशूद्रोच्छिष्टमेव च ।
जग्ध्वा मांसमभक्ष्यं च सप्तरात्रं यवान्पिबेत् ॥ १५२ ॥

(જમવાને) અયોગ્યનું ભોજન જમીને, તેમ જ સ્ત્રી તથા શૂદ્રનું એઠું ખાઈને અને અભક્ષ્ય માંસાહાર કરીને સાત દિવસ સુધી જવનો સાથવો અથવા રાબ પીવી. ૧૫૨

આથા તથા ઉકાળાથી પણ અમુક સમય અશુદ્ધિ

शुक्तानि च कषायांश्च पीत्वा मेध्यान्यपि द्विजः ।
तावद्भवत्यप्रयतो यावत्तन्न व्रजत्यधः ॥ १५३ ॥

આથા અને શુદ્ધ ઉકાળા પીધા પછી પણ માણસ, ત્યાં સુધી અશુદ્ધ રહે છે, જ્યાંસુધી તે પદાર્થો પચીને નીચે ન જાય. ૧૫૩

ભૂંડ વગેરેનાં મળમૂત્ર ખવાઈ જાય તો?

विड्वराहखरोष्ट्राणां गोमायोः कपिकाकयोः ।
प्राश्य मूत्रपुरीषाणि द्विजश्चान्द्रायणं चरेत् ॥ १५४ ॥

ગામમાં રહેતાં ભૂંડ, ગધેડાં, ઊંટ, શિયાળ, વાંદરાં કે કાગડાનાં મળમૂત્ર ખાઈને દ્વિજે ચાન્દ્રાયણ વ્રત કરવું. ૧૫૪

સૂકાં માંસ વગેરે ખાય તો પ્રાયશ્ચિત્ત

शुष्काणि भुक्त्वा मांसानि भौमानि कवकानि च ।
अज्ञातं चैव सूनास्थमेतदेव व्रतं चरेत् ॥ १५५ ॥

સૂકાં માંસ, જમીન પર થતા બિલાડીના ટોપ,+ અજાણ્યું માંસ તેમ જ કસાઈખાનામાં રહેલું માંસ (લાવી), એ ખાનારે પણ એ જ ચાન્દ્રાયણવ્રત કરવું. ૧૫૫

આ પ્રાણીઓનું માંસ ન જ ખવાય:

क्रव्यादसूकरोष्ट्राणां कुक्कुटानां च भक्षणे ।
नरकाकखराणां च तप्तकृच्छ्रं विशोधनम् ॥ १५६ ॥

કાચું માંસ ખાનાર પ્રાણીઓ, સૂવરો, ઊંટો, કૂકડાં, માણસ, કાગડા અને ગધેડાનું માંસ જે ખાય, તેણે શુદ્ધિ માટે તપ્તકૃચ્છ્રવ્રત કરવું. ૧૫૬

માસિક શ્રાદ્ધનું અન્ન ખાય તો પ્રાયશ્ચિત્ત

मासिकान्नं तु योऽश्नीयादसमावर्तको द्विजः ।
स त्रीण्यहान्युपवसेदेकाहं चोदके वसेत् ॥ १५७ ॥

સમાવર્તન (સંસ્કાર) ન પામેલો જે દ્વિજ (બ્રાહ્મણ બ્રહ્મચારી) માસિયાનું અન્ન ખાય, તેણે ત્રણ દિવસ ઉપવાસ કરવા અને એક દિવસ પાણીમાં રહેવું. ૧૫૭

+ બિલાડીના ટોપ બે જાતના થાય છે. યમ કહે છે: 'भूमिजं वा वृक्षजं वा छत्राकं भक्षयन्ति ये। ब्रह्मघ्नांस्तान् विजानीयात्।' જેઓ જમીન પર તથા વૃક્ષ પર થતા બિલાડીના ટોપ ખાય છે, તેઓને બ્રહ્મહત્યા કરનારા જાણવા.' એમ બેય પ્રકારના બિલાડીના ટોપ ખાવાનો નિષેધ કર્યો છે. (કુલ્લૂક)

આસન, ફૂલ, મૂળ અને ફળની ચોરીમાં પંચગવ્ય( ગાયનાં દૂધ, દહીં, ઘી, મૂત્ર અને છાણ )નું પ્રાશન કરી શુદ્ધ થવાય છે.૮

ઘાસ, લાકડાં વગેરેની ચોરીનું પ્રાયશ્ચિત્ત

तृणकाष्ठद्रुमाणां च शुष्कान्नस्य गुडस्य च ।
चेलचर्मामिषाणां च त्रिरात्रं स्यादभोजनम् ॥ १६६ ॥

ઘાસ, લાકડાં, ઝાડ, સૂકાં અન્ન, ગોળ, વસ્ત્ર, ચામડાં અને માંસની ચોરી કરી હોય, તો ત્રણ દિવસ ઉપવાસ કરવા. ૧૬૬

મણિ, મોતી વગેરે ચોર્યાનું પ્રાયશ્ચિત્ત

मणिमुक्ताप्रवालानां ताम्रस्य रजतस्य च ।
अयःकांस्योपलानां च द्वादशाहं कणान्नता ॥ १६७ ॥

મણિ, મોતી, પરવાળાં, તાંબું, રૂપું, લોઢું, કાંસું અને પથ્થરની ચોરી કરી હોય તો બાર દિવસ સુધી કણકી ખાવી. ૧૬૭

રૂ, રેશમ, ઊન વગેરે ચોર્યાનું પ્રાયશ્ચિત્ત

कार्पासकीटजोर्णानां द्विशफैकशफस्य च ।
पक्षिगन्धौषधीनां च रज्ज्वाश्चैव त्र्यहं पयः ॥ १६८ ॥

કપાસનું રેશમ, ઊન, બે ખરીનાં અને એક ખરીનાં પશુઓ, પક્ષીઓ, સુગંધી પદાર્થો, ઔષધિઓ તેમ જ દોરડાં-દોરડીની જે ચોરી કરે, તેણે ત્રણ દિવસ સુધી માત્ર દૂધ પીને રહેવું. ૧૬૮

અગમ્યાગમનનાં પ્રાયશ્ચિત્ત

एतैर्व्रतैरपोहेत पापं स्तेयकृतं द्विजः ।
अगम्यागमनीयं तु व्रतैरेभिरपानुदेत् ॥ १६९ ॥

ત્રણ વર્ણના કોઈ દ્વિજ આ પ્રાયશ્ચિતરૂપ વ્રતો વડે

ચોરીનું પાપ દૂર કરવું; પણ ગમનને અયોગ્ય એવી સ્ત્રીઓ સાથે,ગમન (એટલે મૈથુન) કર્યાનું પાપ આ નીચેનાં પ્રાયશ્ચિત્તોથી દૂર કરવું. ૧૬૯

સગી બહેન વગેરે સ્ત્રી સાથે મૈથુન કર્યાનું પ્રાયશ્ચિત્ત

गुरुतल्पव्रतं कुर्याद्रेतः सिक्त्वा स्वयोनिषु ।
सख्युः पुत्रस्य च स्त्रीषु कुमारीष्वन्त्यजासु च ॥ १७० ॥

સગી બહેન, મિત્રપત્ની, પુત્રવધૂ, કુમારી અને અંત્યજ (ઢેઢડી ભંગિયણ વગેરે) સ્ત્રીઓ સાથે જે મૈથુન કરે, તેણે ગુરુપત્ની સાથે મૈથુન કર્યાનું પ્રાયશ્ચિત્ત કરવું.+ ૧૭૦

ફોઈની છોકરી વગેરે સાથે મૈથુન કર્યાનું પ્રાયશ્ચિત્ત

पैतृष्वसेयीं भगिनीं स्वस्रीयां मातुरेव च ।
मातुश्च भ्रातुस्तनयां गत्वा चान्द्रायणं चरेत् ॥१७१॥

ફોઈની છોકરી, માસીની દીકરી અને મામાની દીકરી બહેન જેવી સાથે જે મૈથુન કરે, તેણે ચાન્દ્રાયણવ્રત કરવું. ૧૭૧

+ એમાં પણ સમજવાનું કે જાણી જોઈને વારંવાર આ પાપ કરવું જે ચાલુ રાખે, તેણે તો મરણાન્તિક જ પ્રાયશ્ચિત્ત કરવું યોગ્ય છે; આ અભિપ્રાયથી જ 'रेतः सिक्त्वा कुमारीषु चाण्डालीष्वन्त्यजासु च। सपिण्डापत्यदारेषु प्राणत्यागो विधीयते। કુંવારી સ્ત્રીમાં, ચાંડાલ-ઢેઢ-ભંગિયણ સ્ત્રીમાં, એ સિવાય બીજી અંત્યજ સ્ત્રીમાં, સગોત્રી સ્ત્રીમાં કે પોતાનાં સંતાનની-પુત્રવધૂ-સ્ત્રીમાં મૈથુન કરી જે વીર્યસિંચન કરે તેણે (પ્રાયશ્ચિત્તરૂપે) પ્રાણત્યાગ જ કરવો જોઈએ' એમ મરણ સુધીનું જ પ્રાયશ્ચિત્ત યમ કહે છે. કેવળ અજાણતાં તે તે સ્ત્રી સાથે (કોઈ એકાદ વખત) મૈથુન થઈ જાય તો જ પ્રાયશ્ચિત્તનું વ્રત કરવાનું હોય છે. (कुल्लूक)

બ્રહ્મચારી મધ કે માંસ ખાય તો પ્રાયશ્ચિત્ત

ब्रह्मचारी तु योऽश्नीयान्मधु मांसं कथंचन ।
स कृत्वा प्राकृतं कृच्छ्रं व्रतशेषं समापयेत् ॥ १५८ ॥

જે બ્રહ્મચારી કોઈ રીતે મધ કે માંસ ખાય, તેણે પ્રાજાપત્ય વ્રત કરી બાકી રહેલા (પોતાના બ્રહ્મચર્ય) વ્રતને સમાપ્ત કરવું. ૧૫૮

બિલાડાં વગેરેનું એંઠેલું ખાય તો?

बिडालकाकाखूच्छिष्टं जग्ध्वा श्वनकुलस्य च ।
केशकीटावपन्नं च पिबेद्ब्रह्मसुवर्चलाम् ॥ १५९ ॥

બિલાડાં, કાગડા, ઉંદર, કૂતરાં કે નોળિયાંનું એંઠેલું તથા વાળ તેમ જ કીડા પડેલું અન્ન ખવાઈ જાય, તો બ્રહ્મસુવર્ચલા (બ્રાહ્મી)નો કાઢો પીવો. ૧૫૯

ન ખાવા જેવું અન્ન ખવાય તો?

अभोज्यमन्नं नात्तव्यमात्मनः शुद्धिमिच्छता ।
अज्ञानभुक्तं तूत्तार्यं शोध्यं वाऽप्याशु शोधनैः ॥ १६० ॥

પોતાની શુદ્ધિ ઇચ્છતા માણસે અભોજ્ય (જેનો નિષેધ છે તે) અન્ન જમવું નહિ; છતાં અજાણતાં તે ખવાઈ ગયું હોય, તો ઊલટી કરી કાઢી નાખવું અથવા પ્રાયશ્ચિત્ત વડે તરત શુદ્ધિ કરવી. ૧૬૦

ચોરીનાં પ્રાયશ્ચિત્તો

एषोऽनाद्यादनस्योक्तो व्रतानां विविधो विधिः ।
स्तेयदोषापहर्तॄणां व्रतानां श्रूयतां विधिः ॥ १६१ ॥

અભક્ષ્ય ભોજનનાં પ્રાયશ્ચિત્તોનો આ જુદાજુદા વિધિ કહ્યો;

ચોરીના દોષને દૂર કરનારાં પ્રાયશ્ચિત્તોનો વિધિ સાંભળો.

અનાજ તથા ધનની ઇરાદાપૂર્વકની ચોરીનું પ્રાયશ્ચિત્ત

धान्यान्नधनचौर्याणि कृत्वा कामाद्द्विजोत्तमः ।
स्वजातीयगृहादेव कृच्छ्राब्देन विशुद्धयति ॥ १६२ ॥

જે ઉત્તમ બ્રાહ્મણ છતાં પોતાની જાતના ઘેરથી (કાચું) ધાન્ય, રાંધ્યું અનાજ કે ધનની ચોરીઓ ઇરાદાપૂર્વક કરે, તે એક વર્ષ સુધી પ્રાજાપત્ય વ્રત કરી શુદ્ધ થાય છે. ૧૬૨

મનુષ્ય-અપહરણ વગેરેનું પ્રાયશ્ચિત્ત

मनुष्याणां तु हरणे स्त्रीणां क्षेत्रगृहस्य च ।
कूपवापीजलानां च शुद्धिश्चान्द्रायणं स्मृतम् ॥ १६३ ॥

માણસ, સ્ત્રી, ખેતર કે ઘરનું જે હરણ કરે, અથવા કૂવા અને વાવનાં પાણી ચોરે, તેને માટે ચાન્દ્રાયણવ્રત શુદ્ધિરૂપ કહ્યું છે. ૧૬૩

નજીવા પદાર્થોની ચોરીનું પ્રાયશ્ચિત્ત

द्रव्याणामल्पसाराणां स्तेयं कृत्वान्यवेश्मतः ।
चरेत्सांतपनं कृच्छ्रं तन्निर्यात्यात्मशुद्धये ॥ १६४ ॥

પારકાના ઘરમાંથી ઓછી કિંમતનાં દ્રવ્યોની ચોરી કરી હોય, તો તે પદાર્થો મૂળ ધણીને પાછા આપવા અને પોતે આત્મશુદ્ધિ-માટે સાંતપનકૃચ્છ્ર નામનું વ્રત કરવું. ૧૬૪

ભક્ષ્ય-ભોજ્ય વગેરેની ચોરીનું પ્રાયશ્ચિત્ત

भक्ष्यभोज्यापहरणे यानशय्यासनस्य च ।
पुष्पमूलफलानां च पञ्चगव्यं विशोधनम् ॥ १६५ ॥

લાડુ વગેરે ભક્ષ્યો, ખીર વગેરે ભોજ્યો, વાહન, શય્યા,

ઉપર જણાવેલી ત્રણેને પરણાય પણ નહિ

एतास्तिस्त्रस्तु भार्यार्थे नोपयच्छेत्तु बुद्धिमान् ।
ज्ञातित्वेनानुपेयास्ताः पतति ह्युपयन्नधः ॥ १७२ ॥

બુદ્ધિમાન માણસે એ ત્રણેને પત્ની તરીકે સ્વીકારવી પણ નહિ; બંધુભાવને કારણે તેમની સાથે વિવાહ કરાય નહિ; છતાં તેમને જે પરણે, તે અધોગતિ જ પામે છે. ૧૭૨

પશુસ્ત્રી વગેરે સાથે મૈથુન કર્યાનું પ્રાયશ્ચિત્ત

अमानुषीषु पुरुष उदक्यायामयोनिषु ।
रेतः सिक्त्वा जले चैव कृच्छ्रं सांतपनं चरेत् ॥१७३॥

જે પુરુષ મનુષ્ય સિવાયની(ઘોડી વગેરે પશુની) યોનિમાં,+ રજસ્વલા સ્ત્રીઓમાં, યોનિ સિવાયનાં અંગોમાં અને જળમાં વીર્ય નાખે, તેણે સાંતપન વ્રત કરવું. ૧૭૩

પુરુષ સાથે કે બેલગાડીમાં મૈથુન કર્યાનું પ્રાયશ્ચિત્ત

मैथुनं तु समासेव्य पुंसि योषिति वा द्विजः ।
गोयानेऽप्सु दिवा चैव सवासाः स्नानमाचरेत् ॥१७४॥

બેલગાડીમાં, જળમાં અને દિવસે સ્ત્રી સાથે કે પુરુષ સાથે જે ત્રણે વર્ણનો કોઈ પુરુષ મૈથુન કરે, તેણે વસ્ત્ર સાથે સ્નાન કરવું. ૧૭૪

ચંડાલસ્ત્રી સાથે મૈથુન કરી બ્રાહ્મણ ચંડાલ બને

चण्डालान्त्यस्त्रियो गत्वा भुक्त्वा च प्रतिगृह्य च ।
पतत्यज्ञानतो विप्रो ज्ञानात्साम्यं तु गच्छति ॥ १७५ ॥

+ મનુષ્ય સિવાયની પશુયોનિ-ઘોડી, ગધેડી વગેરે અહીં જાણવી, પણ ગાય નહિ; કેમકે ગાયની યોનિમાં વીર્ય પાડનાર માટે ચંપ વગેરેએ મોટું પ્રાયશ્ચિત્ત કહેલ છે. (कुल्लूक)

જે બ્રાહ્મણ અજાણતાં ચંડાલણ કે અંત્યજ સ્ત્રીનો સંગ કરે અથવા તેનું અન્ન જમે અને તેની પાસેથી દાન લે, તો પતિત થાય છે, પણ તે જાણીબૂઝીને એ કાર્યો કરે, તો ચંડાળ કે અંત્યજ સમાન જ થાય છે. ૧૭૫

વ્યભિચારિણી સ્ત્રી માટે પ્રાયશ્ચિત્ત

विप्रदुष्टां स्त्रियं भर्ता निरुन्ध्यादेकवेश्मनि ।
यत्पुंसः परदारेषु तच्चैनां चारयेद्व्रतम् ॥ १७६ ॥

(ઇચ્છાપૂર્વકના) વ્યભિચારથી વિશેષ ભ્રષ્ટ થયેલી સ્ત્રીને સ્વામીએ એક ઘરમાં (કેદીની પેઠે) કબજે રાખવી અને પરસ્ત્રીગમન કરનાર પુરુષે જે પ્રાયશ્ચિત્ત કરવાનું છે, તે તે સ્ત્રી પાસે કરાવવું. ૧૭૬

ઉપરનું પ્રાયશ્ચિત્ત કરી ફરી વ્યભિચાર કરનારી સ્ત્રી માટે પ્રાયશ્ચિત્ત

सा चेत्पुनः प्रदुष्येत्तु सदृशेनोपयन्त्रिता ।
कृच्छ्रं चान्द्रायणं चैव तदस्याः पावनं स्मृतम् ॥१७७॥

તે સ્ત્રી જો સજાતીય પુરુષ સાથે એકવાર વ્યભિચાર કરી, તેનું પ્રાયશ્ચિત્ત ઉપર પ્રમાણે કર્યા પછી ફરી તે સજાતીય પુરુષની વિનવણીથી તેની સાથે ફરી ભ્રષ્ટ થાય, તો પ્રાજાપત્ય તથા કૃચ્છ્રચાન્દ્રાયણવ્રત તેને શુદ્ધ કરનાર કહ્યું છે. ૧૭૭

કઈ સ્ત્રી પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થાય અને ન થાય!

[ ब्राह्मणक्षत्रियविशां स्त्रियः शूद्रेऽपसङ्गताः ।
अप्रजाता विशुध्येयुः प्रायश्चित्तेन नेतराः ॥

બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની સ્ત્રીઓ જો શૂદ્ર સાથે વ્યભિ-

સાર કરી ભ્રષ્ટ થઈ હોય, પણ તેમને જો ગર્ભ ન રહ્યો હોય, તો તેઓ પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થાય છે; પણ ગર્ભ પામેલી તે સ્ત્રીઓ એ રીતે પ્રાયશ્ચિત્તથી શુદ્ધ ન થાય. ]

ચંડાલણીનું સેવન કરનાર માટે પ્રાયશ્ચિત્ત

यत्करोत्येकरात्रेण वृषलीसेवनाद्द्विजः ।
तद्भैक्षभुग्जपन्नित्यं त्रिभिर्वर्षैर्व्यपोहति ॥ १७८ ॥

ત્રણે વર્ણનો દ્વિજ, વૃષલી( એટલે ચંડાલણી )ના એક રાતના સંગથી જે પાપ કરે છે, તેને ત્રણ વર્ષ સુધી ભિક્ષા માગી જમવાથી તથા નિત્ય ગાયત્રીનો જપ કરવાથી દૂર કરી શકે છે.×

પતિતો સાથે સંબંધ રાખનાર માટે પ્રાયશ્ચિત્ત

एषा पापकृतामुक्ता चतुर्णामपि निष्कृतिः ।
पतितैः संप्रयुक्तानामिमाः शृणुत निष्कृतीः ॥ १७९ ॥

પાપ કરનારા ચારે વર્ણોના સંબંધમાં આ પ્રાયશ્ચિત્ત કહ્યાં; હવે પતિતો સાથે સંસર્ગ રાખનારા સંબંધી પ્રાયશ્ચિત્તો સાંભળો. ૧૭૯

× આમ જ આપસ્તંબ પણ કહે છે: 'यदेकरात्रेण करोति पापं कृष्णं वर्णं ब्राह्मणः सेवमानः । चतुर्थकाल उदक आत्मजापी भैक्षचारी त्रिभिर्वर्षैस्तद् व्यपोहति पापम् –કાળાવર્ણ–ચાંડાલ(ની સ્ત્રી)નું એક જ રાત્રિ સેવન કરી બ્રાહ્મણ, ત્રણ વર્ષ સુધી દર ચોથા ટંકે ભિક્ષાનું અન્ન ખાય અને પાણીમાં ઊભો રહી ગાયત્રીજપ કર્યો કરે, તો તે પાપને દૂર કરી શકે છે.' ગોવિંદરાજે ક્રમ છોડીને પરણેલી શૂદ્ર જાતિની સ્ત્રી સાથે મૈથુન કરનાર માટે આ પ્રાયશ્ચિત્ત છે, એમ કહ્યું છે. (कुल्लूक)

સંસર્ગી ક્યારે પતિત થાય?

संवत्सरेण पतति पतितेन सहाचरन् ।
याजनाध्यापनाद्यौनान्न तु यानासनाशनात् ॥ १८० ॥

પતિત સાથે વાહન, આસન અને ભોજનમાં સહચાર રાખનારો એક વર્ષે પતિત થાય છે; પણ તેને યજ્ઞ કરાવવાથી, ભણાવવાથી તથા તેની સાથે લગ્નસંબંધ રાખવાથી તો તરત જ પતિત થાય છે.* ૧૮૦

પતિતના સંસર્ગીએ કરવાનું પ્રાયશ્ચિત્ત

यो येन पतितेनैषां संसर्गं याति मानवः ।
स तस्यैव व्रतं कुर्यात्तत्संसर्गविशुद्धये ॥ १८१ ॥

* અહીં પતિતને ભણાવવા—એટલે તેને જનોઈ આપી ગાયત્રીનો ઉપદેશ આપવો, એ અર્થ છે. દેવલ કહે છે: 'याजनं योनिसंबन्धं स्वाध्यायं सह भोजनम् । कृत्वा सद्यः पतन्त्येते पतितेन न संशयः—પતિતને યજ્ઞ કરાવી, તેની સાથે વિવાહસંબંધ કરી, તેની સાથે સ્વાધ્યાય કરીને અથવા એક પંક્તિમાં તેની સાથે ભોજન કરી તરત જ (એ સંબંધ રાખનાર) પતિત થાય છે, એમાં સંશય નથી.' વિષ્ણુ વળી કહે છે: 'आ संवत्सरात् पतति पतितेन सहाचरन् । सह यानासनाभ्यासाद् यौनात्तु सद्य एव हि—પતિત સાથે એક વાહને જવાથી, એક આસને બેસવાથી અને અભ્યાસ કરવાથી માણસ એક વર્ષે પતિત થાય છે, પણ તેની સાથે વિવાહસંબંધ રાખવાથી તો તરત જ પતિત થાય છે.' બૌધાયન પણ કહે છે: 'संवत्सरेण पतति पतितेन सहाचरन् । याजनाध्यापनाद् यौनात् सद्यो न शयनासनात्—પતિત સાથે યજ્ઞસંબંધ કરવાથી, તેને ભણાવવાથી અને તેની સાથે વિવાહસંબંધ જોડવાથી માણસ એક વર્ષે પતિત થાય છે, પણ તેની સાથે સૂવાબેસવાથી તરત જ પતિત થવાતું નથી.' (કુલ્લૂક)

જે માણસ એ પતિતોમાંથી જેની સાથે સંસર્ગ પામે છે, તે માણસે તે સંસર્ગથી શુદ્ધ થવા સારુ, તે તે પતિત માટેનું (વ્રતરૂપ જ) પ્રાયશ્ચિત્ત કરવું.* (પણ મરણાંતિક પ્રાયશ્ચિત્ત કરવું.) ૧૮૧

પતિતના જીવતાં જ ઉદકક્રિયા

पतितस्योदकं कार्यं सपिण्डैर्बान्धवैर्बहिः ।
निन्दितेऽहनि सायाह्ने ज्ञात्यृत्विग्गुरुसंनिधौ ॥ १८२ ॥

પતિતના સપિંડીઓએ તથા બાંધવોએ નિન્દિત દિવસે (એટલે રિક્તાતિથિ–નોમના દિવસે) સાંજે ગામ બહાર જ્ઞાતિજનો, ઋત્વિજો તથા ગુરુજનો સમક્ષ તે પતિતના જીવતાં જ તેની ઉદકક્રિયા કરવી. ૧૮૨

પતિતને ઉદ્દેશી પ્રેતની પેઠે પાણીભરેલો ઘડો ને સૂતક

दासी घटमपां पूर्णं पर्यस्येत्प्रेतवत्पदा ।
अहोरात्रमुपासीरन्नाशौचं बान्धवैः सह ॥ १८३ ॥

દાસીએ પાણીથી ભરેલો ઘડો તે પ્રેત હોય તેમ (દક્ષિણ તરફ મોઢું રાખી) પગથી ફોડવો અને પતિતના સપિંડીઓએ બાંધવો સાથે એક રાત્રિદિવસનું સૂતક પાળવું. ૧૮૩

* એ વ્રતરૂપ પ્રાયશ્ચિત્ત પણ 'ब्रह्महा द्वादश समाः'–બ્રહ્મહત્યા કરનારે બાર વર્ષનું વ્રત કરવું' એમ આ અધ્યાયના ૭૨મા શ્લોક વગેરેમાં જે કહ્યું છે, તેમાં એક ચતુર્થાંશ ઓછું, પતિતના સંસર્ગીએ કરવાનું હોય છે; એમ વ્યાસ કહે છે: 'यो येन संवसेद् वर्षं सोऽपि तत्समतामियात् । पादन्यूनं चरेत् सोऽपि तस्य तस्य व्रतं द्विजः–જે કોઈ દ્વિજવર્ણ, જે પતિત મહાપાપી સાથે એક વર્ષ સુધી સંસર્ગ કરે, તે તેની સમાનતા પામે છે, એટલે તે સંસર્ગીએ પણ તે પતિતે કરવાનું વ્રત એક ચતુર્થાંશ ઓછું કરવું.' (કુલ્લૂક)

પતિત સાથે વાતચીત વગેરે બધો વ્યવહાર બંધ

निवर्तेरंश्च तस्मात्तु संभाषणसहासने ।
दायाद्यस्य प्रदानं च यात्रा चैव हि लौकिकी ॥ १८४ ॥

એ પતિત સાથે તેઓ વાતચીત ન કરે, તેની સાથે બેસે પ નહિ, તેને વારસાભાગ ન આપે, તેમ જ તેની સાથે લૌકિક વહેવાર પણ ન રાખે. ૧૮૪

પતિતને કોઈ હક્ક નહિ

ज्येष्ठता च निवर्तेत ज्येष्ठावाप्यं च यद्धनम् ।
ज्येष्ठांशं प्राप्नुयाच्चास्य यवीयान्गुणतोऽधिकः ॥ १८५ ॥

તે પતિતનું મોટાપણું બંધ થાય અને તેને મોટા તરીકે મળનારું જે વધારાનું ધન હોય તથા મોટા ભાઈ તરીકેનો તેનો જે ભાગ હોય, તે તેને ન અપાય; પણ અધિક ગુણવાન તેનો નાનો ભાઈ તે મેળવે. ૧૮૫

પતિતે જો પ્રાયશ્ચિત્ત કર્યું હોય તો?

प्रायश्चित्ते तु चरिते पूर्णकुम्भमपां नवम् ।
तेनैव सार्धं प्रास्येयुः स्नात्वा पुण्ये जलाशये ॥ १८६ ॥

પણ એ પતિતે જો પ્રાયશ્ચિત્ત કર્યું હોય તો સપિંડીઓ તથા બાંધવોએ તેની જ સાથે પવિત્ર જળાશય ઉપર જઈ સ્નાન કરી પાણીનો ભરેલો નવો ઘડો તેમાં નાખવો. ૧૮૬

ઘરમાં પ્રવેશ કરી બધાં કામો તે કરી શકે

स त्वप्सु तं घटं प्रास्य प्रविश्य भवनं स्वकम् ।
सर्वाणि ज्ञातिकार्याणि यथापूर्वं समाचरेत् ॥ १८७ ॥

તે પતિત તે ઘડાને પાણીમાં નાખી પોતાના ઘરમાં પ્રવેશ કરી પૂર્વની જેમ સર્વ જ્ઞાતિકાર્યો કરી શકે. ૧૮૭

પતિત સ્ત્રીઓ માટે પણ એ જ વિધિ

एतदेव विधिं कुर्याद्योपित्सु पतितास्वपि ।
वस्त्रान्नपानं देयं तु वसेयुश्च गृहान्तिके ॥ १८८ ॥

પતિત થયેલી સ્ત્રીઓ માટે પણ એ જ વિધિ કરવો; પણ તેમને વસ્ત્ર તથા ખાનપાન આપવાં અને પોતાના ઘરની પાસે (અલગ ઝૂંપડીમાં તેઓએ) રહેવું. ૧૮૮

પ્રાયશ્ચિત્ત કરવા-ન કરવાથી ફરક

एनस्विभिरनिर्णिक्तैर्नार्थं किंचित्सहाचरेत् ।
कृतनिर्णेजनांश्चैव न जुगुप्सेत कर्हिचित् ॥ १८९ ॥

પ્રાયશ્ચિત્ત ન કર્યું હોય એવા પાપીઓ સાથે કંઈ વ્યવહાર ન રખાય, પણ જેમણે પ્રાયશ્ચિત્ત કર્યું હોય તેવાઓની કદી નિંદા ન કરવી. ૧૮૯

આ પાપીઓ સાથે તો ન જ રહેવાય

बालघ्नांश्च कृतघ्नांश्च विशुद्धानपि धर्मतः ।
शरणागतहन्तॄंश्च स्त्रीहन्तॄंश्च न संवसेत् ॥ १९० ॥

બાળહત્યા કરનારા, કૃતઘ્ન, શરણે આવેલાઓને હણનારા તેમ જ સ્ત્રીહત્યારાઓ, ધર્મથી પ્રાયશ્ચિત્ત વડે ભલે શુદ્ધ થયા હોય, તોપણ તેમની સાથે રહેવું નહિ. ૧૯૦

ગાયત્રીનો સમય વીતી જાય તો પ્રાયશ્ચિત્ત

येषां द्विजानां सावित्री नानूच्येत यथाविधि ।
तांश्चारयित्वा त्रीन्कृच्छ्रान्यथाविध्युपनाययेत् ॥ १९१ ॥

જે દ્વિજોને સમયાનુસાર વિધિ પ્રમાણે ગાયત્રીનો ઉપદેશ ન અપાયો હોય, તેમને ત્રણ પ્રાજાપત્યવ્રત કરાવી વિધિ પ્રમાણે ઉપનયનસંસ્કાર કરાવવો. ૧૯૧

અવળાં કર્મોમાં રહી વેદાધ્યયન રહિત રહેલા બ્રાહ્મણો માટે પ્રાયશ્ચિત્ત

'प्रायश्चित्तं चिकीर्षन्ति विकर्मस्थास्तु ये द्विजाः ।
ब्रह्मणा च परित्यक्तास्तेषामप्येतदादिशेत् ॥ १९२ ॥

અવળાં કર્મોમાં રહેલા જે દ્વિજો પ્રાયશ્ચિત્ત ઇચ્છતા હોય તેમને પણ આ જ (ત્રણ પ્રાજાપત્ય વ્રતનું) પ્રાયશ્ચિત્ત આપવું.

નિંદ્યકર્મથી ધન કમાતા બ્રાહ્મણો માટે પ્રાયશ્ચિત્ત

यद्गर्हितेनार्जयन्ति कर्मणा ब्राह्मणा धनम् ।
तस्योत्सर्गेण शुद्धयन्ति जप्येन तपसैव च ॥ १९३ ॥

જે બ્રાહ્મણો નિંદિત કર્મથી ધન કમાય છે, તેઓ તે ધનનો ત્યાગ કરીને તેમ જ જપ અને તપ કરીને શુદ્ધ થાય છે.

અયોગ્યનું દાન લીધાનું પ્રાયશ્ચિત્ત

जपित्वा त्रीणि सावित्र्याः सहस्राणि समाहितः ।
मासं गोष्ठे पयः पीत्वा मुच्यतेऽसत्प्रतिग्रहात् ॥ १९४ ॥

અયોગ્યનું દાન લીધું હોય તે બ્રાહ્મણ સાવધાનચિત્તે ત્રણ હજાર ગાયત્રીનો જપ કરી, એક મહિનો ગાયની કોઢમાં રહી, દૂધ પીને, તે પાપથી મુક્ત થાય છે. ૧૯૪

उपवासकृशं तं तु गोव्रजात्पुनरागतम् ।
प्रणतं प्रति पृच्छेयुः साम्यं सौम्येच्छसीति किम् ॥ १९५ ॥

ઉપવાસથી દૂબળો થયેલો અને ગાયની કોઢમાંથી આવેલો તે બ્રાહ્મણ પ્રણામ કરે, ત્યારે બીજા બ્રાહ્મણોએ પૂછવું : 'હે સૌમ્ય ! તું અમારી સાથે હવે સમાનતા ઇચ્છે છે ને !' (હવે એવું અયોગ્યદાન તું નહિ લે ને !) ૧૯૫

सत्यमुक्त्वा तु विप्रेषु विकिरेद्यवसं गवाम् ।
गोभिः प्रवर्तिते तीर्थे कुर्युस्तस्य परिग्रहम् ॥ १९६ ॥

તેણે બ્રાહ્મણોને 'હા સત્ય છે' એમ કહી ગાયોને ઘાસ નાખવું અને ગાયની પગવાટના તે પવિત્ર તીર્થમાં બ્રાહ્મણોએ તેનો સ્વીકાર કરવો. ૧૯૬

ચાર પાપોનું એક પ્રાયશ્ચિત

व्रात्यानां याजनं कृत्वा परेषामन्त्यकर्म च ।
अभिचारमहीनं च त्रिभिः कृच्छ्रैर्व्यपोहति ॥ १९७॥

(અધ્યાય ૨જાના ૩૯મા શ્લોકમાં જણાવેલ) વ્રાત્યોને યજ્ઞ કરાવીને, (માતાપિતા કે ગુરુ સિવાયના બીજા–નિષિદ્ધોની ઉત્તર)ક્રિયા કરીને, અભિચાર કર્મ–મારણક્રિયા કરીને તથા અહીન નામનો યાગ કરીને જે પાપ લાગે, તેને ત્રણ પ્રાજાપત્ય વ્રત કરવાથી દૂર કરી શકે છે. ૧૯૭

શરણાગતને છોડે અને ન ભણાવવા લાયકને વેદ ભણાવે તો પ્રાયશ્ચિત્ત

शरणागतं परित्यज्य वेदं विप्लाव्य च द्विजः ।
संवत्सरं यवाहारस्तत्पापमपसेधति ॥ १९८ ॥

જે દ્વિજ શરણાગતનો ત્યાગ કરે અને અનધિકારીઓને વેદ ભણાવે, તે એક વર્ષ સુધી જવનો આહાર કરી તે પાપને દૂર કરે છે. ૧૯૮

કૂતરું વગેરે પ્રાણી કરડે તો ?

श्वसृगालखरैर्दष्टो ग्राम्यैः क्रव्याद्भिरेव च ।
नराश्वोष्ट्रवराहैश्च प्राणायामेन शुद्ध्यति ॥ १९९ ॥

જેને ગામનું કૂતરું, શિયાળ, ગધેડું, માણસ, ઘોડું, ઊંટ,

સૂંઠ કે માંસાહારી પશુ કરડે, તે પ્રાણાયામ કરવાથી શુદ્ધ થાય છે. ૧૯૯

કૂતરાંએ સૂંઘેલાં કે ચાટેલાંની શુદ્ધિ

[शुनाघ्रातावलीढस्य दन्तैर्विदलितस्य च ।
अद्भिः प्रक्षालनं प्रोक्तमग्निना चोपचूलनम् ॥

જે કંઈ કૂતરાંએ સૂંઘ્યું હોય, ચાટ્યું હોય કે દાંતે કરડ્યું હોય, તેને પાણીથી ધોઈ અગ્નિથી ઉકાળવું, એમ કહ્યું છે.]

પંક્તિબાહ્ય માટે પ્રાયશ્ચિત્ત

षष्ठान्नकालता मासं संहिताजप एव वा ।
होमाश्च सकला नित्यमपाङ्क्त्यानां विशोधनम् ॥ २०० ॥

જે પંક્તિબાહ્ય છે, તેણે એક માસ સુધી છઠ્ઠી-છઠ્ઠી વેળા સાયંકાળે ભોજન કરવું, વેદસંહિતાનો નિત્ય પાઠ કરવો, અથવા (देवकृतस्यैनसोऽवयजनमसि स्वाहा વગેરે આઠ) સાકલમંત્રોથી હોમ કરવા; એ તેમની શુદ્ધિ કરનાર-પ્રાયશ્ચિત્ત છે. ૨૦૦

ઊંટ કે ગધેડાં પર બેઠાનું તથા નાગા નાહ્યાનું પ્રાયશ્ચિત્ત

उष्ट्रयानं समारुह्य खरयानं तु कामतः ।
स्नात्वा तु विप्रो दिग्वासा प्राणायामेन शुद्ध्यति ॥ २०१ ॥

જે બ્રાહ્મણે ઇચ્છાપૂર્વક ઊંટ કે ગધેડાં પર સવારી કરી હોય અથવા જે નાગો નાહ્યો હોય, તે પ્રાણાયામ કરી શુદ્ધ થાય છે.× ૨૦૧

× આ શ્લોકમાં આ ભાવ છેઃ ઊંટ કે ગધેડું જોડેલા વાહન પર ઇચ્છાપૂર્વક બેસે અથવા ગાડી, સામાન વગેરેથી રહિત ઉંટ પર કે ગધેડાં પર સવારી કરે, તેણે પુષ્કળ પ્રાણાયામો કરી શુદ્ધ થવું; અને જે ઇરાદાપૂર્વક નાગો નાહ્યો હોય, તે સ્નાન કરી પ્રાણાયામ કરી શુદ્ધ થાય છે. (कुल्लूक)

પાણી વગર કે પાણીમાં મળમૂત્ર કરે તો પ્રાયશ્ચિત્ત

विनाऽद्भिरप्सु वाऽप्यार्तः शारीरं संनिवेश्य च ।
सचैलो बहिराप्लुत्य गामालभ्य विशुद्धयति॥ २०२ ॥

રોગી હોય તોપણ, જે પાણી વગર કે પાણીમાં મળમૂત્ર કરે, તે ગામની બહાર (નદી વગેરેમાં) વસ્ત્ર સહિત સ્નાન કરી (જળમાંથી બહાર નીકળી) ગાયનો સ્પર્શ કરીને શુદ્ધ થાય છે. ૨૦૨

નિત્યકર્મ ન કર્યાનું પ્રાયશ્ચિત્ત

वेदोदितानां नित्यानां कर्मणां समतिक्रमे ।
स्नातकव्रतलोपे च प्रायश्चित्तमभोजनम् ॥ २०३ ॥

જેણે વેદોક્ત નિત્ય કર્મો કોઈ વેળા ન કર્યાં હોય અને જેણે સ્નાતકના (ચોથા અધ્યાયમાં કહેલાં) વ્રતનો લોપ કર્યો હોય; તેને માટે એક દિવસનો ઉપવાસ, એ પ્રાયશ્ચિત્ત છે. ૨૦૩

બ્રાહ્મણનું કે મોટા માણસનું અપમાન કર્યાનું પ્રાયશ્ચિત્ત

हुंकारं ब्राह्मणस्योक्त्वा त्वंकारं च गरीयसः ।
स्नात्वानश्नन्नहःशेषमभिवाद्य प्रसादयेत् ॥ २०४ ॥

બ્રાહ્મણને હુંકાર (તિરસ્કાર શબ્દ) અને શ્રેષ્ઠને તુંકારો કર્યો હોય, તો તે દિવસે સ્નાન કરી, ઉપવાસ રાખી, તેમને વંદનપૂર્વક પ્રસન્ન કરવા. (એ પ્રાયશ્ચિત્ત છે.) ૨૦૪

બ્રાહ્મણને માર્યો, બાંધ્યો કે જીત્યો હોય તો?

ताडयित्वा तृणेनापि कण्ठे वाबध्य वाससा ।
विवादे वा विनिर्जित्य प्रणिपत्य प्रसादयेत् ॥ २०५ ॥

બ્રાહ્મણને તણખલાથી પણ માર્યો હોય, અથવા તેને ગળે

લુગડાથી બાંધ્યો હોય, અથવા વિવાદમાં તેને હરાવ્યો હોય, તો તેને પ્રણામ કરી પ્રસન્ન કરવો. ૨૦૫

બ્રાહ્મણને મારવા કંઈ ઉગામીને અથવા મારીને નરકવાસ

अवगूर्य स्वब्दशतं सहस्रमभिहत्य च ।
जिघांसया ब्राह्मणस्य नरकं प्रतिपद्यते ॥ २०६ ॥

બ્રાહ્મણને મારવા માટે કંઈ ઉગામીને સો વર્ષ સુધી અને તેને મારીને હજાર વર્ષ સુધી માણસ નરક પામે છે. ૨૦૬

शोणितं यावतः पांसून्संगृह्णाति महीतले ।
तावन्त्यब्दसहस्राणि तत्कर्ता नरके वसेत् ॥ २०७ ॥

બ્રાહ્મણનું લોહી પૃથ્વીતલના જેટલા રજકણોને ભીંજવે, તેટલાં હજાર વર્ષો સુધી તે કર્મ કરનારો નરકમાં વસે છે. ૨૦૭

બ્રાહ્મણને મારવા ઉગામવું, વગેરેનું પ્રાયશ્ચિત્ત

अवगूर्य चरेत्कृच्छ्रमतिकृच्छ्रं निपातने ।
कृच्छ्रातिकृच्छ्रौ कुर्वीत विप्रस्योत्पाद्य शोणितम् ॥ २०८ ॥

બ્રાહ્મણને મારવા સારુ કંઈ ઉગામ્યું હોય, તો પ્રાજાપત્યવ્રત કરવું; તેને માર્યું હોય, તો અતિકૃચ્છ્ર વ્રત કરવું; અને તેને લોહી કાઢ્યું હોય તો કૃચ્છ્ર અને અતિકૃચ્છ્ર બન્ને વ્રતો કરવાં. ૨૦૮

જેનું પ્રાયશ્ચિત્ત કહ્યું નથી તેવાં પાપો માટે

अनुक्तनिष्कृतीनां तु पापानामपनुत्तये ।
शक्तिं चावेक्ष्य पापं च प्रायश्चित्तं प्रकल्पयेत् ॥ २०९ ॥

જે પાપો દૂર કરવા પ્રાયશ્ચિત્તો કહેવાયાં ન હોય, તે

માટે શક્તિ જોઈને તથા પાપ તપાસીને પ્રાયશ્ચિત્તની કલ્પના કરવી. ૨૦૯

પાપ દૂર કરવાના વ્રતરૂપ ઉપાયો

यैरभ्युपायैरेनांसि मानवो व्यपकर्षति ।
तान्वोऽभ्युपायान्वक्ष्यामि देवर्षिपितृसेवितान् ॥ २१० ॥

જે ( વ્રતરૂપ ) ઉપાયોથી માણસ પાપોને દૂર કરે છે, તે દેવ, ઋષિ તથા પિતૃઓએ સેવેલા ઉપાયો હું તમને કહીશ.

પ્રાજાપત્ય કૃચ્છ્રવ્રત

त्र्यहं प्रातस्त्र्यहं सायं त्र्यहमद्यादयाचितम् ।
त्र्यहं परं च नाश्नीयात्प्राजापत्यं चरन्द्विजः ॥ २११ ॥

પ્રાજાપત્ય વ્રત કરનારા દ્વિજે (ત્રણે વર્ણે) ત્રણ દિવસ સવારે (એટલે બપોરે), ત્રણ દિવસ સાંજે તથા ત્રણ દિવસ માગ્યા વિના મળેલું ખાવું, તેમ જ ત્રણ દિવસ ઉપવાસ કરવા.+

+ વસિષ્ઠ અને આપસ્તમ્બનો પણ આવો જ મત છે એટલે આમાં બાર દિવસ કૃચ્છ્રવ્રત કરવાનો વિધિ છે. આમાં કોળિયા કેટલી સંખ્યામાં લેવા અને તે કોળિયાનું માપ કેવડું હોય, એ વિષે પરાશર જણાવે છે:

'सायं द्वात्रिंशतिर्ग्रासाः प्रातः षड्विंशतिस्तथा ।
अयाचितं चतुर्विंशत्परं चानशनं स्मृतम् ॥

कुक्कुटाण्डप्रमाणं च यावाँश्च प्रविशेन्मुखम् ।
एतं ग्रासं विजानीयाच्छुद्ध्यर्थं ग्राससोधनम् ॥

हविष्यं चान्नमश्नीयाद् यथा रात्रौ तथा दिवा ।
त्रींस्त्रीन्यहानि शाश्नीयान् ग्रासान् सङ्ख्याहृतान् यथा ।
अयाचितं तथैवाद्याद् उपवासस्त्र्यहं भवेत् ॥

સાંતપન કૃચ્છ્રવ્રત

**गोमूत्रं गोमयं क्षीरं दधि सर्पिः कुशोदकम् ।**
**एकरात्रोपवासश्च कृच्छ्रं सांतपनं स्मृतम् ॥ २१२ ॥**

(૭ દિવસ સુધી) ગાયનું મૂતર, ગાયનું છાણ, તેનું દૂધ, તેનું દહીં, તેનું ઘી તથા દર્ભનું પાણી; એ ભેગું કરી એક એક દિવસે ખાવું (બીજું કંઈ જ ન ખાવું) અને બીજે (સાતમે) દિવસે ઉપવાસ કરવો; આ સાંતપન કૃચ્છ્રવ્રત કહ્યું છે.† ૨૧૨

---

સાંજે બત્રીસ કોળિયા, સવારે છવ્વીસ, માગ્યાવિનાનું ખાવામાં ચોવીસ અને તે પછી (ત્રણ) ઉપવાસ કરવા કહેલ છે. આ કોળિયાનું માપ કેવડું જાણવું? તો કૂકડાંના ઈંડા જેવડું એટલે જેવડો કોળિયો (સહેલાઈથી) ગોદામાં પેસે, તેવડો હોવો જોઈએ; શુદ્ધિ માટે એમ કોળિયા પણ (સંખ્યા તથા માપથી) શુદ્ધ જોઈએ; તેમાં જેમ રાત્રે તેમ દિવસે પણ હવિષ્યાન્ન ખાવું અને માગ્યાવિનાનું પણ તે હવિષ્યાન્ન જ ખાવું અને પછી ત્રણ દિવસ ઉપવાસ હોય.' (कुल्लूक)

† પરંતુ જો ગાયનું મૂતર વગેરે ૭ વસ્તુઓ દરરોજ ભેગી કરી ૭ દિવસ સુધી ખાય અને સાતમે દિવસે ઉપવાસ કરે, તો મહાસાંતપન કૃચ્છ્રવ્રત કહેવાય છે. આ અભિપ્રાય યાજ્ઞવલ્ક્ય જણાવે છે;

'कुशोदकं च गोक्षीरं दधि मूत्रं शकृद् घृतम् ।
जग्ध्वाऽपरेऽह्न्युपवसेत् कृच्छ्रं सांतपनं चरन् ॥
पृथक् सांतपनद्रव्यैः षडहः सोपवासिकः ।
सप्ताहेन तु कृच्छ्रोऽयं महासांतपनं स्मृतम् ॥

સાંતપન કૃચ્છ્ર નામનું વ્રત કરનારે દર્ભનું પાણી, ગાયનું દૂધ, દહીં, મૂત્ર, છાણ તથા ઘી ભેગાં કરી (૭ દિવસ સુધી તે જ) ખાઈને રહેવું અને બીજે (સાતમે) દિવસે ઉપવાસ કરવો; પરંતુ એ ૭ યે વસ્તુ અલગઅલગ-એકએક જ ૭ દિવસ સુધી ખાઈને રહેવું અને સાતમે દિવસે ઉપવાસ કરવો-આમ સાત દિવસે મહાસાંતપન વ્રત કર્યું જણાય છે.' (कुल्लूक)

અતિકૃચ્છ્રવ્રત

एकैकं ग्रासमश्नीयात्त्र्यहाणि त्रीणि पूर्ववत् ।
त्र्यहं चोपवसेदन्त्यमतिकृच्छ्रं चरन्द्विजः ॥ २१३ ॥

અતિકૃચ્છ્રવ્રત કરતા દ્વિજે પૂર્વ(ના પ્રાજાપત્ય)ની પેઠે પહેલા ત્રણ દિવસે બપોરે, બીજા ત્રણ દિવસે સાંજે અને ત્રીજા ત્રણ દિવસ માગ્યા વિના, એમ નવ દિવસ સુધી એકએક કોળિયો જમવું અને છેલ્લે ત્રણ દિવસ ઉપવાસ કરવા. ૨૧૩

તપ્તકૃચ્છ્રવ્રત

तप्तकृच्छ्रं चरन्विप्रो जलक्षीरघृतानिलान् ।
प्रतित्र्यहं पिबेदुष्णान्सकृत्स्नायी समाहितः ॥ २१४ ॥

તપ્તકૃચ્છ્રવ્રત કરતાં દ્વિજે સ્નાન કરી સંયમી રહીને પહેલા ત્રણ દિવસ એકવાર ઊનું પાણી પીવું, બીજા ત્રણ દિવસ એકવાર ઊનું દૂધ લેવું અને ત્રીજા ત્રણ દિવસ એકવાર ઊનું ઘી ચાટવું અને પછી ત્રણ દિવસ વાયુભક્ષી (ઉપવાસી) રહેવું.*

[ अपां पिबेत्त्रिपलं पलमेकं च सर्पिषः ।
पयः पिबेत्तु त्रिपलं त्रिमात्रं चोक्तमानतः ॥

પરંતુ એમાં આમ કહેલા માપ પ્રમાણે ત્રણ દિવસ ત્રણ ત્રણ પલ (નવ-નવ તોલા) પાણી પીવું, ત્રણ દિવસ એક-એક

* આમાં પરાશરે આ વિશેષતા કહી છે : ' षट्पलं तु पिबेदम्भस्त्रिपलं तु पयः पिबेत्। पलमेकं पिबेत् सर्पिस्तप्तकृच्छ्रं विधीयते –પાણી ૭ પલ (૨૪ તોલા) પીવું, દૂધ ત્રણ પલ (૧૨ તોલા) પીવું અને ઘી એક પલ (૪ તોલા) પીવું; આમ તપ્તકૃચ્છ્રવ્રત કરાય છે. (कुल्लूक)

પલ (ચાર–ચાર તોલા) ઘી પીવું અને ત્રણ દિવસ ત્રણ–ત્રણ પલ (નવ–નવ તોલા) દૂધ પીવું. ]

પરાકકૃચ્છ્ર વ્રત

यतात्मनोऽप्रमत्तस्य द्वादशाहमभोजनम् ।
पराको नाम कृच्छ्रोऽयं सर्वपापापनोदनः ॥ २१५ ॥

સાવધ રહી, મનને નિયમમાં રાખી, બાર મહિના સુધી (ઉપવાસ કરી) અનશન કરવું, એ સર્વ પાપોનું નાશ કરનારું પરાક નામે કૃચ્છ્રવ્રત છે. ૨૧૫

પિપીલિકામધ્ય ચાન્દ્રાયણ વ્રત

एकैकं ह्रासयेत्पिण्डं कृष्णे शुक्ले च वर्धयेत् ।
उपस्पृशंस्त्रिषवणमेतच्चान्द्रायणं स्मृतम् ॥ २१६ ॥

મળસ્કે, મધ્ય બપોરે અને સાંજે એમ ત્રણવાર સ્નાન કરવું, તથા વદમાં એક–એક કોળિયો ઓછો કરતા જવું અને સુદમાં એક–એક કોળિયો વધારતા જવું, એને (પિપીલિકામધ્ય નામે) ચાન્દ્રાયણવ્રત+ કહ્યું છે. ૨૧૬

યવમધ્ય ચાન્દ્રાયણ વ્રત

एतमेव विधिं कृत्स्नमाचरेद्यवमध्यमे ।
शुक्लपक्षादिनियतश्चरंश्चान्द्रायणं व्रतम् ॥ २१७ ॥

+ આ વ્રત આ રીતે કરાય છે: પૂનમે પંદર કોળિયા ખાઈ શરૂઆત કરવી; પછી વદ એકમથી એકએક કોળિયો ઓછો કરતા જવું; એટલે વદ ચૌદશે એક જ કોળિયો ખાવાનો રહે; પછી અમાસને દહાડે ઉપવાસ કરવો; તે પછી સુદ પડવેથી માંડી એકએક કોળિયો વધારતા જવું, એટલે પૂનમના દિવસે પાછા પંદર કોળિયા ખાવાના થાય; એમ આ પિપીલિકામધ્ય નામે ચાન્દ્રાયણ વ્રત થાય છે. (कुल्लूक)

યવમધ્યમ ચાંદ્રાયણવ્રતમાં એ જ (કોળિયા ઓછા કરવા, વધારવા તથા ત્રણ વખત સ્નાનનો) વિધિ સમગ્ર આચરવો; તેમાં સુદથી માંડી જિતેન્દ્રિય રહી વ્રત કરનારો દ્વિજ, એ યવમધ્ય ચાન્દ્રાયણ કરે.‡ ૨૧૭

યતિચાન્દ્રાયણ વ્રત

अष्टावष्टौ समश्नीयात्पिण्डान्मध्यंदिने स्थिते ।
नियतात्मा हविष्याशी यतिचान्द्रायणं चरन् ॥ २१८ ॥

યતિચાન્દ્રાયણવ્રત કરનારે જિતેન્દ્રિય રહી રોજ બપોરે× આઠ આઠ કોળિયા હવિષ્યાન્ન ખાવું. ૨૧૮

શિશુચાન્દ્રાયણ વ્રત

चतुरः प्रातरश्नीयात्पिण्डान्विप्रः समाहितः ।
चतुरोऽस्तमिते सूर्ये शिशुचान्द्रायणं स्मृतम् ॥ २१९ ॥

સ્વસ્થચિત્તવાળા બ્રાહ્મણે ચાર કોળિયા સવારે ખાવા અને ચાર કોળિયા સૂર્ય અસ્ત પામ્યે ખાવા; તે શિશુચાન્દ્રાયણવ્રત કહેવાય છે. ૨૧૯

મહિનામાં ૨૪૦ કોળિયાનું વ્રત

यथा कथंचित्पिण्डानां तिस्रोऽशीतीः समाहितः ।
मासेनाश्नन्हविष्यस्य चन्द्रस्यैति सलोकताम् ॥ २२० ॥

‡ અર્થાત્ આ યવમધ્ય ચાન્દ્રાયણવ્રતની શરૂઆત સુદ પડવેથી કરાય છે, તેમાં સુદ પડવાના દિવસે એક કોળિયો ખાઈ બીજા દિવસથી એકએક કોળિયો વધારતા જવું, જેથી પૂનમે પંદર કોળિયા થાય છે, પછી વદ પડવાથી એકએક કોળિયો ઓછો કરતા જવું અને છેલ્લા અમાસના દિવસે ઉપવાસ કરવો. (कुल्लूक)

× અહીં 'બપોરે' એમ કહી સૂચવ્યું છે, કે આ વ્રત કરનારો ગૃહસ્થ કે બ્રહ્મચારી હોય, પણ તેણે સાંજે ખાવું નહિ. (कुल्लूक)

સાવધાન રહી, એક મહિનામાં ગમે તે રીતે હવિષ્યાન્નના બસો ચાલીસ કોળિયા ખાનારો÷ ચન્દ્રના લોકને પામે છે.૨૨૦

ઉપરનું વ્રત કોણે કર્યું હતું?

एतद्रुद्रास्तथादित्या वसवश्चाचरन्व्रतम् ।
सर्वाकुशलमोक्षाय मरुतश्च महर्षिभिः ॥ २२१ ॥

રુદ્રો, આદિત્યો, વસુઓ, મરુતો અને મહર્ષિઓએ સર્વ અકુશલોથી છૂટવા માટે આ (ચાન્દ્રાયણ) વ્રત આચર્યું હતું.

વ્રત કરનારે ખાસ કરવાનું

महाव्याहृतिभिर्होमः कर्तव्यः स्वयमन्वहम् ।
अहिंसासत्यमक्रोधमार्जवं च समाचरेत् ॥ २२२ ॥

વ્રત કરનારે રોજ મહાવ્યાહૃતિઓથી હોમ કરવો અને અહિંસા, સત્ય, અક્રોધ તથા સરળતા રાખવાં. ૨૨૨

त्रिरह्नस्त्रिर्निशायां च सवासा जलमाविशेत् ।
स्त्रीशूद्रपतितांश्चैव नाभिभाषेत कर्हिचित् ॥ २२३ ॥

(પિપીલિકામધ્ય તથા યવમધ્ય ચાન્દ્રાયણ સિવાયનું

÷ એટલે કોઈ દિવસે દશ, કોઈ દિવસે પાંચ, કોઈ દિવસે સોળ અને કોઈ દિવસે ઉપવાસ; એમ કરી ખાસ કોઈ નિયમ ન રાખી આખા મહિનામાં ૨૪૦ કોળિયા જ ખાય. આ વ્રત પણ પાપનો નાશ કરનાર તથા અભ્યુદય કરનાર છે. યાજ્ઞવલ્ક્ય કહે છે: 'धर्मार्थं यश्चरेदेतच्चन्द्रस्यैति सलोकताम् । कृच्छ्रकृद्धर्मकामस्तु महतीं श्रियमाप्नुयात्— જે માણસ ધર્મ માટે આ વ્રત કરે છે, તે ચન્દ્રલોક પામે છે; પણ જે સુખની ઇચ્છા રાખી આ કૃચ્છ્રવ્રત જે કરે છે, તે મોટી લક્ષ્મી પામે છે.' આમ પ્રાજાપત્ય આદિ કૃચ્છ્રવ્રતોનું ફળ પણ અભ્યુદયરૂપ જ છે. એમ યાજ્ઞવલ્ક્યે સૂચવ્યું છે. (कुल्लूक)

ચાન્દ્રાયણ કરનાર) તેણે દિવસે અને રાત્રે ત્રણત્રણ વાર વસ્ત્ર સાથે જળમાં સ્નાન કરવું અને સ્ત્રી, શૂદ્ર તથા પતિતો સાથે કદી ભાષણ ન કરવું. ૨૨૩

स्थानासनाभ्यां विहरेदशक्तोऽधः शयीत वा ।
ब्रह्मचारी व्रती च स्याद्गुरुदेवद्विजार्चकः ॥ २२४ ॥

(વ્રત કરનારે દિવસના વખતે) ઊઠવું-બેસવું જ કરવું (પણ સૂવું નહિ) અથવા અશક્ત હોય તો નીચે (કંઈ પાથર્યા વિના જમીન પર) સૂવું; તેણે બ્રહ્મચારી અને વ્રતી રહેવું, તેમ જ ગુરુ, દેવ અને બ્રાહ્મણની પૂજા કરવી. ૨૨૪

सावित्रीं च जपेन्नित्यं पवित्राणि च शक्तितः ।
सर्वेष्वेव व्रतेष्वेवं प्रायश्चित्तार्थमादृतः ॥ २२५ ॥

તેણે શક્તિ અનુસાર નિત્ય ગાયત્રી જપ કરવો તથા અઘમર્ષણ આદિ પવિત્ર મંત્રો જપવા; એમ દરેક વ્રતમાં પ્રાયશ્ચિત્ત માટે આ જ રીતે કરવું. ૨૨૫

પ્રકટ પાપ વ્રતોથી અને છૂપાં પાપ મંત્રો તથા હોમથી જાય

एतैर्द्विजातयः शोध्या व्रतैराविष्कृतैनसः ।
अनाविष्कृतपापांस्तु मन्त्रैर्होमैश्च शोधयेत् ॥ २२६ ॥

જેમનાં પાપ પ્રસિદ્ધ થયાં હોય, એવા દ્વિજો આ વ્રતોથી શુદ્ધ થાય, પણ જેમનાં પાપ પ્રકટ થયાં ન હોય તેમને મંત્રો અને હોમોથી શુદ્ધ કરાય. ૨૨૬

પાપથી છૂટવાના માર્ગ

ख्यापनेनानुतापेन तपसाध्ययनेन च ।
पापकृन्मुच्यते पापात्तथा दानेन चापदि ॥ २२७ ॥

પાપને પ્રકટ કરવાથી, તે માટે પશ્ચાત્તાપથી, તપથી, (વેદના) અધ્યયનથી અને આપત્કાલે દાનથી પણ પાપી માણસ પાપથી છૂટી જાય છે.[×] ૨૨૭

કરેલો અધર્મ લોકમાં જાહેર કરવાથી છૂટી જાય

यथा यथा नरोऽधर्मं स्वयं कृत्वानुभाषते ।
तथा तथा त्वचेवाहिस्तेनाधर्मेण मुच्यते ॥ २२८ ॥

માણસ, અધર્મ કરીને જેમજેમ પોતાની મેળેજ તે પ્રકટ કરે છે, તેમતેમ સાપ જેમ કાંચળીથી છૂટે છે, તેમ તે અધર્મથી છૂટે છે. ૨૨૮

પોતાનાં પાપને નિંદવાથી અધર્મ છૂટે

यथा यथा मनस्तस्य दुष्कृतं कर्म गर्हति ।
तथा तथा शरीरं तत्तेनाधर्मेण मुच्यते ॥ २२९ ॥

તેનું મન, જેમજેમ પોતાનાં પાપકર્મને નિંદે છે, તેમતેમ તેનું શરીર તે અધર્મથી છૂટે છે. ૨૨૯

પશ્ચાત્તાપ કરવાથી પાપ છૂટે

कृत्वा पापं हि संतप्य तस्मात्पापात्प्रमुच्यते ।
नैवं कुर्यां पुनरिति निवृत्त्या पूयते तु सः ॥ २३० ॥

પાપ કરી સંતાપ કરનારો એ પાપમાંથી છૂટી જાય છે;

× પાપ કરનારો માણસ, 'મારું પાપ કરનાર મને ધિક્કાર હો' એમ લોકમાં જાહેર કરી પશ્ચાત્તાપ કરવાથી, ઉગ્ર તપશ્ચર્યા કે ગાયત્રીનો જપ વગેરે કરવાથી તેમજ તપ વગેરે કરવા અશક્ત હોય તો દાન કરવાથી પણ પાપથી છૂટે છે. આમ આ જે કહેવાયું છે, તે ખુલ્લા પાપના પ્રાયશ્ચિત્તનું અંગ સમજવું. (કુલ્લૂક)

તેમ જ 'આવું ફરી નહિ કરું' એમ નિવૃત્તિરૂપી નિશ્ચય કરવાથી પણ તે પવિત્ર થાય છે. ૨૩૦

શુભ કર્મ જ સદા કરવું

एवं संचिन्त्य मनसा प्रेत्य कर्मफलोदयम् ।
मनोवाङ्मूर्तिभिर्नित्यं शुभं कर्म समाचरेत् ॥ २३१ ॥

મરણ પછી (પરલોકમાં) કર્મનું ફળ આવું મળશે, એમ મનથી વિચારી માણસે મન, વાણી અને કાયાથી નિત્ય શુભ કર્મ કરવું. ૨૩૧

કદાચ એકવાર પાપ થઈ જાય, પણ બીજીવાર તે ન જ કરવું

अज्ञानाद्यदि वा ज्ञानात्कृत्वा कर्म विगर्हितम् ।
तस्माद्विमुक्तिमन्विच्छन्द्वितीयं न समाचरेत् ॥ २३२ ॥

અજાણતાં કે જાણતાં નિંદિત કર્મ કર્યા પછી તેમાંથી છૂટવા ઇચ્છનારે ફરી એવું બીજું કર્મ ન કરવું. ૨૩૨

મનના સંતોષ સુધી તપ કર્યા કરવું

यस्मिन्कर्मण्यस्य कृते मनसः स्यादलाघवम् ।
तस्मिंस्तावत्तपः कुर्याद्यावत्तुष्टिकरं भवेत् ॥ २३३ ॥

જે પ્રાયશ્ચિત્તનું કર્મ કર્યા છતાં એના મનને જો સંતોષ ન થાય, તો જ્યાંસુધી તે સંબંધમાં સંતોષ થાય, ત્યાંસુધી તે તપ (ફરીફરી) કરવું. ૨૩૩

તપનું માહાત્મ્ય

तपोमूलमिदं सर्वं दैवमानुषकं सुखम् ।
तपोमध्यं बुधैः प्रोक्तं तपोऽन्तं वेददर्शिभिः ॥ २३४ ॥

દેવતાઈ અને મનુષ્યનાં આ સર્વ સુખનું મૂળ તપ છે; તપને જ વેદદર્શી વિદ્વાનોએ મધ્યરૂપ અને અંતરૂપ કહ્યું છે.

કયા વર્ણનું કયું તપ?

ब्राह्मणस्य तपो ज्ञानं तपः क्षत्रस्य रक्षणम् ।
वैश्यस्य तु तपो वार्ता तपः शूद्रस्य सेवनम् ॥ २३५ ॥

જ્ઞાન એ બ્રાહ્મણનું તપ છે, રક્ષણ એ ક્ષત્રિયનું તપ છે, ખેતીવાડી ને વેપાર એ વૈશ્યનું તપ છે અને સેવા એ શૂદ્રનું તપ છે. ૨૩૫

તપથી જ ઋષિઓ બધું જોઈ શકે છે

ऋषयः संयतात्मानः फलमूलानिलाशनाः ।
तपसैव प्रपश्यन्ति त्रैलोक्यं सचराचरम् ॥ २३६ ॥

ફળ, મૂળ અને વાયુ ખાનારા જિતેન્દ્રિય ઋષિઓ તપથી સ્થાવર-જંગમ સહિત ત્રણ લોકને જુએ છે. ૨૩૬

તપથી જ સર્વની પ્રાપ્તિ

औषधान्यगदो विद्या दैवी च विविधा स्थितिः ।
तपसैव प्रसिद्ध्यन्ति तपस्तेषां हि साधनम् ॥ २३७ ॥

ઔષધિઓ, નીરોગીપણું, દૈવી વિદ્યા અને (સ્વર્ગાદિ) વિવિધ સ્થિતિ, એ તપથી જ સિદ્ધ થાય છે; કેમકે તપ જ તેમનું (મેળવવાનું) સાધન છે. ૨૩૭

તપ જ ઓળંગવું મુશ્કેલ

यद्दुस्तरं यद्दुरापं यद्दुर्गं यच्च दुष्करम् ।
सर्वं तु तपसा साध्यं तपो हि दुरतिक्रमम् ॥ २३८ ॥

જે ટાળવું અઘરું છે, જે દુર્લભ છે, જે જવું અઘરું છે અને જે કરવું મુશ્કેલ છે, તે બધું તપથી સધાય છે; કેમકે તપ જ ઓળંગવું મુશ્કેલ છે. ૨૩૮

તપથી જ મોટાં પાપથી છુટાય

महापातकिनश्चैव शेषाश्चाकार्यकारिणः ।
तपसैव सुतप्तेन मुच्यन्ते किल्बिषात्ततः ॥ २३९ ॥

મહાપાપ તથા બીજાં ઉપપાપ કરનારાઓ, સારી રીતે તપેલા તપ વડે જ તે પાપથી છૂટી જાય છે. ૨૩૯

તપના બળથી પ્રાણી સ્વર્ગે જાય

कीटाश्चाहिपतङ्गाश्च पशवश्च वयांसि च ।
स्थावराणि च भूतानि दिवं यान्ति तपोबलात् ॥ २४० ॥

કીડા, સાપ, પતંગો, પશુઓ, પક્ષીઓ અને સ્થાવર પ્રાણીઓ પણ તપના બળથી સ્વર્ગે જાય છે. ૨૪૦

તપથી જ પાપ બળે છે

यत्किंचिदेनः कुर्वन्ति मनोवाङ्मूर्तिभिर्जनाः ।
तत्सर्वं निर्दहन्त्याशु तपसैव तपोधनाः ॥ २४१ ॥

માણસો મન, વાણી અને કાયાથી જે કંઈ પાપ કરે છે, તે બધાંને તપોધનો તપ વડે જ તરત બાળી નાખે છે. ૨૪૧

તપથી શુદ્ધ થયેલાનું જ બલિદાન દેવો સ્વીકારે

तपसैव विशुद्धस्य ब्राह्मणस्य दिवौकसः ।
इज्याश्च प्रतिगृह्णन्ति कामान्संवर्धयन्ति च ॥ २४२ ॥

તપથી જ શુદ્ધ થયેલા બ્રાહ્મણનાં યજ્ઞ સંબંધી બલિદાનો દેવો સ્વીકારે છે અને તેની કામનાઓ પૂર્ણ કરે છે. ૨૪૨

તપથી જ આ ધર્મશાસ્ત્ર રચાયું છે

प्रजापतिरिदं शास्त्रं तपसैवासृजत्प्रभुः ।
तथैव वेदानृषयस्तपसा प्रतिपेदिरे ॥ २४३ ॥

પ્રભુ પ્રજાપતિએ તપથી જ આ શાસ્ત્ર રચ્યું છે; તેમ જ ઋષિઓ તપથી જ વેદોને પામ્યા છે. ૨૪૩

તપનું આ માહાત્મ્ય દેવોએ કહ્યું છે

इत्येतत्तपसो देवा महाभाग्यं प्रचक्षते ।
सर्वस्यास्य प्रपश्यन्तस्तपसः पुण्यमुत्तमम् ॥ २४४ ॥

એમ તપનું આ સર્વ આવું ઉત્તમ પુણ્ય જોનારા દેવો તપનું આ મહાભાગ્ય કહે છે. ૨૪૪

બ્રહ્માએ કહેલું વ્રત

[ ब्रह्मचर्यं जपो होमः काले शुद्धाल्पभोजनम् ।
अरागद्वेषलोभाश्च तप उक्तं स्वयंभुवा ॥

બ્રહ્મચર્ય, જપ, હોમ, યોગ્ય કાળે શુદ્ધ ને અલ્પ આહાર, તેમ જ રાગ, દ્વેષ અને લોભથી રહિતપણું; એને સ્વયંભૂ ભગવાને તપ કહ્યું છે. ]

મહાપાપો પણ શાથી નાશ પામે છે?

वेदाभ्यासोऽन्वहं शक्त्या महायज्ञक्रिया क्षमा ।
नाशयन्त्याशु पापानि महापातकजान्यपि ॥ २४५ ॥

હમેશાં શક્તિ પ્રમાણે વેદાભ્યાસ, પાંચ મહાયજ્ઞોનું અનુષ્ઠાન અને ક્ષમા, એ મહાપાપથી લાગેલાં પાપોનો પણ તરત નાશ કરે છે. ૨૪૫

જ્ઞાનરૂપ અગ્નિ બધાં પાપ બાળે

यथैधस्तेजसा वह्निः प्राप्तं निर्दहति क्षणात् ।
तथा ज्ञानाग्निना पापं सर्वं दहति वेदवित् ॥ २४६ ॥

જેમ અગ્નિ, પોતાના તેજ વડે પાસે રહેલાં ઇંધણાંને એક

ક્ષણમાં બાળી મૂકે છે, તેમ વેદ જાણનારો બ્રાહ્મણ જ્ઞાનરૂપી અગ્નિથી સર્વ પાપોને બાળી નાખે છે. ૨૪૬

છાનાં પાપોનાં પ્રાયશ્ચિત્ત

इत्येतदेनसामुक्तं प्रायश्चित्तं यथाविधि ।
अत ऊर्ध्वं रहस्यानां प्रायश्चित्तं निबोधत ॥ २४७ ॥

એમ પ્રકટ પાપોનું પ્રાયશ્ચિત્ત વિધિ પ્રમાણે કહ્યું; હવે છાનાં પાપોનાં પ્રાયશ્ચિત્ત તમે સાંભળો. ૨૪૭

ગુપ્ત રીતે કરેલી બ્રહ્મહત્યા તથા બાળહત્યાનું પ્રાયશ્ચિત્ત

सव्याहृतिप्रणवकाः प्राणायामास्तु षोडश ।
अपि भ्रूणहणं मासात्पुनन्त्यहरहः कृताः ॥ २४८ ॥

દરરોજ વ્યાહૃતિ અને ૐકાર સાથે સોળ પ્રાણાયામ એક માસ સુધી કર્યા હોય, તો ગર્ભ કે બાળહત્યા કરનારાને પણ તે શુદ્ધ કરે છે. ૨૪૮

છાની મદિરા પીધાનું પ્રાયશ્ચિત્ત

कौत्सं जप्त्वाप इत्येतद्वासिष्ठं च प्रतीत्यृचम् ।
माहित्रं शुद्धवत्यश्च सुरापोऽपि विशुद्ध्यति ॥ २४९ ॥

કૌત્સઋષિ જેના દ્રષ્ટા છે, તે 'अप नःशोशुचदघम्' એ સૂક્તનો; વસિષ્ઠ જેના દ્રષ્ટા છે, તે 'प्रतिस्तोमेभिरुषसं वसिष्ठाः' એ ઋચાનો; 'महित्रीणामवोऽस्तु' એ સૂક્તનો; તેમ જ 'एतोन्विन्द्रं स्तवाम शुद्धम्' એ ત્રણ ઋચાઓનો એક માસ સુધી જપ કરીને મદિરા પીનારો પણ શુદ્ધ થાય છે. ૨૪૯

છાની રીતે સોનું ચોર્યાનું પ્રાયશ્ચિત્ત

सकृज्जप्त्वास्य वामीयं शिवसंकल्पमेव च ।
अपहृत्य सुवर्णं तु क्षणाद्भवति निर्मलः ॥ २५० ॥

એક માસ સુધી 'अस्य वामस्य पलितस्य' એ સૂક્તનો તેમજ 'यज्जाग्रतो दूरमुदैति' એ શિવસંકલ્પ સૂક્તનો રોજ એકવાર પાઠ કરીને સોનાની ચોરી કરનારો પણ તરત જ નિર્મળ થાય છે. ૨૫૦

છાનું ગુરુપત્નીગમન કર્યાનું પ્રાયશ્ચિત્ત

हविष्पान्तीयमभ्यस्य न तमंह इतीति च ।
जपित्वा पौरुषं सूक्तं मुच्यते गुरुतल्पगः ॥ २५१ ॥

ગુરુપત્ની સાથે ગમન કરનારો પાપી 'हविष्पान्तमजरं स्वर्विदि' એ ઓગણીસ ઋચાઓનો, અથવા 'न तमंहो न दुरितम्' એ આઠ ઋચાઓનો અથવા 'तन्मे मनः शिवसंकल्पमस्तु' એ સૂક્તનો, અથવા 'सहस्रशीर्षा पुरुषः' એ પુરુષસૂક્તનો એક માસ સુધી જપ કરીને પાપથી છૂટી જાય છે. ૨૫૧

નાનાંમોટાં છાનાં પાપોનું પ્રાયશ્ચિત્ત

एनसां स्थूलसूक्ष्माणां चिकीर्षन्नपनोदनम् ।
अवेत्यृचं जपेदब्दं यत्किंचेदमितीति वा ॥ २५२ ॥

નાનાંમોટાં મહાપાપો દૂર કરવા ઇચ્છતા માણસે, 'अव ते हेलो वरुण नमोभिः' એ ઋચાનો, અથવા 'यत्किंचेदं वरुण दैव्ये जने' એ ઋચાનો અથવા તો 'शिवसंकल्पमस्तु' એ સૂક્તનો એક વર્ષ સુધી નિત્ય (એકવાર) જપ કરવો. ૨૫૨

છૂપું અયોગ્ય દાન લીધાનું કે નિંદિત અન્ન ખાધાનું પ્રાયશ્ચિત્ત

प्रतिगृह्याप्रतिग्राह्यं भुक्त्वा चान्नं विगर्हितम् ।
जपंस्तरत्समन्दीयं पूयते मानवस्त्र्यहात् ॥ २५३ ॥

અયોગ્ય દાન લઈ ને અથવા નિંદિત અન્ન ખાઈ ને માણસ, 'तरत्समन्दी धावति' એ ચાર ઋચાઓ જપવાથી ત્રણ દિવસમાં શુદ્ધ થાય છે. ૨૫૩

ઘણાં પાપોનું એક પ્રાયશ્ચિત્ત

सोमारौद्रं तु बह्वेना मासमभ्यस्य शुद्धयति ।
स्रवन्त्यामाचरन्स्नानमर्यम्णामिति च तृचम् ॥ २५४ ॥

અનેક પાપો કરનારો માણસ, 'सोमारुद्रा धारयेथामसुर्यम्' એ ચાર ઋચાઓનો અથવા 'अर्यमणं वरुणं मित्रं च' એ ત્રણ ઋચાઓનો એક માસ સુધી નદીમાં સ્નાન કરી (દરેક પાપ દીઠ) નિત્ય અભ્યાસ કરે તો (તે તે પાપથી) શુદ્ધ થાય છે.

હરકોઈ પાપનું પ્રાયશ્ચિત્ત

अब्दार्धमिन्द्रमित्येतदेनस्वी सप्तकं जपेत् ।
अप्रशस्तं तु कृत्वाप्सु मासमासीत भैक्षभुक् ॥ २५५ ॥

પાપી માણસે (હરકોઈ પાપ માટે) છ માસ સુધી 'इन्द्रं मित्रं वरुणमग्निम्' એ સાત ઋચાઓનો જપ કરવો; પણ જળમાં (મળમૂત્ર કરવારૂપ) અયોગ્ય ક્રિયા કરી હોય, તો એક માસ સુધી ભિક્ષાનું અન્ન ખાઈને રહેવું. ૨૫૫

અતિશય મોટું પાપ પણ આથી નાશ પામે

मन्त्रैः शाकलहोमीयैरब्दं हुत्वा घृतं द्विजः ।
सुगुर्वप्यपहन्त्येनो जप्त्वा वा नम इत्यृचम् ॥ २५६ ॥

('देवकृतस्य' વગેરે) શાકલ હોમના મંત્રોથી (ત્રણેવર્ણનો) દ્વિજ, એક વર્ષ સુધી જે ઘી હોમે અથવા 'नमः इन्द्रश्च' એ

ઋચાનો એક વર્ષ સુધી જપ કરે, તો અતિશય મોટા પાપનો પણ નાશ કરે છે. ૨૫૬

મહાપાપી પણ આ રીતે શુદ્ધ થાય

**महापातकसंयुक्तोऽनुगच्छेद्गाः समाहितः ।**
**अभ्यस्याब्दं पावमानीर्भैक्षाहारो विशुद्ध्यति ॥ २५७ ॥**

મહાપાપી માણસ (પણ) સાવધાનચિત્ત થઈ એક વર્ષ સુધી ભિક્ષાનો આહાર કરી, નિત્ય ગાયોની પાછળ ફરે અને 'यः पावमानीरध्येति' વગેરે પવમાન ઋચાઓનો અભ્યાસપૂર્વક જપ કરે, તો તેથી શુદ્ધ થાય છે. ૨૫૭

સર્વ પાપોથી છૂટી જવા માટે

**अरण्ये वा त्रिरभ्यस्य प्रयतो वेदसंहिताम् ।**
**मुच्यते पातकैः सर्वैः पराकैः शोधितस्त्रिभिः ॥ २५८ ॥**

ત્રણ પરાક વ્રતોથી શુદ્ધ થયેલો માણસ, જંગલમાં સંયમપૂર્વક ત્રણવાર વેદસંહિતાનો અભ્યાસ કરીને સર્વ પાપોથી છૂટી જાય છે. ૨૫૮

બધાં પાપોથી છૂટી જવા અઘમર્ષણ જપ

**त्र्यहं तूपवसेद्युक्तस्त्रिरह्नोऽभ्युपयन्नपः ।**
**मुच्यते पातकैः सर्वैस्त्रिर्जपित्वाघमर्षणम् ॥ २५९ ॥**

નિયમયુક્ત રહી, ત્રણ દિવસ ઉપવાસ કરી અને ત્રણ કાલ પાણીમાં સ્નાન કરી જે 'ऋतं च सत्यं च' એ અઘમર્ષણ મંત્ર ત્રણવાર જપે છે, તે બધાં પાપોથી છૂટે છે. ૨૫૯

અઘમર્ષણ સૂક્તનો પ્રભાવ

**यथाऽश्वमेधः क्रतुराट् सर्वपापापनोदनः ।**
**तथाघमर्षणं सूक्तं सर्वपापापनोदनम् ॥ २६० ॥**

સર્વ યજ્ઞોમાં શ્રેષ્ઠ એવો અશ્વમેધ યજ્ઞ, જેમ સર્વ પાપોને દૂર કરે છે, તેમ અઘમર્ષણ સૂક્ત પણ સર્વ પાપોને દૂર કરનારું છે. ૨૬૦.

ઋગ્વેદ ભણેલાને કંઈ પાપ જ ન લાગે

हत्वा लोकानपीमांस्त्रीनश्नन्नपि यतस्ततः ।
ऋग्वेदं धारयन्विप्रो नैनः प्राप्नोति किञ्चन ॥ २६१ ॥

ઋગ્વેદને ધારણ કરનારો બ્રાહ્મણ કદી આ ત્રણે લોકોને મારી નાખે અથવા ગમે ત્યાં ભોજન કરે, તોપણ તેને કંઈ પાપ લાગતું નથી. ૨૬૧

સર્વ પાપો દૂર કરવા વેદપાઠ

ऋक्संहितां त्रिरभ्यस्य यजुषां वा समाहितः ।
साम्नां वा सरहस्यानां सर्वपापैः प्रमुच्यते ॥ २६२ ॥

જે મનુષ્ય ઋક્, યજુષ્ અને સામ—એ વેદોનો અથવા બ્રાહ્મણ તથા ઉપનિષદ સાથે સામસંહિતાનો ત્રણવાર એકાગ્રચિત્તે અભ્યાસ કરે છે, તે સર્વ પાપોથી છૂટી જાય છે. ૨૬૨

ત્રિવૃત્ વેદમાહાત્મ્ય

यथा महाह्रदं प्राप्य क्षिप्तं लोष्टं विनश्यति ।
तथा दुश्चरितं सर्वं वेदे त्रिवृति मज्जति ॥ २६३ ॥

જેમ મોટા ધરામાં નાખેલું માટીનું ઢેફું નાશ પામે છે, તેમ ત્રિવૃત્ વેદમાં સર્વ પાપો ડૂબી જાય છે. ૨૬૩

એ ત્રિવૃત્ વેદ કયો ?

ऋचो यजूंषि चान्यानि सामानि विविधानि च ।
एष ज्ञेयस्त्रिवृद्वेदो यो वेदैनं स वेदवित् ॥ २६४ ॥

ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ તથા એ ત્રણેનાં વિવિધ
બ્રાહ્મણાદિ શાસ્ત્રને ત્રિવૃત્‌વેદ જાણવો; જે એ ત્રિવૃત્‌વેદને જાણે
છે, તે વેદ જાણનારો છે. ૨૬૪

બીજો ત્રિવૃત્‌વેદ ૐકાર

आद्यं यत्त्र्यक्षरं ब्रह्म त्रयी यस्मिन्प्रतिष्ठिता ।
स गुह्योऽन्यस्त्रिवृद्वेदो यस्तं वेद स वेदवित् ॥ २६५ ॥

જે ત્રણ અક્ષરવાળો (ૐ) (સર્વ વેદોમાં) આદ્ય હોઈ
બ્રહ્મરૂપ છે અને જેમાં ત્રણ વેદો સમાયેલા છે, તે બીજો
ત્રિવૃત્‌વેદ (પ્રણવ નામનો) ગુપ્ત રાખવા યોગ્ય છે; જે એને
જાણે છે, તે વેદ જાણનારો છે. ૨૬૫

ત્રિવૃત્‌વેદ સંબંધે મતભેદ

[ पृथग् ब्राह्मणकल्पाभ्यां स हि वेदस्त्रिवृत्स्मृतः ॥

સંહિતા, બ્રાહ્મણ અને કલ્પથી જે અલગ છે, તે જ ત્રિવૃત્‌
વેદ કહેવાય છે. ]

હવે બ્રાહ્મણ માટે ધર્મવિધિ

[ एष वोऽभिहितः कृत्स्नः प्रायश्चित्तस्य निर्णयः ।
निःश्रेयसं धर्मविधिं विप्रस्येमं निबोधत ॥

પ્રાયશ્ચિત્તનો આ સમગ્ર નિર્ણય તમને કહ્યો. હવે બ્રાહ્મ-
ણનો આ કલ્યાણકારી ધર્મવિધિ તમે સાંભળો.]

इति श्रीमानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां संहितायां
एकादशोऽध्यायः ॥

ઇતિ શ્રીમાનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૧૧મો સમાપ્ત

## અધ્યાય ૧૨મો

કર્મોની ફળપ્રાપ્તિ સંબંધે મહર્ષિઓની જિજ્ઞાસા

चातुर्वर्ण्यस्य कृत्स्नोऽयमुक्तो धर्मस्त्वयाऽनघ ।
कर्मणां फलनिर्वृत्तिं शंस नस्तत्त्वतः पराम् ॥ १ ॥

હે નિષ્પાપ! તમે ચારે વર્ણોનો આ સમગ્ર ધર્મ કહ્યો; હવે બીજા જન્મોથી થતી કર્મની ફળપ્રાપ્તિ તમે અમને બરાબર કહો. ૧

તે સામે ભૃગુનું વચન

स तानुवाच धर्मात्मा महर्षीन्मानवो भृगुः ।
अस्य सर्वस्य शृणुत कर्मयोगस्य निर्णयम् ॥ २ ॥

તે ધર્માત્મા મનુપુત્ર ભૃગુએ તે મહર્ષિઓને કહ્યું કે આ સર્વ કર્મયોગનો નિર્ણય તમે સાંભળો. ૨

કર્મયોગ નિર્ણય: ત્રણ જાતનાં કર્મ.

शुभाशुभफलं कर्म मनोवाग्देहसंभवम् ।
कर्मजा गतयो नृणामुत्तमाधममध्यमाः ॥ ३ ॥

મન, વાણી અને દેહે કરી થતાં કર્મનું શુભ કે અશુભ ફળ થાય છે; અને તે તે કર્મ પ્રમાણે મનુષ્યોને ઉત્તમ, મધ્યમ અને અધમ ગતિઓ પ્રાપ્ત થાય છે. ૩

કર્મોનું પ્રવર્તક મન

तस्येह त्रिविधस्यापि त्र्यधिष्ठानस्य देहिनः ।
दशलक्षणयुक्तस्य मनो विद्यात्प्रवर्तकम् ॥ ४ ॥

દશ લક્ષણવાળાં અને ત્રણ જાતની ઉત્તમ, મધ્યમ તથા અધમ ગતિ આપનારાં દેહધારીઓનાં ત્રણ જાતનાં કર્મોનું પ્રવર્તક મનને× જાણવું. ૪

ત્રણ પ્રકારનું માનસિક પાપકર્મ

परद्रव्येष्वभिध्यानं मनसानिष्टचिन्तनम् ।
वितथाभिनिवेशश्च त्रिविधं कर्म मानसम् ॥ ५ ॥

પારકાં દ્રવ્ય વિષે 'આ મારું કેવી રીતે થાય' એવો ખરાબ વિચાર કરવો, મનથી કોઈનું ખરાબ કરવા વિચારવું અને નાસ્તિક વિચારગ્રહ રાખવો, એ ત્રણ જાતનાં માનસિક પાપકર્મો છે.* ૫

વાણીનાં ચાર પાપકર્મ

पारुष्यमनृतं चैव पैशून्यं चापि सर्वशः ।
असंबद्धप्रलापश्च वाङ्मयं स्याच्चतुर्विधम् ॥ ६ ॥

કઠોર ભાષણ, અસત્ય વચન, બધી બાજુ ચાડીચૂગલી અને સંબંધ વગરના ફાવે તેમ બકવાદ કરવા, એ ચાર જાતનાં વાણી સંબંધી પાપકર્મો છે. ( પણ આથી ઊલટું પ્રિય, સત્ય,

---

× અર્થાત્ મનથી જ સંકલ્પ કરાયેલું બોલાય છે અને કરાય છે, આ વાત તૈત્તિરીય ઉપનિષદમાં પણ આ રીતે જણાવે છે: 'तस्माद् यत् पुरुषो मनसाऽभिगच्छति तद्वाचा वदति तत् कर्मणा करोति—તેથી પુરુષ જે મન વડે પ્રાપ્ત કરે છે, તે વાણી વડે બોલે છે અને તે જ કર્મ વડે કરે છે.' (कुल्लूक)

* આ ત્રણ જ કર્મ ઊલટાં—સારાં કરવાને વિચારવાં, તે માનસિક શુભકર્મ સમજવાં. (कुल्लूक)

પારકા ગુણો કહેવા અને શ્રુતિ, પુરાણ વગેરેમાં કહેલાં રાજા વગેરેનાં ચરિત્રો કહેવાં, તે વાણીનાં શુભ કર્મ છે. ) ६

શરીરનાં ત્રણ પાપકર્મ

अदत्तानामुपादानं हिंसा चैवाविधानतः ।
परदारोपसेवा च शारीरं त्रिविधं स्मृतम् ॥ ७ ॥

આપ્યા વિનાનું પારકું દ્રવ્ય લઈ લેવું, શાસ્ત્રવિધાન વિનાની હિંસા કરવી અને પરપત્નીગમન કરવું, એ ત્રણ જાતનાં શરીરનાં પાપકર્મો છે. (અને એથી ઊલટાં ત્રણ શુભ કર્મો છે. ) ७

મન, વચન તથા કર્મથી કરેલું મન, વચન તથા કાયાથી જ ભોગવાય છે

मानसं मनसैवायमुपभुङ्क्ते शुभाशुभम् ।
वाचा वाचा कृतं कर्म कायेनैव च कायिकम् ॥ ८ ॥

શુભ અને અશુભ માનસ કર્મોનું ફળ માણસ મનથી જ ભોગવે છે, તેવાં વાચિક કર્મોનું ફળ વાચાથી જ ભોગવે છે અને તેવાં કાયિક કર્મોનું ફળ કાયાથી જ ભોગવે છે. ८

મન, વચન તથા કાયાનાં અશુભ કર્મો છોડવાં

[ त्रिविधं च शरीरेण वाचा चैव चतुर्विधम् ।
मनसा त्रिविधं कर्म दशाधर्मपथांस्त्यजेत् ॥

(ઉપર્યુક્ત) ત્રણ જાતનાં કાયિક કર્મ, ચાર જાતનાં વાચિક કર્મ અને ત્રણ જાતનાં માનસિક કર્મ–એમ દશ પ્રકારનાં એ (કર્મરૂપ) અધર્મ માર્ગોનો મનુષ્યે ત્યાગ કરવો. ]

શરીર, વાણી તથા મનથી થયેલાં અશુભ કર્મોનું ફળ

शरीरजैः कर्मदोषैर्याति स्थावरतां नरः ।
वाचिकैः पक्षिमृगतां मानसैरन्त्यजातिताम् ॥ ९ ॥

શરીરથી થયેલા કર્મના દોષોને લીધે માણસ સ્થાવરપણું (વૃક્ષો, પર્વત વગેરેપણું) પામે છે; વાણીથી થયેલા કર્મના દોષોને લીધે પશુપક્ષીપણું પામે છે; અને માનસિક કર્મના દોષોથી અંત્યજ જાતિને પામે છે. ૯

શુભ, મિશ્ર તથા અશુભ કર્મોનું ફળ

[ शुभैः प्रयोगैर्देवत्वं व्यामिश्रैर्मानुषो भवेत् ।
अशुभैः केवलैश्चैव तिर्यग्योनिषु जायते ॥

શુભ કર્મયોગોથી માણસ દેવપણું પામે છે, મિશ્રિત કર્મયોગોથી મનુષ્ય થાય છે અને કેવળ અશુભ કર્મયોગોથી પશુપક્ષીની યોનિમાં જન્મે છે. ]

વાણી, મન તથા શરીરના ત્રણ દંડ

[ वाग्दण्डोऽथ भवेन्मौनं मनोदण्डस्त्वनाशनम् ।
शारीरस्य हि दण्डस्य प्राणायामो विधीयते ॥

મૌન એ વાણીનો દંડ છે, અનશન (ઉપવાસ) એ મનનો દંડ છે અને પ્રાણાયામ એ શરીરનો દંડ છે. ]

એ ત્રણ દંડ સુરક્ષિત ન હોય તો માઠાં ફળ

[ वाग्दण्डो हन्ति विज्ञानं मनोदण्डः परां गतिम् ।
कर्मदण्डस्तु लोकांस्त्रीन्हन्यादपरिरक्षितः ॥

નહિ રક્ષેલો વાણીનો દંડ વિજ્ઞાનને હણે છે, નહિ રક્ષેલો મનનો દંડ શ્રેષ્ઠગતિને હણે છે અને નહિ રક્ષેલો કર્મનો દંડ ત્રણે લોકોને હણે છે. ]

યોગીએ એ ત્રણ દંડ જ ધારણ કરવા

[ त्रिदण्डं धारयेद्योगी शारीरं न तु वैणवम् ।
वाचिकं कायिकं चैव मानसं च यथाविधि ॥

યોગીએ આ શરીરનો, વાણીનો તથા મનનો–એ ત્રણે દંડ વિધિ પ્રમાણે ધારણ કરવા, પણ તેણે વાંસનો દંડ (એટલે વાંસની લાકડી) ધારણ ન કરાય.]

સાચો ત્રિદંડી કોણ?

वाग्दण्डोऽथ मनोदण्डः कायदण्डस्तथैव च ।
यस्यैते निहिता बुद्धौ त्रिदण्डीति स उच्यते ॥ १० ॥

(પૂર્વોક્ત) વાણીનો દંડ, મનનો દંડ, અને કાયાનો દંડ (એ અંદરના ત્રણ દંડ) જેની બુદ્ધિમાં બરાબર સ્થપાઈ રહ્યા હોય, તે ત્રિદંડી કહેવાય છે. (કેવળ બહારના ત્રણ દંડ ધારણ કરે તે ત્રિદંડી ન કહેવાય.) ૧૦

ત્રણ દંડના ધારણનું ફળ

त्रिदण्डमेतन्निक्षिप्य सर्वभूतेषु मानवः ।
कामक्रोधौ तु संयम्य ततः सिद्धिं नियच्छति ॥ ११ ॥

જે માણસ આ ત્રણે દંડો ધારણ કરી પ્રાણીમાત્ર તરફ વર્તન રાખે છે અને કામક્રોધને વશ કરે છે, તે તેથી સિદ્ધિ (મોક્ષપદ) પામે છે. ૧૧

ક્ષેત્રજ્ઞ અને ભૂતાત્મા કોણ?

योऽस्यात्मनः कारयिता तं क्षेत्रज्ञं प्रचक्षते ।
यः करोति तु कर्माणि स भूतात्मोच्यते बुधैः ॥ १२ ॥

જે આ શરીરને કર્મ કરાવનારો છે તેને ક્ષેત્રજ્ઞ કહે છે; પણ જે કર્મો કરે છે તેને પંડિતો ભૂતાત્મા (શરીર) કહે છે:

જીવ નામનો અંતરાત્મા બીજો

जीवसंज्ञोऽन्तरात्माऽन्यः सहजः सर्वदेहिनाम् ।
येन वेदयते सर्वं सुखं दुःखं च जन्मसु ॥ १३ ॥

સર્વ ક્ષેત્રજ્ઞોનો સહજ આત્મા બીજો 'જીવ' સંજ્ઞાવાળો અંતરાત્મા (મહત્તત્ત્વ) છે, જેના કારણે ક્ષેત્રજ્ઞ, દરેક જન્મમાં સર્વ સુખદુઃખો અનુભવે છે. ૧૩

એ મહત્તત્ત્વ તથા ક્ષેત્રજ્ઞને પરમાત્માનો આશ્રય

तावुभौ भूतसंपृक्तौ महान्क्षेत्रज्ञ एव च ।
उच्चावचेषु भूतेषु स्थितं तं व्याप्य तिष्ठतः ॥ १४ ॥

એ મહાન (મહત્તત્ત્વ—સૂક્ષ્મ શરીર) અને ક્ષેત્રજ્ઞ (જીવાત્મા) બન્ને ય પાંચ મહાભૂતો સાથે જોડાઈ જઈ નાનાંમોટાં સર્વ પ્રાણીઓમાં રહેલા તે પરમાત્માનો આશ્રય કરી રહે છે. ૧૪

પરમાત્મા જ સર્વોત્કૃષ્ટ પુરુષ

[ उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥

ઉત્તમ પુરુષ તો (તે બધાથી બીજો જ છે,—જે પરમાત્મા કહેવાય છે—અને જે અવિનાશી ઈશ્વર હોઈ ત્રણે લોકમાં પ્રવેશી તેમનું ધારણપોષણ કરે છે.]

એ પરમાત્મામાંથી જ સર્વ જીવોનો પ્રાદુર્ભાવ

असंख्या मूर्तयस्तस्य निष्पतन्ति शरीरतः ।
उच्चावचानि भूतानि सततं चेष्टयन्ति याः ॥ १५ ॥

તે પરમાત્માના શરીરમાંથી અસંખ્ય જીવો નીકળે છે, જેઓ ઉચ્ચનીચ સર્વ ભૂતોને નિરંતર ચેષ્ટાવાળાં કરે છે. ૧૫

પાપીઓના યાતનાશરીરની ઉત્પત્તિ

पञ्चभ्य एव मात्राभ्यः प्रेत्य दुष्कृतिनां नृणाम् ।
शरीरं यातनार्थीयमन्यदुत्पद्यते ध्रुवम् ॥ १६ ॥

દુષ્ટ—પાપકૃત્ય કરનાર માણસોને મરણ પછી, (કર્મની)

પીડા ભોગવવા સારુ પાંચ તન્માત્રાઓમાંથી બીજું (સૂક્ષ્મ) શરીર (પરલોકમાં) ઊપજે છે. ૧૬

એ શરીરથી યાતનાઓ ભોગવ્યા પછી શું?

तेनानुभूय ता यामीः शरीरेणेह यातनाः ।
तास्वेव भूतमात्रासु प्रलीयन्ते विभागशः ॥ १७ ॥

તે શરીરથી યમદેવની તે પીડાઓ ભોગવીને તેઓ, પાછા તે જ પાંચભૂતોની માત્રાઓમાં વિભાગ પ્રમાણે લય પામે છે. ૧૭

પાપરહિત થયેલો જીવ કોના આશ્રયવાળો?

सोऽनुभूयासुखोदर्कान्दोषान्विषयसङ्गजान् ।
व्यपेतकल्मषोऽभ्येति तावेवोभौ महौजसौ ॥ १८ ॥

વિષયસંગથી ઊપજેલા (દુઃખપરિણામી) દોષોને અનુભવી પાપરહિત થયેલો તે જીવ, (પાછો) તે જ મહાઓજસ્વી (મહત્તત્ત્વ અને પરમાત્મા) બંનેનો આશ્રય કરે છે. ૧૮

પાપપુણ્યને અનુસરી સુખદુઃખ

तौ धर्मं पश्यतस्तस्य पापं चातन्द्रितौ सह ।
याभ्यां प्राप्नोति संपृक्तः प्रेत्येह च सुखासुखम् ॥ १९ ॥

આળસરહિત તે બન્ને, એ જીવનાં પાપ અને પુણ્યને સાથે વિચારે છે અને એ પાપપુણ્યથી જોડાઈને જીવ આ લોક તથા પરલોકમાં સુખદુઃખ પામે છે. ૧૯

ધર્મથી સ્વર્ગસુખ

यद्याचरति धर्मं स प्रायशोऽधर्ममल्पशः ।
तैरेव चावृतो भूतैः स्वर्गे सुखमुपाश्नुते ॥ २० ॥

જીવ જો ધર્મ વધારે કરે છે અને પાપ ઓછું કરે છે, તો એ જ (સ્થૂલ શરીરરૂપે પરિણામ પામેલાં) પાંચમહાભૂતોથી

વીંટાઈને તે સ્વર્ગમાં સુખ ભોગવે છે. ૨૦

અધર્મથી યમલોકની પીડા

यदि तु प्रायशोऽधर्मं सेवते धर्ममल्पशः ।
तैर्भूतैः स परित्यक्तो यामीः प्राप्नोति यातनाः ॥ २१ ॥

પણ, તે જો અધર્મ વધારે સેવે છે અને ધર્મ ઓછો આચરે છે, તો એ જ પાંચમહાભૂતોથી (બનેલા સ્થૂલ શરીરથી) ત્યજાઈને મરણ પામી યમલોકની યાતનાઓને પામે છે.

પાપરહિત જીવને એ જ ભૂતોની ફરી પ્રાપ્તિ

यामीस्ता यातनाः प्राप्य स जीवो वीतकल्मषः ।
तान्येव पञ्च भूतानि पुनरप्येति भागशः ॥ २२ ॥

યમલોકની એ યાતનાઓ ભોગવી પાપરહિત થયેલો તે જીવ ફરી તે જ પાંચમહાભૂતોને વિભાગવાર પામે છે. (અર્થાત્ મનુષ્યાદિ શરીરને ગ્રહણ કરે છે.) ૨૨

एता दृष्ट्वास्य जीवस्य गतीः स्वेनैव चेतसा ।
धर्मतोऽधर्मतश्चैव धर्मे दध्यात्सदा मनः ॥ २३ ॥

ધર્મ અને અધર્મથી થતી જીવની આ ગતિઓને પોતાના અંતઃકરણથી જાણીને મનુષ્યે મનને સદા ધર્મમાં જોડવું. ૨૩

સત્ત્વ, રજસ્ અને તમોગુણ દ્વારા મહત્તત્ત્વની બધે વ્યાપ્તિ

सत्त्वं रजस्तमश्चैव त्रीन्विद्यादात्मनो गुणान् ।
यैर्व्याप्येमान्स्थितो भावान्महान्सर्वानशेषतः ॥ २४ ॥

સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણને આત્મા(મહત્તત્ત્વ)ના ગુણો જાણવા; મહત્તત્ત્વ તે ગુણો વડે આ સર્વ પદાર્થોને સંપૂર્ણ વ્યાપીને રહ્યું છે. ૨૪

ગુણાનુસાર જીવ

यो यदैषां गुणो देहे साकल्येनातिरिच्यते ।
स तदा तद्गुणप्रायं तं करोति शरीरिणम् ॥ २५ ॥

એ ગુણોમાંથી જીવના શરીરમાં જે ગુણ સંપૂર્ણ જ્યારે અધિક થાય છે, ત્યારે તે ગુણ, શરીરધારી જીવને લગભગ પોતાનાં લક્ષણોવાળો કરે છે. ૨૫

સત્ત્વાદિ ગુણોનું લક્ષણ અને દરેકનું શરીર એ ત્રણે ગુણોથી વ્યાપ્ત

सत्त्वं ज्ञानं तमोऽज्ञानं रागद्वेषौ रजः स्मृतम् ।
एतद्व्याप्तिमदेतेषां सर्वभूताश्रितं वपुः ॥ २६ ॥

જ્ઞાન સત્ત્વગુણનું (લક્ષણ) છે, અજ્ઞાન તમોગુણનું (લક્ષણ) છે અને રાગદ્વેષ રજોગુણનું (લક્ષણ) છે, એમ કહ્યું છે; પ્રાણીમાત્રના આશ્રયે રહેલું આ શરીર આ ગુણોથી વ્યાપ્ત છે. ૨૬

આત્મામાં સત્ત્વગુણ કયો જાણવો ?

तत्र यत्प्रीतिसंयुक्तं किंचिदात्मनि लक्षयेत् ।
प्रशान्तमिव शुद्धाभं सत्त्वं तदुपधारयेत् ॥ २७ ॥

તેમાં આત્મા વિષે જે કંઈ પ્રીતિયુક્ત, અતિશય શાંત અને શુદ્ધ પ્રકાશરૂપ જણાય, તેને સત્ત્વગુણ જાણવો. ૨૭

રજોગુણ કયો?

यत्तु दुःखसमायुक्तमप्रीतिकरमात्मनः ।
तद्रजः प्रतिपं विद्यात्सततं हारि देहिनाम् ॥ २८ ॥

પણ જે કોઈ દુઃખયુક્ત આત્માને અપ્રીતિ કરનાર અને દેહધારીઓને જે નિરંતર પ્રતિકૂળ (વિષયો) તરફ ખેંચે છે, તેને રજોગુણ જાણવો. ૨૮

તમોગુણ કયો ?

यत्तु स्यान्मोहसंयुक्तमव्यक्तं विषयात्मकम् ।
अप्रतर्क्यमविज्ञेयं तमस्तदुपधारयेत् ॥ २९ ॥

પણ જે મોહયુક્ત હોય, અપ્રકટ વિષયાકાર હોય, તર્ક ન કરી શકાય એવું અને જાણી ન શકાય એવું હોય, તેને તમોગુણ જાણવો.+ ૨૯

એ ત્રણે ગુણોનો ફલોદય

त्रयाणामपि चैतेषां गुणानां यः फलोदयः ।
अग्र्यो मध्यो जघन्यश्च तं प्रवक्ष्याम्यशेषतः ॥ ३० ॥

આ ત્રણે ગુણોની ઉત્તમ, મધ્યમ અને અધમ જે ફલપ્રાપ્તિ છે, તે હું સંપૂર્ણ કહીશ. ૩૦

સત્ત્વગુણનું ફળ

वेदाभ्यासस्तपो ज्ञानं शौचमिन्द्रियनिग्रहः ॥
धर्मक्रियाऽऽत्मचिन्ता च सात्त्विकं गुणलक्षणम् ॥ ३१ ॥

વેદાભ્યાસ, તપ, જ્ઞાન, પવિત્રતા, ઇંદ્રિયનિગ્રહ, ધર્મક્રિયા અને આત્મચિંતન, એ સત્ત્વગુણનાં લક્ષણ એટલે કાર્ય છે. ૩૧

રજોગુણનું ફળ

आरम्भरुचिताऽधैर्यमसत्कार्यपरिग्रहः ।
विषयोपसेवा चाजस्रं राजसं गुणलक्षणम् ॥ ३२ ॥

આરંભમાં રુચિ, અધીરતા, ખરાબ કાર્યોનો સ્વીકાર અને નિત્ય વિષયોનું સેવન, એ રજોગુણનાં લક્ષણ એટલે કાર્ય છે. ૩૨

---

+ આમ ગુણોનું સ્વરૂપ જણાવવામાં આ કારણ છે, કે જેમ બને તેમ સત્ત્વગુણની વૃત્તિમાં સ્થિતિ કરવા યત્નશીલ રહેવું જોઈએ. (कुल्लूक)

તમોગુણનું ફળ

लोभःस्वप्नोऽधृतिः क्रौर्यं नास्तिक्यं भिन्नवृत्तिता ।
याचिष्णुता प्रमादश्च तामसं गुणलक्षणम् ॥ ३३ ॥

લોભ, ઊંઘણશીપણું, અધીરાઈ, ક્રૂરતા, નાસ્તિકતા, આચારભ્રષ્ટતા, માગણવૃત્તિ અને પ્રમાદ, એ તમોગુણનાં લક્ષણ એટલે કાર્ય છે. ૩૩

ત્રણે ગુણોનાં ટૂંકાં લક્ષણ

त्रयाणामपि चैतेषां गुणानां त्रिषु तिष्ठताम् ।
इदं सामासिकं ज्ञेयं क्रमशो गुणलक्षणम् ॥ ३४ ॥

ત્રણે કાળમાં રહેવાવાળા આ સત્ત્વાદિ ત્રણે ગુણોનાં આ અનુક્રમે ટૂંકમાં ગુણ તથા લક્ષણો જાણવાં: ૩૪

તમોગુણનું ટૂંકું લક્ષણ

यत्कर्म कृत्वा कुर्वंश्च करिष्यंश्चैव लज्जति ।
तज्ज्ञेयं विदुषा सर्वं तामसं गुणलक्षणम् ॥ ३५ ॥

જે કર્મ કરીને, કરતી વખતે અને કર્યા પહેલાં માણસ શરમાય છે, તે બધું વિદ્વાને તમોગુણનું લક્ષણ જાણવું. ૩૫

રજોગુણનું ટૂંકું લક્ષણ

येनास्मिन्कर्मणा लोके ख्यातिमिच्छति पुष्कलाम् ।
न च शोचत्यसंपत्तौ तद्विज्ञेयं तु राजसम् ॥ ३६ ॥

જે કર્મથી મનુષ્ય આ લોકમાં પુષ્કળ ખ્યાતિ અથવા લક્ષ્મી ઇચ્છે છે, પણ તે ન મળે તો તે માટે શોક કરતો નથી, તે રજોગુણનું ટૂંકું લક્ષણ જાણવું. ૩૬

સત્ત્વગુણનું ટૂંકું લક્ષણ

यत्सर्वेणेच्छति ज्ञातुं यन्न लज्जति चाचरन् ।
येन तुष्यति चात्मास्य तत्सत्त्वगुणलक्षणम् ॥ ३७ ॥

જે કર્મથી મનુષ્ય સંપૂર્ણ જ્ઞાન કરવા ઇચ્છે છે, જે આચરતાં તે શરમાતો નથી અને જેથી એનો આત્મા સંતોષ પામે છે, તે સત્ત્વગુણનું લક્ષણ છે. ૩૭.

ત્રણે ગુણોનાં અતિશય ટૂંકાં લક્ષણ અને તેઓની ઉત્તરોત્તર શ્રેષ્ઠતા

तमसो लक्षणं कामो रजसस्त्वर्थ उच्यते ।
सत्त्वस्य लक्षणं धर्मः श्रैष्ठ्यमेषां यथोत्तरम् ॥ ३८ ॥

તમોગુણનું મુખ્ય લક્ષણ કામ છે, રજોગુણનું મુખ્ય લક્ષણ અર્થ છે અને સત્ત્વગુણનું મુખ્ય લક્ષણ ધર્મ છે; તેમ જ એની ઉત્તરોત્તર શ્રેષ્ઠતા છે. ૩૮

સત્ત્વાદિક ગુણોથી થતી ગતિઓ

येन यस्तु गुणेनैषां संसारान्प्रतिपद्यते ।
तान्समासेन वक्ष्यामि सर्वस्यास्य यथाक्रमम् ॥ ३९ ॥

એ ગુણોમાંથી જે ગુણને લીધે જીવ જે સંસાર પામે છે, તે એ સર્વ ગતિઓ આ સમગ્ર જગતના સંબંધે હું અનુક્રમે ટૂંકમાં કહીશ. ૩૯

देवत्वं सात्त्विका यान्ति मनुष्यत्वं च राजसाः ।
तिर्यक्त्वं तामसा नित्यमित्येषा त्रिविधा गतिः ॥ ४० ॥

સાત્ત્વિકો દેવપણું પામે છે, રાજસીઓ મનુષ્યપણું પામે છે અને તામસીઓ પશુપક્ષીપણું પામે છે; આમ આ નિત્ય ત્રણ પ્રકારની ગતિ છે. ૪૦

અધમ, મધ્યમ અને ઉત્તમ ગતિઓ

त्रिविधा त्रिविधैषा तु विज्ञेया गौणिकी गतिः ।
अधमा मध्यमाऽग्र्या च कर्मविद्याविशेषतः ॥ ४१ ॥

વળી કર્મ અને જ્ઞાનના ભેદને લીધે એ ત્રણ પ્રકારની ગતિ પાછી અધમ, મધ્યમ અને ઉત્તમ એમ ત્રણ પ્રકારની જાણવી. ૪૧

તમોગુણી અધમગતિ

स्थावराः कृमिकीटाश्च मत्स्याः सर्पाः सकच्छपाः ।
पशवश्च मृगाश्चैव जघन्या तामसी गतिः ॥ ४२ ॥

વૃક્ષાદિ સ્થાવરો, કરમિયાં, કીડા, માછલાં, સર્પો, કાચબા, પશુઓ અને મૃગો, એ તમોગુણની અધમ ગતિ છે. ૪૨

તમોગુણી મધ્યમગતિ

हस्तिनश्च तुरंगाश्च शूद्रा म्लेच्छाश्च गर्हिताः ।
सिंहा व्याघ्रा वराहाश्च मध्यमा तामसी गतिः ॥ ४३ ॥

હાથીઓ, ઘોડા, શૂદ્રો, નિંદિત મ્લેચ્છો, સિંહો, વાઘો અને ભૂંડો, એ તમોગુણની મધ્યમ ગતિ છે. ૪૩

તમોગુણી ઉત્તમ ગતિ

चारणाश्च सुपर्णाश्च पुरुषाश्चैव दाम्भिकाः ।
रक्षांसि च पिशाचाश्च तामसीषूत्तमा गतिः ॥ ४४ ॥

ચારણો, ગરુડ પક્ષીઓ, દાંભિક પુરુષો, રાક્ષસો અને પિશાચો, એ તમોગુણની ઉત્તમ ગતિ છે. ૪૪

રજોગુણની અધમ ગતિ

झल्ला मल्ला नटाश्चैव पुरुषाः शस्त्रवृत्तयः ।
द्यूतपानप्रसक्ताश्च जघन्या राजसी गतिः ॥ ४५ ॥

ઝલ્લો,* મલ્લો, નટો, શસ્ત્રવૃત્તિવાળા પુરુષો, જુગારીઓ અને દારૂ પીનારા, એ રજોગુણની અધમ ગતિ છે. ૪૫

રજોગુણી મધ્યમ ગતિ

राजानः क्षत्रियाश्चैव राज्ञां चैव पुरोहिताः ।
वादयुद्धप्रधानाश्च मध्यमा राजसी गतिः ॥ ४६ ॥

રાજાઓ, ક્ષત્રિયો, રાજાના પુરોહિતો અને વાક્યુદ્ધ કરનારા પુરુષો, એ રજોગુણની મધ્યમ ગતિ છે. ૪૬

રજોગુણી ઉત્તમ ગતિ

गन्धर्वा गुह्यका यक्षा विबुधानुचराश्च ये ।
तथैवाप्सरसः सर्वा राजसीषूत्तमा गतिः ॥ ४७ ॥

ગંધર્વો, ગુહ્યકો, યક્ષો, દેવોના અનુચરો અને અપ્સરાઓ, એ બધી રજોગુણની ઉત્તમ ગતિ છે. ૪૭

સત્ત્વગુણી અધમ ગતિ

तापसा यतयो विप्रा ये च वैमानिका गणाः ।
नक्षत्राणि च दैत्याश्च प्रथमा सात्त्विकी गतिः ॥ ४८ ॥

તાપસો, યતિઓ, બ્રાહ્મણો, વિમાનચારી ગણો, નક્ષત્રો અને દૈત્યો, એ સત્ત્વગુણની અધમ ગતિ છે. ૪૮

સત્ત્વગુણી મધ્યમ ગતિ

यज्वान ऋषयो देवा वेदा ज्योतींषि वत्सराः ।
पितरश्चैव साध्याश्च द्वितीया सात्त्विकी गतिः ॥ ४९ ॥

યજમાનો, ઋષિઓ, દેવો, વેદો, નક્ષત્રો, વર્ષો, પિતૃઓ અને સાધ્યો, એ સત્ત્વગુણની મધ્યમ ગતિ છે. ૪૯

* આ ઝલ્લ અને મલ્લ, તે વ્રાત્ય ક્ષત્રિય પુરુષથી તેની સજાતીય સ્ત્રીમાં ઉત્પન્ન થયેલા દશમા અધ્યાયમાં કહેલા જાણવા. (कुल्लूक)

સત્ત્વગુણી ઉત્તમ ગતિ

ब्रह्मा विश्वसृजो धर्मो महानव्यक्तमेव च ।
उत्तमां सात्त्विकीमेतां गतिमाहुर्मनीषिणः ॥ ५० ॥

બ્રહ્મા, પ્રજાપતિઓ, ધર્મ, મહત્તત્ત્વ અને અવ્યક્ત (પ્રકૃતિ), એને પંડિતો સત્ત્વગુણની ઉત્તમ ગતિ કહે છે. ૫૦

એમ ત્રણ પ્રકારનો સર્વ સંસાર

एष सर्वः समुद्दिष्टस्त्रिप्रकारस्य कर्मणः ।
त्रिविधस्त्रिविधः कृत्स्नः संसारः सार्वभौतिकः ॥ ५१ ॥

( મન, વાણી અને કાયારૂપ ભેદને લીધે ) ત્રણ પ્રકારનાં કર્મના ( સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણના ) ભેદથી ત્રણ પ્રકારનો અને પાછા ( અધમ, મધ્યમ તથા ઉત્તમ–એવા ભેદને લીધે ) ત્રણ પ્રકારનો આ સર્વ પ્રાણીઓનો સંસાર સંપૂર્ણ રીતે કહ્યો. ૫૧

નિંદિત ગતિ પ્રાપ્ત થવાનું કારણ

इन्द्रियाणां प्रसङ्गेन धर्मस्यासेवनेन च ।
पापान्संयान्ति संसारानविद्वांसो नराधमाः ॥ ५२ ॥

ઇંદ્રિયોના ( વિષયોમાં ) અતિસંગ કરવાથી અને ધર્મને ન સેવવાથી મૂઢ નીચ લોકો, પાપી ( એટલે નિંદ્ય સંસારગતિ પામે છે. ૫૨

કર્માનુસાર જન્મપ્રાપ્તિ

यां यां योनिं तु जीवोऽयं येन येनेह कर्मणा ।
क्रमशो याति लोकेऽस्मिंस्तत्तत्सर्वं निबोधत ॥ ५३ ॥

આ જીવ અહીં (કરેલાં) જે જે કર્મથી આ લોકમાં જે જે યોનિને અનુક્રમે પામે છે, તે તે સર્વ તમે સાંભળો. ૫૩

મહાપાપીઓને ફરી સંસાર

बहून्वर्षगणान्घोरान्नरकान्प्राप्य तत्क्षयात् ।
संसारान्प्रतिपद्यन्ते महापातकिनस्त्विमान् ॥ ५४ ॥

મહાપાપીઓ, અનેકાનેક વર્ષો સુધી ઘોર નરકમાં પડ્યા રહ્યા પછી પાપનો ક્ષય થયા છતાં પાપને લીધે ( બાકી રહેલા) આ સંસારોને (ફરી) પામે છે. ૫૪

બ્રહ્મહત્યારો ક્યાં જન્મે છે?

श्वसूकरखरोष्ट्राणां गोऽजाविमृगपक्षिणाम् ।
चण्डालपुक्कसानां च ब्रह्महा योनिमृच्छति ॥ ५५ ॥

બ્રહ્મહત્યા કરનારો માણસ કૂતરાં, ભૂંડ, ઊંટ, બળદ, બકરાં, ઘેટાં, મૃગ, પંખી, ચંડાલ અને પુક્કસની યોનિને પામે છે. ૫૫

દારૂડિયો બ્રાહ્મણ ક્યાં જન્મે?

कृमिकीटपतङ्गानां विड्भुजां चैव पक्षिणाम् ।
हिंस्राणां चैव सत्त्वानां सुरापो ब्राह्मणो व्रजेत् ॥ ५६ ॥

દારૂ પીનારો બ્રાહ્મણ કરમિયાં, કીડા, પતંગિયાં, વિષ્ઠા ખાનારાં પક્ષીઓ અને હિંસક પ્રાણીઓની યોનિમાં જાય છે. ૫૬

ચોર બ્રાહ્મણ ક્યાં જન્મે?

लूताहिसरटानां च तिरश्चां चाम्बुचारिणाम् ।
हिंस्राणां च पिशाचानां स्तेनो विप्रः सहस्रशः ॥ ५७ ॥

ચોરી કરનારો બ્રાહ્મણ કરોળિયો, સર્પ, કાચંડો, જલચર જીવ, હિંસક પ્રાણીઓ તેમ જ પિશાચોની યોનિઓમાં હજારો વાર જન્મે છે. ૫૭

ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનારો ક્યાં જન્મે ?

तृणगुल्मलतानां च क्रव्यादां दंष्ट्रिणामपि ।
क्रूरकर्मकृतां चैव शतशो गुरुतल्पगः ॥ ५८ ॥

ગુરુપત્ની સાથે વ્યભિચાર કરનારો ઘાસ, ગુચ્છા, વેલા અને કાચું માંસ ખાનારાં, દાઢવાળાં, તેમ જ ક્રૂર કર્મ કરવાવાળાં પ્રાણીઓની જાતિમાં સેંકડો વાર જન્મે છે. ૫૮

હિંસક વગેરેના જન્મ

हिंस्रा भवन्ति क्रव्यादाः कृमयोऽभक्ष्यभक्षिणः ।
परस्परादिनः स्तेनाः प्रेतान्त्यस्त्रीनिषेविणः ॥ ५९ ॥

હિંસા કરનારા, કાચું માંસ ખાનારાં પ્રાણીઓ થઈ જન્મે છે; અભક્ષ્ય ખાનારા, કરમિયાં થઈ જન્મે છે; સાધારણ ચોરો, એકબીજાને ખાઈ જનારાં પ્રાણીઓ થાય છે અને અંત્યજ સ્ત્રીને સેવનારા પ્રેત થાય છે. ૫૯

બ્રહ્મરાક્ષસ કોણ થાય ?

संयोगं पतितैर्गत्वा परस्यैव च योषितम् ।
अपहृत्य च विप्रस्वं भवति ब्रह्मराक्षसः ॥ ६० ॥

પતિતો સાથે સંયોગ રાખવાથી, પરસ્ત્રી સાથે ગમન કરવાથી, તેમ જ બ્રાહ્મણનું ધન હરવાથી માણસ બ્રહ્મરાક્ષસ થાય છે. ૬૦

સોની કોણ થાય છે ?

मणिमुक्ताप्रवालानि हृत्वा लोभेन मानवः ।
विविधानि च रत्नानि जायते हेमकर्तृषु ॥ ६१ ॥

જે માણસ લોભથી મણિ, મોતી, પરવાળાં તેમ જ વિવિધ રત્નોની ચોરી કરે છે, તે સોનીની જાતમાં જન્મે છે. ૬૧

અનાજ વગેરે ચોર્યાથી જુદાજુદા જન્મ

धान्यं हृत्वा भवत्याखुः कांस्यं हंसो जलं प्लवः ।
मधु दंशः पयः काको रसं श्वा नकुलो घृतम् ॥ ६२ ॥
मांसं गृध्रो वपां मद्गुस्तैलं तैलपकः खगः ।
चीरीवाकस्तु लवणं बलाका शकुनिर्दधि ॥ ६३ ॥
कौशेयं तित्तिरिर्हृत्वा क्षौमं हृत्वा तु दर्दुरः ।
कार्पासतान्तवं क्रौञ्चो गोधा गां वाग्गुदो गुडम् ॥ ६४ ॥
छुच्छुन्दरिः शुभान् गन्धान् पत्रशाकं तु बर्हिणः ।
श्वावित्कृतान्नं विविधमकृतान्नं तु शल्यकः ॥ ६५ ॥

અનાજ ચોરવાથી ઊંદર, કાંસું ચોરવાથી હંસ, જળ ચોરવાથી બતક મધ ચોરવાથી ડાંસ, દૂધ ચોરવાથી કાગડો, રસ ચોરવાથી કૂતરો, ઘી ચોરવાથી નોળિયો, માંસ ચોરવાથી ગીધ, ચરબી ચોરવાથી જલકૂકડી, તેલ ચોરવાથી તૈલપ (તેલ પીનારું) પંખી, મીઠું ચોરવાથી ચીરીવાક (ઊંચા સ્વરવાળું) પક્ષી, દહીં ચોરવાથી બગલી રેશમી વસ્ત્ર ચોરવાથી તેતર, અળશીનું વસ્ત્ર ચોરવાથી દેડકો, સુતરાઉ વસ્ત્ર ચોરવાથી સારસ, ગાય ચોરવાથી ઘો, ગોળ ચોરવાથી વાગ્ગુદ પક્ષી, સારા સુગંધી પદાર્થો ચોરવાથી છછૂંદર, શાકપાન ચોરવાથી મોર, અનેક જાતનું રાંધેલું અન્ન ચોરવાથી શાવિધ (મોટી સેદાઈ) અને કાચું અન્ન ચોરવાથી શલ્યક (નાની સેદાઈ) તરીકે માણસ જન્મે છે. ૬૨–૬૫

અગ્નિ વગેરે ચોરે તો !

पको भवति हत्वाऽग्निं गृहकारी ह्युपस्करम् ।
रक्तानि हत्वा वासांसि जायते जीवजीवकः ॥ ६६ ॥

અગ્નિ ચોરવાથી બગલો, રાચરચીલું ચોરવાથી ગૃહકારી (ગિંધેલ) અને રંગેલાં વસ્ત્રો ચોરવાથી ચકોર પક્ષી જન્મે છે. ૬૬

હરણ, હાથી વગેરે ચોરનારનો જન્મ

वृको मृगेभं व्याघ्रोऽश्वं फलमूलं तु मर्कटः ।
स्त्रीमृक्षः स्तोकको वारि यानान्युष्ट्रः पशूनजः ॥ ६७ ॥

મૃગ તથા હાથીને ચોરનારો વરુ, ઘોડો ચોરનારો વાઘ, ફળમૂળ ચોરનારો માંકડું, સ્ત્રીહરણ કરનારો રીંછ, પાણી ચોરનારો બપૈયો, વાહન ચોરનારો ઊંટ અને પશુ ચોરનારો બકરો થાય છે. ૬૭

એકંદર, પારકું દ્રવ્ય પડાવી લેનાર પશુપક્ષી જન્મે

यद्वा तद्वा परद्रव्यमपहृत्य बलान्नरः ।
अवश्यं याति तिर्यक्त्वं जग्ध्वा चैवाहुतं हविः ॥ ६८ ॥

જે માણસ ગમે તે પારકું દ્રવ્ય બળથી હરી લે છે તેમ જ જે હોમ્યા વિનાનું હવિ ખાય છે, તે અવશ્ય પશુપંખીપણું પામે છે. ૬૮

સ્ત્રીઓ પણ ચોરી કરી એ જ દશા પામે

स्त्रियोऽप्येतेन कल्पेन हृत्वा दोषमवाप्नुयुः ।
एतेषामेव जन्तूनां भार्यात्वमुपयान्ति ताः ॥ ६९ ॥

સ્ત્રીઓ ચોરી કરે, તો તેમને પણ એ જ પ્રકારે દોષો લાગે છે અને તેઓ એ જ જીવોના સ્ત્રીપણાને પામે છે. ૬૯

પોતપોતાનાં કર્મોથી ભ્રષ્ટ થયેલાની સ્થિતિ

स्वेभ्यः स्वेभ्यस्तु कर्मभ्यश्च्युता वर्णा ह्यनापदि ।
पापान्संसृत्य संसारान् प्रेष्यतां यान्ति शत्रुषु ॥ ७० ॥

આપત્તિરહિત સમયમાં પોતપોતાનાં (શાસ્ત્રીય) કર્મથી

ભ્રષ્ટ થયેલા ચારે વર્ણના લોકો પાપી યોનિઓમાં અવતરીને (છેવટે) શત્રુઓનું દાસપણું પામે છે. ૭૦

કર્મભ્રષ્ટ બ્રાહ્મણ અને ક્ષત્રિય પ્રેત થાય

वान्ताश्युल्कामुखः प्रेतो विप्रो धर्मात्स्वकाच्च्युतः ।
अमेध्यकुणपाशी च क्षत्रियः कटपूतनः ॥ ७१ ॥

સ્વધર્મથી ભ્રષ્ટ થયેલો બ્રાહ્મણ ઓકિલું ખાનારો ઉલ્કામુખ (જ્વાલામુખ) નામે પ્રેત થાય છે, તેમ જ તેવો ક્ષત્રિય વિષ્ઠા અને શબ ખાનારો કટપૂતન નામે પ્રેત થાય છે. ૭૧

તેવો વૈશ્ય અને શૂદ્ર પણ પ્રેત

मैत्राक्षज्योतिकः प्रेतो वैश्यो भवति पूयभुक् ।
चैलाशकश्च भवति शूद्रो धर्मात्स्वकाच्च्युतः ॥ ७२ ॥

સ્વકર્મથી ભ્રષ્ટ થયેલો વૈશ્ય પરુ ખાનારો મૈત્રાક્ષજ્યોતિક નામે પ્રેત થાય છે; તેમ જ સ્વધર્મથી ચૂકેલો શૂદ્ર, લૂગડાંમાંની જૂ વગેરે ખાનારો ચૈલાશક નામે પ્રેત થાય છે. ૭૨

વિષયી લોકો વિષયોમાં જ પ્રવીણ બને

यथा यथा निषेवन्ते विषयान्विषयात्मिकाः ।
तथा तथा कुशलता तेषां तेषूपजायते ॥ ७३ ॥

કેવળ વિષયમાં જ ચિત્તવાળા માણસો જેમ જેમ વિષયોને સેવે છે, તેમ તેમ તેઓની તેમાં જ પ્રવીણતા થાય છે. ૭૩

વિષયી છેવટે દુઃખ જ પામે

तेऽभ्यासात्कर्मणां तेषां पापानामल्पबुद्धयः ।
संप्राप्नुवन्ति दुःखानि तासु तास्विह योनिषु ॥ ७४ ॥

તે ઓછી બુદ્ધિવાળા (વિષયી લોકો) એ પાપી કર્મોના અભ્યાસને લીધે (છેવટે) તે તે (નિંદિત પશુપક્ષી આદિની)

યોનિઓમાં દુઃખ પામે છે. ૭૪

-તેઓ નરકોમાં તરફડ્યા કરે

तामिस्रादिषु चोग्रेषु नरकेषु विवर्तनम् ।
असिपत्रवनादीनि बन्धनच्छेदनानि च ॥ ७५ ॥

વળી તેઓ તામિસ્ર આદિ ઘોર નરકોમાં ફેરા લે છે, તેમ જ અસિપત્ર વન આદિ બંધનો અને છેદન આદિ યાતનાઓ પામે છે. ૭૫

અનેક જાતની પીડાઓ તથા દારુણ નરકો વિષયી માટે

विविधाश्चैव संपीडाः काकोलूकैश्च भक्षणम् ।
करम्भवालुकातापान् कुंभीपाकांश्च दारुणान् ॥ ७६ ॥

તેઓ વિવિધ પીડાઓ ભોગવે છે, તેમને કાગડાઓ અને ઘુવડો ખાય છે, તેમને ધગધગતી રેતીના તાપ સહેવા પડે છે, તેમ જ તેઓ કુંભીપાક વગેરે દારુણ નરકો પામે છે. ૭૬

દુઃખમય જાતિ અને જુદાજુદા ભય પણ તેમને જ

संभवांश्च वियोनीषु दुःखप्रायासु नित्यशः ।
शीतातपाभिघातांश्च विविधानि भयानि च ॥ ७७ ॥

તેઓ લગભગ દુઃખમય પશુપક્ષી આદિ યોનિઓમાં વારંવાર જન્મ પામે છે અને ટાઢતડકાની પીડાઓ તથા વિવિધ ભય ભોગવે છે. ૭૭

દારુણ ગર્ભવાસ તથા બંધન આદિ પણ તેમને જ

असकृद्गर्भवासेषु वासं जन्म च दारुणम् ।
बन्धनानि च कष्टानि परप्रेष्यत्वमेव च ॥ ७८ ॥

તેમને વારંવાર ગર્ભવાસ કરવો પડે છે, દારુણ જન્મ

લેવો પડે છે, કષ્ટદાયી બંધનો થાય છે, તેમ જ પારકાની ચાકરી કરવી પડે છે. ૭૮

વહાલાંના વિયોગ વગેરે પણ તેમને જ

बन्धुप्रियवियोगांश्च संवासं चैव दुर्जनैः ।
द्रव्यार्जनं च नाशं च मित्रामित्रस्य चार्जनम् ॥ ७९ ॥

તેમને બંધુઓ અને પ્રિયજનોના વિયોગો, દુર્જનો સાથે સહવાસ, ધન કમાવામાં પ્રયાસ અને ધનનો નાશ પ્રાપ્ત થાય છે; તેમ જ મુશ્કેલીએ મિત્રો મળે છે અને કારણ વગર શત્રુઓ થાય છે. ૭૯

ઘડપણ, રોગ, ક્લેશ તથા મૃત્યુ પણ તેમને જ

जरां चैवाप्रतीकारां व्याधिभिश्चोपपीडनम् ।
क्लेशांश्च विविधांस्तांस्तान्मृत्युमेव च दुर्जयम् ॥ ८० ॥

તેઓ ઉપાય વગરનું ઘડપણ, વ્યાધિઓથી પીડા, ક્લેશો અને દુર્જય મરણ પામ્યા જ કરે છે. ૮૦

જેવો ભાવ તેવું ફળ

यादृशेन तु भावेन यद्यत्कर्म निषेवते ।
तादृशेन शरीरेण तत्तत्फलमुपाश्नुते ॥ ८१ ॥

મનુષ્ય જેવા ભાવથી જે જે કર્મ કરે છે, તેવું શરીર પામીને તે તે કર્મનું ફળ ભોગવે છે. ૮૧

મોક્ષકારક બ્રાહ્મણકર્મ

एष सर्वः समुद्दिष्टः कर्मणां वः फलोदयः ।
नैःश्रेयसकरं कर्म विप्रस्येदं निबोधत ॥ ८२ ॥

કર્મોની આ સર્વ ફળપ્રાપ્તિ તમને કહી; હવે જે કર્મો બ્રાહ્મણનો મોક્ષ કરનારાં છે, તે સાંભળો. ૮૨

वेदाभ्यासस्तपो ज्ञानमिन्द्रियाणां च संयमः ।
अहिंसा गुरुसेवा च निःश्रेयसकरं परम् ॥ ८३ ॥

વેદાભ્યાસ, તપ, જ્ઞાન, ઇંદ્રિયસંયમ, અહિંસા અને ગુરુસેવા, એ બ્રાહ્મણનાં પરમ કલ્યાણકારી એટલે મોક્ષકારક કર્મ છે. ૮૩

અતિ શ્રેયસ્કર કર્મ કયું ?

सर्वेषामपि चैतेषां शुभानामिह कर्मणाम् ।
किंचिच्छ्रेयस्करतरं कर्मोक्तं पुरुषं प्रति ॥ ८४ ॥

આ લોકમાંનાં સર્વ શુભ કર્મોમાં પણ કયું કર્મ પુરુષ માટે અતિશય શ્રેયસ્કર કહ્યું છે ? ૮૪

સર્વ કરતાં આત્મજ્ઞાન શ્રેષ્ઠ

सर्वेषामपि चैतेषामात्मज्ञानं परं स्मृतम् ।
तद्ध्यग्र्यं सर्वविद्यानां प्राप्यते ह्यमृतं ततः ॥ ८५ ॥

આ સર્વમાં આત્મજ્ઞાનને શ્રેષ્ઠ કહ્યું છે; કેમકે તે સર્વ વિદ્યાઓમાં ઉત્તમ છે અને તેથી જ મોક્ષપ્રાપ્તિ થાય છે. ૮૫

૭ બ્રાહ્મણકર્મમાં વૈદિકકર્મ વધારે શ્રેયસ્કર

षण्णामेषां तु सर्वेषां कर्मणां प्रेत्य चेह च ।
श्रेयस्करतरं ज्ञेयं सर्वदा कर्म वैदिकम् ॥ ८६ ॥

(૮૩મા શ્લોકમાં કહેલ વેદાભ્યાસ આદિ) આ સર્વ ૭ કર્મોમાં (આત્મજ્ઞાનરૂપ) વૈદિક કર્મને આ લોક તેમ જ પરલોકમાં સર્વદા અધિક કલ્યાણકારી જાણવું. ૮૬

વૈદિક કર્મયોગમાં સર્વનો સમાવેશ

वैदिके कर्मयोगे तु सर्वाण्येतान्यशेषतः ।
अन्तर्भवन्ति क्रमशस्तस्मिंस्तस्मिन्क्रियाविधौ ॥ ८७ ॥

વૈદિક કર્મયોગ(પરમાત્માની ઉપાસના)ના તે તે ક્રિયા-વિધિમાં આ સર્વ કર્મો અનુક્રમે સંપૂર્ણ સમાઈ જાય છે.+૮૭

વૈદિક કર્મના બે પ્રકાર

सुखाभ्युदयिकं चैव नैःश्रेयसिकमेव च ।
प्रवृत्तं च निवृत्तं च द्विविधं कर्म वैदिकम् ॥ ८८ ॥

સ્વર્ગાદિ સુખની પ્રાપ્તિ કરનારું (કોઈ સંસારની પ્રવૃત્તિનું કારણ) 'પ્રવૃત્ત કર્મ' અને મોક્ષપ્રાપ્તિ માટેનું 'નિવૃત્ત કર્મ'-એમ વૈદિક કર્મ બે પ્રકારનું છે. ૮૮

પ્રવૃત્ત કર્મ તથા નિવૃત્ત કર્મ

इह चामुत्र वा काम्यं प्रवृत्तं कर्म कीर्त्यते ।
निष्कामं ज्ञानपूर्वं तु निवृत्तमुपदिश्यते ॥ ८९ ॥

આ લોક તથા પરલોકના ફળની કામના માટેનું કર્મ 'પ્રવૃત્ત' કહેવાય છે, પણ જ્ઞાનપૂર્વકનું નિષ્કામ કર્મ તે 'નિવૃત્ત' કહેવાય છે. ૮૯

ઉપર જણાવેલની જ સ્પષ્ટતા

[ अकामोपहतं नित्यं निवृत्तं च विधीयते ।
कामतस्तु कृतं कर्म प्रवृत्तमुपदिश्यते ॥

નિત્ય (ફળની) કામનાથી નહિ હણાયેલું—એટલે નિષ્કામ-ભાવે કરેલું કર્મ નિવૃત્ત કહેવાય છે, પણ (ફળની) કામનાથી કરેલું કર્મ પ્રવૃત્ત કહેવાય છે. ]

પ્રવૃત્ત-નિવૃત્ત કર્મનું ફળ

प्रवृत्तं कर्म संसेव्य देवानामेति साम्यताम् ।
निवृत्तं सेवमानस्तु भूतान्यत्येति पञ्च वै ॥ ९० ॥

પ્રવૃત્ત કર્મ સેવીને માણસ દેવોની સમાનતા પામે છે, પણ નિવૃત્ત કર્મ સેવનારો પંચમહાભૂતોને વટાવી જાય છે. (એટલે મોક્ષ મેળવે છે.) ૯૦

આત્મયજ્ઞ કરનારને મોક્ષપ્રાપ્તિ

सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि ।
समं पश्यन्नात्मयाजी स्वाराज्यमधिगच्छति ॥ ९१ ॥

પ્રાણીમાત્ર વિષે જે પોતાના આત્માને જુએ છે તેમ જ જે પોતાના આત્મામાં પ્રાણીમાત્રને જુએ છે, એમ સમદૃષ્ટિથી જોનારો તે આત્મયજ્ઞ કરનાર પુરુષ સ્વારાજ્ય (મોક્ષ) પામે છે. +૯૧

આત્મજ્ઞાન, શમ તથા વેદાભ્યાસ ખાસ જરૂરી

यथोक्तान्यपि कर्माणि परिहाय द्विजोत्तमः ।
आत्मज्ञाने शमे च स्याद्वेदाभ्यासे च यत्नवान् ॥ ९२ ॥

---

+ આ અભિપ્રાય શ્રુતિ જણાવે છે: 'सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत । (છાન્દો૦ ૩-૧૪-૧) આ બધું બ્રહ્મ જ છે; કારણકે તે બ્રહ્મમાંથી ઊપજ્યું છે, બ્રહ્મમાં જ સમાઈ જાય છે અને બ્રહ્મમાં જ રહેલું છે, માટે શાંત બની બ્રહ્મની જ ઉપાસના કરવી.' વળી યજુર્વેદનો આ મંત્ર પણ એમ જ દર્શાવે છે: 'यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति । सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते'। (ઈશાવાસ્ય-૬) જે સર્વ પ્રાણીઓને પોતામાં જ રહેલાં જુએ છે અને બધાં પ્રાણીઓમાં પોતાને જ રહેલો જુએ છે, તેથી તે કોઈની નિંદા કરતો નથી.' (कुल्लूक)

શાસ્ત્રમાં કહેલાં પણ કર્મો છોડી ઉત્તમ બ્રાહ્મણે આત્મજ્ઞાન, ઇંદ્રિયજય અને વેદાભ્યાસ વિષે યત્નવાન થવું. ×૯૨

બ્રાહ્મણજન્મની સફળતા

एतद्धि जन्मसाफल्यं ब्राह्मणस्य विशेषतः ।
प्राप्यैतत्कृतकृत्यो हि द्विजो भवति नान्यथा ॥ ९३ ॥

આ (આત્મજ્ઞાન, વેદાભ્યાસ વગેરે) જ જન્મની સફળતા છે, અને બ્રાહ્મણ માટે તે ખાસ વધારે જરૂરી છે; કેમકે એને પામીને દ્વિજ (ત્રણે વર્ણ) કૃતાર્થ થાય છે, બીજી રીતે નહિ.

વેદનું માહાત્મ્ય

पितृदेवमनुष्याणां वेदश्चक्षुः सनातनम् ।
अशक्यं चाप्रमेयं च वेदशास्त्रमिति स्थितिः ॥ ९४ ॥

પિતૃઓ, દેવો અને મનુષ્યોનું સનાતન નેત્ર વેદ છે. વેદશાસ્ત્ર (રચવું) અશક્ય (અપૌરુષેય) અને અપ્રમેય (મીમાંસા તથા ન્યાયશાસ્ત્ર વિના જાણી ન શકાય એવું) છે, એ ચોક્કસ છે. ૯૪

વેદ વિરુદ્ધ શાસ્ત્રો નિષ્ફળ

या वेदबाह्याः स्मृतयो याश्च काश्च कुदृष्टयः ।
सर्वास्ता निष्फलाः प्रेत्य तमोनिष्ठा हि ताः स्मृताः ॥९५॥

જે સ્મૃતિઓ વેદ બહાર છે અને જે નિંદ્ય શાસ્ત્રો વેદ-વિરુદ્ધ કુતર્કરૂપી મૂળવાળાં છે, તે બધાં પરલોકમાં અફળ

× આમ કહેવામાં આ અભિપ્રાય છે, કે આત્મજ્ઞાન, ઇંદ્રિયજય તથા પ્રણવ અને ઉપનિષદ આદિ વેદનો અભ્યાસ, તે મોક્ષના ઉપાયોમાંનો અંતરંગ ઉપાય છે; પણ તેથી અગ્નિહોત્રાદિ ત્યજી દેવાં નહિ. (कुल्लूक)

જનારાં છે; કેમકે તે સ્મૃતિશાસ્ત્રોને નરકવાસ કરાવનારાં (મનુ વગેરેએ) કહ્યાં છે. ૯૫

उत्पद्यन्ते च्यवन्ते च यान्यतोऽन्यानि कानिचित् ।
तान्यर्वाक्कालिकतया निष्फलान्यनृतानि च ॥ ९६ ॥

આ વેદ જેઓનું મૂળ નથી એવાં જે બીજાં શાસ્ત્રો રચાય છે, તેઓ (તરત) નાશ પામે છે; વળી તેમની અર્વાચીનતાને લીધે તેઓ નિષ્ફળ અને અસત્ય છે. ૯૬

વેદથી જ સર્વની પ્રસિદ્ધિ

चातुर्वर्ण्यं त्रयो लोकाश्चत्वारश्चाश्रमाः पृथक् ।
भूतं भव्यं भविष्यं च सर्वं वेदात्प्रसिद्ध्यति ॥ ९७ ॥

ચાર વર્ણ, ત્રણ લોક (ભૂર્, ભુવર્ અને સ્વર્), ચાર જુદાજુદા આશ્રમો તથા ભૂત, વર્તમાન અને ભવિષ્ય—એ બધું વેદથી જ પ્રસિદ્ધ થાય છે. ૯૭

શબ્દાદિ વિષયો પણ વેદમાંથી જ ઊપજે છે

शब्दः स्पर्शश्च रूपं च रसो गन्धश्च पञ्चमः ।
वेदादेव प्रसूयन्ते प्रसूतिगुणकर्मतः ॥ ९८ ॥

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને પાંચમો ગંધ, એ સત્ત્વાદિ ગુણોરૂપ કારણવાળાં કર્મોને લીધે વેદમાંથી જ જન્મે છે. ૯૮

વેદશાસ્ત્ર જ મનુષ્યના પુરુષાર્થનું સાધન

बिभर्ति सर्वभूतानि वेदशास्त्रं सनातनम् ।
तस्मादेतत्परं मन्ये यज्जन्तोरस्य साधनम् ॥ ९९ ॥

સનાતન વેદશાસ્ત્ર સર્વ પ્રાણીપદાર્થનું ધારણપોષણ કરે* છે;

* વેદનો બ્રાહ્મણગ્રંથ આ અભિપ્રાય દર્શાવે છે: 'हविरग्नौ हूयते, सोऽग्निरादित्यमुपसर्पति, तत्सूर्यो रश्मिभिर्वर्षति, तेनान्नं भवति, अथेह

તેથી એને આ પ્રાણીના પરમ (કલ્યાણકારી) સાધનરૂપ હું માનું છું. ૯૯

વેદશાસ્ત્ર જાણનારો જ બધી રીતે યોગ્ય

सेनापत्यं च राज्यं च दण्डनेतृत्वमेव च ।
सर्वलोकाधिपत्यं च वेदशास्त्रविदर्हति ॥ १०० ॥

વેદશાસ્ત્ર જાણનારો માણસ સેનાપતિપણું, રાજ્યદંડનું નેતાપણું તેમ જ સર્વ લોક ઉપર આધિપત્ય પામવાને યોગ્ય છે. ૧૦૦

વેદ જાણનારો પોતાનાં પાપ બાળી નાખે

यथा जातबलो वह्निर्दहत्यार्द्रानपि द्रुमान् ।
तथा दहति वेदज्ञः कर्मजं दोषमात्मनः ॥ १०१ ॥

જેમ બળવાન થયેલો અગ્નિ લીલાં ઝાડોને પણ બાળી નાખે છે, તેમ વેદ જાણનારો મનુષ્ય કર્મથી થયેલા પાપરૂપી પોતાના દોષોને બાળી નાખે છે. ૧૦૧

વેદનું બળ પામી પાપ તરફ રુચિ ન જ થાય

[ न वेदबलमाश्रित्य पापकर्मरुचिर्भवेत् ।
अज्ञानाच्च प्रमादाच्च दहते कर्म नेतरत् ॥

વેદરૂપી બળનો આશ્રય કર્યા પછી પાપકર્મમાં રુચિ ન

---

भूतानामुत्पत्तिः स्थितिश्चेति हविर्जायते । વેદમંત્રોના ઉચ્ચારપૂર્વક અગ્નિમાં હવિષ–હોમદ્રવ્ય હોમાય છે, તે અગ્નિ સૂર્યમાં પહોંચે છે, તે સૂર્ય કિરણો દ્વારા વરસાદ વરસાવે છે, તેથી અનાજ પેદા થાય છે અને અનાજ ઊપજવાથી આ લોકમાં પ્રાણીઓની ઉત્પત્તિ તથા પાલન થાય છે, એમ વેદમંત્રોથી હોમેલું હવિષ જ પ્રાણીઓ રૂપે જન્મે છે.'
(कुल्लूक)

જ થવી જોઈએ. અજાણતાં કે ગફલતથી થયેલાં પાપોને જ વૈદિક કર્મ બાળે છે, બીજાં પાપોને નહિ. ]

હરકોઈ આશ્રમમાં વેદશાસ્ત્ર જાણનારો બ્રહ્મસ્વરૂપ

वेदशास्त्रार्थतत्त्वज्ञो यत्र तत्राश्रमे वसन् ।
इहैव लोके तिष्ठन्स ब्रह्मभूयाय कल्पते ॥ १०२ ॥

વેદશાસ્ત્રના અર્થનું રહસ્ય જાણનારો માણસ હરકોઈ આશ્રમમાં વસતો હોય, તોપણ આ લોકમાં રહી બ્રહ્મસ્વરૂપ થવાને યોગ્ય છે. ૧૦૨

વેદ જાણનારાઓમાં ઉત્તરોત્તર શ્રેષ્ઠ

अज्ञेभ्यो ग्रन्थिनः श्रेष्ठा ग्रन्थिभ्यो धारिणो वराः ।
धारिभ्यो ज्ञानिनः श्रेष्ठा ज्ञानिभ्यो व्यवसायिनः ॥ १०३ ॥

વેદ ન જાણનારા કરતાં વેદગ્રંથનો પાઠ કરનારા શ્રેષ્ઠ છે; એ ગ્રંથપાઠીઓ કરતાં વેદને યાદ રાખી ધારણ કરનારા શ્રેષ્ઠ છે; એ યાદ રાખી ધારણ કરનારા કરતાં વેદના જ્ઞાનવાળા શ્રેષ્ઠ છે; અને એ જ્ઞાનવાળાઓ કરતાં વેદમાં કહેલું બરાબર આચરનારા શ્રેષ્ઠ છે. ૧૦૩

તપથી પાપનો નાશ અને જ્ઞાનથી મોક્ષ

तपो विद्या च विप्रस्य निःश्रेयसकरं परम् ।
तपसा किल्बिषं हन्ति विद्ययाऽमृतमश्नुते ॥ १०४ ॥

તપ અને વિદ્યા બ્રાહ્મણનું પરમ કલ્યાણ કરનાર છે; તપથી તે પાપનો નાશ કરે છે અને વિદ્યાથી તે અમૃત (મોક્ષ) પામે છે.+ ૧૦૪

+ અહીં મહાભારતમાં બતાવ્યું છે તેમ 'તપસ્' શબ્દનો અર્થ પોતાના ધર્માનુસાર વર્તવું અને 'વિદ્યા' એટલે આત્મજ્ઞાન છે.

આ ત્રણે જાણવાં ખાસ જરૂરી

प्रत्यक्षं चानुमानं च शास्त्रं च विविधागमम् ।
त्रयं सुविदितं कार्यं धर्मशुद्धिमभीप्सता ॥ १०५ ॥

ધર્મશુદ્ધિ એટલે ધર્મનું રહસ્ય–જ્ઞાન જાણવા ઇચ્છનારાએ પ્રત્યક્ષ (શ્રુતિ), અનુમાન (સ્મૃતિ) અને વિવિધ આગમ-શાસ્ત્રો–એ ત્રણ સારી રીતે જાણવાં જોઈએ.× ૧૦૫

ધર્મને કોણ જાણી શકે?

आर्षं धर्मोपदेशं च वेदशास्त्राविरोधिना ।
यस्तर्केणानुसंधत्ते स धर्मं वेद नेतरः ॥ १०६ ॥

વેદવિરુદ્ધ ન હોય એવા તર્કથી (ન્યાયથી) ઋષિસેવિત વેદનું અને સ્મૃતિ આદિ ધર્મોપદેશનું જે અનુસંધાન કરે છે, તે ધર્મને જાણે છે, બીજો તેને જાણતો નથી. ૧૦૬

માનવધર્મશાસ્ત્રનું રહસ્ય

नैःश्रेयसमिदं कर्म यथोदितमशेषतः ।
मानवस्यास्य शास्त्रस्य रहस्यमुपदिश्यते ॥ १०७ ॥

મોક્ષનાં સાધન આ સર્વ કર્મો, વેદશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે

શ્રુતિમાં કહ્યું છે, કે 'विद्यां चाविद्यां च यस्तद्वेदोभयं सह । अविद्यया मृत्युं तीर्त्वा विद्ययाऽमृतमश्नुते । (ઈશા૦ ૭) વિદ્યા એટલે આત્મજ્ઞાન; અને અવિદ્યા એટલે પોતાનાં વર્ણાશ્રમનાં કર્મ: એ બન્નેને જે સાથે જાણે છે, તે અવિદ્યા વડે એટલે પોતાના વર્ણાશ્રમનાં કર્મોને સારી રીતે આચરીને મૃત્યુને ઓળંગી જાય છે અને આત્મજ્ઞાનરૂપ વિદ્યા વડે મોક્ષ પામે છે.' (કુલ્લૂક)

× પ્રત્યક્ષ, અનુમાન તથા આગમ–આ ત્રણ પ્રમાણો જ મનુને માન્ય છે; ઉપમાન તથા અર્થાપત્તિ પ્રમાણ તો અનુમાનમાં જ સમાઈ જાય છે.

કર્યા; હવે આ માનવશાસ્ત્રના રહસ્યનો ઉપદેશ કરાય છે.૧૦૭

શિષ્ટ બ્રાહ્મણો કહે તે જ ધર્મ

अनाम्नातेषु धर्मेषु कथं स्यादिति चेद्भवेत् ।
यं शिष्टा ब्राह्मणा ब्रूयुः स धर्मः स्यादशङ्कितः ॥ १०८ ॥

આ શાસ્ત્રમાં નહિ કહેવાયેલા ધર્મો વિષે જો 'શું કરવું?' એવી શંકા થાય, તો શિષ્ટ બ્રાહ્મણો જે ધર્મ કહે તેજ નિઃશંક ધર્મ જાણવો. ૧૦૮

શિષ્ટ બ્રાહ્મણો કયા?

धर्मेणाधिगतो यैस्तु वेदः सपरिबृंहणः ।
ते शिष्टा ब्राह्मणा ज्ञेयाः श्रुतिप्रत्यक्षहेतवः ॥ १०९ ॥

જેમણે ધર્મપૂર્વક સર્વાંગસહિત વેદનું અધ્યયન કર્યું હોય, તે શ્રુતિને પ્રત્યક્ષ કરવામાં કારણરૂપ બ્રાહ્મણોને શિષ્ટ જાણવા. ૧૦૯

એ બ્રાહ્મણોએ નક્કી કરેલો ધર્મ ઉથાપાય નહિ

दशावरा वा परिषद्यं धर्मं परिकल्पयेत् ।
त्र्यवरा वापि वृत्तस्था तं धर्मं न विचालयेत् ॥ ११० ॥

ઓછામાં ઓછા દશ શ્રેષ્ઠ બ્રાહ્મણોની પરિષદ અથવા ત્રણ સદાચારી બ્રાહ્મણો જે ધર્મ ઠરાવે, તે ધર્મને ઉથાપવો નહિ. ૧૧૦

આ ચાર આજ્ઞાસિદ્ધ

[ पुराणं मानवो धर्मः साङ्गो वेदश्चिकित्सितम् ।
आज्ञासिद्धानि चत्वारि न हन्तव्यानि हेतुभिः ॥

પુરાણો, માનવધર્મશાસ્ત્ર, અંગો સહિત વેદ, તેમજ આયુર્વેદ, એ ચાર આજ્ઞાસિદ્ધ છે; તેમનો કુતર્કોથી નાશ ન કરાય. ]

દશ વિદ્વાનોની પરિષદ

त्रैविद्यो हेतुकस्तर्की नैरुक्तो धर्मपाठकः ।
त्रयश्चाश्रमिणः पूर्वे परिषत्स्याद्दशावरा ॥ १११ ॥

ત્રણ વેદો જાણનારા, (શ્રુતિસ્મૃતિવિરુદ્ધ ન હોય તેવું) ન્યાયશાસ્ત્ર જાણનાર, મીમાંસાના તર્કને જાણનાર, નિરુક્ત જાણનાર, ધર્મશાસ્ત્ર જાણનાર, બ્રહ્મચારી, ગૃહસ્થી અને વાનપ્રસ્થી એ પહેલા ત્રણ આશ્રમીઓ—એમ ઓછામાં ઓછા દશ વિદ્વાનોની પરિષદ થાય છે. ૧૧૧

અથવા ત્રણ વિદ્વાનોની પરિષદ

ऋग्वेदविद्यजुर्विच्च सामवेदविदेव च ।
त्र्यवरा परिषज्ज्ञेया धर्मसंशयनिर्णये ॥ ११२ ॥

અથવા ધર્મના સંશયનો નિર્ણય કરવા ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ જાણનાર, એમ ઓછામાં ઓછા ત્રણની પરિષદ જાણવી. ૧૧૨

વેદ જાણનારો એક પણ ધર્મનિર્ણય કરી શકે

एकोऽपि वेदविद्धर्मं यं व्यवस्येद्द्विजोत्तमः ।
स विज्ञेयः परो धर्मो नाज्ञानामुदितोऽयुतैः ॥ ११३ ॥

અથવા એક પણ વેદ જાણનારો શ્રેષ્ઠ બ્રાહ્મણ જે ધર્મ શ્રેષ્ઠ ઠરાવે તેને ધર્મ જાણવો; પણ દશ હજાર અજ્ઞાનીઓ, જેનો નિર્ણય કરે, તેને ધર્મ ન જાણવો.× ૧૧૩

× અહીં વેદ જાણનાર એટલે 'વેદના અર્થરૂપ ધર્મને જાણનાર' એવો અર્થ છે; કારણ કે 'केवलं शास्त्रमाश्रित्य न कर्तव्यो विनिर्णयः । युक्तिहीनविचारे तु धर्महानिः प्रजायते ।' કેવળ શાસ્ત્રનો આશ્રય કરી ચોક્કસ નિર્ણય કરવો નહિ; કેમકે યુક્તિ વિનાનો વિચાર કરતાં ધર્મની

આવા હજારોની જમાવટ તે કંઈ પરિષદ ન ગણાય

अव्रतानाममन्त्राणां जातिमात्रोपजीविनाम् ।
सहस्रशः समेतानां परिषत्त्वं न विद्यते ॥ ११४ ॥

બ્રહ્મચર્યાદિ વ્રત વિનાના, વેદમંત્રોના અધ્યયનથી રહિત અને માત્ર (બ્રાહ્મણ) નામે (પેટ ભરી) જીવતા હજારોની સંખ્યા ભેગી થાય, તોપણ તે પરિષદ થતી નથી. ૧૧૪

મૂર્ખાઓ ધર્મ કહી પાપ જ વહોરે છે

यं वदन्ति तमोभूता मूर्खा धर्ममतद्विदः ।
तत्पापं शतधा भूत्वा तद्वक्तॄननुगच्छति ॥ ११५ ॥

વેદને બરાબર નહિ જાણનારા તમોગુણી મૂર્ખાઓ, માણસને (પ્રાયશ્ચિત્તાદિક) ધર્મ કહે છે, તેનું પાપ સેંકડો રૂપે થઈ તે (ધર્મ) કહેનારાઓને લાગે છે. ૧૧૫

આ માનવધર્મ પાળનારને પરમ ગતિ

एतद्वोऽभिहितं सर्वं निःश्रेयसकरं परम् ।
अस्मादप्रच्युतो विप्रः प्राप्नोति परमां गतिम् ॥ ११६ ॥

આ પરમ કલ્યાણકારી સર્વ સાધન તમને કહ્યું; આથી ભ્રષ્ટ નહિ થયેલો બ્રાહ્મણ પરમ ગતિ પામે છે. ૧૧૬

મનુએ લોકના હિત માટે આ શાસ્ત્ર કહ્યું છે

एवं स भगवान्देवो लोकानां हितकाम्यया ।
धर्मस्य परमं गुह्यं ममेदं सर्वमुक्तवान् ॥ ११७ ॥

એ પ્રમાણે તે ભગવાન મનુદેવે લોકોના હિતની ઇચ્છા-

થી ધર્મનું આ સર્વ શ્રેષ્ઠ રહસ્ય મને કહ્યું છે. ૧૧૭

સાચું ખોટું બધું પોતામાં જોવું

सर्वमात्मनि संपश्येत्सच्चासच्च समाहितः ।
सर्वं ह्यात्मनि संपश्यन्नाधर्मे कुरुते मनः ॥ ११८ ॥

સાચું ખોટું બધું સાવધાન ચિત્તે પોતામાં જોવું; કેમકે એમ બધું પોતામાં જોનારો અધર્મમાં મન કરતો નથી. ૧૧૮

આત્મા જ બધારૂપ છે

आत्मैव देवताः सर्वाः सर्वमात्मन्यवस्थितम् ।
आत्मा हि जनयत्येषां कर्मयोगं शरीरिणाम् ॥ ११९ ॥

આત્મા (એટલે પરમાત્મા) જ સર્વ દેવતાઓ છે, આત્મામાં જ બધું રહેલું છે અને આત્મા જ આ શરીરધારીઓના કર્મયોગને ઉત્પન્ન કરે છે.× ૧૧૯

બાહ્ય સર્વને પોતાની અંદર લય પમાડી દેવું

खं संनिवेशयेत्खेषु चेष्टनस्पर्शनेऽनिलम् ।
पक्तिदृष्ट्योः परं तेजः स्नेहेऽपो गां च मूर्तिषु ॥ १२० ॥
मनसीन्दुं दिशः श्रोत्रे क्रान्ते विष्णुं बले हरम् ।
वाच्यग्निं मित्रमुत्सर्गे प्रजने च प्रजापतिम् ॥ १२१ ॥

બાહ્ય આકાશને (શરીરની) અંદરનાં આકાશોમાં, વાયુને

× આ વાત શ્રુતિ પણ જણાવે છે : 'एष होव साधु कर्म कारयति यमूर्ध्वं निनीषति, एष एवासाधु कर्म कारयति यमधो निनीषति ।' (કૌષિતકી ઉપનિષદ્-૩-૮) આ પરમાત્મા જ તેની પાસે સારું કામ કરાવે છે, કે જેને તે ઊંચે લઈ જવા ઇચ્છે છે; તેમ જ આ પરમાત્મા જ તેની પાસે ખરાબ કામ કરાવે છે, કે જેને તે નીચે લઈ જવા ઇચ્છે છે.' (कुल्लूक)

ચેષ્ટા અને સ્પર્શોમાં, અગ્નિના ઉત્કૃષ્ટ તેજને જઠરાગ્નિમાં, સૂર્યના તેજને નેત્રમાં, જળને સ્નેહમાં, પૃથ્વીને શરીરના પૃથ્વીના ભાગોમાં, ચંદ્રને મનમાં, દિશાઓને કાનની ઇન્દ્રિયમાં, વિષ્ણુને ઇન્દ્રિયમાં, શિવને બળમાં, અગ્નિને વાણીમાં, મિત્રને ગુદામાં અને પ્રજાપતિને જનનેન્દ્રિયમાં એકરૂપ કરી દેવા ૧૨૦, ૧૨૧

પરમાત્માના સ્વરૂપનું ચિંતન

प्रशासितारं सर्वेषामणीयांसमणोरपि ।
रुक्माभं स्वप्नधीगम्यं विद्यात्तं पुरुषं परम् ॥ १२२ ॥

*જે સર્વનો નિયંતા છે, જે અણુથી પણ અણુ છે; જે

* ઉપરના શ્લોકમાં આધ્યાત્મિક ભૂત આદિને લય પમાડી તેમની પોતામાં એકત્વભાવના દર્શાવી. હવે આ શ્લોકમાં પરમાત્માના સ્વરૂપનું ધ્યાન કરવા સૂચવે છે: જે પરમાત્મા બ્રહ્માથી માંડી ચૂંળડા સુધીના સર્વ ચેતન–અચેતનનો નિયંતા છે; વળી અગ્નિ વગેરે પદાર્થોમાં જે ઉષ્ણતા આદિનો નિયમ દેખાય છે, સૂર્ય વગેરેનું નિયમિત રીતે આકાશમાં ફરવું વગેરે જે જણાય છે, અને જે અમુક જુદાંજુદાં કર્મોનું અમુક ચોક્કસ ફળ મળતું જણાય છે, તે બધું પરમાત્માને અધીન છે. આ વાત 'एतस्यैवाक्षरस्य प्रशासने गार्गि । હે ગાર્ગિ ! આ પરમાત્માની આજ્ઞામાં જ બધું રહ્યું છે.' ઇત્યાદિ ઉપનિષદો જણાવે છે; તેમ જ 'भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः । भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः । (કઠોપ० ६, ३) તે પરમાત્માના ભયથી અગ્નિ બળે છે, તેમના ભયથી સૂર્ય તપે છે, તેમના ભયથી ઇન્દ્ર, વાયુ અને પાંચમું મૃત્યુ પોતપોતાના અધિકારમાં દોડ્યા કરે છે.' વળી તે પરમાત્મા અણુ કરતાં પણ અણુ છે; એટલે કે સર્વના આત્મા હોવાથી સૂક્ષ્મ કરતાં પણ વધારે સૂક્ષ્મ છે.' શ્રુતિ પણ કહે છે:–'वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च । भागो जीवः स विज्ञेयः स चानन्त्याय कल्पते । (શ્વેતાશ્વતર–૫, ૯) વાળના અગ્રભાગના

સુવર્ણ સમાન કાંતિવાળો છે અને જે સ્વપ્નની બુદ્ધિ (નિર્વિકલ્પ જ્ઞાન)થી સાક્ષાત્કાર કરવા યોગ્ય છે, તેને પરમ પુરુષ–પરમાત્માં જાણવો. ૧૨૨

એ જ પરમાત્માનાં જુદાંજુદાં નામો

एतमेके वदन्त्यग्निं मनुमन्ये प्रजापतिम् ।
इन्द्रमेके परे प्राणमपरे ब्रह्म शाश्वतम् ॥ १२३ ॥

એને કેટલાક અગ્નિ કહે છે, બીજાઓ મનુ કહે છે, કેટલાક પ્રજાપતિ કહે છે અને બીજા ઇંદ્ર કહે છે; વળી એને બીજા કેટલાક પ્રાણ કહે છે, તેમ જ બીજાઓ એને સનાતન

સોમા ભાગનો પણ સોમો ભાગ કરાય, તેટલા ભાગનો જીવ છે, એમ સમજવું; એ જ જીવ અનંત સ્વરૂપે થવા સમર્થ છે. વળી આ પરમાત્મા સુવર્ણ સમાન કાંતિવાળા છે; જો કે 'अशब्दमस्पर्शमरूपमव्ययम् (કઠો૦ ૩ ૧૫)। પરમેશ્વરનું સ્વરૂપ શબ્દરહિત, સ્પર્શરહિત, રૂપ-વિનાનું અને અવિનાશી છે' એમ શ્રુતિઓએ પરમાત્માના રૂપનો નિષેધ કર્યો છે, તો પણ અમુક ઉપાસનામાં પરમાત્માને શુદ્ધ સુવર્ણ સમાન વર્ણવ્યા છે. જેમ કે છાંદોગ્ય ઉપનિષદ–'एषोऽन्तरादित्ये हिरण्मयः । સૂર્યમંડળમાં આ સુવર્ણમય પુરુષ છે.' ઇત્યાદિ વર્ણવે છે; તેમ જ આ પરમાત્મા સ્વપ્નની બુદ્ધિથી સાક્ષાત્કાર કરવા યોગ્ય છે; અર્થાત્ સ્વપ્નની બુદ્ધિ જેવા જ્ઞાનથી ગ્રહણ કરી શકાય છે; જેમ સ્વપ્નની બુદ્ધિ, ચક્ષુ આદિ ઇન્દ્રિયોનો ઉપરામ થતાં કેવળ મન વડે જ ઉત્પન્ન થાય છે, તેવું જ આત્મજ્ઞાન પણ છે. આ જ કારણથી વ્યાસ કહે છે: 'नैवासौ चक्षुषा ग्राह्यो न च शिष्टैरपीन्द्रियैः । मनसा तु प्रसन्नेन गृह्यते सूक्ष्मदर्शिभिः । આ પરમાત્મા ચક્ષુઇન્દ્રિય વડે ગ્રહણ કરી શકાતા નથી અને બાકીની કોઈ ઇન્દ્રિયો વડે પણ ગ્રહણ કરી શકાતા નથી; કેવળ પ્રસન્ન મન વડે સૂક્ષ્મ વસ્તુ જોનારાઓ તેમને ગ્રહણ કરે છે.' (कुल्लूक)

બ્રહ્મ કહે છે. ૧૨૩

પરમાત્મા વ્યાપક છે

एष सर्वाणि भूतानि पञ्चभिर्व्याप्य मूर्तिभिः ।
जन्मवृद्धिक्षयैर्नित्यं संसारयति चक्रवत् ॥ १२४ ॥

આ પરમાત્મા પાંચ મહાભૂતો વડે સર્વ ભૂતોને વ્યાપીને રહ્યા છે અને નિત્ય ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરી તેમને ચક્રની જેમ સંસારમાં ઘુમાવે છે. ૧૨૪

સર્વત્ર આત્મદર્શનનું ફળ

एवं यः सर्वभूतेषु पश्यत्यात्मानमात्मना ।
स सर्वसमतामेत्य ब्रह्माभ्येति परं पदम् ॥ १२५ ॥

એમ જે માણસ પ્રાનીમાત્રમાં રહેલા પોતાના આત્માને પોતાના આત્મા વડે જુએ છે, તે સર્વ સાથે સમાનતા પામી, પરમપદ બ્રહ્મને પામે છે. ૧૨૫

મનુસ્મૃતિ ભણવાનું ફળ

[ चतुर्वेदसमं पुण्यमस्य शास्त्रस्य धारणात् ।
भूयो वाप्यतिरिच्येत पापनिर्यातनं महत् ॥

આ શાસ્ત્રનું અધ્યયન કરવાથી ચાર વેદોના અધ્યયન જેટલું પુણ્ય મળે છે; વળી વિશેષ આ પણ થાય છે, કે તેથી પાપનો પણ લગભગ નાશ થાય છે. ]

इत्येतन्मानवं शास्त्रं भृगुप्रोक्तं पठन्द्विजः ।
भवत्याचारवान्नित्यं यथेष्टां प्राप्नुयाद्गतिम् ॥ १२६ ॥

ભૃગુએ કહેલા આ માનવશાસ્ત્રનો જે દ્વિજ પાઠ કરે છે,

તે નિત્ય આચારયુક્ત થાય છે અને ઇચ્છિત ગતિ પામે છે.

[ मनुः स्वायंभुवो देवः सर्वशास्त्रार्थपारगः ।
तस्यास्यनिर्गतं धर्मं विचार्य बहुविस्तरम् ॥
ये पठन्ति द्विजाः केचित्सर्वपापोपशान्तिदम् ।
ते गच्छन्ति परं स्थानं ब्रह्मणः सद्म शाश्वतम् ॥

સ્વયંભૂના પુત્ર મનુદેવ સર્વ શાસ્ત્રોના અર્થોના પારગામી હતા. તેમના મુખમાંથી નીકળેલા, ખૂબ વિસ્તારવાળા અને સર્વ પાપોની શાંતિ કરનારા આ ધર્મશાસ્ત્રને જે કોઈ દ્વિજો વિચારપૂર્વક ભણે છે, તેઓ બ્રહ્મના સનાતન ધામ પરમસ્થાનને (મોક્ષને) પામે છે. ]

इति श्रीमानवधर्मशास्त्रे भृगुप्रोक्तायां
संहितायां द्वादशोऽध्यायः ॥

ઇતિ શ્રીમાનવધર્મશાસ્ત્રે ભૃગુકથિત સંહિતામાં અધ્યાય ૧૨મો સમાપ્ત

મનુસ્મૃતિ સમાપ્ત

| | | | |
|---|---|---|---|
| સ્વર્ગનો આનંદ-ભક્તિ ને તેના પ્રકારોની સમજ | ૩૬૦ | ૨-૦ | ૦-૪ |
| સ્વર્ગનો ખજાનો-ભક્તિમાર્ગ સમજાવતું પુસ્તક | ૩૧૨ | ૨-૦ | ૦-૪ |
| સ્વર્ગનો પ્રકાશ-જ્ઞાન અને પરમાર્થની વાતો | ૩૩૬ | ૨-૦ | ૦-૪ |
| મોહમુદ્ગર ને બીજાં દશ રત્નો-સરળ અર્થ સાથે | ૧૬૮ | ૧-૦ | ૦-૨ |
| શતશ્લોકી ને બીજાં ચાર રત્નો-સરળ અર્થ સાથે | ૨૦૦ | ૦-૧૨ | ૦-૨ |
| સ્તોત્રસંગ્રહ-ભક્તિ ને વેદાંત-સ્તોત્રો અર્થ સાથે | ૨૧૦ | ૦-૧૦ | ૦-૨ |
| સર્વવેદાંત-સિદ્ધાંત-સારસંગ્રહ-ભાષાંતર સાથે | ૨૨૪ | ૧-૪ | ૦-૩ |
| વિવેકચૂડામણિ-સરળ અનુવાદ સાથે | ૧૬૦ | ૦-૧૨ | ૦-૨ |
| એકનાથી ભાગવત-એકનાથ મહારાજના વિવરણ સાથે | ૬૦૦ | ૫-૦ | ૦-૧૨ |
| મહાવાક્ય-રત્નાવલિ-૧૦૮ ઉપનિષદોના સારરૂપ સંગ્રહ, સરળ ભાષાંતર સાથે ... | ૧૮૪ | ૦-૧૨ | ૦-૨ |
| વિદુરનીતિ-સરળ અનુવાદ સાથે ... ... | ૧૬૮ | ૧-૦ | ૦-૨ |
| આત્મસાક્ષાત્કારની કસોટી-સ્વામી ... સ્વયં જ્યોતિતીર્થ ... ... | ૨૦૮ | ૧-૪ | ૦-૨ |
| અવધૂત ગીતા-સુધારાવધારા સાથે ૨જી આવૃત્તિ | ૧૪૪ | ૧-૪ | ૦-૨ |
| અષ્ટાવક્ર ગીતા-મૂળ સાથે સરળ ભાષાંતર ... | ૭૨ | ૦-૮ | ૦-૧ |
| ગીતા-પુરુષાર્થબોધિની-એ ગ્રંથમાં ભાગ ૧લો- ,, ૨-૩જો- {મૂળ શ્લોકો, પદચ્છેદ, અર્થ અને પંડિત સાતવલેકરની ટીકા સાથે} | ૧૦૬૮ | ૧૨-૮ | ૧-૧ |
| જ્ઞાનસત્ર ગીતા-મૂળ શ્લોકો (ગુજરાતી લિપિમાં) | ૩૬૮ | ૧-૪ | ૦-૪ |
| મોક્ષમાળા-શ્રીમદ્ રાજચંદ્રકૃત... ... ... | ૧૯૨ | ૧-૪ | ૦-૩ |
| શ્રીરામકૃષ્ણ વાર્તાલાપ ભાગ ૨જો-રામકૃષ્ણ-કથામૃતથી આગળના ભાગમાં આવતા ઉપદેશો તથા કથાપ્રસંગો ... ... ... ... | ૩૧૨ | ૨-૦ | ૦-૪ |
| ધમ્મપદ-બૌદ્ધ ધર્મનું ગીતા જેવું અમૂલ્ય પુસ્તક... | ૧૯૨ | ૧-૦ | ૦-૩ |
| પંચીકરણ-મુમુક્ષુઓના આત્મબોધ માટે સર્વોત્તમ ગ્રંથ, દૃષ્ટાંતો અને યુક્તિ-અનુભવવાળી ટીકા સાથે... | ૨૬૪ | ૨-૦ | ૦-૪ |
| પ્રભુમય જીવન-સુખી થવાના સરળ ઉપાયો... | ૧૯૨ | ૦-૧૨ | ૦-૨ |
| ,, જીવનનું રહસ્ય-સદુપદેશ, ભજનો ઇ. સાથે... | ૧૬૮ | ૧-૦ | ૦-૪ |
| વિચારસાગર-૨જી આવૃત્તિ, શ્રીનિશ્ચળદાસજીકૃત વેદાન્તનો મહાન ગ્રંથ મૂળ દોહા, અર્થ તથા વિવરણ સાથે ... ... ... ... | ૪૦૦ | ૩-૦ | ૦-૫ |
| સૂર્યકાંત-મુમુક્ષુઓ માટે અત્યંત ઉપયોગી ગ્રંથ .. | ૨૭૨ | ૨-૦ | ૦-૪ |
| બાળસદ્બોધ-વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... | ૧૨૮ | ૦-૮ | ૦-૨ |